## આ કોષમાં વપરાયેલા ટુંકા અક્ષરોનો ખુલાસો.

| | |
|---|---|
| સં૦=સંસ્કૃત | ન૦=નપુંસકલિંગ |
| પ્રા૦=પ્રાકૃત | સ૦=સર્વનામ |
| મ૦=મરાઠી | વિ૦=વિશેષણ |
| હિં૦હિન્દી | અ૦=અવ્યય |
| ફા૦=ફારસી | ક્રિ૦ સ૦=ક્રિયાપદ સકર્મક |
| ઉ૦=ઉર્દુ | ક્રિ૦ અ૦=ક્રિયાપદ અકર્મક |
| આ૦=આરબ્બી | ના૦=નામ |
| અં૦=અંગ્રેજી | બ૦ વ૦=બહુવચન |
| જુ૦=જુઓ | એ૦ વ૦=એકવચન |
| ઉ૦=ઉપરથી | કહે૦=કહેવત |
| પું૦=પુલિંગ; નરજાતિ | ક્રિ૦ પ્ર૦=ક્રિયામાં પ્રયોગ |
| સ્ત્રી૦=સ્ત્રીલિંગ; નારીજાતિ | રૂ૦ પ્ર૦=રૂઢિપ્રયોગ |

## ત

**ત,** પુ૦ [ સં૦ त् ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો સોળમો વ્યંજન. તકાર; તત્તો.

**તઇયાર,** જુઓ તૈયાર.

**તઇયારી,** જુઓ તૈયારી.

**તક,** સ્ત્રી૦ [ फा॰ ] અનુકૂળ વખત; યોગ્ય અવસર; પ્રસંગ; યોગ; જોગવાઈ; સંધિ. (૨) મોસમ; વેળા; રત; ક્રિ૦ પ્ર૦ તક મળવી=અનુકૂળ વખત મળવો. તક ખોવી=તક ગુમાવવી. તક સાચવવી=સમય વિચારી કાર્ય કરવું. તક જોવી=યોગ્ય સમયની રાહ જોવી. કહે૦ તક તેવો તડાકો. તકનાં વાજાં તકેજ વાગે. ( ૩ ) અ૦ લગી; સુધી; પર્યંત.=-કાલ તક.

**તકતક,** વિ૦ તેજ મારતું હોય એવું; ચકચક; ઝગઝગ.

**તકતકતું,** વિ૦ ચકચકતું; તેજ મારતું; તગતગતું.

**તકતકવું,** ક્રિ૦ અ૦ તકતક થવું; ચકચકવું; ઝગકવું; તગતગવું.

**તકતી,** સ્ત્રી૦ [ अ. तख्त ] પાતળી ચકતી; પાતળી ચોખૂણ આકૃતિ. (૨) પાતળી ચીપ; પાટી; ફણી. (૩) એક જાતનું ઘરેણું.

**તકતો,** પુ૦ તખતો; અરીસો; દર્પણ. (૨) મોટી તકતી.

**તકદીર,** ન૦ [ अ. ] નસીબ; ભાવી; કિસ્મત; ભાગ્ય; સર્જિત; પ્રારબ્ધ. કહે૦ તકદીર આગળ તદબીરનું કંઇ ચાલતું નથી.

**તકમરિયાં,** ન૦ જુઓ તુકમરિયાં.

**તકરાર,** સ્ત્રી૦ [ अ. ] વિવાદ; ખરા ખોટાનો ઝગડો, મતફેરની બોલાબોલ; હુજ્જત; કજિયો; વઢવાડ; ટંટો. (૨) કારણ; સબબ; દલીલ. (૩) વાંધો; વિરુદ્ધતા. (૪) વિવાદ કરવાની રીત. (૫) માથાફોડ; આગ્રહ. ક્રિ૦ પ્ર૦ તકરાર કરવી=વિવાદ કરવો; (૨) લડાઇ કરવી. તકરાર લેવી=સામે થવું. ( ૨ ) પારકી લડાઇ વહોરી લેવી; તકરાર સાંભળવી=સામાની દલીલો સાંભળી લેવી.

**તકરારિયો,** વિ૦ જેને તકરાર કરવાની ટેવ હોય એવો માણસ; માથાફોડિયો.

**તકરારી,** વિ૦ તકરાર કરનાર. જેમાં તકરાર કરવી પડે એવું (કામ).

**તકલાદી,** જુઓ તકલેદી.

**તકલીફ,** સ્ત્રી૦ [ अ. ] મુશીબત, વિપત્તિ. (૨) દુઃખ; કલેશ; કષ્ટ.

**તકલેદી,** વિ૦ [ अ. तक़्लीदी ] મજબુત તેમજ ટકાઉ નહિ એવું; નાજુક; કમજોર. ( ૨ ) કાચુંપોચું; નબળું. ( ૩ ) બનાવટી; તકલીદી; કાગદી; ફોફું.

**તકસીર,** સ્ત્રી૦ [ अ. ] ભૂલ; ચૂક; કસૂર; વાંક; દોષ; અપરાધ; ગુનો. તકસીરવાર=ગુનેગાર.

**તકાજો,** પુ૦ મેરણા.

**તકાદો**, પુ૦ [ अ. तकादा ] સામા માણસ પર દબાણ કરવું તે; તગાદો; આગ્રહ. (૨) જબરજસ્તી કરવી તે. ક્રિ૦ પ્ર૦ તકાદો કરવો=દબાણ વાપરવું; ચીવટાઈથી માગણી કરવી.

**તકાર**, પુ૦ [ सं. ] તનો; ત અક્ષર અને ત એવો ઉચ્ચાર તે.

**તકાવવું**, ક્રિ૦ સ૦ નજરમાં ઘાલવું; તાકવું; પોતાને મળે એવી દાનત રાખવી; લાગ જોતા રહેવું (૨) તાકે એમ કરાવવું; નિશાન મારતાં શીખવવું.

**તકાવી**, સ્ત્રી૦ [ अ. ] તગાવી; ખેતીને માટે ઉપયોગી સાધનો ખરીદવા સરકાર તરફથી ખેડુતને નાણું ધીરવામાં આવે તે.

**તકાસવું**, ક્રિ૦ સ૦ લાલસા રાખવી; લાગ ફાવે તો લઈ લેવા ઉપર નજર રાખતા રહેવું. વાંકી નજરે લક્ષ રાખવું; ઇચ્છવું. (૨) તાકીને જોવું; તાકવું.

**તકિયો**, પુ૦ [ फा. तकीय ] અઢેલીને બેસાય એવું પોચું જાડું ગદેલું; મોટું જાડું ઓશીકું. (૨) અઢેલીને બેસાય એવો ચુનાનો ગચ્છ. (૩) ફકીરને પડી રહેવાનું સ્થાન; ચોતરો; પીર વગેરેનું સ્થાન.

**તકેદારી**, સ્ત્રી૦ ધમધોકાર કામ ચાલુ રહે એવી નજર રાખવી તે; તડાકાબંધ કામ લેવાતું રહે એવી દેખરેખ રાખવી તે; જાપતો; ચાપતી તપાસ-સંભાળ રાખવી તે; આગ્રહ ને ખંત રાખીને કામ લેવું તે.

**તક્ક**, પુ૦ [ सं. ] પંજાબની ઉત્તર પશ્ચિમ દિશાએ આવેલો એક પ્રાંત.

**તક્ર**, સ્ત્રી૦ [ सं. ] છાશ; તાક. (૨) ભાંગેલું દહીં; મઠો. તક્રપ્રમેહ-છાશના જેવો પેશાબ આવે એવો એક રોગ.

**તક્ષક**, પુ૦ [ सं. ] પાતાળમાં રહેતા મોટા આઠ નાગોમાંનો એક નાગ.

**તક્ષશિલા**, સ્ત્રી૦ ઉત્તર પંજાબમાં આવેલું એક પ્રાચીન નગર અને તેની આસપાસનો પ્રદેશ.

**તખત**, ન૦ [ फा. तख़्त ] રાજગાદી; સિંહાસન. (૨) ઉચ્ચસ્થાન; ઉત્તમસ્થાન; અગ્રસ્થાન; મોખરો. તખતનશીન=રાજગાદીએ બેઠેલો.

**તખતી**, સ્ત્રી૦ પાતળી ચોખુણ ચક્તી; ફળું. પાટી. (૨) બીબું. (૩) કાગળનો તાવ.

**તખતો**, પુ૦ [ फा. तख्तह् ] પાતળું ચોખુણ પાટિયું; ફળ; પાટ; છાટ. (૨) મઢેલી છબી; આરસી; દર્પણ; ચાટલું. (૩) ચીતરેલી કાચની પાટી.

**તખલ્લુસ**, [ અ. ] ઉપનામ.

**તખ્ત**, જુ૦ તખત.

**તખ્તેતાઉસ**, ન૦ મોરની આકૃતિનું સુંદર ને મૂલ્યવાન સિંહાસન. (શાહજહાંન પાદશાહે કરાવ્યું હતું તે)

**તગડ**, સ્ત્રી૦ દોડાદોડી; પગદોડ; રખડપટ્ટી; અથડામણ; ધાંધ; દોડધામ; ધમાલ.

**તગડવું**, ક્રિ૦ સ૦ ઉતાવળે દોડાવવું; આમ તેમ ફેરા-આંટા ખવરાવવા; જરા જરામાં દોડાવ્યા કરવું; રખડાવવું.

**તગડિયો**, પુ૦ ત્રણસેરું ભરત તે; ત્રણ સુડની સેરે ભરેલા વાણનો પાટલો. (૨) તગડિયું ભરત.

**તગડો**, પુ૦ ત્રણની સંખ્યાનું ચિહ્ન; ૩.

**તગણું**, વિ૦ ત્રણ ગણું; ત્રમણું.

**તગતગ**, અ૦ ચકચક; ચળકચળક; ઝગઝગ. ક્રિ૦ મ૦ તગતગ થવું; તેજ મારવું; દીપવું. (૨) ખેંચાઇને તંગ થવું.

**તગતગવું**, ક્રિ૦ અ૦ ચળક ચળક થવું; ઝગઝગવું; દીપવું. (૨) આંખું આંખું ઝળકયા કરવું.

**તગર**, ન૦ એક ફૂલઝાડ. (૨) એક ઔષધિ. (એના લાકડામાં અને તેલમાં સુગંધિ રહે છે.)

**તગવું**, ક્રિ૦ અ૦ તગતગવું; તેજ મારવું; પ્રકાશવું; દીપવું; ઝગઝગવું.

**તગાદો**, પુ૦ જુ૦ તકાદો.

**તગારું**, ન૦ [ फा. तगारह ] કઢાઇ જેવું લોખંડનું પાત્ર તે; કટાહ; ત્રપલી. (૨) મોટું ફુલેલું પેટ; હોજરું. ક્રિ૦ મ૦ તગારે ભરવું=ખાંપીને જમવું.

**તગારી**, સ્રી૦ [ अ. तकाथी ] જુ૦ તકાવી.

**તપલખ**, [ तु. ] સરદાર.

**તજ**, સ્રી૦ [ सं. त्वच् ] તમાલની છાલ; દાલચીની; લવંગીના ઝાડની સુકી છાલ.

**તજગરો**, પુ૦ ચાંપતી તપાસ લેવી તે; હિસાબ; સાર. ક્રિ૦ પ્ર૦ તજગરો લેવો=હિસાબ લેવો; વારંવાર કામની તપાસ લેવી.

**તજન**, ન૦ ત્યજન; ત્યાગ.

**તજવીજ**, સ્રી૦ [फा-] તપાસ; શોધ. (૨) યુક્તિ; કરામત. (૩) યત્ન; કોશીશ; મહેનત. (૪) ચોકસી; બંદોબસ્ત; સંભાળ; ફેંસલો; નિર્ણય.

**તજવીજદાર**, પુ૦ કોઇ કામકાજ વગેરે બરોબર ચાલે તે બાબતની તપાસ કરી ચોકશી રાખનાર અધિકારી તે.

**તજવું**, ક્રિ૦ સ૦ [ सं. त्यज् ] તજી દેવું; છોડી દેવું; છોડવું; ત્યાગ કરવો; મૂકી દેવું; દૂર કરવું; છાંડવું.

**તજાગરગી**, સ્રી૦ ચામડીની ગરમાઇ; ચામડી ઉપર જે ગડગુમડ વગેરે જણાય તે. (૨) ચામડી લુખી થાય એવો એક રોગ તે

**તજાવવું**, ક્રિ૦ સ૦ તજી દે એમ કરાવવું; ત્યાગ કરાવવો; છોડાવવું; દૂર કરાવવું; રદ્દ કરાવવું.

**તજ્જ્ઞ**, વિ૦ [ सं. ] તે (વિષય) ને જાણનાર. (૨) જ્ઞાની.

**તટ**, પુ૦ [ सं. ] કાંઠો; કિનારો; તીર. (૨) ઢોળાવવાળો પ્રદેશ; તળેટી. (૩) તૂટવાનો અવાજ. (૪) પાળ; આડ; બંધ. (૫) કોર; છેડો; અંત.

**તટપટ**, પુ૦ બે કિનારાઓ વચ્ચેનું જે તણું તે.

**તટસ્થ**, વિ૦ [ સં. ] તટ ઉપર ઉભું રહેલું તે; અળગું રહેલું; દૂર ઉભેલું; અલગ; ઝગડામા નહિ પડેલું; ઉદાસીન; નિરપેક્ષ.

**તટિની**, સ્ત્રી૦ [સં] નદી. (૨) ઉંચા કિનારાવાળું ઝરણું.

**તડ**, ન૦ [સં. तट ] ફુટ; વિભેદ; ભાગ; તડો; આંતરો; પક્ષ. (૨) સ્ત્રી૦ તરડ; ચીરો; ફાટ. (૩) ન૦ રેતીના રણમાં પાણી અને ઝાડપાન વાળી લીલી જગા તે.

**તડક**, સ્ત્રી૦ તરડાઇ જવાપણું તે; ફાટ. (૨) તણુખ; ઝાટકો; સળક.

**તડકવું**, ક્રિ૦ અ૦ તાપ વગેરેથી ફાટી જવું; ચીરો પડી જવો. (૨) તડ એવા અવાજ સાથે તૂટી જવું. (૩) બીવું; ડરવું; ગભરાઇ જવું; થથરી જવું.

**તડકાવવું**, ક્રિ૦ સ૦ દમ બિડાવવો; બીવરાવવું; થથરાવી દેવું; ધમધમાવી નાખવું; ધમકી આપવી; ડરાવવું.

**તડકો**, પુ૦ [ સં. ताप, प्रा. तिरिङ्कि ] તાપ; સૂર્યનો ઉજ્જવળ ગરમ પ્રકાશ તે; (૨) આકરો સમય; મુશ્કેલ વખત; દુર્ભાગ્યનો સમય:-તડકો છાંયડો =સુખદુઃખનો વખત.

**તડતડ**, અ૦ કોઇ વસ્તુ ફાટતાં થતો એવો અવાજ.

**તડતડવું**, ક્રિ૦ અ૦ કોઇ ચીજનું ફાટફાટ થવું; તરડાઇ જવું. (૨) ફાટું ફાટું થાય તેમ તંગ પડવું; તૂટું તૂટું થાય એમ થવું. (૩) તણખા ઉડવા. (૪) ભાંગું ભાંગું એમ થવું; ફૂટવું.

**તડતડાટ**, પુ૦ ઉપરા ઉપરી તડ તડ થવું તે. (૨) વગર અટકયે બોલી જવું તે. (૩) કડકાઇ કે તોરનો જે છણકો તે. (૪) તોછડાઇ અને જુસ્સો તે.

**તડતડિયું**, વિ૦ તડતડ થાય એવું; તરડાઇ જાય એવું; કડક; બરડ; તૂટી જાય એવું.

**તડતડિયો**, પુ૦ તણખો; તડતડ થઇ ફૂટે એવો કોલસો. (૨) દારૂખાનાની એક કરામત.

**તડદઇને**, અ૦ તરતજ; ફટદઇને; ઝટદઇને; સપાટાબંધ. (૨) તડ એવો અવાજ થાય તેમ.

**તડપડ**, સ્ત્રી૦ પટપટ સામા જવાબ આપવા તે; ખાલી ગુસ્સો કરવો તે. (૨) શેખાઇ; ઉદ્ધતાઇ; ચાપલ્ય. (૩) આનાકાની; ખોટી વિરુદ્ધતા.

**તડપડાટ**, પુ૦ ખાલી મિજાજ કરવો તે; શેખાઇ મારવી તે; બડબડાટ કરવો તે.

**તડફડવું**, ક્રિ૦ અ૦ તરફડવું; અસહ્ય દુઃખમાંથી છુટવાને માટે આમ તેમ અંગ ફેરવી ગડમથલ કરવી; દુઃખ અથવા સંકટમાંથી છૂટવા માટે ફાંફાં

મારવાં; વલખાં મારવાં. ( ૨ ) આમ તેમ ગોથાં ખાવાં; અંગ પછાડવાં; પછાડા મારવા.

**તડફડાટ**, પુ૰ તડફડવું તે; આમતેમ પગ પછાડવા તે; વલખાં; ફાંફાં (૨) પાંખો ફડફડાવતાં થતો અવાજ; ક્ષોભ; ગભરાટ; છણકા. (૩) બડબડાટ.

**તડબુચ**, ન૰ એક જાતનું મીઠા અવાળીથી ભરપુર ફળ, કલિંગડ; તડબુચ.

**તડબુચી**, સ્ત્રી૰ તરબુચની વેલ.

**તડભડ**, અ૰ જેવું લાગે તેવું મોઢામોઢ કહી દેવું તે. ( ૨ ) તરતજ નિકાલ આવે તેમ; જેમનું તેમ.

**તડવી**, પુ૰ તડનો આગેવાન; આગેવાન પક્ષકાર.

**તડવું**, ક્રિ૰ અ૰ એકદમ ધસીને કોઇની સામે ઉઠવું; મારવા દોડવું.-તડી તડીને=ધસી ધસીને; રીસ ચઢાવીને; હથિયાર ઉગામીને.

**તડંગધુમ**, અ૰ ઢોલના અવાજનું અનુકરણ રૂપ; તડિંગધુમ. (૨) વિ૰ ખૂબ તંગ થયેલું.

**તડાક**, અ૰ તડ એવો તરત અવાજ થાય તેમ; તરતજ; તાબડતોબ; જાડઇને ( ૨ ) વિ. તરતજ અસર દેખાડે એવું; તરત ફૂટે એવું.

**તડાકભડાક**, અ૰ તરત ભડાકો થાય તેમ. જેવું મનમાં આવ્યું તેવું તરત જ બોલી દે તેમ; તાબડતોબ; મોઢામોઢ; તરત. તડાકભડાકિયું=તરતજ જેવું ને તેવું જ કહી દેવાના સ્વભાવવાળું (માણસ).

**તડાકાબંધ**, અ૰ ઝટ થાય તેમ; ઝપાટાબંધ; તાબડતોબ. ( ૨) ખૂબ ત્વરાથી; જરાએ ઢીલ વગર.

**તડાકિયું**, વિ૰ તડાક એવો અવાજ કરે એવું; ભડાકિયું. ( ૨ ), મોટી મોટી ફૂલની ખાલી વાત કરનારૂં; ગપ્પી; વાતોડું; ગપ્પાં માર્યા કરે એવું.

**તડાકી**, વિ૰ ગપ્પી, બડાઇ ભરી મોટી મોટી વાતો બોલનારૂં; અમસ્તી બડાશ-મોટી વાતો કરનારૂં.

**તડાકો**, પુ૰ ગપ, અફવા; ગપાટો; જૂઠી વાત; એકદમ ક્ષોભ થાય એવી વાત. ( ૨ ) માલ વગરની-નકામી વાત. ક્રિ૰ પ્ર૰ તડાકા મારવા =કામ વગરની વાતો કર્યા કરવી; બડાશની વાતો કહેવી; ગપ મારવી. રૂ૰ પ્ર૰ તડાકીદાસ=જેના બોલવામાં ઝાઝો સચ્ચાઇ હોય નહિ એવો. (૩) ઝટપટ કંઇને કંઇ પ્રાપ્ત થવું તે; લાભ થવો તે.

**તડાગ**, ન૰ [સં. ] તળાવ; નાનું જળાશય; સરોવર.

**તડાતડ**, સ્ત્રી૰ ઉપરા ઉપરી એક બીજાને વાગે અને બોલાબોલ થાય એવું જે તે; સામસામી બોલચાલ; કજિયો; મારામાર. (૨) હોંસાતુંસી; સરસા સરસી. ( ૩ ) અ૰ એક પછી એક સામસામે ઝપટ થાય તેમ, ઉપરાઉપરી અવાજ થાય તેમ.

**તડાતડી**, સ્ત્રી. સામાસામી લ-ડાઇ-મારામારી થવી તે; એક બીજાની સામા ઉતરી પડવું તે; ધમચકડ; વાદ-વિવાદ. ( ૨ ) હોંસાતુંસ; પડાપડી; દોડાદોડ; ધમાલ. (૩) ધ ઇ; ઉતાવળ; ત્વરા. (૪) ભીડ, અને જરૂર વગેરે અર્થમાં પણ વપરાય છે.

**તડાતુમ**, અ૦ ફુલી તથા ખેંચા-ઇને મોટુ થયેલું હોય તેમ; અંદરના ભરાવાથી તંગ થઇ ગયેલું હોય તેમ.

**તડાપીટ**, સ્ત્રી૦ ઉપરાઉપરી પીટણી પડી રહેવી તે; ધમાલ; ધગ્મા-ધગ્મી; ધાંધલ; પડાપડી; હોંસાહુંસી; ધગ્માચકડી. ( ૨ ) કાગારોળ.

**તડામાર**, અ૦ ધમધોકાર; જરા પણ વિલંબ કર્યા વગર; ખૂબ ઉતાવળે; ઝપાટા બંધ

**તડામારી**, સ્ત્રી૦ ધાઇ; ઉતાવળ; ત્વરા; ઝપટ.

**તડિત**, સ્ત્રી૦ [ સં. ] વીજળી; વિદ્યુત.

**તડિંગો**, પુ૦ ખાઇ પીને તાજો બનેલો; મસ્ત રહેનારો. ( ૨ ) બાવો; જોગી; બેફિકરો.

**તડી**, સ્ત્રી૦ [ સં. તતિ ] ધારા; દરોડો; ઝડી. (૨ ) તડોતડ પડયા કરતું હોય એવું તે; ઝપાટાબંધ એક પછી એક પડયા કરતું હોય એવું તે. ( ૩ ) હોંસાતુંસી કરવી તે; ભીડ ને ધાઇ થઇ રહેવી તે. તડી તડીને-ધસી ધસીને.

**તડુકવું**, ક્રિ૦ અ૦ ક્રોધમાં કે આવેશમાં બોલવું; ગાજવું; ગર્જવું; ઘાંટો કાઢીને ધમકી આપવી.

**તડુકો**, પુ૦ તાડુકો; મોટો ઘાંટો; ગર્જના; પોકાર, જોરથી ચિડાઇને બોલવું તે.

**તડુશતડુશ**, અ૦ તગડતગડ; દોડે ને વળી ધીમું પડે-વળી દોડે એમ.

**તડુસવું**, ક્રિ૦ સ૦ [ સં. તાડ્ ] મારવું; ધીબવું; ઝપાટવું ( ૨ ) ખૂબ ખાવું. (૩) ખંખેરવું; ઝાટકવું; ઝુડવું.

**તડેડાટ**, પુ૦ તડતડ થવું તે; ફૂટવા ફાટવાનો અવાજ તે.

**તડોતડ**, અ૦ ઉપરા ઉપરી; તડ-તડ; એક પાછળ એક વાગ્યા કરે એમ. (૨) કાંઠા સુધી પૂરેપૂરું ભરેલું હોય એવું.

**તણુ**, વિ૦ ત્રણુ; ૩.

**તણુખ**, સ્ત્રી૦ અળતરાની રહી રહીને જે અસર થાય તે; રહી રહીને થતી તીવ્ર વેદના તે

**તણુખલી**, સ્ત્રી૦ ઝીણી સળીવું ઘાસ; તરણું; તરખલું.

**તણુખલું**, ન૦ [ સં. તૃણ ] તરણું; ઘાસની સળી; (૨) તુચ્છ વસ્તુ.

**તણુખિયો**, વિ૦ તણુખ આવતી હોય એવો (રોગ); તીવ્રવેદના-સણુકા વાળો. ( ૨ ) જેનો પગ તરછોડ ખાતો હોય એવો; સહેજ લંગડાતો (બળદ).

**તણુખો**, પુ૦ દેવતાની ચીન-ગારી; સ્ફુલિંગ.

**તણુછ**, સ્ત્રી૰ પાતળો અને ઉડતો એક સાપ. ( ૨ ) એક પ્રાણી. ( ૩ ) ઝટકો; ચસકો; બળબળતી વેદના. ( ૪ ) એક જાતનું ચીકણું લાકડું. ( ૫ ) ગાડાંના સાટા.

**તણુછિયું**, વિ૰ છણકા કરનારું.

**તણુછાવું**, ક્રિ૰ અ૰ નસ બંધાવાથી ખેંચાવું; લંગડાવું.

**તણુછો**, પુ૰ વણછો; છાયા.

**તણાવું**, ક્રિ૰ અ૰ પાણીના વેગ સાથે જવું; વહેતા જવું; ખેંચાઇ જવાવું. ( ૨ ) ખેંચાવું; ઘસડાવું. (૩) ફૂપ થઇ જવું; આછા પડી જવું. ( ૪ ) તસતસ થવું; તંગ થવું. ( ૫ ) જાનમાં વધવું. (૬) શરમમાં લેવાવું. ( ૭ ) ગજા ઉપરાંત થઇને કરવું; પરાણે કરવું. [નીચેનો દોર.

**તણાવો**, પુ૰ રથની સાંગી

**તણી**, સ્ત્રી૰ નાચની સાથે બાંધેલી રાસ–દોરી. ( ૨ ) છઠ્ઠી વિભક્તિ 'ની' અર્થનો પ્રત્યય. ( કવિતામાં )

**તણું**, અ૰ છઠ્ઠી વિભક્તિનો કવિતા વગેરેમાં વપરાતો પ્રત્યય.

**તતકાળ**, જુઓ૰ તત્કાળ.

**તતક્ષણ**, જુઓ૰ તત્ક્ષણ. [સહ.

**તતખેવ**, અ૰ તરત; તેજ વખતે;

**તતડવું**, ક્રિ૰ અ૰ તડતડ થવું; તડતડ થઇને ઉછળવું. (૨) ચામડી તણાવી–ખેંચાવી. ( ૩ ) તડતડ એવો અવાજ નીકળવો. ( ૪ ) તીખા થઇ તાણીને બોલવું.

**તતડાવવું**, ક્રિ૰ સ૰ તડતડ થાય એમ શેકવું ( ૨ ) ખેંચી–તાણીને બાંધવું. ( ૩ ) ધમકાવવું.

**તતડિયું**, વિ૰ જેમાંથી તડતડ અવાજ નીકળે એવું.

**તતડિયો**, પુ૰ તડતડ થઇને ઉડેલો તણખો. [તાનનો ઉદ્‌ગાર.

**તતથેઇ**, અ૰ નાચ–ભવાઇના

**તતિ**, સ્ત્રી૰ [સં.] શ્રેણી; પંક્તિ; આવલી; હાર. ( ૨ ) વિસ્તાર.

**તતિંગ**, ન૰ નહિ ધારેલું એવું ઓચિંતું જ વચમાં થઇ આવેલું; ધતિંગ.

**તતુડી**, સ્ત્રી૰ નાનું તતુડું.

**તતુડું**, ન૰ વાંકું રણશીંગું.

**તતઃ** અ૰ [સં.] પછી; ત્યાર બાદ. (૨) કારણકે.

**તત્**, પુ૰ [સં.] બ્રહ્મ; પરમાત્મા. (૨) સ૰ તે. [વખતે; તરત.

**તત્કાળ**, અ૰ [સં.] તેજ

**તત્કાલીન**, વિ૰ તેજ વખતનું.

**તત્ક્ષણ**, અ૰ [સં.] તેજ પળે; તત્કાળ. [ઉચ્ચાર.

**તત્તો**, પુ૰ તકાર; ત અક્ષર અને

**તત્ત્વ**, ન૰ [સં.] સાર; કસ; નિષ્કર્ષ; અર્ક. ( ૨ ) મૂળ બીજવસ્તુ. (૩ )

સત્ય; માયા રહિત મૂળ અસ્તિત્વ. (૪) આસલ પદાર્થ. (૫) બ્રહ્મ; પરમાત્મા.

**તત્ત્વગ્રાહી**, વિ૦ તત્ત્વને ગ્રહણ કરનાર.

**તત્ત્વજ્ઞ**, વિ૦ [ સં. ] તત્ત્વને જાણનાર. (૨) બ્રહ્મજ્ઞાની.

**તત્ત્વજ્ઞાન**, ન૦ [ સં. ] તત્ત્વનું જે જ્ઞાન-તે; બ્રહ્મ, આત્મા અને સૃષ્ટિ એ ત્રણના સંબંધમા યથાર્થ જ્ઞાન તે; આ જગત અને પોતે શું છે તે સંબંધી સાચી સમજણ તે.

**તત્ત્વજ્ઞાની**, વિ૦ [ સં.] તત્ત્વનું જેને જ્ઞાન હોય તે; બ્રહ્મજ્ઞાની; જીવેશ્વર ભેદ સમજનાર. [જોનારો;

**તત્ત્વદર્શી**, પુ૦ [ સં. ] તત્ત્વ

**તત્ત્વવિદ્યા**, સ્રી૦ [ સં. ] તત્ત્વ સંબંધી જે જ્ઞાન તે; દર્શનશાસ્ત્ર. (૨) બ્રહ્મજ્ઞાન. [જાણનારો; તત્વજ્ઞાની.

**તત્ત્વવેત્તા**, પુ૦ [ સં. ] તત્ત્વ

**તત્પદ**, ન૦ [ સં. ] તે પદ; બ્રહ્મત્વ; નિર્વાણ; પરમપદ. ( વેદાંતમાં ત્રણ પદ માનેલાં છે-એક ત્વંપદ, બીજું તત્પદ અને ત્રીજું અસિપદ.)

**તત્પર**, અ૦ [ સં. ] સજ્જ; ઉદ્યત; તૈયાર. (૨) આતુર.

**તત્પરતા**, સ્રી૦ [ સં. ] તૈયારી; (૨) દક્ષતા, નિપુણતા; હોશિયારી.

**તત્પરાયણ**, વિ૦ [ સં. ] તેને શરણે હોય એવું; તદાસક્ત.

**તત્પુરુષ**, પુ૦ [ સં. ] એક પ્રકારનો સમાસ (વ્યાકરણમાં).(૨). ઈશ્વર.

**તત્ર**, અ૦ [ સં.] ત્યાં; તે ઠેકાણે.

**તત્રભવાન્**, વિ૦ માનનીય; પૂજ્ય; શ્રેષ્ટ. માનાર્થે વપરાય છે:-તત્રભવાન્ સમ્રાટ. [ ત્યાંનું.

**તત્રસ્થ**, વિ૦ [ સં. ] ત્યાં રહેલું;

**તત્રાપિ**, અ૦ [ સં. ] તો પણ; તથાપિ.

**તત્સમ**, પુ૦ [ સં. ] સંસ્કૃત જેવોજ શુદ્ધ રહેલો જે શબ્દ તે. (૨) વિ૦ તેના જેવું; તેને મળતું.

**તથા**, અ૦ [ સં. ] અને; ને. (૨) તે પ્રમાણે. (૩) તેમ; તે રીતે. (૪) એવું તેવુંના અર્થે. (૫) ના૦ કાળજી; પંચાત. (૬) ગરજ; તમા; સ્પૃહા. (૭) વિસ્તાર; લંબાણ.

**તથાગત**, વિ૦ [ સં.] નિર્વાણને માર્ગે પડેલ; બુદ્ધ; બુદ્ધ ધર્મના જ્ઞાનીઓમાં બહુ ઉંચી કોટિએ ચઢેલો જ્ઞાની.

**તથાપિ**, અ૦ [ સં. ] તો પણ; છતાં પણ; તોય.

**તથાસ્તુ**, અ૦ [સં.] તેમ થાઓ; એવું હો. (આશીર્વાદાત્મક ઉદ્ગાર.)

**તથી**, સ્રી૦ તિથિ.

**તથ્ય**, વિ૦ [ સં. ] સત્ય; સાચું; યથાર્થતા. (૨) ખરું; ગુણકારી.

**તદન**, અ૦ બિલકુલ; સાવ; તમામ; નર્યું. [ ત્યારબાદ.

**તદનંતર**, અ૦ [સં. ] તે પછી;

**તદનુસાર**, વિ૦ તેને અનુકૂળ; તે પ્રમાણે. [ તથાપિ.

**તદપિ**, અ૦ [ સં. ] તોપણ;

**તદબીર**, સ્ત્રી૦ [અ.] તજવીજ; પેરવી; યુક્તિ; ત્રેવડ. ( ૨ ) સાધન; ઉપાય; યત્ન. [ તે સમે.

**તદા**, અ૦ [સં.] ત્યારે; તે વખતે;

**તદાકાર**, વિ૦ [સં.] તેના જેવા જ આકારનું; તેના જેવુંજ; તન્મય; તદ્રુપ; એકાગ્ર; એક ચિત્ત હોય એવું.

**તદુપરાંત**, અ૦ તે ઉપરાંત; વધારામાં; તે બાદ.

**તદુપરિ**, અ૦ [સં] તે ઉપર; વળી.

**તદ્દન**, અ૦ જુ૦ તદન. [માફક.

**તદ્વત્**, અ૦ [સં.] તેના જેવું; તે

**તદ્ભવ**, પુ. [સં.] મૂળ સંસ્કૃતમાંથી વિકૃત થયેલો શબ્દ; સંસ્કૃત શબ્દનું અપભ્રંશ રૂપ. (૨) વિ૦ તેમાંથી ઉત્પન્ન થયેલું.

**તદ્રૂપ**, વિ૦ [સં.] તેના જેવું; તેના સરખું; તદાકાર; સમાન; સદૃશ.

**તદ્રૂપતા**, સ્ત્રી૦ [સં.] સમાકારતા; સમસ્વરૂપપણું; સાદૃશ્ય.

**તદ્ધિત**, વિ૦ નામને પ્રત્યયાદિક લાગીને બનેલું; પ્રત્યય લાગવાથી બીજા અર્થ વાળા શબ્દ બનાવનારું.

**તન**, પુ૦ [ સં. તનુજ ] દીકરો; પુત્ર. (૨) ન૦ [સં. તનુ] દેહ; શરીર; વપુ; કાયા. (૩) મન; દિલ. તન દઇને —ખરેખરી ખંત અને મહેનત લઇને.

**તનક**, વિ૦ [ સં. તનુ ] નાનું; નાજુક; થોડું; અલ્પ.

**તનખ**, સ્ત્રી૦ તણખ; આગ લગાડી હોય એવો ચટકો. (૨) ભેંસ ને બળદની એક ખોડ [મુસારો.

**તનખા**, પુ૦ [હિં.] પગાર; વેતન;

**તનખો** પુ૦ જુ૦ તણખો.

**તનડું**, ન૦ તન, શરીર. ( કવિતામાં).

**તનદુરસ્ત**, વિ૦ તંદુરસ્ત; આરોગ્ય; નીરોગી; સ્વસ્થ. (૨) જાડું; પુષ્ટ.

**તનદુરસ્તી**, સ્ત્રી૦ તંદુરસ્તી; આરોગ્ય; નીરોગતા; શરીરની સુખાકારી.

**તનનન**, અ૦ વીણા વગેરે તંતુ વાદ્યનો રણકાર. કહે૦ ધનેના ત્યા તનેના=પૈસો ટકો હોય ત્યાં તાનબાજી થાય.

**તનબદન**, વિ૦ [ હિં. ] તનમનરૂપ; દિલ અને દેહરૂપ; જીવજાન; અતિપ્રિય. ( ૨ ) વિશ્વાસુ; વફાદાર.

**તનમન**, અ૦ કોઇ બાબતમાં બહુ જ આતુર-ઉત્સુક થઇ રહેલું હોય તેમ; થનથન કરી રહેલું હોય તેમ; કૂદી નાચી રહેલું હોય તેમ. ( ૨ ) શરીર અને મન.

**તનમનાટ**, પુ૦ તનમન થઇ રહેલું તે; થનથનાટ; અતિ ઉત્સુકતા તે; અતિ આતુરતાસરી ઉતાવળ; આતુરતા.

**તનમનિયાં**, ન૦ એક જાતનાં હજામાં રખાતાં ફૂલ. (૨) કાનનાં ઝુમણાં; કાનનાં સુંદર લટકણિયાં.

**તનય**, પુ૦ [ સં. ] પુત્ર; છોકરો; દીકરો.

**તનયા**, સ્ત્રી૦ [ સં. ] પુત્રી; છોકરી; કન્યા.

**તનિયો**, પુ૦ તન ઢંકાય એવું સીવેલું વસ્ત્ર; વાઘો; અંગરખું; કબજો. (૨) લંગોટ; કોપીન; જાંઘિયો.

**તની**, સ્ત્રી૦ દોરી; તાંતણો; તાર. (૨) કસ. (૩) કોકડી.

**તનુ**, ન૦ [સં.] શરીર. (૨) વિ૦ કૃશ; પાતળું; કોમળ, નાજુક; નાનું; અલ્પ. (૩) વિરલ; આછું. (૪) સુંદર.

**તનુજ**, પુ૦ [સં.] પુત્ર; છોકરો.

**તનુજા**, સ્ત્રી૦ [સં.] પુત્રી; કન્યા; છોકરી.

**તનુતા**, સ્ત્રી૦ [સં.] લઘુતા; નાના-પણું. (૨) દુર્બળતા. (૩) નાજુકપણું.

**તનુરુહ**, પુ૦ (ન૦) [સં.] વાળ; રોમ; કેશ.

**તનોડો**, પુ૦ સ્ત્રીને કાને પહેર- [વાનું એક ઘરેણું.

**તન્મય**, વિ૦ [સં.] કોઇ કામમાં એકાગ્ર થયેલું; અમુકના જેવું જ થઇ ગયેલું; એક સ્વરૂપ; એકરૂપ; તદાકાર.

**તન્મયતા**, સ્ત્રી૦ [સં.] તદાકાર-એકતારતા; એકાગ્રતા; લીનતા.

**તન્માત્ર**, ન૦ [સં.] સહેજસાજ; વિલમાત્ર; જરાક.

**તન્માત્રા**, પાંચ ઇંદ્રિયોના વિષયો ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ) પૈકી કોઇ પણ એક.

**તન્વંગી**, સ્ત્રી૦ (સં.) નાનાં નાજુક અંગવાળી સ્ત્રી.

**તન્વી**, સ્ત્રી૦ [સં.] નાની અને નાજુક સુકુમાર સ્ત્રી.

**તપ**, ન૦ [સં.] દેહને કષ્ટકારી વ્રત અને નિયમ તે; તપસ્યા; અતિ આકરું વ્રત-આચરણ કરવું તે. (૨) તાપ; તાવ. ક્રિ૦ પ્ર૦ તપ કરવું-તપવું=વ્રતનું આગ્રહપૂર્વક આચરણ કરવું.

**તપખીર**, સ્ત્રી૦ નાકે સુંઘવા માટે બનાવેલું તગાકુનું ચૂર્ણ. (૨) વનસ્પતિના કંદનો લોટ તે; શીંગોડાનો લોટ.

**તપખીરિયું**, વિ૦ તપખીર જેવા [રંગનું.

**તપગચ્છ**, પુ૦ જૈનધર્મનો એક વિભાગ.

**તપત**, સ્ત્રી૦ થોડો તાવ તે; હલકો [તાવ.

**તપન**, પુ૦ [ સં. ] સૂર્ય; રવિ. (૨)આંચ; દાહ. (૩) ગરમી; ધૂપ; તાપ.

**તપનચ્છદ**, ન૦ સૂર્યમુખી ફૂલનું ઝાડ.

**તપલોક**, પુ૦ સાત લોકમાંનો છઠ્ઠો લોક તે. (તપલોકમાં તપસ્વીઓ રહે છે)

**તપવવું**, ક્રિ૦ સ૦ [ સં. तप् ] ગરમ કરવું; તપાવવું. (૨) શાહ લેવ-

૫

રાવવી; લાંબો વખત ખોટી કરી રાખવું. (૩) ક્રોધે ભરાય એમ કરવું. (૪) દુઃખ દેવું; સંતાપવું. કલેશ કરાવવો.

**તપવું**, ક્રિ૰ અ૰ (સં.) ઉનું થવું. (૨) ખોટી થવું; રાહ જોતા ઉભા રહેવું. (૩) ગુસ્સે થવું. મિજાજ ઓવો; ગરમ થઇ જવું. (૪) તપ કરવું; વ્રત કરવું.

**તપશ્ચર્યા**, સ્ત્રી૰ [સં.] તપ કરવું તે; તપ; તપશ્ચરણ; તપસ્યા.

**તપસી**, પુ૰ તપસ્વી; જોગી.

**તપસીલ**, સ્ત્રી૰ [અ.] વિગત; વિવરણ; જુદી જુદી હકીકતની ફોડ; બયાન; વૃતાંત. તપસીલ વાર=દરેક બાબતવાર, વિગત વાર

**તપસ્યા**, સ્ત્રી૰ તપ; વ્રતચર્યા.

**તપસ્વિતા**, સ્ત્રી૰ [ સં. ] તપસ્વીપણું.

**તપસ્વિની**, સ્ત્રી૰ [ સં. ] તપ કરનારી—વ્રતધારી સ્ત્રી, તાપસી; જોગણ.

**તપસ્વી**, પુ૰ [સં.] તપ કરનારો; વ્રતધર; તાપસ; ઋષિ; યોગી.

**તપાડવું**, ક્રિ૰ સ૰ તાપ લાગે એમ કરવું; તાપ ખવરાવવો, ગરમ કરવું. (૨) ખોટી કરવું; રાહ જોવરાવવી.

**તપાવવું**, ક્રિ૰ સ૰ ગરમ કરવું; (૨) ગુસ્સો ચડાવવો. (૩) રાહ જોવરાવવી. (૪) મનને કલેશ કરાવવો.

**તપાસ**, સ્ત્રી૰ [ અ. ] પૂછપરછ; તજવીજ. (૨) શોધ; ખોજ. (૩) પરીક્ષા; અન્વેષણ; વિમર્શ.

**તપાસણી**, સ્ત્રી૰ તપાસવાનું જે કામ તે; તજવીજ; ચોકશી. (૨) શોધ ખોળ કરવી તે. (૩) પરીક્ષા; નિરીક્ષણ.

**તપાસવું**, ક્રિ૰ સ૰ બારીકીથી જોવું; ચોકશી કરવી. (૨) સંભાળી જોવું; તજવીજ રાખવી. (૩) સરખાવી જોવું; મુકાબલો કરવો. (૪) કસી જોવું; આંકવું રૂ૰ પ્ર૰ સાક્ષી તપાસવો = જુબાની લેવી. ઘર તપાસવું=પોતાનું ગજું વિચારવું. [ ગયેલું

**તપિત**, વિ૰ ગરમ થયેલું; તપી

**તપિયો**, પુ૰ તપ કરનારો; જોગી. (૨) બીજાને માટે જપ તપાદિક કરનાર માણસ. [ તપસ્વી, જોગી.

**તપી**, પુ૰ તપ કરનાર માણસ;

**તપેલી**, સ્ત્રી૰ રસોઇ કરવાનું વાસણ—નાનું તપેલું;

**તપેલું**, ન૰ રાંધવાનું મોટું વાસણ. (૨) વિ૰ ગરમ; ઉનું; ગુસ્સે થયેલું; ક્રોધે ભરાયલું.

**તપેસરી**, વિ. તપના ઐશ્વર્યવાળું; તપના સારા ફળને પ્રાપ્ત થયેલું; તપવસી.

**તપો**, વિ૰ તપગચ્છનો શ્રાવક.

**તપોધન**, પુ૰ [સં. ] તપ એજ જેનું ધન છે તે; તપસ્વી; ઋષિ. (૨) દેવસ્થાનોમાં સેવા પૂજા કરવાનો ધંધો કરનારી બ્રાહ્મણની એક જાત.

**તપોનિધિ**, પુ૦ [સં.] તપનો ભંડાર; ઋષિ; તાપસ; યોગી.

**તપોબળ**, ન૦ [સં.] તપનો પ્રભાવ તે, તપનું સામર્થ્ય તે

**તપોલોક**, પુ૦ [સં.] જન લોક અને સત્ય લોક વચ્ચે રહેલો એક પુણ્યલોક તે.

**તપોવન**, ન૦ [સં] તપસ્વીઓને રહેવાનું ને તપ કરવાનું જે સ્થાન તે

**તપોવૃદ્ધ**, વિ૦ [સં.] તપસ્યાથી જે મોટો ગણાતો હોય તે; તપવડે કરીને શ્રેષ્ઠ.

**તપ્ત**, વિ૦ [સં.] તપી ગયેલું; ગરમ; ઉનું-ઉષ્ણ. (૨) ક્રોધે ભરાયેલું. (૩) વ્યાકુળ; દુઃખી

**તપ્તમુદ્રા**, સ્ત્રી૦ [સં.] શરીર ઉપર ગરમ છાપ લેવી તે; ધાતુની મુદ્રાનો ડામ લેવો તે; છાપનો ડામ તે.

**તફરકે**, અ૦ ચોરી છુપીથી ઉઠાવી લીધેલું હોય એમ. ક્રિ૦ પ્ર૦ તફરકે કરવું=ઉચાપત કરવું. તફરકે થવું = ઉચાપત થવું.

**તફાવત**, પુ૦ [अ. तफरीक] અંતર; છેટું. (૨) જુદાપણું; ભિન્નત્વ. (૩) ફેર; ઓછાવત્તાપણું. (૪) ભૂલચૂક, ખોડ; હેરફેર; અનુરોધ; ભેદ.

**તફો**, પુ૦ [અ.] વિભાગ; પક્ષ.

**તબક**, સ્ત્રી૦ [अ. तबक़] તાસક; રકાબી, છીબું. (૨) મજલો; માળ; મકાન-દેવળ વગેરેનો ઉપલો ભાગ.

**તબકડી**, સ્ત્રી૦ તબક; તાસક; છીબું; નાની રકાબી.

**તબક્કો**, પુ૦ [अ. तबक] સ્થિતિ; દશા; પરિસ્થિતિ. (૨) માળ, મેરો; મજલો. (૩) ઉતરડ; પાયરી; પરથાર, ધોરણ. (૪) ખંડ; વિભાગ

**તબડક**, અ૦ ઘોડાની દોડનો એવો અવાજ.

**તબડકતોઇ**, અ૦ તબડક તબડક થતું હોય તેમ એક એકની પાછળ ઘોડા દોડવા તે.

**તબડકી**, સ્ત્રી૦ દોડતા ઘોડાનો પગરવ. (૨) નાસતાં થતો અવાજ તે. (૩) દોટ; દોડ; હડી. તબડકી મૂકવી=દોટ મૂકવી. તબડકી વાગવી= ડાબલા ખડખડવા.

**તબલાવવું**, ક્રિ૦ સ૦ પાણીમાં નાખી ખદખદાવવું; ઉકાળવું. (૨) દમ ભરાવવો; ધમકી આપવી. (૩) તબડ તબડ બોલે તેમ ઉતાવળા ખાઇ જવું.

**તબડુક**, વિ૦ મોટ; મૂઢ; કમઅક્કલ. (૨) ફૂલેલું; સ્થૂલ.

**તબલચી**, પુ૦ [फा. तबल + ची] તબલાં ને નરઘા વગાડનાર.

**તબલું**, ન૦ [अ. तबला.] કુંડી ઉપર ચામડું મઢીને બનાવેલું ઢોલક.

**તબિયત**, સ્ત્રી૦ [अ.] શરીરની હાલત. (૨) સ્વભાવ; મિજાજ.

**તબિયતી**, વિ૦ ઘડીએ ઘડીએ

જેની તબિયતમાં ફેરફાર થતો હોય એવું; વાયલ; રંગી; વાયલ પ્રકૃતિનું. (૨) ચટાઉ. તરંગી. [દાક્તર.

**તબીબ**, પુ૦ [અં.] હકીમ; વૈદ;

**તબીબી**, વિ. વૈદક સંબંધી. (૨) ના૦ વૈદું.

**તબેલો**, પુ૦ [ અં ] ઘોડા કે ખચ્ચર બાંધવાની ને ગાડી રાખવાની જગા; અડાળી; કોઢિયું.

**તમ**, ન૦ [સં.] અંધારું; તમોગુણ; અજ્ઞાન. [કરેલો ચુલો.

**તમણ**, સ્રી૦ ચર; ભોંય ખોદીને

**તમણું**, વિ૦ ત્રણ ગણું, ત્રિપટ.

**તમતમાટ**, વિ૦ તમતમ થાય એવું; તીખું. (૨) ચામડીને આકરું લાગે એવું તે; તિખાસ.

**તમતમું**, વિ૦ જીભ અથવા ચામડીને લાગતા તરતરે એવું જે તે; તમતમે એવુ.

**તમર**, ન૦ એક જાતનુ લાકડું. (૨) સ્રી૦ તમ્મર.

**તમરિયાં**, ન૦ એક જાતના બાળવાના લાકડાં.

**તમરું**, ન૦ ભેજવાળી જમીનમા રહેતુ જીવડું. (આ જીવડું બહાર જોવામા આવતું નથી પણ તેનો તીણો પુષ્કળ અવાજ થતો સંધ્યાકાળે અને રાતે સૌના સાંભળવામા આવે છે.)

**તમંચો**, પુ. [ફા. નાનીબ દુક.

**તમા**, સ્રી૦ [ફા.] દરકાર, પરવા; ગરજ. એશિયાળ જરૂર, સ્પૃહા. ક્રિ૦ પ્ર૦ તમા રાખવી. (૨) ઠચારા; ખામી; ખોટ.

**તમાકુ**, (તંબાકું), સ્રી૦ પહોળા જાડા પાંદડાનો એક નાનો કેફી છોડ. (૨) એ છોડના પાનની બનાવટો તે—સુકો, તપકીર, ગડાકુ, વગેરે.

**તમાચો**, પુ૦ થપડ, લપડાક; લપાટ. (૨) બરાબર વખતે જે સપાટો લગાવવો તે, વચનથી, કાર્યથી કે યુક્તિથી એક માણસને અટકાવી દેવો તે, સેહ દેઇને ઠંડો કરી નાખવો તે; ફટકો; સપાટો; થાપટ.

**તમાણ**, સ્રી૦ ભોંય ખોદીને બનાવેલો ચુલો ચર.

**તમામ**, અ૦ [ અ ] લગારે બાકી રહે નહિ તેમ જરીએ જરી; બધુંએ (૨) વિ૦ પૂરેપૂરું, સંપૂર્ણ (૩) બિલકુલ તદ્દન.

**તમાગી**, સ્રી૦ રેશમ અને કસબી તારના વણાટની સાડી.

**તમાલ**, ન૦ [ સં. ] ઘેરા લીલા રંગના પાંદડાની ઘટાવાળું એક નાનું ઝાડ. (એના પાંદડા મસાલા તરીકે વપરાય છે) [પાન.

**તમાલપત્ર**, ન૦ સં તમાલનાં

**તમાસગીર**, વિ૦ [ફા.] તમાસો જોનાર, પ્રેક્ષક (૨) તમાસો કરનાર

**તમાસો**, પુ૦ [ फा. तमाशा ] લોક જોવા મળે એવો બનાવ તે. ખેલાડીઓની વેષ અને ઢોંગઢોંગ-વાળી રમત તે ખેલ (૨) ફજેતી. (૩) ગમત આપે એવો કૃતવો. (૪) તાણાતાણ ધાલમેલ. ગડબડ. ક્રિ૦ પ્ર૦ તમાશો જોવો=મદદ ન કરતાં જોયા કરવું. તમાસો કરવો=ફજેતી ઉડાવવી.

**તમોગુણ**, પુ૦ [ सं. ] પ્રકૃતિનો એક ગુણ અજ્ઞાન-અંધકાર જન્ય રૂપ. (૨ ક્રોધ, આકળો સ્વભાવ તે; તીખો ગુણ.

**તમોગુણી**, વિ૦ જેનામાં તમો-ગુણનું પ્રમાણ વધારે હોય તે. (૨) ક્રોધી. આકળું; અતિ તીખા અને સંહારક સ્વભાવનું.

**તમોહર**, પુ૦ [ सं.] સૂર્ય.

**તમ્મર**, ન૦ [ सं. तिमिर ] મગજ ઉપર તીવ્ર અસર થઇ આવી દર્શન અને સંજ્ઞા જતી રહે એવું થવું તે. અંધારાં; ચક્કર; માથું ફરી જવું તે. (૨) ફેર; ચકરી; અંધારાં (૩) અવયવનો ઉપરનો કાબુનું જવું તે.

**તયાર**, જુઓ તૈયાર.

**તર**, સ્ત્રી૦ દૂધ અને દહિં ઉપર બાઝતી પોપડી, મલાઇ; સાર; સત્વ. (૨) નાની ખડી, પહોળી હોડી. (૩) વિ૦ રસકસવાળું. ભરપુર ભરાયેલું. તૃપ્ત. સમૃદ્ધ; સત્વવાળું. (૪) મસ્ત; ચકચૂર. (૫) માતબર; તાલેવાન; પૈસાદાર. (૬) સરસ. તાજું.

**તરઇ**, સ્ત્રી૦ દોસ્તદારોની મંડળી.

**તરક**, જુઓ તર્ક. (૨) તુર્ક; તર-કડો; મુસલમાન.

**તરકચો**, પુ૦ [ फा. ] ટપકું; વણાટમાં ટપકાં ટપકાંવાળી ભાતનું કપડું તે.

**તરકટ**, ન૦ કોઇને ઠગવા માટે રચેલી બાજી; ખોટી બનાવટ; જાળ; કાવતરું; દગો; પ્રપંચ; લુચ્ચાઇ. ક્રિ૦ પ્ર૦ તરકટ ઉભું કરવું=જાળ ઉભી કરવી; તરકટ પકડવું-રચવું વગેરે.

**તરકટી**, વિ૦ કુભાંડી; ખોટે ખોટી બનાવટો ઉભી કરનાર; પ્રપંચી; કપટી; કાવતરાખોર.

**તરકડિયો**, પુ૦ એલફેલ ગમેતેમ બોલનારો; મશ્કરાનો વેષ લેનારો; ભાંડ; વિદૂષક.

**તરકડી**, સ્ત્રી૦ તુર્કની સ્ત્રી. (૨) નિર્લજ્જ ને વઢકણી સ્ત્રી. (૩) એક જંગલી વેલ.

**તરકડો**, પુ૦ હલકો મુસલમાન તે; (૨) નિર્લજ્જ બેશરમ અને લાંઠ માણસ.

**તરકવું**, ક્રિ૦ અ૦ તર્ક કરવો; ઉ-ડતા વિચાર કરવા. (૨) અટકળ કરવી.

**તરકસ**, [ फा. ] તીરનો ભાથો.

**તરકાણું**, ન૦ તુર્ક સિપાઇઓ-ની ટુકડી. (૨) તુર્ક મુસલમાન.

**તરકારી**, સ્ત્રી૦ લીલીશાકભાજી.

**તરકી**, ન૦ રાખોડી કે કાળા રંગનું સારસ જેવું એક મોટું પંખી.

**તરકીબ**, સ્ત્રી૦ [ फा. ] યુક્તિ; હીકમત; ગોઠવણ. [નડાણ.

**તરકોશી**, ન૦ ત્રણ થાંભલાનું

**તરખડ**, સ્ત્રી૦ માવજત; ચાકરી. (૨) વ્યવસ્થા; તજવીજ; સંભાળ. (૩) ભાંજગડ; પંચાત.

**તરખલી**, સ્ત્રી૦ [ सं. तृणखंड ] ઝીણી સળીનું ઘાસ. (૨) નાનું તરખલું; (૩) રજ.

**તરખલું**, ન૦ [ सं. तृण ] ઘાસની સળીનો નાનો કકડો તે; તરણું.

**તરખુણિયું**, વિ૦ ત્રણ ખુણા-વાળું; ત્રણ બાજુવાળું.

**તરગાળો**, પુ૦ ગાવા બજાવવા-નો ને ભવાઇનો ધંધો કરનારી એક જાતનો માણસ તે. (૨) ભવાયો.

**તરઘટ**, પુ૦ તલગટ; ઉબરો.

**તરઘાયો**, પુ૦ મોટા અને બેડોળ આકાર તે. (૨) મોટા ઢોલ; (૩) રેઇવાર આકારનો જડ જેવો ભારે. (૪) રસોઇ કરવાનું જબરું જાડું વાસણ; પહોળા મોંનો દેગ.

**તરછ**, પુ૦ તિરસ્કાર કરવાનો જે ગુસ્સો તે; અભિમાન; અહંકાર; છલાઇ ભરેલો મદ. (૨) જોર; અભિમાનનો વેગ.

**તરછટ**, અ૦ તદ્દન; તમામ; નિર-વશેષ; સાવ.

**તરછોડ**, પુ૦ તિરસ્કાર; છીટકાર; (૨) તરછોડીનાખવા જેવો જે આંચકો તે.

**તરછોડવું**, ક્રિ૦ સ૦ તિરસ્કાર કરી દૂર કરવું. અપમાન કરી કાઢી મૂકવું. તુચ્છકારવું; ધિક્કારવું.

**તરજાત**, વિ૦ હલકી જાત.

**તરજુમો**, પુ૦ એક ભાષાનું લખાણ બીજી ભાષામાં ઉતારવું તે; અવતરણ કરવું તે; ભાષાંતર.

**તરડ**, સ્ત્રી૦ ફાટ; ચીરો.

**તરડવું**, તરડાવું; ફાટવું.

**તરડાટ**, પુ૦ તરડાવું તે. (૨) વાંકાઇ. વક્રતા; અભિમાનથી રીસ ચઢાવી અતડા રહેવું તે; મરોડ; ગર્વ.

**તરડાવું**, ક્રિ૦ અ૦ તરડ પડવી; ફાટવું; ચિરાવું; ફુટી જવું. (૨) વાંકું થઇ જવું; ત્રાંસું થઇ જવું. (૩) વંકાઇને વિરુદ્ધ ચાલવું.

**તરણ**, [ सं. तृण ] તરણું; તૃણ. (૨) વિ૦ ત્રણ; (૩) ન૦ જેથી તરાય તે; તરવાનું પાત્ર (હોડી, નાવ.)

**તરણતારણ**, વિ૦ તરનાર ને તારનાર-ઉદ્ધારનાર; પરમેશ્વર.

**તરણિ**, પુ૦ [ सं. ] સૂર્ય; રવિ; આદિત્ય.

**તરણું**, ન૦ [ सं. तृण ] ઘાસનું પાંખડું; તરખલું; (૨) તુચ્છ વસ્તુ

તે; હલકું-નમાલું એવું જે ફેંદ તે. ૩૦ પ્ર૦ તરણાને તે.શ્રે=ફંદ ગણતરી-માં નહિ એમ નમાલ. તરણાનો મેરૂ =નાની વાતને એકદમ મોટું રૂપ આપી દેવું તે. [ તોષ તુરત.

**તરત**, અ૦ તેજ વખતે તાબડ-

**તરતપાસ**, સ્રી૦ તજવીજ; શોધ. પૂછપરછ

**તરતમ**, ન૦ [ સં. तारतम्य ] સાર; મુખ્યાર્થ.

**તરતીબ**, સ્રી૦ આચાર જેમ ખાવું, બેસવું અને વર્તવું વગેરે સંબંધીનું જે ખાસ શિક્ષણ તે; કવાયત. કેળવણી. (૨) વ્યવસ્થા; ગોઠવણ (૩) સંભાળ; સારવાર; માવજત.

**તરતું**, વિ૦ સપાટી ઉપર ઉપસી રહેલું. (૨) ચઢતું; વધતું. (૩) સુભાગી; સારૂં.

**તરધારું**, વિ૦ ત્રણ ધારવાળું; મોટે કકડે ભરડેલું (અનાજ). (૨) જે મિશ્રણમાં ત્રણ વસ્તુઓ સરખે ભાગે હોય એવું.

**તરપાણું**, વિ૦ દુખણું; પાતળું.

**તરપત** વિ૦ [ સં. ] તૃપ્ત

**તરપખો**, પુ૦ ત્રણ પાંખડા-પાળો. હુંડો. (૨) વિ૦ ત્રણ પાંખવાળું.

**તરપિંડી**, સ્રી૦ ત્રણ પિંડ-દાનવાળું જે શ્રાદ્ધ કરવામાં આવે છે તે.

**તરપોટ**, સ્રી૦ જ્યાં ત્રણ રસ્તા મળતા હોય તે જગા; તરભેટો.

**તરફ**, સ્રી૦ [ અ. ] બાજુ; પક્ષ. (૨) અ૦ ગમ, બાજુ ભણી; મેર.

**તરફડવું**, ક્રિ૦ અ૦ અસહ્ય વેદના કે દુ:ખથી આળોટવું, આમતેમ ગોથાં ખાવાં. (૨) ફાંફાં મારવાં, આકળ-વિકળ થયા કરવું તડફડવું

**તરફડાટ**, પુ૦ તરફડવું તે; ગોથાં મારવાં તે કંપ. મૂર્છા.

**તરફડિયું**, ન૦ તરફડાટ થાય એવું જે દુ:ખ દરદ તે.

**તરફદાર**. વિ૦ અમુક પક્ષવાળો; પોતાની બાજુએ હોય તે.

**તરફદારી**, સ્રી૦ કોઇ એક બાજુ લેવી તે; તરફેણ (૨) વગ. સહાય; કુમક. ક્રિ૦ પ્ર૦ તરફદારી કરવી-ખેંચવી=સામાના મતને પુરતી આપવી.

**તરફાળ**, પુ૦ ત્રણ ફાળવાળો પિછોડી તે.

**તરફી**, વિ૦ તરફનું; બાજુનું; તરફેણમાં હોય એવું. એકતરફી-એક જ તરફનું.

**તરફેણ**, સ્રી૦ તરફદારી; એકાદા પક્ષમાં રહેવું તે; પક્ષ; બાજુ; તરફ. ક્રિ૦ પ્ર૦ તરફેણ કરવી-ખેંચવી=એક બાજુનું બોલવું. (૨) ખેતીવાડીનું એક ઓજાર; દાંતી.

**તરફોડવું**, ક્રિ૦ સ૦ તરછોડી નાખવું; ગુસ્સાના બોલ બોલવા; તરછોડવું; તજવું.

**તરફોડા** પુ૦ ભડભડાટ; ગર્જના; તિરસ્કાર; છણકો; છાકોટો.

**તરબડવું**, ક્રિ૦ અ૦ ઉકળતાં તળે ઉપર થવું.

**તરબિયત**, સી૦ [ અ. ] ખાસ શિક્ષણ; તાલીમ; કવાયત; કેળવણી. ( ૨ ) ચાલચલગત; વર્તન; રીતભાત.

**તરબુચ**, ન૦ તડબુચ; કલિંગડ. રૂ. પ્ર૦ તરબુચ જેવું=કાળું ને કદરૂપું.

**તરબોળ**, વિ૦ આખું એ પલળીને પાણી પાણી થઇ ગયેલું હોય એવું; તદ્દન પલળી ગયેલું; પાણી પાણી થઇ ગયેલું. (૨) લારા; તદ્દન; સાવ.

**તરભાણી**, સ્ત્રી૦ નાનું તરભાણું; તર્પણ કરવાનું પાત્ર.

**તરભાણું**; ન૦ [ સં. ] તર્પણ કરવાનું એક વાસણ. કહે૦ વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો=બીજાનું ગમે તે થાઓ પણ આપણો સ્વાર્થ પુરેપુરો સધાય એવી જે વૃત્તિ તે.

**તરભેટો**, પુ૦ જ્યાં ત્રણ ગામોના સીમાડા એકઠા થતા હોય તે જગા.

**તરમરી**, સ્ત્રી૦ એક નાજુક કારીગરીવાળું ઘરેણું. [ અસ્થિર.

**તરલ**, વિ૦ [સં.] ચંચળ; ચપળ;

**તરલતા**, સ્ત્રી૦ [ સં. ] અસ્થિરતા; ચંચળતા; તરલપણું.

**તરવર**, ન૦ [ સં. તરુવર ] [illegible] ઝાડ; તરુવર. (૨) અ૦ [ સં. [illegible] ] ત્વરાથી ઉપર નીચે થતું હોય તેમ; તળે ઉપર થઇ રહે તેમ. ક્રિ૦ પ્ર૦ તરવર તરવર થવું =ખદબદવું. તરવરવું= અતિ ચંચળતામાં રહેવું. પોતાને આગળ પડતું દેખાડવાને યત્ન કરવા; ત્વરાથી બોલવું; ત્વરાથી ફેરફાર કરવું; અતિઆતુર.

**તરવરવું**, ક્રિ૦અ૦ ત્વરાથી ઉપર ઉપર તરવાનો યત્ન કરવો; ઘણા જીવનું ઉપર ઉપર તરતા રહેવાને ત્વરાથી મથવું.

**તરવરાટ**, પુ૦ તરવર તરવર કરવું તે; ખૂબ ધમાલ કરી મૂકવી તે; ધાંધલ; દોડધામ. (૨) તરફડાટ; ધમપછાડ; અધીરાઇ; ચાંચલ્ય.

**તરવંદ**, ન૦ વક્તા.

**તરવાડી**, વિ૦ [ સં. ત્રિવેદી ] ત્રણ વેદનો અભ્યાસ કરનાર; એવી અટક.

**તરવાડો**, પુ૦ તાડ-ખજુરી છેદનારો; તાડી કાઢનારો.

**તરવાયો**, પુ૦ ત્રણ પાયાવાળી ઘોડી; ત્રિપાઇ.

**તરવાર**, સ્ત્રી૦ [ સં. તરવારિ ] [illegible] લોઢાનું ધારદાર હથિયાર [illegible] તેગ; ખડ્ગ; અસિ. રૂ૦ પ્ર૦ [illegible] ધાર પર રહેવું=[illegible] મરદીએ હાથ કરવું [illegible] બહાર કાઢીને [illegible] દાદાની [illegible] ભાંગી [illegible]

કરવું. ક્રિ૰ પ્ર૰ તરવાર બાંધવી=વીર બનવું; લડવાને તૈયાર થવું. તરવાર પકડવી=સામે થવું.

**તરવારિયો**, પુ૰ તરવાર વાપરવામાં બહાદુર. યોદ્ધો, લડવાની ઇચ્છાવાળો. (૨) છાતીવાળો, હિમ્મતવાળો. (૩) વિ૰ જલદ સ્વભાવનો.

**તરવાવું**. ક્રિ૰ અ૰ તણાઇને તૂટી જવું. સરકાઇ જવું કોઇ રોગ વગેરેથી ગળીને શિથિલ પડી જવું. (૩) કાચા ગર્ભનું પડી જવું. તરોઇ જવું.

**તરવું**, ક્રિ૰ અ૰ [સં. तॄ ] પાણીની સપાટી ઉપર રહેવું. (૨) કોઇ પણ યુક્તિએ પાણીની સપાટી ઉપર રહેવું; પાણીની સપાટીપર રહીને ખસવું. (૩) પાર જવું; ઓળંગવું. (૪) ઉપર નીકળી આવવું; સારી હાલતમાં આવવું. (૫) મોક્ષ મળવો; મુક્ત થવું; પાર ઉતરવું; ઉડવું. (૬) ના૰ સીસું.

**તરસ**, સ્ત્રી૰ [ સં. तृषा ] પાણી પીવાની ધખ તે; સોસ; પ્યાસ. (૨) ઇચ્છા; આતુરતા; લાલસા. (૩) ન૰ એક ફાડી ખાનારૂં પ્રાણી, જરખ.

**તરસવું**. ક્રિ૰ અ૰ તલસવું; આતુર રહેવું ઉત્સુક રહેવું; વલવલવું. (૨) વેર લેવાને ટાંપી રહેવું ઝંખવું.

**તરસાડ**, સ્ત્રી૰ તાડ-ખજુરીનાં પાંદડાં; જાવત્રી.

**તરસાવવું**, ક્રિ૰ સ૰ ઝંખાવવું; શાક-વાટ જોવરાવવી, તલપી રહે તેમ કરવું; ઝુરાવવું. [ (૨) અંદાજ.

**તરસાણું**, ન૰ નીચેનું તળિયું; અંત; છેડો તળિયું:-તરસાણે=છેવટે.

**તરસાળો**. પુ૰ અંદાજ; છેલ્લો પરિણામી આશરો. (૨) છેલ્લો પરિણામ-અંત.

**તરસ્યું**, વિ૰ જેને તરસ લાગેલી હોય તેવું; પ્યાસું; પાણી પીવાને ઇચ્છતું; તરસવાળું.

**તરંગ**, પુ૰ [ સં. ] પાણીની લહેર, મોજું; લોઢ; છોળ; ઘોડો. (૨) મનનો બુટ્ટો; ખ્યાલ; કલ્પના વિચાર. ક્રિ૰ પ્ર૰ તરંગે ચઢવું=લહેરે ચઢવું; બડાઇની વાતમાં આનંદ લેવો.

**તરંગિણી**, સ્ત્રી૰ જેમાં તરંગ ચાલતા હોય તે; નદી; સરિતા.

**તરંગી**, વિ૰ મનમાં વિચાર આવે તેમ કરનાર; કલ્પના ને ખ્યાલ ઉપર કામ કરનાર; અદૃઢ કે ચંચળ મનનું; મનસ્વી. (૨) મોજી; લહેરી.

**તરંતરા**, તંગ થઇ ગયેલું હોય તેમ; તડતડ થઇ રહેલું હોય એવું; તસતસ.

**તરાક**, સ્ત્રી૰ [સં. तर्कुटी ] સુતર કાંતવાની રેંટિયામાંની લોખંડની સળી તે; ત્રાક. [ (૨) જનોઇ.

**તરાગડો**, પુ૰ તાંતણો; તાર.

**તરાજવું**, જુઓ ત્રાજવું.

**તરાડ**, સ્ત્રી૰ ત્રાડ, મોટી બુમ; રાડ; બરાડ; ગર્જના; ભયંકર ચીસ.

ક્રિ૰ પ્ર૰ તરાડવું=ત્રાડવું. (૨) પુ૰ લાગ; તક; જોગ. (૩) ગોઠવું-જમવું-ફાવવું તે.

**તરાણા,** પુ૰ એક તરેહનું ગાયન.

**તરાપ,** સ્ત્રી૰ એકદમ હાથ નાખવો તે; એકદમ કુદી પડવું અથવા ઝપટ મારવી તે; ધસારો; ઝંપટ. (૨) ઠેકડો; ફાળ; છલંગ; તલપ.

**તરાપો,** પુ૰ વાંસ કે લાકડાંને એક એકની સાથે બાંધી લઇને બનાવેલો તરે એવો ઘાટ. (૨) એક બીજાને આશ્રયે જોડાઇ રહેલો સમુદાય; ભવ સાગર તરવાને એક સાથે જોડાયેલું કુટુંબ; સથવારો. ક્રિ૰ પ્ર૰ તરાપો ભાગવો-સંસાર ભાગવો; કુટુંબનું તૂટી જવું.

**તરામણું,** વિ૰ તરવું પડે તેટલું; તરીને જવું પડે એટલું ઉંડું.

**તરાવવું,** ક્રિ૰ સ૰ તરે એમ કરાવવું; તરતાં શીખવવું.

**તરિયાં,** પુ૰ વગર છડાયેલા દાણા; ચોખા; ડાંગર સાથે ઉગેલા બંટિયા; ચોખામાં રહી ગયેલા ડાંગરના દાણા. (૨) દાણા; જેમાંથી તરૂ થાય છે તે. (૩) કસબના તાર. તરિયા તોરણ=જેમાં કસબના તાર હોય એવું તોરણ. [ તો તાવ.

**તરિયો,** પુ૰ ત્રીજે દહાડે આવ-

**તરી,** સ્ત્રી૰ તર; મલાઇ; ગાડો વે; કાપ. (૨) જળમાર્ગ. (૩) હોડી; નાનું વહાણ. [ પેઠે; માફક.

**તરીકે,** અ૰ પ્રમાણે; મિસાલે,

**તરીલું,** ન૰ વધારાનું ધુંસરૂં; ચાર બળદ ખેંચી શકે એવું ગાડું. (૨) સંસારની ધુરા તે; જેથી તાણવાનું જે તે.:-તરીલા તાણવાં.

**તરુ,** ન૰ [ સં. ] ઝાડ; વૃક્ષ. (૨) ધરૂ; ફરીને રોપવાના રોપા તે.

**તરુણ,** વિ૰ [ સં. ] વયમાં નાનું. (૨) જુવાન; સમજણવાળી ઉમરે આવેલું; સંપૂર્ણ ખીલવણીમાં આવેલું; જોબનવંતું.

**તરુણાવસ્થા,** સ્ત્રી૰ [ સં. ] જુવાની; યુવાવસ્થા. [ (૨) સ્ત્રી.

**તરુણી,** સ્ત્રી૰ જુવાન સ્ત્રી.

**તરુવર,** ન૰ [ સં. ] ઝાડોમાં સારૂં ઉંચું ને મોટું ઝાડ તે.

**તરેરાટ,** પુ૰ તડતડાટ. (૨) જુસ્સાનો આવેગ; તણતણી. (૩) બૂમ; ધાંટો; પોકાર. (૪) ચાંચલ્ય; ચપળતા; તેજી; તરવરાટ.

**તરેરી,** સ્ત્રી૰ તણેણી; ઝણેણી; રોમાંચ; ગુસ્સાના જુસ્સાની ધ્રુજારી. ક્રિ૰ પ્ર. તરેરી ખાવી=રોમાંચ થવો. (૨) ગુસ્સામાં મારવા દોડવું તે.

**તરેરો,** વિ૰ આકરો; તીખો; જલદ; મિજાજી.

**તરેલું,** જુઓ તરીલું.

**તરેહ,** સ્ત્રી. [ અ.] ભાત; જાત; રીત; પ્રકાર.

**તરેહવાર**, વિ૦ જાતજાતનું; વિવિધ પ્રકારનું; વિચિત્ર. (૨) અમુક એકજ જાતનું નહિ એવું.

**તરોઇજવું**, ક્રિ૦ અ૦ ગાય ભેસ વગેરેનો કાચો ગર્ભ પડી જવો. (૨) તણાઇને ગળી જવું; તરવાઇજવું.

**તરોદત**, સ્રી૦ કળા; હીકમત.

**તરોપો**, પુ૦ નાળિયેર.

**તરોવડ**, સ્રી૦ ત્રેવડ; ખુલાસો. (૨) વ્યવસ્થા; ગોઠવણ. (૩) નિભાવ; સંભાવના.

**તર્ક**, પુ૦ [સં.] અનુમાન કરવું તે; ખ્યાલ; ધારણા; કલ્પના. (૨) નવા વિચારનો બુટ્ટો. (૩) ભવિષ્ય સંબંધી વિચાર બાંધવો તે. (૪) બુદ્ધિની પહોંચ; અટકળ. (૫) હેતુવાદશાસ્ત્ર. (૬) જ્ઞાન; વિચારશકિત; અર્થવાદ.

**તર્કબાજ**, વિ૦ તર્ક કરનાર; કલ્પક; વિચાર ચલાવવામાં હોશિયાર.

**તર્કવિતર્ક**, પુ૦ તરેહવાર વિચારો કરવા તે; કલ્પનાના વિચારો; ખ્યાલ.

**તર્કવિદ્યા**, સ્રી૦ [સં.] હેતુવિદ્યા; અર્થવાદ. [ શકિત.

**તર્કશકિત**, સ્રી૦ [સં.] કલ્પના-

**તર્કશાસ્ત્ર**, ન૦ [સં.] તર્ક કેમ કરવો, તે સંબંધી જેમાં વિચાર હોય તે; ન્યાયશાસ્ત્ર.

**તર્કી**, વિ૦ [સં.] તર્ક કરનાર; મીમાંસક. (૨) પુ૦તુર્કી; તુર્ક લોકનો દેશ.

**તર્જન**, ન૦ [સં.] તરછોડી નાખવું તે; ધૂત્કારી કાઢવું તે; છીટકાર; તિરસ્કાર. (૨) બીજાને તુચ્છ ગણાવી પોતાની સરસાઇ દાખવવી તે.

**તર્જના**, સ્રી૦ તુચ્છતા, તિરસ્કાર; અવગણના; અવહેલના.

**તર્જની**, સ્રી૦ [સં.] અંગુઠા પાસેની આંગળી.

**તર્જવું**, ક્રિ૦ સ૦ તરછોડી કાઢવું; તુચ્છ ગણવું; તરછોડવું.

**તર્પણ**, ન૦ [સં.] પિતૃઓની તૃપ્તિ માટે જળ આપવું તે. (૨) તૃપ્તિ.

**તર્પવું**, ક્રિ૦ સ૦ તર્પણ કરવું; (૨) તૃપ્ત કરવું; સંતોખવું; પ્રસન્ન કરવું. [સંતુષ્ટ.

**તર્પિત**, વિ૦ તૃપ્ત થયેલું,

**તલ**, પુ૦ [સં. તિલ] જેમાંથી તેલ નીકળે છે તે બી અને તેનો છોડ. (તલ કાળા, ધોળા ને કાબરા થાય છે.) (૨) ચામડી ઉપર તલના જેવો કાળો કે લાલ ડાઘ થાય છે તે. (૩) તલ જેટલું માપ તે. (૪) ન૦ તળિયું, નીચેનો પ્રદેશ; સપાટી. રૂ૦ પ્ર૦ કાળા તળ ચોરવા=તેનું વૈતરું કરવું. જવ તલ=શ્રાદ્ધ, વગેરે કર્મમાં આવશ્યક અન્ન. જવતલ લાવો=મરણક્રિયાની તૈયારી કરો. તલપુર, તલમાત્ર, તલભર લગાર; લગારે.

**તલક**, અ૦ સુધી; લગી; પર્યંત.

**તલકછાંયડો**, પુ૦ તડકો અને છાંયડો એવા ભેદવાળી છોકરીઓની એક રમત; તડકા છાંયડો.

**તલખ**, સ્ત્રી૦ ઈંતેજારી આતુરતા ઉમભાવના ઝુખના, તલખ આકુળવ્યાકુળ થઇ જવાપણુ ( ૩ ) તૃષાતુરતા પ્યાસ.

**તલખવુ**, ક્રિ૦ અ૦ અતિ આતુર થઇ રહેવુ, તલસવુ ઝખવુ (૨) તડફડવુ દરદની અત્યત પીડાથી આમતેમ આગોટવુ બેચેન રહેવુ

**તલખાં**, ન૦ ઝખના.

**તલપ**, સ્ત્રી૦ આતુરતાથી ઉછળવુ તે ફાળ છલગ કુદકો ઉછાળો ( ૨ ) ઉત્કટ ઇચ્છા ઉમભાવના, તલખ ( ૩ ) ઓચિતો હલ્લો કરવો તે, છાપો, હુમલો ( ૪ ) ક્રિ૦ પ્ર૦ તલપ મારવી=એકદમ ઉછળીને પડવુ, કુદવુ. ( ૨ ) ઉમભાવના દાબી દેવી તલપ આવવી=બહુજ આતુરતા ઉપજવી: ખૂબ રસથી ઉપભોગ કરવાની ઇચ્છા થવી

**તલપવુ**, ક્રિ૦ અ૦ આતુર થઇ ઉછળવુ, એકદમ છાપો મારવો ( ૨ ) આતુરતાથી તલસવુ.

**તલપાપડ**, વિ૦ અત્યત આતુર થઇ જવુ તે આકળુ, અધીર બહુજ ઉત્સુક

**તલપુર**, વિ૦ તલ સમાય તેટલુ, તલના વજન જેટલુ, તલ જેટલું નાનુ બહુજ થોડુ

**તલબ**, સ્ત્રી૦ [અ] અતિ ઉમભાવના, આતુરભાવ તાલાવેલી; તલપ

**તલવટ**, પુ૦ તલ ખાડી તેમા ગોળ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ ( ૨ ) તલગટ ઉબરો

**તલવાર**, જુ૦ તરવાર

**તલમ્મરાં**, ન૦ જેમા તલ થાય છે તે તલની શિગ ( ૨ ) તલના છોડની સુકી સાઠિકો

**તલમ્સવુ**, ક્રિ૦ અ૦ આકુળવ્યાકુળ થયા કરવુ, અત્યત આતુર રહેવુ (૨) તડફડવુ ખાલી ફાંફા-વલખા મારવા

**તલમાંકળી**, સ્ત્રી૦ ગોળની ચાસણીમા તલ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ

**તલાક**, સ્ત્રી૦ [અ ] સ્ત્રીપુરુષે લગ્ન સબધમાથી છુટ્ટ થવુ તે, છેડાછુટકો છેડો ફાડી આપવો તે ફારગતી

**તલાટી**, પુ૦ મહેસુલ વસુલ કરનાર મહેતો કુલકરણી

**તલાટુ**, ન૦ તલાટીનુ કામ-કાજ તે મહેતાગીરી

**તલાતલ**, ન૦ [સ ] સાત પાતાળમાનુ એક પાતાળ

**તલાબત**, સ્ત્રી૦ [અ ] બરોબરી સ્પર્ધા, હરિફાઇ [વર

**તલાવ**, ન૦ તળાવ, નાનુ સરોવર

**તલાસ**, સ્ત્રી૦ તપાસ, શોધ તજવીજ

**તલી**, સ્ત્રી૦ નાના ઝીણા તલ (૨) તળી જોડામાનો ચામડાનો ભાગ

**તલ્પ**, ન૦ [સ ] શય્યા પથારી

**તલ્લાક**, સ્ત્રી૦ જુઓ તલાક.

**તલ્લી**, સ્ત્રી૦ પેટમાનો એક અવયવ, બરોળ

**તલ્લીન**, વિ૦ [સં.] ગરક થઇ ગયેલું; એકરૂપ, તન્મય; એકતાર; એકમન.

**તલ્લીનતા**, સ્ત્રી૦ એકતારપણું; એકસ્વરૂપતા; નિમગ્નતા.

**તવ**, વિ૦ તીખું; ગરમ મિજાજનું; જલદ; આકળું.

**તવ**, સ૦ ના૦ તારું. (૨) અ૦ ત્યારે; તે વખતે.

**તવરવું**, જુઓ તરવરવું.

**તવંગર**, વિ૦ [ફા.] ધનવાન; પૈસાદાર; તાલેવાન; શ્રીમંત. કહે૦ તવંગરના તેજમાં સૌ તણાય.

**તવાઇ**, સ્ત્રી૦ તાવી નાખે એવો પ્રસંગ તે: કસોટી, કમબખ્તી; આફત; ધાડ. (૨) ભીડ.

**તવારીખ**, સ્ત્રી૦ [અ.] રાજાઓની કારકિર્દીનો હેવાલ; ઇતિહાસ; રાજકીય હકીકત; વૃત્તાંત; બીના.

**તવાવું**, ક્રિ. અ૦ ધાતુનું અગ્નિમાં શુદ્ધ થવું. (૨) નબળા પડી જવું; સુકાવું; ગળાવું; રિબાવું; પિલાવું. તવાઇ જવું=સુકાઇ જવું.

**તવી**, સ્ત્રી૦ લોખંડનો નાનો તવો; લોઢી. (૨) નાની કડાઇ.

**તવેથો**, પુ૦ તાવેથો. એક છેડે ચપટા પાનાવાળો લોઢાનો સળિયો.

**તવો**, પુ૦ [ સં. तवक- प्रा. तवओ ] લોઢી, લોખંડનું કલેડું (૨) ચલમમાં તમાકુ ઉપર નીચે મૂકવાની નાની ગોળ ઠીકરી. રૂ૦ પ્ર૦ તવા જેવું = ચોખ્ખું; સાફ, સ્વચ્છ.

**તશરીફ**,(અ૦) પ્રતિષ્ઠા વધારવી.

**તસ**, [સં. तस्य ] તેનું. (૨) સ્ત્રી૦ ઝીણી ફાટ; લીટી; રેખ.

**તસકો**, પુ૦ [સં. त्रस] ત્રસકો; છણકો; તિરસ્કાર. (૨) ઠપકો.

**તસતસવું**, વિ૦ ખેંચાઇને તંગ થયેલું; તૂટું તૂટું થઇ રહેલું હોય એવું; તણાઇ ફાટફાટ થતું; તંગ,બંધબેસતું.

**તસતસવું**, ક્રિ૦ અ૦ ફાટું ફાટું થવું; તંગ થઇ રહેવું; ખિંચાવું.

**તસબી**, સ્ત્રી૦ [ અ. ] તસબી; બેરખો.                [ પટ્ટો.

**તસમો**, પુ૦ ચામડાનો તંગ;

**તસલમાત**, વિ૦ [ફા.] વચગાળેનું; અડુકદડુકિયું; ઉપલકિયું. તસલમાત ખાતું=ઉપલક ખરચ કરાય એવું ખાતું (૨) તાબાનું. (૩) તા. તાબો; ભોગવટો; અધિકાર.

**તસબી**, જુઓ તસબી.

**તસવીર**, સ્ત્રી૦ [ અ. ] છબિ; ચિત્ર; પ્રતિમા. (૨) ચહેરો; રૂપ.

**તસિયો**, પુ૦ તરડ; ફાટ; ચીરો. (૨) લીટો, રેખા; આંકો ( ૨ ) કોર.

**તસુ**, પુ૦ ગજનો ચોવિસમો ભાગ; બે આંગળ જેટલું માપ.

**તસું**, વિ૦ [સં. તાદૃશ્ય] તેવું; તેના જેવું.

**તસ્કર**, પુ૦ ચોર; લુંટારો.

**તસ્કરવું**, ક્રિ૦ સ૦ સામો માણસ જાણે નહિ તેમ લઇ લેવું; હરવું; ચોરવું; છાનું લઇ લેવું. (૨) ફોસલાવીને લઇ લેવું.

**તસ્કરી**, સ્ત્રી૦ ચોરી; ચોરવું કામ-ધંધો તે. [ વાસણ.

**તસ્તાનું**, ન૦ મળમૂત્ર ઝીલવાનું

**તસ્દી**, સ્ત્રી૦ મહેનત; હરકત; અડચણ. [ માટે; તેથી કરીને.

**તસ્માત્**, અ૦ [ સં. ] તેટલા

**તહ**, પુ૦ [ ફા. ] બે પક્ષ વચ્ચે થયેલો કરાર. [ નક્કી

**તહકીક**, વિ૦ [અ. ] ચોકસ;

**તહકુબ**, અ૦ [અ.] થોડીવાર માટે બંધ રાખવું તે; મોકુફ; મુલતવી રાખવું તે.

**તહનામું**, ન૦ [ફા. ] મૈત્રીના કરારનો લેખ; સંધિપત્ર; સમાધાનીનું લખત થાય તે.

**તહસીલ**, સ્ત્રી૦ [અ.] જમીન ઉપર સરકાર તરફથી લેવાતો જે કર તે; મહેસુલ; જમાબંધી; સલામી. (૨) જમાબંધી કરી બનાવેલો દેશનો એક નાનો ભાગ તે; તાલુકો; પરગણું.

**તહસીલદાર**, પુ૦ તાલુકાની મહેસુલ વસુલ કરનાર અમલદાર; મામલતદાર; મહાલકરી.

**તહસીલનામું**, ન૦ જમાબંધીનો ચોપડો.

**તહાં**, અ૦ ત્યાં.

**તહીં** અ૦ [સં. તસ્મિન્] ત્યાં.

**તહેનાત**, સ્ત્રી૦ [અ.] હાજર ને હાજર રહેવું તે; સેવા કરવાને તત્પર રહેવું તે, હજુર (૨) તાબેદારી =સેવાચાકરી.

**તહેવાર**, પુ૦ [ફા ] મુસલમાની દીનમાં ફરમાવેલો પાક દિવસ. દસ્સુ; ખુશાલીનો દહાડો; પરબનો દિવસ.

**તહોમત**, ન૦ [ અ. ] દોષ; આરોપ; અપવાદ આળ. ખોટ. ક્રિ૦ પ્ર૦ તહોમત મૂકવું =આળ ચઢાવવું.

**તહોમતદાર**, વિ૦ અપરાધી; ગુનેગાર; દોષી; આરોપી.

**તહોમતનામું**, ન૦ આરોપનામું એક પક્ષે દોષ થયેલો છે એવો મત તે

**તળ**, [સં. તલ.] તળિયું. તળું; નીચલો ભાગ. (૨) મૂળ, અસલ (૩) પાયો; અસલ જગા.

**તળગટ**, પુ૦ બારણાના ચોકઠાનો નીચલો મજબુત પાટ ઉંબરો.

**તળધર**, વિ૦ [ સં. તલ + ઇ ઉપરથી] ખીલએ વસાવેલો, સાથી; કણબી. (૨) વસવાયું. (૩) ત્રણી; રખાદાર.ઓશિયાળું;તાબેદાર;દબાયેલું.

**તળપ**, જુ તલપ.

**તળપદ**, ન૦ ગામના તળની જમીન; ગામતળું. (૨) અસલ જગા; (૩) જેની ઉપર લોકોની વસ્તી હોય તે મહેલ

**તળપદું**, વિ૦ મૂળ વસ્તીનું; સ્થાનિક; ગામડી. તળપદી ભાષા=અસલ ખેડુત લોકો બોલતા હોય તે ભાષા; ગામડી ભાષા.

**તળપવું**, જુઓ તલપવું.

**તળવાવું**, ક્રિ૦ અ૦ પગનાં તળિયાનું શેકાઇ જવું; ગરમીથી લુખાં થઇ જવું; ગરમીને લીધે રૂક્ષ થઇ જવું.

**તળવું**, ક્રિ૦ સ૦ ઘી અથવા તેલમાં અનાજ, શાક કે વસાણુંને પકવી લેવાં તે.

**તળાઇ**, સ્ત્રી૦ ખૂબ રૂ ભરીને બનાવેલું ગાદલું; ગરેલું; રૂએલ બીછાનું. (૨) પુ૦ તાડ. (તાડમાં નર ને માદા હોય છે. તેમાં નર ઝાડને તળાઇ ને માદા ઝાડને તાડ કહે છે.)

**તળાટી**, પુ૦ તલાટી; ગામની જમાબંધી ઉઘરાવનાર સરકારી નોકર; કુલકરણી. (૨) પર્વતની તળેટી.

**તળાતળ**, ન૦ [સં.] તલાતલ; એક પાતાળ.

**તળાતાંદળા**, પુ૦ તળેલા તાંદુલ તે; મમરા. ક્રિ૦ પ્ર૦ તળાતાંદળા કરવું=એક બીજાને જરાએ લાગવુંવળગવું રહે નહિ એવું કરવું. રૂ૦પ્ર૦ તળાતાંદળા=છૂટે છૂટું.

**તળાવ**, ન૦ [ સં. તડાગ ] જેમાં પાણી ભરાઇ રહેતું હોય એવો કુદરતી ખાડો તે; નાનું સરોવર.

**તળાવટ**, ન૦ ખોટી યુક્તિ; અમુક કાર્ય સાધી લેવાની ખટાવટ. ચતુરાઇ. [ તે; તળાવડું.

**તળાવડી**, સ્ત્રી૦ નાનું તળાવ

**તળાવડું**, ન૦ નાનું તળાવ

**તળાવો**, પુ૦ ગાડાની પીંજણી તળેની આડી.

**તળાંસવું**, ક્રિ૦ સ૦ પગનાં તળિયાને દાબવાં; પગ ચાંપવા; ચંપી કરવી; પગને પંપાળવા.

**તળિયાઝાટક**, અ૦ તમામ; તળિયે પણ કંઇ રહેવા પામેલું ન હોય તેમ. (૨) ખાલીખમ.

**તળિયારૂં**, ન૦ તળિયું; તળું.

**તળિયું**, ન૦ કોઇ પણ ચીજનો તળેનો ભાગ તે; છેલ્લી નીચલી સપાટી; તળ. (૨) પાયો; પરથાર; મંડાણવાળો ભાગ. (૩) ઊંડાણનો ભાગ; અંતઃકરણ. (૪) અસલ સ્થાન; વિશ્રાંતિનું સ્થળ; સર્વ સાધનનું મૂળ.

**તળી**, સ્ત્રી૦ જોડામાં પગના તળિયાને અડીને રહેતી ચામડાની જે સુંવાળી પટ્ટી તે; સુખતળી–સગતળી.

**તળું**; ન૦ છેક નીચેનું; તળિયું. (૨) જેની ઉપર ઉપલી બનાવટ ઊભેલી હોય તે મંડાણ; પાયો; બેસણી.

**તળે**, અ૦ નીચે; હેઠે; તળિયે. રૂ૦પ્ર૦ તળે ઉપર થવું=અહુજ આતુર થઇ જવું; તલપાપડ થઇ જવું. તળે પડવું=પરસ્વાધીન થઇ જવું.

**તળેટી**, સ્ત્રી૦ સંઘાટી; પર્વતની નીચેનો ભાગ.

**તપ્યંતાવ્યું**, વિ૦ તળેલું અને તાવેલું એવું: ઘીમાં અને અગ્નિમાં પકવેલું એવું; શુદ્ધ: પવિત્ર: અભડાય નહિ એવું. કહે૦ તપ્યુંતાવ્યું ને કાશીએ જઇ આવ્યું.

**તંગ**, પુ૦ [ફા.] ઘોડાની પીઠ પરનો સામાન ખસી ન જાય તે માટે તેની છાતી અને પેટ વચ્ચે ખેંચીને બાંધવામાં આવતો ચામડાના પટ્ટાનો બંધ તે. ક્રિ૦ પ્ર૦ તંગ કસવો=ખેંચીને પટ્ટો બાંધવો.

**તંગ**, વિ૦ પરાણે પહોંચી રહે એવું. (૨) સખત; ટાઇટ. (૩) બેસતું; તણાઇને આવી રહેલું. (૫) કઠણ: વિષમ; તંગીની હાલત હોય એવું.

**તંગડી**, સ્ત્રી૦ ટુંકી ચોરણી.

**તંગલ**, ન૦ છોકરાંને કાને પહેરવાનું કુંડળ. [ભીડ; સંકોચ.

**તંગાસ**, સ્ત્રી૦ તાણ; તંગી:

**તંગિયો**, પુ૦ તંગડી; નાની સુંથણી. (૨) તંગ કબજો.

**તંગી**, સ્ત્રી૦ તંગાસ: ભીડ: સંકોચ. (૨) ઓછપ: અછત; તાણ:-ન્યૂનતા. (૩) નાણાંની મુંઝવણ તે: માઠી હાલત; લાચારી. ક્રિ. પ્ર૦-તંગી વેઠવી=ભીડ સહેવી. તંગી પડવી=તાણ પડવી.

**તંટો**, પુ૦ ટંટો: કજિયો.

**તંત**, પુ૦ [સં તન્તુ] તાર: લાંબો દોરો; તાંતણો. (૨) લાંબી તકરાર, વાદવિવાદ. (૩) મમત, જીદ, હઠ: ચડસ

**તંત**, વિ૦ ચાલુ ને ચાલુ; એક સરખું: લાંબું. (૨) અનંત; અગમ-નિગમ એવું.

**તંતર**, જુ૦ તંત્ર.

**તંતરવું**, ક્રિ૦ સ૦ છેતરવું; ભોળવવું; ધૂતી લેવું; આંજી નાખવું.

**તંતુ**, પુ૦ [સં.] તાંતણો; દોરો. (૨) ઝીણો ને પાતળો તાર; રેસો. (૩) ઝીણી નસ જેવો લાંબો રેસાનો આકાર તે. (૪) પાતળા દોરા જેવો કીડો; વાળો. તંતુવાદ્ય=તારના થડકાટથી અવાજ કાઢે એવું વાજીંત્ર તે:-સારંગી, સિતાર, વગેરે. (૫) અંકુર; મૂળ. (૬) શરીરમાંના નાજુક અવયવો -જ્ઞાનતંતુ.

**તંતેતંત**, અ૦ એક એકની પાછળ ચાલુને ચાલુજ રહેલું હોય તેમ; લગભગ એક સરખુંજ હોય તેમ.

**તંત્ર**, ન૦ (પુ૦) [સં.] એક ચમત્કારિક પ્રકાર; મંત્રશાસ્ત્રનો એક પ્રયોગાત્મક ભાગ; અર્થ સિદ્ધિઓની સાધનાનો એક યૌગિક પ્રકાર. (૨) એક બીજાના આશ્રે રહેલી બાબતોનો એક સમુદાય સંબંધ તે: પ્રબંધ; વ્યવહારના સારા કારભાર માટે કરેલી ગોઠવણ-વગેરે તે:-રાજ્યતંત્ર. (૩) ઔષધિ (૪) હેતુ; સિદ્ધાંત. (૫) યુક્તિ.

**તંત્રી**, પુ૦ તંત્ર ચલાવનાર; યોજના-રચના કરનાર અને વ્યવસ્થા ચલાવનાર; અધિપતિ. (૨) એક જાતનું વાદ્ય; સીતાર.

**તંદુલ**, પુ૦ ચોખા: ચાવલ; ભાત.

**તંદ્રોડો**, પુ૦ સ્ત્રીના કાનનું એક ઘરેણું

**તંદ્રા**, સ્ત્રી૦ [સં.] થાકને લીધે આળસ આવે તે; નિદ્રાનું પૂર્વરૂપ: નિદ્રાની અસર; ઉંઘનું ઘેન.

**તંદ્રાળુ**, વિ૦ આળસુ; નિદ્રાળુ: 'આંખમાં ઉંઘ ભરાણી હોય એવી હાલતનું.

**તંબાકુ**, જુ૦ તમાકુ.

**તંબુ**, પુ૦ જાડા રોડીના કપડાનું ઘુમ્મટદાર ઘર; પટગૃહ ક્રિ૦ પ્ર૦ તંબુ તાણવો=વચમાં મોટા થાંભલો ઉભો કરી તેની ચારે બાજુએ ઘુમ્મટની માફક કપડું ખેંચીને ઘર કરવું. તંબુ ઠોકવો=તંબુના કપડાના છેડા બાંધવાને માટે મોટા વચલા થાંભલાની આસપાસ ખીલીઓ ઠોકવી.

**તંબુરી**, સ્ત્રી૦ નાનો તંબુરો.

**તંબુરો**, પુ૦ તુંબરાને કાણું પાડીને બનાવેલું એક વાજું; એક તંતુવાદ્ય. (૨) જાડું ને ફૂલી ગયેલું એવું જે તે. તંબુરા જેવું=સ્થૂલ; જાડું ને બેડોળ; ખાઇખાઇને તાજું થયેલું એવું.

**તંબોળ**, પુ૦ [સં. ताम्बूल] નાગરવેલના ખાવાના પાન. (૨) તે પાનની કાથો ચુનો ને સોપારી નાખીને બનાવેલી બીડી; એ બીડીનો લાલ નિંગાળ. તંબોળ છાંટવો=કન્યાએ પાન ચાવી તેનો લાલ નિંગાળ વરની ઉપર નાખવો તે. (૩) લાલ રંગ. (૪) માંગલિક અવસરો ઉપર પાન સોપારી આપવાં તે. (૫) ગળાનો એક રોગ.

**તંબોળિયો**, પુ૦ પાન સોપારી વેચનાર. (૨) પાન સોપારી વહેંચનારો (૩) વિ૦ પાન ઉપરનું. તંબોળિયો નાગ=પાનની વચલી નસને વળગેલો તંતુમય ઝેરી જીવડો.

**તંબોળી**, પુ૦ નાગરવેલનાં પાન વેચનારો. (૨) આ ધંધો કરનારી એક નાત.

**તા**, પુ૦ તાવ; થોકડીમાંનો એક કાગળ. (૨) ગરમાવો આપવો તે; તાવવું તે:-ઘોડાને તા આપવો. (૩) મૂછ ઉપર હાથ ફેરવવો તે; હુંપદ દાખવવું તે. (૪) અ૦ એક સંસ્કૃત પ્રત્યય.:-મિષ્ટતા.

**તાઇ**, પુ૦ મુસલમાનની એક નાત; પિંજારો; વણકર. [આકરૂં.

**તાઉ**, વિ૦ તાવ; ગરમ; જલદ;

**તાઉસ**, ન૦ [અ૦ ताउस] (૧) મોરના જેવા આકારનું એક તંતુવાદ્ય. (૨) તંબુરો.

**તાક**, સ્ત્રી૦સુતર કાંતવાની લાંબી સોય; ત્રાક. (૧) નિશાન પાડવાની

જે સારી આવડ તે, નેમ ચોટ (૩) છાશ (૪) પુ૦ તાકડો

**તાકડી,** સ્ત્રી૦ ત્રાજ

**તાકડો,** પુ૦ યોગ્ય વખત, તક, લાગ સંધિ ટાણુ, ટાંગ્ણુ (૨) મરૂગ અવસર (૩) તાગડો તાતણો તાકડો સાધવો=યોગ્ય વખતે કામ કરવુ

**તાકત,** સ્ત્રી૦ [अ ताकत्] તાકાત, શક્તિ, બળ જોર (૨) મગદૂર, સામર્થ્ય (૩) હિમ્મત

**તાકવુ,** ક્રિ૦ સ૦ ધારી ધારીને જોવુ, એક નજરે જોયા કરવુ નિશાન બાધવુ, સરત જોડવી (૨) ખૂબ લક્ષ આપવુ ઇચ્છા યુક્ત દૃષ્ટિ માડવી (૩) ઇચ્છવુ, ચિતવુ.

**તાકીદ,** સ્ત્રી૦ [फा] ઉતાવળ જલદી ત્વરા (૨) ફરમાન, વગર વિલબે ઝટ કરવાની આજ્ઞા (૩) ચેતવણી, ધમકી.

**તાકુ,** ન૦ ભીતમાનો મોટો ગોખનો હાંગોડ.

**તાકો,** પુ૦ અમુક ગજ, હાથ કે માપનો વણેલો પટ તે, થાન

**તાકોડી,** વિ૦ તાકવુ નિશાન પાડનાર, નિશાન ચૂકે નહિ એવુ.

**તાગ,** પુ૦ છેડો, પાર, અત (૨) નીવેરો, નિકાલ, (૩) વર તરફથી સસરાના ગામના બ્રાહ્મણોને જે દક્ષિણા આપવામા આવે છે તે

**તાગડધિન્ના,** ન૦ મોજમઝા કરવી તે, રંગરાગ, યથેચ્છ ખાવુ પીવુ તે (૨) ખાઇપીને એશઆરામમા મશગુલ રહેવા જેવી સ્થિતિ તે

**તાગડો,** પુ૦ તતુ તાતણો સુતરનો દોરો (૨) લાગ કહેંo તાગડે તેવડ રાખવી=સભાળીને વાપરવુ. ક્રિ૦ પ્ર૦ તાગડો સાધવો=લાગ સાધવો

**તાગવુ,** ક્રિ૦ સ૦ છોડી દેવુ, તજી દેવુ, મૂકી દેવુ ક્રિ પ્ર તાગ કાઢવો=કેટલુ ઉડુ છે તેનો આશરો કાઢવો

**તાગિયો,** પુ૦ રેશમ તાણનાર, રેશમને ઠીક કરી તૈયાર કરનાર કારીગર વર્ગ

**તાગી,** જુ૦ ત્યાગી

**તાગું,** ન૦ [स त्राण] ત્રાગુ, પોતાના જીવપર જોરાવરી કરવી તે, આગણે બેસી લાઘણ કરવી તે, સામાને ઓશિયાળુ કરવા પોતાના દેહને દમવો તે ક્રિ૦ પ્ર૦ તાગુ કરવુ = જીવ પર જોરાવરી કરવી (૨) તોફાન મચાવવુ, ઢોગ-ફિસાદ મચાવવો

**તાછ,** પુ૦ પત્થરની રેખો-કકડીઓ તે, કરચો, છોલ (૨) સોના રૂપાના દાગીનાને ટાકણાથી છોલતા પડેલી હાસો તે, ઉખડેલી કરચો તે. (૩) છોલનો ચકચકાટ, ઓપ. ક્રિ૦ પ્ર૦ તાછ મારવો=ચળકતુ કરવુ. તાછવુ =ઝળકી આણવી.

**તાછવુ,** ક્રિ૦ સ૦ ટાકણાથી છોલવુ, છોલીને ચકચક્તુ કરવુ. સમારવુ, ઝળકી આણવી, પાસા પાડવા.

**તાજ**, પુ૦ [फा.] રાજાના માથાનો મુગટ. એક કિંમતી રાજચિહ્ન. (૨) તે ઉપરથી રાજ્ય. (૩) મુગટ; ઉપરીપણાની શોભાનું ચિહ્ન. (૪) (ગંજીફામાં) રાજ્યચિહ્નવાળું પાનું.

**તાજખાનું**, ન૦ સંડાસ; જાજરૂ. ટટ્ટી

**તાજગી**, સ્ત્રી૦ તાજાપણું; તેજી. હોશિયારી; સ્ફુર્તિ; તન્દુરસ્તી, આરોગ્ય.

**તાજણ**, સ્ત્રી૦ ઘોડીની એક જાત.

**તાજણો**, પુ૦ કોરડો; ચાબુક.

**તાજવું**, ન૦ ત્રાજવું; પલ્લું. (૨) છુંદણું.

**તાજાકલમ**, સ્ત્રી૦ [फा.] ઉમેરો; છેડે કરેલો વધારો; નવું લખાણ.

**તાજિયો**, પુ૦ ઘુમ્મટદાર કબરનો આકાર તે; તાબુત.

**તાજીમ**, સ્ત્રી૦ [अ. ताज़िम] મોટા માણસને વિવેકસર માન આપવાની રીતિ; વિવેક; અદબ.:–તાજીમતવાલે.

**તાજું**, વિ૦ [फा. ताज़ा] તરતનું; નવું. (૨) લીલું; નહિ કરમાયેલું. (૩) પૈસાથી ભરપુર; તર.

**તાજુબ**, વિ૦ [अ. ताज्जुब] અવનવો બનાવ સાંભળીને લાગેલી નવાઇ તે; ચકિત; દંગ; છક થઇ ગયેલું. (૨) ના. વિસ્મય; આશ્ચર્ય. [વાઇ.

**તાજુબી**, સ્ત્રી૦ વિસ્મયતા; નવાઇ.

**તાજેકલમ**, જુઓ તાજાકલમ.

**તાજેતર**, વિ૦ તાજે વાગેલું; તરતનું જ હોય એવું. (૨) હાલનું.

**તાજેસ**, ન૦ પ્રાયશ્ચિત્ત.

**તાટ**, ન૦ રૂપાના વણાટનું કમડું. (૨) મોટી થાળી; તાસક; ખુમચો. (૩) વિ૦ સાંકડું પડતું હોય એવું; સંકડાતું; ભિડાતું.

**તાટસ્થ્ય**, ન૦ [सं.] તટસ્થપણું; અલગપણું. [ટટ્ટી.

**તાટી**, સ્ત્રી૦ કામઠાંનો પડદો;

**તાટું**, ન૦ ટાટું. (૨) વાંસની કે ઘાસની નાની ચટાઇ. (૩) નાનું તાડછાંનું ઝુંપડું.

**તાડ**, પુ૦ [सं. ताल] ખજુરી કે નાળિયેરીની જાતિનું એક ઝાડ. (એના રસનો દારૂ, ખાંડ ને સરકો બને છે. એના રેસાનાં દોરડાં અને પાંદડાંનું છાજ થાય છે.)

**તાડકા**, સ્ત્રી૦ સુકેતુ નામે યક્ષની પુત્રી. ધુંધુ દૈત્યના પુત્ર સુંદની સ્ત્રી અને મારીચની માતા.

**તાડગોળા**, પુ૦ તાડનાં ફળ.

**તાડછું**, ન૦ તાડનું પાંદડું; તાડપત્ર. (૨) લાંબું ચપાટિયું, પાતળું ચીપ જેવું લાકડું. (૩) તાડપત્રની કોઇ બનાવટ; પંખો વગેરે.

**તાડન**, ન૦ [सं.] લાકડીથી મારવું તે માર.

**તાડપત્ર,** [ સં. तालपत्र ] તાડનું પાંદડું; તાડછું. (૨) તાડનાં પાંદડાં લખવાના કામમાં લેવાય છે તે. (હિંદમાં બહુ પ્રાચીન કાળમાં તાડપત્ર ઉપર પુસ્તકો લખાતાં હતાં.)

**તાડપત્રી,** સ્ત્રી૦ તાડનાં પાંદડાંનું છાજ; નેવલી. (૨) માલ વગેરે ઉપર ઢાંકવાનું શણનું કપડું.

**તાડવું,** ક્રિ૰ અ૦ [ સં. ताड़ ] મારવું; પીટવું; ઠોકવું. (૨) તાણીને બોલવું; બરાડવું; તડૂકવું.

**તાડિયું,** ન૦ તાડના પાનાનો કકડો. (૨) સોપારીનું ફડસિયું. (૩) રેંટિયાનું પાંખું.

**તાડી,** સ્ત્રી૰ તાડને છેદી તેમાંથી કાઢેલું પાણી; તાડને છેદવાથી ઝરપેલો રસ. (તાજા રસને 'નીરો' કહે છે. રાખી મૂકયો હોય તો ખૂબ ખાટો 'સરકો' થાય છે. એમાંથી દારૂ પણ બનાય છે.)

**તાડુકવું,** ક્રિ૰ અ૦ તડુકવું; વાણીને બોલવું; ગર્જવું. (૨) ગુસ્સે થઇ ખીજવું; ક્રોધે ભરાઇને મોટેથી ઠપકો દેવો.

**તાડુકો,** પુ૦ તડૂકીને બોલવું તે; ગર્જના. (૨) મોટો ધાંટો; હાકોટો; બૂમ.

**તાડો,** પુ૦ માંસના લોચાઓ સૂજવાથી થતી જે પીડા તે; ફાટફાટ થવું તે. (૨) ધમકી; આગ્રહ; હઠ.

**તાઢી,** સ્ત્રી૦ રાખ; ભસ્મ. ક્રિ૦ પ્ર૦ તાઢી ઠારવી=ચિતાની રાખ વિસર્જન કરવી.

**તાણ,** સ્ત્રી૦ [ સં. तन् ] શરીર તણાવું તે; શરીરની રગોનું ખેંચાવું તે. (૨) .વાઇ; ફેફરું; હિસ્ટિરિયા ક્રિ૦ પ્ર૦ તાણ આવવી=શરીરમાંના સ્નાયુઓ ખેંચાવા. (૨) તંગી; અછત. ક્રિ૦ પ્ર૦ તાણ પડવી =પૂરતું નહિ મળવું. (૪) વહેતા પાણીનું જે જોર તે; તાણીજવાપણું તે. (૫) આગ્રહ; હઠ; દબાણ.

**તાણખેંચ,** સ્ત્રી૦આગ્રહ. દબાણ (૨) જોરથી આમતેમ તાણવું તે.

**તાણંતાણાં,** સ્ત્રી૦ આમતેમ તાણી જવું તે. ક્રિ૦ પ્ર૦ તાણંતાણા કરવી=બન્ને બાજુથી તાણવું તે. (૨) ખેંચંખેંચા, લૂટાલૂટ.

**તાણવું,** ક્રિ૦ સ૦ [ સં. तन्= લાંબું કરવું ] પોતાની તરફ આણવું; આકર્ષવું; ખેંચવું. (૨) ઘસરડવું; જોરથી આગળ જવું; ઉપાડીને અધ્ધર લઇ જવું; ઉપાડી જવું. (૩) લાંબું કરવું; વધારવું. (૪) આગ્રહ કરવો; હઠ પકડવી. (૫) પક્ષ કરવો; તરફેણ કરવી. (૬) હોય તેટલું જોર વાપરવું. (૭) પરાણે લાગુ કરવું; મારી મચડીને બેસાડવું. (૮) કાઢવું; નિકાળવું. (૯) દોરવું; આંકવું. (૧૦) આગળ ચલાવવું; નિભાવવું. રૂ૦ પ્ર૦ તાણી કાઢેલું=બનેલું પાતળું

છોકરું =માણસ. તાણીને=જોરથી. તાણીતુસીને=પરાણે; મુશ્કેલીએ.

**તાણુતાણુ**, સ્ત્રી૦ તાણંતાણ; ખેંચાખેંચ. [તાણનારો.

**તાણિયો**, પુ૦ ધાતુના તાર

**તાણુ**, વિ૦ ત્રાણું; ૯૩.

**તાણો**, પુ૦ સાળ પર ચઢાવેલા જે લાંબા તાર તે. (આડા તાર તે વાણો કહેવાય છે. આડા ઉભા તાર સાથે બોલતાં 'વાણોતાણો' કહેવાય છે.)

**તાત**, પુ૦ [ સં. ] બાપ; જનક; પિતા.

**તાતા**, પુ૦ રોટલો; ભાખર. (આ શબ્દ બાળકોમાં વપરાય છે.) (૨) બે હાથેળીઓ એક બીજા સાથે અફાળતાં નીકળતો અવાજ. (૩) નાચવાના તાનનો ઉદ્ગાર.–તાતા થૈ.

**તાતું**, વિ૦ ગરમ; ઉનું. તપેલું. (૨) આકરા સ્વભાવનું; ગરમ મિજાજનું. (૩) ઉગ્ર; ચંડ; જબરું (૪) તાજું; તરતનું. (૫) તાજું ઉતારેલું; ઓપેલું હોય એવું; તેજસ્વી: મદથી ભરેલું:-તાતુંમાતું. ર૦ પ્ર૦ તાતેધાએ =તરતજ; વગર વિલંબે.

**તાતુંમાતું**, વિ૦ તાજું ને ભરેલું એવું; પુષ્ટ માંસલ ને તેજસ્વી.

**તાત્કાળ**, અ૦ [ સં. ] તત્કાળ; તુરતજ.

**તાત્પર્ય**, ન૦ [સં.] ભાવાર્થ; હેતુ; ધારણા. (૨) સાર. (૩) શીખ; નસિયત.

**તાદાત્મ્ય**, ન૦ [ સં. ] અભેદ સંબંધ તદાકારતા [દેખાવનું.

**તાદૃશ**, વિ૦ [સ] સરખાજ

**તાન**, સ્ત્રી૦ ગાતાં જે પલટા લેવા તે; ગાનની એક તરેહ. (૨) ન૦ લેહ; લગની; કોઈ કામ કરવામાં દિલ લાગી રહેવું તે. (૩) રઢ; મોહ. (૪) જોસ; બળ. (૫) ઉન્માદ; મસ્તી; તોફાન ક્રિ૦ પ્ર૦ તાન ચઢવું=ખૂબ જોર આવવું. (૬) અતિ આસક્તિની વેલછા.

**તાનો**, પુ૦ ટાણો; મેણું.

**તાપ**, પુ૦ [ સં. તપ્ ] સૂર્યની ગરમી; સૂર્યપ્રકાશ; તડકો. (૨) અગ્નિની ગરમી, આંચ. (૩) જ્વર; તાવ. (૪) ઘામ; ઉકળાટ; ગરમી; ઉષ્ણતા. (૫) પ્રતાપ; દોર; કરપ; હાક; ધાક. ડર. ક્રિ૦ પ્ર૦ તાપ આપવો= ગરમ કરી જોવું. તાપ દેવો=ધમકી આપવી તાપ સહેવો=દુઃખ વેઠવો. (૬) સંતાપ; દુઃખ.

**તાપડિયાં**, જુઓ તાપોડિયાં.

**તાપડું**, ન૦શણનું અથવારેસા ઓનું જાડા વણાટનું કપડું; શણપાટ.

**તાપણી**, સ્ત્રી૦ પાતળાં લાકડાંનું બળતું તે (૨) તાપવાની જગા કે પાત્ર તે સગડી.

**તાપણું**, ન૦ તાપણી; ભડકે બળે એવા દેવતા તે.

**તાપત્રય**, પુ૦ [ સં. ] આધિ, વ્યાધિ અને ઉપાધિ, એ ત્રણ દુઃખ-સંતાપો તે.

**તાપવું**, ક્રિ૦ અ૦ [સં. तप्] ગરમ થવું. (૨) તપ કરવું; દેહ દમીને વ્રતાદિક કરવાં. (૩) સંતાપવું; દુ:ખ દેવું; પીડવું. [તપસ્વી.

**તાપસ**, પુ૦ [સં.] તપ કરનારો;

**તાપિચ્છ**, ન૦ એક જાતની વનસ્પતિ; તમાલ.

**તાપી**, સ્ત્રી૦ [સં૦] ગુજરાતની એક મોટી નદી. (હિંદની પવિત્ર નદીઓમાંની એક ગણાય છે.)

**તાપોડો**, પુ૦ સખત તાપની જે સારે ગરમી તે; ઘામ; કઠારો. (૨) તાપને લીધે થયેલો ફોલ્લો.

**તાપોડિયું**, ન૦ તાપને લીધે થયેલું ગુમડું; ઘામને લીધે થતો ફોલ્લો.

**તાબડતોબ**, અ૦ તરતને તરત; એકદમ; સત્વર; જરા પણ વિલંબ વગર.

**તાબૂત**, ન૦ [અ.] તાબૂત; મહમદ પેગંબર સાહેબની દીકરીના દીકરા હસન અને હુસેનની યાદગીરીમાં મુસલમાન લોકો જે કબર જેવા ઘાટનો બનાવે છે તે; તાજિયો. (૨) જડ; દિઙ્મૂઢ; સમજણ વિનાનું.

**તાબે**, અ૦ [અ.] કબજે; વગ, સર. ક્રિ૦ પ્ર૦ તાબે થવું=કબજે કરવું.

**તાબેદાર**, વિ૦ તાબામાં હોય તેવું; અધીન; સેવક; નોકર. (૨) ઉતરતા દરજ્જાનું. (૩) પરાધીન. (૪) દબાયેલ.

**તાબેદારી**, સ્ત્રી૦ બીજાના તાબામાં હોઇએ એવી હાલત તે; પરાધીનતા; પરતંત્રતા. (૨) બીજાની સત્તા નીચે રહીને કામકાજ કરવું તે. નોકરી.

**તાબો**, પુ૦ [અ. तअब] કબજો; હવાલો; અધિકાર; ભોગવટો.

**તાબોટો**, જુઓ તાળોટો.

**તામડી**, સ્ત્રી૦ તાંબડી. [દેગડો.

**તામડો**, પુ૦ તાંબડો; હાંડો;

**તામસ**, સ્ત્રી૦ [સં. तमस्] ઝનુન; ક્રોધ; ગુસ્સો; ગરમ મિજાજ.

**તામસી**, વિ૦ ઉગ્ર-ક્રોધી સ્વભાવનું; ઝનુની; જલદ મિજાજનું.

**તામિસ્ત્ર**, ન૦ [સં.] અંધકારમય એક નરક.

**તામ્ર**, ન૦ [સં.] તાંબું.

**તામ્રપટ**, ન૦ [ સં. ताम्रपट्ट ] તાંબાનું પતરું; લેખ કોરેલું તાંબાનું પત્ર. (આગળના રાજાઓ બ્રાહ્મણ વગેરેને બક્ષિશ આપતા ત્યારે તે માટે તાંબાના પતરા ઉપર લેખ કરી આપતા.)

**તાયફો**, પુ૦ [ અ. तवायफ ] ટોળું; સમૂહ; મંડળ; જત્થો; સમવાય. (૨) ટોળામાં રહેલી મનુષ્યોનો સમૂહ. (૩) ગાવા બજાવવાનું કામ કરનાર રામજણી અને તેના સાથીઓ તે.

**તાર**, પુ૦ [ फा. ] પાતળો લાંબો તંતુ; તાંતણો; દોરો. (૨) ધાતુને ખેંચીને બનાવેલો લાંબો અને પાતળો આકાર. (૩) રેશમના અને ધાતુના તંતુઓને સાથે મેળવીને બના-

વેલો લાંબો દોરો તે; કસબ; જર. (૪) ચીકણી વસ્તુઓનો તંતુ જેવો પાતળો ભાગ તે. (૫) રેશમ અને કશળિયાની જાતના પાતળા ઝીણા તંતુઓ કે તાતણો. (૫) દેશી પાણાની ખુમારી; તાન. (આને તોર આવવો કહે છે.) (૬) તાબું અને બીજી ધાતુના એક સાથે આમળેલા લાંબા તંતુઓ. (આમા વીજળીને યોગે સંદેશા મોકલાય છે.) (૭) એવા તંતુઓમાંથી વિદ્યુચ્છક્તિ મારફતે મોકલાતો સંદેશો તે. ૩૦ પ્ર૦ એકતારતા=અભેદ. એકતાર થવું=એકરૂપ થઇ જવું તે. ક્રિ૦ પ્ર૦ તાર તૂટવો=સંપમાં વિક્ષેપ પાડવો; ધ્યાન ભંગ થવું. (૯) કાગળનો એક મોટો કકડો; તા-તાવ. (૧૦) તરી શકાય એવી જળના પૂરની હાલત તે. તાર નથી=તરાય એવો પ્રવાહ નથી; (૧૧) ઉદ્ધાર; અંત; છેડો.

**તારક**, [ સં ] તારનારો; ઉદ્ધારક. (૨) રક્ષણ કરનાર; પાર ઉતારનાર; તારણ કરનાર. (૩) તારો; આંદરણું.

**તારકસ**, પુ૦ [ સં. + કૃષ્= ખેંચવું ] કસબ તૈયાર કરતાર; તારને સાફ કરી ઉપર સોના ચાંદીનો ઢોળ ચઢાવવાનો ધંધો કરનારો તે.

**તારક્ષ**, પુ૦ ( સં. ) ગરુડ.

**તારણ**, ન૦ [ સં. તૃ ] મુક્તિ; છુટકારો; રક્ષણ. (૨) તારવી કાઢેલું જે તે. (૩) જે પાણીમાં અમુક ચીજ તારવવામાં આવેલી હોય તે પાણી. (૪) માલ ઉપર કરજાઉ નાણું લેતાં માલની કીમતના પ્રમાણમાં જે રકમ અનામત રાખવી પડે તે. જે નાણા બચતાં હોય તે.

**તારતમ્ય**, ન૦ [સં.] ભાવાર્થ; મુદ્દો; સારાંશ. (૨) વફાવત; ફેર.

**તારપછી**, અ૦ ત્યારપછી; તે બાદ.

**તારવવું**, ક્રિ૦ સ૦ [ સં. તૃ ] ખાતાવાર જમે ઉધારનો આંકડો નક્કી કરવો; એકાદી ચીજ બીજામાંથી તારવી જુદી પાડવી. (૨) દબાઇ ગયેલી ચીજને ઉંચી આણવી. (૩) પાણીમાં તારવી લેવું. (૪) નફો તોટો કાઢવો. (૫) ઉપર ઉપરથી લઇ લેવું.

**તારવું**, ક્રિ૦ સ૦ [સં. તૃ] તરીને પાર જાય એમ કરવું; પાપ વગેરેમાંથી મુક્ત કરવું; સંસારમાંથી મુક્તિ અપાવવી; ઉદ્ધારવું. ઉચ્ચ હાલતમાં આણવું; બચાવવું; રક્ષણ કરવું.

**તારા**, પુ૦ તારો; આકાશમાં દેખાતું ગ્રહમંડળ. (૨) ચકચકતી ગોળ ચકતીઓ, ટીપકીઓઃ-તારા ટીપકી. (૩) આંખની કીકી. (૪) ના૦ વાળી વાનરની સ્ત્રી; અંગદની માતા. સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની સતી રાણી. દેવોના ગુરુ બૃહસ્પતિની સ્ત્રી.

**તારાજ**, વિ૦ [ ફા. ] ભસ્મ થઇ ગયેલું; નામ નિશાન પણ ન રહેલું; પાયમાલ; ફના; જમીનદોસ્ત; નષ્ટપ્રાય.

તારાટપકી, સ્ત્રી૦ કસબમાં વપરાતા સોનેરી રૂપેરી તાર.

તારાપીડ, પુ૦ [સં.] ચંદ્રમા. (૨) કાશ્મીરનો એક રાજા. (૩) કાદંબરીમાંની કથાના નાયકનો પિતા.

તારામંડળ, ન૦ [ સં ] તારા–ગ્રહોનો જે સમુચ્ચય તે; ગ્રહમંડળ. (૨) અકીકનો પત્થર. ( આની સ્ત્રીઓને હાથે પહેરવાની બંગડીઓ વગેરે થાય છે ):–તારામંડળની બંગડીઓ.

તારામૈત્રક, ન૦ [ સં. ] આંખે આંખ મળતાં ઉત્પન્ન થયેલી મૈત્રી તે.

તારીખ, સ્ત્રી૦ [ अ. ] એક આખો દિવસ; દહાડો; રોજ; તિથિ. ( ૨ ) કાળ; સમય.

તારીજ, સ્ત્રી૦ [ फा. ] જમે ઉધારનું જે તારણ તે; ખાતાનો જમા ઉધારનો છેવટનો નક્કી આંકડો તે.

તારીફ, સ્ત્રી૦ [ अ. तअरिफ ] વખાણ; પ્રશંસા; સ્તુતિ; યશોગાન. (૨) શાબાશી. ક્રિ૦ પ્ર૦ તારીફ કરવી=વખાણ કરવાં. [સ્ત્રી; તરુણી.

તારુણી, સ્ત્રી૦ [ સં. ] જુવાન

તારુણ્ય, ન૦ [ સં. ] તરુણતા; જુવાની. [રૂપ.

તારું, સ૦ તુંનું છઠ્ઠી વિભક્તિનું

તારે, અ૦ ત્યારે; તે વખતે.

તારો, પુ૦ [ सं. तारक ] ગ્રહ; ચાંદરણું; તારક. (૨) ચળકતી નાની ગોળ ચીજ. (૩) ચંદ્રક; ચાંદો. (૪) આંખમાંની તેજાળ કીકી. (૫) પાણીમાં તરવામાં કુશળ તરનારો તે.

તાર્કિક, વિ૦ [ સં. ] તર્કશાસ્ત્ર જાણનારો. જુદા જુદા છ તાર્કિકો કહેવાય છે. (૧) વૈશેષિક, (૨) ઔલુક્ય, (૩) બાર્હસ્પત્ય, (૪) નાસ્તિક, (૫) લૌકાયતિક ને (૬) ચાર્વાક.

તાલ, પુ૦ [ સં ] કોઇ રાગ ગાતાં આંતરે આંતરે જે ભાર આપવામાં આવે છે તે. ( જુદા જુદા રાગ પ્રમાણે તાલના પણ–આદિ તાલ, એકકો, બિલંદી, સુરફાક, ત્રિતાલ, અને ચોતાલ, વગેરે ભેદ પાડેલા છે. ) (૨) સારી જુક્તિથી મઝા પડવી તે; ઉહેજત; રસ. (૩) તાલ આપવા જે કાંસાની જોડી તે. (૪) ખેલ પ્રપંચ. (૫) લાગ; અવસર; યોગ્ય સમય. (૬) તાડનું ઝાડ. (૭) ગોઠવણ; જમાવટ; સગવડ. [નાની ટોપી.

તાલકી, સ્ત્રી૦ તાલકું ઢંકાય એવી

તાલકું, ન૦ [सं. तालु] માથાની વચલો ને સૌથી ઉપરનો ભાગ. (૨)ચંદો.

તાલબંધ, વિ૦ તાલ ન તૂટે તેવી રીતે; કાળસર. (૨) યથા પ્રસંગ; લાગસર.

તાલમેલ, સ્ત્રી૦ અચ્છી તરેહે કરેલી ગોઠવણ તે. (૨) ઉપરની સફાઇ ને અંદર પ્રપંચ હોય એવી જે દેખાડવાની જુક્તિ તે; ટાપટીપ (૩) બાનું; નિમિત્ત.

તાલમેલિયું, વિ૦ તાલમેલ કરી જાણનાર તે; ખંધું; ઉપર ઉપરથી સાર દેખાડી પોતાનું કામ કાઢી લેનાર.

તાલવ્ય વિ૦ [ सं ] તાળવાનું; જેનો ઉચ્ચાર તાળવે જીભ અડકીને થતો હોય એવું.

તાલાવેલી, સ્ત્રી૦ અતિ આતુરતા; ઔત્સુક્યની અતિશયતા. જીવનું તલપાપડ થવું તે; ચટપટી. (૨) ગભરાટ; ઉદ્વેગ.

તાલીમ, સ્ત્રી૦ [ फा. ] શારીરિક કેળવણી; તરતીબ; કવાયત. (૨) ધંધાને લગતું જે વ્યાવહારિક શિક્ષણ તે; કારીગર કે ધંધાદારીના હાથ તળે રહીને લેવાતું જે શિક્ષણ તે; કેળવણી. (૩) કસરત કરવાનું ઠેકાણું; અખાડો. ક્રિ૦ પ્ર૦ તાલીમ આપવી=શિક્ષણ આપવું. તાલીમ લેવી=શિક્ષણ લેવું.

તાલીમબાજ, વિ૦ કસરત લેનારો; કસરતી. (૨) પૂરી તાલીમ લીધેલો; ધૂર્ત; ખેલાડી; ઠગ.

તાલીમબાજી, સ્ત્રી૦ ધૂર્તતાથી કામ કાઢી લેવાની કળા; ઠગબાજી; થાપ દેવાની યુક્તિ.

તાલુ, ન૦ [ सं. तालु ] તાળવું.

તાલુકદાર, પુ૦ જેના કબજામાં થોડાંક ગામ હોય એવો ગરાસિયો; નાના ગરાસનો ધણી. (૨) તાલુકાનો વહીવટ કરનાર સરકારી અમલદાર.

તાલુકદારી, સ્ત્રી૦ તાલુકાનો વહીવટ કરવાનું જે કામ તે. (૨) તાલુકાની મહેસુલ વગેરેના ઇજારાનું કામકાજ (૩) વિ૦ તાલુકદાર સંબંધી.

તાલુકો, પુ૦ अ. રાજ્યનાબંધીની સગવડ માટે સરકારે પ્રદેશના જે નાના નાના ભાગ પાડેલા હોય તે. પરગણું. (૨) સંબંધ; લાગતું વળગતું; તાબો; કબજો.

તાલે, ન૦ [अ.] નશીબ; ભાગ્ય.

તાલેમ, જુ૦ તાલીમ.

તાલેવર, જુ૦ તાલેવંત.

તાલેવંત, વિ૦ પૈસાદાર, તવંગર; શ્રીમંત. (૨) નશીબદાર.

તાલેવાન, વિ૦ પૈસાદાર; ગૃહસ્થ.

તાવ, પુ૦ [ सं. ताप ] શરીર ઉનું-ગરમ થવું તે; શરીરની સાધારણ ગરમીનું વધવું તે; જ્વર; તાપ; બુખાર. (તાવના જુદા જુદા ભેદ છે. જેવા કે—ટાઢિયો, એકાંતરિયો અને ચોથિયો, વગેરે.) ક્રિ૦ પ્ર૦ તાવ આવવો=શરીર ગરમ થવું. (૨) નહિ રૂચવું; (૩) તપાવવું તે. (૪) કાગળનો લાંબો પહોળો એક છુટો કકડો.

તાવડી, સ્ત્રી૦ તળવા વગેરેના કામનું એક ધાતુનું વાસણ; પેણી; કઢાઇ. [મોટું કઢાયું.

તાવડો, પુ૦ મોટી તાવડી; પેણો;

તાવણી, સ્ત્રી૦ [સં. તપ્] તાવવું તે; માખણનું ઘી બનાવાની ક્રિયા તે; તળવું તે.

તાવતરિયો, પુ૦ તાવ અને તાવ જેવા રોગાદિક તે, અનારોગ્યતા.

**તાવદાન**, ન૦ [ ફા. ] ખુરશીના માટની પાલખી. ( ૨ ) કાગળો રાખવાની ખાનાંવાળી પેટી. ( ૩ ) બારીનો કાચ. [સ્વભાવનું.

**તાવરખું**, વિ૦ તામસી; આકળા

**તાવરસું**, ન૦ પહેલી ખેડેલી જમીનનું પહેલું મહેસુલી વર્ષ. (૨) વિ૦ પહેલી ખેડનું ( ખેતર )

**તાવવું**, ક્રિ૦ સ૦ [ સં. તપ્ ] શુદ્ધ કરવાને ખૂબ ઉનું કરવું; તાપ દેવો. ( ૨ ) ખરાબ ધાતુ ભેળાયેલી હોય તો તે જુદી પાડવાને ગરમી આપવી તે. ( ૩ ) ખરા ખોટાની પરીક્ષા કરવી; ધમકી આપવી; કસીલેવું; નાણીલેવું. ( ૪ ) દમભેર ઉલટ સુલટ તપાસ કરવી.

**તાવિત**, વિ૦ [ સં. તાપિત ] તાવેલું; શુદ્ધ; ચોકખું.

**તાવી**, સ્રી૦ નાનો તવો; લોઢી.

**તાવીજ**, ન૦ [અ.] ભૂત વગેરે દૂર કરવા માટે મંત્રેલો કોઇ પણ તંત્ર: માદળિયું.

**તાવેથો**, પુ૦ તવીમાંથી રોટલો ઉખાડવાનું એક ઓજાર; તવેથો. ( ૨ ) ચામડી ઉપર દાઝયા જેવા ડાઘ તે; ચાઠાં.

**તાશેરો**, પુ૦ તાસીરો; તાલ; ધાટ.

**તાસ**, પુ૦ [ અ. ] કાંસાની ઘડી; ચાસર. (૨) કલાક. (૩) છાજ; ઓપ; ચળકાટ; ઓપવાળો કસબ. ( ૪ ) લહેઝત; સ્વાદ; મઝા; રંગ. ( ૫ ) એક જાતનું કપડું.

**તાસક**, સ્રી૦ છાછરી થાળી; તાટ; મોટી તબકડી. ( ૨ ) છીબું ( ૩ ) રકાબી. ( ૪ ) ચિત્ર અથવા ભાત વાળી પાન ગુલાબ મૂકવાની સુંદર પહોળી રકાબી.

**તાસકડી**, સ્રી૦ નાની તાસક.

**તાસકી**, સ્રી૦ તબકડી. [કપડું.

**તાસતો**, પુ૦ એક જાતનું રેશમી

**તાસીર**, સ્રી૦ [ અ. ] આકાર; ઘાટ. ( ૨ ) છાપ; પ્રતિબિંબ; તરેહ. ( ૩ ) સ્વાદ ઉપજે એવી જમાવટ; મઝા; લહેઝત. [ઘાટ; મઝા; લહેઝત.

**તાસીરો**, પુ૦ તાસીર; તાલ;

**તાસું**, ન૦ [ અ. ] તાસક જેવા ધાતુના વાસણને ચામડું મઢી બનાવેલું એક જાતનું નગારૂં; પેટ ઉપર રાખીને વગાડવાનું વાદ્ય.

**તાળ**, સ્રી૦ [ સં. તાલ ] ગાયનમા ભાર દેવાને કે યતિ બતાવવાને જે તાળી દેવા આપવામાં આવે છે.. તે; તાલ. ( ૨ ) તાલ લેવાની ઝાંઝ. ( ૩ ) કાંસાની નાની જાડી છાલીઓ તે.

**તાળવું**, ન૦ [ સં. તાલુ ] મોંની અખીલનો ઉપલો ભાગ. (૨) માથાના ગોળાનો છેક ઉપલો ભાગ; ખોપરી. કહે૦ તાળવે ગોળ લગાડવો=લાલચ બતાવવી તાળવે જીવ રહેવો=ઘણી ચિંતા થવી.

**તાળાકુંચી**, સ્રી૦ તાળું ને કુંચી એક તે. (૨) ભાગ્યનો પડદો. ક્રિ૦ અ૦ તાળાકુંચી દરવી=ખૂબ ચોકસી

બરોબર બંધ કરવું. ( ૩ ) કોઇ વસ્તુને સુરક્ષિત રાખવાનું ઠેકાણું.

**તાળી**, સ્ત્રી૦ [ સ. ताल ] બે હાથેજોઓને એક બીજી સાથે અફાળવાથી થતો જે અવાજ તે; તાલ. રૂ૦ પ્ર૦ તાળી પાડવી=મશ્કરી કરવી; હાંસી કરવી. ( ૨ ) ઉત્તેજન આપવું. તાળીઅ પવી=આનંદ-અભિમાન લેવું. ( ૨ ) બીજાને હસવું. ( ૩ ) કોલ આપવો. તાળી લેવી=ખુશાલીથી મલકાવું. તાળીવાગવી=ગરબા ગવાવા.

**તાળુ**, ન૦ [ સ. तालु ] તાળવું.

**તાળું**, ન૦ [ સ. तालक ] બારણાંને લગાડવામાં આવતી ધાતુની કળ તે; ચાવી વગર ઉઘડી શકે નહિ એવી એક બનાવટ. ( ૨ ) ઉઘડે નહિ એવું તે; મર્યાદ; શરમ.-સ્ત્રીને મોટે તાળું છે. ક્રિ૦ પ્ર૦ તાળું મારવું=બંધ કરવું; તાળું દેવાવું=બંધ પડી જવું; નસંતાન જવું; ભાગ્ય ફરી વળવું. તાળું ભાંગવું=બળ જોરીથી કામ કરવું; ઘર ફોડવું.

**તાળો**, પુ૦ હિસાબ ખરો છે કે ખોટો તે જાણવાની યુક્તિ; મેળ; સાબીતી; પ્રમાણ; દાખલો. (૨) જોગ; સંયોગ. (3) અનુકૂળતા. ક્રિ૦ પ્ર૦ તાળો મેળવવો=મેળ મેળવવો; જોગ સાધવો.વરવધૂના ગ્રહોનું આનુકૂલ્ય તે

**તાળોટો**, પુ૦ જોરથી બે હાથની હાથેલીઓ એક એક ઉપર અફાળી ને અવાજ કરવો તે; મોટી તાળી તે. ક્રિ૦ પ્ર૦ તાળોટા પાડવા=હાંસી કરવી; ફજેતી કરવી.

**તાંડવ**, [ સં. ] પુરૂષનું નૃત્ય; શિવનો નાચ; તંડુ મુનિએ શોધી કાઢેલું નૃત્ય.

**તાંત**, સ્ત્રી૦ ચીકણી પાતળી ચામડીની રસી તે ( મોટે ભાગે પિંજણની દોરી તરીકે વપરાય છે. ) (૨) જડાવ દાગીનો. રૂ૦ પ્ર૦ તાંત જેવું=ખૂબ ચીકણું. એકતાંત થવું=મળી જવું. કહે૦ તાંતતૂટવી=આશા તંતુ તૂટી જવો; કુસંપ થવો.

**તાંતણો**, પુ૦ [ સં तन्तु ] નાનો તાર; તંતુ; દોરો; ( ૨ ) રેસો. ( ૩ ) જનોઇ. કહે૦ તાંતણા છે તે તોડી નંખાય?=વગર મોતે કાંઇ મરી જવાય? =તાંતણે જીવ ટંગાવો=ફિકરમાં રહેવું.

**તાંતરડી**, સ્ત્રી૦ પાતળો ઝીણો લાંબો તાંતણો; નાજુક બાંધાનું; ફેરા.

**તાંતરવું**, ક્રિ૦ સ૦ તંતુજાળથી સુંચવવું. (૨) મંત્રતંત્રાદિકથી ભમાવવું; તંતરવું.

**તાંતો**, પુ૦ તાંતણો; તાર; દોરો; તંતુ. (૨) પંક્તિ; હાર.

**તાંત્રિક**, પુ૦ [ સં. ] તંત્રશાસ્રવેત્તા મંત્રતંત્રાદિક જાણનારો. (૨) ઉપરચોટિયું.

**તાંદળજો**, પુ૦ લીલાં પાનની એક ભાજી. ( આ ભાજી રેચક અને દોષઘ્ન ગણાય છે. )

**તાંદળા**, પુ૦ [ સં૦ तण्डुल ] સામો વગેરે ખાંડતાં છોડાં ઉખડી જઇ નીકળેલા જે ચોખ્ખા કણ તે; ચોખા. ( ૨ ) ભરડેલાં મરીની ફાડો. રૂ૦ પ્ર૦ તરીતાંદળા=જુદેજુદું.

**તાંદુલ**. પુ૦ [સં. तंडुल] ચોખા.

**તાંબડ**, ન૦ તાંબા પીતળનું દેવસેવાનું વાસણ; તરભાણું ( ૨ ) તાંબાની બનાવટ તે. [સહેજ રાતું.

**તાંમ્રડ**, વિ૦ તાંબાના રંગનું:

**તાંબડી**, સ્રી૦ તામડી. વટલોઇ. ક્રિ૦ પ્ર૦ તાંબડી ફેરવવી=ભીખ માગવી; ( ૨ ) વટલોઇએ ઘી પીરસવું.

**તાંમડો**, પુ૦ દેગડે ; હાંડો.

**તાંબાકુંડી**, સ્રી૦ તાંબા પીતળનું ઉનું પાણી કાઢવાનું પહોળું વાસણ: તાંબાનું તગારું.

**તાંબિયો**, પુ૦ તાંબાનો લોટો. ( ૨ ) કાંસિયો વાડકો. ( ૩ ) તાંબાનો સિક્કો; પૈસો.

**તાંબું**, ન૦ [ સં તામ્ર ] આછા રતા રંગની એક અમલ ધાતુ તામ્ર; તાંબું. ( એમ કહેવાય છે કે લોઢાની પણ પહેલાં તાંબું શોધી કાઢવમાં આવ્યું હતું. ક્રિ૦ પ્ર૦ તાંબું ખાવું=તાંબાની ભસ્મ ખાઇ જુવાન બનવું. રૂ. પ્ર૦ તાંબાનો રૂપિયો=ખોટા રૂપિયા જેવું; બાદલી; ન ભળે એવું. તાંબાની ઘડી તેર વાનાં માગે=ઘર ચલાવવામાં ઘણી વસ્તુઓની જરૂર પડે.

**તાંબુલ**, ન૦ [ સં. ] નાગરવેલના પ.ર.નાં પાન તે. ( ૨ ) નાગરવેલના પાનની વાળેલી બીડી-પટ્ટી તે.

**તાંબુલી**, સ્રી૦ [સં.] નાગરવેલ.

**તાંસળું**, ન૦ કાંસાનો મોટો વાડકો; તાંસળી; તાંસિયો. ( ૨ ) ભાણું; ખાવાનું વાસણ. રૂ૦ પ્ર૦ તેર તાંસળી=એક ભાણે જમનારી છતાં જુદી તેર જાતો.

**તાંસિયો**, પુ૦ કાંસિયો; તાંસળું.

**તાંહાં**, અ૦ ત્યાં.

**તિકડ**, સ્રી૦ ટિટિ; પાસ.

**તિકકડ**, પુ૦ જાડો બેડોળ રે.ટલો; ભાખરો. ક્રિ૦ પ્ર૦ તિકકડ ટીપવા=રોટલા કરવા; જેમ તેમ રાંધી ખાવું.

**તિકત**, વિ૦ [ સં. ] તીખું; આકરું. ( ૨ ) ના૦ મરાયાં, તીખા.

**તિખાશ**, સ્રી૦ તીખાપણું તીખું લાગવું તે. ( ૨ ) થોડું તીખું હોય તે. ( ૩ ) સ્વભાવની જે ઉગ્રતા તે; આકરાપણું જલદપણું.

**તિગ્માંશુ**, પુ૦ [ સં. ] ગરમ કિરણવાળ તે-સૂર્ય; સૂરજ.

**તિજોરર**, પુ૦ [ અ. ] જેના હવાલામાં નાણાં રહેતાં હોય તે; ફોતીદાર. ખજાનચી. જામદાર; ભંડારી.

**તિજોરી**, સ્રી૦ નાણાં રાખવાની જગા; ભંડાર; જામદારખાનું; કોષ; કોષાગાર. (૨) નાણાં વગેરે રાખવાની મજબુત લોખંડી પેટી. (૩) નાણું લેવા આપવાને રાખવાનું સ્થાન તે. ( ૪ ) જમા નાણું.

**તિતાલીય'**, વિ૰ નમાલું (૨) તીખા સ્વભાવનું, છકેલું, જલદ મિજાજનું, તોછડું

**તિતિક્ષા**, સ્ત્રી૰ [ સં. ] ધીરજ, સબુરી ખામોશ. [પંખી, તેતર.

**તિત્તિર**, ન૰ કબુતરના જેવું એક

**તિથિ**, સ્ત્રી૰ [ સં. ] પખવાડિયાનો પંદરમો ભાગ. ચંદ્રની ગતિને અનુસરતો દિવસ તે, તારીખ, દહાડો, રોજ. (૨) મરણાદિકનો સાંવત્સરિક દિવસ, બારમાનો દિવસ.

**તિમિર**, ન૰ [ સં. ] અંધારૂ, અંધકાર (૨) અજ્ઞાન. (૩) તમ્મર; દૃષ્ટિદોષ, સ્પષ્ટ નહિ દેખાવું તે

**'તિમિંગલ**, પુ૰ [ સ. ] મોટું માછલું; મગરમચ્છ. (૨) મગર

**તિરસ્કરિણી**, સ્ત્રી૰ [ સ. ] પડદો; ચક, આડો અંતરપટ.

**તિરસ્કાર**, પુ૰ [ સં ] તુચ્છ ગણી નાખવું તે; તુચ્છકાર, ધિક્કાર; અનાદર. ફિટકાર. ક્રિ૰ પ્ર૰ તિરસ્કાર કરવો=તુચ્છકારવું.

**તિરસ્કૃત**, વિ૰ [ સં. ] તિરસ્કારી કાઢેલ, તરછોડેલું; તુચ્છ ગણી નાખેલું

**તિરસ્ક્રિયા**, સ્ત્રી૰ [ સં. ] તિરસ્કાર કરવો તે, તિરસ્કાર, અનાદર.

**તિરાહિત**, વિ૰ જુઓ ત્રાહિત.

**તિરોધાન**, ન૰ [ સં. ], અંતર્ધાન; દેખાવ બંધ થઇ જવું તે.

**તિરોભાવ** પુ૰ [ સં ] અભાવ; નહિ હોવાપણું, ગુમતા, અદૃશ્યતા.

**તિરોહિત**, વિ૰ આ તર્હિત; અદૃશ્ય રહેલું એવું [આડું.

**તિર્યક**, વિ૰ [ સં. ] વાંકું;

**તિર્યક**, ન૰ [ સં. ] પેટે ચાલનારાં હલકાં પ્રાણીઓ. (૨) પંખીઓ. (૩) નાનાં જીવડાં.

**તિલ**, પુ૰ [સં.] તલ; જેમાંથી તેલ કાઢવામાં આવે છે તે બી; તિલમાત્ર=જરાક તલ-તિલ-ભાર વજન =છેક થોડું તે.

**તિલક**, ન૰ [ સં. ] ધર્મ-સંપ્રદાય દેખાડવાને કપાળમાં ચંદનાદિકથી જે અમુક તરેહનું ચિહ્ન કરે છે તે; ટીલું. (૨) ભૂષણ રૂપ હોય એવું જે તે.

**તિલકાયિત**, મુખ્ય; પાટવી; તિલાડ

**તિલકિયું**, ન૰ તિલક કરવાનું બીબું, મુદ્રા. (૨) ચંદન વગેરે ભિંજવી રાખવાનું પાત્ર; કંકાવટી. (૩) વિ૰ તિલક કરનારૂં.

**તિલાટ**, વિ૰ રાજ્ય તિલકને યોગ્ય, પાટવી; વડું; મુખ્ય. (૨) ગાદીવારસ; વડો રાજકુંવર (૩) પહેલી પૂજાને યોગ્ય.

**તિલાણો**, પુ૰ જેમાં કોમળ સ્વર ઘણા આવે એવો એક રાગ

**તિહાં**, અ૰ ત્યાં (કવિતામાં).

**તીકમ**, પુ૦ [ सं. श्रीक्रम ] શ્રી કૃષ્ણ. (૨) બંને બાજુએ પાનાં હોય એવી જમીન ખોદવાની કોદાળી.

**તીક્ષ્ણ**, વિ૦ [ सं. ] તરત લાગી જાય એવું; બારીક ધારનું; આકરી અણીવાળું; તીખું; કડક. (૨) સુબુદ્ધિ; ચપળ; ચાલાક. (૩) ઉગ્ર; તેજ; આકળું; ઝટપી; લાગણી દુખવે એવું.

**તીખટ**, વિ૦ તીખું.

**તીખાં**, ન૦ મરી.

**તીખું**, વિ૦ [ सं. तीक्ष्ण ] ચરચરાટ ઉત્પન્ન કરે એવું. (૨) ગરમ મિજાજનું; ઉગ્ર; આકળું. (૩) તેજદાર; પાણીવાળું; આકરૂં; ગરમ. (૪) ના૦ ખરૂં લોહું; પોલાદ.

**તીજ**, સ્ત્રી૦ [सं. तृतीया] પખવાડિયાનો ત્રીજો દિવસ તે; ત્રીજ.

**તીજું**, વિ૦ ક્રમે ત્રણ ઉપરનું; ત્રીજું. [ ટપકું.

**તીટ**, ન૦ કાજળ; મેશ.:–તીટનું

**તીડ**, ન૦ વનસ્પતિ અને પાકનો નાશ કરનારાં ઉડતાં જીવડાં. (બહુવચને વપરાય છે. તીડની માદા રોજ પચાસથી સો ઇંડાં મૂકે છે અને એક મહીનામાં તે પુખ્ત ઉમ્મરે પહોંચે છે. મોટાં વાદળા જેવાં તેનાં ટોળાં આકાશને ઢાંકી દે છે અને જ્યાં વનસ્પતિ અને પાક દેખે છે ત્યાં ઉતરી પડે છે અને જે બાગમાં તે ઉતર્યાં હોય તે બાગમાં એક લીલું પાંદડું કે પાકનો કણ પણ તેમનાથી બચવા પામતો નથી. ઘણા પ્રાચીનકાળથી તીડો એક મોટી આફત સમાન ગણાય છે. ઋતુનો વરસાદ થઇ રેતી ભિંજાય છે એટલે તીડની માદાઓ તેમાં ઇંડા મૂકે છે. એક દિવસમા ૩૬ માઇલ લગી તે ઉડે છે. જેવા ઝપાટે તે ઉત્પન્ન થાય છે તેવાંજ ઝપાટાબંધ મરી જાય છે અને તેમનાં કહોતા ખોખાથી હવા બગડી ઉજડ થયેલો દેશ પાછો મરકી જેવા રોગમાં ફસાય છે. અગણિત સંખ્યાને લીધે અતિશયતા બતાવવાને 'તીડના ટોળા' એમ કહેવાય છે )

**તીણું**, વિ૦ [ सं. तीक्ष्ण ] બહુ ઝીણી અણીવાળું; સૂક્ષ્મ આકરી ધારનું. (૨) તીવ્ર; આરપાર નીકળી જાય એવું; ઝીણુંને લાંબું

**તીતી**, સ્ત્રી૦ ચકલી.

**તીતીઘોડો**, પુ૦ ઘાસ ઉપર થતું નાની પાંખવાળું એક જીવડું; તીડ. શલભ. (૨) ચંચળ મનનું માણસ; ઉતાવળિયો માણસ. તીતીઘોડા જેવું = ખાલી ધાધલ કરનાર; અસ્થિર મનનું.

**તીન**, વિ૦ [ हिं. ] ત્રણ. રૂ૦ પ્ર૦ તીન પાંચ=પતરાજ; શેખી; મીજાજ.

**તીર**, પુ૦ [ सं. ] ભાલા જેવું ફણું લગાડેલી સોટી કે જે ધનુષ્ય ઉપર ચઢાવી દૂર ફેંકાય છે; બાણ. (૨) જળાશયનો કાંઠો; કિનારો. (૩) આડકી (છપેરાની). રૂ૦ પ્ર૦ પોશરૂં તીરન્તીર જેવું સીધું. કહે૦ વાગ્યું તો

તીર નહિ તો તુક્કો=કાર્ય થયું તો ઠીક અને ન થયું તોપણ ઠીક.

**તીરકસ**, વિ૰ ખેંચેલા તીર જેવું વાંકું; ત્રાંસું; કોણવાળું; વક્ર; આડું. (૨) ના૰ ભાળિયું. ( ૩ ) ગોળનો એકાદો ભાગ તે.

**તીરછું**, વિ૰ તીરની માફક આડું રહેલું; વાંકું; કતરાતું.

**તીરથ**, જુ૰ તીર્થ.

**તીરથવાસી**, વિ૰ (ના૰) તીર્થમાં વાસ કરી રહેલ; વાનપ્રસ્થ; તીર્થયાત્રામાં ફરતું.

**તીરપાઇ**, સ્ત્રી૰ ત્રણ પાયાની બેસણી; ઘોડી; ત્રિપાઇ.

**તીરવો**, પુ૰ બાણગામ; બાણ જેટલે દૂર જઇ શકે તેટલું અંતર તે.

**તીરંદાજ**, પુ૰ [ फा॰ ] તીર મારવામાં બાહોશ હોય એવો જે માણસ તે; તીરથી નિશાન પાડનારો; તીરંબાજ.

**તીરંબાજ**, પુ૰ તીર મારવામાં અતિકુશળ એવો જે તે; તીરનો ખેલાડી; ધનુર્ધર; ધન્વી; કામઠાબાજ; તીરંદાજ.

**તીરંબાજી**. સ્ત્રી૰ તીરથી નિશાન પાડવાની જે કળા તે; ધનુર્વિદ્યા. (૨) અમુક નિશાન માંડી તેને તીર મારવાની જે સરતની રમત તે. ( ૩ ) આગલા વખતમાં થતી એક ક્રૂર શિક્ષા. ( રાજદ્રોહના અપરાધીને જમીનમાં અરધો દાટવામાં આવતો ને પછી ~~~ તેની ઉપર તીર મારવાનું ફરમાન થતું. ) (૪) ચારે તરફથી ખૂબ હેરાન કરવું તે. ક્રિ૰ પ્ર૰ તીરંબાજી કરવી=ચારે તરફથી તીર મારીને મારી નાખવું; ખૂબ હેરાન કરવું.

**તીર્થ**, ન૰ [ સં. ] પુણ્યસ્થાન; ધર્મક્ષેત્ર; દેવસ્થાનની જગાઓ. ( ૨ ) પવિત્ર જળ. ( તીર્થ ત્રણ વિધનાં છે: ૧ જંગમ; ૨ માનસ; ૩ સ્થાવર). ક્રિ૰ પ્ર૰ તીર્થ કરવું=પુણ્યભૂમિમાં ફરવું. તીર્થે મુંડાવું=સ્થાન પર ગેરલાભે પણ કામ કરવાની ફરજ પડવી તે. તીર્થરાજ=પ્રયાગ; જ્યાં ગંગા જમના ને સરસ્વતીનો સંગમ થાય છે તે સ્થાન. [તિ; તીરથજાતરા.

**તીર્થયાત્રા**, સ્ત્રી૰ તીર્થોમાં ફરવું

**તીર્થરૂપ**, વિ૰ તીર્થસમાન–મા-બાપ, વડીલ વગેરે તે; બાપ.

**તીર્થસ્વરૂપ**, વિ૰ તીર્થસમાન; પુણ્યસ્વરૂપ. ( વડીલને માટે આ લગાડાય છે. )

**તીર્થંકર**, [ સં. ] જૈન મતમાં મનાતો મોટો અવતારી આચાર્ય; જિન. ( ૨ ) તત્ત્વજ્ઞાની.

**તીવ્ર**, વિ૰ [ સં. ] તીક્ષ્ણ; તીખું. ( ૨ ) અતિ ઉનું. ( ૩ ) દુઃસહ. ( ૪ ) બહુજ કડવું; તીખું; આકરૂં. ( ૫ ) કઠણ; ગરમ; તેજ; ઉતાવળું.

**તીવ્રતા**, સ્ત્રી૰ [સં.] તીક્ષ્ણતા. ( ૨ ) ગરમી; ઉષ્ણતા. ( ૩ ) આકરાપણું. ( ૪ ) ઉતાવળ. ( ૫ ) દુઃસહતા.

**તીસ**, વિ૦ ત્રિશ; ત્રણ વાર દસ તે; ૩૦. (૨) સ૦ તેનું.

**તીસમારખાં**, વિ૦ જોહુકમી કરનાર; જદ્દેલ; ગરમ મિજાજી. (૨) લડાઇખોર

**તુઇ**, સ્ત્રી૦ દોરી; ફિત.

**તુએર**, સ્ત્રી૦ [ સં. તુવર ] એક દ્વિદલ ધાન્ય, તુવર; તુવેર.

**તુક**, સ્ત્રી૦ ટૂક; પર્વતનું શિખર. (૨) કવિતાની કડી; પદ ચરણ. (૩) લાજ; શરમ. (૪) ટેક; સ્વાભિમાન.

**તુકડી**, સ્ત્રી૦ ટુકડી; ટોળી; માણસોની બહુ મોટી સંખ્યામાંથી જુદો પાડેલો અમુક સંખ્યાનો એક વિભાગ.

**તુકડો**, પુ૦ કકડો; વિભાગ; ટુકડો. રૂ૦ પ્ર૦ તુકડે તુકડે=થોડે થોડે; ભાગલે ભાગલે

**તુકમ**, ન૦ [ફા.] વીર્ય; બીજ; તુખમ. (૨) વંશ; કુળ. કહે૦ તુખમે તાસીર અને સોબતે અસર.

**તુકમરિયાં**, ન૦ એક જાતનાં અરીના જેવાં બિયાં. [કવો-પતંગ.

**તુકલ**, સ્ત્રી૦ ટુકલ; મોટો કન-

**તુક્કો**, પુ૦ ટચકારો; નાની વાત. (૨) બુટ્ઠો તીર; છગોરું ખોસેલું બાણ. કહે૦ વાગ્યો તો તીર નહિ તો તુક્કો=થયું તો ઠીક અને ન થયું તોપણ ઠીક. યત્ન કર્યામાં કંઇ ન જાય.

**તુખમ**, જુઓ તુકમ.

**તુચ્છ**, વિ૦ [સં.] કંઇજ કામનું નહિ એવું; જેને ધિક્કારીએ એવું. (૨) છેક નીચી જાતનું; સત્વ વગરનું. (૩) હલકું; અધમ. (૩) અલ્પ. ક્રિ. પ્ર૦ તુચ્છકારવું=તરછોડવું. તુચ્છ ગણવું-માનવું=નહિ લેખવવુ.

**તુચ્છકાર**, પુ૦ તુચ્છ ગણી નાખવું તે; તિરસ્કાર; અનાદર; અવગણના; ધિક્કાર. ક્રિ૦ પ્ર૦ તુચ્છકાર કરવો=તિરસ્કાર કરવો; અવગણના કરવી.

**તુચ્છકારવું**, ક્રિ૦ સ૦ તુચ્છ ગણી કાઢવું; તિરસ્કાર કરવો; ફટફટ કરી નાખવું; અવગણના કરવી.

**તુજ**, સ૦ તારૂં (કવિતામાં).

**તુટક**, વિ૦ તૂટેલું; ખંડિત. (૨) છૂટું; કકડે કકડે; છુટક. (૩) છૂટું પડી ગયેલું. (૪) અધુરૂં; અપૂર્ણ.

**તુટફાટ**, સ્ત્રી૦ તૂટવું અને ફાટવું જે તે. (૨) સંપસ્નેહમાં પડેલો જે ખતરો તે; બગાડ; વાંધોવચકો તે; વિગ્રહ. (૩) ટમી પડવું વગેરે તે; ખરાબત; ઓછપ; નુકસાની વગેરે તે.

**તુટવું**, ક્રિ૦ અ૦ તૂટવું; ખેંચાવાથી જુદું પડી જવું; સંબંધ છૂટો પડી જવો. (૨) મૈત્રીમાં ભેદ પડવો; અનુબંધ જતો રહેવો; આસ્થા નહિ રહેવી (૩) એકદમ ઉપરથી ... ; નિયમબંધ છૂટી પડવું ... માંડ ચલાવવો. (૪) ... છિન્નભિન્ન થવું; ...

**તુટીચાર**, ... દમતમાં એક ...

પીંજણ પર એક એમ ચાર પટે તે દાવ. (૨) વિ૦ જેના શરીરના બંધ ઢીલા થઇ ગયા હોય એવું; નિર્બળ; અશક્ત.

**તુઠવું**, ક્રિ૦ અ૦ તુષ્‍માન થવું પ્રસન્ન થવું; તુઠવું.

**તુણવું**, ક્રિ૦ સ૦ [ સં. તૃણ ] વણાટના તાર આઘાપાછા થઇ ગયા હોય તે નવા નાખી સમારવું; ઓટવું.

**તુણિયાર**, વિ૦ તુણવાનું કામ કરનાર; તુણિયો. [કરનારો.

**તુણિયો**, પુ૦ તુણવાનું કામ

**તુતક**, ન૦ વહાણ-સ્ટીમર વગેરેનો ઉપલો ભાગ; વહાણની અગાશી.

**તુતંબ**, ન૦ જૂઠ; ખોટાઇ. (૨) જાળ; પ્રપંચ; કાવતરું. (૩) ટંટાફિસાદ-જનક ધાંધલ

**તુતિયો**, પુ૦ જૂઠ કરનારો; જૂઠો; પ્રપંચી. [મેના.

**તુતી**, સ્ત્રી૦ એક નાનું પંખી (૨)

**તુતુ** ન૦ કુતરું. (બાળ ભાષામાં) (૨) અ૦ કુતરાને બોલાવવાનો શબ્દ. કહે૦ તુતુ કહેતાં આવે ને હરેહરે કહેતા જાય=સ્વમાન રહિત માણસ.

**તુનવું**, જુઓ તુણવું.

**તુમડી**, સ્ત્રી૦ [સં. તુંબી] તુંબડી; દુધીની જાતિનો એક વેલો અને તેના ફળનું કોટલું. (તુમડીને ગોળ ઘડા જેવાં ફળ થાય છે, ખાવાઓ વગેરે તેમાંથી ગર કાઢી નાંખી પાણી વગેરે ભરવાના લે છે. એ તુંબડું તંતુવાદ્ય બનાવવાના કામમાં પણ આવે છે. તુમડીના ફળ તુમડા કહેવાય છે. )

**તુમડું**, ન૦ [ સં. ] તુંબડું; તુમડીનું ફળ (૨) તુમડી પાત્ર. (૩) માથાના હાડકાનું ગોળ ખોખું તે; માથું. રૂ૦ પ્ર૦ તુમડા ચાળવવાં=બે પક્ષને લડાવવા. તુમડાં ફોડવાં=માથાં ફોડવાં. પારકે તુમડે તરવું=બીજાની સહાયથી કામ કરવું. પોતાને તુમડે તરવું=આપ બળથી કાર્ય કરવું. તુમડીમાં કાંકરા =અર્થ નહિ સમજાય એવું.

**તુમલું**, ન૦ માથાનું ઉપલું હાડકું; ખોપરી; રૂ૦ પ્ર૦ તુમલું તૂટી જવું=માથું ભાંગી જવું. (૨) બહુ મહેનત પડવી.

**તુમાન**, સ્ત્રી૦ [ ફા. ] લેંઘો; ચોરણી; મોટો સુરવાળ.

**તુમાર**, પું૦ [ફા.] પત્ર અથવા પત્રવ્યવહાર, કે જેની ઉપર ચઢતા ઉતરતા અમલદારોના અભિપ્રાયોની નોંધ, લખેલી હોય. ક્રિ૦ પ્ર૦ તુમાર ચલાવવો=લિખિત અભિપ્રાય મંગાવવો. (૨) કામ લંબાવવું.

**તુમુલ**, વિ૦ [સં.] સખત; કપરું; કોલાહલ અને ધાંધલ ભરેલું.

**તુરત**, જુઓ તરત.

**તુરંગ**, પુ૦ [સં.] ઘોડો, અશ્વ (૨) તરંગ; મોજો. (૩) મનસ્વ વિચાર; તર્ક; બુદ્ધિ; ખ્યાલ. (૪) ન૦ [ફા.]. કેદખાનું.

તુરંગમ, પુ૦ [સં.] ઘોડો.

**તુરંગી**, વિ૦ જેમ મનમાં આવ્યું હોય તેમ કરનાર; ખ્યાલી; સ્વચ્છંદી; મનમોજી.

**તુરાઇ**, સ્ત્રી૦ મુખથી વગાડવાનું એક વાજું.(૨) સાળવીનું એક ઓજાર.

**તુરાશ**, સ્ત્રી૦ તુરાપણું. (૨) સહેજ તુરું હોય એવું તે.

**તુરીયું**, ન૦ એક જાતનો વેલો અને તેનું ફળ, ઘીસોડું. (કાઠી.) (તુરીયાં શાકમાં વપરાય છે.)

**તુરી**, પુ૦ સાળનો કાંઠલો. (૨) બે તરફ અણીવાળો ખીલો. (૩) ઘોડો; અશ્વ. (૪) ઢેડ લોકોનો ભવાયો. (૫) સવાઇનું એક વાજું.

**તુરીય**, વિ૦[સં.] ચોથું. તુરીયાવસ્થા=જીવાત્માની ચોથી અવસ્થા તે. (૨) બ્રહ્મ તુરીયવર્ણ=ચોથો વર્ણ; શૂદ્ર.

**તુરીયાતીત**, વિ૦ [સં.] યોગની ચોથી અવસ્થાને પસાર કરી ગયેલું; ચોથી અવસ્થાથી ભિન્ન. (૨) બ્રહ્મ; ઇશ્વર.

**તુરૂં**, વિ૦ કષાય; મિશ્રસ્વાદનું; મગરૂં; બેસ્વાદું. ચિકાશ રહિત; લુખું.

**તુરો**, પુ૦ તોરો; ફૂલનો નાનો હાર; છોગું; કલગી. (૨) સર્વોપરિ; ભૂષણ રૂપ.

**તુર્કી**, ન૦તુર્ક લોકોનો મુલક-રાજ્ય તે; શાહમૃગનું એક મોટું પંખી.

**તુર્ત**, જુઓ તરત.

**તુર્યો**, જુઓ તુરીય.

**તુલના**, સ્ત્રી૦ [સં.] એક વસ્તુને બીજી વસ્તુ સાથે સરખાવવી તે; સરખાપણું; બરોબરી (૨) ઉપમા; તોલ; કિમ્મત; કદર; બુજ. ક્રિ૦ પ્ર૦ તુલના કરવી=કિમ્મત કરવી; સરખાવી જોવું. કદર કરવી; બુજ જાણવી.

**તુલા**, સ્ત્રી૦ [સં.] તોળવાનો કાંટો; ત્રાજવા. (૨) તોળવું તે; વજન કરવું તે ક્રિ૦ પ્ર૦ તુલા કરાવવી=પોતાની ભારોભાર બીજી ચીજ જોખાવવી. (૨) પોતાના વજનની બરાબર સુવર્ણાદિકનું વજન કરાવી તેનું દાન કરી દેવું તે. (૩) વજન; માપ, પ્રમાણ. (૪) સરખાપણું; સમાનતા. (૫) જોખ; કાટલાં. (૬) સૂર્યના ભ્રમણ માર્ગમાંની બાર રાશિઓમાની એક રાશિ.

**તુલાદાન**, ન૦ [સં.] પોતાની ભારોભાર સુવર્ણાદિક તોળાવી તે દાનમાં આપી દેવું તે. [મું: સમાન.

**તુલિત**, વિ૦ [સં.] તોળેલું; સર-

**તુલીક**, અ૦સુધી; લગી. [ભેળું.

**તુલું**, વિ૦ તુષમાન; પ્રેમઘેલું;

**તુલ્ય**, વિ૦[સં.] સરખું; સમાન; બરોબરીનું; સમોવડ. (૨) ઉપમા.

**તુવર**, સ્ત્રી૦ [સં. તુવર] એક જાતનું દ્વિદળ ધાન્ય; એક કઠોળ. તુએર. (એની દાળ થાય છે. કઠોળમાં એ સૌથી સારામાં સારું ને બહુ વપરાતું મુખ્ય અનાજ છે.)

**તુવેર**, સ્ત્રી૦ જુઓ તુવર.

**તુશી**, સ્ત્રી૦ સ્ત્રીઓને ગળે પહેર-વાનું એક ઘરેણું. [ કિયાં તે; તુશી

**તુશીપાટિયાં**, ન૦ તુશીનાં લટ-

**તુષ**, ન૦ [ સં. ] ઊધડાં; ફોતરાં; ફુશકા. ૩૦ પ્ર૦ તુષાઘાતી = ફુશકા ફુટનાર; નકામું કામ કરનાર.

**તુષાર**, પુ૦ [સં.] હિમ; બરફ. (૨) ઝાકળ; ઓસ. (૩) કરા.

**તુષ્ટ**, વિ૦ [ સં. ] જેને સંતોષ મળેલો હોય એવું; પ્રસન્ન; સંતુષ્ટ.

**તુષ્ટમાન**, વિ૦ સંતોષ પામેલું; રાજી; પ્રસન્ન થયેલું એવું.

**તુષ્ટિ**, સ્ત્રી૦ [સં.] સંતોષ; પ્રસ-ન્નતા; સંતોષ; ખુશાલી. [તે.

**તુષ્ટિદાન**, ન૦ [સં.] સંતોષવું

**તુહિન**, વિ૦ [સં.] ઠંડું; શી-તળ. તુહિનાદ્રિ=હિમાલય. તુહિનાંશુ= શીતળ કિરણવાળો=ચંદ્ર.

**તુળસી**, સ્ત્રી૦ [ સં. ] ઉગ્રવાસ-વાળો એક છોડવો; વૃંદા; (એનાં પાન અને માંજરો વિષ્ણુને ચઢે છે. આ છોડ વિષ્ણુ ભગવાનની સ્ત્રી રૂપ ગણવામાં આવે છે.)

**તુળસીક્યારો**, પુ૦તુળસી જેમાં વાવેલી હોય તે જગા; તુળસીનો આલ-વાલ; ( તુળસીક્યારો અને તેને લગતી જમીન પવિત્ર દેવભૂમિ ગણાય છે. )

**તુળસીદાસ**, પુ૦ હિંદી ભાષાનો એક મોટો ને નામાંકિત ભક્ત કવિ. એમનું રામાયણ બહુજ વખણાય છે.)

**તુળસીપત્ર**, ન૦ [સં.] તુળસીનું પાંદડું તે.

**તુળસીવિવાહ**, પુ૦ [ સં. ] તુ-ળસીને વિષ્ણુ સાથે પરણાવવાની એક ધાર્મિક ક્રિયા તે: ( કાર્તિક શુદ ૧૧. )

**તુળા**, સ્ત્રી૦ તુલા.

**તુળું**, વિ૦ તુછું.

**તું**, સ૦ [ સં. त्वम् ] નાના માણસને સંબોધવાનો શબ્દ. (૨) બીજો પુરૂષ સર્વનામનું એકવચન. (વહાલ અને ભક્તિ દેખાડતાં બાળક, સ્ત્રી, માતા, ને પરમેશ્વરને 'તું' સર્વ-નામથી વ્યવહરાય છે.)

**તુંકાર**, પુ૦ [ સં. ] તું એવો ઉ-ચ્ચાર તે; તુંકારો. (૨) તુચ્છકાર.

**તુંકારો**, પુ૦ તુંકારો; તુચ્છકાર.

**તુંગ**, વિ૦ [સં.] ઉંચું; ઉન્નત.

**તુંગભદ્રા**, સ્ત્રી૦ દક્ષિણની એક નદી. (તુંગા અને ભદ્રા નામે બે નદીઓ મળ્યા પછી ચાલતા પ્રવાહને આ સંયુક્ત નામ અપાયેલું છે.)

**તુંગું**, ન૦ હળનો તે ભાગ કે જેમાં હળપુણી અને ગવડું રહે છે તે. (૨) મોટું કોથળા જેવું ભારે ને ફુલેલું પેટ તે. (૩) વિ૦ જાડું; બરાડું; સ્થૂલ.

**તુંડ**, ન૦ [સં.] મુખ. [તોછડું.

**તુંડમિજાજી**, ચઢાઉ; અભિમાની;

**તુંતાં**, અ૦ તુંકારે; તુચ્છકારે બોલવું તે. (૨) ગાળ દઈને લડવું તે.

**તુંદ**, વિ૦ ગરમ સ્વભાવનું.

તુંદમિજાજી, જુઓ તંદમિજાજી.

તુંદાઇ, સ્ત્રી૦ માથાફરેલપણું; ઉદ્ધતાઇ.

તુંબ, જુઓ તુંબડી.

તુંબડી, ( તુમડી ), સ્ત્રી૦ [ સં. तुम्बी ] એક જાતનો વેલો; નઇ; જેને ઘડા જેવાં મોટાં ફળ થાય છે તે વેલો. (૨) તુંબડીના ફળનું કોટલું તે; તુંબડું; તુંબીપાત્ર.

તુંમડું, (તુમડું), ન૦ [સં. तुम्बी] તુંબડીનું ફળ તે. (૨) તુંબડીના ફળનું કોટલું. (૩) માથાનું હાડકું; ખોપરી; માથું. (૪) વિ૦ ફુલેલું; જાડું; સ્થૂલ. રૂ૦ પ્ર૦ તુંબડા લડાવવાં=બે પક્ષને લડાવી મારવા. કહે૦ પોતાને તુંબડે તરવું=આપબળથી કાર્ય કરવું.

તુંબટી, સ્ત્રી૦ માથાની ખોપરી.

તુંબલું, ન૦ માથાનું ઉપલું હાડકું.

તુંબી, સ્ત્રી૦ [ સં. ] તુંબડી.

તુંબીપાત્ર, ન૦ [ સં. ] તુંબડું.

તુંબીફળ, ન૦ તુંબડું.

તુંબરૂ, પુ૦ [ સં.] એક ગંધર્વ; ( ૨ ) એક તપસ્વી.

તુંહિ, સ૦ એક તુજ બીજું કોઇ નહિ. (જીવાત્મા પરમાત્માને શોધે છે ત્યારે એમ કહે છે ). तत्त्वमसि એ અર્થમાં

તૂટ, સ્ત્રી૦ તૂટી જવું તે; ભંગાણ. ( ૨ ) સંબંધમાં પડેલો વિરોધ; વિભેદ વિગ્રહ; ખતરો; ફાટફૂટ. ( ૩ ) ઓછપ, ખોટ; તંગી.

તૂટવું, જુઓ તુટવું.

તૂણ, ન૦ [ સં. ] તીર રાખવાનું ખોખું; ભાથો. [સમારવું; તુણવું.

તૂણવું, ક્રિ૦ સ૦ વાણેતાણેથી

તૂત, ન૦ જાઠાણું; બનાવટ; તદ્દન ખોટું તે. અંદર કંઇજ સત્ય કે સાર ન હોય એવું. ( ૨ ) કાવતરૂં; તરકટ; દગલબાજી. ( ૩ ) નખરા, ચેષ્ટા. (૪) ગપ; અફવા.

તૂપ, ન૦ [ પ્ર. ] ઘી, ઘૃત.

તૂર, ન૦ [સં. तुर] આકડા વગેરે કેટલીક વનસ્પતિનાં રેષાવાળાં હલકાં બિયાં કે જે હવામાં આમ તેમ ઉડી જાય છે. ( તે પરથી એમ કહેવાય છે કે, આકડાના તૂરની માફક ઉડી જશે. ) ( ૨ ) તુરી; એક વાજું.

તૂય, વિ૦ તુરીય; ચોથું. ( ૨ ) ના. એક વાજું.

તૂલ, ન૦ [ સં. तुल ] કપાસના છોડ. ( ૨ ) કોઇ પાકના લીલા છોડ; કરસણ; મોલ.

તૂષ્ણી, અ૦ [સં.] મૌન; ચૂપ.

તૃણ, ન૦ [ સં. ] તરણું, તરખલું; ખડ. (૨) હલકો પાલો. રૂ૦ પ્ર૦ તૃણવત્=તરણા જેવું; હલકું

તૃણક, ન૦ તૃણ; ઝીણું તરણું.

તૃણચર, વિ૦ તરણાં-ઘાસ ચરનાર; ઢોર; પશુ.

તૃણાવર્ત, પુ૦ કૃષ્ણાવતારમાં થયેલો એક તોફાની રાક્ષસ.

**તૃતીય**, વિ૦ [ સં. ] ત્રીજું.

**તૃતીયા**, સ્ત્રી૦ [ સં. ] ત્રીજ; પખવાડિયાની ત્રીજી તિથ.

**તૃતીયાંશ** પું૦ [ સં. ] ત્રીજો અંશ તે ત્રીજો ભાગ-હિસ્સો. [ તુષ્ટ.

**તૃપ્ત**, વિ૦ [ સં. ] ધરાયેલું સં-

**તૃપ્તિ**, સ્ત્રી૦ [ સં. ] ધરાયેલી હાલત સંતોષ, ઇચ્છા પરિપૂર્ણ થવી તે.

**તૃષા**, સ્ત્રી૦ [ સં. ] તરસ, પિપાસા. (૨) તૃષ્ણા, ઇચ્છા, આકાંક્ષા.

**તૃષાતુર**, વિ૦ [ સં. ] તરસથી વ્યાકુળ, તરસ્યું; ઇચ્છાવાળું.

**તૃષાર્ત**, વિ૦ [ સં. ] તરસે પીડાતું; બહુ તરસ્યું; તૃષાતુર.

**તૃષાળુ**, વિ૦ તરસ્યું.

**તૃષિત**, વિ૦ [ સં. ] તરસ્યું.

**તૃષ્ણા**, સ્ત્રી૦ [ સં. ] મનની ઇચ્છા-લોભ-લાલચ તે; કામના; લાલસા. (૨) તૃષા; તરસ; પિપાસા.

**તૃષ્ણાક્ષય**, પું૦ મનની ઇચ્છાઓનો નાશ તે; ઇચ્છા-કામના નહિ થવી તે; શાન્તિ.

**તૃષ્ણાળુ**, વિ૦ તૃષ્ણાવાળું; તરસ્યું; જેને તૃષ્ણા હોય તેવું.

**તે**, સર્વ [ સં. તદ્ ] જેને માટે વાત થતી હોય તે તૃતીય પુરુષ સર્વનામ; 'જે' નો સંબંધ બતાવનારો

**તેખડ**, સ્ત્રી૦ તજવીજ; ખંત; કરકસર. (૨) તેખડું.

**તેખડું**, ન૦ ત્રણ જણ વચ્ચે જે સાટું થાય તે; ત્રણ અથવા વધારે પક્ષ વચ્ચે એક બીજાને કન્યા લેવા દેવાનો જે કરાર તે; સાટાં તેખડાં.

**તેગ**, સ્ત્રી૦ તરવાર.

**તેગા**, સ્ત્રી૦ તરવાર.

**તેગાર**, પું૦ વિત; છવ.

**તેજ**, ન૦ [ સં. ] પ્રકાશ, રોશની; ઝગઝગાટ. (૨) પાંચ તત્વમાંનું એક ઝગઝગતું તત્વ. (૩) ગરમી. (૪) દબદબો; દમામ; ભભકો. (૫) શોભા. (૬) માનપ્રતિષ્ઠા; રોફ. (૭) ઉત્સાહ; હોંશ. ( ૮ ) જોશ; બળ. (૯) વિ૦ તીક્ષ્ણ, તીખું; આકરું; ઝળહળાટ. ( ૧૦ ) ચપળ; સ્ફુર્તિવાળું; ચતુરાઈવાળું. (૧૧) જીવન્ત; ચળકતું. ક્રિ૦ પ્ર૦ તેજ પડવું=રોફ પડવો; તેજ મારવું=ચળકવું. તેજમાં અંજાવું=શરમ પડી જવી.

**તેજણ**, સ્ત્રી૦ તાજણ ઘોડી; ચંચળ ઘોડી.

**તેજસ્વિતા**, સ્ત્રી૦ તેજસ્વીપણું; તેજ; ચળકાટ; ઝગઝગાટ; શોભા; ઉજ્જવળતા, રુઆબ; ભભકો.

**તેજસ્વિની**, સ્ત્રી૦ તેજદાર સ્ત્રી; તેજસ્વી સ્ત્રી (૨) જેમાં નક્ષત્રાદિક ઝગઝગાટ કરી રહ્યાં હોય એવી રાત્રિ; જ્યોતિષ્મતી.

**તેજસ્વી**, વિ૦ [સં.] તેજદાર. ઝગઝગ થઇ રહે એવું. (૨) સુંદર; શોભીતું; ચમકદાર; દેખાવડું. (૩) ચંચળ; ઉત્સાહી. (૪) બળવાન; કોઇને પણ શેહ પડે એવું, રૂઆબી. (૫) ઉમદા.

**તેજાનો**, પુ૦ શરીરને તેજી આપે એવાં જે દ્રવ્યો તે. તજ, લવિંગ, ઇલાયચી વગેરે; ગરમ મસાલો.

**તેજાબ**, પુ૦ [ફા.] અતિ જલદ પ્રવાહી; સત્વ; અત્યંત ખાટું જલદ પ્રવાહી; એસિડ. [શિત.

**તેજાળ**, વિ૦ તેજવાળું; પ્રકા-

**તેજી**, પુ૦ તીખા સ્વભાવનો ઘોડો; અશ્વ; તુરંગ; કહે૦ તેજીને ટકોર ને ગધેડાને ડફણાં=ટટ્ટુ મારે તેજી કંપે.

**તેજી**, સ્ત્રી૦ તેજસ્વિતા; પ્રકાશ; તેજ; ચળકાટ; ઝળકાટ. (૨) ઉજળાપણું. (૩) ઉત્સાહ; હોંસ; જાગ્રતિ. (૫) ઉત્કર્ષ; ચઢતી; બઢતી. (૬) ચઢતો ભાવ બોલાવો તે, વૃદ્ધિ; મોંઘવારી.

**તેજીમંદી**, સ્ત્રી૦ભાવની વધઘટ. થવી તે; ચઢતો ભાવ તે તેજી, ને ઉતરતો ભાવ તે મંદી.

**તેજોમય**, વિ૦ [સં.] તેજરૂપ; તેજયુક્ત; તેજસ્વી; ઝગઝગાટ.

**તેટલામાં**, અ૦ તે દરમિયાન; તે વખતમાં; તે સમે; તે વેળાએજ.

**તેટલું**, વિ૦ અમુકના જેટલું હોય એવું; અમુક પ્રમાણનું.

**તેટલે**, અ૦દરમિયાન·તેટલામાં

**તેડ**, સ્ત્રી૦ તટ; કાંઠો· કિનારો; તીર. (૨) બાજુ; તરફ પક્ષ.

**તેડવું**, ક્રિ૦ સ૦ ઉંચકવું; ઉપાડવું (૨) સાથે લેવું; સામેલ રાખવું. (૩) કોઇને બોલાવવું; આવવાનું કહેવું; નોતરવું; આમંત્રવું. (૪) માણસ મોકલીને બોલાવી મંગાવવું.

**તેડાગર**, વિ૦ તેડી આવનાર.

**તેડું**, ન૦ આવવાનું કહેવું તે; આમંત્રણ; નોતરું. ઇજન. (૨) આણું. (૩) હાજર થવાનો હુકમ; તેડી જનારનું કહેણ; હોકારીને બોલાવવું તે.

**તેણી**, સ૦ તે–સ્ત્રી (પારસી લોકો તે સર્વનામ સ્ત્રીને માટે વપરોતા 'તેણી' એમ બોલે છે.) (૨) તરફ, બાજુ, ગમ, પાસ, મેર; વાર વગેરે અવ્યયોની પૂર્વે તેને ઠેકાણે તેણી બોલાય છે:–તેણી તરફ=તે તરફ.

**તેણીગમ**, અ૦ તે તરફ.

**તેણીવાર**, અ૦ તે વખતે.

**તેતર**, ન૦ [સં. तित्तर] કબુતરના જેવું દાણા વીણી ખાનારૂ પંખી.

**તેતરીસો**, વિ૦ તેત્રિશ વાર સોની સંખ્યા તે; ૩૩૦૦. (૨) તેતરીશમો; તેતરીશની સાલનો.

**તેત્રિશ**, વિ૦ ત્રિશ ને ત્રણ; ૩૩.

**તેથી**, અ૦ તે માટે; તેને લીધે; તેટલા માટે.

**તેનાઇજવું**, ક્રિ૦ અ૦ પાકપર આવી જવું; તૈયાર થઇ જવું..

**તેનાત**, જુઓ તહેનાત.

**તેપન**, વિ૦ પચાસ ને ત્રણ; ૫૩.

**તેમ**, અ૦ તે રીતે; તે પ્રમાણે.

**તેર**, વિ૦ દશ ને ત્રણ; ૧૩.

**તેરમું**, ન૦ માણસના મરણ પછીનો તેરમો દિવસ.

**તેરશ**, સ્ત્રી૦ પખવાડિયાની તેરમી તિથિ.

**તેરીખ**, સ્ત્રી૦ વ્યાજ ગણવાનો દિવસ તે. (૨) વ્યાજનો જે દર તે.

**તેરીમેરી**, અ૦ ટુંકારેટુંકારે ચાલ થવી તે. (૨) પતરાજી. બેહુકમી.

**તેરો**, પુ૦ તેરના સાલનો દુકાળ.

**તેલ**, ન૦ [ સં૦ તૈલ તલના કે તેલી બિયામાંથી નીકળતું જે ચીકણું પ્રવાહી તે; વનસ્પતિ, પ્રાણી કે જમીનમાંથી મળતું એવું પ્રવાહી કે જે બળે. (૨) સત્વ: કસ. ક્રિ૦ પ્ર૦ તેલ કાઢવું=પીલવું: ખૂબ મહેનત આપીને થકવી નાખવું. માથે તેલ ઘાલવું=સ્ત્રીઓએ શોક મૂકવો. તેલપૂરવું=ઉશ્કેરીને વધારવું; સળગાવવું. તેલ રેડાવું=ફાળ પડવી. કહે૦ તેલમાં માખ બૂડવી=એકદમ શિથિલ થઇ જવું: દબાઇ જવું.

**તેલણ**, સ્ત્રી૦ તેલવાળી; ઘાંચણ.

**તેલાળું**, વિ૦ તેલવાળું; ચીકણું. (૨) તેલિયું.

**તેલાં**, ( તેલું ), ન૦ નવરાત્રમાં દેવી ભક્તો એક કે ત્રણ ઉપવાસ કરે છે તે. ( એ ત્રણ ઉપવાસ દરમિયાન ફરાળમાં પણ તેલનો ઉપયોગ કરવામાં આવતો નથી.)

**તેલિયું**, વિ૦ તેલ જેમાં હોય એવું; તેલવાળું. (૨) ચીકણું; ચીકટ.

**તેલિયો**, પુ૦ ઘાંચી; તેલ પીલવાનો ધંધો કરનારો માણસ. (૨) તેલ પુરું પાડનારો; તેલ ઉંજનારો.

**તેલિઓરાજા**, પુ૦ તેલથી તરબોળ થયેલો અને તેલમાં જોઇ ભવિષ્ય કહેનારો એક તાંત્રિક.

**તેલી**, પુ૦ તેલ કાઢવાનો અને વેચવાનો ધંધો કરનારો; ઘાંચી. (૨) વિ૦ તેલિયું.

**તેવડ**, સ્ત્રી૦ [ સં૦ ત્રૃ , તરવું. ત્રિવૃત્તિ ] બધી બાબતનો વિચાર કરીને વર્તવું તે; ત્રેવડ. કરકસર. (૨) તજવીજ; ગોઠવણ; સગવડ. (૩) ત્રણગણું.

**તેવડવું**, ક્રિ૦ સ૦ સંભાળીને વહેવાર ચલાવવો તે. (૨) લેખવવું; ગણવું. (૩) ત્રણ પડ કરવાં. (૪) વ્યાવહારિક રીતભાત કરવી.

**તેવડું**, વિ૦ તેના જેટલું. (૨) ત્રિપટ ત્રણ ગણું. (૩) ત્રણ પડવાળું.

**તેવતેવડું**, વિ૦ સમાન વયનું હોય એવું; સરખુંસમાણું; સમવયસ્ક.

**તેવામાં**, અ૦ તેટલામાં; તેવે; તે દરમિયાન. | તે સમે.

**તેવારે**, અ૦ તે વખતે; ત્યારે;.

**તેવાસ્તે**, અ૦ તે માટે; તથી.

**તેવીશ**, વિ૦ વિશ ને ત્રણ, ૨૩.

**તેવું**, વિ૦ [ સં. तावत् ] તેના સરખું; એવું; અમુકના જેવું; તે પ્રકારનું. રૂ૦ પ્ર૦ જેવું તેવું=સાધારણ; કામચલાઉ. [ તે દરમિયાન.

**તેવે**, અ૦ તે વખતે; તેટલામાં;

**તેહ**, સ૦ તે. ( કવિતામાં )

**તેહેનાત**, સ્ત્રી૦ [ અ. ] મોટા માણસની સેવાચાકરી કરવાને તેની પાસે રહેવું તે; ખીજમત; હજુર; સેવા. ( ૨ ) તાબેદારી; અધીનતા. ક્રિ૦ પ્ર૦ તેહેનાતમાં રહેવું=સેવા ચાકરી કરવાને હાજર ને હાજર રહેવું.

**તેહેવાર**, પુ૦ [ फा. ] મુસલમાની દીનનો પાક દિવસ તે; આનંદમાં ગાળવાનો દિવસ; ખુશીખુશાલીથી આનંદભેર રહેવાનો દિવસ.

**તેહેસીલ**, સ્ત્રી૦ [अ. तहसल] જમીનની જે સરકારી મહેસુલ તે.(૨) સરકારી મહેસુલ જમા કરવી તે; તેને લગતું કામ. ( ૩ ) તાલુકો; મહાલ; પ્રાંત; પરગણું.

**તેહેસીલદાર**, પુ૦ મહેસુલ ઉઘરાવનાર સરકારી અમલદાર; મહાલકરી. મામલતદાર. [ધરેણું.

**તેંગળ**, ન૦ એક કડીના વાળાનું

**તેંટું**, ન૦ ટેંટું. (૨) વિ૦ માલ વગરનું; વ્યસની; જેનાથી કંઇ બની શકે નહિ એવું.

**તેંતાળીસ**, વિ૦ ચાળીશ ને ત્રણ; ૪૩; સેંતાળીસ. [૩૩; ત્રેત્રીશ.

**તેત્રીશ**, વિ૦ ત્રીશ ને ત્રણ;

**તેંસઠ**, વિ૦ ત્રણને સાઠ; ૬૩; તેસઠ; ત્રેસઠ. [તીખાપણું.

**તૈક્ષ્ણ**, ન૦ [ સં. ] તીક્ષ્ણતા;

**તૈજસ**, વિ૦તેજવાળું; તેજસ્વી.

**તૈડ**, સ્ત્રી૦ તરડ, તડ; ત્રડ, ફાટ; ચીરો; આંતરો.

**તૈડાવું**, ક્રિ૦ અ૦ તરડાવું; ફાટવું; ચિરાવું. (૨) વંકાવું, વિરુદ્ધ હોવું.

**તૈડિયો**, વિ૦ તરડાઇ ગયેલો; અળગો થઇ ગયેલો. (૨) તરડાઇ જાય એવો. (૩) આકરા સ્વભાવનો; ગાતડો.

**તૈયાર**, વિ૦ [ फा. ] પૂર્ણતાએ પહોચેલું; પરિપૂર્ણ; પરિપક્વ. (૨) સજ્જ; તત્પર; તમામ સાધન સહિત રાહ જેતું એવું. ( ૩ ) તરત રજુ થાય એવી સ્થિતિનું; હાજર. ક્રિ૦ પ્ર૦ તૈયાર કરવું=બનાવવું; પુરૂ કરવું. તૈયાર થવું=કોઇ પણ કામ કરવાને સજ્જ થવું. ( ૨ ) પરિપક્વ થવું; પરવારવું.

**તૈયારી**, સ્ત્રી૦ સજ્જ થવું તે; તત્પર થઇ રહેવું તે; તત્પરતા; ઉપડવાનો વખત. ( ૨ ) છેલ્લો સમય. ક્રિ૦ પ્ર૦ તૈયારી કરવી=પરવારવું.

**તૈલ**, ન૦ [ સં. ] તેલ.

**તૈલંગ**, વિ૦ તિલંગ દેશનું.

**તૈલંગી**, વિ૦ તિલંગ દેશનું. ( ૨ ) એ નામે ઓળખાતી બ્રાહ્મણની એક નાત. [ તેલનું મર્દન કરવું તે.

**તૈલાભ્યંગ**, પુ૦ [ સં. ] શરીરે

તેલી, વિ૦ તેલવાળું. (૨) તેલ વેચનારો, ઘાંચી તેલી

તો, અ૦ 'જો' ના પ્રતિયોગીરૂપે વપરાતો અવ્યય (૨) ત્યારે (૩) નિશ્ચયાર્થે રૂપિયા છે તો ખરા (૪) ભાર આપવા પાગે તો ખાત્ર (વજન આપવામા અને નિશ્ચય દેખાડવામા 'તો' નો બહુ ઉપયોગ થાય છે )

તોઇ, સ્ત્રી૦ જુ૦ તુઇ.

તોક, સ્ત્રી૦ જાડી અને ભારે બેડી; પારા જ ૭૨, લોઢાની ભારે હાંસડી; ઉરો. (૨) કોરા. હજાપુંપી

તોખાર, પુ૦ ઘોડો, અશ્વ.

તોછડાઇ, સ્ત્રી૦ તોછડાપણું; અવિવેક, હલકાઇ, અસભ્યતા. (૨) ટુંકારે બોલવાની રૂઢી તે. (૩) ઉદ્ધતાઇ; બેઅદબી; અમર્યાદપણું.

તોછડું, વિ૦ તિરસ્કાર યુકત; અસભ્ય, વિવેક રહિત, અમર્યાદ, બેઅદબ (૨) ટુંકું; અસંપૂર્ણ.

તોજી, સ્ત્રી૦ [ જ ] જમીનનો કર, સાંથ. (૨) સાર; સત્વ.

તોટક, પુ૦ [ સં. ] એક અક્ષરમેળ છંદ, વૃત્ત.

તોટાણુ, ક્રિ૦ અ૦ ટાંચું પડવું: ઓછું રહેવું [ ડીંટડી

તોટી, સ્ત્રી૦ ટોપી; ચૂચણી;

તોટો, પુ૦ ટોટો ખોટ; ઓછ, નુકશાન (૨) ગળાનો હારડિયો.

તોડ, પુ૦ નિર્ણય નિર્ણય, ત્યો, ફેસલો. (૨) સમાધાન, માંડવાળ (૩) પગમાં થતી પીડા (૪) ઉપાય; રસ્તો ક્રિ૦ પ્ર૦ તોડ કરવો- કાઢવો=નિકાલ કરવો. તોડ લાવવો= છેવટ લાવવું. તોડ થવી=પગમાં પીડા થવી. તોડ મૂકવો=માર્ગ કાઢી આપવો. તોડીફાડીને જુદું કરવું=માંડી વાળવું.

તોડજોડ, પ૦ સમાધાની; નિકાલ, ઝગડો પતાવી નાખવો તે

તોડવું, ક્રિ૦ સ૦ [ સં. तोड् ] છુટું પાડવું; ચુંટવું. (૨) ભાંગવું; ફોડવું. (૩) બંધ થઇ જાય એમ કરવું. (૪) બોલેલું ખોટું કરવું. (૫) ઉખાડી નાખવું; ખેંચી નાખવું. (૬) વીણી લેવું; સુમારવું. (૭) મૂકી દેવું; છોડી દેવું; બંધ કરવું.

તોડી, સ્ત્રી૦ ટોડી, એક રાગણી.

તોડેમંકોડે, અ૦ તૈયાર થઇ ઉભા રહેવું તેમ, એક પગે, તત્પર ને આતુર થઇ રહેવું તે.

તોડો, પુ૦ પુરુષો એક પગે જે ભારે સાંકળું પહેરે છે તે ( આગળ વીર પુરુષોને રાજાઓ તેમના વીરત્વ માટે તોડો પહેરાવતા હતા. અદ્યાપિ ભાટ લોકો તે પહેરે છે.)

તોતડું, વિ૦ તોતળું.

તોતળું, વિ૦ તૂટતા ગબ્દે બોલતું એવું; કાલું; અશુદ્ધ. (૨) જેનાથી સ્પષ્ટ બોલાતું ન હોય એવું. (માણસ).

તોતો, પુ૦ પોપટ; શુક, તોતળું પણ માણસના જેવું બોલનારું પંખી.

તોપ, સ્ત્રી૰ દારૂના જોરે દૂર ગોળા ફેંકવાનું મોટું યંત્ર; ટોપ. (૨) ખોટી મોટી વાત; ગપ; અફવા. ક્રિ૰ પ્ર૰ તોપ મારવી=ખોટી વાત ફેલાવવી બનાવટી તરકટ કહેવું.

તોપખાનું, ન૰ તોપો અને તેનો સરંજામ તે; લશ્કરમાં તોપની લડાઇ માટે બનાવેલી જે એક ટુકડી હોય છે તે.

તોપચી, પુ૰ નિશાન માંડી તોપ ફોડનારો માણસ. ગોલંદાજ. (૨) વિ૰ ગપ્પી; અફવા ઉડાડનાર.

તોપણ, અ૰ તેમ છતાં; તથાપિ; તોય.

તોફા, વિ૰ [ અ ] સર્વોત્તમ; [સરસ. (૨) ભારે કિંમતી.

તોફાન, ન૰ [અ.] ઉદ્ધત વર્તન તે; મસ્તી; ધિંગાણું; ભાંગફોડ; કુદાકુદ, દોડાદોડ; અજંપો (૨) વાવાઝોડું; વંટાળિયો, ધાધલ; દંગો; હુલ્લડ (૩) બામગરી. (૪) ટાલો.

તોફાની, વિ૰ તોફાન કરનારું; દંગી મસ્તીખોર. (૨) ઉછાંછળું.

તોફાકી, વિ૰ સેળભેળિયું. (૨) પરચુરણ

તોફે, અ૰ સર્વોત્તમ હોય એમ; અસાધારણ.:—આ માલ તોફે છે.

તોફો વિ૰ સરસમાં સરસ હોય એવો; સર્વોત્કૃષ્ટ

તોબરો, પુ૰ [ फा. तुवर. ] ઘોડાને ચંદી આપવાની ચામડાની થેલી. (૨) રીસે ભરેલું જે મોં તે. ક્રિ૰ પ્ર૰ તોબરો ચઢવો=રીસ ચઢવી; કહે૰ તોબરો ચઢાવો એટલે હણહણાટ મટશે=લાંચ રૂશવત આપી એનું કંઇ કરો એટલે બડબડાટ નહિ.

તોબા, અ૰ સ્ત્રી૰ ત્રાસ, હાય; કળકળાટનો શબ્દ. (૨) પસ્તાવાનો શબ્દ; ત્રાહિના અર્થમાં બોલાય છે. ક્રિ૰ પ્ર૰ તોબા પોકારવી=ત્રાસ ત્રાસ થઇ રહેવો. તોબાખત=હેરાન કરી લખાવેલો દસ્તાવેજ.

તોમર, ન૰ [सं] લડાઇનું એક આયુધ ભાલા જેવાં ફળાંવાળી લાકડી. (૨) એક રાગ.

તોય, ન૰ [सं.] પાણી; જળ. (૨) અ૰ તોપણ; તથાપિ.

તોયદ, પુ૰ [सं.] પાણી આપનારો–મેઘ; વરસાદ.

તોયધર પુ૰ [सं] મેઘ,વરસાદ.

તોયધિ, પુ૰ [ सं ] સમુદ્ર; દરિયો. [દરિયો

તોયનિધિ, પુ૰ [सं.] સમુદ્ર;

તોયપણ, અ૰ તોપણ; તોય; તથાપિ; છતાં.

તોર, પુ૰ મિજાજ; અહંકાર; હુંપદ; ગર્વ; સ્વચ્છંદતા. (૨) ભભકો; ઠાઠ; દમામ.

તોરણ, ન૰ [सं.] આસોપાલવનાં લીલાં પાંદડાંની જે માળા બારણે બાંધવામાં આવે છે તે; મંગળ પ્રસંગે બારણાંને શોભાવવા બાંધવામાં આવતી જે કપડાની, ભરતકામની કે

લીલાં પાંદડાંની માળા તે. ક્રિ૦ પ્ર૦ તોરણ બાંધવાં=શણગાર કરવો; પોતાની વડાઇ બતાવવી. તોરણે આવવું =વરનું પરણવા માટે મંડપ નજીક જવું. રૂ૦ પ્ર૦ લીલેતોરણે=તોરણ કરમાય નહિ તે પહેલાં.

તોરણિયું, ન૦ તોરણ. (૨) વિ૦ જેને તોરણ બાંધેલું હોય એવું. (૩) આંગળા આગળનો ભાગ. (૪) મોખરાનું, મુખ્ય.

તોરી, સ્ત્રી૦ મદાંધતા; અહંકાર. (૨) રીસ; છણકે; ઉદ્ધતતા. (૩) વિ૦ તોરવાળું; મિજાજી; અહંકારી. (૪) તરંગી; વાયલ. (૫) તીણો અવાજ કરનારાં એક જાતનાં જીવડાં; તમરાં.

તોરો, પુ૦ પાઘડીનો કસબ; પલ્લો; પાલવ. (૨) શિરપેચ; કલગી; છોગું. (૩) ફૂલપાનનો ગુચ્છ; ગોટો. (૪) પાઘડીમાં ખોસવાનો ફૂલનો હારડો. (૫) આગેવાન; મુખ્ય; અગ્રણી. (૬) હુંપદનો જુસ્સો; અભિમાનનો છક. (૭) ભભકો; રૂઆબ; દમામ. (૮) લાવણીનો એક ભેદ. (૯) રીસ; ક્રોધ.

તોલ, પુ૦ [સં. તુલ્] તોળવું તે; વજન; માપ. (૨) તુલના; સરખાપણું; પરીક્ષા. (૩) આબરૂ; શાખ. ક્રિ૦ પ્ર૦ તોલ કરાવવો= કિંમત કરાવવી.

તોલડી, સ્ત્રી૦ કાણું માટીનું વાસણ; હાંલ્લી; નાનો પાટીયો. કહે૦ ટકાની તોલડી તેર વાનાં માગે = સંસાર ચલાવવાને સો ચીજ જોઇએ.

તોલડું, ન૦ હાંડલું; કુંડું. (૨) ભિક્ષુકનું પાત્ર.

તોલું, ન૦ દસ શેર જેટલું જે, એક જાતે વજન તે. (૨) ઘી ભરવાનું નાનું વાસણ. (૩) ત્રાંકું.

તોલે, અ૦ સમાનતામાં-સરખાપણામાં બરોબરી કરે તેમ.

તોલો, પુ૦ સોનારૂપાનું વજન કરવામાં વપરાતું પરિમાણ; એક બ્રિટિશ કલદાર રૂપિયા ભાર તે.

તોશાખાનું, ન૦ [ ફા. ] ભંડાર; તિજોરી; તોશાહ.

તોષ, પુ૦ [ સં. ] તુષ્ટિ; મનની તૃપ્તિનો આનંદ; સંતોષ.

તોસદાન, ન૦ દારૂ વગેરે રાખવાની સિપાઇની જે ખલેચી તે. (૨) દફતર રાખવાનો કોથળો. (૩) મોટો બેડોળ પદાર્થ.

તોહમત, ન૦ [ અ. ] તહોમત; ગુનો; અપરાધ; દોષ. (૨) આળ; બુટ્ટો.

તોહોમત, જુઓ૦ તહોમત.

તોળવું, ક્રિ૦ સ૦ [સં. તોલ્] વજન કરવું; જોખવું. (૨) સરખાવી જોવું; પરખવું; માપવું; કિંમત કરવી. (૩) ઉપાડવું; ભાર ઝીલવો; ઉંચકવું; ધારણ કરવું.

તોળાટ, પુ૦ તોળનારો; મપારો.

તોળામણી, સ્ત્રી૦ તોળવાનું

મહેનતાણું તે; તોળામણ; જોખામણી.

**તોળાવું**, ક્રિ૦ અ૦ જોખાવું.

**તોતેરો**, પુ૦ તોતેરની સાલનો દુકાળ તે; તે સાલ. [ છોડી દીધેલું.

**ત્યક્ત**, વિ૦ [ સં. ] તજેલું;

**ત્યમ**, અ૦ તેમ; એ રીતે.

**ત્યાગ**, પુ૦ [ સં. ] તજી દેવું તે; છોડવું-મૂકી દેવું તે; સંસાર છોડી દેવો તે. (૨) આપી દેવું તે: દાન. (૩) વૈરાગ્ય; ભાવના-ઈચ્છા રહિતતા. [ વર્જવું.

**ત્યાગવું**, તજવું; છોડી દેવું;

**ત્યાગી**, પુ૦ જેણે સંસાર ત્યાગ કરેલો હોય એવો જે તે; વેરાગી; બાવો; જોગી; જતિ. (૨) દાનવીર; દાતા.

**ત્યાજ્ય**, વિ૦ [ સં. ] તજવા જેવું; છોડી દેવા જેવું; નહિ રાખવા લાયક. [ સમયનું.

**ત્યારનું**, અ૦ તે વખતનું; તે

**ત્યારે**, અ૦ [ સં. तदा ] તે વખતે.

**ત્યાશી**, વિ૦ એંશી ને ત્રણ; ૮૩.

**ત્યાં**, અ૦ તે ઠેકાણે; તત્ર.

**ત્રગડો**, પુ૦ ત્રણનો આંક; તગડો.

**ત્રગણું**, વિ૦ ત્રણ ગણું; ત્રણવાર વધારે એવું.

**ત્રણ**, વિ૦ બે ને એક; ૩ રૂ૦ પ્ર૦ ત્રણ ટકાનું = હલકું; નીચું. ત્રણ પાયાનું = અચોક્કસ મનનું; સમજરહિત. કહે૦ ત્રણ ખુણાની ટોપી = જેમ ફેરવીએ તેમ ફેરવાય એવું. ત્રણ ટિખળ ને હળમેખળ = ત્રણ જણ હોય ત્યાં નક્કી કામ થાય નહિ.

**ત્રણેક**, અ૦ ત્રણને આશરે. [ શરમ.

**ત્રપા**, સ્ત્રી૦ [ સં. ] લજ્જા;

**ત્રભાણું**, ન૦ [ સં. तर्पणपात्र ] તર્પણ કરવાનું પાત્ર; તરભાણું.

**ત્રમઝટ**, અ૦ ખૂબ ઝપાટે; ઉપરા ઉપરી.

**ત્રમણું**, વિ૦ ત્રણ ગણું.

**ત્રય**, વિ૦ [ સં. ] ત્રણ, ૩

**ત્રયી**, પુ૦ [ સં. ] ત્રણ વેદ તે; (ઋક, યજુ ને સામ.)

**ત્રયોદશ**, વિ૦ [ સં. ] તેર; ૧૩.

**ત્રયોદશા**, સ્ત્રી૦ મરણ પામેલાનો જે તેરમો દિવસ તે

**ત્રયોદશી**, સ્ત્રી૦ [ સં. ] તેરશ; તેરમી તિથિ તે.

**ત્રવડું**, વિ૦ ત્રણ વાટ જ્યાં એકઠી થતી હોય તેવું (સ્થાન).

**ત્રવાડી**, વિ૦ [ સં. त्रिवेदी ] ત્રણ વેદ જાણનાર. કહે૦ ત્રવાડીના ત્રણસેં કુવા તોય ત્રવાડી તરસે મુવા = સાધન હોવા છતાં લાભ ન લેવાય.

**ત્રસ**, પુ૦ હાલી ચાલી શકે એવો જીવ. (૨) જંગમ.

**ત્રસકો**, પુ૦ છાંટો; ડબકો. (૨) ચીરો; તસિયો. (૩) નિસાસો. ( ૪ ) જંપ; નિરાત

**ત્રસ્ત**, વિ૦ [ સં. ] ભડકેલું; બીનેલું; ત્રાસ પામેલું.

**ત્રંબક**, જુઓ ત્ર્યંબક.

ત્રંબાળુ, ન૦ તાંબાની મોટી નોબત.

ત્રાક, સ્ત્રી૦ તરાક, સુતર કાંતવાની [ લાંબી સોય.

ત્રાકડી, સ્ત્રી૦ જુઓ ત્રાક.

ત્રાગડું, ન૦ ત્રાગું કરવાનું જે સાધન તે (૨) વડાં વગેરે તળી કાઢવાનો જે લાંબો સોયો તે.

ત્રાગડો, પુ૦ તાંતણો તંતુ; રેશો. (૨) જનોઇ. (૩) ફીરકી, ફરકડી. (૪) ઇંતુમળ, તાગડો. (૫) મેળ.

ત્રાગું, ન૦ પોતે દુઃખ વેઠવું તે; લહેણું વસુલ લેવાને લાંઘવું તે; બાળકોને મારવાં કે પોતે પોતાની ઉપર જબરજસ્તી કરવી તે.

ત્રાજવું, (વાજવું), ન૦ તોલવાનું યંત્ર; કાંટો. (૨) કાંટાનું પલ્લું. (૩) છુંદણાની એક ગોળ આકૃતિ તે. ક્રિ૦ પ્ર૦ ત્રાજવું નમવું = સુભાગી થવું; મતિષ્ઠા વધવી.

ત્રાજુડી, સ્ત્રી૦ નાના તાજવાં તે

ત્રાજુડું, ન૦ તાજવું, ત્રાજવું. (૨) પલ્લું. (૩) છુંદણું.

ત્રાટું, ન૦ કામડાની ભીંત.

ત્રાડ, સ્ત્રી૦ ભારે ચીસ, રાડ, મોટી બૂમ; ગર્જના; મોટા પાંટા પાડવો તે.

ત્રાડવું, ક્રિ૦ અ૦ તાણીને મોટે ઘાટે બોલવું. (૨) ગર્જવું; મોટેથી ઘુરકવું.

ત્રાટો, પુ૦ તાડો, સોળાથી ચાંદી ખેંચાઇને થતું જે દુ ખ તે.

ત્રાણ, ન૦ [ સં ] રક્ષણ (૨) શરણ; આશ્રય. (૩) કવચ.

ત્રાણુ, વિ૦ નેવું ને ત્રણ; ૯૩.

ત્રાતા, પુ૦ [ સં. ] રક્ષણ કરનાર, બચાવનાર. (૨) પાળનાર; પાલક, તારનાર. [ ખાવું તે.

ત્રાપડ, જુઓ ત્રાપડું. (૨) ખૂબ

ત્રાપડું, ન૦ જાડા રેસાનું કપડું.

ત્રાપો, પુ૦ તરાપો; પાટિયાં કે લાકડાં એક એકની સાથે બાંધીને તરતાં મૂકયાં હોય તે. (૨) એક બીજાની સહાયથી તરતો જે વહેવાર તે.

ત્રાસ, પુ૦ [ સં. ] ત્રાસી જવું તે; કંટાળો; કમકમાટી; ધ્રુજારો. (૨) જુલમ; કેર; ધાક; ડર. (૩) ત્રાસ; તાસક; કથરોટ; ત્રાંસ. [ છીણું.

ત્રાસક, સ્ત્રી૦ તાસક; રકાબી;

ત્રાસદાયક, વિ૦ ત્રાસ આપે એવું કંટાળા ભરેલું, કમકમાટી ઉપજે એવું.

ત્રાસદાયી, વિ૦ ત્રાસ આપે એવું; કમકમાટ આપનાર; જુગુપ્સિત કંટાળી જવાય એવું.

ત્રાસવું, ક્રિ૦ અ૦ ત્રાસ થવો કંટાળવું, કમકમવું. (૨) બીવું; થરથરવું; ધ્રુજવું. (૩) હળથી જવું.

ત્રાહિ, અ૦ [ સં. ] રક્ષણ કરો, તારો; આના અર્થમાં વપરાય છે. (૨) તોબા, ગજબ, ત્રાસનો ઉદ્ગાર.

ત્રાહિત, વિ૦ ઓળખાણ ? સંબંધવિનાનું, પરાયું; અજાણ્યું તટસ્થ.

ત્રાહે, જુઓ ત્રાહિ; તોબા; ત્રાહ

ત્રાહ, અ૦ તોબા, ગજબ, ત્રાસની વાત; કંટાળાનો ઉદ્ગાર.

ત્રાંબટ, વિ૦ (ના૦) તાંબાનું (પાત્ર); ત્રાસક.

ત્રાંબડી, સ્ત્રી૦ [સં. તામ્ર ઉપરથી] તાંબાની વટલોઇ; તાંબડી. ત્રાંબડી ફેરવવી=ઉપરથીપીરસવું. (૨) ભીખ માગવી.

ત્રાંબાકુંડી; જુઓ તાંબાકુંડી.

ત્રાંબારાય, સ્ત્રી૦ સાંધો મેળવવા માટે તાંબાના ભુકા સાથે કરેલી જે મેળવણી તે.

ત્રાંબિયો, પુ૦ તાંબાનો લોટો; કળશિયો. (૨) પૈસો.

ત્રાંબું, ન૦ જુઓ તાંબું.

ત્રાંસ, પુ૦ વાંક; વક્રતા (૨) આડ; આંતરો; ફાંસ; ફાંસો; છેદ. (૩) વજન; કાટલું. (૪) તાંસળી (૫) કપાસ વગેરે જોખવાની ડાંડી વાડકો.

ત્રાંસળું, ન. તાંસળું; કાંસાનો

ત્રાંસાં, જુઓ તાસા.

ત્રાંસિયો, પુ૦ ત્રાંસ.

ત્રાંસું, વિ૦ વાંકું; આડકતરૂં; આડું; ખુણાપડતું; તીરકસ; કતરાતું (૨) ઊંધો તરડાઇ ગયો હોય એવું; બાડું.

ત્રિ, વિ૦ [સં] ત્રણ

ત્રિક, ન૦ ત્રણનો સમુદાય તે.

ત્રિકટુ, ન૦ [સં.] ત્રણ ગરમ ઓષધોનું ચૂર્ણ-સુંઠ મરી અનેપીપર.

ત્રિકમ, પુ૦ વિષ્ણુ.

ત્રિકાળ, પુ૦ ભૂત, વર્તમાન અને ભવિષ્ય, એ ત્રણ કાળ તે. સવાર, બપોર ને સાંજનો વખત તે.

ત્રિકાળજ્ઞ, પુ૦ ત્રણે કાળની વાત જાણનાર; જોશી જ્ઞાની [જોઇ શકનાર.

ત્રિકાળદર્શી, વિ૦ ત્રણે કાળ

ત્રિકાંડ, વિ૦ [સં.] જેને ત્રણ ગાંઠા હોય એવું; ત્રણ પ્રકરણવાળું.

ત્રિકુટ, વિ૦ [સં.] ત્રણ શૃંગવાળું.

ત્રિકોણ, પુ૦ [સં.] જેને ત્રણ ખુણા હોય તે.

ત્રિકોણમિતિ, સ્ત્રી૦ [સં.] બાજુઓ અને તેના મેળાપના ખુણાઓ ઉપરથી માપ લેવાની જે ગણિત પદ્ધતિ તે. (૨) તેનું પુસ્તક.

ત્રિગુણ, પુ૦ [સં.] ત્રણ ગુણ તે:-રજ, તમ ને સત્વ; એ ત્રણ ગુણનો સમુદાય તે. (૨) ત્રણગણું.

ત્રિગુણાત્મક, વિ૦ જેમાં સત્વ, રજ અને તમ એ ત્રણે ગુણ રહેલા હોય તે. આ ત્રિગુણવાળું.

ત્રિજટા, સ્ત્રી૦ એક રાક્ષસી.

ત્રિજ્યા, સ્ત્રી૦ [સં.] મધ્યબિંદુથી પરિઘ લગીની લીટી તે

ત્રિતાપ પુ૦ સં ત્રણ જાતના તાપ તે; આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક (૨) આધિ વ્યાધિ ને ઉપાધિ.

ત્રિદશાલય, ન૦ [સં.] સ્વર્ગ; દેવલોકને રહેવાનું સ્થાન.

ત્રિદંડી, પુ૦ [સં.] ત્રણ દંડ

ધારણ કરનાર સંન્યાસી. જેણે વાગ્દંડ, મનોદંડ, અને કાયદંડને હઠાવ્યા હોય એવો સંન્યાસી

**ત્રિદોષ**, પુ૦ [સં] વાત, પિત્ત અને કફ એ ત્રણેનો કોપ તે. મુંઝારો; સન્નિપાત.

**ત્રિદોષજ**, વિ૦ ત્રણ દોષમાંથી ઉત્પન્ન થયેલું. (૨) ત્રણે દોષને લીધે ઉત્પન્ન થયેલો જે રોગ તે.

**ત્રિધા**, અ૦ [સં] ત્રણ પ્રકારે; ત્રણ ભાગે. ત્રણ રીતે.

**ત્રિનયન**, પુ૦ [સં.] ત્રણ નેત્રવાળા શિવ; શંકર.

**ત્રિપક્ષી**, સ્રી૦ ત્રણ પખવાડિયાં થતાં હોય તે દિવસે કરવાનું શ્રાદ્ધ તે; ત્રિપંખી.

**ત્રિપથગા**, સ્રી૦ [ સં. ] ત્રણ રસ્તે જનારી તે; સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ એ ત્રણે ઠેકાણે વહેતી એવી જે નદી તે. ગંગા. [ માલ વગરનું.

**ત્રિપાદ**, વિ૦ ત્રણ પાયાનું;

**ત્રિપુટી**, સ્રી૦ ત્રણનો સમુદાય તે: બ્રહ્મા, વિષ્ણુ ને શિવ, એ ત્રણ દેવ તે. [ મહાદેવ.

**ત્રિપુરારિ**, પુ૦ [ સં. ] શંકર;

**ત્રિપુંડ્ર**, ન૦ [સં.] ત્રણ આંકાનું શિવમાર્ગીઓ કપાળમાં જે આડું ટીલું કરે છે તે; તિલક.

**ત્રિફલા**, સ્રી૦ [સં] હરડાં, બેડાં અને આમળાંનું ચૂર્ણ.

**ત્રિભંગી**, વિ૦ [સં.] ત્રણ ઠેકાણેથી વળેલો. (૨) ના૦ કવિતાનો એક અક્ષરમેળછંદ.

**ત્રિભુવન**, ન૦ [સં.] સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણ લોક તે; ત્રિલોક.

**ત્રિયા**, સ્રી. [સં] સ્રી; પત્ની.

**ત્રિયામા**, સ્રી૦ [સં] રાત્રિ; રજની રાત

**ત્રિરાશિ**, સ્રી૦ [ સં. ] ત્રણ સંખ્યા ઉપરથી ગણવાની જે રીત તે.

**ત્રિલોક**, પુ૦ [સં.] ત્રણ લોકનો સમુદાય તે; ત્રિભુવન.

**ત્રિલોચન**, પુ૦ [સં.] ત્રણ નેત્રવાળા તે; શંકર [અને કામ તે.

**ત્રિવર્ગ**, પુ૦ [સં.] ધર્મ, અર્થ

**ત્રિવલી**, સ્રી૦ [સં.] પેટ ઉપર ચામડીના જે ત્રણ વાટા પડે તે.

**ત્રિવિક્રમ**, પુ૦ [ સં. ] ત્રણ પગલાંથી ત્રણ ભુવન આવરનાર તે; વિષ્ણુ.

**ત્રિવિધ**, વિ૦ [સં.] ત્રણ પ્રકારનું; ત્રણ જાતનું. [સ્વલોક.

**ત્રિવિષ્ટપ**, ન૦ [સં] સ્વ

**ત્રિવેણી**, સ્રી૦ [સં.] ત્રણ નદીઓના પ્રવાહ જ્યાં આગળ એકઠા થતા હોય તે સ્થાન-પ્રયાગ. (૨) નાડીઓના સમુદાય તે:-ઇડા, પિંગલા અને સુષુમ્ના.

**ત્રિવેદી**, વિ૦ [સં.] ત્રણ વેદ જાણનારો. (બ્રાહ્મણોમાં ચાલતી એક અટક.) ત્રવાડી.

**દાર**, અ૦ [ફા.] વાળું અર્થ બતાવનારો પ્રત્યય:—અણીદાર; ચોકીદાર; જમીનદાર. (૨) [સં.] સ્ત્રી૦ સ્ત્રી; દારા.

**દારવું**, ક્રિ૦ સ૦ [ સં. દૃ ] ચીરવું: ફાડવું: વિદારવું; કાપવું.

**દારા**, સ્ત્રી૦ [સં.] સ્ત્રી; પત્ની: બાઇડી. [ હળદર; દૈન્ય.

**દારિદ્ય**, ન૦ [ સં. ] દરિદ્રતા;

**દારુ**, ન૦ એકજાતનું ઝાડ; દેવદારૂ. (૨) લાકડું.

**દારૂ**, પુ૦ મહુડાં, દ્રાક્ષ વગેરેમાંથી બનાવેલો એક પ્રવાહી કેફી-પદાર્થ; સુરા; મદ્ય; આસવ. (૨) અગ્નિનો સ્પર્શ થતાં વાંત સળગી ઉઠે એવી એક મેળવણીનો ભૂકો, જે બંદુકમાં ફોડાય છે તથા આતસબાજીમાં વપરાય છે તે. કહે૦ દારૂને દેવતા =બે એવા પદાર્થો કે જે મળતાંવાંત ભડકો લઇ ઉઠે.

**દારૂખાનું**, ન૦ આતસબાજી, દારૂકામ. ( ૨ ) ફોડવાનો દારૂ અને તેની બનાવટો રાખવાનું જે સરકારી મકાન તે.

**દારૂગોળો**, પુ૦ દારૂના ગોળા અને ગોળીઓ વગેરેનો સંગ્રહ તે.

**દારૂડિયો**, પુ૦ દારૂ પીનારો; મદ્યપાની.

**દારૂણ**, વિ૦ તોબા કરાવે એવું; ભીષણ, ભયંકર; ભારે.

**દારૂબાજ**, પુ૦દારૂડિયો; દારૂપીવાનો વ્યસની.

**દારૂહળદર**, સ્ત્રી૦ મોટી હળદર; એક ઓષધિ. [ ટાસ્લો.

**દારો**, પુ૦ ઉછાળો; મોઇને વાગેલો

**દારોગો**, જુ૦ દરોગો.

**દાલચીની**, સ્ત્રી૦ તેજનામાંનો એક પદાર્થ; તજ.

**દાવ**, પુ૦ રમતમાં આવતો વારો તે. ( ૨ ) સોગટાંની રમતમાં જે આંક પડે છે તે=છક્કોદાવ. ( ૩ ) લાગ; તક; ફાવવું તે; તાલ. ક્રિ૦ પ્ર૦ દાવ આપવો=તક આપવી દાવ સાધવો=અનુકૂળ વખતનો લાભ લઇ લેવો. દાવપડવો=રમતમાં ધારેલા આંકની સંખ્યા આવવી. [દાઉદી.

**દાવદી**, સ્ત્રી૦ એક જાતનું ફુલ;

**દાવપેચ**, પુ૦ જુક્તિ લગાડવી તે; કામ કાઢી લેવાની બાજી તે; કપટકળા; છળભેદ; પ્રપંચ.

**દાવાગ્નિ**, પુ૦ [ સં. ] વનમાં સળગી ઉઠતી આગ તે; દવ; દાવાનળ.

**દાવાદળ**, ન૦ વાવાઝોડું; પવનને લીધે ધૂળ ઉડીને દિશાઓ ઢંકાઇ જવી તે; કાળાં વાદળનો ઘેરાવો.

**દાવાદાર**, પુ૦ દાવાવાળો; વાદી.

**દાવાનળ**, પુ૦ [સં ] દાવાગ્નિ; દવ; જંગલમાં સળગી ઉઠતો અગ્નિ તે.

**દાવું**, ક્રિ૦ અ૦ સંયોગ પામવો; ગર્ભ ધારણ કરવો. પ્રે૦ દવરાવવું.

**દાવો**, પુ૦ પોતાપણાનો હક.

ાના એમ દાંતના ભેદ છે.) (૨) સજીનો ફણો. (૩) વેર; કીનો. ક્રિ૦ › દાંત આવવા=દાંત ઉગવા. (૨) ડ્યું આવવું. (૩) સામા થવાનું ત આવવું. દાંત ઉપડવા=દાંતનો ત પડવો. દાંત કડકડવા=ખૂબ ટાઢ ાવી. દાંત કકડાવવા=ગુસ્સો કરવો. ત કાઢવા=હસવું. (૨) દાંતિયાં કરવાં. ત બેસવા=દાંતનો ક્ષત પાડવો. દાત સવા=દાઝ દેખાડવી. દાંત પાડવા= ાવવું. (૨) નિઃશસ્ત્ર કરવું. દાંત ાવા=નવા દાંત આવવા માંડવા. દાંત પાડવા=હસવું. (૨) મોં વિકાસીને સા રહેવું. દાંત મઢાવવા=દાંતે રેખો ડાવવી. દાંત હોવા=સામર્થ્ય હોવું. ત બંધાવા=વાયુને લીધે ડાચું નહિ ી શકવું તે. દાંત અંબાવા=ખટા- ી દાંત નરમ ને ચવાય એવા થઇ ા. (૨) પશ્ચાત્તાપ થવો. દાંત કં- વા=ઙરકેરવું. ૩૦ પ્ર૦ દાંત ખાટા વા=હરાવવું; બળહીન કરી નાંખવું. ે ચઢાવું=વગોવાવું; મીઠું લા- ં. દાંતે ખીલી બેસવી=દાંત બં- ઝ જવા. દાંતમાં છેડો ઘાલવો=મ- દાથી રહેવું-સ્ત્રીએ. દાંત દીઠિયારો= ચેનો કંકાસ. દાંતે મેલ હોવો=પૈ- દાર હોવું. દાંતે તરણું લેવું= ભેમાન મૂકી દઇ નમી પડવું. તે જીભ લેવી=આપઘાત કરવો; મ કરડીને મરી જવું. દાંતે આ- ડું=લડવું. દાંતે લોગવું=સ્વાદ પ- ડવો. કહે૦ પેટમાં દાંત હોવા=મનમાં કીનો હોવો. અન્નને ને દાંતને વેર= ખાવાપીવાના વાખા. હાથીના દાંત= કહેવું એક અને કરવું બીજું તે. દાંત ઉપર દરયા ને, મડદા ઉપર મિટ્ટી=નહિ કરવાનું હોય ત્યાં મોટું કામ કરવું, ને કરવા જેવું હોય ત્યાં કંઇ નહિ કરવું તે.

**દાંતરું**, વિ૦ દાંતલું.

**દાંતલું**, વિ૦ જેના દાંત બહાર નીકળેલા હોય એવું.

**દાંતિયાં**, ન૦ બ૦ વ૦ મોં પ- હોળું કરીને કરડવા ધસવું તે. (૨) ચાડિયાં. ક્રિ૦ પ્ર૦ દાંતિયાં કરવાં=કર- ડવા ધસવું; ચીડવું; તરફોડા કરવા.

**દાંતિયું**, ન૦ કોઇ સામે દાંત દેખાડવા તે. ચીડવું તે. (૨) તરફોડો.

**દાંતિયો**, પુ૦ એક તરફ દાંતા- વાળી કાંસકી. (૨) પહોળા દાંતાની કાંસકી.

**દાંતી**, સી૦ દાંતાવાળું ખેડુતનું એક ઓજાર; (૨) દાતરડાના ઘાટનું એક હથિયાર. (૩) કાંસકીના દાંતામાં દાળ વગેરેના દાણા ઘાલી સજ્જડ કરેલી કાંસકી; (૪) નાનાં બાળકને દાંત આવતા હોય ત્યારે પહેરાવવાનું ઘ- રેણું; વાઘનખ વગેરે તે. (૫) ચીરો; ફાટ.

**દાંતો**, પુ૦ [ સં. દંત ] ચપટો અને અણીદાર કાંટો; દાંત; કાકર.

**દાંદરૂં**, ન૦ દાદર જેવું એક દરદ તે.

થવાના એમ દાંતના ભેદ છે. ) ( ૨ ) કાંસકીનો ફણો. (૩) વેરઃ કીનો. ક્રિ॰ પ્ર॰ દાંત આવવા=દાંત ઉગવા. (૨) હસવું આવવું. ( ૩ ) સામા થવાનું બળ આવવું. દાંત ઉખડવા=દાંતનો ક્ષત પડવો. દાંત કડકડવા=ખૂબ ટાઢ ચઢવી. દાંત કકડાવવા=ગુસ્સો કરવો. દાંત કાઢવા=હસવું. (૨) દાંતિયાં કરવાં. દાંત બેસવા=દાંતનો ક્ષત પાડવો. દાંત પીસવા=દાઝ દેખાડવી દાંત પાડવા= હરાવવું. ( ૨ ) નિઃશસ્ત્ર કરવું. દાંત ફૂટવા=નવા દાંત આવવા માંડવા. દાંત દેખાડવા=હસવું. (૨) મોં વિકાસીને ઉભા રહેવું. દાંત મઢાવવા=દાંતે રેખો દેવડાવવી. દાંત હોવા=સામર્થ્ય હોવું. દાંત બંધાવા=વાયુને લીધે ડાચું નહિ ફાટી શકવું તે. દાંત અંબાવા=ખટાશથી દાંત નરમ ને ચવાય એવા થઇ જવા. ( ૨ ) પશ્ચાત્તાપ થવો. દાંત કાંકરવા=ફરફેરવું. ૩૦ પ્ર॰ દાંત ખાટા કરવા=હરાવવું; બળહીન કરી નાંખવું. દાંતે ચઢવું=વગોવાવું; મીઠું લાગવું. દાંતે ખીલી બેસવી=દાંત બંધાઇ જવા. દાંતમાં છેડો ઘાલવો=મર્યાદાથી રહેવું-સ્ત્રીએ. દાંત ટીટિયારો= નિત્યનો કંકાસ "દાંતે મેલ" હોવો=પૈસાદાર હોવું. દાંતે તરણું લેવું= અભિમાન મૂકી દઇ નમી પડવું. દાંતે જીભ લેવી=આપઘાત કરવો; જીભ કરડીને મરી જવું. દાંતે આવવું=લડવું. દાંતે લાગવું=સ્વાદ પડવો. કહે॰ પેટમાં દાંત હોવા=મનમાં કીનો હોવો. અન્નને ને દાંતને વેર= ખાવાપીવાના વાખા. હાથીના દાંત= કહેવું એક અને કરવું બીજું તે. દાંત ઉપર દરધા ને મડદા ઉપર મિટ્ટી=નહિ કરવાનું હોય ત્યાં મોટું કામ કરવું, ને કરવા જેવું હોય ત્યાં કંઇ નહિ કરવું તે

**દાંતરૂં**, વિ॰ દાંતવું.

**દાંતવું**, વિ॰ જેના દાંત બહાર નીકળેલા હોય એવું.

**દાંતિયાં**, ન॰ બ॰ વ॰ મોં પહોળું કરીને કરડવા ધસવું તે ( ૨ ) ચીડિયાં. ક્રિ॰ પ્ર॰ દાંતિયાં કરવાં=કરડવા ધસવું. ચીડવું; તરફોડા કરવા.

**દાંતિયું**, ન॰ કોઇ સામે દાંત દેખાડવા તે, ચીડવું તે. (૨) તરફોડો.

**દાંતિયો**, પુ॰ એક તરફ દાંતાવાળી કાંસકી. ( ૨ ) પહોળા દાંતાની કાંસકી.

**દાંતી**, સ્ત્રી॰ દાંતાવાળું ખેડુતનું એક ઓજાર; ( ૨ ) દાતરડાના ઘાટનું એક હથિયાર. (૩) કાંસકીના દાંતામાં દાળ વગેરેના દાણા ઘાલી સજ્જડ કરેલી કાંસકી; ( ૪ ) નાનાં બાળકને દાંત આવતા હોય ત્યારે પહેરાવવાનું ઘરેણું; વાઘનખ વગેરે તે (પં)ચારો; ફાટ.

**દાંતો**, પુ॰ [ સં. દંત ] ચપટા અને અણીદાર કાંટો; દાંત; કાકર.

**દાંદરૂં**, ન॰ દાદર જેવું એક દરદ તે.

રવિ; આદિત્ય. [ સોનૈયો.

**દિનાર**, પુ૦ [ સં. ] મહોર;

**દિનાંત**, પુ૦ [સં.] દિવસનો અંત; સાંજ.

**દિનેશ**, પુ૦ [ સં.] સૂર્ય; રવિ.

**દિપાવડું**, વિ૦ રૂપાળું; સુશોભિત; સુંદર.

**દિપાવવું**, ક્રિ૦ સ૦'શોભાવવું; સારૂં દેખાય તેમ કરવું. ( ૩ ) ઝગઝગાટ બનાવવું. (૩) માન વધારવું.

**દિબાચો**, પુ૦ પુસ્તકમાનો પ્રસ્તાવ તે; ઉપોદ્‌ઘાત; પ્રસ્તાવના; મુખબંધનું લખાણ.

**દિમાખ**, પુ૦દિમાક; અહંકાર; અભિમાન; ગર્વ; મગરૂરી.-(૨) રોફ; ભભકો; રૂઆબ

**દિમામ**, પુ૦ ઠાઠ; ભપકો; દમામ; દંભ.

**દિમેટી**, સ્ત્રી૦ ઝીણીઝીણી બુટ્ટીઓવાળું એક જાતનું કપડું.

**દિયર**, પુ૦ વરનો નાનોભાઇ.

**દિયરવટું**, ન૦ દિયર સાથે નાતરૂં કરી રહેવું તે.

**દિયેર**, પુ૦ દિએર; વરનો નાનો ભાઇ તે. [ભાઇ.

**દિયોરયો**, પુ૦ વરનો નાનો

**દિયોર**, પુ૦ સાળો. (ગ્રામ્ય).

**દિલ**, ન૦ [ फा. ] મન; ચિત્ત; અંતઃકરણ. (૨) કાળજું; હૃદય. (૩) ઇચ્છા; મરજી. (૪) ચાહના; પ્યાર; પ્રીતિ:-ક્રિ૦ પ્ર૦ દિલ ઉઠી જવું=ઉદાસ થવું; દિલ ઉતારી નાખવું =પ્રેમ કમી કરવો. દિલચોંટવું=મન લાગવું. દિલ ઠરવું=મનને ગમવું. દિલ આપવું= મન આપવું; દિલલેવું=સામાનું મન જાણી લેવું. દિલમાં દાઝવું=સામાને માટે મનમાં દયાભાવ ઉત્પન્ન થવો. દિલ ઉંચું થવું=મન ખાટાં થવાં. દિલ ધાલવું=ધ્યાનમાં લેવું, દિલ લગાડવું=મન લગાડવું. એકદિલ=એકમન. દિલનો દરિયાવ=મોટામનનો

**દિલગીર**, વિ૦ [फा.] નાખુશ; ઉદાસ; શોકાતુર.

**દિલગીરી**, સ્ત્રી૦ ઉદાસી; નાખુશી; શોક; ખિન્નતા, બેચેની, બેકરારી

**દિલદાર**, વિ૦ [फा.] જીવ સમાન વહાલું એવું; પ્રાણપ્રિય, જીવજાન. (૨) આશકમાશુક.

**દિલદારી**, સ્ત્રી૦ જીવજાનપણું; પ્રાણપ્રિયતા; મિત્રતા.

**દિલભર**, વિ૦ મનભરાય એવું; પ્રિય; વહાલું. [મજેનું; રૂપાળું.

**દિલપસંદ**, વિ૦ મનગમતું. (૨)

**દિલાઇલામા**, પુ૦ તિબેટમાં પૂજાતી બુદ્ધની મૂર્તિ અને તેને પૂજનારો જે મુખ્ય આચાર્ય તે. (૨) જે ઠેકાણે બુદ્ધના અવતારની મૂર્તિ રહે છે તે મંદિર.

**દિલાવર**, વિ૦ [फा.] મોટા દિલનું; ઉદાર, સખી (૨) હિમ્મતવાન.

**દિલાવરી**, સ્ત્રી૦ ઉદારતા; દાનશીલતા; મનની મોટાઇ. (૨) બહાદુરી.

દિવસ તે. રૂ૦ પ્ર૦ દિવાળીના દહાડા=આનંદના દિવસો. કહે૦ એવો તે ગોકુળિયો ગાંડો હોય કે દિવાળીને દહાડે ઘેંશ ખાય ?

દિવાળું, જુ૦ દેવાળું.

દિવેટ, સ્ત્રી૦ દીવાની વાટ તે: બત્તી; દિવટ.

દિવેલ, ન૦ દીવે બાળવાનું તેલ તે; એરંડિયું. કહે૦ ખાતર ઉપર દિવેલ =નુકસાન થયું હોય તેમાં વળી વિશેષ ખરચ. (૨) શક્તિ: સત્ત્વ; પહોંચ કહે૦ દિવેલ હશે ત્યાં લગી દીવો બળશે =ખરચી પહોંચશે ત્યાં લગી કાર્ય થશે. દિવેલે કંઇ દેવાળું આવશે નહિ=ખોટી કરકસર કરવાથી કંઇ બચશે નહિ.

દિવેલિયું, ન૦ દિવેલ ભરવાનું પાત્ર. (૨) દીવો કરવાનું નાનું કોડિયું. (૩) વિ૦ દીવેલવાળું; ચીકટ.

દિવેલી, સ્ત્રી૦ જેમાથી દિવેલ પીલી કાઢવામાં આવે છે તે બીજ: એરંડી.

દિવેલો, પુ૦ એરંડો; જેના બીજ પીલવાથી દિવેલ નીકળે તે રોપો.

દિવ્ય, વિ૦ [સં.] સ્વર્ગીય; દેવતાઇ; અદ્ભુત (૨) સુંદર; શૈળિયામણું; ભભકાદાર. (૩) અધરી પ્રતિજ્ઞા. (અગ્નિપર ચાલવું, કડકડતા તેલમાંથી વીંટી કાઢવી, વગેરે.)

દિવ્યચક્ષુ, ન૦ [સં.] જ્ઞાનચક્ષુ.

દિવ્યજ્ઞાન, ન૦ [સં.] સ્વર્ગીયજ્ઞાન.

દિવ્યસ્ત્રી, સ્ત્રી૦ અપ્સરા; દિવ્યાંગના; અતિ સુંદર સ્ત્રી.

દિવ્યાંગના, સ્ત્રી૦ [સં.] દિવ્યસ્ત્રી; અપ્સરા.

દિવ્યાંબર, ન૦ [સં.] સુંદર કિંમતી વસ્ત્ર.

દિશ, સ્ત્રી૦ દિશા; બાજુ; તરફ.

દિશા, સ્ત્રી૦ [સં.] કોઇપણ એકાદ બાજુ તે; તરફ: પાર્શ્વ. (૨) કોઇપણ ઉદ્દેશિત એવો માર્ગ તે; રસ્તો. (૩) ઝાડો. ક્રિ૦ પ્ર૦ દિશાએ જવું. દિશા બાંધવી=અમુક એકાદ બાજુ નક્કી કરી તે તરફ જવું.

દિષ્ટયા, દૈવ યોગે; નશીબ જોગે.

દિસતું, અ૦ [સ] ભલા; ઇશ્વરકૃપાએ; તમારૂં ભલું કરેને. (૨) વિ૦ દેખાતું; જણાતું; નજરે પડતું.

દિંગ, અ૦ છક્ક; આભું; ચકિત.

દિંડી, સ્ત્રી૦ એક મરાઠી રાગણી.

દી, પુ૦ દિવસ; દહાડો (૨) વખત; અવસર. (૩) સિતારો; ગ્રહ દશા.

દીકરી, સ્ત્રી૦ [સ. दारिका] પુત્રી. છોકરી; છોડી; બેટી; તનયા રૂ૦ પ્ર૦ દીકરીએ દીવો=છોકરીના છોકરાથી ઘર ઉઘાડું રહેવું તે. કહે૦ દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય.

દીકરો, પુ૦ [સં. दारक] પુત્ર; છોકરો; છૈયો; તનય. કહે૦ દીકરો એક અનોદશાવર ઘણાં. દીકરો રળે ચાર પહોરને રૂપિયો રળે આઠે પહોર.

દીક્ષા, સ્ત્રી૦ [સં.] અમુક મત

અગમચેતી; દુરંદેશી. (૨) ૧૦ લાંબી નજરવાળું; આગળ ઉપર શું થશે તેનો જેને વિચાર હોય તેવું.

**દીર્ઘવર્તુલ**, ન૦[સં.] અંડવૃત્ત; લંબગોળ; કુંડાળું તે.

**દીર્ઘસૂત્રતા**, સ્ત્રી૦ ચિકારા; કોઇ કાર્ય કરતાં ઘણી મુદ્દત લાગી જાય એવી જે પ્રકૃતિ તે; મંદતા; શૈથિલ્ય; વિલંબ કરવાની ટેવ તે.

**દીર્ઘસૂત્રી**, વિ૦ ચાપચીપિયું; ચીકણું, હેઠઠાલું; કોઇપણ કામકાજ કરવામાં વાર લગાડયા કરે એવા સ્વભાવનું; ઢીલું; ટાઢું. (૨) આળસુ.

**દીર્ઘસૂત્રીપણું**, ન૦ હેઠઠાલાપણું; વાર લાગે એમ કરવાપણું તે.

**દીર્ઘાયુ**, વિ૦ [ સં. ] ઘણાં વર્ષ જીવે એવું; લાંબી આવરદાવાળું.

**દીર્ઘિકા**, સ્ત્રી૦ [ સં. ] લાંબા આકારનો કુવો-હોજ; વાવ. ( ૨ ) ટાંકી; મોટી કુંડી કે કુંડ.

**દીલ**, ન૦ દિલ; મન; હૃદય; અંતઃકરણ. (૨) ડીલ; શરીર. [તામાં)

**દીવડિયો**, પુ૦ દીવો ( કવિ-

**દીવડું**, ન૦ દીવો કરવાને માટે બનાવેલું કોડિયું.

**દીવડો**, પુ૦ દીવો; દીપક.

**દીવાદાંડી**, સ્ત્રી૦ સમુદ્ર કિનારે જ્યાં ખડક હોય ત્યાં આવતાં વહાણ તેને અથડાઇને ભાગી જાય નહિ તે માટે એવા ખડક આગળ ઉંચો મિનારો ચણી તે ઉપર દીવો રાખવાની ગોઠવણ કરેલી હોય છે તે: સ્તંભ-દંડની માફક ઉભું કરેલું ચેતવણીનું ચણતર કામ તે.

**દીવાબત્તી**, સ્ત્રી૦ દીવો ને બત્તી વગેરે દીવાની સામગ્રી તે.

**દીવાસળી**, સ્ત્રી૦ દીવો કરવાની જે સળી તે; મોઢે ગંધક લગાડેલા ખોયાંના કકડા તે; ફોસ્ફરસ લગાવેલી સળીયો.

**દીવી**, સ્ત્રી૦ દીપિકા; દીવો મૂકવાની લાકડા અથવા ધાતુની ઘડી બનાવટ તે. [ શાહવાળો

**દીવેટિયો**, પુ૦ મશાલચી; મ-

**દીવો**, પુ૦ દીપ. (૨) પ્રકાશી રહે એવું જે કંઇ તે; તેજસ્વી

**દીસ**, દિવસ. (૨) દિશા.

**દીસતું**, વિ૦ દેખાતું (૨) આગળ પડતું. [ણાતું. (૨) સૂઝવું.

**દીસવું**, ક્રિ૦ અ૦ દેખાવું; જ-

**દુ**, ન૦ બેએ ગુણવાનો ગડિયો-પાડો તે.(૨) બમણું;-દુ=બે.(દુભાષિયો.)

**દુઆ**, સ્ત્રી૦ [ ફા. ] આશિષ; આશીર્વાદ; દુઆગાર=શુભેચ્છક; આશિષ દેનાર.

**દુઓ**, પુ૦ જેમાં બેનો આંક પાડેલો હોય એવો પાસો અથવા પાનું.

**દુકાન**, સ્ત્રી૦ [ ફા. ] વેપારીની માલ વેચવાની જગા તે; હાટ.

**દુકાનદાર**, પુ૦ દુકાન ચલાવનારો; દુકાન રાખનારો; વેપારી.

**દુકાનદારી**, સ્ત્રી૦ દુકાનદાર-

એવું; કંઇ ને કંઇ લાભ આપ્યા કરતું હોય એવું.

દુઝવું, ક્રિ૦ અ૦ દૂધ દેવું; સ્રવવું; ઝરવું; નીગળવું. (૨) કમાણી મળ્યા કરવી.

દુઝાણું, ન૦ ઘેર દૂધ દેતું ઢોર હોય એવી સ્થિતિ.

દુણવું, ક્રિ૦ અ૦ બળવું; દાઝવું; સીઝવું. (૨) મનમાં બળવું; અંતરમાં મુઝાવું; નારાજ થવું; ચિડાવું. (૩) ક્રિ૦ સ૦ નારાજ રહે એમ કરવું; રગડવું; સંતાપવું; સતાવવું.

દુણું, વિ૦ ઉણું; ઓછું. (૨) ના૦ મન બળે એવું કામ તે; નહિ પસંદ પડે એવું જે કંઇ તે; વાંકું; દુણા વાનું કારણ તે.

દુણો, પુ૦ દાઝ લાગી જવી તે.

દુદડા, પુ૦ બાળકની જોડીઓ.

દુનિયા, સ્ત્રી૦ [ फा. ] જગત; વિશ્વ; સૃષ્ટિ. (૨) લોક; આલમ. (૩) મૃત્યુલોક; માણસ જાત. ક્રિ૦ પ્ર૦ દુનિયા પાર કરવું=લોક સમુદાયમાંથી બહાર કાઢી નાખવું. દુનિયામાંથી જવું=લોક વ્યવહારમાંથી નીકળી જવું. કહે૦ દુનિયા દોરંગી=લોક આમ બોલે ને તેમે બોલે. દુનિયાં કોઇથી જીતાય છે?=સર્વેનું મન મેળવી લેવું તે બહુ કઠણ છે.

દુનિયાદારી, સ્ત્રી૦ લોકવ્યવહાર; લોકાચાર; વહેવાર રીત; નીતિ; દુનિયાં જેમ ચાલતી હોય તેમ ચાલવું તે.

દુપટ, વિ૦ બે પડવાળું; બેવડું; બમણું.

દુપ્પટ, બમણું; બેવડું; દ્વિગુણ.

દુપટ્ટા, પુ૦ પુરુષે ખભે રાખવાનું ઉપવસ્ત્ર તે; ખેસ.

દુબળું, વિ૦ [ સં. दुर्बल ] કમજોર (૨) સુકલકડી; પાતળું. (૩) ગરીબ; દીન; ધનહીન કહે૦ દુબળા બળદને બગાઇઓ ઘણી દુબળું ઢોર કુસકે રાજી. દુબળી વાડે છિંડું પડે.

દુબળો, પુ૦ ગુલામીકરનાર લોકની એક જાતિ. (એ લોકો સુરત જિલ્લાના દક્ષિણ ભાગમાં રહે છે.)

દુભણ, સ્ત્રી૦ મન દુખાવું તે; નારાજી; ખોટું લાગવું તે. કહે૦ પાછલી દુભણ કરતા આગલી દુભણ સારી.

દુભવવું, ક્રિ૦ સ૦ નારાજ કરવું; મન દુખવવું; ખોટું લગાડવું.

દુભવું, ક્રિ૦ સ૦ દુઃખ લગાડવું; મન દુઃખવવું; નારાજ કરવું. (૨) જીવ બાળવો.

દુભાવું, ક્રિ૦ અ૦ નારાજ થવું; મનમાં બળવું; ખોટું લાગવું.

દુભાવો, પુ૦ દુઃખ થાય-ખોટું લાગે એમ કરવું તે; દુભણ.

દુભાષિયો, પુ૦ બે ભાષા બોલનારો; એક ભાષાની મતલબ બીજી ભાષામાં સમજાવનારો.

દુમ, સ્ત્રી [ अ. ] પૂછડી.

દુમચી, સ્ત્રી૦ [ फा. ] ઘોડાની પીઠ ઉપર બાંધવાનો પટો; જીન તંગ

રાખવાનું ચામડું. (૨) ચામડાની ચંચી; નાની કોથળી [એમ

**દુમદુમ**, અ૦ એવો અવાજ થાય

**દુમવું**, ક્રિ૦ સ૦ [ સં. दम् ] દમવું; દુઃખ દેવું; પીડવું. (૨) મન બાળવું; લાગણી દુખવવી; નારાજ રાખવું (૩) ખિન્ન કરવું.

**દુમાયેલું**, વિ૦ મનમાં દુભાયેલું; મનથી નારાજ થયેલું; ખિન્ન.

**દુમાસ**, ન૦ એક જાતનું કપડું.

**દુમો**, પુ૦ ડૂમો; હર્ષ શોક વગેરેના આવેશથી નહિ બોલાય, નહિ રડાય એવી જે હાલત તે. ક્રિ પ્ર૦ દુમો ભરાઇ આવવો=નહિ બોલી કે રડી શકાવું તે.

**દુરબીન**, ન૦ સ્ત્રી૦ [ फा० ] દૂરની વસ્તુ પાસે દેખાય એવી રચનાવાળું કાચનું યંત્ર.

**દુરસ્ત**, વિ૦ [ फा० ] ઠીકઠાક; બરોબર; લાયક; માફક; યથાયોગ્ય. (૨) ખરું; વાજબી; યોગ્ય. (૩) ઠીક; વારૂ. ક્રિ૦ પ્ર૦ દુરસ્ત કરવું= બગડેલું હોય તેને જેવું હોય તેવું કરવું; સુધારવું; સમારવું; ઠીકકરવું.

**દુરસ્તી**, સ્ત્રી૦ ઠીકઠાક કરવું તે; સમાર કામ; ગોઠવણી; રચના.

**દુરંત**, વિ૦ [સં.] મુશ્કેલીથી પાર પડે એવું; ઝટ ન બની શકે તેવું.

**દુરંદેશ**, વિ૦ [આ.] દીર્ઘદૃષ્ટિ; લાંબે લગી નજર પહોંચાડનાર.

**દુરંદેશી**, પુ૦ [આ.] પરિણામનો વિચાર કરવો તે. (૨) અગમચેતી; સાવચેતી.

**દુરાગ્રહ**, પુ૦ [સં.] ખોટી હઠ; જીદ; જક; આડાઈ; મમત; હઠીલાઈ.

**દુરાચરણ**, ન૦ [ સં. ] નઠારું આચરણ; કુટેવ.

**દુરાચરણી**, વિ૦ ખરાબ ચાલે ચાલનાર; વ્યસની; અનીતિએ ચાલનાર.

**દુરાચાર**, પુ૦ [ સં. ] ખરાબ વર્તણુંક, કુટેવ; દુરાચરણ.

**દુરાચારી**, વિ૦ ખરાબ આચારનું; અનીતિ કરનારું; ગેરચાલેચાલનારું

**દુરાત્મા**, પુ૦ [ સં ] પાપી-નઠારો જીવ; ખરાબ માણસ.

**દુરિજન**, ન૦ નઠારાં માણસો; દુર્જન. [ કામ તે

**દુરિત**, ન૦ [સં.] પાપ; નઠારું

**દુરી**, સ્ત્રી૦ જેમાં બેનો આંક હોય તે (પત્તું); દુઓ.

**દુરુક્તિ**, સ્ત્રી૦ [સં.] ખરાબબોલ; અપશબ્દ.

**દુરું**, વિ૦ વેગળેનું; દૂરનું.

**દુર્**, અ૦ [સં.] ખરાબ; નઠારું એવો અર્થ બતાવનારો ઉપસર્ગ. દુર્જન=નઠારું માણસ.

**દુર્ગ**, પુ૦ [ સં ] કિલ્લો; કોટ. (૨) ખાણમાંની કપરી વાટ.

**દુર્ગતિ**, [ સં ] સ્ત્રી૦ નઠારી હાલત. (૨) નરકમાં જવું તે; અસદ્ગતિ થવી તે.

**દુર્ગમ**, વિ૦ જવાને મુશ્કેલ હોય

એવું; (૨) નહિ સમજાય એવું.

**દુર્ગંધ**, સ્ત્રી૦ [સં.] નઠારી વાસ તે; બદબો; દુર્વાસ.

**દુર્ગંધી**, સ્ત્રી૦ દુર્ગંધ; બદબો.

**દુર્ગા**, સ્ત્રી૦ [સં.] દેવી, માતા; અંબા. (૨) પાર્વતી.

**દુર્ગાચકલી**, સ્ત્રી૦ એક જાતની ચકલી.

**દુર્ગુણ**, પુ૦ [સં.] નઠારો ગુણ; અપલક્ષણ; કુટેવ.

**દુર્ગુણી**, વિ૦ જેનામાં સારા ગુણ ન હોય તે; અપલક્ષણું; વ્યસની; ખરાબ ચાલચલગતનું.

**દુર્ઘટ**, વિ૦ [સં.] મુશ્કેલીએ ઘડાય એવું; કઠણ; વિષમ; મુશ્કેલ.

**દુર્જન**, ન૦ [સં.] નઠારું માણસ; અનીતિમાન.

**દુર્જય**, વિ૦ [સં.] ન જીતાય એવું; મુશ્કેલીએ જીતાય એવું.

**દુર્જર**, વિ૦ નહિ પચે એવું; પચવામાં ભારે

**દુર્દશા**, સ્ત્રી૦[સં] ખરાબહાલત.

**દુર્દર્શી**, વિ૦ [સં.] દીર્ઘદૃષ્ટી વાળું; લાંબીનજર પહોંચાડનાર.

**દુર્દૈવ**, ન૦ દુર્ભાગ્ય, કમનસીબ.

**દુર્ધર્ષ**, વિ૦ [સં] પરાણે ધારણ કરી શકાય તેવું; ન ધરાય એવું; ન અટકાવાય એવું.

**દુર્બળ**, વિ૦ [સં. દુર્બલ] કમજોર; અશક્ત (૨) ગરીબ; લાચાર.

**દુર્બળતા**, સ્ત્રી૦ દુર્બળપણું; કમજોરી; અશક્તિ.

૭

**દુર્બુદ્ધિ**, વિ૦ [સં.] દુર્મતિ; જેની બુદ્ધિ સારી ન હોય એવું. (૨) ના૦ નઠારી બુદ્ધિ.

**દુર્ભાગ્ય**, વિ૦ [સં.] હીણભાગ્ય; અકર્મી; (૨) ગરીબ, દીન (૩) ના૦ નસીબ.

**દુર્ભિક્ષ**, વિ૦ જેમાં અન્નાદિકનો અભાવ હોય એવો સમય દુકાળ

**દુર્મુખ**, વિ૦ નઠારા મોંનું; પ્રિય વચન બોલે નહિ એવું હોય તે; અશુભ દર્શનવાળું અમંગળ

**દુર્યોધન**, પુ૦ મહાભારતનો એક મુખ્યનાયક; ધૃતરાષ્ટ્ર ને ગાંધારીના એકસો ને એક પુત્રોમાંનો વડો પુત્ર, સો કૌરવ ભાઈઓમાં મોટાભાઈ તે સુયોધન પણ કહેવાતો

**દુર્લભ**, [સં.] મુશ્કેલીએ પ્રાપ્ત થાય એવું; વિરલું. (૨) મોઘું; ભારે; મુશ્કેલ; અઘરું. (૩) કીમતી. (રાબ ટેવ.

**દુર્વ્યસન**, ન૦ કુટેવ, કુછંદ; ખ-

**દુલવું**, ક્રિ૦ અ૦ દુલવું; વ્યાજમાં મુડી ખપી જવો, ગીરો ધરાણે મૂકેલી ચીજ તેના વ્યાજમાં ખતમ થઈ જવી; ધીરે ધીરે બધું જતું રહેવું; લય થવું; ડુબી જવું; નામશેષ થઈ જવું.

**દુલારી**, સ્ત્રી૦ છોકરી, દીકરી, પુત્રી બ્રખુભાણુ દુલારી=રાધિકા.

**દુલીચો**, પુ૦ ચંદરવો, વિતાન.

**દુલો**, વિ૦ હાથનો છુટો; સખી; ઉદાર. (૨) કુડકપટ રહિત; ભોળો. (૩) તાજુતના દિવસોમાં સુમહ-

આનોમાં જેને પીર આવે છે તે.

**દુઆ**, સ્ત્રી૦ [અ.] આશિષ; આશીર્વાદ. બીજાનું સારું ઇચ્છવું તે.

**દુવાઇ**, સ્ત્રી૦ આણ; પટો; રાજા વગેરેનું જાહેરનામું. (૨) શપથ; સોગન.

**દુવાત**, પુ૦ [ફા.] ખડિયો.

**દુવાર**, ન૦ [સં. द्वार.] દ્વાર; બારણું. (૨) આંગણું.

**દુવો**, પુ૦ બેના આંકથી ચિહ્નિત પાસો-પત્તું. (૨) બેનો દાવ તે. (૩) જુ૦ દુહો. [ શાલ.

**દુશાલો**, પુ૦ ઉંચી જાતની બેવડી

**દુશ્મન**, [સં. दुष्+फा. मनीदन] શત્રુ; અદાવતિયો; વેરી. રૂ૦ પ્ર૦ દુશ્મનની રાત=દુઃખે વીતે એવી લાંબીરાત. કહે૦ મૂર્ખ મિત્ર કરતાં ડાહ્યો દુશ્મન સારો=ડાહ્યો શત્રુ હોય તે મૂર્ખ મિત્ર કરતાં સારો. દુશ્મનદાવો=અદાવત.

**દુશ્મનાઈ**, સ્ત્રી૦ શત્રુતા; વેર; અદાવત. [ વેર; અદાવત.

**દુશ્મનાવટ**, સ્ત્રી૦ દુશ્મનાઇ;

**દુષ્કર**, વિ૦ [સં.] અઘરું; મુશ્કેલ; કઠણ. [ પાપ.

**દુષ્કર્મ**, ન૦ [સં.] નઠારું કર્મ;

**દુષ્કાળ**, પુ૦ દુકાળ; દકાળ.

**દુષ્ટ**, વિ૦ [સં.] ખરાબ; અધમ. (૨) પાપી. [ અધમતા.

**દુષ્ટતા**, સ્ત્રી૦ [સં.] દુષ્ટપણું;

**દુષ્ટા**, વિ૦ (સ્ત્રી૦) નઠારી સ્ત્રી; પાપી સ્ત્રી.

**દુસ્તર**, વિ૦ [સં.] મુશ્કેલીએ તરાય એવું; નહિ તરાય એવું; અઘરું; કઠણ; મુશ્કેલ.

**દુહાગણ**, વિ૦ (સ્ત્રી૦) ધણીથી દુભાવાયેલી; અણમાનીતી; અળખામણી

**દુહિતર**, સ્ત્રી૦ દીકરી; છોકરી.

**દુહિતા**, સ્ત્રી૦ [સં.] દીકરી; છોકરી. [ સાદું જોડકણું.

**દુહો**, પુ૦ દોહરો; (૨) બે પદનું

**ડુંટી**, સ્ત્રી૦ પેટ પરનો ખાડો; નાભી. રૂ૦ પ્ર૦ ડુંટીનો ઉમળકો=અંતરનો સ્નેહભાવ ડુંટીની દાઝ=અંતઃકરણની લાગણી. (૨) ઉંડું વેર તે. કહે૦ ડુંટીનો વાળ નહિ તોડ્યામાં કે નહિ બાળ્યામાં=જેનો એકે ઉપાય ન હોય એવી બાબત માટે કહેવાય છે. [ ભાગ.

**ડુંટો**, પુ૦ ઉપસી આવેલો ડુંટીનો

**ડુંદ**, સ્ત્રી૦ મોટું બારે ને લબડતું પેટ તે; ફાંદ.

**ડુંદાળું**, વિ૦ ડુંદવાળું; ફાંદ નીકળેલી હોય એવું.

**ડુંદાળો**, ડુંદ-ફાંદવાળો દેવ-ગણપતિ; ગણેશ. [નગારું; ભેરી.

**ડુંદુભિ**, ન૦ [સં.] એક જાતનું

**દુઃ** અ૦ [સં.] નઠારું એવા અર્થ બતાવનારો ઉપસર્ગ. જુ૦ દુર્.

**દુઃખ**, ન૦ [સં.] શરીરની અથવા મનની વ્યથા-પીડા તે; અસુખ; કષ્ટ. (૨) હરકત; અડચણ; સંકટ; દુખડું=દુઃખ. રૂ૦ પ્ર૦ દુઃખે પાપે=જેમ તેમ કરીને. દુઃખનાં ઝાડ ઉગવાં

=ઘણાં દુઃખ પડવાં. દુઃખનું વાદળ=મોટું દુઃખ. દુખવટે જવું=કાણે જવું.

**દુઃખદ**, વિ૦ દુઃખ દે એવું.

**દુઃખદાયક**, વિ૦ દુઃખ આપનારૂં. [ ક્લેશકારક.

**દુઃખદાયી**. વિ૦ દુઃખ દે એવું;

**દુઃખિત**, વિ૦ [ સં. ] દુઃખી; પીડિત. [ દુઃખ હોય તે.

**દુઃખી**, વિ૦ દુઃખ સહેતું; જેને

**દુઃસહ**, વિ૦ દુઃખે કરીને સહન કરાય એવું; નહિ સહન થાય એવું.

**દુઃસંગ**,પુ૦ [સં.] નઠારી સોબત તે; કુસંગ. [ અશુભ સ્વપ્ન.

**દુઃસ્વપ્ન**, ન૦ [ સં. ] નઠારૂં–

**દૂત**, પુ૦ [ સં. ] જાસુસ; હેર; ચાર. ( ૨ ) સિપાઇ. [ જાસુસી.

**દૂતત્વ**, ન૦ [ સં. ] દૂતપણું;

**દૂતિકા**, સ્રી૦ દૂતી.

**દૂતી**, સ્રી૦ [ સં. ] સ્રી પુરૂષ વચ્ચે છાના સંદેશા લઇ જવા લાવવાનું કામ કરનારી સ્રી; મેળાપ કરાવી આપનાર સ્રી; કુટણી. ( ૨ ) લુચ્ચી; ધૂર્ત સ્રી.

**દૂધ**, ન૦ [ સં. દુગ્ધ. ] માદાના સ્તનમાંથી બાળકના પોષણ માટે નીકળતો ધોળો પ્રવાહી. ( ૨ ) કેટલીક વનસ્પતિમાંથી નીકળતો ધોળો રસ. રૂ૦ પ્ર૦ દૂધમાં કાળું હોવું=કાંઇ પણ દોષ હોવો. દૂધે મેહ વરસવા=બહુ લાભકારક કામ થવું. દૂધે ધોઇને આપવું=પ્રમાણિકપણે આપવું. દૂધમાંથી પોરા કાઢવા=ખાલી દોષ કાઢવા. દૂધ દેવું=લાભ કરવો. દૂધ ચડવું=પાનો ચડવો. ( ૨ ) ડુંડામાં ધોળો રસ ભરાવો. કહે૦ઉજળું એટલું દૂધ ન ધારવું. દૂધે દાઝ્યો છાશને એ ફુંકીને પીએ. દૂધ પાઇને ઉછેર્યો સાપ. દૂધનાદૂધમાં અને પાણીના પાણીમાં.

**દૂધપાક**, પુ૦ દૂધને ખૂબ ઉકાળી તેમાં ચોખા વગેરે નાખી બનાવેલો ખાવાનો પદાર્થ.

**દૂધપાણી**, ન૦ દૂધના જેવું પાણી તે; પાણીમાં તેલ અને ખારો નાખવાથી પાણી જે દૂધ જેવું થાય છે તે.

**દૂધપીતું**, વિ૦ દૂધ પીને ઉછરનારૂં; દૂધમલ; દૂધ ઉપર જીવનારૂં; દૂધાધારી. રૂ૦ પ્ર૦ દૂધ પીતું કરવું=બાળકને મારી નાખવુ.

**દૂધભાઇ**, પુ૦ એકજ ધાવને ધાવીને ઉછરેલા ભાઇ.

**દૂધમલ**, વિ૦ દૂધાધારી (બાળક); દૂધપર જીવનારૂં. ( ૨ ) દૂધ પાઇને ઉછેરેલું; દૂધ પીને મોટું જોરાવર થયેલું.

**દૂધલી**, સ્રી૦ ઝાડો ઉપર થતી એક જંગલી વેલ.

**દૂધાધારી**, વિ૦ફક્ત દૂધને આધારેજ જીવનાર; એકલું દૂધ પીને રહેનાર.

**દૂધાળ**, વિ૦ પુષ્કળ દૂધ દે એવું.

**દૂધાળું**, વિ૦ દૂધ આપતું. (ઢોર). ( ૨ ) દૂધવાળું; દૂધનું. ( ૩ ) દુઝણું. (૪) જેમાં દૂધ સામેલ હોય એવું (ભોજન).

દૂધિયું, વિ૦ દૂધનું; જેમાથી દૂધ જેવો રસ નીકળે એવું. (૨) દૂધીનું ફળ.

દૂધી, સ્ત્રી૦ એક વેલ અને તેનું ફળ. નઇ. દૂધી પાક=દૂધી નાખીને બનાવેલો પાક.

દૂઘેલી, જુ. દૂધલી.

દૂધેલ, જુ. દૂધાળ.

દૂયમ, વિ૦ જોડીદાર; મદદનીશ.

દૂર, વિ૦ અ૦ [ સં. ] આઘે; છેટે; વેગળે. ક્રિ૦ પ્ર૦ દૂર કરવું=તજી દેવું; ઉપેક્ષા કરવી.

દૂરસ્થ, વિ૦ [ સં. ] વેગળે રહેલું. દૂર રહેલું

દૂર્વા, સ્ત્રી૦ [ સં. ] એક જાતનું લીલું ઘાસ; દરો; ધરો; [ ધરોયું.

દૂલ, ન૦ કાનનું એક ઘરેણું

દૂષક, વિ૦ [સં.] દોષ કાઢનાર; છિદ્રશોધક. (૨) દોષ લગાડનાર; લાંછન આપનાર.

દૂષણ, ન૦ [સં ] દોષ; ખોડ-ખાંપણ (૨) વાંક, અપરાધ; (૩) ભૂલ; ખોડ; ક્ષતિ (૪) અપલક્ષણ; એબ.

દૂષિત, વિ૦ [સં.] દોષ લાગેલો હોય એવું; દોષવાળું. (૨) બગડેલું; ખરાબ થયેલું. (૩) અભડાયેલું; લાછનવાળું. (૪) ગુનેગાર; અપરાધી; આળ ચઢેલું હોય એવું.

દૃગ્, ન૦ [ સં. ] દૃષ્ટિ; નજર. (૨) આંખ, નેત્ર.

દૃગંચળ, પુ૦ આંખનો ખૂણો.

દૃઢ, વિ૦ [ સં. ] મજબુત; પાકું. સિદ્ધ ; સ્થિર; અડગ. મક્કમ; અચલ. [ ગાઢ.

દૃઢતર, વિ૦ વધારે દૃઢ; મક્કમ;

દૃઢતા, સ્ત્રી૦ [ સં. ] દૃઢપણું; મક્કમપણું (૨) ધીરજ; ધૈર્ય; હિમ્મત. સ્થિરતા; મજબુતી.

દૃઢભાજક, વિ૦ [ સં. ] મોટો નિ:શેષ ભાજક.

દૃઢીભૂત, વિ૦ સજ્જડ. હાલે-ડગમગે નહિ એવું; સિદ્ધ કરેલું.

દૃશદ, પુ૦ [ સં. ] પથ્થર; પહાણો.

દૃશ્ય, વિ૦ [સં.] જોવા જેવું; દર્શનીય (૨) નાટ્ય દેખાવ; આલોક. ચિત્ર. દૃશ્યકાવ્ય=જોવા જેવું કાવ્ય-નાટક-રૂપક. [એવું.

દૃશ્યમાન, વિ૦ દેખાતું હોય

દૃષ્ટ, વિ૦ [ સં. ] જોયેલું; દીઠેલું. (૨) જાણેલું.

દૃષ્ટા, જુ. દ્રષ્ટા.

દૃષ્ટાંત, ન [ સં. ] દાખલો; ઉદાહરણ; દાખલાની વાત.

દૃષ્ટાંતિક, વિ૦ દાખલો આપવા જેવું; ઉદાહરણમાં મુકાય તેવું.

દૃષ્ટિ, સ્ત્રી. [ સં. ] જોવું તે; નજર. (૨) જોવાની શક્તિ (૩) ધ્યાન; લક્ષ.

દૃષ્ટિગોચર, વિ૦ દૃષ્ટિ પહોંચી વળે એવું; નજરે આવે એવું.

**દૃષ્ટિદોષ**, પુ૦ (સં.) દર્શનેંદ્રિયની જે ખામી તે. (૨) નજરચૂકથી રહી ગયેલો જે દોષ તે. (૩) ભ્રમ; ભુલાવો. (૪) નજર લાગવી તે.

**દૃષ્ટિપાત**, પુ૦ નજર પડવી તે;

**દૃષ્ટિમર્યાદા** સ્ત્રી૦ [સં.] નજર જ્યાં સુધી જઇ શકે તેટલી હદ; ક્ષિતિજ.

**દૃષ્ટોદૃષ્ટ**, અ૦ આંખેઆખ મળવી તે; પ્રત્યક્ષ થવું તે.

**દે**, અ૦ દેવીના અર્થમાં સ્ત્રીના નામ આગળ જોડાય છે. ...રૂપાદે= રૂપાંદેવી. (૨) દેહ

**દેઇ** સ્ત્રી૦ [સં देह] શરીર, તનુ, કાયા; દેહ. (૨) દેહધારી=પ્રાણી

**દેખણહાર**, વિ૦ દેખનાર; જોનાર.

**દેખત**, અ૦ દેખતાજ; તરત ને તરત, જોતજોતામાં (૨) દેખાડે કે તરત.

**દેખતું**, વિ૦ જેની આંખે દેખાતું હોય એવું (૨) ભણેલુ તેમજ સમજુ.

**દેખરેખ**, સ્ત્રી૦ તપાસ; સભાળ. (૨) તકેદારી, જાપતો. ક્રિ. પ્ર દેખરેખ રાખવી=જોતા-તપાસતા રહેવું.

**દેખવું**, ક્રિ. સ૦ [સં. दृश्] જોવું; નજરે પડવું. (૨) લખ્યુ વાચી સમજી શકવું; ઉકેલતા આવડવું.

**દેખા**, સ્ત્રી૦ દેખાવું તે; પ્રત્યક્ષ જણાવું તે. [કરાવવું તે.

**દેખાડ**, પુ૦ દેખાડવું તે, દર્શન

**દેખાડવું**, ક્રિ૦ સ૦ સામાને દેખાય તેમ કરવું; બતાવવું; જોવડાવું; દર્શાવવું. (૨) સમજાવવું.

**દેખાડો**, પુ૦ દેખાવ કરવો તે, સામાને જણાય એમ કરવું તે; દર્શાવવું તે ક્રિ. પ્ર દેખાડો કરવો=ગૌરવ બતાવવું.

**દેખાદેખી**, સ્ત્રી૦ જેવું દેખાય તેવું કરવું તે, એકનું દેખી બીજાએ, બીજાનું ત્રીજાએ, એમ કરવાની જે પરંપરા તે; સરસાઇ, સ્પર્ધા, હરિફાઇ, અનુકરણ. દેખાદેખી કરવી= વાદ કરવો.

**દેખાવ**, પુ૦ દેખાય એવું જે તે; આલોક, દૃશ્ય પ્રદર્શન.

**દેખાવડું**, વિ૦ દેખાવમાં સારું; સુંદર, રૂપાળું; શોભીતું; રઢિયાળું; ફુટડું.

**દેખાવું**, ક્રિ૦ અ૦ નજરે પડવું; સૂઝવું. (૨) જણાવું (૩) સમજવામાં આવવું. [ખુલ્લુ, સ્પષ્ટ.

**દેખીતું**, વિ૦ દેખાતું હોય એવું;

**દેગ**, સ્ત્રી૦ [फा. देग] પાણી ભરવાનું અથવા રાધવાનું મોટું વાસણ; દેગડો

**દેગડી**, સ્ત્રી૦ પાણી ભરવાનું નાનું વાસણ નાનો હાંડો.

**દેગડું**, ન૦ નાની દેગ.

**દેગડો**, પુ૦ દેગ, હાંડો.

**દેજ**, ન૦ દેણ; આપવાનું તે. (૨) વરના તરફથી કન્યાવાળાને જે જમણ આપવામાં આવે છે તે.

દેડકી, સ્ત્રી૦ દેડકાની માદા.

દેડકું, ન૦ જમીન અને પાણીમા રહેનારૂ એક નાનુ પ્રાણી

દેડકો, પુ૦ મોટું દેડકું. કહે૦ કુવાનો દેડકો=ટુંકા પ્રદેશમા ભરાઇ રહેલો

દેણુ ન૦ દેવાનું તે; દેવું; કરજ; ઋણ. (૨) મહેસુલ; સાથ; ગણોત. (૩) ઉપકારનું દબાણ. (૪) વિ૦ દેનાર, આપનાર એવો અર્થ બતાવનારો પ્રત્યય-સુખદેણુ. (૫) પૂર્વજન્મનું માગતું હોય તે.

દેણદાર, વિ૦ જેણે કરજ આપવાનું હોય તે; કરજદાર; દેવાદાર, ઋણી.

દેણિયાત, પુ૦ જેને બીજાને નાણાં આપવાનાં હોય તે.

દેણું, ન૦ દેણ; કરજ, દેવું; ઋણ.

દેદાર, ન૦ દેખાવ; દિદાર.

દેદીપ્યમાન, વિ૦ [સં] દીપતું; ઝગઝગાટ; સુશોભિત.

દેન, (સ્ત્રી૦) શકિત; ન૦ બળ જોર; તાકાદ, (૨) આપવું તે; દહન કરવું તે.

દેર, પુ૦ [ સં. દેવર ] પતિનો નાનો ભાઇ. દિયર. (૨) સ્ત્રી૦ વાર; વિલંબ ખોટી, ઢીલ.

દેરડી, સ્ત્રી૦ દરી; નાનું મંદિર (૨) વાસણ વગેરેની ઉતરડ; ગંજ.

દેરાણી, સ્ત્રી૦ દિયરની વહુ તે (ઓને).

દેરાસર, ન૦ દેવ રાખવાનું હાટિયું-સિંહાસન તે.(૨) દેવમંદિર; દેરૂં. (જૈનો દેવ મંદિરને ઘણું ખરૂં દેરાસર કહે છે.)

દેરાસરી, વિ૦ દેરાસરમાં રહી તેમાના દેવની નિયમિત પૂજા કરનાર. (૨) દેવનો ગોખલો.

દેરી, સ્ત્રી૦ દેરડી; નાનું દેરૂં.

દેરૂં, ન૦ જેમા દેવ દેવી વગેરેનું સ્થાપન કરેલું હોય એવું મકાન. (૨) અનાર્ય-જંગલી લોકની એક જાતની દેવ પૂજા.

દેલી, જુ૦ ડેલી.

દેલું, જુ૦ ડેલું; ગાડીઘોડો રાખવાનું મકાન.

દેવ, પુ૦ [સં.] ઇશ્વર; પરમેશ્વર. (૨) ઇશ્વરી અંશવાળું સ્વર્ગમાં રહેનાર ઉત્તમજન; સુર; અમર; અજર. (૩) રૂપ ગુણ વગેરેથી પૂર્ણ સારો માણસ. (૪) સ્વામી; શેઠ; માલીક; ઉપરીજન તે; અન્નદાતા; રાજા. કહે૦ છાણના દેવને કપાશીયાની આંખો= જેવો દેવ તેવા તેના અલંકાર. માન્યો ત્યાં લગી દેવ નહિ તો પાંચરસ્જ્યાં સુધી ભાર રહે ત્યાં લગી ઓજ, પછી કંઇ નહિ રે૦ પ્ર૦ દેવ તેવી પૂજા=જેવા માણસ તેવું તેનું આતિથ્ય.દેવ કારીએ જવા=પુરૂષાતન જતું રહેવું. દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે, ટોપીવાળાના રાજ્યમાં દેડ મારે ધક્કે=જાતિ-વર્ણના ભેદની ભોઇ જતી રહી એમ.

દેવગ્રણુ, ન૦ [સં.] દેવને ભક્તિ

પૂજા વગેરેથી પ્રસન્ન કરવા રૂપી જે માણસની ફરજ તે: ( આયં બાળક ત્રણ ઋણ સાથે જન્મે છે: દેવઋણ, મનુષ્યઋણ અને પિતૃઋણ ).

દેવકન્યા, સ્ત્રી૦ દેવની કુમારિકા તે; અત્યંત રૂપાળી એવી જે કન્યા તે.

દેવકી, સ્ત્રી૦ વસુદેવની સ્ત્રી અને શ્રીકૃષ્ણની માતા તે. [ ચકી.

દેવચકલી, સ્ત્રી૦ દેવચકલી; દુગા-

દેવડ, સ્ત્રી૦ દેવું પાછું આપવું તે; લેવડદેવડ.

દેવડાવવું, ક્રિ૦ પ્રે૦ અપાવવું (૨) ધારણ કરવું; લેવું; લેવડાવવું.(૩) બંધ કરાવવું.

દેવડી, સ્ત્રી૦ મોટા માણસના ઘર આગળ હજુરિયાઓને બેસવાનો ચોરો હોય છે તે; પહેરે ગોરાની અડાળી (૨) રવડા રજપૂતની કન્યા તે-દેવડીરાણી.

દેવતરસ્યો, પુ૦ અપૈયો: ચાતક.

દેવતા, સ્ત્રી૦ દેવ.

દેવતા, પુ૦ અગ્નિ; આતસ; હાય; આગ. ક્રિ૦ પ્ર૦ દેવતા પાડવો=અગ્નિ સળગાવવો. દેવતા ઝરવો=બહુ ક્રોધ ચડવો. દેવતા મૂકવું=બાળવું ટળવું કરવું. દેવતામાં ઘી હોમવું=ફફકેરવું. દેવતા ઉડી જવા=ઇદ્રિયોની સંજ્ઞા જતી રહેવી. ગરમ દેવતા જેવું=બહુ ગરમ. દીવો દેવતા બંધ=વ્યાવહારિક બહિષ્કાર.

દેવતાઇ, વિ૦ દેવકૃત હોય એવું; અદ્ભુત; અલૌકિક; અજબ; અસાધારણ.

દેવદર્શન, ન૦ દેવના દર્શન કરવાં વગેરે તે. [ તેનું લાકડું.

દેવદાર, ન૦ એક મોટું વૃક્ષ અને

દેવદાય, ન૦ દેવસ્થાનનું ખરચ: દેવને દેવાનું તે.

દેવદિવાળી, સ્ત્રી૦ કાર્તિક સુદી અગિયારશે દેવ નિમિત્તે જે દીપદાન આપવું તે; તુલસી વિવાહનો તહેવાર. (૨) કાર્તિક સુદી પૂર્ણિમાનો દિવસ.

દેવદૂત, પુ૦ [ સં.] દેવનો દૂત તે; ફિરસ્તો; પાર્શ્વદ.

દેવનગરી, વિ૦ દેવનાગરી; બાળબોધ લિપિ. [ ભાઇ તે; દિયર.

દેવર, પુ૦ [ સં. ] વરનો નાનો

દેવરાજ, પુ૦ [ સં. ] દેવોનો રાજા તે; ઇન્દ્ર

દેવરિયો, પુ૦ દિયર

દેવર્ષિ, પુ૦ [ સ. ] દેવઋષિ. (૨) નારદ.

દેવલાં, ન૦ જુદા જુદા દેવતાઓની મૂર્તિઓનો સમુદાય તે: દેવસેવામાંના દેવ તે.

દેવલોક, પુ૦ [ સ. ] દેવોને રહેવાનો પ્રદેશ તે; સ્વર્ગ. ક્રિ૦ પ્ર૦ દેવલોક પામવું=મરીને દેવલોકમાં જવું; મરણ પામવું. [ દેવભૂમિ.

દેવસ્થળ, ન૦ દેવની જગા તે;

દેવસ્થાન, ન૦ દેવનું સ્થાન તે: મંદિર: દેરૂં. [સ્થાન. (૨) દેરૂં.

દેવળ, ન૦ પ્રાર્થના કરવાનું

દેવાડવું, ક્રિ૦સ૦ ચોડવું; લગા-

ડવું; ઝાપટવું; મારવું. (૨) ખાવું. (૩) અપાવવું

**દેવાતન** ન૦ દૈવત, દેવપણું; દેવશક્તિ તે.

**દેવાદાર** પુ૦ દેણદાર; જેને ઋણ હોય તે, કરજદાર

**દેવાધિદેવ**, પુ૦ [ સં. ] દેવનો પણ દેવ એવો જે મોટો ઇશ્વર તે; પરમેશ્વર

**દેવાર્ચન**, ન૦ [ સં. ] દેવપૂજન, દેવની સેવા કરવી તે [ દેરું, દેવળ.

**દેવાલય**, ન૦ ( સં ' દેવમંદિર;

**દેવાળિયો**, પુ૦ જેણે દેવાળું કાઢયું હોય તે કરજ અદા ન કરી શકનારો; નાદાર

**દેવાવું**, ક્રિ૦ અ૦ બંધ થઇ જવું, બિડાઇ જવું. (૨) ખૂટી જેવું, નાશ થઇ જવું.

**દેવાળું**, ન૦ દેવુ આપવાની અશક્તિ તે, માગનારાઓને આપવાની ના પાડવી તે; શાખ ખુટવી તે, નાદારી. ક્રિ૦ પ્ર૦ દેવાળું કૂકવું=માગનારાઓને આપવાને કશુ નથી એમ જાહેર કરવું. કહે૦ દીવે શું દેવાળુ આવવાનું છે?=દીવો બાળવાથી કઇ દેવાળું આવતું નથી.

**દેવાંગના**, સ્ત્રી૦ [સં.] દેવની સ્ત્રી તે; દેવી (૨) અપ્સરા; પરી.

**દેવાંશી**, વિ૦ [ સં. ] જેનામા દેવ જેવું રૂપ ને તેજ હોય તે. સુંદર; કાંતિમાન.

**દેવી**, સ્ત્રી૦ [ સં. ] ઇશ્વરની સ્ત્રી રૂપ માનેલી શક્તિ; માતા; અંબા (૨) દેવની સ્ત્રી તે. દેવાંગના (૩) રાણી-પટરાણી. સ્ત્રી. (૪) શીતળા; સેવક. ક્રિ૦ પ્ર૦ દેવી આવવા=મુજવું. (૨) બળીયા નિકળવા.

**દેવું**, ન૦ કરજ; ઋણ; દેણ. ક્રિ૦ પ્ર૦ દેવુ કરવું=વ્યાજે નાણું લેવું. કરજ કરવુ દેવુ ફેડવુ=માગતુ હોય તે પતાવી દેવું.

**દેવું**, ક્રિ૦ સ૦ [ સં. દા ] આપવુ. (૨) રજા-છૂટ આપવી. (૩) બંધ કરવુ; વાસવું.

**દેશ**, પુ૦ [ સં. ] કુદરતી હદવાળો ભૂભાગ મુલક-જનપદ. (૨) જન્મભૂમિ; વતન (૩) રાજ્ય. (૪) કોઇપણ વસ્તુનો અમુક હદવાળો એક વિભાગ તે, અવયવ (૫) વિષય, વસ્તુ, વાત; બાબત. રૂ૦ પ્ર૦ દેશ તેવો વેશ=જેવો દેશ હોય તેવું પહેરવું ઓઢવું. કહે૦ દેશ છોડીએ પણ દેશાચાર ન છોડીએ.

**દેશકાળ**, પુ૦ દેશ અને કાળમા વર્તમાન જે સ્થિતિ હોય તે

**દેશના**, સ્ત્રી૦ ઉપદેશ; બોધ.

**દેશનિકાલ**, પુ૦ ગુનાં-વાંક બદલ માણસને જન્મભૂમિમાંથી બહાર દેશાવર કાઢી મૂકવો તે; દેશવટો.

**દેશવટો**, પુ૦ દેશનિકાલ; દેશમાથી બહાર રહેવું તે

**દેશાઇ**, પુ૦ દેશના રક્ષણને માટે અને મહેસુલ વસુલ કરવાના બદલા

તરીકે જે અમુક રાજ્ય તરફથી જમીન ભોગવતો હોય તે; જમીનદાર; જાગીરદાર. (૨) ભરવાડ; રબારી.

**દેશાઇગીરી**, સ્ત્રી૦ દેશાઇની જે પદવી તે. (૨) દેશાઇપણાનો હક તે.

**દેશાખ**, પુ૦ ગાવાના એક રાગનું નામ.

**દેશાખી**, સ્ત્રી૦ એક રાગિણી; હિંદોળ રાગની રાગિણી.

**દેશાચાર**, પુ૦ [ સં. ] દેશનો જે આચાર તે.

**દેશાચાલ**, પુ૦ [ સં૦ ] દેશમા ચાલતી જે રીત ભાત-વર્તન વગેરે તે.

**દેશાટન**, ન૦ [સં. દેશ+અટન] દેશમાં ફરવું. પ્રવાસ કરવો તે; દેશોદેશ ફરવું તે. (૨) દેશાઇની સ્ત્રી તે.

**દેશાણુ**, સ્ત્રી૦ એક દેશી રાગિણી.

**દેશાભિમાન**, ન૦ [ સં. ] દેશને માટે જે અભિમાન-માન હોય તે.

**દેશાભિમાની**, વિ૦ જેને પોતાના દેશનું અભિમાન હોય તે; સ્વદેશ તરફ માન રાખનાર.

**દેશાવર**, ન૦ [ સં. ] પોતાનો દેશ નહિ તે; પરદેશ.

**દેશાંતર**, ન૦ [સં.] દૂર દેશ તે; દેશાવર; પરદેશ.

**દેશી**, વિ૦ દેશનું; દેશસંબંધી. (૨) દેશમાં બનેલું.

**દેશી**, સ્ત્રી૦ કોઇ રાગની ઢબ.

**દેશીજન**, ન૦ પોતાના દેશનું જે માણસ તે.

**દેશોદેશ**, અ૦ ઘણા મુલકોમાં; સઘળે ઠેકાણે.

**દેશોદેશ**, અ૦ સઘળે; મુલકેમુલક; દેશેદેશ.

**દેહ**, પુ૦ [ સં ] શરીર; તન; કાયા; બદન; ક્રિ૦ પ્ર૦ દેહપડવો-મરણ પામવું. દેહ ત્યાગ કરવો=મરી જવું. કહે૦ દેહને તે દેવને=પોતે જે ખાઇએ તે દેવને પણ ધરાવીએ. દેહના દંડ તે દેહ ભોગવે=દેહને લગતી જે પીડા હોય તે દેહને ભોગવવીજ પડે.

**દેહદશા**, સ્ત્રી૦ દેહની જે હાલત તે.

**દેહદંડ**, પુ૦ [સં.] દેહને ભોગવવું પડે એવું જે દુઃખ તે; શરીર સંબંધી પીડા તે. (૨) દેહને હાનિકારક એવી જે શિક્ષા તે.

**દેહરૂં**, જુઓ દેરૂં. [ તાબો ).

**દેહલડી**, સ્ત્રી૦ દેહ, કાયા; (કવિ-

**દેહલી**, સ્ત્રી૦ [ સં. ] ઉંબરો; તળગટ; બારસાખની બેસણી.

**દેહાત્મવાદી**, વિ૦ [ સં. ] દેહ એજ આત્મા છે એમ માનનાર, નાસ્તિક.

**દેહાંત**, પુ૦ [ સં ] દેહનો જે અંત તે; મરણ, મોત; મૃત્યુ.

**દેહાંતદંડ**, પુ૦ દેહનો અંત આણે એવી જે શિક્ષા તે; જીવ લેવાની શિક્ષા તે.

**દેહાંતર**, ન૦ [ સં. ] એક દેહમાંથી બીજા દેહમાં જવું તે; બીજો દેહ ધારણ કરવો તે.

**દેહી**, વિ૦ [ સં. ] જેને દેહ છે

એવું; દેહ ધારણ કરેલો હોય એવું; શારીરી (૨) જીવ.

દેહેશત, સ્ત્રી૦ [ फा० दहशत् ] બીક; ધાસ્તી. ડર ભય. ધાક.

દૈ, સ્ત્રી૦ દઇ, દુઃખ; પીડા. (૨) દૈવ. ૩૦ પ્ર૦ દૈજાણે=દૈવજાણે.

દૈત્ય, પુ૦ [ સં ] દિતિના પુત્રો તે, અસુર; રાક્ષસ; દાનવ. કહે૦ દૈત્યને દયા શી=ક્રૂરને દયા ક્યાંથી હોય? દૈત્ય જેવું=મોટું ને ભયંકર એવું; વિકરાળ.

દૈનિક, વિ૦ રોજીંદું; નિત્યનું; પ્રત્યેક દિવસ સંબંધીનું. (૨) રોજને રોજ પ્રગટ થતું.

દૈન્ય, ન૦ [ સં. ] દીનતા; ગરીબાઇ; લાચારી; કાર્પણ્ય.

દૈર્ઘ્ય, ન૦ [ સં. ] દીર્ઘતા; લંબાણ; વિસ્તાર.

દૈવ [ સ. ] નિર્માણ; હોનાર; નશીબ, ભાગ્ય. કહે૦ દૈવ આગળ કોઇ ડાહ્યું નથી=ગમે તેવી લાંબી સમજ હોય પણ થનાર થાયજ. દૈવના ઘરની પીડા =ન ટાળી શકાય તેવું. દૈવગતિ ન્યારી છે=દૈવ શું કરનાર છે તે જણાતું નથી.

દૈવગતિ, સ્ત્રી૦ દૈવજોગ; અકસ્માત; યદૃચ્છા.

દૈવજોગ, પુ૦ હોનાર બનાવનું બની આવવું તે; ઇશ્વરેચ્છા; અણુચિંતવ્યો બનાવ તે.

દૈવજ્ઞ, પુ૦ [સં.] બનનાર બનાવને જાણનારો તે; જોશી.

દૈવત, ન૦ શક્તિ; સત્વ; બળ. (૨) જીવ; માલ; સાર.

દૈવાધીન, વિ૦ [ સં ] દૈવને વશ હોય એવું; દૈવપર જેનો આધાર હોય એવું.

દૈવિક, વિ૦ [સં.] દેવ સંબંધી. દેવ જેવી બુદ્ધિવાળું. (૨) અલૌકિક; દેવતાઇ; અદ્ભુત; આધ્યાત્મિક; પારમાર્થિક.

દૈવી, વિ૦ દેવ સંબંધી; (૨) અદ્ભુત; અસાધારણ; અજબ.

દૈવ્ય, ન૦ [ સં. ] દૈવ; ભાગ્ય

દૈશિક, વિ૦ [ સં. ] દેશનું; દેશ સંબંધી. (૨) ઉપદેષ્ટા; ગુરુ.

દૈહિક, વિ૦ [ સં. ] દેહનું; દેહસંબંધી; શારીરિક.

દો, વિ૦ બે. [ જો પ્રદેશ.

દોઆબ, પુ૦ બે નદીઓ વચ્ચે-

દોઇતરુ, પુ૦ માંનાં માબાપ પાછળ નાત જમાડવી તે; દોહિત્ર તરફનું જમણ. (૨) મુએલા માણસ પાછળ ભાદરવા સુદિ આઠમની લગભગમાં જે કોરું જમણ નાતમાં વહેંચવામાં આવે છે તે. (૩) છોકરીના છોકરાં.

દોકડો, પુ૦ રૂપિયાના સોમા ભાગનો નાનો ચલણી સિક્કો; હલકી કિંમતનો પૈસો; દોકડા વ્યાજ=સેંકડે બાર ટકાનું વ્યાજ.

દોકાન, સ્ત્રી૦ દુકાન. દોકાની થવી =ખીજને કાને વાત જવી તે.

**દોખમું**, ન० [ फा. ] દખમું: પારસીઓના શબને અવલમંજલ પહોંચાડવાનું સ્થળ.

'**દોગોટીલો**, પુ० લુગડાનો ગોટીલો કરીને રમવાની એક રમત. ક્રિ० પ્ર० દોગોટીલો ક્યાં કરવો=ખાલી રઝળવામાં વખત કાઢી નાખવો.

**દોજખ**, ન० [ फा. ] પાપી જીવને રાખવાનું એક દુ:ખદાયક સ્થાન; નરક.

**દોગાયની**, સ્ત્રી, બદનામી, આળ.

**દોટ**, સ્ત્રી. દોડવું તે; હડી; ઉતાવળે દોડી જવું તે. (૨) દોડવાની ઝડપ. ક્રિ० પ્ર० દોટ મૂકવી=આંખો મીચીને સાહસ કરવું.

**દોટવું**, ક્રિ० અ० આળોટવું; લોટવું; જમીન ઉપર પડીને ગડબડવું.

**દોટાદોટ**, સ્ત્રી० આમ તેમ દોડાદોડ કરી મૂકવી તે, ઉતાવળે કામ કરવું તે. (૨) ઉતાવળ, ધાઇ. (૩) અ० જલદી; તાબડતોબ.

**દોડાવવું**, ક્રિ० સ० દોડે એમ કરવું; ગભડાવવું.

**દોઠાં**, ન० જાડી પૂરીઓ.

**દોટી**, સ્ત્રી० એક જાતનું જાડું કપડું; ખાદી. (૨) કન્યાના બાપને વેવાઇ તરફથી મળતી બક્ષીસ.

**દોડ**, સ્ત્રી० દોડવું તે; દોટ; હડી. (૨) ઉતાવળી ચાલ તે; દોડવાની ઝડપ તે. (૩) ઉતાવળ; ધાઇ. રૂ० પ્ર० પગેદોડ=ફેરા આંટા ખાવા તે.

**દોડકાં**, ન० ગલકા જેવાં પણ લંબાઇમાં નાનાં શાકનાં ફળ; દોડકીના ફળ. રૂ० પ્ર० દોડકાં છોલવાં=નકામું કામ કરવું; વા ખાવો; અનુદ્યોગી રહી જવું.

**દોડકી**, સ્ત્રી० દોડકાની વેલ.

**દોડધામ**, સ્ત્રી० દોડાદોડ અને ધમ્માચકડી કરી મૂકવી તે; આમ તેમ ઉતાવળાં કામ કરવું તે; દોડંદોડા. (૨) ઉતાવળ; ધાઇ.

**દોડવું**. ક્રિ० અ० લાંબાં પગલાં ભરી બહુ ઉતાવળા ચાલવું; નાસવું; ધોડવું. (૨) જોરશેર આગળ વધવું.

**દોડંદોડા**, સ્ત્રી० ઉતાવળે કરવામાં આવતી દોડાદોડ તે; દોડાદોડ-ડી.

**દોડાદોડ**, સ્ત્રી० આમ તેમ દોડવું તે. (૨) ઉતાવળ; ધાઇ, દોડંદોડા.

**દોડાવવું**, ક્રિ० પ્રે० દોડે એમ કરવું; ઉતાવળે ચલાવવું; નસાડવું.

**દોડાવું**. ક્રિ० દોડી શકાવું.

**દોડી**, સ્ત્રી० એક જંગલી કુમળી મોડી વેલ. (૨) ઝુમખે થતાં ફળ:- આકા દોડી=આકડાની ફેરીઓ. (૩) પોટલિયો.

**દોડું**, ન० દોડીનું ફળ. (૨) વિ० દોઢું. [ ફણુગો.

**દોડો**, પુ० ડોડો; કેળના ફૂલનો

**દોઢ**, વિ० એક અને બીજું અડધું તે. (૨) વધારે; હદ ઉપરાંત. દોઢચતુર=ચિબાવલું. દોઢપાયો=અડધું ગાંડું.

દોઢવવું, ક્રિ૦ સ૦ દોઢ ગણું કરવું (૨) વધારીને વાત કરવી

દોઢવું, ક્રિ૦ દોઢું કરવું. (૨) દોરવવું

દોઢા, ન૦ દોઢે ગુણાતો જાય એવો આંકનો ગડિયો

દોઢિયાં, ન૦ પૈસા

દોઢિયું, ન૦ ત્રણ પાઇનો તાંબાનો સિક્કો, પૈસો કાવડિયું, જ ઇ (૨) દોઢપને ગિરેલું વસ્ત્ર (૩) બેવડું નહિ પણ અસવલ બાઇનું દોઢું એવું. (ચોતિયું, ઓઢણિયું વગેરે)

દોઢી, સ્ત્રી૦ મોટા ઘરના આગલા ભાગમાં સિપાઇઓ બેસવા માટે કાઢેલી ઓરડી, અઢાળી તે, દેવડી

દોઢું વિ૦ એક ને અરધું એવું તે. (૨) દોઢે ગુણાય એવો આંક.

દોણી, સ્ત્રી૦ [ સં દ્રોણી ] દૂધ દહિં ને છાશ વગેરે ભરવાનું માટીનું પાત્ર, કહે૦ છાશ લેવા જવું ને દોણી સંતાડવી=કોઇપણ કાર્ય જો કરવું હોય તો તે કરતાં શા માટે શરમાવું–ડરવું ?

દોણું, ન૦ દોણી

દોત, પુ૦ ખડિયો; દવાત.

દોતિયો, પુ૦ અરજીઓ લખનારો

દોથો, પુ૦ ખોબો,, બે હાથ ભરાય એટલો જથો તે

દોદશ, અ૦ એક બાજુએ, બધી તરફ આમ તેમ ચારે દિશાએ

દોદળું, વિ૦ ખળખળી ગયેલું, જીર્ણ; નબળું.

દોધક, પુ૦ [ સં ] અગિયાર અક્ષરનો એક છંદ–રાગ

દોપિસ્તા, ન૦ જાડા અક્ષર ઘુંટવાના ખરડા

દોયલું, વિ૦ (સં દુઃખ પ્રા॰ દુહ) દુખે કરીને મેળવાય એવું, મુશ્કેલ, અઘરું

દોર, પુ૦ (સ. दोर ) તંતુઓને એક સાથે વણી આમળીને બનાવેલું લાંબું ને મજબુત દોરડું, તે, (૨) અમલદારીનો રોફ, લોકુકમી, અધિકાર, અમલ

દોરડી, સ્ત્રી૦ રસી, પાતળું દોરડું, રજ્જુ કહે૦ દોરડી બળે પણ આમળો ન જાય

દોરડું, ન૦ તંતુઓને એક બીજાની સાથે વણીને બનાવેલો જાડો અને લાંબો આકાર તે, દોર, રજ્જુ

દોરડો, પું૦ પાતળો દોરો, તાર (૨) જાડો દોરો (૩) હાથે અથવા ગળે બાંધવાનો દોરીનો મંતરેલો કકડો.

દોરવું, ક્રિ૦ સ૦ હાથ પકડીને ચલાવવું, પોતાની સાથે ચલાવી લઇ જવું.(૨) પોતાના મતને અનુસરાવવું (૩) આંકવું (૪) ચિહ્ન કરવું.

દોરવવું, ક્રિ૦ સ૦ કપડાના કકડાને એક બીજાની સાથે શીવી લેવા (૨) પોતાને વિચારે કે મતે ચલાવવું.

દોરાદવું, દોરા ભરી લેવા

દોરંગું, વિ૦ બે જાતના રંગનું.

બહુરંગી (૨) મનસ્વી; ચંચળ.

**દોરિયો,** પું૦ જેના વણાટમાં થોડે થોડે અંતરે જાડા દોરાની ભાત હોય એવું કપડું. (૨) પાણી ભરવાનો ઘડો. (૩) સોનાની ગુંથેલી સેરોનું ઘરેણું.

**દોરી,** સ્ત્રી૦ ઝીણા તંતુ સાથે આમળીને બનાવેલી રસી, દોરડી (૨) સુકાન; ચાવી. (૩) જેના ઉપર આધાર રહેતો હોય તે

**દોરીછટ,** વિ૦ દોરીના બે છેડાઓ વચ્ચે સરખું; સીધુ.

**દોરો,** પું૦ તંતુ, તાર. (૨) રજ્જુ, રસી. (૩) ગુંથેલી સોનાની સેરોનું ગળે પહેરવાનું ઘરેણું; દોરિયો. (૪) મંતરેલું સૂત્ર. (૫) કંદોરો, કટિસૂત્ર ક્રિ૦ પ્ર૦ દોરો કરવો=મંતરીને રક્ષાસૂત્ર બનાવવું. રૂ. પ્ર૦ દોરોધાગો= મંતરેલો દોરો વગેરે. દોરા ચીઠ્ઠી= મંતરાવેલી ચીઠ્ઠી.

**દોલ,** પું૦ હિંચકો ઝુલો. (૨) સ્ત્રી૦ તંગી; ભીડ.

**દોલત,** સ્ત્રી૦ [ ફા. ] પૈસો; પુંજી; દ્રવ્ય. (૨) માલમિલ્કત, સંપત્તિ. રૂ૦ પ્ર૦ દોલતજ્યાદા=દોલત ઘણી થાઓ એવો આશીર્વાદ. દોલતજાદો= ધનવાનનો પુત્ર

**દોલતમંદ,** વિ૦ દોલતવાળો, ધનવાન, પૈસાદાર

**દોલા,** સ્ત્રી૦ [ સં. ] હિંચકો; ઝુલો. (૨) ડોળી. [ભંડારિયું

**દોલાણ,** પું૦ ભીંતમાંનું કબાટ;

**દોલાયંત્ર,** ન૦ [ સં. ] ઝુલાવી શકાય એવી એક બનાવટ. (૨) હિંચકાની માફક લટકતું રહે એવું ઔષધિ બનાવવાનું એક યંત્ર.

**દોલાયમાન,** વિ૦ [ સ. ] ડગમગતું; હાલતુ; ઝુલતું (૨) ફરી જાય એવું ભ્રમિત, ચંચળ મનનું.

**દોલિકા,** સ્ત્રી૦ [ સં. ] હોળી: હોલા. [ ડોળી.

**દોલી,** સ્ત્રી૦ [ સં. ] દોલા;

**દોલો,** પું૦ ભોળો સરલ સ્વભાવનો; નિખાલસ (૩) ઉદાર; સખી. (૩) હિંચકો. [ વેપારી; દોશી.

**દોશીવાણિયો,** પું૦ કાપડનો

**દોષ,** પું૦ [સં.] ભૂલ ચૂક દુષણ. (૨) ખોડ ખાપણ; ખામી; ઘટ. (૩) ગુનો, વાંક; અપરાધ (૪) કાળીટીલી, લાંછન (૫) પાપ. ક્રિ૦ પ્ર૦ દોષ કાઢવો=ખામી કાઢવી. દોષ ચઢાવવો= આળ ચઢાવવું. દોષ દેવો=કાળીટીલી આપવી દોષ દૃષ્ટિ=ખોડ ખાંપણ શોધનારી નજર. દૃષ્ટિદોષ=નજરપડવાથી થયેલું અશુભ (૨) નજર ચૂક.

**દોષા,** સ્ત્રી૦ [ સં ] રાત્રિ; રજની. દોષાકાર=ચંદ્રમા

**દોષિત,** વિ૦ [ સં. ] દોષવાન; ગુનેગાર અપરાધી (૨) પાપી.

**દોષી,** વિ૦ [ સ. ] દોષવાળું; અપરાધી.

**દોસ્ત,** વિ૦ સ્નેહનું; સ્નેહી. (૨) ના૦ મિત્ર; ભાઇબંધ; સાથી.

**દોસ્તદાર**, પુ૦ [ ફા. ] મિત્ર ભાઇબંધ; સોબતી; સ્નેહી; યાર.

**દોસ્તદારી**, સ્રી૦ મૈત્રી; ભાઇબંધી; સખ્ય.

**દોસ્તી**, સ્રી૦ ભાઇબંધી; મૈત્રી; સખ્ય; સોબત.

**દોહણી**, સ્રી૦ જુ. દાણી.

**દોહણું**, ન૦ દોહવાનું કામ તે.

**દોહદ**, પુ૦ [ સં. ] ગર્ભિણી સ્રીને જે જે અભિલાષા થાય છે તે; અભાવા; લાલસા. દોહદવતી=ગર્ભિણી.

**દોહન**, ન૦ દહોવું તે. ( ૨ ) સત્વ-સાર-ચુંટી કાઢેલું તે:—કાવ્યદોહન.

**દોહરો**, પુ૦ દુહો; અનુષ્ટુપ જેવું બે લીટીનું એક નાનું પદ્ય.

**દોહવું**, ક્રિ૦ સ૦ દૂધ કાઢવું. (૨) સત્વ ખેંચી લેવું; સાર લઇ લેવો. ૩૦ ભ૦ દોહવાઇ જવું=સત્વ ધોવાઇ જવું.

**દોહિત્ર**, પુ૦ દીકરીનો દીકરો તે; દૌહિત્ર.

**દોહિત્તર**, ન૦ મુએલા માણસ પાછળ દૂધના લાહુ કરીને વહેંચવામાં આવે છે તે. [ દુષ્કર; સયલું.

**દોહેલું**, વિ૦ અઘરું; મુશ્કેલ;

**દોંગાઇ**, સ્રી૦ ધૂર્તતા; શઠતા; દોંગાપણું.

**દોંગું**, વિ૦ લુચ્ચું; ઠગ; ધૂર્ત; શઠ. ( ૨ ) જાડું; માંસલ.

**દોત**, પુ૦ ખડિયો.

**દૌત્ય**, ન૦ [સં.] દૂતનું કામ તે.

**દૌર્બલ્ય**, ન૦ [ સં. ] દુર્બળતા; નબળાઇ. [ પ્રતિહાર; દરવાન.

**દૌવારિક**, પુ૦ [ સ ] દ્વારરક્ષક;

**દૌહિત્ર**, પુ૦ [ સં. ] દુહિતાનો પુત્ર. દોહિત્ર; દીકરીનો દીકરો.

**દૌહિત્રી**, સ્રી૦ [ સ. ] દીકરીની દીકરી [ પ્રભા; કાંતિ.

**દ્યુતિ**, સ્રી૦ [સં.] પ્રકાશ; તેજ;

**દ્યુત**, ન૦ [ સં. ] હારજીતની રમત; જુગટું; જુગાર.

**દ્યોત**, પુ૦ [સં.] પ્રકાશ; તાપ. ( ૨ ) જ્યોત; ઝાળ.

**દ્યોતક**, વિ૦ [ સં. ] અજવાળું પાડનાર; દર્શાવનાર. [ દર્શન.

**દ્યોતન**, ન૦ [ સં. ] પ્રકાશન;

**દ્યૌ**, સ્રી૦ [ સં. ] આકાશ; વ્યોમ; ગગન. ( ૨ ) સ્વર્ગ.

**દ્રઢિમા**, સ્રી૦ [ સં. ] મજબૂતાઇ; દ્રઢતા; મક્કમપણું.

**દ્રવ**, પુ૦ [ સં. ] ગળેલો રસ તે, ઘન દ્રવ્યનું જે પ્રવાહી તે.

**દ્રવવું**, ક્રિ૦ અ૦ દ્રવરૂપ થવું; ઓગળવું; પીગળવું; ગળવું; પ્રવાહી થવું. ( ૨ ) ગદ્ગદ્ થઇ જવું; ઢીલું થવું. ( ૩ ) ઝરવું; પીગળવું; સ્રવવું.

**દ્રવિત** વિ૦ [સં.] ગળીને પ્રવાહી થયેલું; રસમય થયેલું; ગળેલું; ઓગળેલું. ( ૨ ) ગદ્ગદિત; નરમ; ઢીલું પોચું.

**દ્રવીભૂત**, વિ૦ [ સ. ] ગળી ગયેલું હોય એવું; રસમય થઇ ગયેલું. ( ૨ ) ગદ્ગદ્ થઇ ગયેલું હોય એવું; પોચું.

**દ્રવીકરણ**, ન૦ [ સં. ] રસમય થઇ જાય એમ કરવું તે; ઓગાળવું તે.

**દ્રવ્ય**, ન૦ [ સં. ] પૈસો; ધન; નાણું. (૨) વસ્તુ; પદાર્થ; ચીજ.

**દ્રવ્યવાન**, વિ૦ ધનવાન; પૈસાદાર.

**દ્રષ્ટા**, વિ૦ [ સં. ] જોનાર. (૨) સત્ય સમજનાર. મંત્રદ્રષ્ટા=મંત્રનો સમજનાર;

**દ્રાક્ષ**, સ્ત્રી૦ [ સં. ] મધુરરસા; કિસમિસ; અંગુર; દરાખ; દ્રાક્ષાસવ= દ્રાક્ષનો આસવ; દરાખનો દારૂ.

**દ્રાવક**, વિ૦ [ સં ] પીગળાવી નાખે એવું. (૨) ઝરાવી દે એવું. (૩) ગદ્દગદ્દ કરી નાખે એવું.

**દ્રાવણ**, ન૦ [સં.] પ્રવાહીરૂપમાં બનેલું રસમય તત્વ તે; દ્રવરૂપ બનાવેલું તે.

**દ્રાવિડ**, વિ૦ [ સં. ] દ્રવિડ દેશનું; [ દ્રવિડ સંબંધી.

**દ્રુત**, વિ૦ [સં.] ગળેલું; ઝરેલું; ટપકેલું. (૨) ઉતાવળે.

**દ્રુતવિલંબિત**, ન૦ [ સં. ] બાર અક્ષરનો એક ગણમેળ છંદ.

**દ્રુપદ**, પુ૦ પંચાલ દેશનો મહાભારતના સમયનો એક રાજા; દ્રૌપદીનો પિતા. [ પાદપ; તરુ.

**દ્રુમ**, ન૦ [ સં ] ઝાડ; વૃક્ષ;

**દ્રોણ**, પુ૦ [સં.] એક માપ; (૨) દડિયો; પડિયો.

**દ્રોણ**, પુ૦ [ સં. ] ભરદ્વાજના પુત્ર અને કૌરવ પાંડવના ધનુર્વિદ્યાના ગુરુ.

**દ્રોહ**, પુ૦ [ સં. ] દગો દેવો તે; સમજાવવું એક રીતે અને વર્તવું ઉલટી રીતે તે. (૨) નિંદા; અપ્રિય.

**દ્રોહી**, વિ૦ [ સં. ] દ્રોહ દેનાર; કપટી; લુચ્ચું.

**દ્રૌપદી**, સ્ત્રી૦ પંચાલ દેશના રાજા દ્રુપદની કુંવરી અને પાંચ પાંડવોની સ્ત્રી.

**દ્વંદ્વ**, ન૦ [ સં. ] જોડ; જોડું; જોડકું; જુગલ; યુગ્મ. (૨) ઝગડો; લડાઇ; કલહ; કંકાસ (૩) એ નામનો એક સમાસ.

**દ્વંદ્વયુદ્ધ**, ન૦ [ સં. ] સરખે સરખા માત્ર બે જણાઓએ જ લડવું તે.

**દ્વાદશ**, વિ૦ [સં.] બાર; ૧૨.

**દ્વાદશા**, ન૦ મુએલા માણસની ક્રિયા કરવાનો બારમો દિવસ; બારમું.

**દ્વાદશી**, સ્ત્રી૦ [ સં ] પખવાડિયાની બારમી તિથિ તે; બારશ.

**દ્વાપર**, પુ૦ [સં.] ચાર યુગમાનો ત્રીજો યુગ તે.

**દ્વાર**, ન૦ [ સં. ] બારણું; દરવાજો, બહાર અને અંદર જવા આવવાનો માર્ગ તે (૨) આંગણું. (૩) રસ્તો; માર્ગ.

**દ્વારકા**, સ્ત્રી૦ કાઠિયાવાડ દ્વીપકલ્પના છેક પશ્ચિમ નાકા ઉપર આવેલી અસલી યાદવવંશીઓની-શ્રીકૃષ્ણની રાજધાની. રૂ૦ પ્ર૦ દ્વારકાની છાપ= પ્રમાણપત્ર

**દ્વારપાળ**, પુ૦ [ સં. ] બારણું

સાચવનારો માણસ; દરવાન: પ્રતિહાર. [ થી-વડે.

દ્વારા, અ૦ મારફત; માર્ગે;

દ્વારામતી, સ્ત્રી૦ દ્વારકા

દ્વારિકા, સ્ત્રી૦ દ્વારકા.

દ્વિ, વિ૦ [ સં. ] બે.

દ્વિગુણ, વિ૦ બમણું; બેવડું.

દ્વિજ, પુ૦ [ સં. ] બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય. (૨) પંખી, અંડજ. (૩) બે વાર જન્મેલું તે.

દ્વિજરાજ, પુ૦ ઉત્તમ બ્રાહ્મણ; વિપ્રવર્ય (૨) ગરુડ; હંસ

દ્વતીય, વિ૦ [ સં. ] બીજું.

દ્વિતીયા, સ્ત્રી૦ બીજ, (૨) બીજી વિભક્તિ [ પશે.

દ્વિપ, પુ૦ હાથી; (૨) વાઘ, ચી-

દ્વિધા, અ૦ [ સં. ] બે પ્રકારે; બે ભાગે વહેંચાયેલું હોય તેમ.

દ્વીપ, પુ૦ [ સં. ] જેની ચારે પાસ પાણી વિંટાયેલું હોય, એવો જમીનનો ભાગ તે; બેટ; ટાપુ.

દ્વીપકલ્પ, પુ૦ ત્રણુ બાજુએ પાણીથી વિંટાયેલો જમીનનો ભાગ તે

દ્વેષ, પુ૦ [ સ ] ખાર; કીનો; વેર; ઇર્ષા.

દ્વેષભાવ, પુ૦ દ્વેષની લાગણી તે; વેરભાવ [ વેરી; કીનાખોર

દ્વેષી, વિ૦ ઝેરીલું; ખારીલું;

દ્વૈત, ન૦ [ સં. ] જુદાપણું; બેપણું, ભિન્નતા. (૨) ભેદભાવ.

દ્વૈતમત, ન૦ [ સં. ] જગત અને ઇશ્વર એ બે જુદાં છે એવું જે મત તે; બેપણું માનવું તે.

દ્વૈતવાદી, વિ૦ [સં.] જીવ અને ઇશ્વર એક બીજાથી ભિન્ન છે એવા મતવું.

દ્વૈપાયન, પુ૦ વ્યાસ, પરાશર અને સત્યવતીના પુત્ર.

## ધ

ધ, પુ૦ [ સં. ] ગુજરાતી મૂળાક્ષરોમાંનો ઓગણીસમો વ્યંજન (૨) ધનવાળો કુબેર.

ધક, સ્ત્રી૦ દાબીને ઉતાવળે કામ લેવું તે; ત્વરા (૨) તરસ; સોસ; ધખ

ધકાર, પુ૦ [ સં. ] ધ કો. ધ, એવો અક્ષર અને ઉચ્ચાર તે.

ધકાવવું, ક્રિ૦ સ૦ ઝડપથીકામ ચલાવવું; ઉતાવળ કરવી; ધમકાસખંધ કાર્યને આગળ ને આગળ ચલાવવું; ધકેલવું.

ધકેલવું, ક્રિ૦ સ૦ ધક્કો મારીને આગળ ઠેલવું; જોરથી આગળ ખસેડવું;

હડસેલવું; (૨) મોકલવું; આગળ જાય તેમ કરવું; જતી વસ્તુઓ સાથે આડી દેવું. રૂ૦ પ્ર૦ ધકેલપંચાં દોઢસો=વગર વિચારે કામ આગળ ચલાવ્યા જવું એ અર્થમાં.

**ધકોડો**, પુ૦ બુઠો તીર; ફળાને ઠેકાણે ખીલો બેસાડેલો હોય એવો તીર. (૨) મોટી ચોચી ગાંસડી; ઘોકડું. (૩) ધક્કો; નકામો ફેરો.

**ધકંધક્કા**, સ્ત્રી૦ એકમેકને ધક્કા મારવા તે; ધક્કાધક્કી; ઠેલાઠેલ. (૨) ભીડ; ગરદી.

**ધક્કામુક્કી**, સ્ત્રી૦ ઘણી ગીરદી હોવાથી એક બીજામાં ઠેલાઠેલ અને મારામાર ચાલે તે; ધાંધલ. (૨) હાથની મારામારી થવી તે.

**ધક્કો**, પુ૦ પીઠ કે ખભાથી હડસેલવું તે; આંચકો; હડસેલો. (૨) આફત, નુકસાન, તોટો. (૩) આંટો; ફેરો, ચક્કર. (૪) ડક્કો; ઘાટ; ઓવારો. (૫) માલ ઉતારવાને બાંધેલો ચોતરો. ક્રિ૦ પ્ર૦ ધક્કો મારવો=ગબડાવી પાડવું. ધક્કે ચઢવું=વાયદે પડવું.

**ધખ**, સ્ત્રી૦ ઝંખના; વલોપાત. (૨) તરસ; સોસ. (૩) ગરમી; તાપ.

**ધખમખ**, સ્ત્રી૦ ઉતાવળ; ત્વરા; ધાઇ.

**ધખવું**, ક્રિ૦ અ૦ ધીકવું; ખૂબ ઉનું થવું; (૨) ખિજાવું; ગુસ્સે થવું બળવું.

**ધખારો**, પુ૦ ધખધખાટ; બાફ; તપારો; (૨) શોચના; ઝંખના; મનમાં પેસી ગયેલી ભ્રમણા.

**ધખાવવું**, ક્રિ૦ સ૦ ખૂબ ઉનું કરવું; ધખધખાવવું; ઘણી ગરમી થાય એમ સળગાવવું. (૨) ખીજવવું.

**ધગડું**, ન૦ સિપાઇને માટે ઉચ્ચારમાં વપરાય છે. (૨) ફુલો; થાપો; બેસણીનો અવયવ.

**ધગડો**, પુ૦ ફુલો; થાપો. (૨) ધગડાં ખુલ્લાં રખાતાં હોય એવો બાવો; સાધુ. (તિરસ્કારમાં.)

**ધગધગતું**, વિ૦ ખૂબ ગરમ થયેલું, તાતું.

**ધગધગવું**, ક્રિ૦ અ૦ ઘણા જોરથી બળવું; સખત ગરમી નીકળે એમ સળગવું; ઝગઝગ બળવું; ઘણું ગરમ થવું.

**ધગવું**, ક્રિ૦ અ૦ બળવું; દાઝવું; ગરમ થવું.

**ધગા**, સ્ત્રી૦ તાપ; ગરમી.

**ધગારી**, સ્ત્રી૦ ધીકડી; આછો તાવ; જીર્ણજ્વર.

**ધણુપણુ**, જુઓ ઢચુપચું.

**ધજ**, વિ૦ [ સં. ध्वज ] ઉન્નત; ઉંચું; શ્રેષ્ઠ; સર્વોત્તમ; શીકાર. (૨) ટટાર; સશક્ત.

**ધજા**, સ્ત્રી૦ [ સં. ध्वजा ] પતાકા; વાવટો; ઝુંડો; ઉંચે ફરફરતું રાખેલું અમુક ચિન્હવાળું કપડું વગેરે તે; નેજો. ક્રિ૦ પ્ર૦ ધજા ચઢાવવી=વિજય થયેલો દેખાડવો; સરકરવું.

(૨) ફજેત કરવું; લોકમાં જાહેર કરવું; ધજા બાંધવી=જય મેળવવો; (૨) ફજેતી કરવી. ધજા ફરકાવવી=જેજેકાર કરાવવો.

ધજાગરો, પું૦ ધજા પકડનારો આણસ. (૨) ધજાનો દારો તે.

ધટ્ટી, સ્ત્રી૦ બાળકની ટૂંકી સુનડી; કૌપીન, લંગોટી મારવાનું ટૂંકા પનાનું કપડું.

ધડ, ન૦ (દે. तड्ड) માથા વગરનું શરીર; કબંધ; (૨) પાયો. (૩) અ૦ વગર વિલંબે; આચકો ખાધા વગર; એકદમ; તરત.

ધડક, સ્ત્રી૦ ધડકવું તે; થડક; ધ્રુજારો, કંપ (૨) ભય; બીક.

ધડકણુ, વિ૦ થરથર થાય એવું; બીકણ; ડરકણ; કાયર.

ધડકધડક, અ૦ ધડકતું હોય તેમ; હૃદયનું જોરથી ચાલવું તે; ધડધડ થવું તે; ઉપસવું ને બેસી જવું એમ થવું તે, ભયથી ઉછળવું હોય તેમ; ધબધબ.

ધડકવું, ક્રિ૰ અ૦ જોરથી ધ્રુજીને ચાલવું; ભય લાગવાથી ઉછળવું; ધબધબ થાય તેમ ચાલવું. ક્રિ૦ પ્રે૦ છાતી ધડકવી=ભયને લીધે હૃદય જોરથી ધબકવું.

ધડડધીમ, અ૦ ઓચિંતું તૂટી પડતું હોય તેમ, ધડધડ એમ થઈને તરત.

ધડધડ, અ૦ ધારાબંધ પડતું હોય તેમ; ઉપરાઉપરી પડતી ચીજોનો અવાજ તે. (૨) એકદમ જોરજોરે; ધડેડાટ. (૩) ઉપરાઉપરી.

ધડધડાટ, પું૦ ધડધડ થવું તે, ઉપરાઉપરી પડતી વસ્તુઓનો એવો જે અવાજ તે. (૨) રોફ; સપાટો; બીમકી. (૩) ધડધડ કે ફડફડ થાય તેમ.

ધડબડધડબડ, અ૦ ધબધબ એવો અવાજ થાય તેમ.

ધડંધડા, સ્ત્રી૦ મારામારી; લડાઈ; ટંટો. (૨) અ૦ ઉપરાઉપરી.

ધડાકાબંધ, અ૦ સપાટાબંધ; ગર્જના સાથે; એકદમ; ધડાકો કરતાની સાથેજ.

ધડાકો, પું૦ જોરદાર મોટો અવાજ; ભડાકો; ભારે અવાજ. (૨) સાંભળનાર ચોંકે એવી વાત તે. (૩) સપાટામાં કરી નાખેલું કામ વગેરે તે; શરમ રાખ્યા વગર જે કંઈ કહેવાનું હોય તે સામે મોઢે કહી દેવું તે.

ધડાધડ, અ૦ ઉપરા ઉપરી અવાજ થાય તેમ. તડાતડ, ધડધડ.

ધડાધડી, સ્ત્રી૦ જોરમાં ચાલેલી મારામારી કે બોલાબોલી તે. (૨) ઉતાવળ, ત્વરા; ધાઇ; ધમાલ; ધરમધમા. (૩) અગત્ય; જરૂર. (૪) લેવાની પડાપડી થઇ રહેવી તે; ખૂબ ભીડાભીડ થઇ રહેવી તે.

ધડી, સ્ત્રી૦ પણો માલ જોખવાને માટે પલ્લામાં કાયમનું જે વજન બાંધવું તે. (૨) ૪૮ શેરના વજનનું

માપ તે. ક્રિ૦ પ્ર૦ ધડી બાંધવી=અમુક વજનનો સંતોલો બાંધવો. (૩) અડસટો; આસરો.

**ધડીમધડીમ**, અ૦ ધડ એવા અવાજ થાય તેમ; તડાતડ.

**ધડીમલો**, પુ૦ એકદમ જોરથી બે હાથે છાતી કૂટવી તે (૨) જોસથી ઉભરો કાઢવો તે. ક્રિ૦ પ્ર૦ ધડીમલો લેવો=કોઇની સામે જઇ જોરથી કૂટવું તે.

**ધડુકવું**, ક્રિ૦ અ૦ ધાંટા કાઢીને બીવડાવવું; જોરથી ખીજવું; દમ ભરાવવો; ગર્જના કરવી.

**ધડુસવું**, ક્રિ૦ સ૦ મારવું; પીટવું.

**ધડો**. પુ૦ બે પલ્લાં સમવજનસર રહે તેમ કરવાને રાખવાનું જે એક તરફનું વજન તે (૨) જે વાસણમાં ચીજ આપવાની હોય તે વાસણની બરોબર વજન બીજા પલ્લામાં મૂકી પલ્લાં સમાંતર કરવા તે (૩) નિત્ય એક સરખી સમસ્થિતિ તે. (૪) નિયમ; ટેક; સમતા. (૫) રોજ રોજ નિયમિત રહેતા શીખવું તે (૬) નિશ્ચયપણું; દૃઢતા. (૭) આંકો; હદ; સીમા. ક્રિ૦ પ્ર૦ ધડો કરવો=બે પલ્લાં સરખાં રહે એમ કરવું (૨) તોલ કરવો; ગણત્રીમાં લેવું ધડે બેસવું=ટાઢા પડવું; પાયમાલ થવું. ધડે રહેવું=હદે રહેવું. ધડો આપવો=ઘટ મજરે આપવી લેવી. (૨) દાખલો બને તેમ કરવું.

**ધણ**, ન૦ટોળું; સમૂહ (પશુઓનું) (૨) સ્ત્રી૦ અધરણિયાત; સિમંતિની સ્ત્રી. (૩) પોલી વસ્તુ ઉપર થયેલા આઘાતથી નીકળતો એવો અવાજ.

**ધણધણ**, ક્રિ૦ અ૦ જોસમાં બળવું; ગરમ ગરમ થઇ જવું. (૨) પોલી સપાટી ઉપરના આઘાતનો અવાજ થવો. (૩) અવાજના જોરથી કંપવું.

**ધણધણાવવું**, ક્રિ૦ સ૦ ધણધણ થાય એમ કરવું; ધમકાવવું, ઠપકો આપવો

**ધણીઆણી**, સ્ત્રી૦ પરણેતર સ્ત્રી; વહુ; બાઇડી; પત્ની; ભાર્યા. (૨) જેની માલીકી હોય તે સ્ત્રી; શેઠાણી. કહે૦ ધણીધણીઆણી રાજી તો ક્યા કરે મિયાં કાજી=વાદી પ્રતિવાદી સંપે તો પછી વાંધો પતાવનાર શું કરનાર છે?

**ધણીઆતું**, વિ૦ જેની ઉપર ધણી હોય તેવું; ધણીપણાવાળું. (૨) ખાનગી માલકીનું.

**ધણીઆપું**, ન૦ ધણીપણું; સ્વામિત્વ.

**ધણી**, પુ૦ માલીક; સ્વામી; પતિ. (૨) મુખી; ઉપરી. રુ૦ પ્ર૦ ધણીમુઉં=આશીક રહિત. ક્રિ૦ પ્ર૦ ધણી કરવો =નાતરૂં કરવું. કહે૦ ધણીને સૂઝે ઢાંકણીમાં ને પડોશીને સૂઝે આરસીમાં= ધણીને સૂઝે તે ખરૂં. ધણીની માનીતી બારગામ ઉજડ કરે=સ્વામીને માનીતું માણસ ગમે તેમ કરે. ધણી વગરનાં

ઢોર સુનાં=ધણી વગર ખરી સંભાળ કોઇ લઇ શકતું નથી. ધણીનો કોઇ ધણી છે ?=ઇશ્વરની ઉપર કોઇ નથી. (ધણી=ઇશ્વર). ધણીનું ધાર્યું થાય=ઇશ્વરની ઇચ્છા હોય તેમ થાય. ધણીને કહે ધા ને ચોરને કહે નાસ=બન્નેના લાભનું બોલે. ધણી ધણીઆણીના ટંટા=એમાં કંઇ માલ નહિ.

ધણીધોરી, વિ૦ માલીક ને સંભાળ રાખનાર, વાલી રક્ષક.

ધણીરણી, પુ૦ કુલમાલીક, જેને સંપૂર્ણ સ્વામિત્વ હોય તે.

ધત, અ૦ તુચ્છકાર દર્શક શબ્દ; ધુત્કારી કાઢવું તે.

ધતવું, ક્રિ૦ અ૦ ધુતીને લઇ લેવું; રાંગાઇથી લઇ લેવું; ધુતવું.

ધતિંગ, ન૦ તોફાન (૨) ઢોંગઢાંગ; ખાલી દેખાડો કરવો તે, ફેલફતવો, ઢોંગસોગ.

ધધ્ધો, પુ૦ [ સં. ] ધકાર; ધ એવો અક્ષર અને ઉચ્ચાર તે.

ધધડાવવું, ક્રિ૦ સ૦ જોરથી ધમકાવવું, ઠપકો દેવો; (૨) જોરથી ધમધમ થાય તેમ ચલાવવું. (૩) ભડકે બાળવું.

ધધણાવવું, ક્રિ૦ સ૦ ધણધણ એવો અવાજ થાય અને ધ્રુજે એમ કરવું; બીજે એમ ઠપકો દેવો; ઝાટકી નાખવું; દમવેવો.

ધન, ન૦ [ સં ] દ્રવ્ય; પૈસો; દોલત; નાણું; માલમિલકત, સંપત્તિ; વિત્ત, આ શબ્દ બીજા શબ્દની આગળ ઐશ્વર્ય વગેરેનો સંગ્રહ એવો અર્થ બતાવે છે -વિદ્યાધન (૨) વિ૦ ધન્ય; રૂડું; સારું; સુભાગી. (૩) એક રાશિ કહે૦ ધન તો ઢેડને ત્યાંએ હોય=ધન એ કંઇ પ્રતિષ્ઠા નથી, પણ ચારિત્ર્ય એ પ્રતિષ્ઠા છે ધન, જોબન, અને ઠકરાઇ એ સદાકાળ રહેતાં નથી; અર્થાત્ ચંચળ છે. ધનના બૃહસ્પતિ=લાભનો સમય તે ધન કરતાં મન વધે=ધનથી જે ગૌરવ નથી મળતું તે મોટા મનથી મળે છે. ધનથી કોઇ ધરાતું નથી=લક્ષ્મીની તૃપ્તિ નથી. ધન ઘડી ધન દહાડો=સારો અવસર.

ધનતેરશ, સ્ત્રી૦ આસો વદિ તેરશ. (આ દહાડે ધનનું પૂજન કરવામાં આવે છે.)

ધનદ, વિ૦ [ સં ] ધન દેનાર; ધનની પ્રાપ્તિ કરાવે એવું. (૨) પુ૦. કુબેર; ધનપતિ.

ધનધન, અ૦ ધન્ય ધન્ય; અહોભાગ્ય, શાબાશ શાબાશ; ભલે ભલે, બહુ સારું; મંગળમય.

ધનપતિ, પુ૦ [સં.] અઢળક ધનનો માલીક. (૨) કુબેરભંડારી.

ધનપાળ, વિ૦ ધનનું પાલન-રક્ષણ કરનાર; ભંડારી. (૨) કુબેર.

ધનરેખા, સ્ત્રી૦ નશીબમાં કેટલું ધન છે તે દેખાડનારો હાથ ઉપરનો આંકો.

**ધનવંત**, વિ૦ ધનવાળો, પૈસાદાર; ગૃહસ્થ; ધનાઢ્ય. [ ધનવત.

**ધનવાન**, વિ૦ [ સં. ] જુઓ

**ધનંજય**, પુ૦ [ સં. ] અર્જુન.

**ધનંતર** વિ૦ [ સં. ધન્વન્તરિ ] મહાન વૈદ્ય (૨) ખૂબ ધનવાન હોય એવુ તે, માતબર. (૨) સર્વોપરિ; સૌથી મોટું હોય એવુ.

**ધનાઢ્ય**, વિ૦ [ સં. ] ધનપૂર્ણ; ખૂબ પૈસાવાળું શ્રીમંત.

**ધનાધ્યક્ષ**, પુ૦ [ સં. ] ધન-કોશનો ઉપરી તે; કોષાધિપતિ.

**ધનારખ**, ન૦ [ સં. ધનાર્ક ] ધનરાશિમાંથી સૂર્ય પસાર થતા હોય તેટલો સમય તે

**ધનાશરો**, જુઓ ધનાશ્રી.

**ધનાશ્રી**, સ્ત્રી૦ એક રાગ-રાગિણી.

**ધનિક**, વિ૦ [ સં. ] ધનવાન; પૈસાદાર.

**ધનિષ્ઠા**, ન૦ [ સં. ] ચોવિ-શમું નક્ષત્ર

**ધની**, વિ૦ [ સં ] પૈસાદાર, ધનવાન; ગૃહસ્થ

**ધનુ**, ન૦ [ સં. ] કામઠું; કમા-ન; ચાપ. (૨) ચાર હાથનું પ્રમાણ

**ધનાશા**, સ્ત્રી. [ સં ] ધનની આશા; ધનનો લોભ.

**ધનુર**, ન૦ માણસ વાંકો વળી જાય એવી તાણ-રોગ તે. એક વાતરોગ.

**ધનુર્ધર**, વિ૦ [ સં. ] ધનુષ્ય ધરનાર; ધનુર્ધારી; ધન્વી. (૨) ધનુ-ષ્યબાણથી લડનાર. (૩) શૂરવીર.

**ધનુર્ધારી**, વિ૦ [ સં. ] ધનુર્ધર; ધન્વી.

**ધનુર્માસ**, પુ૦ [ સં. ] જે મહીનામાં ધનસંક્રાંતિ હોય છે તે. (૨) ધનસંક્રાંતિમા સવારના પહો-રમાં જે બ્રહ્મભોજન કરાવવું તે.

**ધનુર્વા**, પુ૦ આચકીનો એક જીવલેણ વાતરોગ; ધનુર.

**ધનુર્વિદ્યા**, સ્ત્રી૦ [ સં ] ધનુ-ષ્યબાણ વાપરવાને લગતું શિક્ષણ તે.

**ધનુર્વેદ**, પુ૦ [ સં. ] ધનુર્વિદ્યા-નું શાસ્ત્ર.

**ધનુષ્ય**, ન૦ [ સં. ] ધનુઃ ચાપ; કોદંડ; કામઠું. (૨) કમાનઃ- ઇન્દ્રધનુષ્ય.

**ધનેરૂ**, ન૦ અનાજમાં સડો કર-નારૂં એક નાનું જીવડું; કિલ્લું.

**ધનેશ**, પુ૦ [ સં. ] ધનનો ઉપરી; (૨) ધનેડું. (૩) કુબેર.

**ધન્ય**, વિ૦ [ સં. ] કૃતાર્થ; ભાગ્યશાળી. (૨) શ્લાઘ્ય; સારૂં; શુભ, મંગળ. (૩) અ૦ વાહવાહ; શાબાશ.

**ધન્યભાગ્ય**, ન૦ [ સં. ] અહો-ભાગ્ય, સુભાગ્ય. (૨) સુસમય; મંગળપ્રસંગ; સુદૈવ.

**ધન્યવાદ**, પુ૦ શાબાશી; વાહ-વાહ; ધન્ય છે એમ કહેવું તે.

**ધન્યા,** વિ૦ સ્ત્રી૦ સુખી; સુભગા. (૨) સિમંતિની; ધેણુ.

**ધન્વંતરી,** પુ૦ [ સં. ] દેવતાઓનો વૈદ રોગ મટાડનારો સારામા સારો જે વૈદ તે (૨) ભોજની સભાના નવ રત્નમાંનો એક પંડિત.

**ધન્વી,** પુ૦ [ સં. ] ધનુર્ધર; ધનુષ્ય બાણ વાપરવામાં કુશળ હોય એવો લડવૈયો

**ધપકારો,** પુ૦ જુ૦ ધબકારો.

**ધપવું,** ક્રિ૦ અ૦ આગળ વધવું; બોખરે થઇ ઘુસવું; વધવાને ટાપી રહેવું. [મારવા તે.

**ધપાધપ,** સ્ત્રી૦ સામસામી ધપ્પા

**ધપાધપી,** સ્ત્રી૦ ધપાધપ

**ધપ્પાબાજી,** સ્ત્રી૦ સામાસામી ધપ્પા મારવા તે.

**ધપ્પો,** પુ૦ પહોળો કરીને પંજો ઠોકવો તે; ધબ્બો; થપડાક. રૂ૦ પ્ર૦ ધપ્પો ખાવો ને મારવો=સમવ્યવહાર ચલાવવો.

**ધપ્રો,** પુ૦ ઢગલો=ધૂળનો ઘરો.

**ધબ,** અ૦ પોલી થાપડનો અવાજ તે. (૨) એકદમ શાંત થઇ જવું તે; બંધ પડી જવું તે. સાવ શૂન્યકાર થઇ રહેવું તે.

**ધબકવું,** ક્રિ૦ અ૦ ધબ ધબ થવું. ધડકવું; ઉછળવું; કંપવું; ધ્રુજવું.

**ધબકારો,** પુ૦ ભારે ચીજ પડવા થતો મોટો અવાજ તે; જોરથી બે ચીજો અફળાતાં થતો અવાજ તે. (૨) કંપ; ઉછાળો; ધબાકો.

**ધબડકો,** પુ૦ ગોટાળો; શૂન્યકાર; અંધાર; બગાડી નાખવું તે. (૨) ઉપરા ઉપરી ધબધબ થવું તે. ક્રિ૦ પ્ર૦ ધબડકોવાળવો=ખરાબ કરી નાખવું.

**ધબદઇને,** અ૦ એકદમ; ઓચિંતું. (૨) ધબ એવા અવાજ સાથે.

**ધબધબ,** અ૦ એવો અવાજ; એક પછી એક ધબકાર થયા કરવો તે

**ધબધબો,** પુ૦ ઉંચેથી પડતો પાણીનો જે મોટો પ્રવાહ તે; ધોધ.

**ધબવું,** ક્રિ૦ અ૦ દેવાળું કાઢવું, બંધ પડી જવું. (૨) ઢબવું; મરી જવું. (૩) ધપ્પા મારવા તે, ધીબવું. [ધબકારો.

**ધબાકો,** પુ૦ મોટો અવાજ.

**ધબાયનમઃ,** અ૦ થઇ ચૂક્યું એમ; શૂન્યકાર; અંધારૂં; કંઇ નહિ જેવું થઇ રહેવું તે. [પાઘડી.

**ધબાલું,** બેડોળ બાંધણીની

**ધબોડવું,** ક્રિ૦ અ૦ ધબ્બા મારવા. (૨) આમતેમ સમજ્યા વગર ભેરવી દેવું.

**ધબોધબ,** અ૦ ઉપરા ઉપરી ધબધબ થાય એમ, ઝપાટા બંધ.

**ધબ્બાબાજી,** સ્ત્રી૦ ધપ્પાબાજી.

**ધખ્ખો**, ન૦ ધખ્પો.

**ધમ**, અ૦ ઢોલ ઢોકતાં થતો એવો અવાજ. (૨) ના. એવો અવાજ નીકળે એવું વાજું; ઢોલ; નગારું. (૩) ધમ.

**ધમક**, સ્ત્રી૦ જોશ; શૌર્ય; આવેશ. (૨) તેજી; લખલખાટ; ઝળકી; પ્રભા; ધમધમ થાય તેવું. (૩) તોર, તનમનાટ; રોફ; દબદબો.

**ધમકવું**, ક્રિ૦ અ૦ ધમધમ થવું; ગાજવું; વાગવું; અવાજ કરવો; ઢમકવું. (૨) થરથરવું; ધ્રુજવું; કંપવું. (૩) ઝળકી મારવી.

**ધમકાર**, પુ. ધમ એવો અવાજ થયો તે; ધમકારો.

**ધમકારો**, ધમકાર.

**ધમકાવવું**, ક્રિ૦ સ૦ ડરી જાય એમ કરવું; બીવડાવવું; ધમકી આપવી; ઠપકો દેવો. (૨) જોરથી કામ ચલાવવું; ડરાવવું.

**ધમકી**, સ્ત્રી૦ બીક બતાવવી તે; શિક્ષા કરવાનો ભય દેખાડવો તે; ધાસ્તી. ક્રિ૦ પ્ર૦ ધમકી આપવી=ભય દેખાડવો.

**ધમકો**, પુ૦ ગડદો; ધપ્પો; જોરથી મુક્કી મારવી તે.

**ધમચકડ**, સ્ત્રી૦ ગડબડ; મસ્તી; તોફાન; ધાંધલ; મારામારી; ધમાલ

**ધમણ**, સ્ત્રી૦ પવન ફુંકવા મા ટેનું ચામડાનું યંત્ર. અગ્નિ ધમવાની થેલી. (૨) ગાડી ઉપર રાખવાનું છત્ર. ક્રિ૦ પ્ર૦ ધમણ ચાલવી=જોરથી શ્વાસ ચાલવો.

**ધમણવું**, ક્રિ૦ સ૦ ધમણથી પવન ફુંકવો; ધમણથી અગ્નિ પ્રજ્વલિત કરવો. (૨) યંત્રમાં પવન ભરવો અને બહાર કાઢવો. ધમવું (૩) ફુંગરાવવું; ચડાવવું; આંજી નાખવું; ઉત્તેજન આપ્યા કરવું.

**ધમધમ**, અ૦ એવો અવાજ. (૨) ન૦ઢોલ. નગારું. [બાળભાષામાં]

**ધમધમવું**, ક્રિ૦ અ૦ ગરમીનો જોસ વધી જવો, ઘણા તાપથી શેકી જવું; ધુવાંફુવા થઇ જવું. (૨) ધમણથી ફુંકવું. પ્રજ્વલિત કરવું. (૩) ધ્રુજવું; કંપવું.

**ધમધમાટ**, પુ૦ ધમધમ થઇ જવાય એવું જે તે; ધમધમાટો; તિખાશ, ગરમી (૨) ધમધમ એવા અવાજનો જે ઘોંઘાટ તે, (૩) દોર, તોર; તેજી. (૪) વિ૦ ગરમ-તેજ કરે એવું; તીખું; આકરું.

**ધમધમાવવું**, ક્રિ૦ સ૦ ધમકી આપવી; ખીજવું. (૨) જોરથી ફુંકીને સળગાવવું. (૩) જોરથી કામ ચલાવવું. (૪) ધુળાવી નાંખવુ ધુવાંફુવાં કરી નાખવુ

**ધમધોકાર**, અ૦ અપાટાબંધ; ધમધોકારે; એકદમ ઉત્સાહ ભરી ઝડપથી.

**ધમની**, સ્ત્રી૦ નાની ભુંગળી; પાતળી નળી. (૨) શરીરમાં લોહી

ફૂરવાની નાડી તે; નસ. (૩) અગ્નિ ધમવાની ભુંગળી.

**ધમપછાડ**, સ્ત્રી૦ ધાંધલ; અતિ-ત્વરા કરવી તે. (૨) આકુળ વ્યાકુળ થઇ જવું તે. ખૂબ આકળા પડી જવું તે; અધીર થઇ જવું તે.

**ધમપછાડા**, પુ૦ ખૂબ ધાંધલ મચાવવી તે; ખૂબ બરાડા અને પછાડા ખાવા તે. અતિ વ્યાકુળ થઇ જીવ પટકી નાખવો તે. (૨) નકામું વૈતરું કરવું તે. (૩) અત્યંત શોક બતાવવો તે

**ધમપાંચશેરી**, સ્ત્રી૦ પાંચ શેરનો પત્થર તે; ભારે પત્થર લઇ કપાળ ફૂટી નાખવું તે; ફૂટીને કઢાપો કરાવવો તે. –ક્રિ૦ પ્ર૦ ધમપાંચશેરી લેવી=માથું કુટીને કઢાપો કરવો. ધમ-પાંચશેરી કરાવવી=કઢાપો કરાવવો; ચીડવવું.

**ધમવું**, ક્રિ૦ સ૦ અગ્નિ સળગાવવા પવન નાંખવો; ધમણ તાણવી. (૨) સામાની પાસેથી કંઇ ને કંઇ કાઢી લેવું; ફુંકીને લઇ આવવું. ધમીજવું=લઇ જવું; લાભ લઇ લેવો.

**ધમરોળ**, પુ૦ રોકકળ; રોવું, કૂટવું ને પછાડા ખાવા તે. (૨) કારી મરણથી હાહાકાર વર્તાઇ રહેવો તે.

**ધમાચકડી**, સ્ત્રી૦ ધાંધલ; ગરબડ; ધમાધમ થઇ રહે એવી અસ્તી તે. (૨) ઓલચાલ; લડાલડી; ટંટોફિસાદ, ઉદમાત; ધમ્માચકડી.

**ધમાધમ**, સ્ત્રી૦ ધબોધબ મારવું ને લડવું તે; મોટેથી બોલી તોફાન કરવું તે. (૨ ઉતાવળ; ધાઇ.

**ધમાધમી**, સ્ત્રી૦ મારામારી; ઉતાવળ.

**ધમાર**, પુ૦ ગાયનમાં એકતાલ અથવા એ તાલે ગવાતું ગાન. (વડું

**ધમારવું**, ક્રિ. સ. પશુને નવરા-

**ધમાસો**, પુ૦ એક ઔષધિ; ખડસલિયો. રૂ. પ્ર૦ ધૂળ ને ધમાસો=વાતમાં કંઇ માલ નથી એમ.

**ધમ્માધમ્મી**, સ્ત્રી૦ ધમાધમી મારામાર.

**ધમ્મિલ**, પુ૦ [સં.] વાળ; કેશ.

**ધમેલાં** ન૦ લોઢાનાં વગર સાંધાનાં તગારાં

**ધર**, વિ૦ [સં.] ધરનાર; રાખનાર. (૨) ના૦ ધુંસરીનો જે ભાગ બળદની કાંધ પર રહે છે તે. (૩) જ્યારથી બળદ જોડાતો થાય ત્યારથી ગણાતું વરસ. (૪) ધોરણ; નિશ્ચય; ભરોસો. (૫) ધડ; મૂળ; શરૂઆત. (૬) અ૦ પહેલેથી, આરંભથી. (૭) ધુંસરી; ધુરા; ધર ધરવી=માથે લેવું.

**ધરખવું**, ક્રિ૦ અ૦ હારવું.

**ધરણ**, ન૦ ઢાળ; ઢબ; રીત. (૨) પાળ; પૂલ. (૩) ધરવું તે; આશ્રય; સહાય; શરણ.

**ધરણી**, સ્ત્રી૦ [સં.] પૃથ્વી; ભૂમિ. (૨) ભોય.

**ધરણીધર**, પુ૦ [સં.] પૃથ્વીને

ધારણ કરનાર શેષનાગ; (૨) કચ્છપ. (૩) પર્વત. ગિરિ. (૪) ઇશ્વર.

**ધરણું**, ન૦ બાંયધરી; જામીની; વિશ્વાસ કરવો તે; ધીર. (૨) તરાગું; જબરજસ્તી.

**ધરતી**, સ્ત્રી૦ પૃથ્વી. (૨) જમીન; ભોંય. રૂ૦ પ્ર૦ ધરતીનો છેડો=આડો આંક; હદ. ધરતીપર પગે ન મૂકવો =ઉદ્ધત થઇ જવું. ધરતીમાં પેસી જવું=બહુજ શરમાઇ જવું.

**ધરતીકંપ**, પુ૦ પૃથ્વી ધ્રુજવી તે; ધરતી ડોલવી તે.

**ધરદહાડો**, અ૦ કેવોને તેવોજ વખત રહેવો તે. શરૂઆતનો વખત.

**ધરપકડ**, સ્ત્રી૦ કાયદાથી એકદમ ઘણા માણસોને પકડવા તે; પકડાપકડી.

**ધરપચ**, સ્ત્રી૦ ખોટી ધાસ્તી; ખાલી ધામધુમ; પતરાજી. (૨) બડાઇભેર ઉતાવળ કરવી તે.

**ધરપત**, સ્ત્રી૦ ધીરજ; સબુરી. (૨) વિશ્વાસ; સંતોષ, તૃપ્તિ, ધરાવું તે. કહે૦ ધાન ધરપત અને ઘી સંપત.

**ધરબોળ**, અ૦ નામ નિશાને રહ્યુ ન હોય તેમ થઇ જવું તે; સાવ ઉંધું મારવું તે; સત્યાનાશ. ક્રિ૦ પ્ર૦ ધરબોળ જવું=બીજ પણ નહિ રહેવું. ધરબોળ ઘાલવું=સદંતર ચાયમાલ કરવું.

**ધરમધક્કો**, પુ૦ ફોગટ ફેરો; ખાલી જવું આવવું પડે તે.

**ધરમૂળ**, ન૦ પ્રારંભ; શરૂઆત.

**ધરવ**, પું૦ સંતોષ; તૃપ્તિ.

**ધરવવું**, ક્રિ૦ સ૦ તૃપ્ત થાય એમ ખવરાવવું; સંતુષ્ટ કરવું. (૨) પકડાવવું; ઝલાવવું.

**ધરવું**, ક્રિ૦ સ૦ [ સં ધૃ. ] પકડવું; ઝાલવું (૨) પહેરવું. (૩) વેષ લેવો; રૂપ લેવું. (૪) જન્મ-અવતાર લેવો; (૫) સામે મૂકવું; અર્પણ કરવું. (૬) ધ્યાનમાં લેવું; લક્ષ પર રાખવું. (૭) દૃઢતાથી વળગી રહેવું. રૂ૦ પ્ર૦ કાને ધરવું =અરજ સાભળવી, ધ્યાનમાં લેવું. (૨) કબુલ કરવું. (૩) વશ કરી લેવું; ફરજ પાડવી. મોં ધરવું= વચમાં પડવું; માથું મારવું. હાથ ધરવા=પરણવું; શરણ આપવું.

**ધરા**, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વી; ભૂમિ; જમીન.

**ધરાધર**, પુ૦ [સં ] પર્વત. ગિરિ. (૨) શેષનાગ; સર્પ. (૩) ઇશ્વર.

**ધરાધરી**, અ૦ સાથે; જોડે. (૨) બેશક; અલબત. (૩) તમામ; બધું એ.

**ધરાર**, અ૦ અલબત; બેશક.

**ધરાવવું**, ક્રિ૦ સ૦ ધરવું. (૨) કોઇનું કંઇ પોતાની પાસે રાખવું; દરકાર-ગરજ રાખવી. (૩) પકડાવવું. (૪) પાસે મૂકવું. કરવું. (૫) તૃપ્ત કરવું.

પમાડવું.

**ધરાવું**, ક્રિ૦ અ૦ તૃપ્ત થવું; સંતોષ થવો પરિપૂર્ણ થઇ જવું.

**ધરાળ**, વિ૦ ધુંસરી તરફ વધારે ભાર હોય એવું. ( પાછલી બાજુ વધારે ભાર હોય ત્યારે ઉલાળ એમ કહેવાય છે. ) [ભૂમિ

**ધરિત્રી**, સ્ત્રી૦ [ સં ] પૃથ્વી;

**ધરી**, સ્ત્રી૦ ગાડીનાં બે પૈડાંને ધરનારી જે લાકડાની આડી તે; જેની બન્ને બાજુએ વાહનનાં પૈડાં રહે છે તે; નાડી ક્રિ૦ પ્ર૦ ધરી ઝીલવી=ભાર વહેવો; આધાર ભૂત થવું. ( ૨ ) જે મધ્યબિંદુની આસપાસ ગોળો ફરે છે તે.

**ધરૂ**, પુ૦ ધ્રુવ. (૨)અ૦ નકકી.

**ધરૂ**, ન૦ ઉખાડીને રોપવા માટે ઉછેરેલા છોડ તે. ( રોપવાને માટે તૈયાર કરેલા જે નાંના છોડ તે ધરૂ કહેવાય છે. )

**ધરૂવાડિયું**, ન૦ જેમાં ધરૂ કરવામાં આવતું હોય એવું નાનું ખેતર.

**ધરેશ**, પુ. [ સં. ] રાજા.

**ધરો**, પુ૦ ગાડી-ગાડાની વચલી આડી; નાડી. (૨) પાણી ભરેલો ઉંડો ખાડો; વગર બાંધેલો કુવો. ક્રિ૦ પ્ર૦ ધરામાં નાખવું=નાશ કરવું; દૂર કરવું; (૩) સ્ત્રી૦ દરો; ધ્રો; દુર્વા. કહે૦ ગધેડા પાસે ધરો ભેળાડવી=સારી વસ્તુ અપાત્રને હાથે ખરાબ કરી નંખાવવી.

**ધર્મ**, પુ૦ [સં] ઇશ્વર સંબંધી જે મંતવ્ય તે; માણસ ને જગત તરફની આપણી જે ફરજ તે; ઇશ્વરથી ડરીને ચાલવાનો જે પવિત્ર માર્ગ તે; પુણ્યમાર્ગ; સુકૃત; શ્રેયમાર્ગ; અવશ્ય કરવા યોગ્ય જે કર્તવ્ય વગેરે તે. (૨) કોઇપણ પદાર્થમાં રહેલો તેનો ખાસ ગુણ તે. (૩) ન્યાય; ઇનસાફ. (૪) સારા વિદ્વાન માણસોએ નકકી કરેલો વર્તન ક્રમ તે (૫) પુણ્યાર્થે જે કંઇક આપવું તે. (૬) પ્રાણીઓને પુણ્ય પાપનાં ફળ આપનારો દેવ તે. યમ.-રૂ૦ પ્ર૦ ધર્મોજય=ધર્મથી ફતેહ છે. કહે૦ ધર્મો જે ને પાપે ખે=ધર્મથી જય અને પાપથી ક્ષય થાય છે. ધર્મની ગાયના દાંત શા જોવા=મફત મળેલી વસ્તુમ સારા-ખોટાપણું શું જોવું ? ધર્મની ગાય=ગરીબ, બહુજ શીળું તે. ધર્મનો કારો=જેની ઉપજ પુણ્યદાનમાં અપાતી હોય એવો લેખ. ધર્મ કરતાં ધાડ આવવી=કોઇનું કલ્યાણ કરવા જતાં આપત્તિ આવી પડવી. ધર્મના કામમાં ઢીલ નહિ=સુકૃત કરવામાં વાર લગાડવી નહિ. ક્રિ૦પ્ર૦ ધર્મ કરવો=પુણ્યદાન કરવાં.

**ધર્મકર્મ**, ન૦[સં] ધર્મનું-પુણ્ય-દાન-ઉપકારનું જે કામ તે; સુકૃત. (૨) યજન અને ક્રિયમાણ વગેરે.

**ધર્મકેતુ**, પુ૦ બુદ્ધ.

**ધર્મક્રિયા**, સ્ત્રી૦ [ સં ] ધર્મ

સંબંધી વિધિ તે.

**ધર્મક્ષેત્ર**, ન૦ [સં] પવિત્ર સ્થળ; ધામ; પુણ્ય ક્ષેત્ર. (૨) કુરુક્ષેત્ર; પાણીપતની રણભૂમિ.

**ધર્મગુરુ**, પુ૦ [સં] ધર્મનો ઉપદેશ કરનારો તે; આચાર્ય; બ્રાહ્મણ.

**ધર્મજ્ઞ**, વિ૦ [સં] ધર્મ જાણનાર; કર્તવ્યાકર્તવ્ય સંબંધી તત્ત્વને જાણનાર.

**ધર્મદાન**, ન૦ [સં] ધર્મ અર્થે અન્ન વસ્ત્રો વગેરેઆપવું તે,પુણ્યદાન; કોઇપણ પ્રાણીના ઉપકારને માટે નિઃસ્વાર્થે કંઇ આપી દેવું તે.

**ધર્મધુરંધર**, વિ૦ ધર્મની ધુરાને ધારણ કરનાર, ધર્મરક્ષક; આચાર્ય. (૨) દાનવીર; મોટા ધર્મ કરનાર.

**ધર્મપત્ની**, સ્ત્રી૦ [સં] પરણેલી સ્ત્રી, ધર્માદિક કાર્યમાં સહચારિણી

**ધર્મપરાયણ**, વિ૦ [સં] ધર્મને વળગી રહેનાર; ધર્મરત; ધર્મ ઉપર બહુજ શ્રદ્ધાવાન.

**ધર્મપુત્ર**, પુ૦ [સં.] વારસ પુત્ર: પુત્ર તરીકે માની લીધેલો તે.

**ધર્મપુસ્તક**, ન૦ [સં.] ધર્મને લગતો ગ્રંથ તે; જેમાં ઇશ્વર સંબંધી અને માણસનાં કર્તવ્ય સંબંધી ઉપદેશ કરેલો હોય તેવું પુસ્તક.

**ધર્મભગિની**, સ્ત્રી૦ ધર્મની બહેન; ગુરુ કન્યા; બહેન તરીકે ગણી લીધેલી તે.

**ધર્મયુદ્ધ**, ન૦ [ સં ] નીતિના સિદ્ધાંતો સાચવીને લડવું તે (૨) ધર્મના ઉત્કર્ષને માટે લડવું તે; માણસ જાતિને શોભે તેવા નિયમોસર લડવું તે.

**ધર્મરાજ**, પુ૦ [ સં. ] યમ; યુધિષ્ઠિર.

**ધર્મશાસ્ત્ર**, ન૦ [ સં. ] જુ૦ ધર્મ પુસ્તક.(૨) મનુષ્યના સદ્વર્તન સંબંધી જે નક્કી કરેલા નિયમો વગેરે તે.

**ધર્મશાળા**, સ્ત્રી૦, ધર્મોપદેશ માટેનું સ્થાન; જ્યાં અન્નાદિક વગેરે ગરીબોને મળતાં હોય, એવું સ્થાનઃ સાધુઓ, યાત્રાળુઓ અને મુસાફરોને ઉતરવાનું સ્થાન; મુસાફરખાનું; સરા.

**ધર્મસભા**, સ્ત્રી૦ [ સં. ] ધર્મ સંબંધી ઉપદેશ ને ઊહાપોહ કરનારું મંડળ અને તેનું સ્થાન તે. (૨) ન્યાયસભા, ધર્મ સંબધી નિર્ણય આપનારી મંડળી તે.

**ધર્મસંકટ**, ન૦ બન્ને બાજુએ ધર્મ નડે એવી જે મુશ્કેલી તે; ધર્મને ધોકો લાગે એવો પ્રસંગ તે.

**ધર્માચાર્ય**, પુ૦ [ સં. ] ધર્મનો ઉપદેશ કરનાર તે; ધર્મગુરુ.

**ધર્માઉ**, વિ૦ ધર્મવાળુ : ધર્મ માટેનુ ; ધર્માદા, (૨) ધર્મ અર્થે આપી દીધેલું જે તે.

**ધર્માત્મા**, વિ૦ [સં. ] દાનવીર; ધર્મ ઉપર શ્રદ્ધાવાળો હોય તે.

**ધર્માદા**, વિ૦ધર્મને અર્થે આપેલુ હોય એવું: ધર્મના દાન તરીકે હોયતે

**ધર્માધિકાર**, પું૦ [ સં. ] ધર્મ-

નો અધિકાર તે; ધર્માચાર્ય.

**ધર્માધિકારી**, વિ૦ ધર્મના અધિકારવાળું. (૨) ના. ધર્મ બજાવવાની જેને સત્તા હોય તે. ધર્મસંબંધી ખાતાનો ઉપરી આચાર્ય; ગુરુ. (૩)ધર્મ જાણવાનો યોગ્ય સમજવાળો જે તે.

**ધર્માધ્યક્ષ**, પુ૦ [ સં. ] ધર્માધિકારી ધર્મનો અધ્યક્ષ તે; ધર્માચાર્ય; ધર્મગુરુ

**ધર્માર્થ**, વિ૦ [ સં. ] ધર્મને માટે હોય તેવું.

**ધર્મારણ્ય** ન૦ [ સં. ] પુણ્યભૂમિ, ઋષિઓનું આશ્રમ સ્થાન.

**ધર્માળુ** વિ૦ આસ્તિક; ધર્મ ઉપર શ્રદ્ધાવાળું; ધર્મરત ધર્મબુદ્ધિવાળું.

**ધર્માસન**, ન૦ [સં.] ન્યાયાસન.

**ધર્માંધ**, વિ૦ [ સં. ] ધર્મને માટે કંઇ પણ જુએ નહિ એવું; ધર્માગ્રહી, ધર્મઘેલું.

**ધર્માંધતા**, સ્ત્રી૦ ધર્મને માટે અંધપણું; ધર્મચુસ્તપણું.

**ધર્માંધપણું**, ન૦ ધર્માંધતા; કંઇ જોયા વિચાર્યા વગર શ્રદ્ધાથી ધર્મને માનવાપણું તે.

**ધર્મિષ્ઠ**, વિ૦ [ સં. ] ધર્મ જેને ઇષ્ટ છે એવું; ધર્મબુદ્ધિવાળું; ધર્મપરાયણ. (૨) આચાર વિચારવાન, પવિત્રતાથી રહેનાર. (૩) નીતિમાન, પ્રમાણિક.

**ધર્મી**, વિ૦ ધર્મિષ્ઠ.

**ધર્મોપદેશ**, પુ૦ [સં.] ધર્મનો ઉપદેશ તે.

**ધર્મ્ય**, વિ૦ ધર્મવાળું; ધર્મસંબંધી; ધર્મથી થ.

**ધવ**, પુ૦ [ સં.] પતિ; વર.

**ધવડાવવું**, ક્રિ૦ સ૦ માતાએ પોતાના સ્તનમાંથી બાળકને દૂધ પિવડાવવું; ધવરાવવું; ધાવવા દેવું.

**ધવલ**, વિ૦ [ સં. ] ધોળું; સ્વચ્છ, શુભ્ર.

**ધવા**, સ્ત્રી૦ શરીર ને મન વગેરે કંઇક સ્વસ્થ થવાં તે. શરીરમાં ફોવત આવવું તે. ક્રિ૦ પ્ર૦ધવા વળવી=શરીર સ્વસ્થ થઇ તેજ આવવું. (૨) ખરાબ સ્થિતિમાંથી કંઇક સ્વાસ્થ્ય મળવું તે.

**ધવાડવું**, ક્રિ૦ સ૦ માતાએ બચ્ચાંને ધવરાવવું.

**ધસમસવું**, વિ૦ શ્વાસભર્યું; ઉતાવળું; ગાભરું; દોડતું.

**ધસવું**, ક્રિ૦ અ૦ જોસથી આગળ વધવું સામે થવું; ધપવું. (૨) સીમામાંથી ખસવું; બહાર નિકળવું.

**ધસારો**. એકદમ જોરથી ધસવું તે; હલ્લો; સામે થવું તે. ક્રિ૦ પ્ર૦ ધસારો કરવો=હલ્લો કરવો.

**ધસાવટો**, પુ૦ ધસારો.

**ધંતર**, ન૦ ધૂતી લેવાની કળા તે; પેચ-યુક્તિથી પડાવી લેવું તે. ક્રિ૦ ધંતરવું=ધુતી લેવું.

**ધંતરમંતર**, ન૦ છેતરવું તે, ભમાવવું તે.જાદુ. [ છળવું.

**ધંતરવું**, ક્રિ૦ સ૦ છેતરવું;

**ધંતુરો**, પુ૦ એક જાતનો ઝેરી છોડવો અને તેનાં બી.

**ધંધ**, અ૦ ઘણું મસ્ત એમ; ચકચૂર હોય તેમ. (૨) ધમસાણ; યુદ્ધ. (૩) ઉપાધિ.

**ધંધાદાર**, વિ૦ ધંધો કરનાર; ધંધાવાળો; ઉદ્યમી (૨) કારીગર; કસબી.

**ધંધાદારી**, સ્રી૦ ધંધો ચલાવવાનું કામ તે. (૨) હંમેશ ધંધો કરતો હોય તે. (૩) કામકાજ; ઉદ્યમ.

**ધંધાધારી**, વિ૦ ધંધાવાળો.

**ધંધાર્થી**, વિ૦ ધંધો એજ જેનો અર્થ હોય એવું.

**ધંધાળું**, વિ૦ ધંધો કરનારું; ઉદ્યમી; કામગરું.

**ધંધો**, પુ૦ જેમાથી કંઇ લાભ મેળવવાનો હોય એવો વ્યવસાય; પ્રવૃત્તિ; કામકાજ; રોજગાર. ઉદ્યમ. (૨) કામ; અભ્યાસ; મહાવરો. ક્રિ૦ પ્ર૦ ધંધો કરવો=વેપાર રોજગાર કરવો. ધંધો માંડવો=રળવાનું ક્ષેત્ર બનાવવું; પ્રવૃત્તિનું રૂપ આપવું. રૂ૦ પ્ર૦ ધંધોરોજગાર=કામકાજ; ઉદ્યમ કહે૦ ધંધો કરે ધન ન મળે, તો ધાન્ય તો મળે. ધંધો થોડો ને ધાંધલ ઘણી. ધંધો ધંધાને વધારે.

**ધા**, અ૦ [ સં. ] પ્રકારે, રીતે, ગણું:-એવું બતાવનારો પ્રત્યય :— દ્વિધા, શતધા.

**ધાઇ**, સ્રી૦ સ્તન; થાન.

**ધાઉડી**, સ્રી૦ એક જાતની ઔષધિ; ધાવડી.

**ધાક**, સ્રી૦ (પુ.) બીક; ભય; ડર; દહેશત; ધાસ્તી (૨) દાબ; રોફ; અંકુશ. (૩) બહેરાપણું.

**ધાકડી**, સ્રી૦ ગોદડી

**ધાગવું**, ક્રિ૦ અ૦ ધાકમાં હોવું.

**ધાગડિયો**, પુ૦ ઉદમાત; મસ્તી; તોફાન. [જૂનું ફાટેલું કપડું.

**ધાગો**, પુ૦ દોરો; તાંતણો. (૨)

**ધાટી**, સ્રી૦ ઢબ; ચાલ; તરેહ; રીત; પદ્ધતિ,

**ધાડ**, સ્રી૦ લુટારુઓનો હલ્લો તે. (૨) ઉતાવળ; ઝપટ; ધાઇ; ત્વરા. (૩) દરોડો; ઘણા જણનું સામટું ધસવું તે. ક્રિ૦ પ્ર૦ ધાડ આવવી= લુટારુનાં ટોળાં ધસી આવવાં કહે૦ જ્યાં રોજ ધાડ પડે ત્યા બીક શી? (૪) હાર, પંક્તિ; જુથ; સમૂહ.

**ધાડપાડુ**, વિ૦ ધાડ પાડનારો; લુટારો; દરોડો પાડનાર.

**ધાડધાડ**, સ્રી૦ ઘણી ત્વરાનું તે; ઝડપ; દોડાદોડી. [સમૂહ.

**ધાડું**, ન૦ લુટારુઓનું ટોળું;

**ધાણુક**, ન૦ ધાણા.

**ધાણુ**, પુ૦ દવા તરીકે તેમજ મસાલા તરીકે વપરાતા એક દાણા તે. (એની ભાજી કોથમીર કહેવાય છે.)

**ધાખિયાઘડો**, પુ૦ થોડા કસવાળા ઘડો.

**ધાખિયો**, પુ૦ રજાઇ; સુજની

ધાણિયોગુંદર, પુ૦ ચિકાશ રહિત ગુંદર તે.

ધાણી, સ્ત્રી૦ શેકાઇ ફૂલીને ફાટેલા અનાજના દાણ:—ક્રિ૦ પ્ર૦ ધાણી ફૂટવી=ફડફડ થવું. (૨) ઉપરા ઉપરી ગબ્બરો નિકળવા.

ધાત, સ્ત્રી૦ [ સં ધાતુ ] મૂળભૂત તત્ત્વ; મનુષ્યના શરીરમાંનું આધારભૂત સત્ત્વ; વીર્ય. (૨) પૃથ્વીના પેટામાંથી મળતું કઠિન ને ગરમીથી ઓગળે એવું દ્રવ્ય. (૩) અનુક્રમે ગોઠવેલી વિગત; યાદી; કોષ્ટક; ગણિતનો કોઠો–ગડિયો ક્રિ૦ પ્ર૦ ધાત જવી=પિશાબમાં ધોળું સત્વ જવું. મોઢે ધાત જવી=ઉંઘમા મોંમાંથી લાળ નીકળવી

ધાતવું, ક્રિ૦ અ૦ ફાવવું; ગમવું; અનુકૂળ પડવું. (૨) છાજવું

ધાતા, પુ૦ [ સ. ] બ્રહ્મા.

ધાતુ સ્ત્રી૦ [સં.] જમીનમાથી મળતું કઠણ પણ આંચથી ઓગળે એવું દ્રવ્ય. (૨) પુ૦ ક્રિયાપદનું મૂળભૂત ઠંઠું રૂપ. (૩) શરીરમાંનું સત્ત્વ; વીર્ય.

ધાતુક્ષય, પુ૦ [ સં. ] શરીરમાંથી ધાતુનો નાશ થઇ જવો તે; એક રોગ

ધાતુપાત્ર, ન૦ [ સં. ] ધાતુનાં બનાવેલાં વાસણ તે.

ધાતુપુષ્ટ, વિ૦ [ સં. ] ધાતુને નીરોગી-ઘટ બનાવે એવું. ( ઓસડ-દ્રવ્ય વગેરે ).

ધાતુવાદી, વિ૦ કીમિયાગર.

ધાતુવિકાર, પુ૦ [ સં. ] વીર્ય-સત્ત્વનો બગાડો તે.

ધાત્રી, સ્ત્રી૦ [ સં. ] ધવરાવીને બાળકને ઉછેરનારી માતા તે; ધાવ; ધાઇ. (૨) દરરે.

ધાન, ન૦ [સં. ધાન્ય.] અનાજ. (૨) રાંધેલું અન્ન, દાળભાત વગેરે. રૂ૦ પ્ર૦ ધાન મુકવું=ધાન માટે ટળવળવું

ધાના, પુ૦ અન્ન ખાવાનું પુષ્કળ હોય તે; કહે૦ ધાના ત્યાં પાના નહિ ને પાના ત્યાં ધાના, નહિ.=ખાવાનું હોય ત્યાં છોકરાં નહિ ને છોકરા હોય ત્યાં ખાવાનું ન હોય.

ધાનિયું, વિ૦ પોચું અન્ન ખાઇને જીવનારું; દાળભાત ઉપર રહેનારું. (૨) ગરમું; ધાન ઢાંકવાનું ઢાકણા વગરનું ટબા જેવું વાસણ.

ધાન્ય, ન૦ [ સં. ] અનાજ; દાણા. (૨) રાંધેલું અન્ન.

ધાન્યાભ્રખ, સ્ત્રી૦ ધાન્ય-કમોદનો પુટ દઇને પકવેલી અબરખ.

ધાપ, સ્ત્રી૦ ઉતાવળમાં ચૂક થવી તે. (૨) છળભેદથી પોતાનો લાભ લઇ લેવો તે. (૩) ફરેબ; ખોટો વિશ્વાસ. રૂ૦ પ્ર૦ ધાપ આપવી, ધાપ ખાવી, ધાપ મારવી, ધાપ દેવી, વગેરે.

ધાપલાં, ન૦ શરીર થાબડીને મનાવવાં કરવાં તે; અનુનય; સારું લગાડવાને ગેલ કરવી તે. (૨) સમજાવટ; મનાવવા; સંવાદન; પંપા-

ળવું તે; ધાપલું; ક્રિ૦ પ્ર૦ ધાપલાં કરવાં=પ્રિયવચન કહેવાં ને સ્નેહ ભર્યો હાથ ફેરવવો; ગેલ કરવી.

**ધાબડધીંગુ**, વિ૦ શરીરે ભરેલું અને વળી મહેનત સહન કરી શકે એવું; સશક્ત; શરીરે મજબૂત ને ઘડાયેલું.

**ધાબડવું**, ક્રિ૦ સ૦ માથે મારવું; છેતરી-ખોટું-નઠારું હોય તે બીજાને વેચવું તે; પહેરાવી દેવું; ઠોકવું. (૨) લુચ્ચાઇથી કોઇની પાસેનું લઇ લેવું; છેતરવું; ઠગી લેવું.

**ધાબળી**, સ્ત્રી૦ કાંબળી; ઉનનું જાડું કપડું.

**ધાબળો**, પુ૦ કાંબળો; બુરનસ.

**ધાબું**, ન૦ છોબંધ અગાસી. (૨) જેની ઉપર છાપરાને ઠેકાણે છોબંધ અગાશી કરી નાખેલી હોય તે; મસજિદો વગેરે. (૨) રંગ, ઘી વગેરેનો ડાઘ (૩) દૂધનું બેડું:-એ ધાબાં દૂધ બસ છે; દુધની હેલ. (૪) ફાંદો; છટકું.

**ધામ**, ન૦ [સં] સ્થાન; રહેઠાણ; હંમેશ રહેવાની જગા: (૨) ઘર; હવેલી; મકાન; (૩) મંદિર; દેવળ. (૪) પવિત્ર પુણ્યસ્થળ; તીર્થ સ્થાન.

**ધામણ**, સ્ત્રી૦ એક જાતનો જાડો અને બહુ ઝેર વગરનો સાપ; ધામરોળું.

**ધામણી**, સ્ત્રી૦ જાડી ભેંસ; શરીરે ખૂબ ભરાયેલું હોય એવું; ડાબું.

**ધામધુમ**, સ્ત્રી૦ શુભ કામ કે ઉત્સવની તૈયારીની ગડબંડ અને ઉતાવળ તે; રંગરાગ અને ઉત્સાહભરેલો દેખાવ તે; ઉત્સવ.

**ધામધુમિયું**, વિ૦ ધામધુમવાળું; ઉત્સાહવાળી તૈયારીની ઉતાવળમાં ગભરું. (૨) દમામી.

**ધામરોળું**, ન૦ ખૂબ જાડો અને આળસુ સાપ; (અત્યંત સ્થૂલ, અને આળસુ એવા માણસને પણ ધામરોળું કહેવામાં આવે છે.)

**ધામા**, (ધામો), પુ૦ [સં. ધામ॰] કાયમનો પડાવ નાખવો તે; સ્થિતિ કરવી તે. ક્રિ૦ પ્ર૦ ધામા નાખવા=લાંબા વખત માટે પડાવ નાખવો. ધામા ઘાલ્યા, એમ પણ કહેવાય છે.

**ધામેણું**, ન૦ પહેલા આણા વખતે કન્યાને આપેલો જે સામાન તે; કરિયાવર; રીવ; દાયજો.

**ધામો**, પુ૦ [સં. ધામ॰] પડાવ; સ્થિતિ. (૨) અતીતની ભીખ. રૂ૦ પ્ર૦ ધામોધામ=તીર્થેતીર્થ જવું તે.

**ધાર**, સ્ત્રી૦ [સં. ધારા] પાણીની-પ્રવાહીની સેડ તે. (૨) હથિયારની કાપે એવી પાતળી તીણી કોર. (૩) કોરણ; છેડો; અંત. ક્રિ૦ પ્ર૦ ધાર કાઢવી=કોરને ઘસીને વધારે તીણી બનાવવી. ધાર ચડાવવી=ધાર કાઢવી. (૨) ઉશ્કેરવું; ચડાવવું; ફુંગરાવવું. (૪) ડુંગરની ભેખડ; લાંબી ટેકરી.

**ધારક**, વિ૦ ધરનાર; ધારણ

કરનાર.

**ધારણ**, ન૦ ધરવું તે. (૨) પલ્લાં બાર તોળવાને માટે બાંધેલો સતોલો તે ઘડી. (૩) થાંભલો. (૪) ભારવટિયો; પાટડો (૫) ધીરજ; આશ્વાસન; ધૈર્ય. ક્રિ૦ પ્ર૦ ધારણ કરવું=ધરવું; પહેરવું; સમજવું.

**ધારણા**, સ્ત્રી૦ મનમાં જે ધારેલું હોય તે; મનસુબો; વિચાર; ખ્યાલ. (૨) તર્ક; કલ્પના. (૩) ઇચ્છા; ભાવ. (૪) માન્યતા; મંતવ્ય; હેતુ

**ધારણાંપારણાં**, ન૦ એકાંતરે ઉપવાસ કરવાનું વ્રત; એકાંતરાં.

**ધારણાગત**, સ્ત્રી૦ ઢોરની વેચાણ કિંમતમાંથી કંઇ છૂટ મૂકવી તે.

**ધારણિયો**, પુ૦ થાંભલો. (૨) ભારવટિયો.

**ધારદાર**, વિ૦ ધારવાળું; કાપી નાખે એવી કિનારીવાળું. તીણું.

**ધારવવું**. ક્રિ૦ ફરીથી ઉપણવું; રાગ કરીને સારીલવું.

**ધારવું**, ક્રિ૦ સ૦ [ સ ધૃ ] મનમાં આણવું; જોવું; કલ્પવું; વિચારવું; તર્ક કરવો. (૨) માનવું. (૩) ઇચ્છવું; ભાવના રાખવી. (૪) અનુમાન કરવું; અટકળવું.

**ધારા**, સ્ત્રી૦ [ સં. ] ધાર; દદુડો, રેડ (૨) ઓળ, આવલી; હાર.

**ધારાવાડી**, સ્ત્રી૦ ધારાની મર્યાદા બાધવી તે; દૂધ પાણી વગેરેની ધાર રેડું કુંડાળું કરવું તે.

**ધારાશાસ્ત્રી**, પુ૦ કાયદા કાનુન વગેરે જાણનારો મોટો સનંદી વકીલ તે; કાયદાનો ખાં; મોટો ન્યાયશાસ્ત્રી; બારિસ્ટર

**ધારાસાર**, પુ૦ ઉપરાઉપરી પાણી પડવું તે; ધારાઓનો વરસાદ વરસવો તે.

**ધારાળું**, વિ૦ ધારવાળું; જેને ધાર કાઢેલ હોય એવું.

**ધારાળો**, પુ૦ ધારવાળું હથિયાર રાખનારો. (૨) હથિયારબંધ થઇને ફરનાર લોક તે.

**ધારાસભા** સ્ત્રી૦ કાયદા ઘડનારી રાજ્યમંડળી તે; નિયમો બાંધનારી સભાસદોની પરિષદ.

**ધારિયું**, ન૦ ધારવાળા દાતરડા જેવું હથિયાર; વાંસી; દાંતી (૨) એક જાતનું સોનેરી રૂપેરી ભાંતવાળું કપડું.

**ધારિષ્ટ**, ન૦ [ સં. ] સહન કરવાની શક્તિ; ઠરેલ વૃત્તિ.

**ધારી**, અ૦ ધરનાર એવા અર્થે વપરાતો પ્રત્યય-વેષધારી; જટાધારી.

**ધારો**, પુ૦ [ સં. धारा ] કોઇ પણ કાર્ય ચલાવવા માટે અને તેની સુવ્યવસ્થા રાખવાને બનાવેલા નિયમોની રચના તે, કાનુન; કાયદો. (૨) રીત રિવાજ; પ્રથા

**ધારોડી**, સ્ત્રી૦ ધાર; દદુડી, ધારા.

**ધાર્તરાષ્ટ્ર**, પુ૦ ધૃતરાષ્ટ્રના

પુત્રોમાંનો કોઇ પણ એક. (૨) કાળી ચાંચ તથા કાળા પગવાળો હંસ.

**ધાર્મિક**, વિ૦ ધર્મશીલ; ધર્મસંબંધી.

**ધાર્યું કરવું**, ક્રિ૦ જે ધારેલું હોય તેજ કરવાનો ચાલુ આગ્રહ રાખવો.

**ધાવ**, સ્ત્રી૦ બાળકને ધવડાવવાને રાખેલી સ્ત્રી; ધાત્રી. ધાવભાઇ=એક માને ધાવીને ઉછરેલા ભાઇઓ તે; દૂધભાઇ.

**ધાવડી**. સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ અને તેનાં ફૂલ.

**ધાવણ**, ન૦ માતાના સ્તનમાંથી બાળકના પોષણ માટે નિકળતું પ્રવાહી; માનું દૂધ. ક્રિ૦ પ્ર૦ ધાવણ મુકાવવું-છોડાવવું.

**ધાવણી**, સ્ત્રી૦ બાળકને મોંમાં ઘાલીને ચુસવાની લાંબી ગોળ કકડી; ચુસણી.

**ધાવણું**, વિ૦ ધાવતું હોય તેવું; ધાવણ ઉપર રહેનારૂં. (નાનું બાળક) (૨) ધાવણથી પોષણ પામે એટલી ઉમરનું. (૩) નાનું ને ધાવતું હોય તે.

**ધાવન**, ન૦ [ સં. धाव् ] ધાવું તે; દોડવું તે; દોડ; ખેપ.

**ધાવરી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ.

**ધાવરૂં**, ન૦ મોં અને હાથ વગેરે અવયવનું સુજી આવવું તે. (૨) ધાઓ ધાઓ એવી બૂમને વખતે વગાડવાનું રણશિંગું તે; તુરાઇ.

**ધાવવું**, ક્રિ૦ સ૦ [ સં धे. ] બાળકે માના સ્તનમાંનું દૂધ પીવું.

**ધાવિત**, વિ૦ [ સ. ] દોડેલું; ભાગેલું; નાઠેલું.

**ધાવું**, ક્રિ૦ અ૦ [ સં. धाव् ] દોડવું; મદદે જવું; નાસવું; ધોડવું. (૨) ધ્યાન ધરવું; ભજવું. (૩) થવું; રૂ૦ પ્ર૦ ધાવે તે પાવે=કરે તે ચરે. (૪) વિ૦ સરખું; સમાન.

**ધાસકો**, પુ૦ એકદમ બીક લાગવી તે; આઘાત; ફાળ; ધ્રાસકો.

**ધાસતી**, જુઓ ધાસ્તી.

**ધાસ્તી**, સ્ત્રી૦ બીક; ભય; ડર; દહેશત. (૨) ફિકર; ચિંતા; કાળજી. ક્રિ૦ પ્ર૦ ધાસ્તી લાગવી=બીવું. ધાસ્તી પડવી=ચિંતા થવી.

**ધાંખ,**
**ધાંખડી,** } સ્ત્રી૦ ઝંખના

**ધાંખના**, સ્ત્રી૦ ધંખના; ઝંખના. (૨) ધ્યાન.

**ધાંખવું**, ક્રિ૦ સ૦ ઝંખવું. (૨) ધારી ધારીને જોવું; નિહાળવું.

**ધાંખો**, પુ૦ કાળજી; ચિંતા. (૨) શક; વહેમ.

**ધાંગલું**, ન૦ બારણાના ચોકઠાની વચલાં લાકડાં તે. (૨) જે પાતળા છેડા પર બારણું ઉઘાડવાસ થાય છે તે; ધાંગલું.

**ધાંગો**, પુ૦ છાંટો; ત્રચકો. (૨) (૨) રેખ; રેસો; સહેજ અંશમાત્ર તે.

**ધાંધલ**, સ્ત્રી૦ [ દે. दंदुलिय ]

ગડબડ તોફાન વમાલ ક્રિ૦ પ્ર૦ ચાવળ કરવી ગડબડ કરવી (૨) બહુ કામ કરે છે એમ બતાવવું

ધાંધલિયુ, વિ૦ વમાલ કરી મૂકનાર તોફાની ગડબડિયુ

ધિક ૦ [ સ ] તુચ્છકાર વાચક અવ્યય (૨) લાજ્જા-શરમ વગેરે જેવા અર્થમા વપરાય છે

ધિકાવવું, ક્રિ૦ સ૦ ખૂબ સખ તાનાનું તપાવવું ગરમ કરવું.

ધિક્કાર, પુ૦ [ સ ] તુચ્છકાર ફિટકાર

ધિક્કારવુ, ક્રિ૦ સ૦ ધિક્કાર કરવો, તુચ્છકારવું

ધિણોજો, પુ૦ ધુધવાયેલો, અદેખો તુચ્છો

ધિબાવવુ. ક્રિ૦ સ૦ ધીબ જેવો અવાજ થાય એમ મારવુ; પીટવુ, કુટવુ

ધિમાશ, સ્ત્રી૦ ધીમાપણુ મદ તા શિથિલતા ઢીલાશ

ધિંગડમલ વિ૦ ધિંગુ અને મલ્લ જેવુ માર મહેનત સહન કરે એવું ખડતલ (૨) પુ૦ ટાકર-મલનો ભાઇ

ધિંગાઇ, સ્ત્રી૦ ધિંગાપણુ, ચડતા ચીવટપણુ (૨) ધિંગાણું કરવુ તે મસ્તી તોફાન, ઉદમાત

ધિંગાણુ, ન૦ ધમચકડ, કુદાકુદ, મસ્તી તોફાન (૨) ઝઘડો લડાઇ. (૩) ખૂબ જુદ્ધ ચાલી રહેવું. ક્રિ૦ પ્ર૦ ધિંગાણુ કરવુ=દોડાદોડ કરી ખૂબ ગડબડ મચાવવી તે. (૨) લડાઇ કરવી

ધિંગુ, વિ૦ મજબુત બાંધાનુ જબરૂ તૂટે નહિ એવુ. (૨) સહેજ કદ એવુ, ખડતલ [મતિ

ધી, સ્ત્રી૦ [ સ ] બુદ્ધિ અક્કલ

ધીકડી, સ્ત્રી૦ ઝીણો તાવ તાવ ની થોડી ગરમી હોવી તે [નરમી તે

ધીકડુ, ન૦ તાવની સહેજ

ધીકધીકતું, વિ૦ ખૂબ ગરમીના જોસવાળુ, ભડભડાટ બળતુ, ગરમા ગરમ

ધીકવું, ક્રિ૦ અ૦ ભડભડાટ બળવુ, ખૂબ ગરમી હોવી, જોસમા સળગી રહેવુ (૨) જોસમા ચાલવુ, પૂર્ણ આબાદીમા હોવુ, પુષ્કળ કામ ચાલવુ

ધીજ, સ્ત્રી૦ માણસ અપરાધી કે નિરપરાધી છે તે જાણવાની એક રીત અધરી પ્રતિજ્ઞા દિવ્ય (અસલ પાંચ જાતની ધીજ-દિવ્ય પરીક્ષા થતી તુલા અગ્નિ, જળ અને અઘરા સોગન લેવ રાવવા તે )

ધીટ, ન૦ ખમી શકે એવુ. ધાતીવાળુ (૨) જેને કોઇની શરમ પડે નહિ એવુ, હિંમતવાન સહન શીલ, બહાદુર

ધીબ, અ૦ પોચી વસ્તુ ઉપરના આઘાતનો અવાજ, એકદમ તૂટી પડતા થયેલો અવાજ.

**ધીબકારો**, પુ૦ ધીબ એવો અ-વાજ થવો તે; ધબકારો.

**ધીબકો**, પુ૦ મુક્કો; ગડદો.

**ધીબવું**, ક્રિ૦ સ૦ કૂટવું અથવા પછાડવું; મુક્કીથી મારવું; ટીપવું; ઘડવું.

**ધીબાધીબ**, અ૦ ઉપરા ઉપરી મુક્કીઓ-ગડદા મારવા તેમ.

**ધીમર**, પુ૦ [ सं. धीवर ] માછી; ઢીમર. [અક્કલમંદ.

**ધીમંત**, વિ૦ [ सं. ] બુદ્ધિમાન;

**ધીમું**, વિ૦ 'ધીરું'; મંદ; વાર લગાડે એવું. ( ૨ ) શાંત સ્વભાવનું; ઠંડું; હળવું. ( ૩ ) અચંચળ; જડ; ચેતન રહિત [આસ્તે આસ્તે.

**ધીમેધીમે**, અ૦ હળવે હળવે;

**ધીર**, સ્રી૦ ધીરજ; ધૈર્ય. ( ૨ ) વિ૦ ધીરજવાન; સહન કરી રહે એવું; ઠરેલ. ( ૩ ) સ્રી૦ ભરોસો; સાખ; પતીજ. ( ૪ ) વિશ્વાસ ઉપર આપવું તે; ધીરધાર.

**ધીરગંડુ**, વિ૦ વેતાવગરનું; અનિશ્ચિત પ્રકૃતિનું.(૨) ડરકુ; ભીરુ.

**ધીરજ**, સ્રી૦ ઠરેલવૃત્તિ; સબુરી; હિમ્મત. ક્રિ૦ પ્ર૦ ધીરજ રાખવી, ધીરજ પકડવી, વગેરે.

**ધીરતા**, સ્રી૦ ધૈર્ય; ધીરજ; શાંતતા,સબુરી. ( ૨ ) ધીરાપણું.

**ધીરધાર**, સ્રી૦ આપ લેનો વહેવાર તે,લેવડ દેવડ. ક્રિ૦પ્ર૦ધીરધાર કરવી=વ્યાજ વટંતરનો ધંધો કરવો.

**ધીરપ**, સ્રી૦ નાણું ધીરવું તે; ધીર; સાખ; પતીજ.

**ધીરવું**, ક્રિ૦ સ૦ વ્યાજે નાણું આપવું. ( ૨ ) વિશ્વાસપર મૂકવું; સોંપવું.

**ધીરા**, સ્રી૦ ધીર સ્વભાવની સ્રી; ઠરેલ-પ્રૌઢા સ્રી: ( ૨ ) વિશ્વાસ.

**ધીરું**, વિ૦ શાંત સ્વભાવનું; ધીમું. ( ૨ ) ટાઢું; હળવું. ( ૩ ) ધીર સ્વભાવનું હોય તેવું. કહેવ ધીરા સો ગંભીર=ધીરે તે જ ડાહ્યું.

**ધીરેધીરે**, અ૦ હળવે હળવે; ધીમે ધીમે; આસ્તે.

**ધીરો**, પુ૦ ટેકો; થાંભલો. ( ૨ ) એ નામનો એક ભક્ત કવિ.

**ધીરોદાત્ત**, પુ૦ [ सं. ] સાહિત્ય શાસ્ર પ્રમાણે સુલક્ષણ ધીરા સ્વભાવનો નાયક તે. [ઢીમર.

**ધીવર**, પુ૦ [ सं. ] માછી;

**ધીશ**, પુ૦ [ सं. ] અધિપ; બુદ્ધિમાં સૌથી ચઢિયાતો તે.

**ધ્રુજવું**, ક્રિ૦ અ૦ [ सं. ध्रु ] શરીરનું થરથરવું; કંપવું. ( ૨ ) બીવું; થરથરી જવું; ડગવું; ડગમગવું; ધ્રુજવું; થરકવું.

**ધ્રુજારી**, સ્રી૦ શરીરનું કંપી-હાલી ઊઠવું તે; એકાએક ધ્રુજવું તે; કંપારી; ફફડાટ. ( ૨ ) ધ્રુજારો; ચીતળા. ન(૨) ભય; ત્રાસ.

**ધ્રુજારો**, પુ૦ કંપારો; થરકાર.

ફેરવાઈ જવું તે; ઓસ; ઝાકળ; ઠાર.

**ધુમાડિયું**, ન૰ ધુમાડી જવાને રાખેલી જાળી, ભીંતમાનું પોલાણ, અથવા ભુંગળું તે; ચીમની.

**ધુમાડી**, સ્ત્રી૰ ધુણી, રૂ૰ પ્ર૰ ધુમાડીના બાચકા=ખોટો પ્રયત્ન તે; ફાંફાં.

**ધુમાડો**, પુ૰ બળતી વસ્તુમાંથી નીકળતી જે હવા તે; ધુણી; ધુમાડી. (૨) ફળફળાદિની મલિન થયેલી જે હવા તે. રૂ૰ પ્ર૰ ધુમાડાના બાચકા=વ્યર્થ પ્રયત્ન; ફાંફાં. ક્રિ૰ પ્ર૰ ધુમાડો કાઢી નાખવો=ધમકાવીને નરમ પાડી નાખવું; મારવું. કહે૰ નવા ઘરમાં ધુમાડો =સારે ઠેકાણે નઠારી વસ્તુની યોજના તે.

**ધુમાતું**, વિ૰ ધુંધવાતું: ધુમાડો કાઢતું; ધુણીવાળું. (૨) ગુંગળાતું; નાખુશ હોય એવું. (૩) ચીઢિયું.

**ધુમાવું**, ક્રિ૰ અ૰ ધુમાડાવાળું હોવું; ધુણીવાળું હોવું; ધુંધવાવું, (૨) ધુણીએ ભરાઇ જવું;

**ધુમાર**, પુ૰ ગાયનમાં ગાવતો એક તાલ; ધમાર.

**ધુમો**, પુ૰ ધુમાડો. (૨) સરકારી જમીનનું મહેસુલ.

**ધુર**, ન૰ ધુંસરું. ધુરા. [સંતોષ.

**ધુરપત**, સ્રી૰ ધરપત: તૃપ્તિ;

**ધુરંધર**, વિ૰ [સ૰ ધુંસરું ધરનાર;ધોરી.આગેવાન.મુખી. (૨) મોટું; સભ્ય; ભભકાવાળું. (૩) ઉત્તમ; શ્રેષ્ઠ; ઘુરંધરી.

**ધુશળ** ન૰ ધુંસરું.

**ધુશળમુશળ**, ન૰ વરને પોખવાનાં સાધનો-ધુંસરું, મુસળ, ત્રાક વગેરે. [રડવું તે.

**ધુસકો**, પુ૰ એકાએક જોરથી

**ધુસ્કો**, પુ૰ ધુસકો.

**ધુંધવાટ**, પુ૰ ધુંધવાવું તે; ધુણી થઇને અગ્નિનું ઝાંખું બળવું તે; ધુમાડો થયા કરવો તે. (૨) મનમાં ને મનમાં રીસે રહ્યા કરવું તે; બળાપો.

**ધુંધવાવું**, ક્રિ૰ અ૰ દેવતાનું ધુણી થઇ થઇને બળવું; ગોટાવું. ધુમાડો થવો. (૨) મનમાં ફુલાયા કરવું

**ધુંધળાવું**, ક્રિ૰ અ૰ ધુણીથી ઝાંખું થવું; પ્રકાશનું મંદ પડવું; સૂર્ય અથવા તડકાનું ઝાંખું થવું.

**ધુંધળું**, વિ૰ ધુણીવાળું થયેલું હોય એવું અસ્વચ્છ; ઝાંખું; અસ્પષ્ટ; અસ્ફુટ નિસ્તેજ.

**ધુંધી**, વિ૰ ખૂબ કામમાં રોકાયેલું રહેતું હોય એવું; ધાંધલિયું; ધુની.

**ધુંવાંફુંવાં**, વિ૰ અતિ ઉતાવળા થઇ જવું તે; ગાગરું; ક્રોધી.

**ધુંવો**, પુ૰ ધુમાડો; ધૂમ. ધુણી. (૨) ધુણીનું પ્રવાહી-સત્વ. ચુઓ.

**ધુંશ**, સ્રી૰ ચાલુ અવાજને લીધે હવામાં જે ધમધમાટ થઇ રહે છે તે. ઉ૰ 'પડે રે નગારાંની ધુંશ' (૨) ઝાકળની અત્યંત ઝીણી ફરફર.

**ધુંસરી**, સ્રી૰ ધુર; ધુંસરું.

**ધુંસરું**, ન૦ ધુંસરી. ધુર. જેનાથી વાહન અદ્ધર ધરાય અને ખેંચાય તે

**ધુંસો**, પુ૦ ઊનના જાડા વણાટનું ઓઢવાનું કપડું, કાબળો

**ધૂખળ**, ન૦ ધૂળકોટ. ધૂળેટું (૨) વિ૦ ધૂળ ઉડવાથી ઝાંખું લાગતું, ધુંધળું થયેલું હોય એવું.

**ધૂન**, વિ૦ [ સં ] વિ ઝાયેલું; હલાવાયેલ (૨) તરછોડેલું.

**ધૂન**, સ્રી૦ અવાજની પર પરાનો જે ઘોર તે. (૨) શૂર. ગાઢાપણાનું બળ. (૩) લત લેહ; મનનો જુસ્સાદાર તરંગ

**ધૂપ**, પુ૦ [ સં. ] સુગંધીદાર ધુણી ને દ્રવ્ય તે (૨) તડકો; તાપ. ક્રિ૦ પ્ર૦ ધૂપ કરવો-દેવો=સુગંધીદાર ધુણી આપવી.

**ધૂપછત્રી**, સ્રી૦ તાપ નિવારવાને ઓઢવાની છત્રી [વાનું પાત્ર.

**ધૂપદાન**, ન૦ ધુપિયું; ધૂપ કર

**ધૂપધારણું**, ન. ધૂપદાન, ધુપિયુ

**ધૂપસળી**, સ્રી૦ સુગંધી આપે એવી ધૂપ કરવાની સળી, અગરબત્તી

**ધૂબ**, અ૦ ધબ એવો અવાજ થાય તેમ; ધીબ.

**ધૂમ**, સ્રી૦ ધુણી; ધુમારો. (૨) વિ૦ ખૂબ; પુષ્કળ; પારવિનાનું ધૂમમાર્ગ=ઉપાસનાનો માર્ગ.

**ધૂમકેતુ**, પુ૦ [ સં. ] પુછડિયો તારો; ( આકાશમાં આવા ઘણા કેતુઓ છે તે લંબગોળ કક્ષાએ આકાશમાં ફરે છે અને જ્યારે સૂર્યની પાસે આવે છે ત્યારે તેમની પૂછડી મોટી દેખાય છે ધૂમકેતુનો દેખાવ અશુભકારક ગણાય છે. )

**ધૂમ્ર**, પુ૦ [ સં. ] ધુમાડો; ધુણી (૨) કાળો રતાશ પડતો રંગ. (૩) શિલારસ (૪) જ્યોતિષ પ્રમાણે એક યોગ.

**ધૂમ્રપાન**, ન૦ [ સં. ] ધુમાડાનું પાન કરવું તે ( કેટલાક જોગીઓ ઉંધે માથે લટકી ધુમાડીનું પાન કરે છે ) (૨) તમાકુ વગેરે પીવાં તે.

**ધૂમ્રલોચન**, વિ૦ કેફી વસ્તુના પાનથી જેની આંખો લાલ થઇ આવેલી હોય તે લાલ આંખવાળું. (૨) કબુતર, હોલો.

**ધૂર્ત**, વિ૦ [ સં. ] આડુંઅવળું સમજાવી પોતાનું કાર્ય સાધનાર, લુચ્ચો; ઠગ ધુતવાનું કામ કરનારૂ (૨) લાગેલ; ચતુર.

**ધૂર્તતા**, સ્રી૦ ઠગાઇ, લુચ્ચાઇ; ધુર્તપણું; કપટ

**ધૂર્તપણું**, ન૦ ધૂર્તતા.

**ધૂર્તવિદ્યા**, સ્રી૦ ધુતવાની કળા.

**ધૂસર**, વિ૦ ધુંધળું; ધુમાડી અથવા રજ કે વરાળથી ઝાંખું. (૨) તપખીરિયા રંગનું; બદામી.

**ધૂળ**, સ્રી૦ [ સં. ધૂલિ ] રસ્તામાંની બારીક તરણાં વગેરેનો ભૂકો; ઝેણું રેત. ક્રિ૦ પ્ર૦ ધૂળ ઉડવી=ઉજાડ થઇ જવું. ધૂળ ઉડાડવી=ખારા કરવું.

ધોકરણું, ન૦ ધોવાનો જાડો દંડીકો. ધોયકણું; ધોકો.

ધોકસો, પુ૦ ધક્કો; હડસેલો.

ધોકારાબંધ, અ૦ ઝડપ અને જોસથી. ઝપાટાબંધ; ઉતાવળે.

ધોકારે, અ૦ ઉતાવળે; ત્વરાથી.

ધોકાવવું, ક્રિ૦ સ૦ ધક્કો મારી ને આગળ વધારવું; ઉતાવળે ચલાવવું.

ધોકો, પુ૦ જાડી અને ટૂંકી લાકડી; લટ્ઠ. (૨) ધક્કો લાગવો તે; ગડદો; માર. (૩) નુકસાન; ટોટો; હરકત.

ધોખવું, ક્રિ૦ અ૦ નકામા બેસી રહેવું; ફોકા ખાધા કરવાં; ઝુરવું; રાહ જોતા બેસી રહેવું.

ધોખો પુ૦ નુકસાન; ટોટો. (૨) ફિકર-ચિંતા. (૩) દગો; દ્રોહ. (૪) ખોટું લગાડવું તે.

ધોડવું, ક્રિ૦ અ૦ ઉતાવળા દોડવું; નાસવું; ધાવું; પ્રોડવું. ધોડ=દોડ. ધોડાવવું=દોડાવવું.

ધોણ, ન૦ ધોવાનાં લુગડાં તે. (૨) ધો. (૩) ધોવાનો કસબ.

ધોત, વિ૦ [ સં. ધૌત ] ધોયેલું; સ્વચ્છ. (૨) ધોળું; ઉજળું.

ધોતર, ન૦ ધોતિયું; પોતિયું.

ધોતલી, સ્ત્રી૦ છોકરાને પહેરવાનું ટૂંકું ધોતિયું.

ધોતાળ, વિ૦ [સં. ધાત ] ઉદાર; સખી; છુટા હાથનું; ખરચાળ; ઉડાઉ.

ધોતાળપણું, ન૦ ઉદારતા; ખરચાળપણું.

ધોતિયું ન૦ ધોતર; પોતિયું; ધેપાડું. રુ૦ પ્ર૦ ધોતિયાં ઢીલાં થઈ જવાં=ડરી જવું; થરથરી જવું. કહે૦ ધોતિયામાં આખું જગત નાગું=અંદરખાને સૌ સરખું. ધોતિયું ઉચું કરીએ તો આપણેજ નાગા દેખાઈએ=અંતરપટ દૂર કરવામાં માલ નહિ.

ધોતી, સ્ત્રી૦ નાનું ધોતિયું; ધોતલી. કહે૦ ધોતીપોતી છતની ચાળ, અને ટીલાંટપકાં હાથના ચાળા =નુમડાંવતાંની ટાપટીપ પૈસો હોય ત્યારે થાય અને ટીલાંટપકાંની ટાપટીપ તંદુરસ્તી હોય ત્યારે થાય.

ધોતીજોટો, પુ૦ રેશમી અથવા કસબી કિનારના ધોતિયાની જોડ તે; સારા સુરેખ વણાટ અને સુંદર કોરનાં ધોતિયાં તે. [પડતો દરેરો; ધોધવો.

ધોધ, પુ૦ પ્રવાહીનો ઉંચેથી

ધોધટો, જુ૦ ધોધ.

ધોધવો, પુ૦ ધોધ; દરેરો; દદુડો.

ધોધો, અ૦ પાણીના જોરદાર ધસારાનો અવાજ. [ઝાપટવું.

ધોનારવું, ક્રિ૦ સ૦ મારવું;

ધોબણ, સ્ત્રી૦ ધોબીની સ્ત્રી; ધોબી જાતિની સ્ત્રી.

ધોબાં, ન૦ ઇટ; ઈંટાળા.

ધોબી, પુ૦ કપડાં ધોવાનો ધંધો કરનારો; ધાવક; -રજક. (૨) કપડાં ધોવાનો ધંધો કરનારા લોકનો એક વર્ગ તે. (૩) મૂર્ખ; બેવકુફ માણસ. કહે૦ ધોબીનો કુતરો નહિ ઘરનો અને

નહિ ઘાટનો=એ ઠેકાણે જીવ રાખીને કામ કરતાં એકકે સચવાય નહિ.

**ધોબીકણું**, ન૦ ધોકરણું;ધોકો.

**ધોબીગટ્ટો**, પુ૦ જે ઠેકાણે ધોબીઓ કપડા ધુએ છે તે ઘાટ–આરો.

**ધોબીઘાટ**, પુ૦ ધોબીઓને કપડાં ધોવાનો જે ઓવારો તે.

**ધોણું**, વિ૦ જેને કંઇ આવડતું નં હોય એવું; ઝટ સમજી જાય એવું નહિ તે; સાદું; ભોળું; અણકસબી; અચતુર.

**ધોબા**, પુ૦ હથેળીનો જે ખાડો તે; અંજલી. પોશ. (૨) વિ૦ મૂર્ખ; ઠોઠ.

**ધોમ**, પુ૦ સખત તડકો પડવો તે. ક્રિ૦ પ્ર૦ ધોમ ધખવો=સખત તાપ પડવો. (૨) ખૂબ ક્રોધ ચડવાથી રાતાપીળા થઇ જવું.

**ધોયલો**, પુ૦ જુ૦ ધોઇલો. ક્રિ૦ પ્ર૦ ધોયલો કાઢવો=ખૂબ ઝુડી નાખવું (મારથી–મેણાથી).

**ધોરણ**, ન૦ [ સં ] કામકાજ કરવાની નક્કી કરેલી નિયમિત રીત; પદ્ધતિ; વહીવટ; માપ. (૨) નિશ્ચય; ખાતરી. (૩) અંદાજ પરિમાણ (૪) વર્ગ.

**ધોરીડો**, પુ૦ મોટો બળદ.

**ધોરિયો**, પુ૦ ગાડાનું બે બળદ વચ્ચે રહેતું લાકડું; પુલ; ઘંધ. (૨) પાણી લઇ જવાની નીક. (૩) ધોરી; બળદ. (૪) કઠેડો.

**ધોરિંધર**, જુ૦ ધુરંધર.

**ધોરી**, વિ૦ મોટું; મુખ્ય; આગેવાન. (૨) જબરું; ભાર તાણે એવું. (૩) પુ૦ બળદ.

**ધોરો**. પુ૦અગાશીની કોરે ચણેલી થોડી ઉંચી ભીંત તે; હૈયારખી; કઠેડાની ભીંત. (૨) ઓટલાને છેડે અઢિંગીને બેસવા માટે તકિયા જેવું કરેલું ચણતર તે. (૩) જાડો ને બેફિકરો માણસ તે. ક્રિ૦ પ્ર૦ ધોરો પાડવો=વણાટમાં બે તાર સાથે નાખવા.

**ધોલ**, સ્ત્રી૦ લપડાક, તમાચો: લપાટ; ક્રિ૦ પ્ર૦ ધોલ મારવી=તમાચો; મારવો (૨) ટાણો મારવો.

**ધોવડાવવું**, ક્રિ૦ પ્ર૦ ધુએ એમ કરાવવું; મેલ નીકળી જાય એમ કરાવવું. (૨) પાવન કરાવવું.

**ધોવાણ**, ન૦ કોઇ વસ્તુ ધોઇ હોય તેનું પાણી તે. ધોવરામણ (૨) ધોવું તે.

**ધોવાણ**, ન૦ ધોવાઇ જવું તે; પાણી વહેવાથી બાંધકામનું તણાઇ જવું તે. (૨) ધોવરામણ.

**ધોવું**, ક્રિ૦ સ૦ પાણીથી સાફ કરવું; પાણી વડે મેલ કાઢવો. (૨) પવિત્ર કરવું; પંક્તિ આપવી; નાતમાં લેવું. રૂ૦પ્ર૦ હાથ ધોવા=આશા મૂકવી. પાપ ધોવું=નિંદા કરવી. ધોવાઇ જવું=સત્ત્વ જતું રહેવું. ધોઇ નાખવું=ખૂબ મારવું; રહિત કરવું. ધોઇ પીવું=અવગણના કરવી. (૨) કંઇ કામનું

નહિ રહેલું. ધોઇવાળવું=પાણી ફેરવવું; અપજશ લેવો.

ધોળ, ન૦ સ્ત્રીઓને ગાવાનું ગીત. ગીત (૨) ગીતનો એક ઢાળ. ધોળમંગળ=સારા અવસરે સ્ત્રીઓ જે ગીતો ગાય છે તે.

ધોળવું ક્રિ૦ સ૦ ભીંતને ચુનો લગાડી ધોળી કરવી (૨) ઉકાળવું; બાળવું, કરવું. [ધવલતા.

ધોળાશ સ્ત્રી૦ ધોળાપણું;

ધોળિયો, પુ૦ ધોળો બળદ.

ધોળીમુશળી, સ્ત્રી૦ એક ઔષધિ. (તે શક્તિ આપે છે.)

ધોળું, વિ૦ ઉજળું; ધવલ. (૨) સ્વચ્છ. (૩) ફીકું, નિસ્તેજ. રૂ૦ પ્ર૦ ધોળું ફગ=સાવ ધોળું. ધોળું પુણી જેવું=રૂ જેવું ધવલ તે; તદન ફીકું. ક્રિ૦ મ૦ ધોળાપર કાળું કરવું=શાહીથી ધોળા કાગળપર લખવું. ધોળામાં ધૂળ પડી=વૃદ્ધાવસ્થાને વગોવી. કહે૦ ધોળિયા ધાડ આવી, તો કહે ધણીને ઘેર=જેને ધણીપણું છે તેને ગુમાવવાનું છે, બીજાને શું?

ધોળેદહાડે, અ૦ ખુલ્લે દિવસે; જાહેરાતમાં.

ધોળેશરી, સ્ત્રી૦ રૂની અધિદેવતા; રૂની દેવી.

ધોંડો, પુ૦ પત્થર; પહાણ. (૨) ઉમરે પહોંચેલો પણ અક્કલનો બારદાન એવો માણસ. (૩) પત્થર ફોડો.

ધોંસરું, ન૦ ધુરા; ધુસરી.

ધોંસો, પુ૦ ધુંસો; કાંબળો.

ધૌત, વિ૦ [ સ. ] ધોયેલું. (૨) ઉજળું. [ધૂર્તતા.

ધૌર્ત્ય, ન૦ [સં.] ધૂર્તપણું;

ધૌતિ, સ્ત્રી૦ હઠ યોગની એક ક્રિયા. [ધરનારો.

ધ્યાતા, પુ૦ [ સં. ] ધ્યાન

ધ્યાન. ન૦ [સં.] ઉંડો વિચાર; એકચિતત્તા. (૨) મન; ચિત્ત, લક્ષ. (૩) ખંત; કાળજી. (૪) સ્મૃતિ; સ્મરણ. (૫) પસંદ પડવું તે. ક્રિ૦ મ૦ ધ્યાનમા લેવું=લક્ષપર લેવું. ધ્યાનમાં આવવું=પસંદ પડવું. ધ્યાનમાં ઉતરવું=મન ગોઠવું;સમજાવું. એકધ્યાન=એકજ બાબત ઉપર બધી ઇંદ્રિયોનું વલણ તે.

ધ્યાની, વિ૦ ઉંડો વિચાર કરનાર; ધ્યાન ધરનારો.

ધ્યાવું. ક્રિ૦ અ૦ [ સં. ધ્યૈ. ] ધ્યાન ધરવું; વિચારવું; ચિંતવું.

ધ્યેય, વિ૦ [ સં. ] ધ્યાન કરવા યોગ્ય. જેનું ધ્યાન ધરવાનું હોય તે.

ધ્રાગો. પુ૦ દોરો; દોરડો. (૨) ચિંથરૂં.

ધ્રાવું, ક્રિ૦ અ૦ આખરવું. (૨) તૃપ્ત થવું; ધરાવું; સંતોષાવું.

ધ્રાશકો, પુ૦ ઓચિંતો ત્રાસ લાગવો તે; ભયનો ધક્કો લાગવો તે; ફાળ. (૨) ચિંતા; ફિકર.

ધ્રાસ્કો, પુ૦ ધ્રાશકો.

ધ્રાંગડું, ન૦ કમાડને જડેલું જે આડું લાકડું તે.

ધ્રાગો, પુ૦ તસિયો; છાંટો.

ધ્રાંઠ, ન૦ એક જાતનું ઘાસ. (વલ્લભ સંપ્રદાયના ભક્તો આની કંઠીઓ પહેરે છે.)

ધ્રુ ન૦ ધરૂ; ડાંગેરવગેરેના નાના છોડ. (૨) ધ્રુવ

ધ્રુજવું. જુ૦ ધ્રુજવું.

ધ્રુજારો, જુ૦ ધ્રુજારો.

ધ્રુપદ, ન૦ ગાયનનો એક ઢાળ. (૨) ધ્રુવપદ.

ધ્રુવ, પુ૦ [સં.] પૃથ્વી જે છેડાઓ ઉપર પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે તે; ઉત્તર અને દક્ષિણ તરફની બે અણીઓ તે. (૨) ઉત્તર દિશા તરફ ક્ષિતિજથી સહેજ ઉંચે જે તારો દેખાય છે તે. (૩) ઉત્તાનપાદ રાજાનો વિષ્ણુભક્ત પુત્ર. (૪) જ્યોતિષમાં બારમો યોગ. (૫) વિ. અચળ; દઢ; નિશ્ચિત.

ધ્રુવપદ, ન૦ [સં.] અચળસ્થાન. (૨) ટેક; મોરો.

ધ્રુવવૃત્ત, ન૦ [સં.] પૃથ્વીના ગોળાપર વિષુવવૃત્તની ઉત્તર અને દક્ષિણ તરફ સાડી ત્રેવિશ અક્ષાંશની જે રેખાઓ તે. (૨) એ રેખાઓમાં આવેલો પ્રદેશ તે.

ધ્રુશકો,પુ૦પાક;મોટેથી રડવું તે.

ધ્રોલિયું, ન૦છારા ભરવાનું મોટું ઠાણું.

ધ્વજ, પું૦ [સં.] ધજા; પતાકા; વાવટો; નેજો. (૨) ગર્વ; અહંકાર. (૩) અગ્ર, શિખર; ટોચ. (૪) સૌથી સારું એવું જે તે; ધ્વજ.:–ધજમાલ

ધ્વનિ, પુ૦ [સં.] સ્પષ્ટ સમજાય નહિ એવો શબ્દ–સ્વર; નાદ. (૨) દૂર અવાજ થતો હોય તેનો ગણગણાટ તે. (૩) હેતુ; આશય. (૪) રસસૂચક જે વાક્યાર્થ તે; વ્યંગવાળું કાવ્ય તે.

ધ્વનિત, વિ૦ [સં.] શબ્દિત; સ્વરિત, ગર્જિત; નાદિત.

ધ્વંસ, પુ૦ [સં.] નાશ; પાયમાલી; ભ્રંશ.

ધ્વાંક્ષ, પુ૦ [સં.] કાગડો; વાયસ.

ધ્વાંત, ન૦ [સં.] અંધારું; અંધકાર.

# ન

## ન.

ન, [સં] ગુજરાતી ભાષાનો વિ-શમો વ્યંજન નનો.(૨) અભાવદર્શક એકલો અથવા બીજા શબ્દ સાથે જોડાઈને વપરાય છે. કહે૦ ન આવડે ભીખ તો વૈદું શીખ ન કરે નારાયણ ને ગઠવી ઘોડે ચઢે. ન જાણે જેથી તે જાણે રામી. ન દીઠાનું દીઠું ને માર મહુડાં ને મીઠું. ન મળે નારી તો સદાય બ્રહ્મચારી. નમામા કરતાં કાણો મામો સારો. ન બોલ્યામાં નવગુણ. ન મળ્યાનાં વેવલાં.

નઈ, સ્ત્રી૦ દુધી.

નઈકે, અ૦ પાસે; નજીક. (૨) પાછે; માટે.

નઈડો, પુ૦ ભીલ લોકની એક જાતિમાંનો પુરુષ.

નઈસું, ન૦ ટેરવા ને નખ આગળની ચામડીનો ભાગ; નૈસું.

નકટું, વિ૦ નાક વગરનું, શરમ વગરનું; નિર્લજ્જ. કહે૦ નકટાની નાત =નાક કપાયલા માણસોનું ટોળું; નારાયણી ટોળું. નકટીનું નાકે કાપે નહિ એવું=બુઠ્ઠું; ધાર વગરનું.

નકતો, પુ૦ હસવું આવે ને નવાઇ લાગે એવી વાત; ટોળ; નુકતો; બુટ્ટો. (૨) તમાસો.

નકરામણ, ન૦ હુંડી વગેરે ન સ્વીકારતાં જે નુકસાની આપવી પડે તે; નકારવાનો બદલો.

નકરું, વિ૦ કર વગરનું:-નકરી જમીન. (૨) જેની ઉપર ઋણ હોય નહિ એવું; લક્ષ વગરનું; નર્યું. (૩) અ૦ કેવળ; માત્ર; સાવ રૂ. પ્ર. નકરો ને બકરો=જેને લાગતું વળગતું ન હોય તેવો દાંડ માણસ.

નકલ, સ્ત્રી૦ [અ.] આબેહુબ ઉ-તારો તે; અનુકરણ. (૨) જેમ હોય તેમ કરી દેખાડવું તે; ચાળા. (૩) મશ્કરી; મજાક; ચેષ્ટા ક્રિ૦ પ્ર૦ નકલ કરવી=અસલની પ્રમાણે બીજું કરવું. નકલમાં અકકલ શી=અનુકરણ કરવામાં બુદ્ધિની શી જરૂર ?

નકલખોર, વિ૦ નકલ કરનારો; ચાળા પાડનાર; વેષ ભજવનાર.

નકલંક, [સં.] કલંક રહિત; લાંછન વગરનું; શુદ્ધ; સચ્ચરિત.

નકલી, વિ૦ નકલરૂપ; હલકું; તકલદી; બનાવટી; અસલપરથી ઉતારેલું; સમ બનાવટનું તે (૨) નકલ કરનાર; વેષ કાઢી બતાવવામાં ચતુર; મશ્કરો. (૩) કસબી; કારીગર.

નકવેસર, સ્ત્રી૦ નાકે પહેરવાનું ઘરેણું; વાળી, કાંટો; નથ.

નકશી, સ્ત્રી૦ કોતરીને પાડેલી જે ભાત-તરેહ તે; કોતરણી મુદ્રણ. (૨) ઝીણી કોતરણીનું ખોદકામ તે.

નકશીગર, પુ૦નકશી કોતરનારો.

**નકશીદાર,** વિ૦ નકશીવાળું.

**નકશો,** પુ૦ માપસર ચિતાર પાડેલો હોય તે; ચીતરેલો દેખાવ. (૨) છબી; તસબીર; છાયા સ્વરૂપ. (૩) અસલની તેના જેવી જ નકલ તે. (૪) ચિત્તાકર્ષક સુંદર દેખાવ; ભભકો. [સાખ.

**નકસ,** સ્ત્રી૦ નોક; ટેક; આબરૂ;

**નકામું,** વિ૦ કામનું નહિ તે; વ્યર્થ; નકામ. (૨) નિર્જીવ; ફળ કે લાભ વગરનું. (૩) નિરુદ્યમી; નવરૂં. (૪) મિથ્યા; અમસ્તું.

**નકાર,** પુ૦નન્નો. (૨) નિષેધ; ના કહેવી તે; ના; નકારો. ક્રિ૦ પ્ર૦ નકાર વાસવો=ના કહેવી.

**નકારવું,** ક્રિ૦ સ૦ ના પાડવી; નહિ કરું એમ કહેવું.

**નકારૂં,** વિ૦ ખરાબ; નઠારૂં; નરસું; દુષ્ટ. (૨) મમતી; ઉછાંછળું.

**નકારો,** પુ૦ નકરો.

**નકાસ,** પુ૦ કસાઇવાડો. (૨) ફાંસી દેવાની જગા.

**નકાળજું,** વિ૦ કાળજા વગરનું; નિર્ભય. (૨) સાહસિક; હિંમતવાન.

**નકીબ,** પુ૦ [ अ ] ઓચ્ચો પોકારનારો ચોપદાર.

**નકીર.** સ્ત્રી૦ લીટી. [નાની કડી.

**નકુચી,** સ્ત્રી૦ સાકળ ભેરવવાની

**નકુચો,** પુ૦ જેમાં સાંકળ ભરવવામાં આવે છે તે અંકોડો; કડી; આંકડો. (૨) કાટો.

**નકુલ,** પુ૦ [ सं ] નોળવો. (૨) પાંડવોમાંનો એક ભાઇ; માદ્રીનો પુત્ર.

**નકો,** પુ૦ હરાયા ઢોરને મોઢે બાંધવાની જાળી; મહોરી ક્રિ૦ પ્ર૦ નકો દામવો=ઢોરને દામણી બાંધવી. (૨) નિકા; લગ્ન.

**નક્કર,** વિ૦સંગીન; જેની અંદર પોલાણ ન હોય તે. (૨) જડ; ઘન; વજનદાર. (૩) કઠણ. (૪) એકજ તરેહનું; નકકુર.

**નક્કી,** વિ૦ ખાતરી કરેલી હોય એવું; ખરું; જરૂર; ખચીત; ખરેખર. ક્રિ૦ પ્ર૦ નક્કી કરવું=ફરે નહિ એમ સિદ્ધ કરવું.

**નક્કુર,** વિ૦ નક્કર; સંગીન.

**નક્કોરડું,** વિ૦ કંઇ પણ ખાધું ન હોય એવું. (૨) નહિ વાપરેલું; તાજું; નવું.

**નક્ર,** પુ૦ [ सं ] મગર.

**નક્ષત્ર,** ન૦ [ सं ] તારાઓનું એક ઝુમખું તે. (૨) તારો; તારક. (૩) સત્તાવિશની સંજ્ઞા. (અશ્વિની, ભરણી, રોહિણી વગેરે નક્ષત્રો છે )

**નક્ષત્રનાથ,** પુ૦ [ सं ] ચંદ્રમા.

**નક્ષત્રી,** વિ૦ ક્ષત્રિય ન હોય તેવી.

**નખ,** પુ૦[ सं ] હાથ પગની આંગળીઓના છેડા ઉપરનું તીણું ને વાંકું જે હાડકું તે. ક્રિ૦ પ્ર૦ નખ ઉતરાવવા=નખને કપાવીને ટુંકા કરાવવા. નખ લેવા=વધેલા નખ કાપી નાખવા.

(૨) વિશની સંખ્યા બતાવવાની સંજ્ઞા. વિશનખી=સ્રી. ૨૦ પ્ર૦ નખ પુંખવો= પેસવું; બળ ચાલવું. ન્યિર થવું. નખ જેટલું=નાનું. નખમાએ રોગ નથી= ખરેખર તદુરસ્ત છે. કહે૦ આગળીથી નખ વેગળા તે વેગળા.

**નખતેલ** [ अ नफ्त ] વનસ્પતિમાંથી તેમજ જમીનમાંથી મળતું જવાળાગ્રાહી એક તેલ તે.ટરપેનટાઇન; રોકઓઇલ.

**નખરાં**, [ अ. नखरा ] હાસ્ય આણે ને મોહ ઉત્પન્ન કરે એવા ચેનચાળા તે. આકર્ષક હાવભાવ; અંગ મરોડ; લટકા. શૃંગારચેષ્ટા; ચાળા

**નખરાંબાજ**, વિ૦ લટકાળ; લહેકાળી; હાવભાવવાળી. (સ્ત્રી)

**નખલાકોર**, સ્રી૦ઝીણી નખીયા ભાતની કિનારી.

**નખલી**, સ્રી૦ નખના આકારનું સ્રીઓનું કાનનું ઘરેણું

**નખલો**, પુ૦નખલા જેવા ઘાટનો ચાંસલો; નખના ઘાટનું સ્રીઓનું કાનનું ઘરેણું તે.(૨) ચેરો; સુરત.(૩)નખિયા ભાત ખોદવાનું સુતારનું ટાકણું. (૪) રેશમની પાતળી પણ વળ દીધેલી દોરી (૫) નખનો ઘા.

**નખશિખ**, અ૦ [ स ] નખથી તે માથા ઉપરની શિખા લગી.

**નખાગ્ર**, પુ૦ [ सं ] નખનો આગલો ભાગ તે; નખની અણી.

**નખાલસ**, વિ૦ નિખાલસ; નિષ્કપટી; ખુલ્લા મનનું; ભોળું.

**નખિયાં**, ન૦ નખથી પડેલા આકા (૨) નખ વડે કાઢીને જોયેલી શાક કરવાની પાપડી. ક્રિ૦ પ્ર૦ નખિયાં ભરવા=નખ મારવા.

**નખી**, વિ. [ सं. ] નખવાળું (પ્રાણી), જેને મોટા નખ હોય એવું. (૨) ના૦ નાના બાળકને ગળે પહેરાવવાનો સોને મઢેલો નખ

**નખેતર**, ન૦ નક્ષત્ર. (૨) વિ૦ અશુભ, હીણું; નખોદ

**નખેદ**, વિ૦ [ सं. निषिद्ध. ] નિષિદ્ધ; અશુભ; હીણું; નઠારું.

**નખોદ**, ન૦ વંશમાં કોઇ ન રહેવું તે; મૂળથી ખોદાઇ જવું તે; સત્યાનાશ. ક્રિ૦ પ્ર૦ નખોદ ઘાલવુ=પાયમાલ કરવું. નખોદ જવું=વંશમાં કોઇ ન રહેવું. નખોદવાળવું=બુરૂં કરવું. કહે૦ નવરો બેઠો નખોદ વાળે=નિરુદ્યમી માણસ પાયમાલી કરે.

**નખોદપાટી**, સ્રી૦ ઉજડ પાટી.

**નખોદિયું**, વિ૦ જેનું નખોદ ગયું હોય તે. (૨) નખોદિયાનું; જેનો વંશવેલો રહેલો હોય નહિ એવાનું (ધન-માલ વગેરે તે). (૩) ન૦ જેનું નખોદ ગયેલું હોય તેની માલ મિલકત વગેરે તે.

**નખોદિયો**, પુ. વાંઝિયો; જેને વારસમાં પુત્ર પુત્રી કોઇ ન હોય એવા તે.

**નખોરિયું**, ન૦ નખનો ઉઝરડો (૨) નખ મારવો તે; ચાંદરું ; અડપલું.

નખોરિયુ કરવુ=ઝડપવુ કરવુ (૨) નખનો ક્ષત પાડવો

**નગ**, [સ] પર્વત પહાડ નગ દુહિતા=પાર્વતી

**નગણુ** વિ૦ ગુણ નહિ જાણે એવુ, અવગણિયુ, નગુણુ

**નગદ** વિ૦ [સ नकद] સગીન નહિ પોલુ જડ નક્કુર (૨) રોકડ મૂલ્યવાન કિમતી (૩) વજનવાળુ ભરેલુ

**નગદી**, સ્ત્રી૦ નગદનાણુ તે કિમતી અવે / તે

**નગર** ન૦ [સ] પુર શહેર

**નગરચર્ચા**, સ્ત્રી૦ ગામગપાટા શહેરના લોકોમા ચાલતી વાત

**નગરચો**, પુ૦ છોકરાની એક રમત

**નગરપડો**, પ૦ નગરના તમામ લોકને દાડી પિટાવી અમુક વાત જાહેર કરવી તે

**નગરશેઠ**, પુ૦ નગરમા સૌથી મોટા જે શેઠિયો તે મહાજનનો મુખ્ય આગેવાન

**નગરી** સ્ત્રી૦ [સ] નગર, પુરી શહેર

**નગરૂ**, વિ૦ ગુર વગરનુ કોઇને પણ ગાઠે નહિ એવુ નધરોળ બેશરમ નિરકુશ

**નગાધિપ**, પુ [સ.] મોટા પર્વત (૨) હિમાલય

**નગારખાનુ**, ન૦ નગારા વગાડનારાઓને બેસવાની જગા (૨) જુદી જુદી જાતના વગાડવાના વાજાં તે (૩) ટકોરખાનુ કહે૦ નગરખાનામા તૂતીનો અવાજ કોણ સાભળે છે?= જ્યા મોટા સમારભ ચાલી રહ્યો હોય ત્યા નાની વસ્તુ વગેરેનો શો હિસાબ?

**નગારચી**, પુ૦નગારા વગાડનારો

**નગારૂ**, ન૦ [अ नक्कारह] પીટવાથી વાગે એવુ વાદ્ય પટહ લાકડા માટી કે ધાતુનો નગ જેવો મોઢે ચામડુ મઢીને બનાવેલો એક આકારતે (૨) ડમરો (૩) મોટુ જાડુ ને માસથી ભરેલુ અગ તે

**નગીનો**, પુ૦ [फा नगीना] જડાવ દાગીના (૨) રત્ન હીરો મણિ (૩) દેખાવડો ચતુર ને હોશિયાર એવો જે તે [એવુ કૃતઘ્ન

**નગુણુ**, વિ૦ ગુણ જાણે નહિ

**નગોડ**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ ઔષધિ નિર્ગુડી

**નગ્ન**, વિ૦ [સ] નાગુ (૨) ઉઘાડુ ખુલ્લુ (૩) નિર્લજ્જ બેશરમ (૪) લુચ્ચુ

**નઘરોળ**, વિ૦ જેને ચિતા કે કાળજી ન હોય એવુ માનાપમાનની અસર વગરનુ બેફિકર જડભરત નઠોર

**નચવવુ**, જુઓ૦ નચાવવુ

**નચાવવુ**, ક્રિ૦ સ૦ નાચ કરાવવો નચવવુ (૨) રમાડવુ, ખિલાવવુ, લડાવવુ, હુલાવવુ (૩) ક૦

ઉછાળવું. (૪) જેમ કરવાનું કહે તેમ કર્યા કરવું.

**નચિંત**, વિ૦ [ સં ] ચિંતા રહિત; બેફિકર. (૨) અ૦ ચિંતા ન હોય તેમ　　　[સ્વાસ્થ્ય.

**નચિંતતા**, સ્ત્રી૦ નચિંતપણું;

**નચિંતપણું**, ન૦ નચિંતતા

**નખુડી**, સ્ત્રી૦ નાનો નકુચો.

**નખુડો**, પુ૦ નકુચો.　　　[ભિન્ન.

**નછરૂં**, વિ૦ જુદું; અળગું;

**નછોરવું**, વિ૦ જેને છોકરું ન હોય તેવું. (૨) નાદાન.

**નજદીક**, અ૦ [ फा. ] પાસે; પડોસમાં; કને; નજીક.

**નજર**, સ્ત્રી૦ [अ.] દૃષ્ટિ; જોવું: તે. (૨) ધ્યાન; લક્ષ. (૩) મહેરબાની: કૃપા. (૪) ભેટ; બક્ષીસ. (૫) માણસને થતી નઠારી અસર તે:—( આ અસર મટાડવાને નજર ઉતારવી, બાંધવી ને બાળવી એમ કહેવાય છે. ) (૬) ઇચ્છા, ભાવ; મન, બુદ્ધિ. ક્રિ૦ પ્ર૦ નજર કરવી=સામુ જોવું; મહેરબાની કરવી. નજર ખેંચવી=ધ્યાન ખેંચવું. નજર બેસવી=નજરની માઠી અસર થવી. (૨) ધ્યાનમાં આવવું નજર ઉતારી નાખવી=મહેરબાની ઓછી કરવી. નજર ઘાલવી=દાનત બગાડવી. નજર પહોંચવી=બુદ્ધિ પહોંચવી નજરમાં ઘાલવું=ધ્યાનમાં રાખવુ. નજર ચોરવી=એક નજર ન થવા દેવી. નજરે ચઢવું=દેખા દેવી. નજર તળે રાખવું=દેખરેખમાં રાખવું. રૂ૦ પ્ર૦ કરડી નજર=ઇતરાજી. મીઠી નજર=દયા; પ્રેમ ભાવ. ટુંકી નજર=અનુદાર દૃષ્ટિ, પરિણામનો વિચાર ન આવે એવો સ્વભાવ તે. નજરે નજર મળવી=આંખ મળવી. નજરનો ખેલ=ચમત્કારિક બાબત.

**નજરકેદ**, સ્ત્રી૦ [ अ. ] આંખ તળેથી બહાર ન જાય તેમ રોકી રાખવું તે; અમુક હદની બહાર જવાય નહિ એવો જે પ્રતિબંધ તે.

**નજરચૂક**, સ્ત્રી૦ દૃષ્ટિદોષ; બરોબર ધ્યાન નહિ હોવાથી થયેલી ભૂલ તે.

**નજરચોર**, પુ૦ નજર ચોરનાર; સરત ચુકવી કાર્ય કરી લેનાર.

**નજરબંધી**, સ્ત્રી૦ જોનાર જોઇ શકે નહિ એમ કૌતુક કરી દેખાડવું તે; જોનારથી સમજાય નહિ એમ કરવું તે; લોકની આંખને ભુલાવામાં નાખવી તે.　　　[ બગીચો

**નજરબાગ**, આંગણા આગળનો

**નજરબાજ**, વિ૦ આસપાસ નજર રાખનાર; સાવધાન. (૨) તર્કશક્તિવાળું; ઝટ સમજી જાય તેવું. (૩) દીર્ઘદૃષ્ટિ.

**નજરાણું**, ન૦ મુલાકાત કરતાં ધરવાની ભેટ. (૨) ભેટની ચીજ તે.

**નજરાનજર**, ક્રિ૦ નજરોનજર.

**નજરિયું**, ન૦ નજર ન લાગે તે માટે બાળકને ગળે પહેરાવવાનું હાલરૂં. (૨) નજર ન લાગે તે માટે બાળક કે

વરને ગાલે જે કાળું ટપકું કરવામાં આવે છે તે.

**નજરેનજર,** અ૦ આંખે આંખ; નજર સામે; જાહેર-પ્રત્યક્ષ જોયું હોય એમ

**નજલો,** પુ૦ મસ્તકમાંથી નીચે ઉતરતો રસવિકાર; ગરમીથી થતો એક રોગ ક્રિ૦ પ્ર૦ નજલો ઉતરવો=માથામાંથી રસવિકાર નીચે આવવો.

**નજીક,** અ૦ પાસે; કને; નજદીક; નહિ દૂર.

**નજીવું,** વિ૦ જીવ વગરનું: માલ વગરનું; સાર રહિત; નકામું. (૨) સામાન્ય; સાધારણ; સહેજ.

**નજીસ,** વિ. [ અ. ] નીચ; હલકું; દુષ્ટ; હીણું. (૨) ખરાબ; ગલીચ; ગંદું; મેલું.  [ જોશ; રમલ.

**નજુમ,** પુ૦ [ અ ] જ્યોતિષ;

**નજુમી,** વિ૦ ભવિષ્ય જોનાર; જોશી; જ્યોતિષી.

**નટ,** પુ૦ [ સં. ] ખેલ કરનારો: વેષ ભજવનારો; નાચી કુદીને ગમત કરનારો. (૨) દોર પર નાચ કરનારો: બજાણિયો. (૩) એ નામનો એક રાગ.

**નટખટ,** વિ૦ કોઇથી ગાંજ્યું જાય નહિ એવું; સાવધાન: બધી બાજુએ ધ્યાન રાખીને કામ કરે એવું ચતુર તે.

**નટડી,** સ્ત્રી૦ નાચ કરનારી: નટની સ્ત્રી; નટી. (૨) બજાણિયણ. (૩) ખૂબ નખરાંમાં રહે એવી સ્ત્રી.

**નટનાગર,** પુ૦ સુંદર પોષાકથી સફાઇદાર છટામાં રહેનારો છેલ પુરુષ તે-શ્રી કૃષ્ણ.  [ મિશ્રરાગ.

**નટનારાયણ,** પુ૦ [ સં. ] એક

**નટવર,** પુ૦ [ સં. ] -નટોમાં ઉત્તમ એવો જે તે; છેલ; ફક્કડમાં ફક્કડ એવો તે; છેલ બટાઉ. (૨) શ્રી કૃષ્ણ.

**નટવાઈ,** સ્ત્રી૦ નાચણવેડા; ભવાઇ; નટવેડા. (૨) આકાશ ચઢીની રમત.  [ જે વિદ્યા તે.

**નટવિદ્યા,** સ્ત્રી૦ [ સં ] નટની

**નટવું,** ક્રિ૦ અ૦ નાચવું; નૃત્ય કરવું; ખેલવું.

**નટવો,** પુ૦ નટ.

**નટી,** સ્ત્રી૦ [ સં. ] નટની સ્ત્રી; સૂત્રધારની સ્ત્રી; મુખ્ય ખેલાડીની નૃત્યાદિકમાં કુશળ સ્ત્રી તે.

**નટેશ્વર,** [ સં. ] મોટો નટ તે. (૨) મહાદેવ શિવ; શંકર.

**નઠારું,** વિ૦ [ સ. નષ્ટ ] ખરાબ; નરસું. (૨) અપશબ્દ; ગાળ જેવું. અસભ્ય.

**નઠોર,** વિ૦ જેને શિખામણ ન લાગે એવું; નફટ, નિર્લજ્જ; ધૃષ્ટ

**નડ,** સ્ત્રી૦ દરકત; અટકાવ; અવરોધ: અંતરાય; આડખીલી.

**નડતર,** ન૦ અડચણ; અંતરાય; અવરોધ.

**નડવું,** ક્રિ૦ સ૦ વચમાં આવી દરકત કરવી; અટકાવવું. (૨) વિઘ્ન

કરવું. (૩) પીડા કરવી; સતાવવું; દુઃખ દેવું; વિતાડવું.

નડાવ, પુ૦ હરકત, નડ, અટકાવ.

નણદલ, સ્ત્રી૦ નણંદ; નણદી.

નણદી, સ્ત્રી૦ વરની બ્હેન; નણંદ

નણદોઇ, પુ૦ નણંદનો વર,

નણંદ, સ્ત્રી૦ [ સં. નનાન્દ ] વરની બ્હેન

નતવાળિયો, પુ૦ મુવાની પછવાડે વરસ સુધી દરરોજ જે બ્રાહ્મણ જમાડ્યા કરવો તે. [ (૨) નિકાલ.

નતીજો, પુ૦ અંત, પરિણામ.

નથ, સ્ત્રી૦ નાકનું ઘરેણું, ચેસર; વાળી.

નથડી, સ્ત્રી૦ નથની વાળી; નકવેસર. (૨) વીંટલી.

નથન, ન૦ નાથ ઘાલવી તે; નાથવું તે, કબજે રાખવું તે; અંકુશ.

નથની, સ્ત્રી૦ નથ, વાળી, નકવેસર.

નથાવું, ક્રિ૦ અ૦ નાથવાળું થવું, અંકુશમાં આવવું.

નથી, ક્રિ૦ અ૦ [ સં. નાસ્તિ ] છે નહિ. [ નદી

નદ, પુ૦ [ સં. ] મોટી ને ભારે

નદારત, (નદારદ), અ૦ પાસે નથી; કંઇજ છે નહિ એવા અર્થે વપરાય છે.

નદાવા, અ૦ હવે પછી કોઇ રીતે હક કરીને મગાય નહિ એવા અર્થમાં વપરાય છે.

નદી, સ્ત્રી૦ [ સં. ] પાણીનો જે પ્રવાહ પર્વત વગેરેમાંથી નીકળી જમીન ઉપર વહી સમુદ્ર અથવા સરોવરને જઇ મળે છે તે; સરિતા. રૂ૦ પ્ર૦ નદી નાવ સંજોગ=નદીને નાવના સમાગમ જેવું. (૨) કોઇ પણ બીજાનો જે રેલો ચાલે તે.

નદીનાળું, ન૦ નાની નદી વગેરે.

નધણીઆતું, વિ૦ ધણી વગરનું; નવારસું.

નનામી, સ્ત્રી૦ ઠાઠડી; શબને ઉપાડી જવાની વાંસની ખાટલી. ક્રિ૦ પ્ર૦ નનામી બાધવી=ઠાઠડી બાધવી.

નનામું, વિ૦ નામ વગરનું. (૨) સહી વગરનું. (૩) નામ વગરનું હોય તેવું અથવા જેનું નામ દેવાય નહિ એવું.

નનૈયો, પુ૦ નકાર; ના, હિના.

નન્નો, પુ૦ [ સં. ] નકાર; ન એવો અક્ષર અને ઉચ્ચાર તે. કહે૦ એક નન્નો સો દુઃખ હણે.

નપગું, વિ૦ પગ વગરનું; મૂળ ન હોય એવું; ઉટાંગ; ખોટું અસત્ય. (૨) લંગડું.

નપાટ, વિ૦ નઠારું; હલકું.

નપાણિયું, વિ૦ પાણી વગરનું; પાણી મળી શકતું ન હોય એવું. (૨) પાણી પાયા વગર ઉછરેલું એવું.

નપુંસક, વિ૦ [ સં. ] પુરુષ ચિહ્‌ન રહિત; જેનામાં વંશવૃદ્ધિ કરવાની શક્તિ ન હોય એવો (પુરુષ).

નામર્દ; કાયર; શૌર્ય વગરનો; પુરુષત્વ રહિત. (૨) હીજડો; ખોજો. (૩) સ્ત્રી કે પુરુષ બંન્નેમાંથી એકેકમાં ન હોય એવું; નાન્યતર જાતિનું.

નપ્તા, પુ૰ [ સં. ] પુત્રનો પુત્ર; પૌત્ર.

નફકરૂં, વિ૰ ફિકર વગરનું; દરકાર વગરનું.

નફટ, વિ૰ બેશરમ; બેઅદબ; નિર્લજ્જ.

નફટાઇ, સ્રી૰ બેશરમપણું; નિર્લજ્જતા.

નફર, પુ૰ [ અ ] ચાકર; ગુલામ.

નફસ, [ અ. ] જીવ; આત્મા; અસ્તિત્વ; હકીકત.

નફેરાન, પુ૰ [ અ ] ચાકર, ગુલામ.

નફેરી, સ્રી૰ એક જાતનું વાદ્ય.

નફો, પુ૰ [ અ ] કમાણી; લાભ; અગતર, ફાયદો.

નબદલું, ક્રિ૰ નહિ ગોઠવું; જાહિર પત કરવું.

નબદું, વિ૰ કોઇને ગાંઠે નહિ એવું; ઉચ્છૃંખળ, બેપરવાઇ, ન સમજે એવું.

નબળાઇ, સ્રી૰ નિર્બળતા; નબળી હાલત; અસામર્થ્ય.

નબળું, વિ૰ નિર્બળ; અશક્ત (૨) નઠારૂં; દુષ્ટ. (૩) અધીર; નામર્દ; નરમ.

નબંધીનાત, સ્રી૰ કાયદા વગરની નાત તે.

નબંધીવેલ, ન૰ કબજામાં ન રહે એવી ટોળી.

નબાપું, વિ૰ બાપ વગરનું; અનાથ.

નબાબ, જુઓ નવાબ.

નબીરો, ( फा ) પૌત્ર; પૌત્રી; દૌહિત્ર; દૌહિત્રી.

નભ, ન૰ [ સં ] આકાશ.

નભરસું, વિ૰ નઠારૂં; ખરાબ. (૨) બેસ્વાદ; (૩) બેડોળ; વરવું.

નભવું, ક્રિ૰ અ૰ ટકવું. ચાલવું; નીભવું; જારી રહેવું.

નભાવ, પુ૰ નિભાવ; ગુજારો; ટકાવ.

નભાવવું, ક્રિ૰ સ૰ નિભાવવું; ચલાવવું; ગુજરો કરી લેવો.

નમણ, ન૰ [ સં-नमन ] નમવું તે; (૨) દેવ પૂજાનું પવિત્ર જળ વગેરે તે.

નમણું, વિ૰ નમેલું; નત; નીચું વળેલું હોય એવું; ઢળતું. (૨) વાંકું; આડું. (૩) નમીપડવું તે

નમતું, વિ૰ નીચે ઢળતું રહેલું હોય તેવું. (૨) નમન કરતું; વિવેકી; સભ્ય; શીલવાળું; ઢીલું; નરમ,

નમન, ન૰ [ સં ] નમવું તે; નમસ્કાર. (૨) ગ્રંથને આરંભે ઇશ્વર સ્તુતિ કરવી તે.

નમનતા, સ્રી૰ નમ્રતા; નરમાશ (૨) ગરીબાઇ; સાલસાઇ.

નમનતાઇ, સ્રી૰ નમ્રતા.

નમર્દાઇ, સ્રી૰ નપુંસકતા; હીચકારાપણું.

નમવું, ક્રિ૰ અ૰ [ સં. नम् ] નીચા વળવું. (૨) વંદન કરવું; પગે લાગવું. (૩) તાબે થવું; શરણે થવું; નીચું પડવું. (૪) ઢલું થવું,

**નમસ્કાર**, પું૦ [ सं. ] બે હાથ જોડી માથું નમાવી વંદવું તે. કહે૦ પડયા તો કહે નમસ્કાર=પોતાનો દોષ છુપાવવા આમ કહેવાય છે.

**નમાજ**, સ્ત્રી૦ [ फा. नमाज् ] ખુદાની બંદગી. ક્રિ૦ પ્ર૦ નમાજ પડવી=બંદગી કરવી.

**નમાજી**, વિ૦ બંદગી કર્યા કરનાર; ઇશ્વરભક્ત. [ અનાથ.

**નમાબાપું**, વિ૦ માબાપ વગરનું;

**નમાયું**, વિ૦ મા વગરનું.

**નમાર**, પુ૦ એની મેળે ઉગેલી ડાંગરના ચોખા; નીવાર; સામો.

**નમારમુંડું**, વિ૦ જેને વ્યવહારની ચિંતા રહેલી ન હોય તેવું; એકલવાયું; વંશમાં કોઇ ન હોય એવું. (૨) નિરંકુશ; સ્વચ્છંદી [ સત્ત્વહીન.

**નમાલું**, વિ૦ માલ વગરનું;

**નમાવવું**, ક્રિ૦ સ૦ નીચું કરવું; જમીન તરફ વાળવું; નીચી સ્થિતિમાં લાવવું-કરવું (૨) તાબે કરવું; હલકું પાડવું; હંફાવવું; ઉતારી નાખવું.

**નમુનાદાર**, વિ૦ નમુના રૂપ હોય તેવું; અનુકરણી. (૨) સુંદર; સુશોભિત; ઉત્તમ.

**નમૂછિયું**, વિ૦ જેને મૂંછો આવી જ ન હોય તેવું. (૨) જેને લાજ નહિ એવું; બેશરમ.

**નમુનો**, પુ૦ [ फा. नमुन ] આદર્શ; અનુકરણીય વસ્તુ; મારાલો; વાનગી; તરેહ. (૨) જેના ઉપરથી આખા સમૂહનું સ્વરૂપ સમજાય, એવું એક દર્શક તે.

**નમેરૂ**, વિ૦ મેર વગરનું; દયા રહિત; નિર્દય; ક્રૂર.

**નમોનમઃ**, અ૦ ફરીફરીને નમસ્કાર કરતાં ઉચ્ચારવાનો ઉદ્ગાર

**નમ્યું**, ન૦ નમતું એવું તે; નમી પડવું તે.

**નમ્ર**, વિ૦ [ सं ] નીચું વળેલું; જમીન તરફ ઢળતું. (૨) ઢીલું; પોચું; નરમ. (૩) ગરીબ; રાંક; સાલસ. (૪) તાબેદાર; હુકમસર; આજ્ઞાંકિત.

**નમ્રતા**, સ્ત્રી૦ [ सं ] નરમપણું. (૨) સાલસાઇ; વિવેક. (૩) તાબેદારી; અજ્ઞાંકિતપણું; અધીનતા.

**નમ્રપણું**, ન૦ નરમાશ; નમ્રતા.

**નય**, પુ૦ [ सं ] ન્યાય નીતિ.

**નયન**, ન૦ [ सं ] આંખ; નેત્ર

**નર**, પુ૦ [ सं ] પુરૂષ; મરદ; ભાયડો; પુરુષ વાચક પ્રાણી ને જીવજંતુ વગેરે તે. (૨) બરડવામાંનું તે બરડવું કે જેમાં ખીલો હોય તે. (૩) શૂરવીર માણસ; પાણીવાળો. કહે૦ નર એક ને હજાર હુન્નર. નરોવા કુંજરોવા.

**નરક**, ન૦ [ सं ] પ્રાણીને તેના મરણ પછી શિક્ષા ભોગવવાને રહેવાનું સ્થાન; પાપ સ્થાન. (૨) મળ; વિષ્ટા; દુર્ગંધવાળો પદાર્થ. (૩) દુઃખ પડે એવું અત્યંત ખરાબ સ્થળ. ક્રિ૦ પ્ર૦ નરકમાં જવું=મુઆ. પછી ખરાબ સ્થાને જવું; નરકમાં પડવું=ખરાબ

સ્થાનમાં પેડવું. નરકનો ટોપલો=અપજશનો ભાલે.

**નરગોટો**, પું૦ હરડિયો.

**નરઘાં**, નં૦ ઢોલ જેવું ચામડું મઢેલું એક જોડીવાદ્ય. (નરઘામાં જેનો અવાજ ઝીણો તે માદા નરઘું, ને જેનો અવાજ મોટો તે નર નરઘું છે.)

**નરંજેખો**, પુ૦ નંજખો.

**નરણું**, વિ૦ સવારનું કંઈ ખાધું પીધું હોય નહિ એવું; અભુક્ત, નયણું. (૨) ઋણ રહિત; અઋણી.

**નરતું**, વિ૦ નઠારું, ખોટું; ખરાબ.

**નરદમ**, અ૦ તદ્દન નર્યું; સાવ; બિલકુલ, તમામ. (૨) વિ૦ એકજ જાતનું; શુદ્ધ, ચોખ્ખું નર્યું એકલું.

**નરનાથ**, પુ૦ [ સં ] માણસોનો નાથ તે; રાજા (૨) પરમેશ્વર.

**નરનારાયણ**, પુ૦ [ સં ] નર અને નારાયણ તે, અર્જુન (નર) અને કૃષ્ણ (નારાયણ) તે.

**નરપતિ**, પુ૦ ( સં ) રાજા.

**નરપલું**, વિ૦ નરમ, પાતળું; દુબળું. (૨) અટકચાળું.

**નરસે**, અ૦ [ નિર્ણય ] નિશ્ચિત હોય તેમ

**નરસેઈ**, પુ૦ ગુજરાતનો એક કવિ.

**નરમ**, વિ૦ સુંવાળું; મુલાયમ. (૨) ધીરું; સાલસ, રાંક. (૩) સહેજ વાતમાં ગભરાઈ જાય એવું; (૫) નહિ ગાઢું; પાતળું (૬) ઓછું, કમ, (૭) ઢીલું ગંડારું જેવું; પ્રવાહી. ક્રિ૦ પ્ર૦ નરમ કરવું—નરમ પાડવું=ઠંડું પાડવું.

**નરમાઈ**, સ્ત્રી૦ નમ્રતા.

**નરમાદા**, નં૦ નર અને નારી તે; પુરુષ અને સ્ત્રી. (૨) બારવાંમાંનાં બે જાતનાં બારડવાં કે જેમાં એક ખીલા-વાળું હોય અને બીજું ખીલાને ધારણ કરનાર છિદ્રવાળું હોય છે તેની જોડી.

**નરમાશ**, સ્ત્રી૦ નમ્રતા; સાલસાઈ. (૨) સુંવાળાપણું; કુમાશ.

**નરમેધ**, પુ૦ [ સં ] તે યજ્ઞ કે જેમાં માણસનો બલિ હોય; પુરુષમેધ.

**નરમો**, પુ૦ એક જાતનો કપાસ.

**નરવર**, પુ૦ [ સં ] પુરુષમાં શ્રેષ્ઠ તે રાજા

**નરવું**, વિ૦ [ સં નરુજ ] રોગ વગરનું; આરોગ્ય, સાજું તાજું. (૨) વગર ભેળનું, ચોકખું. શુદ્ધ.

**નરવો**, પુ૦ છડેછાટ, નીરોગી. (૨) જેની ઉપર મહેસૂલ કાયમનું હોય તે

**નરસ**, વિ૦ નકારું, ખરાબ, નરસું.

**નરસાઈ**, સ્ત્રી. નઠારાપણું.

**નરસું**, વિ૦ નઠારું

**નરાજ**, સ્ત્રી૦ ખોદવાનું એક ઓજાર નક્કર લોઢ દંડ; કોશ.

**નરાણી**, જુ૦ નરેણી.

**નરાતાળ**, અ૦ નરદમ, તદ્દન; બિલકુલ.

**નરાળુંલું**, વિ૦ અભુક્ત, નિરાહાર. (૨) નિરાળું; ચોખ્ખું; નિર્મળ.

**નરેહાટ,** વિ૦ ઉજડ; વેરાન.

**નરેણી,** સ્ત્રી૦ નખ લેવાનું હજામનું એક નાનું ઓજાર. કહે૦ નરેણી તો નખજ કાપે

**નરેનરૂં,** અ૦નયું; નરદમ, તદ્દન.

**નરેન્દ્ર,** પુ૦ [સં] નરમાં ઇન્દ્ર જેવો તે; રાજા.

**નરોત્તમ,** પુ૦ નરોમાં ઉત્તમ તે; પરમેશ્વર. [નટ; ભવૈયો

**નર્તક,** પુ૦ [ સં ] નાચનારો;

**નર્તકી,** સ્ત્રી૦ નટી. (૨) નાચનારી.

**નર્તન,** ન૦ નાચવું તે, નૃત્ય; નાચ.

**નર્મ,** ન૦ [સં.] ગંમત, મોજ; મશ્કરી, ઠઠ્ઠા. (૨) નમ્ર, પોચું. (૩) આનંદ

**નર્મદા,** સ્ત્રી૦ [સં] રેવા; ગુજરાતની એક પવિત્ર ને મોટી નદી

**નર્યું,** વિ૦ એકલુંજ મળતું હોય એવું; ચોકખું; આબેહુબ (૨) નિરોગી.

**નલિકા,** સ્ત્રી૦ [સં] નળી ભુંગળી

**નલિકાયંત્ર,** ન૦ [ સં ] નળી જેવું અથવા જેને નળી હોય એવું યંત્ર તે; દુરબીન.

**નલિની,** સ્ત્રી૦ કાળાં કમળની વેલ

**નવ,** વિ૦ [ સં] નવું; નવીન; તરતનું તાજું. (૨) આઠ ને એકની સંખ્યા, ૯ (૩) અ૦ન હિં; નકાર બતાવે છે. કહે૦ નવગજની જીભ=બહુ બોલ બોલનાર. નવનુ સાડીતેર ન વેતરતો= વધારે ના બોલતો.

**નવધડું,** ન૦ નવગ્રહનાં નગ જેમાં જડેલાં હોય તેવો દાગીનો. (૨) માથે બાંધવાનું જરિયાનનું મોળિયું.

**નવચંડી,** સ્ત્રી૦ [સં] નવદુર્ગાની સ્તુતિ પૂજન અને હોમ વગેરે કરવાં તે (૨) નવ દુર્ગાઓ તે.:–(૧) શૈલપુત્રી, (૨) બ્રહ્મચારિણી, (૩) ચંદ્રઘંટ, (૪) કુષ્માંડા, (૫) સ્કંધમાતા, (૬) કાત્યાયની, (૭) મહાગૌરી, (૮) કાલરાત્રિ, અને (૯) સિદ્ધિદા.

**નવજોત,** સ્ત્રી૦ જરથોસ્તી બાળકને સદરો કસ્તી પહેરાવવાનો સંસ્કાર તે

**નવજોબન,** ન૦ નવી જુવાની તે; નવયૌવન [ જોબનવંતી.

**નવજોબના,** સ્ત્રી૦ નવયૌવના

**નવટાંક,** વિ૦ નવ પૈસાભાર તે પાંચ રુપિયાભાર વજન જેટલું.

**નવટાંકિયું,** ન૦ નવ પસાભાર કે પાચ રુપિયાભાર જેટલું માપ કે વજન તે.

**નવટાંકી,** સ્ત્રી૦ નવટાંકભારનું માપિયું અથવા કાટલું તે.

**નવડો,** પુ૦ નવ એ સંખ્યાને આંકડો; ૯.

**નવતર,** વિ૦ નવું; તરતનું આવેલું હોય એવું નવીન. (૨) અજાણ્યું

**નવધા,** અ૦ [ સં ] નવ પ્રકારનું; નવ રીતે.

**નવધાભક્તિ,** સ્ત્રી૦ [સં] નવ પ્રકારની ભક્તિ તે.

**નવનવું,** વિ૦ નવું નવું; નવીન.

**નવનિધ,** અ૦ સર્વ પ્રકારના

નિધિ-ભંડાર ભરેલા હોય તેમ; નવ-નિધિ હોવા તે, બધી રીતે સુખ સગવડ અને જોઇતું કરતું હોવું તે.

**નવનીત**, ન૦ [ સં. ] માખણ

**નવનેજા**, અ૦ ઘણી મુશ્કેલી પડવી તે.

**નવપલ્લવ**, પુ૦ કિસલય, કુંપળ, નવા પાનવાળી ડાળી

**નવમલ્લિકા**, સ્ત્રી૦ [ સ ] એક ઘટાદાર પાંદડાવાળી વેલ.

**નવમી** સ્ત્રી૦ [ સ ] પખવાડિયાનો નવમો દિવસ તે; નોમ.

**નવયૌવન**, ન૦ [ સં. ] નવી જુવાની તે, જોબન [ વતી તારુણી

**નવયૌવના**, સ્ત્રી૦ નવજોબન

**નવરત્ન**, ન૦ [ સ ] નવ જાતના જે રત્ન તે –( ૧ ) હીરો ( ૨ ) માણેક, ( ૩ ) મોતી, ( ૪ ) પાનું, ( ૫ ) પોખરાજ, ( ૬ ) ગોમેદ, ( ૭ ) લસણિયો, (૮) પરવાળું અને (૯) નીલમ.

**નવરસ**, પુ૦ [ સં ] શૃંગાર, હાસ્ય, કરુણા, રૌદ્ર વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત, એ નવ રસ કાવ્યશાસ્ત્રમાં કહ્યા છે

**નવરંગ**, વિ૦ નવા રંગનું; સુંદર સુશોભિત. (૨) લલિત મોહક

**નવરંગી** સ્ત્રી૦ નવા રંગવાળી એવી તે ગુલાબી, છેલછબીલી, જોબનવતી અને લટકાવાળી.

**નવરાત**, સ્ત્રી૦ [ સં નવરાત્રી ] ચૈત્ર અને આસો મહીનાના શુકલ પક્ષની પહેલી નવ તિથિઓ.

**નવરાત્રી**, સ્ત્રી૦ નવરાત

**નવરાવવું**, ક્રિ૦ સ૦ સ્નાન કરાવવું. ( ૨ ) ઠગવું, છેતરવું

**નવરાશ**, સ્ત્રી૦ કામ ન હોય એવી વેળા, અવકાશ, ફુરસદ પરવાર

**નવરૂ**, [ સ ન+વૃ ] નહિ વરાયેલું, નહિ કામે લાગેલું એવું, કામ ધંધો જેને હોય નહિ એવું "કહે૦ નવરો બેઠો નખોદ વાળે=જેને કામ ધંધો ન હોય તે ખોટા કામ કરે ખોટા કામ કરવા તે નવરાની નીશાની. નવરો હજામ પાટલા મુંડે=કામ વગરનું માણુસ જે તે કઇ ખોટું કામ કર્યા કરે નવરો વાણિયો કાટલા સાખે=ઉદ્યોગી માણુસને કામ ન હોય તો પણ કામ કાઢે

**નવરોજ** પુ૦ [ફા.] વસંતઋતુમાં આવતો એક સરખા માપના રાત્રિ દિવસવાળો દિવસ, પારસીઓ એ દિવસથી વરસ બદલતા હતા, તેથી એક જરથોસ્તી તહેવાર

**નવલ**, વિ૦ નવું નવલશા હીરજી=મોટો ધનાઢય પૈસે ટકે ભરપુર હોય એવો ધોતાળ [ કાદંબરી

**નવલકથા** સ્ત્રી૦ કલ્પિત વાર્તા-

**નવલખ** વિ૦ નવલાખ જેટલું મૂલ થાય એવું. નવલાખની હવેલી= જેલ કેદખાનું. [ પુંજીવાળું.

**નવલખું**, વિ૦ નવ લાખની

**નવલનિચોર**, વિ૦ નવિન વસ્ત્ર પહેરનાર.

નવલું, વિ૦ મિશુ; સાલું; તરતનું.

નવલોહિયું, વિ૦ નવા લોહીનું; ઉગ્ર સ્વભાવનું. જુવાન; જેને બહુ સારાસારા વિચાર થાય નહિ એવું; ઉદ્ધત

નવવધુ, સ્ત્રી૦ નવી પરણેલી સ્ત્રી.

નવનાયક, પુ૦ ગોવાળીઓ, માળી, તેલી, કુંભાર, કર્મકાર, વાળંદ, હલવાઇ, કોળિ અને તંત્રી એ નવ જાત.

નવશ્રાદ્ધ, મરણ પછીના એકી દિવસે થતું શ્રાદ્ધ.

નવસર, વિ૦ જેને નવ સેરો હોય એવું. [ ગાળવાનો એક ખાર

નવસાર, પુ૦ નવસાગર; ધાતુઓ.

નવસો, પુ૦ વરસાદ. (સુરત જિલ્લામાં બોલાય છે.) (૨) વિ૦ નવ વાર ૧૦૦ની સંખ્યા તે; ૯૦૦.

નવસ્ત્ર, વિ૦ વસ્ત્ર વગરનું; નાગું.

નવાઈ, સ્ત્રી૦ વિસ્મય ઉપજાવે એવું જે તે. (૨) રોજ જોવામાં ન આવે તેવી બાબત કે બીના તે; અચરત (૩) નવું નવું જે તે.

નવાજવું, ક્રિ૦ સ૦ વધાવવું; બક્ષીસ આપવી; પદવી આપવી; મહેરબાની કરવી.

નવાજસ, સ્ત્રી૦ [फा. नवाजिस] પ્રસન્નતા; ભેટસોગાત, બક્ષીસ.

નવાજુની, સ્ત્રી૦ તાજી ખબર; નવા સમાચાર, નવું કે જૂનું જે કંઇ બન્યું હોય તે.

નવાણું, ન૦ કુવો; વાવ, તળાવ વગેરે જળાશયો તે.

નવાણું, વિ૦ સોમાં એક કમ; ૯૯. હંડે=નવાણું ટકા ખોટ=ઠીકઠીક ખોટ. નવાણુંનો ધિક્કો=સવાસો કરવાની લાલચ થવી તે; ઓચિંતી ખોટ.

નવાબ, પુ૦ [अ.] નાનો રાજ્યનો મુસલમાન હાકેમ, સુબો. (૨) એક ઇલકાબ.

નવાબી, સ્ત્રી૦ નવાબના અધિકારનું જે હેમિકાજ તે; નવાબનો હોદ્દો; નવાબ સંબંધી (૩) આપખુદી

નવાર, પુ૦ [सं. नावार] અણખેડ જમીનમાં એની મેળે થતું એક ધાન્ય; સામાના જેવાં પણ તેથી સારી એની મેળે થયેલી ડાંગર; નીવાર.

નવારસ, વિ૦ વારસ વગરનું; ન વારસું; ન ધણિયાતું.

નવારસું, વિ૦ જેનો કોઇ વારસ-ધણી ન હોય તેવું; ન ધણિયાતું.

નવાસો, પુ૦ હાળિયો; કવચ.

નવાંકુર, પુ૦ નવો અંકુર તે; ફણગો તે.

નવાંધુ, (વિ૦) વાંધા વગરનું; ખુલ્લું; સ્પષ્ટ; વદન; બિલકુલ.

નવીજુની, વિ૦ નવી અથવા જુની જાણવા જેવી બાબત તે; નવું કે જુનું.

નવીન, વિ૦ નવું; નૂતન

નવીસંદો, પુ૦ [फा. नविस्त] નેવીજાવી કર્મચારીઓમાં લખનારો; લેખક. (૨) લહિયો; કારકુન.

: નશીબો, પુ. નશીબ; ભાગ્ય. (૨) નશીબમાં માંડેલો પ્રસંગ તે.

નષ્ટ, વિ૦ [ સં. ] નાશ પામેલું; ખરાબ થઇ ગયેલું; પાયમાલ. (૨) નઠારું; ખરાબ.

નસ, સ્ત્રી૦ [ અ. ] રગ; શિરા. (૨) પાન વગેરેનો પાતળો રેસો તે. ક્રિ૦ પ્ર૦ નસ પકડવી=મૂળ કારણ શોધી કાઢવું. રૂ૦ પ્ર૦ નસેનસ જવું= તદ્દન અસત્ય, નસેનસ વ્યાપી જવું= સર્વાંગે વ્યાપ્ત થઇ જવું.

નસકોરી, સ્ત્રી૦ નસકોરામાંની કુમળી ચામડી. નસકોરી ફૂટવી=નાકમાંથી લોહી પડવું. રૂ૦ પ્ર૦ નસકોરીએ ફૂટરી નહિ=કંઇ પણ હાનિ પહોંચશે નહિ.

નસકોરું, ન૦ નાક. નાસિકા. (૨) નાકના બે કાણામાનું એક તે. રૂ૦ પ્ર૦ નસકોરાં ફૂલવાં=ગર્વ આવવો. નસકોરામા ઉંટ ચાલ્યા જવાં=અભિમાનમાં કોઇને લેખવવું નહિ.

નસલ, સ્ત્રી૦ [ ફા. नस्ल ] જડ; મૂળ. (૨) વંશ; ગોત્ર; કુળ. (૩) પગલું; નિશાની; પત્તો. ક્રિ૦ પ્ર૦ નસલ કાઢવી=મૂળ ખેંચી નાખવું.

નસવાન, વિ૦ નિર્બળ; અશક્ત;

નસંતાન, ન૦ નિર્વંશ જવો તે. કુળનું નિકંદન જવું તે.

નસાડવું, ક્રિ૦ સ૦ નાસી જાય તેમ કરવું; ભગાડવું; હાંકી કાઢવું. રૂ૦ પ્ર૦ નસાડી મૂકવું=નાસી જાય તેમ કરવું, નસાડી જવું=કાઢીને લઇ જવું; ભગાડી જવું. (૨) હરાવવું; નહિ ઉભું રહેવા દેવું.

નસિયત, સ્ત્રી૦ [ અ. ] શિક્ષા; સજા. (૨) શિખામણ; બોધ. ક્રિ૦ પ્ર૦ નસિયત મળવી=શીખ મળવી; સજા થવી. નસિયત લાગવી=બોધ મળવો.

નસિયું, વિ૦ આગ્રહી; હઠીલું; રૂ૦ પ્ર૦ એક નસિયું=જે પકડયું હોય તે મૂકે નહિ એવું.

નસીબ, ન૦ [ અ. ] ભાગ્ય; કર્મ; કિસ્મત. કહે૦ નસીબ બે ડગલાં આગળનું આગળ=જ્યાં જઇએ ત્યાં ભાગ્ય તો છેજ. નસીબનો આગળો= નસીબનો વાંકો.

નસીકવું, નાક સાફ કરવું; નસી કવું, બળદની નસ બંધાઇ જવી.

નસેસયો, પુ૦ ખાંધિયો; મડદું ઉપાડી જવાનું કામ કરનારો. ( પારસીમાં ).

નસો, પુ૦ બદબો. (૨) કેફ નિશા.

નસોત્તર, ન૦ એક ઔષધિ. ( તે જુલાબ આપવાની દવા તરીકે વપરાય છે. )

નસ્તર, ન૦ [ ફા. ] વાઢકાપ કરવાનું ઝીણું હથિયાર. ક્રિ૦ પ્ર૦ નસ્તર મૂકવું=દરદનો વિકાર દૂર કરવાને કાપવું.

નહાણ, ન૦ નહાવું તે. સ્નાન. (૨) નહાવાનું તે; આશૌચ (૩) સ્ત્રીએ રજસ્વલાથવું તે.

**નહાનપણુ**, ન૦ નાનપણ; અલ્પપણુ; બાલ્યાવસ્થા.

**નહાનું**, જુઓ નાનું

**નહાર**, ન૦ વરૂ, નાર.

**નહાવણુ**, ન૦ સ્નાન. (૨) સ્ત્રીએ રજસ્વલા થવું તે.

**નહાવણિયું**, ન૦ જેની ઉપર બેસીને સ્નાન કરાતું હોય તે પાટ અગર આસન; નહાવાનો ચોક.

**નહાવું**, ક્રિ૦ અ૦ નાવું; સ્નાન કરવું; અંગોળ કરવું. રૂ૦ પ્ર૦ નહાઇ ધોઇ ઉઠવું=સ્ત્રીએ સુવાવડમાથી સાજાં તાજાં થઇ ઉઠવું. નહાઇ ધોઇને બેસવું=માલમિલકત ઉડાવી દઇ કોરડા થઇ બેસવું; કુટુંબ પરિવારના મરી જવાથી એકલા થઇ રહેવું; પરવારી જવું. નહાઇ નાખવું=આશા છોડી દેવી નહાતીધોતી=અટકાવ આવતો હોય એવી (સ્રી.) ક્રિ૦ પ્ર૦ નહાવું નિચોવવું=ખટરાગમા ઉતરવું; નુકશાન ખમવું.

**નહિ**, અ૦ [ સં ] ન; ના; (નિષેધાર્થે વપરાય છે) રૂ૦ પ્ર૦ નહિ જેવું=પાયમાલ થયેલું, જુઓ. કહે૦ નહિ મામા કરવા કાણો મામો શો ખોટો ?

**નહિતર**, અ૦ નહિ તો; અથવા તો. (સરતને અર્થે વપરાય છે)

**નહિયું**, ન૦ નેયું. દુધી. (૨) નખનું મૂળ.

**નહી**, જુઓ નહિ

**નહુષ**, પુ૦ એક પુરાણ પ્રસિદ્ધ રાજા; યયાતિનો પિતા.

**નહેર**, સ્ત્રી૦ [ અ नहर ] સરોવર અથવા મોટી નદીમાંથી કાઢેલો પાણીનો ફાંટો; કાસ.

**નહેરિયું**, ન૦ નાની નહેર, નહેળિયું; નાળું.

**નહોર**, પુ૦ મોટા અણીવાળા નખ તે; નખના ઉઝરડા તે.

**નહોરિયું**, ન૦ નહોરનો ઉઝરડો.

**નળ**, ન૦ પાણી લાવવા તથા કાઢવાને બનાવેલી નળી તે. (૨) ધાતુ વગેરેની બનાવેલી ગોળ નળી. (૩) પેટમાનું અંદરથી પોલું આતરડું.—નળબંધ વાયુ

**નળવાઇજવું**, ક્રિ૦ અ૦ શરીર છેક્જ અશક્ત થઇજવું [ આકારનું—

**નળાકાર**, વિ૦ ગોળ નળના

**નળિકા**, સ્ત્રી૦ નળી

**નળિયું**, ન૦ નળા જેવો માટીનો અર્ધગોળ પકવેલો ઘાટ; નેવું; નાળ. (૨) નાસી પાસીનો ફટકો—એના વખતમાં નળિયું.

**નળી** સ્ત્રી૦ [ સં. नलिका ] પાતળી ગોળ ને અંદરથી પોલી સળી તે; ભુંગળી. (૨) ચાહું.

**નળો**, પુ૦ ઘુંટણ અને પગની પાટલી વચ્ચેનું નળ જેવું પગનું હાડકું તે. (૨) પેઢુ થી છાતી લગીનો જે ભાગ તે. (૩) મોટી પવાલી તે.

**નળોકડી**, સ્ત્રી૦ સાંકડી વાટ; નાળ, નેળી

**નંકાવું**, ક્રિ૦ અ૦ નંખાવું; ફુલી

ગયેલું હોય એવું. ( ૨ ) નિર્લજ્જ; બેશરમ. [ અમાન્ય

**નાકબુલ**, વિ૦ [ફા.] નામંજુર

**નાકારો**, પુ૦ નકાર; નિષેધ.

**નાકાલીટી**, સ્ત્રી૦ ત્રાસી કંટાળીને શરણે જઈ પગે લાગવું તે; નમીને માફ માગવી તે; તોબા તોબા કરવું તે. ક્રિ૦ પ્ર૦ નાકાલીટી તાણવી=ત્રાસ ત્રાસ થઇ જવું. નાકાલીટી ખેંચાવવી=તોબા પોકારાવવું. [ કણના કકડા તે.

**નાકાં**, ન૦ ડાંગેર વગેરે અનાજના

**નાકું**, ન૦ ઘણા રસ્તા જ્યાં મળતા હોય તે જગ્યા અથવા એકાદ રસ્તાનો છેલ્લો ભાગ તે; બારું; દરવાજો. (૨) ગલીનો અંત ભાગ-છેડો; હદ તે. (૩) કાણું બાકું; વેહ (૪) જકાત લેવાનું ઠેકાણું; થાણું.

**નાકેદાર**, પુ૦ નાકા ઉપર રહીને જકાત ઉઘરાવવાનું કામ કરનારો તે; થાણદાર

**નાકેદારી**, સ્ત્રી૦ નાકેદારનું કામ તે; થાણદારપણું. [ મૂકી દેવી તે.

**નાકેબંધી**, સ્ત્રી૦ નાકે નાકે ચોકી

**નાકેસ**, વિ૦ અધરું; અપૂર્ણ.

**નાકોરું**, ન૦ નાકું. (૨) નસકોરું.

**નાકૌવત**, વિ૦ કૌવત ન હોય તેવું; અશક્ત. [ નબળાઇ.

**નાકૌવતી**. સ્ત્રી૦ અશક્તિ;

**નાખવું**, ક્રિ૦ સ૦ જોરથી દૂર ફેંકવું; ઉડાડવું; હોકવું. ( ૨ ) નીચે પડે તેમ કરવું. ( ૩ ) ઉમેરવું. ( ૩ ) ભોંય પર પાથરવું; બિછાવવું. ( ૪ ) પેટમાંથી પાછું કાઢવું; ઓકવું. ( ૫ ) આરોપવું; પહેરાવવું. (૯) ઢંકાય તેમ કરવું. ( ૬ ) ગમે તેમ ઉપર મૂકવું. (૬) સોંપવું; હવાલે કરવું. ( ૭ ) ભરવું; લગાડવું; સંચારવું. ( ૮ ) નીરવું. (૯ ) બીજા ધાતુ અને ક્રિયાપદ સાથે જોડાતા ક્રિયાની પૂર્ણતા બતાવે છે. કાપી નાંખવું, મારી નાખવું, વગેરે. રૂ૦ પ્ર૦ નાખી મૂકવું=રઝળાવ્યા કરવું; પડી રહેવા દેવું. નાખ્યા ન પહોંચવા =પોતાના બળ અને શક્તિની બહાર હોવું. નાખી નજરે પહોંચે નહિ એવું=બહુ વેગળું; વિચારમાં પણ જેની મર્યાદા જણાય નહિ એટલું બધું વેગળું. હાથ નાખવો=જુંટ મારવી. આબરૂ પર હાથ નાખવો=ગેરવર્તણુક ચલાવવી.

**નાખુદા**, પુ૦ [ ફા. ] વહાણ ચલાવનારો. ટંડેલ

**નાખુશ**, વિ [ ફા. ] નહિ રાજી; દિલગીર [ નામરજી.

**નાખુશી**, સ્ત્રી૦ નહિ ખુશી તે

**નાગ**, પુ૦ [ સં ] સાપ; ભુજંગ. ( ૨ ) એક જાતના લોક; ઉપદેવ. ( ૩ ) હાથી; રૂ૦ પ્ર૦ કાળો નાગ=અડુજ ઝેરી સાપ જેવા.

**નાગઇ**, સ્ત્રી૦ બેઅદબી; નિર્લજ્જપણું. ( ૨ ) દાંડાઇ; લુચ્ચાઇ. ( ૩ ) વ્યવહાર વિરુદ્ધ બોલવું તે.

**નાગકન્યા**, સ્ત્રી૦ [સં.] નાગની

કુમારિકા તે. (૭૨). પાતળી સુંદર સ્ત્રી તે.

નાગકેસર, ન૦ [ સં. ] એક વનસ્પતિ-ઔષધિ; કબાબચીની.

નાગડું, વિ. નાગું. (૨) એક-વડા શરીરનું; નાજુક; નિર્બળ.

નાગડો, પુ૦ નાગો; લુચ્ચો; લફંગો. (૨) બાવો; સાધુ.

નાગણ, સ્ત્રી૦ નાગની માદા તે; સાપણ. (૨) કોટમાં પહેરવાનું એક ઘરેણું. (૩) હાથણી.

નાગણી, સ્ત્રી૦ નાગણ.

નાગદંતી, સ્ત્રી૦ એક વનસ્પતિ-ઔષધિ. (૨) સાલર; ઝુલ; પત્થર વગેરેની કમાન જેવી આકૃતિ કાઢેલી તે.

નાગનાયક, પુ૦ અનંત, વાસુકી, પદ્મ, મહાપદ્મ, તક્ષક, કર્કોટક, કુલિક અને શંખ એ આઠ મોટા સર્પ તે.

નાગપાંચમ, સ્ત્રી૦ નાગદેવતાની પૂજા કરવાનો શ્રાવણ માસની પાંચમનો દિવસ તે.

નાગપાશ, પુ૦ [ સં ] નાગના ગુંછળા જેવો ફાંસો તે. શત્રુને છટકામાં લેવાની ગાળાવાળી બનાવટ તે.

નાગફણી, સ્ત્રી૦ ભીંતમાં આરેલી મોટી ખીલી.

નાગર, વિ૦ [ સં. ] નગરવાસી; શહેરનો રહેનાર; ચતુર, સભ્ય, વિવેકી તે. (૨) બ્રાહ્મણોની એક જાત તે; તે નાતનો એક એક જન તે.

નાગરણ, સ્ત્રી૦ નાગર જાતિની સ્ત્રી.

નાગરતા, સ્ત્રી૦ નાગરપણું; નાગરિકતા. (૨) સુસંસ્કારીપણું; સભ્યતાદિકની આવડ તે.

નાગરપણું, ન૦ નાગરતા.

નાગરમોથ, સ્ત્રી૦ એક વનસ્પતિના મૂળની ગાંઠો તે; એક ઔષધિ; મોથ.

નાગરવેલ, સ્ત્રી૦ એક જાતની પાનની વેલ તે. (આ વેલનાં પાન કાથો ચુનો લગાડી ખાવાના કામમાં આવે છે.)

નાગરવેલી, સ્ત્રી૦ નાગરવેલ.

નાગરસ, પુ૦ અમૃત; સુધા.

નાગરાજ, પુ૦ મોટા નાગ; શેષનાગ; છંદ શાસ્ત્ર રચનાર નાગેશ નામે પંડિત.

નાગરિકતા, સ્ત્રી૦ નાગરતા; (૨) સભ્યતા; વિવેક; ચતુરાઈ.

નાગરી, વિ૦ નાગરનું; નાગર સંબંધી. (૨) સુંદર; સારું; સુઘરેલું. (૩) સ્ત્રી૦ નાગરની સ્ત્રી૦ માબાપણ.

નાગલાં, ન૦ નાગનાં બચ્ચાં. (૨) નાનાં નાનાં સાપોલિયાં તે.

નાગલી, સ્ત્રી૦ ઝીણા ઝીણા લાલ દાણાનું એક અનાજ; બાવટો.

નાગલું, ન૦ સાપોલિયું.

નાગલોક, પુ૦ [ સં ] નાગ એવે નામે ઓળખાતી એક અસલી પ્રજા તે. (૨) સાપ વગેરે. (૩)

નાગનો રસ તે; પાતાળ.

**નાગાઇ,** જુઓ નાગઈ.

**નાગું,** વિ૦ [ સં નગ્ન ] નગ્ન; ઉઘાડા શરીરનું. (૨) ઢાંકણ વગરનું; ઉઘાડું; ખુલ્લું (૩) લાજ વગરનું; બેશરમ. (૪) ભુંડું. (૫) દેવાળિયું; વહેવારમાં નહિ રહેલું એવું; સાખ વગરનું; લુચ્ચું; ઠગુ. કહે૦ નાગો નાહ્ય; હાય શું અને નિચાવે શું? નાગાને કુવે પાવળિયો ઉગ્યો, તો કહે કે, મને ઠાયડું થયો.

**નાગુંપુગું,** વિ૦ બિલકુલ વસ્ત્ર જેની પાસે ન હોય એવું, તદન નાગું.

**નાગેન્દ્ર,** પુ૦ [ સં ] મોટા નાગ. (૨) મોટો હાથી.

**નાગોરિયો,** પુ૦ છોકરાઓની એક રમત.

**નાઘેર,** પુ૦ કાઠીયાવાડની દક્ષિણે આવેલો એક પ્રદેશ (૨) એ પ્રદેશનો રહેવાસી.

**નાઘેરી,** વિ૦ ઢોર પાળી ઉછેરનાર. (૨) નાઘેરે ઉછેરેલું (ઢોર).

**નાચ,** પુ૦ નાચવું તે, નૃત્ય. (૨) લટકા કરીને ગાવું તે (૩) જેમાં નાચ થવાનો હોય એવો મેળાવડો તે. (૪) ગાવું અને કુદવું તે ૨૦ પ્ર૦ નાચ નચવવો=જેમ ગમે તેમ નચાવવું.

**નાચકો,** પુ૦ ગર્વના છણકો.

**નાચણ,** સ્ત્રી૦ નાચનારી સ્ત્રી; વેસ્યા; રામજણી. (૨) નખરાં કરતી નાટકી સ્ત્રી.

**નાચણવેડા,** પુ૦ નાચણ'ના જેવા ચેનચાળા.

**નાચણિયો,** પુ૦ નાચવા કુદવાનો ધંધો કરનારો; ભવાયો. (૨) નાટકમાં વેષ લેવાનું કામ કરનારો; ખેલાડી.

**નાચનારી,** સ્ત્રી૦ નાચ કરનારી સ્ત્રી; રામજણી; વેશ્યા. કહે૦ નાચનારીના પગ અને ગાનારીનું મો કદીએ છાના રહે નહિ=જે જેવું હોય તેવું જણાયા વગર રહેજ નહિ.

**નાચવું,** ક્રિ૦ અ૦ ગાયનના તાલસર ઝાંઝરવાળો પગ ઠોકીને થનથનાટ કરવો. (૨) કુદવું, ઉપાડી ઉપાડીને પગ ઠોકવા (૩) બીજો જેમ ચઢાવે, તેમ કરવું. કહે૦ નાચવું નહિ ત્યારે આંગણું વાંકું। નાચીકુદીને ઠપકા સાસું જેવું=ગમે તેમ કરીએ પણ આખરે પોતાને જ ભોસવું પડે

**નાચાર,** વિ૦ [ फा. ] લાચાર; નિરાધાર. (૨) ગરીબ, કંગાલ (૩) નિરુપાય.

**નાચારી,** સ્ત્રી૦ લાચારી; નિરાધારતા (૨) ગરીબાઇ, દૈન્ય. (૩) નિરુપાયતા.

**નાજની,** [ फा ] લાડકું; પ્રિય. (૨) નાચનારી સ્ત્રી, નખરાબાજ રૂપાળી સ્ત્રી.

**નાજર,** પુ૦ [ अ. ] કદીઓનો અને કચેરીને લગતા કામકાજનો હિસાબ રાખનારો અમલદાર (૨) ખોજો, હીજડો.

**નાજુક**, વિ૦ [ ફા. ] સુકુમાર; દુ:ખ ખમાય નહિ એવું; કોમળ. (૨) પાતળું; નરમ; સુંવાળું. (૩) બારીક; ઝીણું. (૪) તકલાદી; અશક્ત; નબળું. (૫) અલ્પ; થોડું. (૬) જરા પણ જોર લાગતાં ભાગી જાય એવું. (૭) તરત ભાન થઇ જાય એવું.

**નાજુકડું**, વિ૦ નાજુક.

**નાજુકાઇ**, સ્ત્રી૦ નાજુકપણું; દુર્બળતા.

**નાજુકી**, સ્ત્રી૦ નાજુકાઇ.

**નાટ**, પુ૦ એક જાતનું કપડું (૨) નૃત્ય.

**નાટક**, ન૦ [ સં. ] અમુક પ્રસંગની કથા વાર્તાના વિષય (વસ્તુ) ને લઇ નટલોક તેવે વેષે અને વાણીએ તેના જેવું જ અનુકરણ કરી બતાવે છે તે; ભવાઇ; ખેલન. (૨) ગદ્ય પદ્યમાં લખાયેલો ભજવાય તેવો ચટકદાર લેખ તે; દૃશ્યકાવ્ય, રૂપક. (૩) ભવાડો; ફજેતો; તમાસો; ગમત પડે અને હસવું આવે એમ બીજાના ચાળા પાડવા તથા બોલવું ચાલવું વગેરે તે.

**નાટકકાર**, પુ૦ નાટક લખનાર અને બનાવનાર. કવિ; સૂત્રધાર.

**નાટકચેટક**, ન૦ હાસ્યવિનોદ.

**નાટકશાળા** સ્ત્રી૦ નાટક ભજવવાને માટે ખાસ સગવડ કરીને બાંધેલું મકાન કે મંડપ તે. [ થાંડ.

**નાટકી**, વિ૦ નાટક કરનારો

**નાટારંગ**, પુ૦ નાટકના જેવાં ઢંગ ચાળા વગેરે. (૨) નાટક; નાચ; રંગરાગ.

**નાટ્ય**. [ સં ] નાટકનું; નાટક સંબંધી. નાટ્યશાસ્ત્ર= નાટકના વિષયોનું શાસ્ત્ર.

**નાટ્યાંગ**, પુ૦ નાટકનાં દશ અંગ

**નાઠાબારી**, સ્ત્રી૦ નાસી જવાનો માર્ગ; છૂટકબારી; છટકામાંથી નીકળી જવાનો પેચ

**નાડ**, સ્ત્રી૦ જેમાં થઇને શરીરમાં લોહી ફરે તે નસ; રક્તવાહિની રગ. (૨) મૂળ; બળ; આદિકારણ; બીજભૂત વસ્તુ. (૩) આળા ચામડાને આંબળીને બનાવેલો દોર; નાડી. ક્રિ૦ પ્ર૦ નાડ જોવી=રોગની તપાસ કરવી ભાવ પારખવો. નાડ હાથમાં આવવી =રોગ પરખાવો; આદિ કારણ જણાવું નાડ હાથમાં હોવી=મૂળ કબજે હોવું ચોટલી હાથમાં હોવી. કહે૦ નાડે નર્યા તો વૈદ ઝખ મારે=જો શરીરે તંદુરસ્ત હોઇએ તો પછી વૈદનું શું કામ પડનાર? (૪) સ્વરૂપ; ભાવ વલણ.

**નાડવું**, ક્રિ૦ સ૦ દોરડાથી જકડીને બાંધવું. [ ગુંછળી

**નાડાછડી**, સ્ત્રી૦ રંગિત સુતરની

**નાડાછોડ**, સ્ત્રી૦ નાડું છોડ છો કરવું તે. (૨) લઘુશંકા; પિશાબ.

**નાડી**, સ્ત્રી૦ [ સં ] રક્તવાહિની શિરા; નાડ. (૨) ધુંસરું બાંધવાની ચામડાની રાશ.

**નાડું**, ન૦ નાડી; પાતળો ટૂકો દોરડો, દોરી (૨) અંબોડો બાંધવાની દોરડી, નાડાછડી. (૩) આંકો; હદ. ૨૦ મ૦ નાડું પકડી રાખવું=અમુક આગ્રહ ધરી રાખવો. ક્રિ૦ મ૦ નાડું છોડવું= બંધ ઢીલો કરવો, હિમ્મત મૂકી દેવી.

**નાણુ**, ન૦ નહાણુ; નહાવું તે. (૨) અટકાવ; ઋતુઆવવો તે. (સ્રીને)

**નાણુવું**, ક્રિ૦સ૦ માપવું, તપાસવું, સાખી જોવું, અજમાવવું. (૨) ન–આણવું.

**નાણાવટ**, ન૦ નાણાવટી–શરાફોનું બજાર; ચોકશીબજાર.

**નાણાવટી**, પુ૦ [ સં. नाणक+ वृत्ति ] નાણાં આપે ને લે એજ જેની વૃત્તિ ધંધો હોય તે, શરાફ; સાહુકાર (૨) સાખવાળો; આબરૂદાર.

**નાણાવટું**, ન૦ નાણાવટીનું જે કામ–ધંધો તે શરાફી નાણાવટીપણું તે; વ્યાજ વગેરે લઇને નાણાની ઉથલપાથલ કર્યા કરવી તે.

**નાણું**, [સં. नाणक ] વ્યવહાર માટે ચાલતા સિક્કાઓ અને પૈસો ટકો તે. (૨) ધન; દોલત. (૩) મૂલ કિંમ્મત. કહે૦ નાણાના ખેલ=નાણાથી બધું થાય છે.

**નાત**, સ્રી૦ [સ ज्ञाति ] હિંદુઓમા પરેલા જે નાના મોટા લોક સમુદાય તે, જ્ઞાતિ, એકસરખી રહેણી કરણીના લોકનો સંસાર વ્યવહારના નિભાવ માટે બંધાયેલો જથ્થો તે. (૨) નાતીલાઓનું જમણુ તે; જ્ઞાતિભોજન. કહે૦નાત ગ ગાનો મેવાડ=નાતમાં જેરે તે સૌ પવિત્ર થાય છે. નાતનું નોતરૂ ને પરબનુ પાણી એમા સવાડું શુ=? જમવુ અને જમાડવું, એમા ઉપકાર શો ? નાતનું છોડ઼ું નાતમા વરે

**નાતરાળ**, વિ૦ જેણે નાતરૂં કરેલું હોય તે.

**નાતરિયું**, વિ૦ નાતરૂં કરવાની છુટવાળું; પુનર્લગ્નના પ્રતિબંધ વગરનું (૨) નાતરાનું–સંબંધી (૩) વિજાતીય; એકજ જાત–તરેહનું ન હોય એવું. નાતરિયા કાપડ=એક તરફની બાય રેશમી અને બીજી સુતરેલ હોય તેવું.

**નાતરૂં**, ન૦ ધણી મરી ગયા પછી અથવા પરણેલા ધણીથી છુટાછેડા મેળવી સ્રીએ બીજા પુરૂષ સાથે પરણવું તે; પુનર્લગ્ન, પુનર્વિવાહ, ઘરઘરણું. (૨) જોડકાનો એક ભાગ જતો રહી તેની જગાએ બીજો અસમાન ભાગ જોડાય તે. કહે૦ ખીચડીમાં ગોળ નહિ અને નાતરામા રોળ નહિ=ખીચડીમાં ગોળ ન ઘટે ને નાતરામા ગીત મંગળ ન શોભે

**નાતવરો**, પુ૦ નાતના લોકને જમાડવા તે

**નાતવાન**, વિ૦ [फा.] નબળું; અશક્ત (૨) લાચાર; નિરાધાર.

**નાતાલ**, વિ૦ [ अं ] ઇસુના જન્મની યાદગીરીને માટે ખ્રિસ્તીઓ

તા. ૨૫ થી ૩૧ ડિસેમ્બર લગી જે તહેવારો પાળે છે તે.

**નાતીઘોતી**, વિ૦ જેને ઋતુ આવતો થયો હોય એવી (સ્ત્રી.)

**નાતીલું**, વિ૦ નાતનું. જ્ઞાતિમાનું.

**નાતો**, પુ૦ સબંધ. નિસબત; મેળ, ઘરવટ, પરિચય

**નાથ**, પુ૦ [ સં. ] સ્વામી. પતિ. (૨) માલીક. શેઠ (૩) ઇશ્વર; રાજા; ઉપરી (૪) જોગી લોકના એક વર્ગની અટક. (૫) (સ્ત્રી૦) ઢોરની નથ; નાક વિંધીને ઘાલેલી દોરડી; અંકુશ. [દોરી

**નાથણું**, ન૦ પહોં લટકાવવાની

**નાથવું**, ક્રિ૦ સ૦ નાથ ઘાલવી; વિંધવું; અંકુશમા લેવું; દાબમાં આણવું; પલોટવું.

**નાદ**, પુ૦ [ સં ] સૂર; અવાજ; શોર. (૨) છંદ; ટેવ; લત. ( ૩ ) તોર; ગર્વ; અભિમાન [ઉત્તમ; શ્રેષ્ઠ.

**નાદર**, વિ૦ [ અ. ] ઘણું સરસ,

**નાદાન**, વિ૦ [અ.] અણસમજુ; છોકરવાદ, અવિચારી. ( ૨ ) મૂર્ખ; બેવકુફ.

**નાદાનિયત**, સ્ત્રી. નાદાનપણું; છોકરમત. (૨) મૂર્ખતા; બેવકુફી.

**નાદાની**, સ્ત્રી૦ નાદાનપણું; છોકરવાદી (૨) અણસમજ, અજ્ઞાન. ( ૩ ) મૂખાઇ, બેવકુફી.

**નાદાર**, વિ૦ [ફા] જેની પાસે કઇ પણ હોય નહિ એવું; ગરીબ; ાલ. ( ૨ ) દેવાળિયું.

**નાદારી**, વિ૦ નાદારને લગતું; નાદાર સંબધી. ( ૨ ) સ્ત્રી૦ દેવાળું. ( ૩ ) દેવાળિયા હાલત; ગરીબી; નિર્ધનતા. (૪) બેહાલપણું; નિષ્કિંચનપણું.

**નાદી**, વિ૦ જેને નાદ લાગેલો હોય તે; છંદી. (૨) અભિમાની; તોરી.

**નાન**, ન૦ [ ફા. ], મુસલમાન ભઠિયારા જે મોટી રોટી બનાવે છે તે. ( ૨ ) લાઘવ; જેમાં મોહું માણસ રહેલું હોય નહિ એવી સ્થિતિ તે. ( ૩ ) કમીપણું; હલકાપણું.

**નાનકડું**, વિ૦ નાનું.

**નાનડિયું**, વિ૦ નાનું.

**નાનપ**, જુ૦, નાનપણ. ( ૨ ) હલકાપણું. [ વસ્થા.

**નાનપણ**, ન૦ બચપણ; બાલ્યા-

**નાનમ**, સ્ત્રી૦, હલકાઇ; લાંછન; ખોડ; દોષ. ( ૨ ) ગરીબી જેવું તે; નાનપણું. [તરેહવરેહના.

**નાના**, વિ૦ વિવિધ; ઘણાએક;

**નાની**, સ્ત્રી૦ માની મા.

**નાનું**, વિ૦ ઉમ્મરે કમ એવું; બાળક. ( ૨ ) વિસ્તારમાં કમ એવું. ( ૩ ) થોડી મહેનતનું ને થોડો વખત ચાલે એવું. ( ૪ ) સાંકડું. ( ૫ ) ટૂંકું. ( ૬ ) કદે કમ હોય એવું. ( ૭ ) નહિ ઉંચું; નીચું. ( ૮ ) ઝીણું; બારીક. ( ૯ ) નાજુક, સુકુમાર. ( ૧૦ ) સાધારણ; સામાન્ય; છોટું; અલ્પ; લઘુ. ( ૧૧ ) નહિ વૃદ્ધ; જુવાન; તરુણ:

(૧૨) હલકું; નહિ ભારે. (૧૩) આબરૂ—ઇજતમાં કમ; અપ્રતિષ્ઠિત. રૂ૦ પ્ર૦ નાના બાપનું=હલકું. નાનાં છોકરાંની રમત=સુગમ-સહેલું: કહે૦ નાનાથી મોટું થવાય=ચડતાં ચડતાં મોટું થવાય. નાનો પણ રાઇનો દાણો =નાનું જાણીને ઉપેક્ષા કરવી નહિ નાનું કાણું મોટું વહાણ બુડાડે=નાનાની ઉપેક્ષાથી મોટો ગેરલાભ કરે છે.

નાનુંધાપું, ન૦ બળદની નાથ.

નાનુંસુનું, વિ૦ જેવું તેવું; નજીવું; સાધારણ.

નાનેરૂં, વિ૦ નાનું; ઘણું નાનું.

નાનો, પુ૦ માનો બાપ; દાદો.

નાનોબો, પુ૦ જુવાન માણસોનો સમવાય તે.

નાન્યતર, વિ૦ [ સં. ] નરનારી એમાંથી એકકેમાં નહિ એવું; નપુંસક લિંગનું. (વ્યાકરણમાં.) [એવું.

નાપતું, વિ૦ લાગુ પડે નહિ

નાપસંદ, વિ૦ [ फा. ] પસંદ નહિ એવું; નહિ ગમતું; અપ્રિય.

નાપસંદગી, સ્ત્રી૦ પસંદ પડવું નહિ તે; અરુચિ; અભાવ; અપ્રિયતા.

નાપાક, વિ૦ [ फा. ] પાક નહિ તે; અપવિત્ર; ભ્રષ્ટ. ખરાબ; પાપી.

નાપાકી, સ્ત્રી૦ અપવિત્રતા; ખરાબી. [નકારવાસવો.

નાપાડવી, ક્રિ૦ સ૦ ના કહેવી;

નાપાસ, અ૦ [ अ ] (પરીક્ષામાં) નહિ પસાર થવું તે.. ક્રિ૦ પ્ર૦ નાપાસ થવું=નાસીપાસ થવું; હારીજવું.

નાપિણી, સ્ત્રી૦ હજામડી; ગાંયજી.

નાપિત, પુ૦ [ સં. ] હજામ; ગાંયજો, વાળંદ; રાત.

નાપીક, જુઓ નાપિત.

નાફરમાન, વિ૦ આજ્ઞા પ્રમાણે નહિ વર્તનાર; અવિધેય; અનાયત; અવજ્ઞાકરનાર.

નાફરમાની, સ્ત્રી૦ [ फा. ] હુકમ નહિ માનવો તે; આજ્ઞાભંગ; અવજ્ઞા; અવગણના; અનાદર. (૨) વિ૦ જાંબુડિયા રંગનું.

નાબુદ, વિ૦ [ फा ] હોયજ નહિ એમ કરી નાખેલું હોય એવું; ખેદાનમેદાન; જમીનદોસ્ત; પાયમાલ; નિર્મૂળ. ક્રિ૦ પ્ર૦ નાબુદ કરવું=નિર્મૂળ કરવું.

નાબુદી, સ્ત્રી૦ પાયમાલી; નિર્મૂળપણું. (૨) ખંડણી; ઉચ્છેદ.

નાભ, ન૦ નાવ; હોડી.

નાભી, સ્ત્રી૦ [ સં. ] મધ્યભાગ; કેન્દ્ર; ડુંટી.

નામ, [ સં. ] કોઇ પણ પ્રાણી અથવા વસ્તુ જે શબ્દે ઓળખાય તે; સંજ્ઞા; અભિધાન. (૨) વ્યાકરણ પ્રમાણે શબ્દના પાંચ વર્ગમાંનો એક. (૩) ખ્યાતિ; કીર્તિ; જશ; પ્રસિદ્ધિ; નામના (૪) ખ્યાતિએ મેળવેલું અભિધાન-પદવી તે. ક્રિ૦ પ્ર૦ નામ કાઢવું =પ્રસિદ્ધ થવું. નામ બોળવું=આબરૂ

ખોવી. નામે રડવું=સંભારવું. નામ પાડવું=જે તે નક્કી કરવું. (૫) અ૦ લગારે જરાએ: કહે૦ નામ મોટા ને દર્શન ખોટા=નામે ભારે અને જોઇએ ત્યારે કઇ નહિ એવું જે તે.

**નામક**, વિ૦ નામનું.

**નામકરણ**, ન૦ [ સં. ] બાળકનું પ્રથમ નામ પાડવું તે. (૨) નામ પાડવાનો જે વિધિ તે, સોળ સંસ્કારમાંનો એક સંસ્કાર.

**નામકર**, વિ૦ નાકબૂલ; ફરી જવું તે; નહિ કબુલ રાખવું તે ક્રિ૦ પ્ર૦ નામકર જવું=હા કહ્યા પછી ના પાડવી તે; કાને હાથ દેવા તે.

**નામજાદું**, વિ૦ [ ફા ] લોકમાં સારી રીતે જાણીતું; પ્રખ્યાત.

**નામજોગ**, વિ૦ નામનું. નામ સાથેનું; જેના નામ ઉપર હોય તેનેજ મળે એવી-હુંડી વગેરે.

**નામઠામ**, ન૦ નામ અને રહેવાનું ઠેકાણું બેઉ તે; પત્તો.

**નામણદીવો**, પુ૦ રામણદીવો

**નામદાર**, વિ૦ [ ફા. ] જેનું નામ જાહેર હોય એવું; લોકવિખ્યાત; જાણીતું; પદવીધર: પ્રતિષ્ઠિત.

**નામદારી**, સ્રી પ્રસિદ્ધિ; પ્રખ્યાતિ

**નામધાતુ**, પુ૦ નામ ઉપર ક્રિયાપદના પ્રત્યયો લાગે એવો જે શબ્દ તે. જેમકે ગોદો ઉપરથી ગોદાટવું.

**નામધારી**, વિ૦ જેણે માત્ર નામજ ધારણ કરેલું હોય એવું; ઢોંગી બનાવટી: ખોટું નામ ધારણ કરેલું હોય એવું.

**નામના**, સ્રી૦ પ્રખ્યાતિ. પ્રસિદ્ધિ જાહેરાત ( ૨ ) કીર્તિ; આબરૂ. નામના મેળવવી=ખ્યાતિ મેળવવી.

**નામનિવેશ**, પુ૦ નામ અને નિવાસ તે. ( ૨ ) નામ દાખલ કરવું તે; ગણત્રીમાં આવવું તે.

**નામનિશાન**, ન૦ નામ અને રહેઠાણની નિશાની વગેરે; પત્તો તે.

**નામનું**, વિ૦ નામ માત્ર હોય એવું; માત્ર દેખાડવાનું. (૨) ખોટું; મિથ્યા; નકામું.

**નામરાશિ**, વિ૦ નામે એક રાશિનું: નામની રાશિએ મળતું.

**નામર્દ**, વિ૦ [ ફા ] મર્દમાં નહિ તેવું: પુરૂષત્વહીન; નપુંસક (૨) જનાની; બાયલો; અધૂર; કાયર. (૩) બીકણ, હીચકારો. કહે૦ નામર્દ રડે દામને ને મર્દ રડે નામને=જે બાયલો છે તે પૈસા માટે વલખાં મારે છે, ને જે મર્દ છે તે નામના માટે યત્ન કરે છે.

**નામર્દાઇ**, સ્રી૦ નાક્રોવટી; અશક્તિ; ( ૨ ) બાયલાપણું; કાયરતા; હિચકારાપણું. ( ૩ ) અધૂરપણું.

**નામર્દી**, નામર્દાઇ.

**નામશેષું** ન૦ નામના, નામ યાદ કરવાનું સંભારણું તે.

**નામવર**, વિ૦ [ ફા. ] સારી નામના વાળું; જાણીતું;. પ્રખ્યાત.

**નામવું**, ક્રિ૦ સ૦ નીચું નમાવવું; ઢાળવું. ( ૨ ) ફેરવું; વાળવું. (૩) રેડવું. (૪) ઢોળવું નાખવું; ધારકરવી.

**નામંજુર**, વિ૦ [ फा. ] નાકબુલ; રદબાતલ. અમાન્ય.

**નામંજુરી**, સ્ત્રી૦ નહિ સ્વીકારવું તે; નહિ કબુલ રાખવું તે.

**નામાભિધાન**, ન૦ [सं.] નામ; સંજ્ઞા; ઓળખ.

**નામાવલી**, સ્ત્રી૦ [सं. नाम + आवलि. ] નામોની યાદી તે.

**નામાંકિત**, વિ૦ [सं] પ્રખ્યાત; પ્રસિધ્ધ; જાણીતું.

**નામી**, વિ૦ પ્રસિધ્ધ. નામવાળું.

**નામીણું**, વિ૦ નામાંકિત જાણીતું; પ્રખ્યાત જાહેર. કહે૦ નામીચો ચોર માર્યો જાય.

**નામું**, ન૦ લેવડદેવડનાં નાણાંનો હિસાબ તે; જમે ઉધારનો નામવાર હિસાબ લખવો તે. ( ૨ ) હક; દાપું. ( ૩ ) વાર્તા. ખબર. (૪) નામ લખવાં તે. કહે૦ ભણ્યો ગણ્યો તે નામું લખે ને અભણ રહ્યો તે હીરો ધરે.

**નામુંઠામું** ન૦ વિગતવાર નાણાંનો જમે ઉધાર હિસાબ તે.

**નામુકર**, વિ૦ નાકબુલ; નામકર.

**નામુનાસિબ**, વિ૦ [ फा. ] નાલાયક; અઘટિત; અયોગ્ય.

**નામુરાદ** વિ૦ [ फा. ] નાઉમેદ; નિરાશ. [ ( ૨ ) નામથી

**નામે**, અ૦ નામ ઉપર; ખાતે.

**નામેનામ**, અ૦ એક નામના બે હોય એમ. ( ૨ ) વિ૦ એક નામનું.

**નામોશી**, સ્ત્રી૦ હીનપદ; આળ; કલંક. ( ૨ ) શરમ; લાજ; બેઆબરૂ; અપજશ. [ અધીન; વશ

**નાય્ય**, અ૦ કહ્યામાં. ( ૨ ) વિ૦

**નાયક**, પુ૦ [ सं. ] ઉપરી; મુખી; આગેવાન; સૂત્રધાર; મોટો નટ; ભવાયો. ( ભવાયામાં નાયકસંબોધન માનથી બોલવામાં વપરાય છે. ) ( ૩ ) સરદાર; મુકાદમ; સેનાપતિ; જમાદાર; થાણદાર ( ૪ ) મુખ્ય પાત્ર; મુખ્ય વ્યક્તિ ( ૫ ) સાહિત્યશાસ્ત્ર પ્રમાણે વાર્તાનો મુખ્ય પુરુષ. પાત્ર (૬) નેતા.

**નાકચડા**, પુ૦ અનાર્ય જાતિઓમાંની એક જાત ભીલ.

**નાયકણ**, સ્ત્રી૦ નાયકડાની સ્ત્રી. ( ૨ ) રામજણી. નાચનારી.

**નાયકા**, જુ૦ નાયિકા.

**નાયકેણ**, જુ૦ નાયકણ

**નાયડી**, સ્ત્રી૦ નાઇડી નાળી; ( ૨ ) પાતળું દોરડું; તાતનીરાશ

**નાયબ**, વિ૦ [ फा. ] તાબાનું; હાથ નીચેનું.

**નાયિકા**, સ્ત્રી૦ [सं.] વાર્તામાં મુખ્ય સ્ત્રી પાત્ર તે. સાહિત્ય શાસ્ત્રમા સ્વીયા, પરકીયા, સામાન્યા, પ્રોષિતભર્તૃકા, વાસકશય્યા, ખંડિતા વગેરે અનેક ભેદ નાયિકાના ગણાવ્યા છે.(૨) અગ્રેસર સ્ત્રી. (૩) દુર્ગા; દેવી; શક્તિ.

(૪) ગણિકા; વેશ્યા.

**નાર,** સ્ત્રી૦ નારી; સ્ત્રી; બાયડી (૨) પાણી; જીવ; સત્ત્વ.

**નારકી,** વિ૦ [ સ ] નરક સંબંધી નરકનું.

**નારખું,** ન૦ ચમરખું; (૨) નાઇડીમા જે લેખંડની ચુડી ઘાલવામા આવે છે તે.

**નારદ,** પુ૦ [સં.] પરમ વિષ્ણુ-ભક્ત ઋષિ; બ્રહ્માના પુત્ર; દેવર્ષિ. (૨) બે જણને લડાવી મારવાના સ્વભાવવાળો માણસ તે.

**નારદવેડા,** પુ૦ બે જણને લડાવી મારવાની કળા તે; એકને આમ અને બીજાને તેમ કહી તેમની વચ્ચે ઝગડો કરાવવાનો જે સ્વભાવ તે; નારદપણું.

**નારંગી,** સ્ત્રી૦ [ સ. નારગ ] ખટમધુરી રસની પેશીઓવાળું એક ફળ, એવા ફુળનું ઝાડ (૨) વિ૦ નારંગીના રંગનુ; રતુ બડા પીળા રંગનું

**નારાચ.** ન૦ [ સં ] એક તીક્ષ્ણ. શસ્ત્ર; ભાલો, તીરનું ફળું. (૨) તીર; બાણ; શર. (૨) એક અક્ષરમેળ છંદ; વૃત્ત.

**નારાજ,** વિ૦ નહિ રાજી તે; નાખુશ, અપ્રસન્ન, અસંતુષ્ટ. (૨) ગુસ્સે હોવુ તે; કોપાયમાન.

**નારાજી,** સ્ત્રી૦ નાખુશી; અપ્રસન્નતા. (૨) ઇતરાજી

**નારાયણ,** પુ૦ [ સં ] જળમાં પોઢેલા ભગવાન; શેષશાયી વિષ્ણુ. (૨) સંન્યાસીને નારાયણ કહીને નમન થાય છે. નારાયણ તેલ=ઔષધિ મિશ્ર તેલ. નારાયણબલિ=પિતૃઓની સદ્ગતિ માટે આપવામાં આવતો બલિ તે.

**નારાયણી,** સ્ત્રી૦ [ સં.] નારાયણની શક્તિ તે, દુર્ગા. લક્ષ્મી.

**નારિયેલ,** ન૦ નાળિયેર; શ્રીફળ.

**નારીયેલી,** સ્ત્રી૦ નાળિયેરી.

**નારી,** સ્ત્રી૦ [સં.] સ્ત્રી; બાઇડી, વનિતા, ઔરી (૨) પાણીમા થતી એક વેલ; નાળો. કહે૦ નારી ઝારી ને વેપારી, બહાર હજતાં ને મહીં મેશ

**નારીકુંજર,** પુ૦ સ્ત્રીઓના હાથી; સ્ત્રી પુતળીઓઓની એવી રીતની રચના કે હાથીનું સ્વરૂપ જણાય; (અસલ આવા પુતળીઓના હાથીની છાપના છાયલ છપાતાં અને લોકમા તે વખણાતાં)

**નારૂ,** ન૦ સુદારનું કામ કરનાર. ગામનું કામ કરે અને ગામની લહેર ઉપજમાંથી ગુજારો કરે એવા કામગરા લોક; વસવાયાં—કંદોઇ, કાછિયો, કુંભાર, માળી, હજામ, સુતાર, ઢોર ઉછેરનાર, તંબોળી, સોની, ઘોબી, કોળી; લુહાર, ઢેડ અને ચમાર, વગેરે.

**નારૂકારૂ,** ન૦ ગામેગામે ફરતા રહેવા તથા લુહારનું અને બીજું કારીગરીનું કામ કરનારા લોક તે.

**નારૂં**, ન૦ માંસલ અવયવમા પાકથી પરેલો વેહ, શાર.

**નાલ**, જુ૦ નાળ.

**નાલ**, સ્ત્રી૦ ઘોડામા પગના ડાબલા જેવી લોખંડની કડી.

**નાલકી**, સ્ત્રી૦ એક જાતની પાલખી

**નાલંદ**, ન૦ મગધમાં આવેલું એક પ્રાચીન શહેર (બૌદ્ધકાળમા આ ગામમા બુ઼ વોનું મોટું વિદ્યાપીઠ હતું.)

**નાલાયક**, વિ૦ [ ફા. ] નહિ-લાયક તે; કામમા આવે નહિ એવું. (૨) અયોગ્ય; અઘટિત, અસભ્ય. (૩) ગેરવ્યાજબી

**નાલાયકી**, સ્ત્રી૦ નહિલાયકી તે; અયોગ્યતા; અસભ્યપણું; અનઆવડ.

**નાલાસ**, સ્ત્રી૦ [ફા.] બદગોઇ; ગીબત; નિંદા

**નાલેસી**, સ્ત્રી૦ [ફા. નાલિશ] બદગોઇ; નિંદા. (૨) શરમ લાગે એવું તે નહિ શોભે-ઘટે એવું તે

**નાવ**, ન૦ [સં. નૌ. ] નાનું વહાણુ, હોડી.

**નાવડી**, સ્ત્રી૦ નાની હોડી

**નાવડું**, ન૦ હોડકું

**નાવણુ** ન૦ નહાવું તે; સ્નાન. (૨) ઋતુ સ્નાન.

**નાવણિયું**, ન૦ નહાવા બેસવાનુ આસન (૨) સ્નાન (કવિતામા).

**નાવણિયો**, પુ૦ હનામણો.

**નાવલિયો**, પુ૦ નાવલો, નાથ; પતિ; સ્વામી [પતિ.

**નાવલો**, પુ૦ ધણી, સ્વામી.

**નાવાકેફ**, વિ૦ [ ફા. ] અજાણ્યું; નહિ જાણિત. [નધણિયાતું.

**નાવારસ**, વિ૦ વારસ વગરનું;

**નાવિક**, પુ૦ [ સં ] વહાણ ખેડનારો, વહાણવટી. (૨) સુકાની; ટંડેલ.

**નાવી**, પુ૦ હજામ [હરવું.

**નાવું**, ક્રિ૦ અ૦ નહાવું, સ્નાન

**નાશ**, પુ૦ [ સં ] કોઇ પણ વસ્તુને ભાંગી તોડી તેનું નામ ન રહે એમ કરવું તે. પાયમાલી વિધ્વંશ; સંહાર. (૨) નુકશાન ટોટો. (૩). ખરાબી. [એવું, સંહારક.

**નાશક**, વિ૦ [ સં ] નાશ કરે

**નાશકારક**, વિ૦ નાશ કરે એવું; સંહારક. [એવું, ફના; અસ્થિર.

**નાશવંત**, [ સં ] નાશ પામે

**નાશેહ**, સ્ત્રી૦ શેહમાથી રાજાને ખસેડવો તે. નહિ શેહમા હોવું તે

**નાસ**, પુ૦ સ નાસા] નાકથી વરાળ વગેરે દમમા લેવા તે

**નાસણું**, ન૦ નાસવુ તે.

**નાસતપાસ**, સ્ત્રી૦ તજવીજ કરી જેવી તે, બાતમી કાઢી જેવી તે; તપાસ. ભાળ.

**નાસભાગ** સ્ત્રી૦ આમ તેમ નાસતા ને ભાગતા રહેવું તે; ભાગા ભાગ

**નાસરડું**, ન૦ પુઠ બતાની નાસી જવું તે; ભાગવું તે, નાસણું.

**નાસરી**, સ્ત્રી૦ હિસાબમાંની એક ગણતરી. (એની બાર બદામ ગણાય છે.)

**નાસવું**, ક્રિ૦ અ૦ ભાગવું; અસવું. (૨) ઉતાવળે દોડવું. (૩) જવાં રહેવું, સંતાવું.

**નાસા**, સ્ત્રી૦ [ સં. ] નાક: નાસિકા નાસામણિ=નાકની ચુની.

**નાસાગ્ર**, પુ૦ [ સં. ] નાકનું ટેરવું. [ સંતાડેલી.

**નાસાનાસ**, સ્ત્રી૦ ભાગાભાગ;

**નાસાનાસી**, સ્ત્રી૦ ભાગાભાગ.

**નાસિકા**, સ્ત્રી૦ [ સં. ] નાક.

**નાસીપાસ**, વિ૦ [ ફા. ] નાઉમેદ; નિરાશ. [ નિરાશા.

**નાસીપાસી**, સ્ત્રી૦ નાઉમેદી.

**નાસુર** ન૦ નાક વગેરેમાં પડતું સડાનું છિદ્ર દરદી ઢાંકવું નારૂં.

**નાસ્તિ**, સ્ત્રી૦ [ સં ] નહિ હોવું તે; અભાવ.

**નાસ્તિક**, વિ૦ [ સં. ] ઇશ્વર નથી એમ માનનાર, વેદ અને શાસ્ત્રો ઉપર જેને આસ્થા ન હોય તે. (૨) પુ૦ આસ્થા વગરનો માણસ. વેદને નહિ માનનારો; ચાર્વાક.

**નાસ્તિકતા**, સ્ત્રી૦ [ સં. ] ઇશ્વરને વેદને કે ધર્મશાસ્ત્રને નહિ માનવાપણું.

**નાસ્તિકપણું**, ન૦ નાસ્તિકતા.

**નાસ્તો**, પુ૦ [ ફા. ] સવારના પહોરમાં જે થોડું ખાવું કેરું ખાવું તે.

**નાહ**, પું૦ ધગધગતો અંગારો. (૨) નાથ; ધણી.

**નાહક**, અ૦ [ ફા. ] કારણ વગર, વૃથા; ખાલી; અમસ્તું.

**નાહકનું**, વિ૦ ગેરવાજબી; અમસ્તું; મિથ્યા. [ અંઘોળ.

**નાહણું**, ન૦ નહાવું તે; સ્નાન;

**નાહવું**, ક્રિ૦ અ૦ નહાવું; સ્નાન કરવું. [ ચનો ઇતિહાસ.)

**નાહિયેણુ**, સ્ત્રી૦ ભાટણ. ( ભર-

**નાહીં**, નહિ. ( કવિતામાં ).

**નાળ**, પુ૦ [ સં. નાલ ] અંદરથી પોલી લાંબી નળી. (૨) ગર્ભમાં બાળકની ડુંટી સાથે જોડાયેલી તે નાડી કે જેની મારફતે બાળકનું ગર્ભમાં પોષણ થાય છે. (૩) ઘોડા અને બળદના પગ નીચે જડવામાં આવતી લોઢાની ચપટી પતરીઓ તે; જોડાની એડીએ જડાતી લોઢાની ચપટી પટ્ટી. (૪) સ્ત્રી૦ નેજ; નાળિયું; ગલી. (૫) ધાતુના પેતરાની નીક. (૬) નેવું; નળિયું; પરનાળ. કહે૦-નાળનાં ગાડાં કંઇ નેળમાં રહે છે? =યત્ન કરવાથી મુશ્કેલીઓ ટાળી શકાય છે.

**નાળચું**, ન૦ પ્રવાહીની ધાર રેડવાની નળી; નળી જેવું સાંકડું ને લાંબું ને પહોળા મોંનું પાત્ર; ભુંગળું; નાળવું.

**નાળબંધ**, વિ૦ બળદ અને ઘોડાને પગે નાળ જડનારો.

**નાળવું**, ન૦ નાળચું; ભુંગળી.

**નાળિયું**, ન૦ સાંકડો પાણી

રસ્તો; નેળ; નાળ; ગલી.

**નાળિયેર,** [ સં. नारिकेल ] એ નામનું એક ફળ; શ્રીફળ. (એની ઉપર રેસાવાળી છાલ, છાલની નીચે કઠણ કોટલું અને કોટલામાં કોપરૂં હોય છે એ કોપરૂં પોચાવા-વચલા ભાગમાં પાણી રહે છે; લીલાં-તાજાં નાળિયેરનું પાણી લોકો પીએ છે. સુકા કોપરાની દાચનીઓ પીલતાં તેમાંથી તેલ નીકળે છે તેને કોપરેલ કહે છે. કોપરાના ખમણની મીઠાઇ બને છે. તે કોપરાપાક કહેવાય છે) રૂ૦ પ્રેઠ નાળિયેર આપવું=નોકરીમાંથી રજા આપવી. નાળિયેર મોકલવું=વિવાહનું માગું કરવું. નાળિયેર સ્વીકારવું=વિવાહનું માગું કબુલ રાખવું. ખડખડિયું નાળિયેર=અપમાનથી રૂખસદ મળવી તે. નાળિયેરી પુનમ=શ્રાવણ શુદ પુનમ.

**નાળિયેરી,** સ્ત્રી૦ નાળિયેરનું ઝાડ.

**નાળિયેરો,** પુ૦ ઉલકો; નાળિયેરનું કોટલું. [ ઝરો; નાની નદી.

**નાળું,** ન૦ વાંકળો. વહેળો (૨)

**નાળો,** પુ૦ પાણીમાં થતો એક જાતનો વેલો.

**નાંખ.** સ્ત્રી૦ ઉલટી; વમન.

**નાંખવું,** ક્રિ૦ સ૦ વેગળે ફેંકવું. જુઓ નાખવું. [મોટી બિલાડી.

**નાંગર,** ન૦ લંગર; વહાણની

**નાંગરણું,** ન૦ ગાળો; ફાંસો.

**નાંગળ,** સ્ત્રી૦ વહાણની બિલાડી; નાંગર; લંગર. (૨) અટકાવ; અવરોધ.

**નાંગળવું,** ક્રિ૦ સ૦ વહાણ થોભાવવું; લંગરવું; વહાણને દોર બાંધેલી બિલાડીથી રોકવું. (૨) જોતરવું.

**નાંગળું,** ન૦ નાકું; ગાજ; કાણું.

**નાંદિયો,** પુ૦ પોઠિયો; મહાદેવનો નંદી.

**નાંદી,** સ્ત્રી૦ [ સં ] નાટકના પ્રારંભની કવિતા, કે જેમાં જોનારને આશીર્વાદ અને નાટકની વસ્તુનું સૂચન હોય તે.

**નાંદીશ્રાદ્ધ,** ન૦ [ સં. ] પિતૃઓની પ્રસન્નતા માટે કરવામાં આવતું શ્રાદ્ધ.

**નિ,** અ૦ [સં. निर् ] નિષેધ, અભાવ અને નહિ એવો અર્થ બતાવનારા અર્થમાં શબ્દની આગળ જોડાય છે.:-નિઃશબ્દ, નિઃસંગ; નિર્મળ

**નિકટ,** અ૦ [ સં. ] પાસે; નજીક; સમીપ.

**નિકર,** પુ૦ [સં.] સમૂહ; જથ્થો. (૨) અ૦ નહિતર; નહિ તો.

**નિકષ,** સ્ત્રી૦ [ સં. ] શરાણ; ધાર કાઢવાનો પત્થર. (૨) કસોટી.

**નિકસવું,** ક્રિ૦ અ૦ નિકળવું; સરીજવું.

**નિકળવું,** ક્રિ૦ અ૦ અંદરથી બહાર આવવું. (૨) ફુટવું; ઉપસવું; ઉગવું. (૩) બંધનમુક્ત થવું; છુટવું., (૪) માલમ પડી આવવું; જડવું; (૫) પ્રસિદ્ધિમાં આવવું; જાહેર પુરૂષ, તરીકે જાણીતા થવું. (૬) જણાઇ

આવવુ (૭) ઉપજવુ, ઉડવુ (૮) ઉઘડવુ (૯) મનમાથી બહાર આવવુ (૧૦) નિભવુ. રૂ૦ પ્ર૦ નિકળી જવું=છોડીને નાસી જવુ (૨) ખતમ થઇ જવુ, રદ જવું નિકળી રહેવુ=બ વ થવુ

નિકંદન, ન૦ સમૂળો નાશ, જડમૂળથી ઉખડી જવુ તે ઉચ્ચરષાણુ નિકળી જવો તે ક્રિ૦ પ્ર૦ નિકંદન જવુ=સમૂળો નાશ થવો (૨) અ૦ મૂળમાથી ઉખાડી નાખેલુ હોય તેમ.

નિકાય, પુ૦ મુકામ રહેઠાણ (૨) ઘર (૩) જાતિ, વર્ગ.

નિકાલ, પુ૦ ગુચવણનો અંત લાવવો તે; તોડ, નિવેડો (૨) અંત, છેડો, છુટકો (૩) ફેંસલો, ફેંસલો, સમાધાની ઠરાવ ક્રિ૦ પ્ર૦ નિકાલ કાઢવો=તોડ કાઢવો અતલાવવો

નિકાસ, સ્ત્રી૦ માલ વગેરેનુ પરદેશ જવુ તે નિર્ગમન આયાત થી ઉલટુ તે. નિકાસ વેપાર=પરદેશ માલ મોકલવાનો જે વેપાર તે.

નિકાસી, વિ૦ નિકાસ કરનાર (૨) પરદેશ મોકલવાનુ હોય તે

નિકુંજ, સ્ત્રી૦ [ સં ] વનસ્પતિના ગાઢી ઘટા તે વેલીઓથી છવાયેલી શીળી ગુફા લતાગૃહ

નિકૃષ્ટ, વિ૦ [ સં ] અધમ; બહુજ ખરાબ (૨) તુચ્છ, હલકું.

નિકેતન, ન૦ [ સં ] ઘર, મહેલ મંદિર

નિકોરી, સ્ત્રી૦ નીક, મોરી, છીંડી

નિક્ષેપ પુ૦ [ સં ] નાખવુ તે, આક્ષેપ ફેંકવુ તે, મુકવું તે

નિખર્વ, વિ૦ [ સં. ] સો અબજ જેટલી સખ્યા તે; ૧૦૦,૦૦૦,૦૦,૦૦,૦૦.

નિખાર પુ૦ ખારાના પાણીથી ધોઇને ખેળ કાઢી નાખવા તે કપડાને પહેલી વાર ખૂબ ધોઇ નાખવુ તે. (૨) કાછ-કપડાની ખેળ કાઢી નાખવી તે (૩) મોટા ઓટ ઓટના પાણીની જે છેલ્લી ઉતર તે ક્રિ૦ પ્ર૦ નિખાર કાઢવો=કપડાને ધોઇને સાફ કરવું [ જાય તેમ કરવુ

નિખારવું, ક્રિ૦ સ૦ ખેળ નિકળી

નિખાલસ, વિ૦ જેના મનમા કપટ ન હોય તેવુ, ખુલ્લા દિલનુ (૨) શુદ્ધ (૩) રીઝુ, સાફસ

નિખિલ, વિ૦ [ સં ] સર્વ, સઘળુ; તમામ

નિગડ, સ્ત્રી૦ [ સં ] હાથીના પગમા નાખવાનો સાકળ (૨) બેડી જ જીર (૩) હેડ. [શાસ્ત્ર (૨) ઇશ્વર-

નિગમ, પુ૦ [ સં ] વેદ, ધર્મ-

નિગમવું, ક્રિ૦ સ૦ ટાળવુ, નાશ કરવો (૨) ક્રિ૦ અ૦ વહીજવુ, ગુજરવુ [ ચમવુ

નિગળવુ, ક્રિ૦ અ૦ ટપકવુ.

નિગાળ, પુ૦ ગાળતા રહેલો કચરો. (૨) ટપકીને પરેલુ હોય તે ગાઢો રસ, કસ, સત્વ.

નિગાળો, પુ૦ નિગળેલુ જે

તે; ઉતરેલા રેલાનો ડાઘ; ઓઘરાળો.

નિગુ, સ્ત્રી॰ બેડી; જંજીર.

નિગૂઢ, વિ॰ [સં] છુપું; ગુપ્ત. (૨) ઉંડું; બહાર જણાય નહિ એવું.

નિગેહબાની, સ્ત્રી॰ [ फा. ] નજર રાખ્યા કરવી તે; દેખરેખ; સંભાળ, તપાસ.

નિગોદ, સ્ત્રી॰ પ્રાણી.

નિગ્રહ, પું॰ [ સં ] નિબંધન; અવરોધ અટકાવ. (૨) સીમા; હદ (૩) દંડ; વારણ (૪) નાશ; નિમદસ્થાન; બધન સ્થાન; નિકળાય નહિ એવું સ્થાન.

નિઘલવું, ક્રિ॰ અ॰ કરસણનું પાક ઉપર આવી જવું.

નિઘર્ષણ, ન॰ [ સં. ] ઘસારો; સંઘર્ષ; ઘસાવું તે. [ કાવ.

નિઘંટ, પુ॰ વૈદક સંબંધી શબ્દ.

નિઘંટુ, પુ॰ [ સં. ] વૈદિક શબ્દોનો કોષ.

નિઘા, સ્ત્રી॰ [ फा. ] મહેરબાની; કૃપાદ્રષ્ટિ. (૨) સંભાળ; સાવચેતી.

નિઘેબાની, સ્ત્રી॰ કૃપાદષ્ટિ (૨) સંભાળ સંભાવના. (૩) દેખરેખ; તપાસ, જાપતો.

નિઘોષ, પું॰ અવાજ.

નિચાણ, વિ॰ નીચું હોય એવું; નીચે જતું;ઢાળ પડતું. (૨) ન॰ નીચું તે.

નિચોલ, ન॰ ઉપર ઓઢવાનું વસ્ત્ર; પિછોડી. (૨) આચ્છાદન; ઉપ વસ્ત્ર. (૩) ચોળી. (૪) નિચાણ જમીન-મુલક.

નિચોવવું, ક્રિ॰ સ॰ દાબીને પ્રવાહી બહાર કાઢવું; આંબળીને વસ્ત્રમાંથી પાણી કાઢી નાખવું. (૨) જુલમ કરી નાણાં વગેરે કઢાવવું; કસ રહે નહિ એમ કરવું. [ ધોવરામણ.

નિછરામણ, ન॰ વીછળામણ;

નિછારો, પુ॰ ગંદું પાણી જવાનું ઠેકાણું, નીક, મોરી.

નિછાળવું, ક્રિ॰ સ॰ વીછળવું.

નિજ, વિ॰ [ સં. ] સ્વકીય; પોતાનું; જાતનું. (૨) ખાસ;-નિજમંદિર.

નિજાનંદ, પુ॰ [ સં. ] પોતાનો આનંદ; (૨) પોતામાં જે પરમ આનંદ હોય તે; બ્રહ્મ.

નિજતમ, (અ॰) બ્રરો બસ્ત.

નિજારો, (અ॰) કોઈ વસ્તુ જોવી તે; નજર; કટાક્ષ.

નિટોળ, અ॰ નક્કી; નિશે.

નિઠ, અ॰ નક્કી.

નિઠવું; ક્રિ॰ અ॰ [ સં. निस्तॄ ] ખૂટવું, ઓછું થવું; વીતવું; પસાર થવું. (૨) નીબવું; ગુજરવું; (૩) અંત આવવો.

નિઠિયો, પું॰ તંગી; ખોટ.

નિડર, વિ॰ ડર વગરનું; કોઈથી બીએ નહિ એવું. (૨) છાતી વાળું; બહાદુર.

નિતરવું, ક્રિ॰ અ॰ ટપકવું;

પાણી ઠર્યા કરવું; ચુવું.

**નિતરાણુ**, ન૦ નિતારી લીધેલું જે પાણી વગેરે તે.

**નિતરામણુ**, ન૦ ઠરેલા પ્રવાહી ઉપરનું પાણી તે. રજ નિચે બેઠા પછી ઉપરનું સ્વચ્છ પાણી તે.

**નિતર્યું**, વિ૦ નિતરેલું; જેમાંની રજ વગેરે નીચે બેસી ગયા હોય એવું; =સ્વચ્છ. નિર્મળ.

**નિતંબ**, પુ૦ [ સં. ] જાંગ ઉપરનો જે માસલ અવયવ તે; કટિ પશ્ચાદ્ભાગ. થાપો; ઢગરાં. ( ૨ ) ઉંચો ને ઉતરતો ઢોળાવ તે.

**નિતંબિની**, સ્ત્રી૦ [ સં. ] નિતંબવાળી સ્ત્રી; જેના નિતંબ ભારે ને ઢળતા હોય તે સ્ત્રી.

**નિતારવું**, ક્રિ૦ સ૦ રજ નીચે ઠર્યા પછી ઉપર રહેલું પાણી લઇ લેવું.

**નિત્ય**, અ૦ [ સં. ] રોજ; હંમેશ. દરરોજ; સતત ( ૨ ) ચાલુ; જારી; સનાતન. રૂ. પ્ર૦ નિત્ય ઉઠીને=વારંવાર. હરહમેશ.

**નિત્યકર્મ**, ન૦ [ સં. ] દ્વિજવર્ણે કરવાનાં હંમેશાનાં પૂજા પ્રાર્થનાદિક તે; રોજનું કામ.

**નિત્યતા**, સ્ત્રી૦ અવિનાશી પણું; શાશ્વત રહેવાપણું; કાયમપણું.

**નિત્યાનંદ**, પુ૦ [ સં. ] નિત્યે આનંદ રહેવો તે; પરબ્રહ્મ.

**નિત્યાનિત્ય**, વિ૦ કાયમ અને કાયમ એવું; સ્થિરાસ્થિર; અવિનાશી ને નાશવંત.

**નિત્યે**, અ૦ રોજે; હંમેશાં.

**નિદર્શન**, ન૦ [ સં. ] દૃષ્ટાંત; ઉદાહરણ. નિદર્શના=એક કાવ્યાલંકાર

**નિદાઘ**, પુ૦ [ સં. ] ઉનાળો; ગરમીની મોસમ; ગ્રીષ્મકાળ.

**નિદાન**, ન૦ [ સં. ] રોગનું મૂળ કારણ; રોગ નિર્ણય. (૨) પરિણામ; છેવટ. (૩) જરૂર; ખચીત.

**નિદિધ્યાસ**, પુ૦ [ સં. ] સાંભળેલી વસ્તુનું ચાલુ ચિન્તન તે.

**નિદિધ્યાસન**, ન૦ [ સં. ] વિચાર પર લીધેલી બાબતને ફરી ફરીને યાદ કર્યા કરવી તે.

**નિદેશ**, પુ૦ આજ્ઞા; હુકમ; ફરમાન.

**નિદ્રા**, સ્ત્રી૦ [ સં. ] ઉંઘ.

**નિદ્રાયમાણ**, [ સં. ] ઉંઘતું; નિદ્રાવશ.

**નિદ્રાળુ**, વિ૦ [ સં ] ઉંઘમા આવેલું; આળસ ભરેલું. ( ૨ ) ઉંઘણશી.

**નિધડક**, બિ૦ બેધડક.

**નિધણિયાતું**, વિ૦ ધણી વગરનું; નવાજ્સ. [ નવારસ.

**નિધણિયું**, વિ૦ ધણી વગરનું;

**નિધન**, ન૦ [ સં. ] મોત. (૨) વિ૦ નિર્ધન; ગરીબ.

**નિધાન**, ન૦ [ સં. ] આધાર. (૨) નિધિ; પાત્ર.

**નિધિ**, પુ૦ [ સં. ] ભંડાર કે ઠાર; સંચય. (૨) કુદરતી ખ ચ્ (૩)

દેવના દ્રવ્ય ભંડાર. નિધિનવ કહેવાય છે.-પદ્મ, શંખ, ચક્ર, કચ્છપ, મુકુંદ, કુંદ, નીલ, ખર્વ ને મહાપદ્મ.

નિનાદ, [ સં. ] નાદ; અવાજ; સોર

નિપજ. સ્ત્રી૦ ઉત્પન્ન; પેદાશ (૨) લાભ; નફો. (૩) ઉત્પત્તિ. (૪) ફળ-પાકતે.

નિપજવું, ક્રિ૦ અ૦ છેવટ પરિણામ આવવું; ફળવું; પ્રાપ્તિ થવી; લાભ મળવો; પેદાથવું

નિપજાવવું. ક્રિ૦ સ૦ બનાવવું; તૈયાર કરવું; પકાવવું. (૨) ઉત્પન્ન કરવું; પેદાકરવું; રૂપ આપવું.

નિપટ, અ૦ છેક; તદ્દન (૨) વિ૦ બેશરમ.

નિપનવું, નિપજવું.

નિપાત, પુ૦ [ સં. ] પાયમાલ થવું તે; પતન; મોત.

નિપાવવું, ક્રિ૦ સ૦ બનાવવું; તૈયાર કરવું; પેદાકરવું; ઉત્પન્ન કરવું. (૨) પકાવવું.

નિપાળો, જુઓ નેપાળો.

નિપુણ, વિ૦ [ સં. ] કાબેલ; પ્રવીણ; કુશળ. ( ૨ ) ચતુર; પાવરધું.

નિપુણતા, સ્ત્રી૦ [ સં. ] પ્રવીણતા; કૌશલ્ય; કાબેલિયત. ( ૨ ) આવડ; હોશિયારી.

નિબંધ, પુ૦ [ સં. ] રચના. મુદ્દાસર લખાયેલો લેખ. (૨) કાયદો; ધારો.

નિબંધન. [ સં. ] અટકાવ, પ્રતિરોધ; બંધન.

નિભવું, ક્રિ૦ અ૦ ટકવું. ચાલ્યા કરવું; જારી રહેવું. ( ૨ ) પુરું થવું; જેમ તેમ કરીને ચાલવું. [ભઠ્ઠી.

નિભા, પુ૦ નિભાડો; કુંભારની

નિભાઉ, વિ૦ કામ ચલાઉ; થોડા દિવસ ચાલે એવું.

નિભાડો, જુઓ નિભાડો; નિભા.

નિભાવ, પુ૦ નિભવું તે; ચાલવું તે; ગુજરાન (૨) ટકાવ ક્રિ૦ પ્ર૦ નિભાવ કરવો=જેમ તેમ કરીને ચલાવવું.

નિભાવણ, વિ૦ નિભાવનાર; ચલાવનાર

નિભાવવું, ક્રિ૦ સ૦ જેમ તેમ કરીને જીવન વ્યવહાર ચલાવવો. (૨) ટકાવવું (૩) ચલાવી લેવું; રસ્તે પાડવું

નિભાવો, પુ૦ નિભાવ, ગુજરો.

નિભ્ભર, વિ૦ ભારે મજબુત; સંગીન નિર્ભર.

નિભૂત, વિ૦ [ સં. ] નિર્જન; એકાંત ( સ્થળ ).

નિભ્રાંત, વિ૦ [ સં. ] ભ્રાંતિ રહિત. શક વગરનું. (૨) નચિંત; બેફિકર.

નિમ, પુ૦ નિયમ. ધારો.

નિમક, ન૦ [ ફા. ] મીઠું. લુણ.

નિમકહરામ, વિ૦ લુણહરામ; બે ઇમાન, દગાખોર; કૃતઘ્ન.

નિમકહરામી, સ્ત્રી૦ લુણહરામી; કૃતઘ્નતા. (૨) નિમકહરામ.

નિમકહલાલ, વિ૦ ઉપકારને જાણનાર; આભારમાં રહેનાર. કૃતજ્ઞ.

**નિમકહલાલી,** સ્ત્રી૦ ઉપકૃત રહેવું તે કૃતજ્ઞતા.

**નિમગ્ન,** વિ૦ [ સં. ] બુડેલું; સ્થાપેલું રહેલું ગરક; મચેલું. (૨) મસ્ત એકતાર

**નિમજ્જન,** ન૦ [ સં. ] સ્નાન. (૨) બુડવું તે; ડૂબી જવું તે.

**નિમણુક,** સ્ત્રી૦ યોજના.(૨) કામ વગેરેની વહેંચણ તે; સુપરત. (૩) ગોઠવણ; બંદોબસ્ત (૪) દરમાયો; પગાર; માલિયાણું; આજીવિકા.

**નિમતાણો,** પુ૦ તપાસ.

**નિમવું,** ક્રિ૦ સ૦ [ સં. નિર્મા ] યોજવું; કામ ઉપર બેસાડવું. (૨) ઠરાવવું. (૩) નક્કી કરી આપવું; વહેંચી આપવું; ગોઠવણ કરી આપવી; નિમી આપવું; ઠરાવી આપવું. (૪) નિયમલેવો. વ્રત–બાધા ધરવી. (૫) ધોરણ બાંધી આપવું.

**નિમંત્રણ,** ન૦ [ સં. ] નોતરું; આમંત્રણ , [ આમંત્રવું.

**નિમંત્રવું,** ક્રિ૦ સ૦ નોતરવું;

**નિમાજ,** સ્ત્રી૦ [ અ. નમાજ ] બંદગી કરવી તે; પ્રાર્થના; સ્તુતિ કરવી તે. (૨) પ્રાર્થનાનાં વચન. ક્રિ૦ પ્ર૦ નિમાજ પઢવી=બંદગી કરવી. કહે૦ નિમાજ પઢતાં મસજિદ કોટે વળગી= ધર્મનું કામ કરવા જતા લફરૂં વળગ્યું.

**નિમાજી,** વિ૦ ભક્ત. રોજ નિમાજ પઢનાર [નિભા.

**નિમાડો,** પુ૦ કુંભારની ભઠ્ઠી;

**નિમાળા,** પુ૦ માણીઓની ચામડીમાંથી બહાર ફૂટી વધતા કાળા તંતુઓ તે વાળ; કેશ.

**નિમિત્ત,** ન૦ [ સં. ] ઉદ્દેશ, ધારણા; હેતુ. કારણ; સબબ. (૨) યોગ; લાગ; સાધન. (૩) બાનું; આળ; ઓઠાનું; તહોમત (૪) છિદ્ર.

**નિમિષ,** ન૦ નિમેષ.

**નિમીલન,** ન૦ [ સં. ] મિંચાઈ જવું તે; મરણ.

**નિમે,** અ૦ [ સં. નિમ ] અર્ધું એમ; અરધે ભાગે (૨) ભાગે પડતું હોય તેમ.

**નિમેખ,** જુઓ નિમેષ; જરા વાર

**નિમેષ,** સ્ત્રી૦ [ સં. ] થોડો જ વખત; પલક; પલકારો; મટકું; લહેલો. (૨) જરા; લગાર.

**નિમો,** (ફા.) અંગરખું; બુરખો.

**નિમ્ન,** [ સં. ] નીચું; નીચેનું. (૨) ગંભીર.

**નિમ્નગા,** સ્ત્રી૦ [ સં ] નીચે ઢોળાવે વહેનારી તે; નદી; સરિતા.

**નિયત,** વિ૦ [ સં. ] નક્કી કરેલું નીમી આપેલું; આસક્ત (૩) નક્કી ઠરાવેલું હોય તેવું; નિયમિત મળતું એવું.

**નિયતિ,** સ્ત્રી૦ [ સં. ] ભાગ્ય; દૈવ. (૨) નિયમ.

**નિયમવું,** ક્રિ૦ સ૦ નિયમિત કરવું; નિયમમાં આણવું.

**નિયમિત,** વિ૦ [ સં. ] નિયમસર હોય એવું; મુકરર; ઠરેલું.

**નિયંતા**, પુ૦ [ સં. ] બધી ચીજને નિયમે પ્રવર્તાવનારો જે પરમેશ્વર તે; દોરનારો, સારથિ, શાસ્તા

**નિયંત્રણા**, સ્ત્રી૦ કાબુ, અંકુશ.

**નિયામક**, વિ૦ નિયમથી ચલાવનારો, કબજે રાખનારો; સુકાની; નાવિક, અનુશાસક. [ જોડેલું.

**નિયુક્ત**, વિ૦ [ સં. ] યોજેલું;

**નિયુત**, વિ૦ [ સં ] દશ લાખ

**નિયોગ**, પુ૦ [ સં ] આજ્ઞા; પ્રેરણા. ( ૨ ) વિધવાએ પુત્રને માટે દિયેર સાથે સંબંધ કરવો તે. ( ૩ ) યોજના કરવી તે.

**નિર્**, અ૦ [ સ ] નિષેધ વાચક ઉપ સર્ગ. નિર્દોષ=દોષ વગરનું.

**નિરખ**, પુ૦ ફલાણે ભાવે વેચવું એમ નક્કી કરી મૂકેલું તે. (૨) તપાસ; પરીક્ષા, કસ.

**નિરખવું**, ક્રિ૦ સ૦ ધારી ધારીને જોવું; નિહાળવું. ( ૨ ) કસવું; પરીક્ષાકરવી [નિરખિ–( કવિતામાં )

**નિરધાર**, અ૦ નિર્ધાર, નક્કી,

**નિરધારવું**, ક્રિ૦ સ૦ નિર્ધારવું; નક્કી કરવું; ઠરાવવું. મુકરર કરવું.

**નિરનિરાળું**, વિ૦ જુદેજુદું; અલગ અલગ, એક બીજાને સંબંધ ન હોય એવું.

**નિરપરાધી**, વિ૦ અપરાધી નહિ તે; નિર્દોષ, બેકસુર

**નિરપેક્ષ** વિ૦ [ સં. ] અપેક્ષા રહિત, સ્વતંત્ર

**નિરર્થક**, વિ૦ [ સં. ] નકામું; નિષ્ફળ, વૃથા; ફોગટ.

**નિરંકુશ**, વિ૦ [ સં. ] અંકુશ વગરનું, જેને કોઇનો દાબ ન હોય તેવું; ઉચ્છૃખળ, ઉદ્ધત. ( ૨ ) સ્વતંત્ર.

**નિરંજન**, વિ૦ [ સં. ] અંધકાર-અજ્ઞાન રહિત; તેજોમય બ્રહ્મ.

**નિરંતર**, અ૦ [ સ. ] ચાલુ; સદાકાળ, સતત, જારી, હંમેશ

**નિરાકરણ**, ન૦ [ સં ] નિવારણ, નિવેડો; તોડ, ફેસલો. (૨) છેવટ; પરિણામ (૩) રદબાતલ કરવું તે.

**નિરાકાર** વિ૦ [ સં. ] આકાર રહિત, જેને કંઇ રૂપ ન હોય એવું, બ્રહ્મ

**નિરાધાર**, વિ૦ [ સં. ] આધાર રહિત, જેને કંઇ અવલંબન ન હોય એવું. (૨) ટેકા વગરનું.

**નિરામય**, વિ૦ [ સં. ] રોગ વિનાનું, તંદુરસ્ત.

**નિરાલંબ**, વિ૦ [ સં. ] આલંબન રહિત; નિરાધાર, અશરણ ( ૨ ) અદ્ધર [ આશાભંગ.

**નિરાશ**, વિ૦ [ સં ] નાઉમેદ;

**નિરાશા**, સ્ત્રી૦ નાઉમેદી, નાસીપાસી આશા નહિ તે.

**નિરાશી**, સ્ત્રી૦ નાઉમેદી.

**નિરાશ્રય**, વિ૦ [ સં. ] જેને કંઇ આશ્રય ન હોય એવું, અનાથ; લાચાર; નિરાધાર.

**નિરાશ્રયી**, વિ૦ આશ્રય વગરનું;

જેને આધાર ન હોય તેવું; લાચાર; ગરીબ.

**નિરાશ્રિત,** વિ૦ [ સં. ] જેને કોઇનો આશ્રય રહેલો ન હોય તે; અનાથ; અશરણ, ગરીબ

**નિરાહાર,** વિ૦ [ સં ] જેણે ભોજન કરેલું હોય નહિ એવું; ભૂખ્યું; ઉપવાસી. [ અલગ; આઘું.

**નિરાળું,** વિ૦ જુદું; ન્યારું;

**નિરાંત,** સ્ત્રી૦ નચિંતતા. ફુરસદ; પરવાર: ઉજાગરા વગરની હાલત. (૨) સુખ; ચેન. ક્રિ૦ પ્ર૦ નિરાંત થવી= ચિંતા રહિત થવું.

**નિરાંતે,** અ૦ નચિંતતાએ: ફુરસદે. (૨) સુખે.

**નિરિંદ્રિય,** વિ૦ [ સં. ] ઇંદ્રિય રહિત. (૨) જડ; ચેતન રહિત.

**નિરીક્ષણ,** ન૦ [ સં. ] બારીક તપાસ; ધારી ધારીને જોવું તે; અવલોકન. [ તપાસ.

**નિરીક્ષા,** સ્ત્રી૦ [ સં. ] બારીક

**નિરુક્ત,** ન૦ [ સં. ] વેદનું એક અંગ; વ્યુત્પત્તિ શાસ્ત્ર.

**નિરુત્તર,** વિ૦ [ સં. ] ચૂપ; ઉત્તર કરે નહિ એવું કરી દેવું તે; મૌન. ક્રિ૦ પ્ર૦ નિરુત્તર કરી દેવું= ચુપ કરી દેવું.

**નિરુત્સાહ,** વિ૦ [ સં ] ઉત્સાહ વગરનું; આળસુ; મંદ; શિથિલ.

**નિરુત્સાહી,** વિ૦ ઉત્સાહ ન હોય એવું; મંદ આળસુ.

**નિરુદ્યોગ,** વિ૦ [ સં ] નિરુદ્યમ બેકાર; નવરું.

**નિરુદ્યોગી,** વિ૦ જેને કામધંધો ન હોય એવું; આળસુ; બેકાર; નવરું.

**નિરૂપકારી,** વિ૦ કૃતઘ્ન;(૨) ઉપકાર ન કરે એવું.

**નિરૂપદ્રવ,** વિ૦ [ સં. ] ઉપદ્રવ રહિત. શાંત; પંચાતી ઉભી કરે નહિ એવું

**નિરૂપદ્રવી,** વિ૦ [ સં. ] ઉપદ્રવ કરે નહિ એવું; ગરીબ; દીન.

**નિરૂપમ,** વિ૦ [સં.] ઉપમારહિત; અનુપમ; અપ્રતિમ

**નિરૂપયોગ,** વિ૦ [સં.] ઉપયોગ રહિત; કામમાં આવે નહિ એવું.

**નિરૂપયોગી,** વિ૦ નહિ ઉપયોગનું તે. નકામું.

**નિરુપાય,** વિ૦ [ સં. ] જેનો કંઇ ઉપાય ન હોય એવું. (૨) લાચાર.

**નિરૂપણ,** ન૦ [ સં. ] કથન; ચરિતવર્ણન: વ્યાખ્યાન.

**નિરોધ,** પુ૦ [ સં. ] અટકાવ; રોકાણ. નિગ્રહ.

**નિરોપ,** પુ૦ [ સં. ] સંદેશો; કહેણ; પેગામ.

**નિર્ગત,** ન૦ [ સં. ] નિકળેલું; છુટેલું; ફુટેલું. ( ૨ ) જતું રહેલું; નાશ પામેલું.

**નિર્ગમન,** ન૦ [ સં. ] બહાર નિકળવું તે; પ્રસ્થાન. ( ૨ ) ગાળવું-ગુજારવું તે ( ૩ ) વિતાડવું તે.

**નિર્ગમવું,** ક્રિ૦ સ૦ ગુજારવું; કાઢવું; ગાળવું; વિતાડવું.

**નિર્ગંધ**, વિ૦ [ સં. ] ગંધ રહિત; જેમા વાસ ન હોય એવું; પરિમળ વગરનું (૨) સ્વચ્છ.

**નિર્ગુણ**, વિ૦ [ સ ] ગુણ રહિત (૨) ગુણ નહિ જાણનાર કૃતઘ્ન. (૩) રજ તમ અને સત્ત્વ એ ત્રણ ગુણથી રહિત એવું જે તે–બ્રહ્મ [ જાણનાર, કૃતઘ્ની

**નિર્ગુણિયું**. વિ૦ ગુણ નહિ

**નિર્ગુણી**, વિ૦ નિર્ગુણ (૨) અનુપકારી; કૃતઘ્ની. [ નિર્દય.

**નિર્ઘૃણ**, વિ૦ [સં] ઘૃણા રહિત;

**નિર્ઘૃણી**, વિ૦ જેને ઘૃણા–દયા ન હોય તે. ક્રૂર

**નિર્ઘોષ**, વિ૦ [સં] નીરવ; અવાજ થતો ન હોય તેવું (સ્થળ). (૨) ઘોષ; અવાજ. (૩) પુરાણ કાળનો એક રાજા.

**નિર્જન**, વિ૦ [ સં ] વિજન. મનુષ્યરહિત; ઉજ્જડ.

**નિર્જનતા**, સ્ત્રી૦ [સં] માણસ વગરની હાલત તે; વિજનતા; ઉજ્જડ-પણું.

**નિર્જર**, વિ૦ જરા—ઘડપણ રહિત; સદા જુવાન. (૨) પુ૦ અજર-અમર-દેવ.

**નિર્જળ**, વિ૦ પાણી રહિત; જ્યા પાણી મળી શકતું ન હોય એવું (સ્થળ). નિર્જળા એકાદશી=જેઠ સુદિ અગિયારસ તે.

**નિર્જિત**, વિ૦ [સં] નહિ જિતેલું

**નિર્જીવ**, વિ૦ [ સં. ] જેનામાં જીવ ન હોય એવું; જડ; અચેતન. (૨) નિર્બળ; કમજોર. ( ૩ ) નકામું; નજીવું; હલકું; માલ વગરનું.

**નિર્જીવતા**, સ્ત્રી૦ નિર્જીવપણું; જડતા. [ ઝરણ

**નિર્ઝર**, પુ૦ [સં.] વહેળો; ઝરો;

**નિર્ણય**, પુ૦ [ સં. ] તોડ; નિશ્ચય. (૨) છેલ્લો ઠરાવ. ફેંસલો; હુકમનામું. (૩) નક્કી કરેલી ગોઠવણ

**નિર્ણીત**, વિ૦ નક્કી કરેલું; ઠરાવેલું. [ ક્રૂર; ઘાતકી

**નિર્દય**, વિ૦ [સં.] દયા વગરનું;

**નિર્દાવા**, વિ૦ ફરીને દાવો થાય નહિ એવું–લખત વગેરે.

**નિર્દિષ્ટ**, વિ૦ [ સં. ] હુકમ કરેલો હોય એવું; આદિષ્ટ. ( ૨ ) બતાવેલું; સોંપેલું.

**નિર્દેશ**, પુ૦ [સં.] આજ્ઞા; હુકમ. (૨) દેખાડવું તે; વર્ણન; ઉચ્ચાર.

**નિર્દોષ**, વિ૦ [સં.] નિરપરાધ; બેકસુર (૨) નિષ્કપટ; નિખાલસ, ભોળું; ભલું; પાપ વગરનું; દૂષણ રહિત.

**નિર્દોષી**, વિ૦ જેણે દોષ કર્યો હોય નહિ એવું. [ગરીબ; દીન.

**નિર્ધન**, વિ૦ [ સં ] ધનરહિત;

**નિર્ધનતા**, સ્ત્રી૦ ધન રહિત હાલત તે ગરીબાઇ; દૈન્ય.

**નિર્ધનિયું**, વિ૦ જેની પાસે પૈસો ન હોય એવું; ગરીબ, કંગાલ.

**નિર્ધની**, વિ૦ ધન વગરનું; ગરીબ.

**નિર્ધાર**, પુ૦ નિશ્ચય, નક્કી કરેલો વિચાર. (૨) અ૦ ખચીત; નક્કી.

**નિર્ધારવું**, ક્રિ૦ સ૦ નક્કી કરવું; નિશ્ચે કરવું.

નિર્બળ, વિ૦ [ સં નિર્બલ ] બળરહિત; કમજોર (૨) અશક્ત તાકાત વગરનું દુર્બળ ૩ ગરીબ

નિર્બળતા, સ્ત્રી૦ કમજોરી· નબળાઇ, અશક્તિ.

નિર્બળપણું, ન૦ નિર્બળતા.

નિર્ભય, વિ૦ [સં] ભય રહિત (૨) નિડર; હિમ્મતવાળું.

નિર્ભયતા, સ્ત્રી૦ ભય નહિ હોવાપણું. નિડરતા. [ ભરપુર.

નિર્ભર, વિ૦ [ સં ] ભરેલું:

નિર્ભર્ત્સના, સ્ત્રી૦ [ સં ] તુચ્છકાર. (૨) કંટાળો; અભાવ.

નિર્ભાગી, વ૦ હીનભાગ્યનું; અભાગી; અકર્મી. [ કમનસીબ.

નિર્ભાગ્ય, [ સં. ] અભાગિયું;

નિર્ભ્રાંત, વિ૦ [ સં. ] ભ્રાંતિ ન રહે એવું: વગર વહેમનું. (૨) નક્કી; જરૂર. [ભેદાય એવું.

નિર્ભેદ્ય, વિ૦ [ સં. ] નહિ

નિર્ભેળ, વિ૦ સેળભેળ વગરનું; તદ્દન એક જાતનું

નિર્મળ, વિ૦ [ સં. ]: મળ-મેલ વગરનું: સ્વચ્છ. (૨) નિર્ભેળ; નર્યું. (૩) નહિ ઝાંખું. (૪) અંતરાય-આડ વગરનું; ચોખ્ખું; ખુલ્લું.

નિર્મળતા, સ્ત્રી૦ મેલ વગરનું હોવાપણું; સ્વચ્છતા; ચોખ્ખાઇ:

નિર્મળી, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ ઔષધિ.

નિર્માણ, ન૦ [ સં ] સર્જીત; નક્કી થયેલું હોય તે નસીબ; (૨) દૈવે નક્કી કરેલું હોય તે.

નિર્માલ્ય, ન૦ [ સં ] દેવપરથી ઉતરેલું જે દ્રવ્ય તેન્ડુલ વગેરે. (૨) વિ૦ માલ વગરનું; કમજોર; દુર્બળ; કાંગડું.

નિર્માળ, ન૦ નિર્માલ્ય

નિર્મિત વિ૦ [ સં ] સર્જેલ, નિર્માણ કરેલું, નિમેલું.

નિર્મુખ, વિ૦ [ સં ] અમુકવ ગયેલું; નિરાશ થઇ પાછું ગયેલું.

નિર્મૂળ, વિ૦ [ સં. નિર્મૂલ ] મૂળ પણ રહ્યું ન હોય તેવું. (૨) નિર્વંશ.

નિર્મોહ, વિ૦ [ સં ] જેને કશો મોહ રહેલો ના હોય એવું. (આણુધ –યોગી). [ નિકળવું તે.

નિર્યાણ, ન૦ [ સં. ] પ્રયાણ;

નિર્યાસ, પુ૦ [ સં ] વનસ્પતિમાંથી નીકળેલો રસ; ગુંદર. (૨) કવાથ; કસ: સાર.

નિર્લજ્જતા, સ્ત્રી૦ બેશરમી; બેઅદબી; લાજ વગરની સ્થિતિ.

નિર્લજ્જપણું, ન૦ લાજ વગરનું થઇ જવું તે: બેશરમી.

નિર્લજ્જ, વિ૦ [ સં ] લાજ વગરનું; બેશરમ; બેઅદબ.

નિર્લેપ, વિ૦ [ સં ] જેને લેપ લાગ્યો ન હોય એવું; જેને કંઇ લાગે વળગે નહિ એવું; અસંગ.

નિર્લોભ, વિ૦ [ સં ] જેને લોભ હોય નહિ એવું.

**નિલોભી**, વિ૰ લોભી નહિ એવું તે; જેને કંઇ ઇચ્છા ન હોય એવું.

**નિર્વચન**, ન૰ [ સં ] નિશ્ચય પૂર્વક કહેવું તે. પ્રશંસા.

**નિર્વંશ**, વિ૰ [સં] નખોદિયું; વંશ ન રહે એવું તે ક્રિ૰પ્ર૰ નિર્વંશ જવો=વંશનો નાશ થવો.

**નિર્વાણ**, અ૰ નક્કી; ખચીત. (૨) ન૰ ઉદ્ધાર; મોક્ષ. મુક્તિ (૩) લય થઇ જવો તે.

**નિર્વાણી**, વિ૰ નિર્વાણ પામેલું (૨) મુનિ; જેને વાણી નો સંયમ કરેલો હોય એવું.

**નિર્વાત**, વિ૰ [સં] પવન વગરનું. ( સ્થાન. )

**નિર્વાહ**, પુ૰ [ સં ] ચલાવવું તે; ટકાવ. (૨) ગુજરો; ભરણપોષણ. ક્રિ૰ પ્ર૰ નિર્વાહ કરવો=ચલાવી લેવું.

**નિર્વિકલ્પ**, વિ૰ [ સં ] વિકલ્પ રહિત; જેમાં કંઇ સંકલ્પ ન ઉઠે એવું.

**નિર્વિકાર**, વિ૰ [ સં. ] વિકાર રહિત; બગાડ વગરનું. [એવું.

**નિર્વિકારી**, વિ૰ વિકાર કરે નહિ

**નિર્વિઘ્ન**, વિ૰ [ સ. ] વિઘ્ન રહિત; અડચણ વગરનું.

**નિર્વિવાદ**, વિ૰ [ સં. ] જેને માટે વિવાદ કરવાની જરૂર ન હોય એવું; બીનતકરારી; અબાધિત. ( ૨ ) નક્કી; જરૂર.

**નિર્વિષ**, વિ૰ [ સં. ] વિષ રહિત. (૨) હાનિ કરે નહિ એવું; ગરીબ; સાલસ. ( ૩ ) વેરઝેર વગરનું; ભોળું; નિખાલસ.

**નિર્વીર્ય**, વિ૰ [ સં. ] વીર્ય-વગરનું; સત્ત્વહીન; નપુંસક; બાયલું; નમાલું.

**નિર્વેદ**, પુ૰ [ સં ] અણગમો; અભાવો; કંટાળો; વૈરાગ્ય.

**નિર્વેધ**, વિ૰ [ સં. ] વેધ વગરનું; અબાધ; અડચણ વિનાનું.

**નિર્વ્યસની**, વિ૰ જેને કશું વ્યસન ન હોય તેવું.

**નિલય**, ન૰ રહેઠાણ; મુકામ; ઘર.

**નિલવટ**, ન૰ કપાળ; ભાલ.

**નિલાજરૂં**, વિ૰ બેશરમ; નિર્લજ્જ.

**નિલામ**, ન૰ લિલામ; હરરાજી.

**નિવડવું**, ક્રિ૰ અ૰ નીકળી આવવું; પ્રકટ થવું. (૨) રીઢું થવું; પાકું થવું; કેળવવું. ( ૩ ) ક્રિ૰ સ૰ વિણવું; પસંદ કરવું; રૂ૰ પ્ર૰ નિવડે વખાણ=કસોટીમાંથી પસાર થઇ સારૂં નીકળી આવે ત્યારે વખાણવું બરોબર કહેવાય.

**નિવપન**, ન૰ [ સં. ] શ્રાદ્ધ સારવું તે; નિવપન ક્રિયા=શ્રાદ્ધક્રિયા.

**નિવર્તક**, વિ૰ [ સં. ] નિવારનાર; રાખનાર.

**નિવર્તવું**, ક્રિ૰ અ૰ [ સં. નિ+વૃ ] પાછું વળવું; પાછા હઠવું; ખસી જવું. (૨) ટળવું; મટવું; નવરા થવું.

**નિવાજવું**, ક્રિ૰ સ૰ નવાજવું;

સંતોખવું; નવાજેસ આપવી; સુખી ને ખુશી કરવું; મહેરબાની કરવી. (૨) બક્ષિસ આપવી.

**નિવાડો,** જુઓ નિવેડો.

**નિવારક,** વિ૦ નિવારણ કરનાર; મટાડનાર; પાછું હઠાવનાર; ટાળનાર. (૨) રોકનાર; અટકાવ કરનાર.

**નિવારણ,** ન૦ [ સં. ] નિવારવું તે; વારણ; રોકાણ; પાછું હઠાવવું તે; ટાળવું-મટાડવું તે.

**નિવારવું,** ક્રિ૦ સ૦ [ સં. નિવૃ ] પાછું હઠાવવું; અટકાવવું; દૂર કરવું; ટાળવું; મટાડવું; રોકવું; વારવું.

**નિવારિત,** વિ૦ વારેલું; રોકેલું; અટકાવેલું.

**નિવાસ,** પુ૦ [ સં ] રહેવાનું ઠેકાણું; રહેઠાણ; ઘર. (૨) પડાવ; મુકામ. [ કરીને રહેનાર.

**નિવાસી,** વિ૦ [ સં. ] રહેઠાણ

**નિવૃત્ત,** વિ૦ [ સં. ] પાછું ફરી આવેલું; વળેલું; છૂટું થયેલું; પરવારેલું; અળગું થયેલું; ફારગ.

**નિવૃત્તિ,** સ્ત્રી૦ [ સં. ] ઉપાધિમાંથી અળગા રહેવું તે; ફારગ થવું તે; છુટકારો. (૨) નિરાંત; શાંતિ; પરવાર; ફુરસદ; રાહત. (૩) ઉપાધિથી દૂર થઇ જઇ શાંત એકાંતવાસ કરવો તે.

**નિવેડો,** પુ૦ તોડ; ફેંસલો; ચુકાદો. (૨) પરિણામ; છેવટ; છેડો. ક્રિ૦ પ્ર૦ નિવડો લાવવો=પાર લાવવો.

**નિવેદન,** ન૦ [સં] નમ્રતાથી જણાવવું તે. (૨) અરજ. ક્રિ૦ પ્ર૦ નિવેદન કરવું=નમ્રતાથી અરજ ગુજારવી.

**નિવેદવું,** ક્રિ૦ સ૦ નમ્રતાથી જણાવવું. (૨) જે કહેવાનું હોય તે વિનય પૂર્વક કહેવું.

**નિવેશ,** પુ૦ [ સં. ] પડાવ; મુકામ; છાવણી. (૨) દાખલ થવું તે; પ્રવેશ.

**નિશ,** જુઓ નિશા. [ દરરોજ.

**નિશદિન,** અ૦ રાત દહાડો;

**નિશભોર,** અ૦ રાત દહાડો.

**નિશવાસર,** અ૦ રાત દિવસ.

**નિશા,** સ્ત્રી૦ [ સં. ] રાત; રજની. (૨) કેફ; નિશો; ઘેન. (૩) મસાલો વગેરે વાટવાની નાની શિલા. (૪) ખાત્રી.

**નિશાકર,** [ સં. ] રજનીકર; ચંદ્ર.

**નિશાચર,** પુ૦ [ સં. ] રાત્રિએ ભટકનાર; રાક્ષસ; ચોર; કાળાં કર્મ કરનાર. (૨) રાતે શિકારે નીકળનારાં હિંસક પશુ અને પંખીઓ વગેરે તે.

**નિશાચરી,** સ્ત્રી૦ રાક્ષસી.

**નિશાણ,** જુઓ નિશાન.

**નિશાતરો,** પુ૦ મસાલો વાટવાનો ગોળ પથ્થર; ઉપરવટ્ટો.

**નિશાન,** ન૦ ઓળખવાનું ચિહ્ન; ખૂણ; આંકો; લીટો; રેખા. (૨) નક્કી કરેલું બિંદુ. (૩) ધ્વજ; વાવટો; જરીપટકો; ઝુંડો. (૪) ઘડિયાળાં; વાજાં; ચોઘડિયાં; નોબત(કાવ્યમાં) (૫) ધારેલી બાબત; ધારણા; ચોટ. ક્રિ૦ પ્ર૦ નિશાન તાકવું=ધારેલે સ્થાને

ચોટ લગાવવી. નિશાન મારવું=ધારેલું કામ પાર પાડવું. નિશાન ઉડાડવું=ધારણા હોય તે સફળ કરવી.

**નિશાનબાજ**, વિ૦ નિશાન પાડનાર; નિશાનપર ધાર્યો ઘા મારી જાણનાર.

**નિશાનબાજી**, સ્ત્રી૦ નિશાનપર ઘા લગાવવાનો મહાવરો કરવો તે. નિશાન પાડવાની સરતની રમત તે.

**નિશાની**, સ્ત્રી૦ ચિહ્ન, ઓળખ; ખૂણ (૨) યાદગીરીને માટે આપેલી વસ્તુ તે. (૩) છાપ; લાખું; લીટો; ઘસરકો. (૪) પગલી.

**નિશાપતિ**, પુ૦ [ સં ] ચંદ્ર.

**નિશાળ**, સ્ત્રી૦ બાળકોને ભણવાનું સ્થાનક-મકાન; મદ્રેસા; શાળા.

**નિશાળગરણું**, ન૦ નાના છોકરાનું પહેલ વહેલું નિશાળે જવું તે. (૨) છોકરાને પહેલ વહેલો નિશાળે મૂકતાં કરવામાં આવતો વિધિ તે.

**નિશાળિયો**, પુ૦ નિશાળે જનારો છોકરો; વિદ્યાર્થી; શિષ્ય; ભણનારો.

**નિશો**, પુ૦ [ ફા. ] કેફ; ઘેન.

**નિશોતર**, ન૦ એક જાતની વનસ્પતિનાં મૂળિયાં; એકઔષધિ; નસોતર

**નિશ્ચય**, પુ૦ [ સં ] મનથી નક્કી કરેલું હોય તે; અભિપ્રાય; નિર્ણય; ઠરાવ. (૨) ખાતરી. પતીજ; ભરોસો. (૩) નિવેડો; તોડ; નિર્ણય.

**નિશ્ચલ**, વિ૦ [સં] નચળે એવું; ડગ મગે કે હાલે નહિ એવું; સ્થિર.

**નિશ્ચલતા**, સ્ત્રી૦ અચળતા; ડગુમગુ નહિ થવાપણું. (૨) દૃઢતા; સ્થૈર્ય.

**નિશ્ચિંત**, વિ૦ [ સં ] ચિંતા રહિત, બેફિકર.　　[ રાઇ; નિરાંત.

**નિશ્ચિંતપણું**, ન૦ [સં] બેફિકનિઃશ્વાસ, પુ૦ નિસાસો.

**નિષાદ**, પુ૦ એક અનાર્ય જાતિ; ભીલ. (૨) ધીવર; માછી. (૩) ચંડાળ.

**નિષિદ્ધ**, વિ૦ [સં] મના કરેલું; નકારિત. (૨) નકારું; ખરાબ [નકાર.

**નિષેધ**, પુ૦ [ સં. ] પ્રતિષેધ;

**નિષેધક**, વિ૦ નિષેધ કરનાર; મના કરનાર; ના પાડનાર; વિરુદ્ધ મત આપનાર.　　[નકારવું; ના પાડવી.

**નિષેધવું**, ક્રિ૦ સ. મના કરવું;

**નિષ્ક**, પુ૦ [ સં. ] સોનાનો સિક્કો; મહોર; દીનાર.

**નિષ્કપટ**, વિ૦ જેના મનમાં કપટ ન હોય એવું; ભોળા મનનું; સરલ સ્વભાવનું; નિખાલસ.

**નિષ્કપટી**. વિ૦ નહિ કપટી તે; નિખાલસ; ભોળું. (૨) નિષ્કપટ.

**નિષ્કરુણ**, વિ૦ [ સં ] જેનામાં કરુણા હોય નહિ તે; કઠોર હૃદયનું.

**નિષ્કર્મ**, વિ૦ અકર્મ; કામકાજ નહિ કરનાર. (૨) આળસુ; નવરું.

**નિષ્કર્ષ**, પુ૦ [ સં ] સત્ત્વ; સાર; તત્ત્વ; મતલબ; અર્ક.

**નિષ્કલંક**, વિ૦ [ સં ] કલંક રહિત; લાછન વિનાનું; નિર્દોષ; ચોખ્ખું; શુદ્ધ; પવિત્ર.

**નિષ્કંટક**, વિ૦ [ સં ] કાંટા વગરનું. કંઈ હરકત કે આડખીલી રહેલી ન હોય એવું; વાધા વગરનું. (૨) શત્રુ વગરનું સ્વતંત્ર

**નિષ્કામ**, વિ૦ [ સં ] કામના-ઇચ્છા રહિત, નિ સ્વાર્થ; બદલાની આશા વગરનું.

**નિષ્કારણ**, અ૦ વગર કારણે; બીન જરૂર. (૨) અમસ્તુ.

**નિષ્ક્રાંત**, વિ૦ [ સ ] ગયેલું; નિર્ગત; બહાર નીકળી ગયેલું

**નિષ્ણાત**, વિ૦ [ સ. ] નિપુણ; કુશળ; હોશિયાર; સારી પેઠે જાણનાર.

**નિષ્ઠા**, સ્રી૦ પૂર્ણ વિશ્વાસ હોવો તે; આસ્થા; ઇતબાર, પતીજ. (૨) ધારણા; આશય; વિચાર; મનસુબો. (૩) સ્થિતિ સ્થિરતા (૪) ઉદારતા. ક્રિ૦ પ્ર૦ નિષ્ઠા રાખવી= વિશ્વાસ રાખવો.

**નિષ્ઠુર** વિ૦ [ સં. ] નિર્દય; ક્રૂર. (૨) કઠણ; સખત.

**નિષ્ઠુરતા**, સ્રી૦ નિર્દયતા; ક્રૂરતા. (૨) કઠોરતા; સખતાઇ; દયા હીનતા.

**નિષ્પક્ષપાત**, વિ૦ પક્ષપાત રહિત, એકકે તરફ નહિ ઢળતું; સ્વતંત્ર.

**નિષ્પક્ષપાતી**, વિ૦ કોઇની તરફદારી કરે નહિ એવુ; પોતાને યોગ્ય લાગે તેમ કહે અને કરે એવું; સીધું; સ્વતંત્ર વિચારવાળું.

**નિષ્પત્તિ**, સ્રી૦ [સં.] ઉત્પન્ન; ફળ; સાર. (૨) સિદ્ધિ.

**નિષ્પાપ**, વિ૦ [ સં. ] પાપ રહિત, શુદ્ધ; પવિત્ર.

**નિષ્પ્રયોજન**, વિ૦ [ સં. ] પ્રયોજન રહિત. (૨) અ૦ કારણ વગર.

**નિષ્ફળ**, વિ૦ [ સં. ] ફળ-પરિણામ રહિત. (૨) અ૦ ફોગટ; મિથ્યા; વ્યર્થ; ખાલી.

**નિસબત**, સ્રી૦ [અ.] સંબંધ; વળગણ; નાતો. (૨) હવાલો; સંભાળ; અખત્યાર. (૩) અ૦ મારફત.

**નિસરણી**, સ્રી૦ ઉંચે ચડવાની પગથિયાંવાળી રચના તે; સીડી; સોપાન.

**નિસરવું**, ક્રિ૦ અ૦ બહાર આવવું; આગળ નિકળી આવવું; નિકળવું.

**નિસર્ગ**, પુ૦ [ સં ] સ્વભાવ. (૨) કુદરત; પ્રકૃતિ; જગત

**નિસાતરો**, જુઓ નશાતરો.

**નિસાસો** પુ૦ નિઃશ્વાસ. (૨) લાંબો શ્વાસ લઇ નીચે મૂકવો તે (૩) હાય; અકળામણને લીધે જે શાપ દેવામાં આવે તે. ક્રિ૦ પ્ર૦ નિસાસો નાખવો= નાસીપાસીનો શાપ દેવો.

**નિસૂદન**, ન૦ [ સં ] મારી નાખવું તે; વધ, ઘાત (૨) વધ કરનાર; મારનાર.

**નિસ્તરવું**, ક્રિ૦ અ૦ પાર પડવું, પુરૂં થવું; ખૂટવું. (૨) તરવું.

**નિસ્તારો**, પુ૦ [ સં ] પાર;

ઉદ્ધાર; મુક્તિ; મોક્ષ; તારણ. (૨) છુટકો; નિકાલ; તોડ.

**નિસ્તેજ**, વિ૦ [ સં ] તેજ વગરનું; ઝાંખું; ફીકું. (૨) સુસ્ત; ધુંધળું; ઝળકી વગરનું.

**નિસ્પૃહ**, વિ૦ [ સં ] સ્પૃહા રહિત; બેદરકાર; બેપરવા; તમાવગરનું (૨) કોઇની પણ સહાયની ઇચ્છા રાખતું ન હોય તેવું.

**નિસ્પૃહતા**, સ્રી૦ નહિ સ્પૃહા તે; બેપરવાઇ કોઇની સહાયની ઇચ્છા નહિ રાખવાપણું.

**નિસ્પૃહી**, વિ૦ સ્પૃહા વગરનું; કોઇની કંઇ પરવા રાખે નહિ એવું; નિસ્પૃહ. [ ઘાતક; મારનારો.

**નિહંતા**, પુ૦ [ સં ] હણનારો;

**નિહારિકા**, સ્રી૦ [ સં ] આકાશમાં ફરતા હવામય તેજ સમૂહો; તેજસ્વી વરાળના ગોટા.

**નિહાળવું**, ક્રિ૦ સ૦ ધારી ધારીને જોવું; નિરખવું. [ગીબતખોર.

**નિંદક**, ન૦ નિંદા કરનાર;

**નિંદવું**. ક્રિ૦ અ૦ પુઠે ભુંડું બોલવું; નિંદા કરવી.

**નિંદા**, સ્રી૦ કોઇની પુઠ પાછળ ભુંડુ બોલવું તે; બદગોઇ, ગીબત; ચુગલી. [ગીબતખોર.

**નિંદાખોર**, વિ૦ નિંદક;

**નિંદિત**, વિ૦ [ સં ] જેની નિંદા થયેલી હોય તેવું. (૨) નઠારું; ખરાબ; વગોવાયેલું; હલકું.

**નિંદ્ય**, વિ૦ [ સ ] નિંદા કરવાજોગ; ધિક્કારવા જોગ (૨) ખરાબ; નઠારું.

**નિંબ**, પુ૦ [ ફા ] લિંબડો.

**નિઃશંક**, અ૦ શંકા કરવાનું કારણ ન હોય તેમ; બેશક; બેધડક.

**નિઃશેષ**, અ૦ કંઇજ બાકી રહેલું ન હોય તેમ તમામ; બિલકુલ.

**નિઃસત્વ**, વિ૦ [ સં ] સત્ત્વ રહિત; માલ વગરનું; કુચા જેવું (૨) નિર્માલ્ય; કમજોર. (૩) ગરીબ. દીન.

**નિઃસંગ**, વિ૦ [ ફા સંગ રહિત; અતડું. અળગું. આસંગ નહિ રાખતું.

**નિઃસંદેહ**, વિ૦ [ ફા ] નિઃશંક; સંદેહ રહિત. જરૂર; ખચીત.

**નિઃસંશય**, વિ૦ [ ફા નિઃસંદેહ; નિઃશંક, જરૂર, અચૂક.

**નિઃસ્નેહ**, વિ૦ [ ફા સ્નેહ રહિત; પ્રીતિ વગરનું. [ વગરનું.

**નિઃસ્વાદ**, વિ૦ [ ફા . સ્વાદ

**નિઃસ્વાર્થ**, વિ૦ [ ફા ] સ્વાર્થ રહિત.

**નિઃસ્વાર્થી**, વિ૦ સ્વાર્થી નહિ એવું તે; પરાર્થી; નિઃસ્વાર્થ વૃત્તિનું.

**નીક**, સ્રી૦ પાણી વહેવરાવવાનો ઢાળ પડતો માંકડો રસ્તો.

**નીકા**, પુ૦ [ અ ] સ્રી પુરુષે ધણી ધણિયાણી તરીકે રહેવાને બંધાવું તે. નીકા પઢવા=મુસલમાની ધર્મ મ. માણે પતિ પત્ની તરીકે રહેવાને બંધાવું

**નીચ,** વિ० [ फा ] હલકું; નઠારૂં; હીણી જાતનું; અધમ; ખરાબ; નિંદ્ય. (૨) અપજશ મળે એવું.

**નીચલું,** વિ० નીચેનું; નીચે હોય તેવું; તળેનું; હેઠેનું (૨) ઉતરતું; ઢાળ પડતું; નીચેની બાજુનું.

**નીચું,** વિ० નીચ; હલકું; કુજાત; નઠારૂં, દુષ્ટ. (૨) નહિ ઉંચું; ઉતાવળું નહિ એવું; ધીરૂં. (૩) નિચાણમાં હોય તેવું; ઉતરતું; ઢળતું; નમતું. રૂ० પ્ર० નીચું જોવું=શરમાઇ જવું; નીચા જોયું=લાજનવાળું; શરમાળ.

**નીચે,** અ० નીચલી તરફ, હેઠળ; હેઠે; તળે. [ ભાળો.

**નીડ,** પુ० [ फा ] પંખીનું ઘર;

**નીતિ,** સ્ત્રી० [ फा ] કોઇ પણ ક્રમ સારી રીતે ચલાવવાને માટે નક્કી કરેલો માર્ગ તે; ન્યાય; સદાચાર.

**નીતિમાન,** વિ० સદાચારી; સદ્ગુણી; ન્યાયયોગ્ય હોય તે પ્રમાણે કરનાર.

**નીતિશાસ્ત્ર,** ન० [સં.] મનુષ્યે વ્યવહારમાં રાજ્યમાં અને વર્તનમાં કેમ રહેવું તથા ચાલવું તેના જે નિયમો તે. [ ફૂલઝાડ.

**નીપ,** પુ० [ सं ] એક જાતનું

**નીમ,** પુ० નિયમ [ ઉંટવૈદ.

**નીમહકીમ,** પુ० લેભાગુ વૈદ;

**નીમા,** પુ० નિમાટો; નિભા. (૨) મોટો પ્રયોગ; એક સામટો ગ્રા ઉપર કરેલો અખતરો.

**નીરગી,** સ્ત્રી० હુંડી.

**નીર** ન० [ સં. ] પાણી; જળ; ઉદક. (૨) સત્ત્વ; શૌર્ય; બળ; તેજ નૂર. [ ઘાસ તે.

**નીરણુ** ન० ઢોરને નીરવાનું જે

**નીરદ,** પુ० [ સં.] મેઘ; વાદળું.

**નીરવું,** ક્રિ० સ० ઢોરના મોં આગળ ઘાસ નાખવું.

**નીરસ,** વિ० રસ વગરનું.

**નીરો,** પુ० ખજુરાંમાંથી નીકળેલો તાજો રસ; વરતની નીકળેલી તાડી.

**નીરોગી,** વિ० [ સં. ] રોગ રહિત; તંદુરસ્ત.

**નીલ,** વિ० [ સં. ] આસમાની; ઘેરૂં; કાળું-ભૂરૂં. [ (૨) મોર.

**નીલકંઠ,** પુ० [ સં. ] મહાદેવ.

**નીલમ,** ન० અસમાની હીરો.

**નીલી,** સ્ત્રી० ગળી.

**નીલું,** વિ० ઘેરૂં અસમાની.

**નીલોત્પલ,** ન० [ સં. ] કાળું કમળ.

**નીવાર,** પુ० [ સં. ] એક જાતનું અનાજ; એક જાતના ચોખા.

**નીવી,** સ્ત્રી० [ સં. ] ચણિયાના નાડાની ગાઠ.

**નીસા,** સ્ત્રી० નિશો. (૨) ભરોસો; પતીજ; (૩) મસાલો વાટવાની પત્થરની નાની શિલા. [ધૂમસ.

**નીહાર,** પુ० [ સં. ] ઝાકળ;

**નીંદણુ,** ન० ખેતરમાં જે નકામું ઘાસ ઉગેલું હોય તે.

**નીંદવુ** ક્રિ૦ અ૦ નકામુ ઘાસ મૂળમાથી ખેચી નાખવુ

**નુકતી** સ્ત્રી૦ રાજગરાના લોટની ખાંડ પાયેલી શીંગો

**નુકસાન**, ન૦ [અ] ગેરલાભ ગેરફાયદો તોટો (૨) બગાડ ખરાબી (૩) નાશ હાનિ (૪) હરકત અડચણ વાંધો ક્રિ૦ પ્ર૦ નુકસાન કરવુ=હાનિ પહોચાડવી (૫) ખામી, છિદ્ર દોષ

**નુકસાનકારક**, વિ૦ ગેરફાયદા કારક નુકસાન કરે એવુ

**નુકસાની**, સ્ત્રી૦ નુકસાન ગેરફાયદો (૨) ખોટ તોટો હાનિ (૩) ખોટનો બદલો તે

**નુકતો** પુ૦ નકતો કૌતુક ઉત્પન્ન કરે એવો બનાવ તે (૨) નવો બુટ્ટો (૩) કાયદો (૪) ટિખળ હસવા જેવી વાત (૫) અરબી ને ફારસી અક્ષરો ઉપર મીંડા વગરે મૂકવામા આવે છે તે

*નુગરુ*, *વિ૦ ગુરુ વગરનુ; નગુ* જે કોઇને ગાઠે નહિ એવુ હોય તે નુગરોસાપ=ઉતરે નહિ એવો સાપ

**નુસખો**, (અ૦) પુસ્તક (૨) દવાનો પ્રયોગ

**નૂતન**, વિ૦ [ स ] નવુ નવીન (૨) તરતનુ તાજુ નૂતનતા=નવાપણુ નવીનતા

**નૂપુર**, ન૦ [ स ] સ્ત્રીઓને પગે પહેરવાનુ ઘરેણુ ઝાંઝર નેપુર

**નૂર**, ન૦ [ अ ] તેજ, પ્રકાશ કાંતિ (૨) શૌર્ય પાણી (૩) ભાડુ

**નૂરી**, સ્ત્રી૦ [ हिं ] લાવ ર ગનુ એક પ ખી

**નૃત્ય**, ન૦ [ स ] નાચવુ તે નાચ નૃત્ય કર=નાચ કરનારો [રાજા

**નૃપ** પુ૦ નરો પાળનારો તે-

**નૃપતિ**, પુ૦ રાજા નૃપાળ

**નૃપાળ**, પુ૦ રાજા

**નૃશસ** વિ૦ અત્યત પાપી—નઠારો ક્રૂર ઘાતકી

**નૃશસતા**, સ્ત્રી૦ અતિ નીચ—પાપીપણુ ક્રૂરતા

**નૃસિંહ**, પુ૦ નરને સિહના મિશ્ર આકારનો વિષ્ણુનો ચોથો અવતાર (૨) ગુજરાતનો આદિ કવિ (૩) નરોમા સિહ જેવો જે શૂરવીર તે

**ને**, અ૦ અનેનુ હ્રસ્વ રૂપ અને તથા (૨) બીજી વિભક્તિનો પ્રત્યય (૩) ક્રિયાપદના આજ્ઞાર્થ રૂપને અતે ની ને રૂપે આવનાર પ્રત્યય—આપને? નાખને? (૪) વિ૦ એવુ અર્થે કવિતામા વપરાય છે ગોરમા ઘરેરો ને ભરથાર કે આપ્યો સુજનેરે લોલ (૫) સ્ત્રી૦ નેહ હોકામાથી ધુમાડો ખેચવાની પાતળી નળી

**નેઉ**, વિ૦ નેવુ ૯૦

**નેક**, વિ૦ [ फा ] પ્રમાણિક, સાચુ ન્યાયી પાક ઇમાનદાર (૨) નીતિમાન સદાચારી ભલુ (૩) સખી (૪) પુ૦ હદ, મર્યાદા (૫) શતખ ક્રિ૦ પ્ર૦ નેક બાધવો=

અમુક મુદતે નિયમિત અમુક આપવું એમ ઠરાવવું તે. નેકનજર=પ્રમાણિકપણે વર્તનાર. નેકનામ=નેકીમાં જે જાણીતું હોય તે. નેકનામદાર=ભલા નામવાળો. નેકબખ્ત=સારા નશીબવાળું.

**નેકી**, સ્ત્રી૦ [फा.] પ્રમાણિકતા; ઇમાનદારી. (૨) સન્નિષ્ઠા.

**નેકો**, પુ૦ અમુક હદનો નેક. આંકો; ધારો; નિયમ; બંધ; પ્રમાણ.

**નેગ**, પુ૦ મંદિરમાં આપવાનો એક દિવસનો ખોરાક.

**નેગવું**, ક્રિ૦ પ્ર૦ ખાવું; જમવું.

**નેચો**, પ્ર૦ [ फा . હોકાની નેહ

**નેજવું**, ન૦ બારસાખના સોભલા પાસેનું ઢાંકણું; હાટો; વાટ. (૨) મોતિયાનો ટેકો.

**નેજારા**, પુ૦ [ अ ] કટાક્ષ; આંખના અણસારા; નેત્રબાણ; નિઝારા.

**નેજું**, ન૦ [ फा. नेजह ] નાની બરછી ઉપરની ધજા, ઘોડેસ્વારના ભાલાને વળગાડેલો વાવટો. (૨) ભાલાનું ફણું, બરછીનું પાનું. [બરછી.

**નેજો**, પુ૦ વાવટો. (૨) ભાલો;

**નેઠ**. અ૦ નક્કી. જરૂર; ખચીત.

**નેઠી**, સ્ત્રી૦ ખાણખોદ; તપાસ; પડપૂછ.

**નેડે**, અ૦ પાસે; નજીક; કને.

**નેડો**, પુ૦ સ્નેહ; પ્રેમ, અનુરાગ.

**નેણ** [सं. नयन] આંખ, નેત્ર, ચક્ષુ. નેણકટારી=કટાક્ષ.

**નેતર**, ન૦ પાણીમાં થતા એક જાતના લાંબી પેરના સાંઠા; વેતસ. (એ જેમ વાળીએ તેમ વળે એવા સ્થિતિસ્થાપક હોય છે.) (૨) પાતળી સોટી. [રસી

**નેતરું**, ન૦ વલોણું તાણવાની

**નેતા**, વિ૦ [ सं. ] દોરનાર; આગેવાન; મુખ્ય નાયક. (૨) પ્રભુજ

**નેતિ**, અ૦ [ सं. ] એ નહિ એ નહિ, એમ; એ નહિ પણ વધારે; અનંત. (૨) યોગની એક ક્રિયા.

**નેત્ર**, ન૦ [सं.] આંખ, નયન. ચક્ષુ; નેત્ર. નેત્રપલ્લવી=આંખના અણસારાથી સમજાવવાની ભાષા.

**નેત્રવૈદ**, પુ૦ [ सं ] આંખનાં દરદનો વૈદ. [આંખનું પાણી.

**નેત્રાંબુ**, ન૦ [ सं ] આંસું;

**નેન**, જુ૦ નેણ. [સુતરાઉ કપડું.

**નેનસુખ**, ન૦ ઝીણું વણાટનું

**નેપથ્ય**. ન૦ [ सं.] રંગભૂમિની પાછળની નટોને વેષ પહેરવા જવાની જગા. (૨) રંગભૂમિનો પડદો.

**નેપાળો**, પુ૦ એક ઉગ્ર રેચક ઔષધિ. રૂ૦ પ્ર૦ નેપાળો આપવો= બીક બતાવવી.

**નેપુર**, ન૦ નૂપુર; ઝાંઝર.

**નેફો**, પુ૦ [ फा. नेफ़] સુરવાલ-ચણિયાની તે ખોલ કે જેમાં નાડું રહે છે.

**નેમ**, પુ૦ નિયમ. (૨) નિશાન; તીર મારવાને ધારેલું બિંદુ તે. (૩) અમુક નક્કી કરેલો હેતુ તે. (૪) હદ;

મર્યાદા. ક્રિ૦ પ્ર૦ નેમ ચૂકવી=ધારેલો હેતુ ભૂલી જવો.

**નેમી**, સ્ત્રી૦ [ સ ] પૈંડાની પરિધિ. ચક્રધાર. (૨) કુવા ઉપરની પાણી તાણવાની ગરગડી.

**નેરૂં**, ન૦ પાણી વહેતું હોય તે વહેળો; કોતર. (૨) વિ૦ ન્યારૂં.

**નેવ**, વિ૦ નેવું; ૯૦. (૨) નળિયાં. (૩) જ્યાં નેવાની ધારા પડતી હોય તે જગા: નળિયાથી પડતી પાણીની ધારાઓ તે. રૂ૦ પ્ર૦ નેવે મૂકવું=ભૂલી જવું; ઉચું મૂકવું: ઉપેક્ષા કરવી. કહે૦ નેવનાં પાણી મોભે ચડયાં=નહિ થવા જેવું થયું. નેવે પાણી આવ્યાં=રેલા ચાલે એટલો વરસાદ વરસ્યો.

**નેવર** ન૦ ઝાંઝર.

**નેવલ**, સ્ત્રી૦ બેડી. (૨) ઘરેણું.

**નેવલે**, અ૦ નેવે.

**નેવાણી**, સ્ત્રી૦ નવેળી.

**નેવું**, વિ૦ સોમાં દસ કમ; ૯૦. (૨) નળિયું; નાળ.

**નેવ્યાશી**, વિ૦ એંશીને નવ; ૮૯.

**નેશ**, વિ૦ [ સં. નેષ્ટ ] ખરાબ; નઠારૂં. દુષ્ટ. (૨) હીણું. કમનશીબ. નેશપગલાં=નહિ ઇચ્છવા યોગ્ય.

**નેસ**, પુ૦ ગાયો ને ગોવાળોને રહેવાનું સ્થાન તે; રબારીવાડો. (૨) ગાયોને રાખવાનો વાડો ગૌશાળા.

**નેસડો** પુ૦ જુ૦ નેસ

**નેસ્તી**, પુ૦ ખોરાક માટે જોઇતી ચીજો વેચનારો; મોદી

નેહ, પુ૦ [ સં. સ્નેહ ] પ્રેમ; પ્યાર; સ્નેહ (૨) સ્ત્રી૦ હુકકાની લાકડાની નળી; ને.

**નેહરી**, સ્ત્રી૦ નેફો.

**નેહમી**, અ૦ [ અ. ] હંમેશ; સદા; રોજ. [ સાંકડો રસ્તો.

**નેળ**, સ્ત્રી૦ નાળ; ઝાડી વચ્ચેનો

**નૈઋત**, વિ૦ [સ] દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેની દિશા-ખુણો.

**નૈગમ**, પુ૦ [સં] વણિક;વેપારી.

**નૈપુણ્ય**, ન૦ [ સં ] નિપુણતા; કુશળતા; બાહોશી; આવડ.

**નૈમિત્તિક**, વિ૦ [ સં ] નિમિત્તજન્ય; પ્રાસંગિક. [ નિષ્ઠા.

**નૈયત**, સ્ત્રી૦ દાનત; વૃત્તિ; (૨)

**નૈયાયિક**, વિ૦ [ સં ] ન્યાયશાસ્ત્ર જાણનાર.

**નૈયું**, ન૦ નખ ને લગતી ચામડી.

**નૈરાશ્ય** ન૦ [ સં ] નિરાશા; નાસીપાસી. [ ગુણાતીતપણું.

**નૈર્ગુણ્ય**, ન૦ [ સં ] નિર્ગુણત્વ;

**નૈવેદ્ય**. ન૦ [ સં. ] નિવેદ; દેવને નિવેદન કરવાનું જે કંઇ તે; પ્રસાદ; ભોજનની થાળી.

**નૈષધ**, પુ૦ [ સં. ] એક પ્રાચીન દેશનું નામ. નૈષધનાથ=નળરાજા.

**નૈષ્ઠિક**, વિ૦ [ સં. ] કર્મ ઉપર નિષ્ઠાવાળો; ગુરુને ત્યાં રહી કર્મ કરનારો ( બ્રહ્મચારી તે, ).

**નૈસર્ગિક**, વિ૦ [ સં.] સ્વાભાવિક; સહજ; કુદરતી.

**નો**, અ૦ નહિ. ( ૨ ) છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય.

**નોકર**, પુ૦ [ फा ] પગાર લઇ કામ કરનારો. મહેતો. ચાકર. ( ૨ ) દાસ, સેવક, ખિદમદગાર.

**નોકરિયાત**, વિ૦ નોકરી એ જેની વૃત્તિ હોય તેવું; નોકરી કરનારું. ( ૨ ) પરસ્વાધીન.

**નોકરી**, સ્ત્રી૦ નોકર તરીકે જે વૃત્તિ કરવી તે; ચાકરી; સેવા; ખિદમદગારી. ( ૨ ) નોકરની જગા તે.

**નોકારસી**, સ્ત્રી૦ નોકાર મંત્રની દીક્ષાવાળા ઓનું મોટું જમણ તે; શ્રાવકોની ચોરાશી.

**નોખ**, સ્ત્રી૦ (પુ૦) છટા; ખુબી. (૨) ઘાટ; ડોળ. (૩) ટેક; વટ. આબરૂ. (૪) સુશોભિતપણું; મોખરો; સુખવટો. ક્રિ૦ પ્ર૦ નોખ રાખવી=ટેક રાખવી. નોખ લેવી=આબરૂ લેવી.

**નોકાર**, પુ૦ જૈનનો એક દીક્ષા મંત્ર.

**નોખદાર**, વિ૦ મોખરાનું. ( ૨ ) છટાદાર; રૂપાળું; ખુબીવાળું. ( ૩ ) સુખવટે બહુ સારું તે.

**નોખું**, વિ૦ જુદું. અળગું; ઇલાયદું. ક્રિ૦ પ્ર૦ નોખું કરવું=જુદું કરવું: નોખું બોલવું=ફરીને બોલવું.

**નોઝણાસાંકળ**, સ્ત્રી૦ કમાડને જોડી રાખનારી સાંકળ તે.

**નોઝણું**,'ન૦ દોહતી વખતે બેંસ કે ગાય કુદી જાય નહિ તે માટે તેના પાછલા બે પગ બાંધી રાખવાનું દોરડું; સેલો. ક્રિ૦ પ્ર૦ નોઝણું બાંધવું.

**નોટ**, સ્ત્રી૦ [ अं. ] સિક્કાને ઠેકાણે વપરાતો ચલણી કાગળ. ( ૨ ) ચિઠ્ઠી. ( ૩ ) નોંધ; ટિપ્પણ; ઉતારો.

**નોતર**, સ્ત્રી૦ નોતરવું તે; નોતરવાનું જે કામ તે. ( ૨ ) નોતરવાથી આવેલી જે મહેમાન મંડળી તે.

**નોતરવું**, ક્રિ૦ સ૦ જમવા તેડવું; ઇજન દેવું; બોલાવવું; નિમંત્રવું; આમંત્રણ કરવું. [ ગોર

**નોતરિયો**, પુ૦ નોતરાં દેનારો;

**નોતરું**,'ન૦ નિમંત્રણ; આમંત્રણ. ઇજન. રૂ૦ પ્ર૦ નોતરું કાપવું=નાત માંથી નિમંત્રણ કાઢી નાખવું. કહે૦ નાતનું નોતરું ને પરબનું પાણી. [નાનો

**નોધલું**, વિ૦ નાનું; નોધલિયો=

**નોધારૂં**, વિ૦ આધાર વગરનું; આશ્રય રહિત; એકલવાયું; અધ્ધર; ટેકા વગરનું.

**નોબત**, સ્ત્રી૦ મોટું નગારું; ઉંટ ઉપર રાખી વગાડવાનું મોટું લડાઇનું નગારું. ( ૨ ) દેવમંદિરમાંનું મોટું નગારું.

**નોમ**, સ્ત્રી૦ [ सं. नवमी ] પખવાડિયાનો નવમો દિવસ.

**નોય**, નહોય.

**નોર**, નહોર, નખ.

**નોરતું**, ન૦ નવરાત્રિઓમાંથી અકેકો દિવસ તે. [ ચાલતું થવું.

**નોરપડવું**, ક્રિ૦ અ૦ હારપડવું;

**નોરા**, પુ૦ નહોરા; કાલાવાલા; આજીજી. ( ૨ ) નહોર ભરવીને ઉભા રહેવાનું સ્થાન. ક્રિ૦ પ્ર૦ નોરા કરવા= ખૂબ આગ્રહ કરવો.

**નોરિયું**, ન૦ નખથી કરેલો ઉઝરડો; નખે પાડેલો આંકો.

**નોહે**, નહોય.

**નોળ**, પુ૦ નકુળ; નોળિયો.

**નોળવું**, ક્રિ૦ સ૦ મસોતાથી ઘસીને ધોવું: ઘસીને ધોવું.

**નોળિયો**, પુ૦ નોળ; એક ચોપગું જનાવર. ( એ સાપને દેખે ત્યાંથી મારે છે. )

**નોળીકર્મ**, ન૦ શરીરના મળ દૂર કરવાની એક યોગની ક્રિયા. ( ૨ ) લુચ્ચાઇ. [. નવમી

**નોળીનોમ**, સ્ત્રી૦ શ્રાવણ શુદિ

**નોળું**, નાનું સાપોલિયું.

**નોંક**, જુ૦ નોખ.

**નોંકાર**, જુ૦ નોકાર.

**નોંકારશી**, જુ૦ નોકારસી.

**નોંધ**, સ્ત્રી૦ યાદદારતને માટે કરેલું જે ટાંચણ તે: ટિપ્પણ. (૨) યાદ. નોંધપોથી=રોજનિશી; ડાયરી;

**નોંધવું**, ક્રિ૦ સ૦ ટિપ્પણ કરવું; ટપકાવવું: ટુંકામાં લખી લેવું. ( ૨ ) નામ દાખલ કરવું.

**નૌ**, ન૦ [ સં. ] વહાણ; મછવો.

**નૌકા**, સ્ત્રી૦ વહાણ: હોડી.

**નૌકાગમન**, ન૦ સમુદ્રયાત્રા; સફર; વહાણમાં બેસીને જવું તે.

**નૌકાશાસ્ત્ર**, ન૦ વહાણવટું ચલાવવાની વિદ્યા.

**નૌતમ**, વિ૦ [ સં. ] નવું; નવું અને સુશોભિત; નવ તમ. [ લશ્કર.

**નૌસૈન્ય**, ન૦ [ સં. ] દરિયાઇ

**ન્યક્કાર**, પુ૦ તુચ્છકાર; અવગણના. [ વડ.

**ન્યગ્રોધ**, પુ૦ [ સં ] પીપળો;

**ન્યસ્ત**, વિ૦ નાખેલું; ફેંકેલું.

**ન્યાત**, સ્ત્રી૦ જ્ઞાતિ; નાત; એકજ તરેહના રીતરિવાજવાળું લોકનું એક મંડળ તે.

**ન્યાતીલું**, વિ૦ નાતનું.

**ન્યામત**. ( અ૦ ) માલ; રોજી; બક્ષીશ; ભલાઇ.

**ન્યાય**, પુ૦ [ સં. ] ઇનસાફ; કારણ ઉપરથી અથવા પ્રતિજ્ઞા ઉપરથી અનુમાન શોધી કાઢવાની વિદ્યા; તત્ત્વપરીક્ષણ શાસ્ત્ર. ( ૨ ) કાયદો; ધારો; રિવાજ. ( ૩ ) વાજબીપણું; સાચવટ રાસ્તી. ( ૪ ) અમુકની માફક છે એવી કહેતીઓ તે:-કીડીને ન્યાયે. કાકતાલીય ન્યાય.

**ન્યાયસભા**, સ્ત્રી૦ [ સં. ] ઇનસાફ આપનારી મંડળી. ( ૨ ) ઇનસાફદારોને એકઠા થવાનું સ્થાન.

**ન્યાયાધીશ**, પુ૦ જડજ; ન્યાય આપનારો. [ ન્યાયકચેરી.

**ન્યાયાધીશી**, સ્ત્રી૦ અદાલત;

**ન્યાયાસન**, ન૦ ઇનસાફદારને બેસવાનું સ્થાન-બેઠક; ન્યાયાગાર.

**ન્યાયી,** વિ૦ ન્યાય આપે એવું, રાસ્ત, વાજબી ઇનસાફી [ન્યાયનું.

**ન્યાય્ય,** વિ૦ વાજબી યોગ્ય,

**ન્યારૂં,** વિ૦ જુદું, નિરાળું. (૨) અજાયેબ જેવું

**ન્યાલ,** વિ૦ ઇચ્છા પાર પડી હોય તેવું, કૃતાર્થ, પૈસાદાર.

**ન્યાસ,** પુ૦ [સ] મૂકવું તે

**ન્યાળવું,** જુ૦ નિહાળવું [પત્ર

**ન્યુસપેપર** ન૦ [અ.] સમાચાર

**ન્યૂન,** વિ૦ [સ] ઓછું કરું

**ન્યૂનાધિક**=ઓછુંવત્તું [કમી હોવું.

**ન્યૂનતા,** સ્ત્રી૦ [સં] ઓછપ

**ન્હાવું,** જુ૦ નહાવું.

# प

## प

**પ,** પુ૦ (સં.) ગુજરાતી ભાષાનો વિરામો વ્યંજન; प કાર, પપ્પો. (૨) વિ૦ (पा પાળવું, પીવું.) પાળનાર. (૩) પીનારઃ-મદ્યપ. (શબ્દને છેડે પ્રત્યય રૂપે જોડાય છે.)

**પઇ,** સ્ત્રી૦ આનાના બારમા ભાગ જેટલી કિમ્મતનો તાંબાનો નાનો ચલણી સિક્કો; પાઇ; પૈ. અડધી. (૨) બીબાંનો ભંગાર; ખીચડો, પૈ.

**પઇડું,** ન૦ પૈડું; ચાક; ચક્ર.

**પઇડો,** પુ૦ બાવળની શિંગ; પરડીઓ; પૈડા.

**પઇતું,** ન૦ (સં. पत्र) નાનો અને પાતળો કકડો; ફોડવું. (૨) કાતળી; પૈતું, પઇતો; પીતો.

**પઇસો,** પુ૦ આનાના ચોથા ભાગ જેટલી કિંમતનો તાંબાનો ચલણી સિક્કો; દોઢિયું; જંઇ; જનાદી, કાવડિયું. (૨) ધન; દોલત; સંપત્તિ; લક્ષ્મી. (૩) ઉભરાનો જોસ; પરપોટા ઉઠવા તે.

**પકડ,** સ્ત્રી૦ ગ્રહણ શક્તિ; આંકડ ધરવું. (૨) કાંડાબળ (૩) સાણસી ચીપ. જતરડો. (૪) દાબ; કબજો. (૫) શોધી કાઢવાની ચાલાકી તે. (૬) કુસ્તીમાંનો એક દાવ. રૂ૦ પ્ર૦ પકડ પકડવી=રગ પકડવી, સીકડવું.

**પકડવું,** ક્રિ૦ સ૦ જોરથી ઝાલી રાખવું. (૨) શોધી કાઢવું. (૩) કેદ કરવું; કબજે લેવું. ધરવું. (૪) અટકાવવું; રોકવું. રૂ૦ પ્ર૦ કાન પકડવો=કબુલ કરાવવું. (૨) ડપકે દેવો; બળજોરી કરવી. હાથ પકડવો =આશ્રય આપવો, પરણવું. રંગ પકડવો=જોઇએ તેવો રંગ ચઢી રહેવો; ખરેખરા સ્વરૂપમાં ખીલી રહેવું.

**પકડાવવું,** ક્રિ૦ પ્રે૦ ઝલાવવું, ધરાવવું. (૨) કબજે કરાવવું.

**પકડાવું,** ક્રિ૦ અ૦ ઝલાવું; ધરાવું; પોતાની મેળે તાબે થવું. (૩) ખુલ્લું થઇ જવું. (૪) જડવું; મળી આવવું.

, **પકતું**, વિ૦ મોકળું, પખતું; ખુલતું વિશાળ મોટું: પહોળું.

**પકવવું**, ક્રિ૦ સ૦ [ સ पच् ] પાકે એમ કરવું; પરિપક્વ કરવું. (૨) અનાજ વગેરેને ચડવવું: સિઝાવવું; રાંધવું. (૩) ખોટી કરવું, ગપ્પ જોડ રાવવી; અકળાવવું.

**પકવાન**, ન૦ [ સ૰ पक्वान्न ] પકાવેલું જે અન્ન તે. ઘી, ખાંડ, આવો નાખી બનાવેલો ખાવાનો મિષ્ટ પદાર્થ.

**પકવાસા**, પુ૦ છાપરાના સાકટાને જડવાની ચીપો (૨) ખપેડા.

**પકવાસી**, સ્ત્રી૦ ચરખો; સંઘેરો.

**પકાર**, પુ૦ [સં] પ એવો અક્ષર અને ઉચ્ચાર તે; પપ્પો

**પક્કાઇ**, સ્ત્રી૦ (સં૰ पच्‌ पक्व ઉપરથી ) ખંધાઇ; ચતુરાઇ; કાબેલિયત; પકકાપણું.

**પકકું**. વિ૦ ખંધું; કાબેલ (૨) પુખ્ત; સમજે એવું. (૩) મજબુત; સુદૃઢ: (૪) નક્કી; પૂર્ણ; નિશ્ચે. (૫) પાકી ગયેલું. (૬) જીર્ણ; જર્જરિત, ઘરડું

**પકકેપકકું**, વિ૦ પુરેપુરં પાકું.

**પક્વ**. વિ૦ (સં.) પાકું; પુખ્ત (૨) ચડી ગયેલું; રંધાયેલું. (૩) જીર્ણ; જર્જરિત. (૪) પરિપૂર્ણાવસ્થાએ પહોચેલું.

**પક્વાન્ન**, જુઓ પકવાન.

**પક્વાશય**, ન૦ ( સં ) જેમાં અન્નાદિકનો પાક થાય છે તે અવયવ; હોજરી; પેટ.

**પક્ષ**, પુ૦ સ્ત્રી૦ ( સં. ] પંખીનો ઉડવાનો અવયવ; પાંખ (૨) ચંદ્રની ક્ષયવૃદ્ધિનો ૧૫ દિનનો કાળ તે, પખવાડિયું. (૩) પડખું, પાસું; બાજુ. (૪) તરફેણ; ઉપરાણું (૫) વિચાર; મત; અભિપ્રાય (૬) તડ (૭) વિવાદનો જે વિષય તે. ક્રિ૦ પ્ર૦ પક્ષ ખેંચવો તાણવો-ધરવો-લેવો. કહે૦ પ્ર૦ પક્ષે ચોરી પક્ષે ન્યાય, પક્ષ વગરનો પાછો જાય

**પક્ષકાર**, વિ૦ [સં] અમુક એકાદા પક્ષનું જે તે; તરફદાર (૨) સામાવાળિયું

**પક્ષકારી**, વિ૦ પક્ષ કરી રહેલું; પક્ષનું; તરફેણ કરનારૂં. (૨) સ્ત્રી૦ તરફદારી.

**પક્ષપાત** પુ૦ [સ] એકાદ પક્ષ તરફ ઢળી જવું તે; તરફદારી કરવી તે.

**પક્ષપાતી**, વિ૦ પક્ષપાત કરનાર; વગકરનાર.

**પક્ષમંત્રી**, પુ૦ [સં] અમુક પક્ષ લઇ તેની તરફથી મંત્ર કરનારો; વકીલ; એલચી, પક્ષવાદી

**પક્ષવાદી**, પુ૦ અમુક પક્ષે રહીને વાદવિવાદ ચલાવનાર; વકીલ.

**પક્ષાઘાત**, પુ૦ [સં.] શરીરના એકાદ પાસાનું રહીજવું તે: એક તરફનું અંગ અટકી જાય એવો વાયુનો રોગ તે; લકવો.

**પક્ષાપક્ષી**, સ્ત્રી૦ તરફદારી; પક્ષ લેવો તે. પક્ષમાં વહેંચાઇ જવું તે. (૨) રાખરખાવટ; એક પક્ષનું કામ કરવું તે.

**પક્ષાંતર**, ન૦ [ સં ] પક્ષભેદ; તરફદારી. [ પખિણી.

**પક્ષિણી**, સ્ત્રી૦ પંખીની માદા;

**પક્ષી**, ન૦ [ સં ] પાખવાળું પ્રાણી. પંખી, વિહંગમ. (૨) પક્ષકાર. (૩) અમુક પક્ષનું.

**પક્ષીય**, વિ૦ [સં] પક્ષ સંબંધી.

**પક્ષે**, અ૦ પડખે; બાજુએ

**પખ**, જુ૦ પક્ષ

**પખટવું**, ક્રિ૦ સ૦ પછાડવું.

**પખવાજ**, સ્ત્રી૦ [સં. पक्षवाद्य] બેઉ બાજુએથી વગાડાય એવું વાદ્ય; પખાજ; મૃદંગ.

**પખવાડિયું**, ન૦ [સં.पक्ष+वार] એક પક્ષના ૧૫ દિવસો જેટલો સમય તે; પક્ષ. રૂ. પ્ર. પખવાડિયાં=રોગ વગેરેનું વખતો વખત ઉથલાઇ આવવું.

**પખવાડું**, જુ૦ પખવાડિયું.

**પખવાની** સ્ત્રી૦ કાનનો વેહ વધારવાને વપરાતી બોયાની સળી.

**પખાજ**, સ્ત્રી૦ પખવાજ; બેઉ બાજુએથી વગાડી શકાય એવું વાદ્ય; મૃદંગ. [ માણસ.

**પખાજી**, પુ૦ પખાજ વગાડનારો

**પખાલ**, સ્ત્રી૦ [ સં. प्र+क्षाल ] પાણી ભરી લાવવાની ચામડાની મોટી કોથળી; મશક. કહે૦ પખાલનો વાંક ને પાડાને ડામ. રૂ૦ પ્ર૦ પખાલ જેવું=શરીરે ભારે અને માંસલ એવું. (૨) મોટું. (૩) [प्रक्षालन] ખૂબ પાણીવડે ધોવું તે; ધો. ક્રિ૦ પ્ર૦ પખાલ કરવી=દેરમંદિર ને પાણી નાખી ધોઇ નાખવું તે; પાણીની છાળે ધોવું.

**પખાલચી**, પુ૦ પખાલમાં પાણી ભરી લાવનારો.

**પખાલણ**, સ્ત્રી૦ પખાલીની સ્ત્રી. (૨) પખાલે પાણી લઇ આવનારી સ્ત્રી.

**પખાલી**, પુ૦ પખાલ રાખી પાણી ભરી લાવવાનો ધંધો કરનારો (૨) એ ધંધો કરનારા લોકોની નાત.

**પખાળવું**, ક્રિ. સ. [સં.प्रक्षाल] ખૂબ પાણીએ ધોવું; સાફ કરવું; પખાળવું.

**પખિયારું**, ન૦ બે શીપ વચ્ચેનો એવો સાંધો કે જેથી એ બેઉ શીપો જેમ ફેરવવી હોય તેમ ફેરવી શકાય તે. પશિયારું; બરડવું; ચણિયારું.

**પખું**, ન૦ પક્ષ; બાજુ, તરફ.

**પખે**, અ૦ વિના; સિવાય.

**પખોડવું**, ક્રિ૦ અ૦ પછાડવું.

**પગ**, પુ. [સં. पाद] ચરણ; પાદ; ટાંટિયો; (૨) પાયો. (૩) આધાર; મુદ્દાની વાત. નપગી વાત=આધાર વગરની વાત ક્રિ૦ પ્ર૦ પગ આવવા=બાળકે હીંડવા શીખવું. (૨) પોતાની ઉપર આધાર રાખી કાર્ય કરવાની શક્તિ આવવી. પગ ઉઠાવવો=પગ ઉપાડવો. (૨) નીકળી જવું. પગ ઉપાડવા=ઉતાવળા ચાલવું. પગ કરવા=જતા રહેવું; પગ કાઢવો=જતું આવવું બંધ

કરવું. પગ ઘાલવો=દાખલ થવું. (૨) માથું મારવું. પગ છુટા કરવા=ચાલવાની કસરત લેવી. પગ ટકવો=કાયમ થઇ રહેવું. પગ ટાળવો=અવરજવર બંધ કરવો. પગ ઠરવો=સ્થિર-દૃઢ રહેવું. પગ તળે ઘાલવું=દબાવી બેસવું. (૨) નીચું પાડી દેવું. પગ થવા=ઉપડી જવું. પગ થાકવા=થાકી જવું. પગ ધોઇ પીવા=બહુ ઉપકાર માનવો. પગ નહિ ઉપડવો=કોઇ ઠેકાણે જવાને દિલ નહિ ચાલવું. પગ નીકળી જવો=પરિચય બંધ પડી જવો. પગપર પગ ચડાવી બેસવું=આરામથી બેસી રહેવું. પગ પેસારવો=પગ ઘાલવો. પગ પાછા પડવા=જવાનો ભાવ નહિ થવો. (૨) નાસીપાસ થવું. પગ પાણી પાણી થઇ જવા=હિંમત જતી રહેવી: પગ ઢીલા થઇ જવા. પગ પેસવો=લાગવગ ચાલવી. પગ બાંધીને રહેવું=દૃઢ મને એક ઠેકાણે સ્થિર રહેવું. પગ ભર થવું=સ્વાશ્રયી બનવું. પગ ભાંગવા=બળ તોડી નાખવું. (૨) મારવું: લંગડું કરવું. (૩) અશક્ત થઇ જવું. પગ ભાંગી બેસવું=નિરાશ થઇ જવું. પગ ભારે થવો=જવાને દિલ નહિ ચાલવું. પગ માંડવો=શરૂઆત કરવી. પગ વધારવા=ધીરે ધીરે રોકાણ કરવા માંડવું. (૨) લાગવગ વધારતા જવું. પગ વાળવો=પરવારવું. પગ વાળીને બેસવું=નિવૃત્તિ લેવી. પગે કમાડ ઠેલવાં=પોતે અલગ રહી કરવાનું હોય તે કરાવવું. પગે કરવું=બાળકને ઊંઘાડવું. પગે કીડીઓ ચડવી=કામ કરવાથી કંટાળવું. પગે પડવું=નમવું: માફી માગવી. (૨) શરણે જવું. પગે માથું મૂકવું=હારીને શરણ લેવું. પગે મેંદી મૂકવી=બેસી રહેવું. પગે લાગવું=નમવું: કરગરવું. પગે લાગ્યા=કંટાળ્યા: થાક્યા. પગનો આખો=ચાલવાના કંટાળાવાળો. પગનો ભાંગલો=ચાલવાનો આળસુ. પગનો સબળો=સશક્ત. પગ તળેની વાટ=જાણીતો રસ્તો. પગ તળે મોત=ક્ષણભંગુરતા. પગથી માથા લગી=પૂર્ણ; હાડોહાડ. પગ તળે બળવું=પોતાનો દોષ હોય તેમ. કહે૦ પેટમાં પગ હોવા=પહોંચેલા હોવું. પગ જોઇને પાથરણું તાણવું=ગજા પ્રમાણે કામ કરવું.

**પગચંપી**, સ્ત્રી૦ પગની પીંડીઓ દબાવવી તે; ચંપી; સંવાહન.

**પગતું**, વિ૦ પગતં; મોકળું: પહોંચતું; ચોડું: વિશાળ.

**પગતોડ**, સ્ત્રી૦ પગ થાકી જાય એમ રખડવું તે: ધક્કા ખાવા. (૨) પગની પિંડીઓમાં કળતર થવી તે.

**પગથાર**, પુ૦ પરથાર, પહોળું મોટું પગથિયું.

**પગથારિયું**, ન૦ મોટું ને પહોળું પગથિયું.

**પગથિયું**, ન૦ જેની ઉપર પગ ઠરાવી-મૂકીને ચડાય એવું પાટિયું. ઉંચે ચડવાને માટે ઉપરા ઉપરી પગ મુકાય એવી જે બનાવટ તે (૨) પગ મૂકવાનો નાનો પરથાર; ઓટલી વગેરે તે

**પગથી**, સ્ત્રી૦ મોટા રસ્તાની બાજુનો નાનો માર્ગ તે. વાટ. (૨) પગના ઘસારાને લીધે પડેલી વાટ. કેડી.

**પગદંડો**, પુ૦ થોડું ઘણું ફરાય હરાય એમ થવું તે; નામ પુરતુ પગ અને હથિયાર બની રહેવું તે. (૨) થોડું ઘણું મદદગાર થવું તે. (૩) પગરસ્તો; પગથી; કેડી.

**પગપેસારો**, પુ૦ પગ પેસાડવો તે; દાખલ થવું તે. (૨) ઓળખાણ. (૩) લાગવગ.

**પગપાળો**, પુ૦ પગે ચાલનારો; પાળો; પેદળ સિપાઇ. (૨) એકલોજ પગે ચાલી જનાર. (૩) પગે ચાલીને ૫ ૫ કરનાર, કાસદ.

**પગર**, પુ૦ અનાજનો તૈયાર નહિ કરેલો ઢગ.

**પગરખું**, ન૦ (સં. પદ+રક્ષ્) પગનું રક્ષણ કરે એવું મોજું; પગરખું; મોજડી; જોડો. રૂ૦ પ્ર૦ પગરખામાં પગ ઘાલવો=બરોબરી કરવી.

**પગરણ**, ન૦ (સં. પ્રકરણ) કાર્યારંભ; ઉત્સવ, સમારંભ.

**પગરવ**, પુ૦ પગે ચાલવાથી થતો અવાજ; હીલચાલ.

**પગરવડ**, સ્ત્રી૦ પગના ઘસારાથી પડેલો માર્ગ; પગનો ઘસારો

**પગરવટો**, પુ૦ પગવાટ. કેડી. (૨) અવર જવર. (૩) પગથી પડેલો ઘસારો. [જવાય એવો માર્ગ.

**પગરસ્તો**, પુ૦ પગે ચાલીને

**પગલી**, સ્ત્રી૦ પગલાંની હાર. પદપંક્તિ. (૨) નાનો પગરસ્તો; કેડી.

**પગલું**. ન૦ પગના તળિયાનું ચિહ્ન; કોઇ સપાટી ઉપર પગની પડેલી છાપ; ડગલું; ડગ. (૨) બે ડગ વચ્ચેનું અંતર (૩) જેમાં પગની છાપ પાડેલી હોય એવી તખતી-ચોરસું. (૪) જેમાં પગની છાપ હોય એવું એક ઘરેણું. ક્રિ૦ પ્ર૦ પગલાં કરવાં=પધારવું. પગલું કાઢવું=ચોરી કાઢવું. પગલાં ભરવાં=ફરિયાદ કરવી. પગલે ચાલવું=અનુસરવું.

**પગવાટ**, સ્ત્રી૦ પગે ચાલીને જવાનો રસ્તો. (૨) ખુશકી રસ્તો.

**પગાર**, પુ૦ [ પોર્ટુ. ] દરમાયો; લવાજમ; મહેનતાણું; મુસારો; વેતન. (૨) વિ૦ મોકળું; વિશાળ. ક્રિ૦ પ્ર૦ પગાર આપવો. પગાર કરવો. પગારે ખાવો.

**પગારદાર**, વિ૦ જેને પગાર મળતો હોય તે; નોકર; બાહુતી.

**પગી**, પુ૦ પગલાં જોઇ પારખી કાઢનારો માણસ; પગલું કાઢનારો; ચોરીનો પત્તો મેળવી આપનારો. (૨) જન્મતાં જેના પગ પહેલાં

આવ્યા હોય તે.

**પગેપડવું**, ક્રિ૰ અ૰ નમવું; પ્રણામ કરવા (૨) વિનવવું; આજીજી કરવી, માફ માગવી, શરણ લેવું [મૂકવી તે.

**પગેપરણું**, ન૰ પગે પડતા ભેટ

**પગેરૂ**, ન૰ પગલું; પગલું કાઢવું તે. (૨) વિ૰ પગપ્યાદું; પગે ચાલીને જનારૂં.

**પગેલાગણું** ન૰ પગે લાગવું તે; પગ આગળ પડીને માન આપવું તે; પ્રણામ; પ્રણિપાત.

**પગો**, પુ૰ પુતળી ભાતનું સ્ત્રીઓને પહેરવાનું કપડું. (કાળા રંગનું તે ભગો ને લાલ રંગનું તે પગો.)

**પઘડબંધ**, પુ૰ પાઘડી બાંધનારો.

**પઘડબંધી**, સ્ત્રી૰ પાઘડીઓ બાંધવાનો ધંધો તે.

**પચક**, પુ૰ રસોયો; રંધવારો.

**પચકડી**, સ્ત્રી૰ પિચકારી.

**પચકણું**, વિ૰ ભીકણું; પોચું, ઢીલું

**પચકાણુ**, ન૰ જૈનોનો ઉપવાસને લગતો એક પ્રકાર; પચખાણ.

**પચકારી**, સ્ત્રી૰ પિચકારી.

**પચખાણ**, જુઓ પચકાણુ.

**પચન**, ન૰ પાચન થવું તે; ખાધેલું હજમ થઇ જવું તે. [ગદગદું.

**પચપચ**, વિ૰ ઢીલું; પોચું;

**પચપચું**, વિ૰ પોચું; ઢીલું. (૨) નહિ ઠરેલું; કુચા પાણી; મેળ આવેલો ન હોય તેવું.

**પચરકિયું**, વિ૰ પિચકારી વાગે એવું, ઢીલું; પાણીપાણીવાળું. [ધાર

**પચરકી**, સ્ત્રી૰ પિચકારી, શેડ;

**પચરંગ**, વિ૰ પાંચ રંગ જેમાં હોય એવું - વિરંગી (૨) પાંચ રંગ - ધોળો, કાળો, લાલ, લીલો, ને પીળો.

**પચરંગી**, વિ૰ પાંચ રંગવાળું; રંગબેરંગી [ (૨) પકવવું; રાધવું.

**પચવવું**, ક્રિ૰ સ૰ પચાવવું.

**પચવું**, ક્રિ૰ અ૰ [ સં. पच् ] ખાધેલું હજમ થવું. (૨) ગળીજવું; એકતાર થઇ જવું. (૩) નિરાંતે ભોગવવું. (૪) વ્યાપી રહેવું.

**પચારવુ**, ક્રિ૰ સ૰ [ સં. प्र+चर् ] ફેલાવવું; પસારવું; પ્રવર્તાવવું. (૨) આડકતરી રીતે કહેવું; ઇસારો કરવો; પરોક્ષે કહેવું; ટોણારૂપે જણાવવું.

**પચાવ**, પુ૰ પચાવો; ખાધેલા ખોરાકનું હજમ થઇ જવું તે; પચન.

**પચાવવું**, ક્રિ૰ સ૰ પચે એમ કરવું; હજમ કરવું. (૨) અસલની સાથે ભળી જાય અને નિરાંતે ઉપભોગ કરાય એમ કરવું; ઉપયોગમાં લઇ લેવું.

**પચાસ**, વિ૰ પાંચ વાર દસ દસ જેટલું; ૫૦

**પચુલાં**, ન૰ હુલવણાં; લાડ.

**પચુસણ**, ન૰ [ સં पर्युषण ] જૈનોના વ્રતના દિવસો તે.

**પચ્ચીશ**, વિ૰ વિશને પાંચ; ૨૫.

**પચ્ચીશી**, સ્ત્રી૰ પચ્ચીશનો સમુદાય (૨) પચ્ચીસ વર્ષની આસપાસનો જુવાનીનો વખત તે; ગદ્દા

પચ્ચીશી=જુવાનીનો મદ. (૨) જેમાં પચ્ચીસ ઓસડિયા હોય તે.

**પચ્છમ**, વિ૦ [ सं. पश्चिम ] પાછલું. (૨) આથમણું. કહે૦ અગમ બુદ્ધિ વાણિયો ને પચ્છમ બુદ્ધિ બ્રહ્મ; તરત બુદ્ધિ તરકડો તે ગોદા મારે ધન્મ.

**પછાડવું**, ક્રિ૦ સ૦ જોરથી નીચે નાખવું; અફાળવું; પટકવું. (૨) પાડી નાખવું. (૩) નુકસાન કરવું.

**પછવાડી**, સ્રી૦ પાછળ લાગવું તે; પીછો, પૂઠ; કેડો. (૨) કાયર કરવું તે. (૩) પછાડી.

**પછવાડું**, ન૦ પાછળનું તે; પૃષ્ઠ; પૂઠ. (૨) કેડો. [છિલ્લે; અંતે.

**પછવાડે**, અ૦ પાછળ; પૂઠે. (૨)

**પછાડ**, સ્રી૦ પછાડવું તે. (૨) શરીર પછાડો.

**પછાડવું**, ક્રિ૦ સ૦ [सं. प्र+क्षिप् ] નીચે નાખીદેવું; અફળાય એમ કરવું; પટકવું. (૨) હરાવવું.

**પછાડો**, પુ૦ આમ તેમ શરીરથી ગોથાં ખાવાં તે. (૨) કુસ્તીમાંથી છુટવાને ફાંફાં મારવાં તે.

**પછાડી**, સ્રી૦ ઘોડાના પાછલા પગે બાંધવાનું દોરડું તે. (૨) પાછલા પગ બાંધવા તે. અ૦ પાછળ; પૂઠે. [પૂઠ.

**પછાડું**; ન૦ પાછળનો ભાગ;

**પછાડો**, પુ૦ જમીન ઉપર શરીર અફળાય એમ પડવું તે; કુટલો; ગુલાંટ, ગોથ. (૨) કુસ્તીમાંથી નિકળવાને જોરથી યત્ન કરવો તે.

**પછાત**, અ૦ ( सं. पश्चात् ) પાછળ; પછવાડે; પૂઠે. (૨) વિ૦ પાછળ રહી ગયેલું.

**પછી**, અ૦ કેડે; પાછળથી; ત્દ-નંતર. [દિવાલ.

**પછીત**, સ્રી૦ ઘરની પાછલી

**પછીતિયું**, ન૦ ગાડાના માંચડાની પાછળ રહે એવું પાટિયું; પૂઠીયું.

**પછેડી**, સ્રી૦ ઓઢવાનું જાડું કપડું; ચાદર; ઓછાડ. (૨) જાજમ; પિછોડી. રૂ૦ પ્ર૦ પછેડીવા=પછેડીની લંબાઇ જેટલું.

**પછેડો**, પુ૦ મોટી જાડી પિછોડી -પછેડી તે; મોટો ઓછાડ. (૨) ભ્રમ; ખોટી સમજ બેસાડી દેવી તે; નજરબંધી. ઢાંકપછેડો=છાવરવું તે; ઢાંકી રાખવું તે.

**પજવવું**, ક્રિ૦ સ૦ વિતાડવું; હેરાન કરવું; કાયર કરવું; દુઃખ દેવું. (૨) ચીડવવું; રંજાડવું; અકળાવવું; સતાવવું. [ પકપવાની બહી.

**પજાવો**, પુ૦ નિમા; ઇંટો નળીયાં

**પટ**, ન૦ [ सं ] વસ્ત્ર; લૂગડું. (૨) પરીઓની રચનાવાળું કપડું અથવા પાટિયું; ખાંજીનું પાટિયું; પાથરણું. (૩) પાટી જેવું સપાટ લાંબું પતરું; પાટિયું; ફલક. (૪) સફાઇદાર સપાટીની બેસણી તે; ચોરસું. (૫) લંબાણ સાંકડો પટ્ટો; પાટો; ચીચરવટો. (૬) પહોળાઇ, (૭) પાલવ; પનો. (૮) આંતરો; આડ;

પડદો. (૯) પડ; થર; લેપ (૧૦) અસર લાગવી તે; પાસ. (૧૧) છાપ; ચિહ્ન. (૧૨) યાદી; નોંધ. ૩૦ પ્ર૦ દૃપટ=ભમણું: એ ગણું. ચારપટ= ચારગણું. વગેરે.

**પટ**, અ૦ તરત; તત્કાળ; ચટ; ઝટ. (૨) જરૂર;નક્કી;ખચીત [ઝાપટ.

**પટક**, સ્ત્રી૦ પટકવું તે; ઝોક;

**પટકવું**, ક્રિ૦ સ૦ ઉંચું કરીને નીચે નાખવું; ફેંકીદેવું. (૨) પછાડવું; મારવું. (૩) ઉતારવું; ફોસલાવવું.

**પટકાવવું**, ક્રિ૦ સ૦ અફળાવવું; પછડાય એમ કરાવવું.

**પટકાવું**, ક્રિ૦ અ૦ પછડાવું; અફળાવું. (૨) ઠગાવું.

**પટકુલ**, ન૦ ઉંચી જાતનું સરસ કપડું; પટોળું. [ ઉંચું (૨) કાછો.

**પટકો**, પુ૦ લુગડાનો ટુકડો કકડો;

**પટણી** વિ૦ પાટણનું; નાગરિક. (૨) પાટણનો રહેવાશી; એક અટક.

**પટપટ**, સ્ત્રી૦ એક પછી એક પડતી ચીજનો ચાલુ અવાજ. (૨) અ૦ તડતડ; ચટચટ; ટપોટપ એમ. (૩) ખાલી બોલબોલ કરવું તે; બડબડાટ; કણકણ; ટપટપ. ક્રિ૦ પ્ર૦ પટપટ કરવુ=ભણકવું.

**પટપટવું**, ક્રિ૦ અ૦ પટપટ થવું. (૨) કણકણવું; લવારો કરવો; બડબડ કર્યા કરવું. (૩) હાલવું. (૪) લાલચ થવી; મરજી થવી.

**પટપટારો**, પુ૦ પટપટ કરવું તે; પલકારો. (૨) બડબડાટ; સામું બોલબોલ કર્યાં કરવું તે; ખોટી વાકચાતુરી; કજિયો.

**પટપટાવવું**, ક્રિ૦ સ૦ પટપટ એવો અવાજ થાય એમ કરવું. (૨) મટમટાવવું.

**પટપટિયું**, વિ૦ પટપટ કરનારું; લવરીખોર. (૨) ન૦ લાકડાનું રમકડું. (૩) હજામનું ટપટપિયું.

**પટરાણી**, સ્ત્રી૦ મુખ્ય અને માનિતી રાણી.

**પટલ**, ન૦ [સં.] ઢાંકણ; આચ્છાદન; પડળ; પડ. (૨) સમૂહ; જત્થો; ટોળું.

**પટલાઈ**, સ્ત્રી૦ પટેલપણું; પટેલનો અધિકાર તે. (૨) પટેલની કામગીરી તે. [ પટેલની સ્ત્રી.

**પટલાણી**, સ્ત્રી૦ પાટીદારણ;

**પટવારી**, પુ૦ મહેસુલ ઉઘરાવી આપનારો અમલદાર. (૨) તલાટી.

**પટવાસ**, પુ૦ [સં.] તંબુ; કપડાનું ઘર; રાવટી.

**પટવો**, પુ૦ રેશમની દોરીઓ વણનારો તેમજ તેની ગુંથણીનું કામ કરનારો. (૨) એ ધંધો કરનારી નાતનો માણસ.

**પટહ**, ન૦ [સં.] નગારું; ઢોલ.

**પટંતર**, ન૦ કપડાની આડ તે; અંતરપટ; આંતરો; પડદો. (૨) અંતર; જુદાઇ, ભિન્નભાવ; ભેદ.

**પટંતરે**, અ૦ પરોક્ષે; ગર્ભિત

રીતે; આડકતરી રીતે.

**પટંતરો**, પુ૦ આંતરો; પડદો; ભિન્નભાવ; ભેદ; જુદાઇ.

**પટાઉ**, વિ૦ પટાવીને કામ કાઢી લે એવું; ધૂર્ત.

**પટાક**, પુ૦ ઘોડાનો તંગ. (૨) વિ૦ તરત.

**પટાકડી**, સ્ત્રી૦ જોરથી આંગળીઓ છટકાવી અવાજ કરવો તે; ચપટી. (૨) નાનો ભડાકો થાય એવી બનાવટ તે; ફટાકડી; પિસ્તોલ; તમંચો.

**પટાકો**, પુ૦ પટ એવો અવાજ તે. (૨) ફટાકો; હળવો ધડાકો.

**પટાટા**, પુ૦ [અં.] ગાંઠાગાંઠાવાળો એક કંદ; બટાકા.

**પટાદાર**, વિ૦ જેણે ખેતર વગેરે અમુક વર્ષની બાંધણીથી રાખેલાં હોય તે; જેને ભોગવટાનો હક મળેલો હોય તે. (૨) જેમાં પટ પાડેલા હોય એવું; અટાપટાવાળું. (૩) પટાવાળો; સિપાઇ. (૪) પાટીદાર; જમીનદાર.

**પટાપટ**, અ૦ પટપટ; ઉપરાઉપરી; એક પછી એક તરત. (૨) ટપટપ એમ બોલીને.

**પટાપટી**, સ્ત્રી૦ નાના અને જાડા પાતળા પટા પાડવા તે. (૨) ભોલાંભોલી; ઝગડો.

**પટાબાજ**, વિ૦ પટા ખેલી જાણનારો; ચારે તરફ લાકડી કે હથિયાર ફેરવી જાણનારો. (૨) યુક્તિથી કામ જાણનાર; ખેલાડી; દાવપેચ જાણનારો.

**પટામણી**, સ્ત્રી૦ પટાવવું તે; પટાવવાની આવડ તે; કામ કાઢી લેવાની યુક્તિ અથવા આવડ તે; ફોસલામણી; પટામણું.

**પટામણું**, ન૦ પટામણી; પટાવવું તે. (૨) વિ૦ પટાવી જાય એવું; કામ કાઢી લે એવું. [પેટી.

**પટારી**, સ્ત્રી૦ નાનો પટારો તે;

**પટારો**, પુ૦ મોટી પેટી; લાકડાંનાં પાટિયાંનો બંધ કરી ઉઘાડી શકાય તેવી મોટી મજબુત ચોરસ બનાવટ.

**પટાવત**, પુ૦ ગરાશિયો; સામંત; નાનો જમીનદાર; રાજ્યમાં લાભ તેમજ ભાગ ધરાવનાર. (૨) મોટા અધિકારવાળો મુખ્ય જમીનદાર.

**પટાવવું**, ક્રિ૦ સ૦ મીઠુંમીઠું બોલી સમજાવવું; ભરમાવવું; ઉતરવું; ઠગવું.

**પટાવાળો**, પુ૦ પટો પહેરનારો નોકર; સિપાઇ; ચપરાશી.

**પટિયાં**, ન૦ વાળના સફાઇદાર પટા તે; વાળને ઢળતી પાટે હોળીને સારા લાગે એમ રાખવા તે.

**પટી**, સ્ત્રી૦ બહુ પહોળો નહિ પણ લાંબો ઘણો એવો લાકડા કપડા કે કાગળનો ચીરો તે; ચીપ. (૨) ખપેડી. (૩) મલમ ચોપડેલી નાની ચીથરી. (૪) ધીંગડી. ચિંદરડી. ક્રિ૦ પ્ર૦ પટી મારવી. પટી ચોડવી.

**પટુ**, વિ૦ [સં.] દક્ષ; ચતુર;

પાવરધું. પ્રવીણ; કસબી. (૨) ચતુર; ચંચળ; ચાલાક (૩) ડાહ્યું; શાણું. (૪) સ્ફુટ. [ ચીબાવલાવેડા.

**પટુડાવેડા,** પુ૦ ફોસલામણી;

**પટુતા,** સ્ત્રી૦ [સં.] ચંચળાઇ; ચતુરાઇ (૨) આવડત; પ્રવીણતા.

**પટુત્વ,** ન૦ [સં.] ચંચળાઇ, ચતુરાઇ.

**પટેલ,** પુ૦ અમુક ટોળાનો વડો તે. (૨) ગામનું મહેસુલી કામ કરનાર મુખી. (૩) મોટો જમીનદાર અથવા ખેડુત; પાટીદાર કણબી.

**પટેલિયો,** પુ૦ પટેલ. (૨) પાટીદાર (૩) નાતના સંઘનો વડો તે.

**પટેલી,** સ્ત્રી૦ પટલાઇ.

**પટો,** પુ૦ લાંબો અને જાડો સોટો. (૨) કમરે બાંધવાનો અથવા ખભે નાખવાનો પાટો; કમરબંધ; ચપરાસની પાટી (૩) વહીવટ કરવાનો અથવા ભોગવટાનો કરાર તે; સનંદ. (૪) શરીરની આસપાસ લાકડી અથવા તરવાર ફેરવવી તે; તે ફેરવવાની કળા અથવા આવડત. (૫) પહોળાઇએ કમ અને લંબાઇએ ઘણું વધારે એવું ચિંદરડું-ચીરો તે. (૬) આંકો. લીટો રાળ. (૭) બેધારી સીધી તરવાર; ગુપ્તી (૮) મોટી પટી. પીંગડી.

**પટોપટ,** અ૦ એક પછી એક ટપોટપ. તરત; એકદમ; વગર વિલંબે; સપાટાબંધ. (૨) વારા ફરતી તરત ને તરત.

**પટોળ,** ન૦ [સં. पटोल] એક જાતની વનસ્પતિ અને તેનું ફળ તે.

**પટોળી,** સ્ત્રી૦ એક જાતનું સુંદર રંગિત કપડું.

**પટોળું,** ન૦ [સં. पटोल] મુલાયમ કુમાશનું એક જાતનું રંગિત સ્ત્રીઓને પહેરવાનું કપડું.

**પટ્ટ,** વિ૦ મોટું; વડું; મુખ્ય. (૨) અ૦ તરત; ઝટ; પટ.

**પટ્ટન,** ન૦ [સં. पत्तन] નગર; શહેર. (૨) પાટણ [ચીપ; ચીર.

**પટ્ટિકા,** સ્ત્રી૦ [સં.] પટી;

**પટ્ટિશ,** ન૦ [સં.] એક હથિયાર.

**પટ્ટી,** સ્ત્રી૦ ઉપરા ઉપરી પડ આવે એમ વાળેલી ઘડી તે; બીડી. (૨) પટી. ચિંદરડી; ચીગડી; ડગળી.

**પટ્ઠુ,** પુ૦ [સં. पुष्ट.] ખાઇ પીને અલમસ્ત બનેલો હોય એવો તે. (૨) વિ૦ મસ્ત; મજબુત; પત્થર જેવો તે [ભણતર. (૨) વાંચન.

**પઠન,** ન૦ પાઠ કરવુ તે; ગોખવું

**પઠનીય,** વિ૦ [સં.] ભણવા યોગ્ય; પાઠય

**પઠંગ,** પુ૦ [સં પ્રસંગ] સહવાસ; પરિચય. (૨) વગસગ; લાગવગ. (૩) ચાલ; રિવાજ.

**પઠાણ,** પુ૦ અફગાનીસ્તાન તરફના મુસલમાનોની એક જાત. એ અટક. (૨) વઢાણની પીડ

**પઠિત,** વિ૦ [સં.] પાઠે ભણેલું; બોલેલું.

**પડે**, અ૦ ગોઠે; માફક.

**પડ**, ન૦ વર્ણું; થર; અસ્તર. (૨) દળ; પત્તું; ફોતરું. (૩) ઘડી; કલ્લી. (૪) પડદો. આતરો.

**પડખું**, ન૦ [ સં. પાર્શ્વ ] પાસું; બાજુ. (૨) બાજુ તરફનો ભાગ તે. (૩) પક્ષ તરફેણ; તડ. (૪) સહાય; કુમક; મદદ.

**પડગોરેવ**, પુ૦ ગોરવનું સામું જમણ આપવું તે; બદલાનું જમણ.

**પડઘમ**, સ્ત્રી૦ મોટું ઢોલ; ડાંડિઆથી વગાડવાનું મોટું વાદ્ય.

**પડઘી**, સ્ત્રી૦ વાડકા વગેરેની બેસણી. (૨) તળેથી બેસી ગયેલી બાજુ તે. (૩) [ પ્રતિઘોષ ] જમીન ઉપર ઘોડાના પગ પડતા થતો અવાજ તે.

**પડઘો**, પુ૦ [ સં. પ્રતિઘોષ ] વાતાવરણમાંથી સામો અવાજ થાય છે તે; પ્રતિઘોષ; પ્રતિધ્વનિ; પડછંદો. ક્રિ૦ પ્ર૦ પડઘો પાડવો=ડંકો વગાડવો.

**પડછંદ**, પુ૦ પડઘો; પ્રતિધ્વનિ. (૨) વિ૦ [સં. પ્રચંડ ] મોટું; કદાવર.

**પડછંદો**, પુ૦ પછડાયો; ઓળો.

**પડછાયો**, પુ૦ પ્રતિચ્છાયા; ઓળો; છાંયડો (૨) પ્રતિબિંબ (૩) નિષિદ્ધ વસ્તુની છાયા પડવી તે. ક્રિ૦ પ્ર૦ પડછાયો પડવો=અશુભ ઓળા પડવાથી બગડવું.

**પડછો**, પુ૦ સરખામણી. મુકાબલો; ... દૃષ્ટાંત. (૨) સોટા જેવો સીગો જે તે; બરછો. ક્રિ૦ પ્ર૦ પડછો નાખવું=મુકાબલો કરવો.

**પડતર**, વિ૦ પડી રહેલું; વાવ્યા વગર રાખેલું; ખાલી; ખરાબાની જમીન. (૨) નહિ વેચાયેલું. (૩) ખરીદ કિમ્મતનું; એટેલા દર મુજબનું. પડતર ભાવ=એટલી કિંમત.

**પડતલી**, સ્ત્રી૦ ગડાકુ ભરવાની ચામડાની લાંબી કોથળી.

**પડતાળવું**, ક્રિ૦ સ૦ ઉખાડી નાખવું; તળે ઉપર કરી નાખવું. (૨) અફાળવું; ઝીંકવું. (૩) સરખાવવું; મેળવવું.

**પડતી**, સ્ત્રી૦ નબળી હાલત કરવી સ્થિતિ; અસ્ત; અવદશા; અપકર્ષ. (૨) નતિ; નમતી.

**પડતીદશા**, સ્ત્રી૦ નબળી ને પડી જતી હાલત-અવદશા; આપત્કાળ.

**પડતીરાત**, સ્ત્રી૦ જામતી રાત; મોડી રાત.

**પડતું**, ન૦ પડવું તે. (૨) ધસવું તે; એકદમ પેસીજવું તે. (૩) વિ૦ ઢળતું; નમતું; વરતું, ખરતું.

**પડતો**, પુ૦ પડઘો; બળ; શક્તિ; પરતો.

**પડથાર**, પુ૦ [ સં. પરિ+સ્તૃ ] પરથાર; સરખી કરેલી જમીન; ઓટલી; ચોક.

**પડદી**, સ્ત્રી૦ નાનો પડદો; અંતરપટ; આંતરો. (૨) ઇંટની ભીંત; પાટિયાંનો પડદો.

**પડદું**, ન૦ ઝુંબડે બાંધેલું ઘાસ.

**પડદેનશીન**, વિ૦ પડદાનું; પડદામાં રહેનારૂં; ઓઝલવાળું.

**પડદેપોશ**, વિ૦ પડદેનશીન; પડદામાં-પડદે રહેતું.

**પડદો**, પુ૦ [अ. पर्दह] આવરણ; આડ; આંતરો. ઇંટનો પડદો=બિલ્લું. પાટિયાનો પડદો=ફેંકાળ. ઘાસનો પડદો=ટાટું. કપડાનો પડદો =અંતરપટ. (૨) આચ્છાદન; છત્ર; ઢાંકણ; છત; વિતાન; ચંદરવો. (૩) ચક; ટટી. (૪) અવગુંઠન; બુરખો. (૫) જુદા જુદા સૂર કાઢે એવા તારની ગોઠવણ તે. (૬) કાનમાંની નાજુક ત્વચાનો ઢોળ (૭) ઓઝલ, જનાનો (૮) લાજ; શરમ; મર્યાદા; મલાજો. (૯) વિવેક; અદબ. (૧૦) ગુપ્તવાત; રહસ્ય. (૧૧) અંગરખાનું કોઠા નીચેનું વચલું કપડું. (૧૨) ચામડી, છાલનું પાતળું ફોતરું. (૧૩) કમાડ; બારણું; ઢાકણું. ક્રિ૦ પ્ર૦ પડદો ઉઠાડવો=ખુલ્લું કરવુ. પડદો કાઢી નાખવો= લાજ મૂકી દેવી. મોકળું કરવું. પડદામાં રાખવું=જનાનામાં રાખવું; છાનું રાખવું. પડદો ખોલવો=ખુલાસો કરવો. પડદો ફુટી જવો=છુપી બાબત ઉઘાડી પડી જવી. પડદો રાખવો=ભિન્નભાવ રાખવો; છુપાવવું પડદો પડવો=પડદામાંડ; કાંઇ જુદું; પડદો પાડવો=છુપાવી દેવું; દાબી દેવું. ૨૦ પ્ર૦ પડદા પાછળ હોવું= નજરે પડે નહિ એમ હોવું. કહે૦ પડદા પાછળ રહીને ઘા કરવો=છુપઇને મારવું. પડદાબીબી=શરમાળ માણસ. પડદાની વાત=છાની વાત.

**પડનાળ**, સ્ત્રી૦ [सं. प्रणालिका] પાણી વહેવરાવવાની ધાતુ કે લાકડાની નીક; પરનાળ (૨) વહીવટની પરંપરા.

**પડપડવું**, ક્રિ૦ અ૦ ફડફડવું. (૨) પડપડ એવો અવાજ થવો.

**પડપડાટ**, પુ૦ પડપડ થવું તે. (૨) અ૦ સડસડાટ; ઝટપટ.

**પડપડિયાં**, ન૦ પડપડ એવા અવાજ સાથે ઝાડો થયા કરવો તે; ઝાડાના દરદથી પીડાયા કરવું તે. ક્રિ૦ પ્ર૦ પડપડિયાં બોલાવવાં=અતિસારથી પીડાવું.

**પડપુછ**, સ્ત્રી૦ પુછપરછ; પુછગાછ. (૨) તપાસ કરવી તે.

**પડપું**, વિ૦ સુકાઇને પાપડી જેવું થઇ ગયેલું હોય તે.

**પડબીડિયું**, ન૦ કાગળ બીડવાની કોથળી; કાગળનું ઘર. [લખોટો.

**પડબીડો**, પુ૦ બીડેલા કાગળનો

**પડભીંતિયું**, ન૦ ભીંતમા અવકાશ રાખીને કરેલું ભંડારિયું; બે ભીંતો વચ્ચે રાખેલો અવકાશ.

**પડવરસી**, સ્ત્રી૦ બરદાસ; સંભાવના, ચાકરી; પરવરસી. (૨) પરોણાગત.

**પડવાયો**, પુ૦ ખાટલાના પાયા તળે મૂકવાનો કકડો. (૨) જમવા

બેસતાં પગ તળે જે ઢીચણિયું રાખે છે તે.

**પડવાસ**, પુ૦ પિછોડીના લુગડાથી પવન ઉડાડવો તે. અનાજને સાફ કરવા માટે પવન નાખવો તે ક્રિ૦ પ્ર૦ પડવાસ નાખવો=પવન નાખવો.

**પડવું**, ક્રિ૦ અ૦ ( સં. पत् ) ઉંચેથી નીચે આવવું; ખરવું. ગરવું; (૨) આડું થવું; નમવું; વાંકુંવળવું. (૩) ઓછું થવું; બંધ થવું. (૪) ઘટીજવું. (૫) લેવાઇ જવું; ઝાંખા થઇ જવાવું. (૬) વચમાં નડવું; હરકત થવી. (૭) હોવું:-તમે મોટા માણસ પડયા. (૮) આળસુ રહેવું. (૯) કામમાં ગુંથાવું; માથે લેવું. (૧૦) ખપીજવું; માર્યું જવું. (૧૧) તાબે થવું (૧૨) અમુક ભાગે-કિંમતે વહેંચાતું આવવું:-ત્રણની શેર પડી. (૧૩) છાયા રૂપ બનવું; સ્વરૂપે આવવું:-વિલાયતી રંગ કાળો તો પડશેજ. (૧૪) પ્રાપ્તથવું:-માથેપડયું તે કરવું. (૧૫) નિર્બળતાથી ધ્રુમવું; કંપવાવવું. (૧૬) ઉઠવું; પ્રકટવું. (૧૭) પૂઠે લાગવું ક્રિ૦ પ્ર૦ પડવું=ઝાંખા થઇજવું. ખાસડાં પડવાં=ઠપકો મળવો. નરમ પડવું=કમી થવું. પગેપડવું=નમી જવું. રસ્તે પડવું=ચાલ્યા જવું; મરીજવું. માથે પડવુ=બોજારૂપ થઇ પડવું. હાર પડવું=જાહેરમાં આવવું; ચાલુ થવું. હાથ પડવો=સારી પેઠે મળી આવવું. ભારે પડવુ=મુશ્કેલ લાગવું; બોજારૂપ થવું બંધ પડવું=અટકી જવું. ઉઘાડા પડવું=ખુલ્લા થવું. કહે૦ પડતાપર પાટુ. પડયા તો કહે નમસ્કાર થયા. પડશે તેવા દેવાશે. પડપડ તો કહે સદાપડી. પડયો પોદળો ધૂળ લઇને ઉઠે.

**પડવે, પડવો**; પક્ષનો પહેલો દિવસ.

**પડવેયો**, પુ૦ લાકડાનો કકડો; પાપાનું ટેકણ.

**પડવો**, પુ૦ [ સં. प्रतिपद् ] પખવાડિયાનો પહેલો દિવસ.

**પડસુદી**, સ્ત્રી૦ પારસુંદી; મેંદી.

**પડળ**, ન૦ [ સં. पटल ] આંખે આવેલું છારીનું પડ તે. (૨) અંતરપટ; આડો પડદો તે. અંધારી. રૂ૦ પ્ર૦ ... ...આંખ ઉપર આવેલા

એવું. (૨) પડાવી લેનાર. (૨) પડી રહેલું; પડતર.

**પડાક**, અ૦ તરતજ; ચટ લઇને; એકદમ, ઝટ. (૨) ઓચિંતું; એકાએક, વગર વિલંબે

**પડાપડ**, સ્ત્રી૦ ઉપરા ઉપરી ધસારો કરવો તે. (૨) સરસાઇ, સ્પર્ધા; હોંસાતુંસી; ધમાલ; ધાઇ.

**પડાપડી**, સ્ત્રી૦ ઉપરા ઉપરી પડવું તે; ધમાલ, હોંસાતુ સી; પડાપડ

**પડાવ**, પુ૦ મુકામ; છાવણી.

**પડાવવું**, ક્રિ૦ સ૦ પડાવી લેવું; ફોસલાવીને લઇ લેવું; આચકી લેવું; ખુંચવી લેવું.

**પડાળ**, ન૦ ઘરનું એક તરફનું છાપરૂં તે.

**પડાળિયું**, વિ૦ એક પડાળવાળું.

**પડાળી**, સ્ત્રી૦ ચોક ઉપરના લાંબા અને છુટા ભાગ ઉપર છાપરાવાળા ઓરડા-ખંડ તે; ખુલ્લા છાપરા; અડાળી. [વાવેલું ખેતર.

**પડિયાણ**, ન૦ પડતર; નહિ

**પડિયું**, ન૦ ધંઠીનું પડ તે.

**પડિયો**, પુ૦ દડિયો, પાંદડાની વાડકી.

**પડી**, સ્ત્રી૦ પડીકી.[પડીકી; પુડી.

**પડીકું**; ન૦ ચૂર્ણ જેવી વસ્તુની

**પડીકમણ**, ન૦. [ सं. प्रतिक्रमण ] શ્રાવક લોક પાપ નિવારણાર્થે સ્તુતિ કરે છે તે.

**પડીદાર**, પુ૦ દાંડી પીટનાર.

**પડો**, પુ૦ મોટી પડી અથવા પડીકુ તે. (૨) જુડો; ભારી, નાનો પુળો. (૩) [ पटह ] નગારૂ; ઢોલ. રૂ૦ પ્ર૦ નગરપડો=ઢંઢેરો.

**પડોપાંદડી**, સ્ત્રી૦ સુગંધિદાર વનસ્પતિના પાંદડાનો જુડો.

**પડોસ**, પુ૦ [सं. प्रति+वास ] જોડાજોડ કે આસપાસનો જે વાસ તે; પાસેનો વાસ તે. (૨) પાસે અથવા આસપાસ રહેનારા લોકો તે. (૩) પાસે; નજીક.

**પડોસણ**, સ્ત્રી૦ પડોસમાં રહેનારી સ્ત્રી.

**પડોસી**, વિ૦ પાડોસી પાસેના ઘરોમા રહેનાર તે; પાસેના ગામનું હોય તે, મહોલ્લાનું.

**પઢ**, પુ૦ વડીલીરૂ; આગેવાન.

**પઢવું**, ક્રિ૦ સ૦ બોલવું; ઉચ્ચરવું, અવાજ કરવો. (૨) ભણવું; લખતા વાંચતાં શીખવું. (૩) મોઢે કરવું; ગોખવું. પઢત મૂર્ખ=ભણેલો પણ ગણેલો નહિ તે.

**પઢાવવું**, ક્રિ૦ સ૦ શિખવાડવું; ભણાવવું. (૨) બોલવું. (૩) પાઠ કરાવવું.

**પઢેલું**, વિ૦ ભણેલું; શીખેલું.

**પણ**, ન૦ પ્રતિજ્ઞા; સરત; હોડ. (૨) ટેક; મમત્વ, (૩) સોગંન; વચન, નીમ.

**પણ**, અ૦ વધઘટ કે વિરોધ બતાવનારો અવ્યય; પરંતુ; કિંતુ;

બેસતાં પગ તળે જે ઢીચણિયું રાખે છે તે.

**પડવાસ**, પુ૦ પિછોડીના લુગડાથી પવન ઉડાડવો તે; અનાજને સાફ કરવા માટે પવન નાખવો તે ક્રિ૦ પ્ર૦ પડવાસ નાખવો=પવન નાખવો.

**પડવું**, ક્રિ૦ અ૦ ( સં. पत् ) ઉંચેથી નીચે આવવું; ખરવું. ગરવું; (૨) આડું થવું. નમવું; વાંકુંવળવું (૩) ઓછું થવું; બંધ થવું. (૪) ઘટીજવું. (૫) ઘેરાઇ જવું; ઝાંખા થઇ જવાનું. (૬) વચમાં નડવું; હરકત થવી. (૭) હોવું.:-તમે મોટા માણસ પડયા. (૮) આળસુ રહેવું. (૯) કામમાં ગુંથાવું; માથે લેવું. (૧૦) ખપીજવું; માર્યું જવું. (૧૧) તાબે થવું (૧૨) અમુક ભાગે-કિંમતે વહેંચાણે આવવું.:-ત્રણની રાશ પડી. (૧૩) છાયા રૂપ બનવું; સ્વરૂપે આવવું.:-વિલાયતી રંગ કાળો તો પડશેજ. (૧૪) માંડવું.:-માથેપડયું તે કરવું. (૧૫) નિશ્ચયતાથી ઘુમવું; ઝંપલાવવું. (૧૬) ઉઠવું; પ્રકટવું. (૧૭) પૂંઠે લાગવું. ક્રિ૦ પ્ર૦ સમજ પડવી=સમજાવું. ઉજ્જડપડવું=વેરાન થઇજવું. ધાડ પડવી=ઘણાનો એક સાથે ધસારો થવો. ખાતરપડવું=ચોરીથવી. ગળે પડવું=વળગવું. નામ પડવું=અમુક નામે ઓળખાવું. ગળું પડવું=તાળવું બેસીજવું. અવાજ કાને પડવો=સંભળાવું. ફીકા પડવું=ઝાંખા થઇજવું. ખાખડાં પડવાં=ઠપકો મળવો. નરમ પડવું=કમી થવું. પગેપડવું=નમી જવું. રસ્તે પડવું=ચાલ્યા જવું; મરીજવું. માથે પડવુ=બોજારૂપ થઇ પડવું. બહાર પડવુ=જાહેરમા આવવું; ચાલુ થવું. હાથ પડવો=સારી પેઠે મળી આવવું. ભારે પડવુ=મુશ્કેલ લાગવું; બોજારૂપ થવું બંધ પડવું=અટકી જવું. ઉઘાડા પડવું=ખુલ્લા થવું. કહે૦ પડતાપર પાટુ. પડયા તો કહે નમસ્કાર થયા. પડશે તેવા દેવાશે પડપડ ટોટ કહે સદાપડી. પડયો પોદળો ધૂળ લઇને ઉઠે.

**પડવે**, પડવો; પક્ષનો પહેલો [દિવસ.

**પડવૈયો**, પુ૦ લાકડાનો કકડો, પાયાનું ટેકણ.

**પડવો**, પુ૦ [ સં. प्रतिपद् ] પખવાડિયાનો પહેલો દિવસ.

**પડસુદી**, સ્ત્રી૦ પરસુંદી, મેંદી.

**પડળ**, ન૦ [ સં. पटल ] આંખે આવેલું છારીનું પડ તે. (૨) અંતરપટ; આડો પડદો તે; અંધારી. રૂ૦ પ્ર૦ પડળ ઉતરાવવાં=આંખ ઉપર આવેલો મોતિયો ઉતરાવવો.

**પડા**, પુ૦ થાપા; સ્વસ્તિક.

**પડાઇ**, સ્ત્રી૦ પતંગ.

**પડાઉ**, પુ૦ ખાડીઓમાં માલ વગેરે લઇ જનારૂં નાનું વહાણ; મોટો મછવો.

**પડાઉ**, વિ૦ પડાવી લીધેલું હોય

એવું. (૨) પડાવી લેનાર. (૩) પડી રહેલું; પડતર.

**પડાક,** અ૦ તરતજ; ચટ લઇને; એકદમ; ઝટ. (૨) ઓચિંતું; એકાએક; વગર વિલંબે.

**પડાપડ,** સ્ત્રી૦ ઉપરા ઉપરી ધસારો કરવો તે. (૨) સરસાઇ; સ્પર્ધા; હોંસાતુંસી; ધમાલ; ધાઇ.

**પડાપડી,** સ્ત્રી૦ ઉપરા ઉપરી પડવું તે; ધમાલ; હોંસાતુંસી; પડાપડ.

**પડાવ,** પુ૦ મુકામ; છાવણી.

**પડાવવું,** ક્રિ૦ સ૦ પડાવી લેવું; ફોસલાવીને લઇ લેવું; આચકી લેવું; ખુંચવી લેવું.

**પડાળ,** ન૦ ઘરનું એક તરફનું છાપરું તે.

**પડાળિયું,** વિ૦ એકપડાળવાળું.

**પડાળી,** સ્ત્રી૦ ચોક ઉપરના લાંબા અને છુટા ભાગ ઉપર છાપરાવાળા ઓરડા-ખંડ તે; ખુલ્લા છાપરાં; અડાળી. [વાવેલું ખેતર.

**પડિયાણ,** ન૦ પડતર; નહિ

**પડિયું,** ન૦ ઘંટીનું પડ તે.

**પડિયો,** પુ૦ દડિયો; પાંદડાંની વાડકી.

**પડી,** સ્ત્રી૦ પડીકી.[પડીકી; પુડી.

**પડીકું,** ન૦ ચૂર્ણ જેવી વસ્તુની

**પડીકમણ,** ન૦. [ સં. પ્રતિક્રમણ ] શ્રાવક લોક પાપ નિવારણાર્થે સ્તુતિ કરે છે તે.

**પડીદાર,** પુ૦ દાંડી પીટનાર.

**પડો,** પુ૦ મોટી પડી અથવા પડીકું તે. (૨) જુડો; ભારી; નાનો પુળો. (૩) [ पटह ] નગારું; ઢોલ. રૂ૦ પ્ર૦ નગરપડો=ઢંઢેરો.

**પડોપાંદડી,** સ્ત્રી૦ સુગંધિદાર વનસ્પતિના પાંદડાંનો ભુકો.

**પડોસ,** પુ૦ [સં. प्रतिश्वास ] જોડાજોડ કે આસપાસનો જે વાસ તે; પાસેનો વાસ તે. (૨) પાસે અથવા આસપાસ રહેનારા લોકો તે. (૩) પાસે; નજીક.

**પડોસણ,** સ્ત્રી૦ પડોસમાં રહેનારી સ્ત્રી.

**પડોસી,** વિ૦ પાડોસી પાસેનાં ઘરોમાં રહેનાર તે; પાસેના ગામનું હોય તે, મહોલ્લાનું.

**પઢ,** પુ૦ વડીલીરૂ; આગેવાન.

**પઢવું,** ક્રિ૦ સ૦ બોલવું; ઉચ્ચરવું; અવાજ કરવો. (૧) ભણવું; લખતા વાંચતાં શીખવું. (૩) મોઢે કરવું; ગોખવું. પઢત મૂર્ખ=ભણેલો પણ ગણેલો નહિ તે.

**પઢાવવું,** ક્રિ૦ સ૦ શિખવાડવું; ભણાવવું. (૨) બોલવું. (૩) પાઠ કરાવવું.

**પઢેલું,** વિ૦ ભણેલું; શીખેલું.

**પણ,** ન૦ પ્રતિજ્ઞા; સરત; હોડ. (૨) ટેક; મમત્વ, (૩) સોગન; વચન, નીમ.

**પણ,** અ૦ વધઘટ કે વિરોધ બતાવનારો અવ્યય; પરંતુ; કિંતુ;

તોપણ; છતાં. (૨) નામ કરણ પ્રત્યય..-નાનપણ; બચપણ.

**પણુઘટ**, પુ૦ પનઘટ; પાણીઘાટ

**પણછ**. સ્ત્રી૦ [ સં. प्रत्यंचा ] કામઠાની દોરી; તાત.

**પણતર**, ન૦ પરણેતર; પરિણય; પરણવાની ક્રિયા.

**પણી**, સ્ત્રી૦ નાની કુડી; ભારી.

**પણું**, અ૦ ભાવ બતાવનાર પ્રત્યય.:-પ્રમાણિકપણું.

**પણે**, અ૦ તહિં, ત્યાં; પેલે ઠેકાણે; ઓલીકોર.

**પણો**, પુ૦રેતી અને ધૂળ મિશ્રિત દડ. (૨)ટટી જેવા પાકા ફળની કચુંબરમા ખાંડ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ.

**પણ્ય**, વિ૦ ( સં. ) વેચાઉ (૨) બજાર; વેચવા જેવી ચીજ તે. પણ્યસ્ત્રી =વેશ્યા.

**પત**, સ્ત્રી૦ સાખ; આબરૂ; ટેક; પણ; પ્રતિજ્ઞા. (૨) પ્રત્યય; પતિયાર; પતીજ, વિશ્વાસ. (૩) ગળતકોઢ; આંગળાં વગેરેમાથી રસી ઝરે અને ધીરે ધીરે બધા અવયવો ખરતા જાય એવો મહા ભયંકર ચેપી અને અસાધ્ય એક રોગ. ક્રિ૦ પ્ર૦ પત ખોવી= -આબરૂ જવી.પત રાખવી=ટેક રાખવો.

**પતકરવું**, ક્રિ૦ સ૦ ગાંડવું; માનવું, વશ વર્તવું; ગણકારવું.

**પતઝડી**, સ્ત્રી૦ પાનખર ઋતુ.

**પતત્રી**, પુ૦ [સં.] પંખી; પક્ષી.

**પતન**, ન૦ ( સં. ) પડવું તે. ક્રિ૦ પ્ર૦ પતન થવું=પડવું.

**પતરવેલિયાં**, ન૦ અળવીનાં મોટાં પાન (૨) એ પાનના ભજિયાં તે; પાતરાં [પત્તર.

**પતરડી**, સ્ત્રી૦ પત; આબરૂ;

**પતરાજ**, સ્ત્રી૦ શેખી; ડંફાશ; ફુલ; પતરાજી. [બડાઇ; ગર્વ; હુંપદ.

**પતરાજી**, સ્ત્રી૦ પતરાજ; ખોડી

**પતરાજીખોર** વિ૦ બડાઇખોર; ડોળી [પતરાળી.

**પતરાવળી**, સ્ત્રી૦[સં૰पत्रावली]

**પતરાળી**. સ્ત્રી૦ પતરાળાંની હાર તે. (૨) પતરાળું; ભાણું. (૩) પીરસણ.

**પતરાળું**, ન૦ પાંદડાંનો બનાવેલો થાળી જેવો આકાર તે.

**પતરી**, સ્ત્રી૦ પાતળી ફોતરી; ચપટું નાનું પતરું.

**પતરૂં**, ન૦ ( સં. पत्र ) પાંદડા જેવો પાતળો ધાતુનો ઘાટ તે. (૨) મોટી છાછરી થાળી; તાસ; તાસક:- બરફીના ત્રણ પતરાં. (૩) છોતું; ફોતરૂં.

**પતવવું**, ક્રિ૦ સ૦ સમજુતી કરવી; તોડ કાઢવો; સમાધાન કરવું. (૨) ચૂકવી આપવું; પુરૂં કરી નાખવું; અંત આણવો.

**પતવાળ**, સ્ત્રી૦ પતરાવળી.

**પતવાળી**, સ્ત્રી૦ પતરાળી.

**પતવું**, ક્રિ૦ અ૦ પુરૂં થઇ જવું;

નિકાળ થવો; તોડ આવવો; સમાધાન થવું. (૨) ભરપાઇ થવું; ચૂકવું. પતી જવું=અંત આવવો.

**પતળવું**, ક્રિ૦ અ૦ રૂઠવું; ગુસ્સે થવું. (૨) ફરી જવું; નામુકરજવું; પલટાઇ જવું. (૩) પલળવું; નરમ થવું. (૪) પિગળવું; ગળીજવું.

**પતંગ**, પુ૦ (સં.) હવામાં ઉંચે ઉડે એવી પાતળા કાગળની એક બનાવટ; કનકવો. (૨) એક જાતનું લાકડું. (૩) તીડ; તીતીગોડો. (૪) ફુદું; પતંગિયું. (૫) પંખી. (૬) સૂરજ. ક્રિ૦ પ્ર૦ પતંગ ચગાવવો. (પતંગના લાકડામાંથી નીકળતા રંગને ઉડી જતાં વાર લાગતી નથી તેથી થોડા વખતમાં ઉડી જાય એવી ભભકને માટે કવિઓએ 'પતંગરંગ' ની ક્ષણભંગુરતા માટે ઉપમા યોજેલી છે.)

**પતંગિયું**, ન૦ રંગ બેરંગી પાંખોવાળું ચોમાસામાં થતું એક જીવડું; ફુદું. (આ જીવ તેજ ઉપર આંધળો થઇ તુટી પડે છે. તે ઉપરથી મોહાંધતા માટે પતંગિયાની માફક પડવું એમ કહેવાય છે.)

**પતંજલિ**, પુ૦[સં.] એક મોટો વૈયાકરણ અને યોગી.

**પતાકડું**, ન૦ કાગળનો નાનો કકડો તે; પત્તું; પત્ર. (૨) કાગળ; ચીઠ્ઠી; પત્રિકા.

**પતાકા**, સ્ત્રી૦ [સં.] ધ્વજા; નિશાન; નેજો. પશુપતાક=શિવ. પશુપતાકાસ્ત્ર=અર્જુનને શિવે આપેલું બાણ

**પતાવવું**, ક્રિ૦ સ૦ કરજ અથવા કજિયાનો તોડ કરવો તે; પુરૂં કરવું સમાધાન કરવું. (૨) સંતોખવું

**પતાસાં**, જુ૦ પતાસું.

**પતાસું**, ન૦ ખાંડની ચાસણીને ગોળ ચકતી તે; ખાંડની એક મિઠાઇ

**પતાળ**, જુ૦ પાતાળ.

**પતાળિયું**, વિ૦ પાતાળના પરમાણું લઇ આવે એવું; ઉંડા મનનું જેનો ભેદ કોઇને ખબર પડે નહિ એવું

**પતિ**, પુ૦ [સં.] ધણી; વર સ્વામી; કંથ. (૨) માલીક; શેઠ સર્વાધિકારી. પૃથ્વીપતિ=રાજા. લંકાપતિ=લંકાનો રાજા. પતિપત્ની=વરવહુ

**પતિત**, વિ૦ [સં.] પડેલું. (૨) જાતિ, ધર્મ, અને નીતિ વગેરેમાંથી નીકળી ગયેલું. (૩) પાપી; દુષ્ટ.

**પતિતપાવન**, વિ૦ [સં. પાપીને પાવન કરનાર; તારનાર પડેલાનો ઉદ્ધાર કરનાર.

**પતિયાર**, પુ૦ [સં. પ્રત્યય વિશ્વાસ; ભરોસો; ખાતરી; પ્રતીતિ પતીજ. (૨) સાખ; આબરૂ. (૩) અર્ધ દઢભાવ. ક્રિ૦ પ્ર૦ પતિયાર ખોયો= સાખ ગુમાવી.

**પતિયું**, વિ૦ પતવાળું; કોઢિયું

**પતિરાં**, ન૦ ધોળાં બકરાં.

**પતિવ્રત**, ન૦ (સં.) પતિને ભજવાનો જે નિશ્ચય તે; શીયળ; સતીત્વ; દઢ નિશ્ચયે પતિ પરાયણ રહેવું તે

કાગળ; ચીઠ્ઠી; રૂક્કો. [ (૨) પત્રિકા.

**પત્રી** સ્ત્રી૰ પતરી; ખપાટી; ચીપ.

**પત્રું**, ન૰ પતરું [પંથ.

**પથ**, પુ૰ [ સં. ] માર્ગ; રસ્તો

**પથરણું**, ન૰ પાથરણું; જાજમ; શેતરંજી. (૩) ગોદડું તળાઇ વગેરે પાથરણ તે. (૪) શોક દર્શાવવા આવનારાઓને બેસવા માટે પાથરવામાં આવતી જાજમ તે; શોકનો વખત તે. ક્રિ૰ પ્ર૰ પથરણું ઉપાડવું=શોક કરવાનું કાઢી નાખવું પથરણે જવું=શોક કરવા જવું.

**પથરાણ**, ન૰ માટી વગેરે પાથરીને કરેલી ઉંચી જમીન; વેદી; રંગભૂમિ.

**પથરાવું**, ક્રિ૰ અ૰ ફેલાવું; પ્રસરી રહેવું. (૨) ફરીવળવું; વ્યાપીજવું.

**પથરી**, સ્ત્રી૰ પત્થરની કણી; કાંકરી. (૨) લીસા પત્થરની લંબ ચોરસ કકડી, કે જેની ઉપર હજામો અસ્ત્રો ઘસે છે તે; સલાટી. (૩) મૂત્રાશયમાં બંધાયેલો ક્ષાર વગેરેનો ગઠ્ઠો અશ્મરી.

**પથરો**, પુ૰ [ સ. प्रस्तर ] પાષાણ; પાણો; પત્થર. (૨) જડવસ્તુ; અત્યંત કઠણ ચીજ. (૩) હરકત; અડચણ; આડખીલી; વાંધો. (૪) જડ; અચેત; મૂઢ. (૫) કંઇ નહિ એમઃ– એમાં શું મળવાનું છે, પથરો. ૩૦ પ્ર૰ પથરા જેવું=શિથિલ; આળસુ. ક્રિ૰પ્ર૰ પથરો નાખવો=આડખીલી આણવી

**પથાણું**, જુઓ પથરણું.

**પથાર**, જુઓ પથારો.

**પથારી**, સ્ત્રી૰ ભોંયપર ઘાસ વગેરે નાખી ને કરેલું સુવાજોગ તે; ગોદડાં વગેરેને પાથરીને કરેલું બીછાનું; બિસ્તરો; સાથરો; સેજ શય્યા. (૨) ધામા; પડાવ મુકામ. (૪) માંદગી; મંદવાડ ક્રિ૰ પ્ર૰ પથારી સેવવી=માંદગી ભોગવવી પથારી વશ=ખાટલામાંથી બહાર નહિ નીકળાય એવી અવસ્થા તે. પથારીએ પડીને ખાવું=નઠારા કામનાં માઠાં ફળ ભોગવવાં.

**પથારો**, પુ૰ મોટી પથારી સાથરો. (૨) કોઇ પણ ચીજનો ઘણો વિસ્તાર તે;પ્રસાર.[પ્રવાસી; વટેમાર્ગુ

**પથિક**, પુ૰ [ સં. ] મુસાફર

**પથિરો**, પુ૰ ફેલાવો; પ્રસાર ઢગ. (૨) પદાર્થ; વિષય; બાબત

**પથી**, પુ૰ મુસાફર; પ્રવાસી વટેમાર્ગુ; પંથી.

**પત્થર**, પાષાણ. કહે૰ પત્થર એટલા દેવ કરવા=પોતાના શ્રેય માટે જ્યાં કહિં દૈવત દેખાય ત્યાં દેવને પ્રસન્ન કરવાનો યત્ન કરવો. પત્થર ખેંચવો= ઘંટી તાણવી. પત્થરની છાતી=કઠણ હૃદય. પત્થરનો ભમરડો=મૂર્ખ. પત્થરપર પાણી=જેની કંઇ અસર થાય નહિ એવું. પત્થરની જડ=અસ્થિર વસ્તુ. પત્થરને બચકું ભરે તો દાંત ભાગે=

**પતિવ્રતા,** સ્ત્રી૰ સાધ્વી, પતિવ્રતપાળનારી સ્ત્રી તે; સતી

**પતીજ** સ્ત્રી૰ [સં પ્રતીતિ]ભરોસો;વિશ્વાસ ખાતરી દઢ થ દા. (૨) સાખ; આબરૂ ક્રિ૰ પ્ર૰ પતીજ ખોવી પતીજ પડવી. પતીજ રાખવી. વગેરે

**પતીજવું** ક્રિ૰ અ૰ થઇ રહેવું; પુરૂં થઇ જવું. (૨) ભરપાઇ થઇ જવું; તોડ આવવો; ખલાસ થઇ જવું. (૨) મરી જવું. [વપરાતો શબ્દ.

**પતુણો,** સંકેતમાં પોણાને ઠેકાણે

**પતેલી,** સ્ત્રી૰ તપેલી; ટોપ.

**પત્તન,** ન૰ શહેર; નગર; પાટણ.

**પત્તર,** ન૰ [ સ પાત્ર ] પાત્ર; વાસણ. (૨) તોલડી; શકોર; કડવા નાળિયેરનું મોટું કાચલું. કહે૰ ભીખ ન આપે ને પત્તર ફોડે. (૩) પતરાળું; ભાણું.

**પત્તર,** સ્ત્રી૰ પત; પતીજ; આબરૂ; ઇજ્જત. ક્રિ૰ પ્ર૰ પત્તર રગડવી=આબરૂ બગાડવી. (૨) હેરાન કરવું. પત્તર ફાડવી=હેરાન કરવું.

**પત્તરવડિયાં,** ન૰ અળવીના પાંદડાનાં ભજિયાં.

**પત્તિ,** પુ૰ [ સં. ] પાયદળ; પગે ચાલતું લશ્કર તે. (૨) પગપાળો; પ્યાદું. (૩) નાનાં પાંદડાં.

**પત્તું,** ન૰ [ સં. પત્ર ] પાંદડું. (૨) જાડા કાગળનો કકડો; રમવાનું (કાગળનું).

**પત્તો,** પું૰ ઠામ ઠેકાણું; નામ નિશાન. સરનામું. (૨) ઓળખ; શોધ; ખબર, ભાળ. ક્રિ૰ પ્ર૰ પત્તો મળવો=ઠેકાણું જડવું.

**પત્થર,** પુ૰ [ સં. પ્રસ્તર ] પથરો. (૨) સખત ઇંટાળો.

**પત્થરિયો,** પત્થરનો ઘડેલો ઘાટ (૨) વાટવાનો પત્થર.

**પત્ની,** સ્ત્રી૰ [ સં. ] પરણેલી સ્ત્રી; વહુ; ભાર્યા. ગુરુપત્ની=ગુરુની સ્ત્રી. પતિપત્ની=વરવહુ.

**પત્ર,** ન૰ [ સં. ] પાંદડું; પાન. (૨) ત્વચા. (૩) ધાતુનું પાતળું પતરૂં; પાનું; વરખ. (૪) કાગળ. (૫) લખેલો કાગળ; પત્રિકા. (૬) છાપું; વર્તમાનપત્ર.

**પત્રક,** ન૰ જુદી જુદી બાબતોની વિગતવાળો મોટો કાગળ; કોઠા પાડીને આપેલી વિગતવાળું લખાણ અથવા લાંબી ચોપડી.

**પત્રકાર,** પુ૰ છાપું લખનાર અને પ્રસિદ્ધ કરનાર; વર્તમાન પત્રનો માલીક-અધિપતિ.

**પત્રભંગ,** પુ૰ [ સં. ] કસ્તુરી વગેરેથી કરેલી અર્ચા તે; પત્રલેખા.

**પત્રાવલી,** સ્ત્રી૰ [ સં. ] પત્રલેખા; પત્રભંગ. (૨) પતરાળી.

**પત્રાળી,** સ્ત્રી૰ પતરાળાંની હાર (૨) પતરાળું; ભાણું.

**પત્રાળું,** ન૰ પતરાળું; ભાજ.

**પત્રિકા,** સ્ત્રી૰ [સં. ] નાનો પત્ર

કાગળ; ચીઠી; રૂક્કો. [ (૨) પત્રિકા.

**પત્રી** સ્ત્રી૦ પતરી; ખપાટી; ચીપ.

**પત્રું**. ન૦ પતરું [પંથ.

**પથ**, પુ૦ [ સં. ] માર્ગ; રસ્તો

**પથરણું**, ન૦ પાથરણું; જાજમ; શેતરંજી. (૩) ગોદડું વળાઇ વગેરે પાથરણ તે. (૪) શોક દર્શાવવા આવનારાઓને બેસવા માટે પાથરવામાં આવતી જાજમ તે; શોકનો વખત તે. ક્રિ૦ પ્ર૦ પથરણું ઉપાડવું=શોક કરવાનું કાઢી નાખવું. પથરણે જવું=શોક કરવા જવું.

**પથરાણ**, ન૦ માટી વગેરે પાથરીને કરેલી ઉંચી જમીન; વેદી; રંગભૂમિ.

**પથરાવું**. ક્રિ૦ અ૦ ફેલાવું; પ્રસરી રહેવું. (૨) ફરીવળવું; વ્યાપીજવું.

**પથરી**, સ્ત્રી૦ પત્થરની કણી; કાંકરી. (૨) લીસા પત્થરની લંબ ચોરસ કકડી, કે જેની ઉપર હજામો અસ્ત્રા ઘસે છે તે; સલાટી. (૩) મૂત્રાશયમાં બંધાયેલો ક્ષાર વગેરેનો ગઠ્ઠો અશ્મરી.

**પથરો**, પુ૦ [ સં. प्रस्तर ] પાષાણ; પાણો; પત્થર. (૨) જડવસ્તુ; અત્યંત કઠણ ચીજ. (૩) હરકત; અડચણ; આડખીલી; વાંધો. (૪) જડ; અચેત; મૂઢ. (૫) કંઇ નહિ એમ:–એમાં શું મળવાનું છે, પથરો. રુ૦ પ્ર૦ પથરા જેવું=શિથિલ; આળસુ. ક્રિ૦પ્ર૦ પથરો નાખવો=આડખીલો આણવી.

**પથાણું**, જુ૦ પથરણું.

**પથાર**, જુ૦ પથારો.

**પથારી**, સ્ત્રી૦ ભોંયપર ઘાસ વગેરે નાખી ને કરેલું સુવાજોગું તે; ગોદડાં વગેરેને પાથરીને કરેલું બીછાનું; બિસ્તરો; સાથરો; સેજ; શય્યા. (૨) ધામા; પડાવ; મુકામ. (૪) માંદગી; મંદવાડ. ક્રિ૦ પ્ર૦ પથારી સેવવી=માંદગી ભોગવવી. પથારી વશ=ખાટલામાંથી બહાર નહિ નીકળાય એવી અવસ્થા તે. પથારીએ પડીને ખાવું=નઠારાં કામનાં માઠાં ફળ ભોગવવાં.

**પથારો**, પુ૦ મોટી પથારી; સાથરો. (૨) કોઇ પણ ચીજનો ઘણો વિસ્તાર તે;પ્રસાર.[પ્રવાસી; વટેમાર્ગુ.

**પથિક**, પુ૦ [ સં. ] મુસાફર;

**પથિરો**, પુ૦ ફેલાવો; પ્રસાર; ઢગ. (૨) પદાર્થ; વિષય; બાબત.

**પથી**, પુ૦ મુસાફર; પ્રવાસી; વટેમાર્ગુ; પંથી.

**પત્થર**, પાષાણ. કહે૦ પત્થર એટલા દેવ કરવા=પોતાના શ્રેય માટે જ્યાં કહિં દૈવત દેખાય ત્યાં દેવને પ્રસન્ન કરવાનો યત્ન કરવો. પત્થર ખેંચવો=ઘંટી તાણવી. પત્થરની છાતી=કઠણ હૃદય. પત્થરનો ભમરડો=મૂર્ખ. પત્થરપર પાણી=જેની કંઇ અસર થાય નહિ એવું. પત્થરની જડ=અસ્થિર વસ્તુ. પત્થરને બચકું ભરે તો દાંત ભાગે=

જખરા સાથે ક્રોધ કરીને લડવાં જતાં સામો ગેરલાભજ થાય. પત્થર કરતાં ઇંટ કુણી=કંઇક સારું, એવા અર્થમાં વપરાય છે.

પથ્ય વિ૦ [ સં. ] હિતકારક; રૂચતું, બંધ બેસતું, હિતકર. (૨) ન૦ પરહેજી. કરી.

પદ ન૦ [ સં. ] પગ; પાય; ચરણ. (૨) પગલું; પગનું ચિહ્‌ન. (૩) ચાલતા બે પગલા વચ્ચે રહેતું જે અંતર તે. (૪) દરજ્જો પદવી; ઓધ્ધો. (૫) સ્થાન ઠેકાણું; જગા; સ્થળ. (૬) બારાખડી. (૭) વાક્ય અથવા મોટા શબ્દનો એકાદો ભાગ તે. (૮) કવિતાની ટુક; લીટી; અથવા એકાદ કડી તે; ચરણ (૯) ગણિતમાં સમૂહમાં ગણાતા હોય તે આંકડા. (૧૦) ચતુર્થાંશ (૧૧) થાળી, વાડકો ને લોટો, એ ત્રણ વાસણનું જે દાન આપવામાં આવે છે તે.

પદક, ન૦ [સં.] ચાંદ; લોલક; પગલું. (૨) સિક્કો.

પદચ્છેદ, પુ૦ [ સં. ] વાક્યમાં શબ્દોને વ્યાકરણની રીતે છુટા પાડી બતાવવા તે.

પદચ્યુત, વિ૦ [ સં. ] પદ ઉપરથી પડેલું-પદભ્રષ્ટ; સ્થાન પરથી ઉતારી નાખેલું.

પદડી, સ્ત્રી૦ ગડાકુ રાખવાની ચમડાની કોથળી; પડતવી.

પદન્યાસ, પુ૦ [ સં. ] પદવિન્યાસ; પગલા ભરવાની છટા-ચતુરાઇ.

પદપંકજ, ન૦ [ સં. ] પદરૂપી કમળ.

પદબંધ, પુ૦ [ સં. ] શબ્દોના સમૂહોની રચના; પદરચના; ગવાય એવી શબ્દોની ગુંથણી તે; કાવ્ય.

પદભ્રષ્ટ, વિ૦ [ સં ] અધિકાર ઉપરથી ભ્રષ્ટ થયેલું; પદચ્યુત.

પદમ, જુ૦ પદ્મ.

પદમણી, સ્ત્રી૦ પદ્મિણી; સુંદર ને નાજુક બાંધાની સુભાગી સ્ત્રી.

પદર, પુ૦ [ સં. પટાંત ] પાલવ; છેડો. (૨) ગાંઠ. રૂ૦ પ્ર૦ પદરનું=પોતાની ગાંઠનું. (૩) શરણ; આશ્રય.

પદરખાનું, ન૦ ભઠિયારખાનું; રસોડું; વીશી.

પદરજ, સ્ત્રી૦ [ સં. ] ચરણધૂલી; પગની રજ.

પદલાલિત્ય, ન૦ [ સં. ] કવિતામાં શબ્દોની જે લલિત રચના તે.

પદવિગ્રહ, પુ૦ [સં.] પદચ્છેદ.

પદવી, સ્ત્રી૦ [ સં. ] માનવાળી. જગા; ઓધ્ધો; દરજ્જો; પાયરી; ઉચ્ચસ્થાન; મોટું પદ; પ્રતિષ્ઠા. (૨) ઉપનામ; ઇલકાબ. ક્રિ૦ પ્ર૦ પદવીએ ચડવું=મોટા નામધારી થવું; ઓધ્ધે ચડવું. પદવી ઘટવી=પ્રતિષ્ઠા ઓછી થવી, પદવી વધવી=મોટા નામવાળા થવું. (૩) પંક્તિ; હાર. [પગ પૂજા.

પદસેવ, સ્ત્રી૦ પાવડીની પૂજા;

**પદાતી**, પું૦ પગવાળો સૈનિક તે; પાળો; પૈદળ. (૨) પાયદળ લશ્કર.

**પદારથ**, જુઓ પદાર્થ.

**પદાર્થ**, પું૦ [ સં. ] વસ્તુ; ચીજ. (૨) તત્ત્વ. ભાવ; સત્ત્વ. (૩) વાની; ખાવાની ચીજ (૪) અર્થ; સાર. (૫) મૂળવસ્તુ. (દર્શનશાસ્ત્રને મતે ઘણા પદાર્થો છે. વૈશેષિકવાળા સાત, ગૌતમ–ન્યાયવાળા સોળ, સાંખ્યવાળા પચીશ, યોગવાળા ઇશ્વર સુદ્ધાં છવીશ અને વેદાંતવાળા એક પદાર્થ માને છે.)

**પદાર્થવિજ્ઞાન**, ન૦ [ સં ] જુદી જુદી ચીજોના ધર્મ-ગુણ સંબંધીનું જેમાં જ્ઞાન હોય તે વિદ્યા.

**પદાવવું**, ક્રિ૦ સ૦ ડરાવવું; ગભરાવવું; દમદેવો; ખડખડાવવું, (૨) પાદે એમ કરવું.

**પદી**, વિ૦ પદવાળું.

**પદું**, ન૦ પદ; ઓઢો–ગોરપદું.

**પદેડવું**, ક્રિ૦ સ૦ ખૂબ કામમાં લેવું; રગડવું; થકવી નાખવું; દોડાવવું. (૨) ઘસવું, વાપરવું. [રગદોળવું.

**પદોડવું**, ક્રિ૦ સ૦ પંદેડવું;

**પદ્ધતિ**, સ્ત્રી૦ [ સં. ] કામ કરવાની ધારી; રીત; રૂઢિ; ઢબ. (૨) વિધિ; તરેહ; વલણ. (૩) ક્રમ; હાર; ઓળ. (૪) રસ્તો; માર્ગ; શ્રેણિ. પદ્ધતિસર કામ કરવું=રીત પ્રમાણે કામ કરવું.

**પદ્મ**, ન૦ [ સં. ] રાતું કમળ. (૨) સો અબજ જેટલી સંખ્યા તે. (૩) આંગળીઓના ટેરવા ઉપરનું ગોળ રેખાચક્ર. (૪) શરીરમાંનું નાડીચક્ર. (૫) સ્થાન જગા. (૬) એક વ્યૂહ. (૭) રતિબંધ (૮) એક યોગાસન.

**પદ્મરાગ**, પું૦ [ સં. ] રાતા રંગનો મણિ; માણેક.

**પદ્મરેખા**, સ્ત્રી૦ હથેળીમાં કમળના જેવી રેખા હોય તે.

**પદ્મા**, સ્ત્રી૦ [ સં ] લક્ષ્મી; સૌભાગ્ય દેવી. (૨) મછ્ઠ.

**પદ્માસન**, ન૦ [ સં. ] પગપર પગ ચઢાવી ઝટ છૂટે નહિ એવી પલાંઠીએ બેસવું તે. એક યોગાસન.

**પદ્મિની**, સ્ત્રી૦ [ સં. ] સ્ત્રીત્વની સર્વ લાયકાતોવાળી સુંદર સ્ત્રી પહેલા વર્ગની સ્ત્રી. (૨) કમલિની; રાતાં કમળની વેલ.

**પદ્ય**, ન૦ [ સં. ] પદબંધ; કાવ્ય; ગવાય એવી શબ્દ રચના; ગીત; ગાયન

**પધરામણી**, સ્ત્રી૦ બહુ માન પૂર્વક પોતાને ઘેર બોલાવવું અને સત્કાર કરવો તે. (૨) આગમન; પધારવું તે.

**પધરાવવું**, ક્રિ૦ સ૦ માનભેર તેડી લાવી બેસાડવું. (૨) પ્રતિષ્ઠા કરવી; સ્થાપના કરવી. (૩) માનભેર વળાવવું-વદાય કરવું; વિસર્જન કરવું.

(૪) માથે મારવું; આપીદેવું; ઓઢાડી દેવું.

**પનઘટ**, પુ૦ જળાશયનો કિનારો કે જ્યાંથી લોક પાણી ભરી જતા હોય તે; કુવાકાંઠો. [ઘરેણું.

**પનડો**, પુ૦ સ્ત્રીઓના કાનનું એક

**પનાદાર**, વિ૦ પહોળાઇમાં વધારે હોય એવું; જેનો પનો મોટો હોય એવું.

**પનારો**, પુ૦ પિછાન; પરિચય; ભાઇબંધી (૨) આશરો.

**પનાહ**, સ્ત્રી૦ [ फा. ] સંભાળ; દેખરેખ (૨) આશ્રય, ઓથ, (૩) રક્ષણ. [પગરખાં.

**પનિયાં**, ન૦ જુતિયાં; ખાસડાં;

**પનિયુ**, ન૦ નાનું ધોતીયું; ફાળીઉં. [પાણિયારી.

**પનિહાર**, સ્ત્રી૦ પાણી ભરનારી;

**પનિહારણ**, સ્ત્રી૦ પાણિયારી.

**પનિહારી**, સ્ત્રી૦ પાણિયારી.

**પનીર**, ન૦ દુધમાં સરકો વગેરે નાખી બનાવેલું ઘાડું દહીં. (દુધમાંનો કેસીન નામનો પદાર્થ બહુ ઘટ થઇ જઇ આ પદાર્થ બને છે. મુસલમાનો અને યુરોપિયનો તેને ખાય છે.)

**પનું**, જુ૦ પણું.

**પનો**, પુ૦ [ फा. ] કપડાની પહોળાઇ તે; (૨) પણો; શાકરટેટીની કચુંબરનો મીઠો મઠો.

**પનોતી**, સ્ત્રી૦ જ્યોતિષ પ્રમાણે ખરાબ દશા; (શનિ અને રાહુ વગેરેની આકરી દશાઓ પનોતી કહેવાય છે.) (૨) જુઓ પનોતું.

**પનોતું**, વિ૦ પનાવાળું; વિસ્તારવાળું; બહોળું. (૨) સુભાગી; ભાગ્યશાળી; સુખી. પુ૦ પનોતો; સ્ત્રી૦ પનોતી. ૩૦ પ્ર૦ પિયેર પનોતી=બહોળા પિયેરની; પિયેર તરફ મમતા રાખતારી. [વ્યાલ, ભુજંગ.

**પન્નગ**, પુ૦ [ सं. ] સાપ;

**પપનસ**, ન૦ પપેનસ; વિ જુની જાતનું ફળ ને ઝાડ તે.

**પપીતા**, પુ૦ એક જાતના વેલાનાં કરપટા જેવાં બી. (આ મલાય ભાષાનો શબ્દ છે અને આના વેલા ફિલિપાઇન તથા કોચીન ચાયનામાં ઉગે છે. આ બીમાથી સ્ટ્રીકનિયા ને બ્રુશિયા નામનાં બે ઝેર નીકળે છે) [વયનો તહેવાર.

**પપેટી**, સ્ત્રી૦ પપેતી; પારસી નવા

**પપૈયું**, પપૈયાનું ફળ

**પપૈયો**, પુ૦ એક ફળઝાડ. (૨) બપૈયો; ચાતક, (૩) કોલ્લો.

**પપ્પો**, પુ૦ પકાર; પ અક્ષર ને તેનો ઉચ્ચાર તે. (૨) પાટીદાર; કણબી

**પપેડો**, પવાડો; ગપાટો.

**પમરવું**, ક્રિ૦ અ૦ વાસ ઉડવી —ફેલાવી; ગંધાવું; સોડવું. (૨) પ્રસરવું; ફેલાવું; વ્યાપી જવું.

**પમાડવું**, ક્રિ૦ સ૦ કોઇને કંઇ મળે એમ કરવું; પ્રાપ્તિ કરાવવી

**પય**, ન૦ [ सं. ] પાણી; જળ.

(૨) દૂધ. [આપનારી ગાય.

**પયસ્વિની**, સ્ત્રી૦ [ સં. ] દૂધ

**પયું**, ન૦ (પાય) ઓલાણું; કોસ ખેચીને બળદો ઢાળ પડતી જે જગામાં ઉતરે છે તે માર્ગ; વલણ.

**પયોધર**, પુ૦ ( ન૦ ) [ સં. ] સ્તન; થાન; આંચળ. (૨) મેઘ; વરસાદ. (૩) દરિયો; સાગર.

**પયોધિ**, પુ૦ [ સં. ] દરિયો; સાગર. [સાગર; સમુદ્ર.

**પયોનિધિ**, પુ૦ [સં.] દરિયો;

**પર**, વિ૦ [સં.] પરાયું; પારકું. (૨) અન્ય; બીજું; અળગું; અવર; (૩) શ્રેષ્ઠ; ઉત્તમ. (૪) દૂર; આઘે (૫) કેવળ. (૬) ઉલટું; અવળું.

**પર**, ન૦ નાનાં સુંવાળાં પીછાં તે; નાજુક રૂંવાં તે. ક્રિ૦ પ્ર૦ પર આવવાં=પીછાં આવવાં. પર મૂકવાં= પીછાં ફૂટવાં.

**પરઈ**, સ્ત્રી૦ પરાઇ; ખાંડણીનો દસ્તો.

**પરકમણું**, ન૦ [સં૦પરિક્રમણ] પ્રદક્ષિણા; આસપાસ ફરવું તે. (૨) જૈનોનો એક ધર્મવિધિ.

**પરકર**, પુ૦ [ સં૦ परिकर ] કમરપટો; કંદોરો.

**પરકાયાપ્રવેશ**, પુ૦ બીજાના ખોળિયામાં જીવ પેસવો તે.

**પરકીય**, વિ૦ [ સં. ] પારકું; પરાયું (૨) બીજાનું.

**પરકીયા**, સ્ત્રી૦ [ સં. ] પરસ્ત્રી; બીજાની સ્ત્રી; ( નાયિકા ભેદમાં સ્વકીયા, પરકીયા અને સામાન્યા એમ ત્રણ ભેદ છે. )

**પરકંમા**, સ્ત્રી૦ પ્રદક્ષિણા.

**પરખ**, સ્ત્રી૦ પારખ; પરીક્ષા; પારખવું તે. (પરીક્ષા કરવી.

**પરખવું**, ક્રિ૦ સ૦ પારખવું;

**પરખાણ**, ન૦ વહાણના વચલા થાંભલાને લગાડેલું આડું લાકડું કે જેની સાથે સઢ બાંધવામા આવે છે તે.

**પરખામણી**, સ્ત્રી૦ પરખવાનું લવાજમ તે (૨) પરખવાની જે આવડત તે.

**પરખાવવું**, ક્રિ૦ સ૦ પરીક્ષા કરાવવી; તપાસરાવવું; કસ કઢાવવો (૨) આપવું; દેવું.

**પરખાવું**, ક્રિ૦ અ૦ ઓળખાવું; જાણીતા થવું; જાહેર થવું. (૨) સમજાવું; પરીક્ષા થવી.

**પરખિયો**, પુ૦ પારખનારો; પારેખ; પરીક્ષા કરનારો.

**પરગજુ**, વિ૦ બીજાની ગરજ સારનાર; બીજાનું ભલું કરનાર; ઉદાર; પરોપકારી. [નાનો વિભાગ.

**પરગણું**, ન૦ [ फा. ] દેશનો

**પરગામ**, ન૦ બીજે ગામ. (૨) પરદેશ; બહારગામ.

**પરગામી**, વિ૦ બીજા ગામનો રહેવાસી. (૨) પરદેશી; બહાર ગામનો.

**પરઘર**, ન૦ પરગૃહ; બીજે ઘેર; પારકે ઘેર; બીજાનું ઘર.

**પરચક્ર**, ન૦ [ સં ] પરદેશી રાજ્ય. પરઘુરા; વિદેશી રાજ્ય.

**પરચુરણ**, વિ૦ [ प्रकीर्ण ] જુદું જુદું. છુટક; પ્રકીર્ણ. પરચૂરણ. ( ૨ ) પરચુરણ; રૂપિયો વટાવતા જે છુટું નાણું આવે તે.

**પરચો**, પુ૦ પરતો; પડછો; પ્રતાપ; ચમત્કાર. ( ૨ ) બળ-શક્તિનો દેખાવ.

**પરછંદ** પુ૦ પડઘો.

**પરછંદો**, પુ૦ પડઘો. પ્રતિધ્વનિ.

**પરછાયો**, પુ૦ છાયો. ઓળો: પડછાયો.

**પરજ**, સ્ત્રી૦ તરવારની મૂઠ ઉપર હૂક જેવી જે જીભ હોય છે તે. ( ૨ ) એક રાગ; પરજિયો; રાજિયો. ( ૩ ) પ્રજા; મનુષ્ય જાત -કાગીપરજ. ( ૪ ) ઢાલની મૂઠ.

**પરજળવું**, ક્રિ૦ અ૦ [ સં. प्र+ ज्वल् ] બળવું; સળગવું; જગવું. (૨) ચિંતા થવી; અનુકંપાની લાગણી થવી; ચરચરવું.

**પરજંક**, પુ૦ [ સં. पर्यंक ] પલંગ; ઢોલિયો.

**પરજાત**, સ્ત્રી૦ જાત; પારકી જાત. (૨) લગ્ન કરીને વળાવેલી કન્યાને પાછી પીયેર તેડી લાવવા તેને સાસરે જે પહેલ વહેલું તેડું ધામધૂમથી મોકલવામાં આવે છે તે.

**પરજાપત**, પુ૦ પ્રજાપતિ. ( ૨ ) કુંભાર; ઓઝો.

**પરજાળવું**, ક્રિ૦ પ્રે૦ [સં प्र+ ज्वल् ] બાળવું; સળગાવવું; ભડકો કરવો.

**પરજિયો**. પુ૦ એક રાગ-ઢાળ તે; રાજિયો ( કૂટતા ને રોતાં બૈરાં ગાય છે. ) ( ૨ ) એક મનુષ્ય જાત અને એની સાખ.

**પરઠ**, સ્ત્રી૦ પરઠણ; સાટું; સરત.

**પરઠણ**, સ્ત્રી૦ પરઠ; સાટું; સરત; કબુલાત. ( ૨ ) લગ્નમાં વરને આપવાનો આંકડો.

**પરઠવું**, ક્રિ૦ સ૦ [ સં. परि+घट्] પૈઠવું; નક્કી કરવું; ઠરાવવું; સરત કરવી; સાટું-કરાર કરવો. (૨) જવું; પ્રયાણ કરવું. ( ૩ ) મોકલવુ ; ભેજવું.

**પરઠો**, પુ૦ ઠરાવ; સરત; કરાર.

**પરડ**, સ્ત્રી૦ પંચાત; પીડા; માથાફોડ. ( ૨ ) મુશ્કેલી; લમણાઝીક. (૩) લુગડું ફાટતાં ને અધોવાયુ બહાર નીકળતાં થતો એવો અવાજ.

**પરડી**, સ્ત્રી૦ પત્રી; બાવળની કાચી શીંગો.

**પરડું**, ન૦ પૈડું; ચાક; ચક્ર.

**પરડો**, પુ૦ બાવળની શીંગ.

**પરણ**, ન૦ ( સ. पर्ण ] પાંદડું; પાન. ( ૨ ) પરણવું તે; પરિણય

**પરણવું**, ક્રિ૦ અ૦ [ સં. परि+ णी] સ્ત્રી પુરુષે એક બીજાને એક નિષ્ઠ થઇ રહીને સંસાર માંડવા બંધાવું; એક બીજા સાથે બંધાવું-જોડાવું; વિવાહ કરવો; લગ્ન કરવાં. ( ૨ ) સર-

તથી-કરારથી બંધાવું. કહે૦ પરણે તેનાં ગીત=જેવો વખત હોય તેમ કરવું. પરણે પાનેતર નહિ, ને અધરણીએ ચીર=પ્રસંગે ન કર્યું તે પાછળથી શું કરે? પરણ્યો પીડાએ મરે અને કુંવારો કોડે મરે. પરણ્યાને પાળે ને જણ્યાં ને જીવાડે એમાં શાનો પાડ? પરણ્યા પહેલાં અધરણી.

**પરણાયું**, ન૦ શકોરું; મોટું કોડિયું; ચપણિયું.

**પરણાવવું**, ક્રિ૦ પ્ર૦ પરણે તેમ કરવું. લગ્ન કરવાં; વિવાહ કરવો. (૨) ગળે ઘાલવું; બઝાડી દેવું.

**પરણિયત**, વિ૦ વિવાહિત; પરણેલું. (૨) ના. વર, પતિ; પત્ની; સ્ત્રી.

**પરણેતર**, ન૦ પરણવું તે; પરણવાનો વિધિ તે. (૨) પરણેવું તે.

**પરણેયું**, ન૦ચપણિયું, શકોરું, કોડિયું [વર; પતિ ધણી.

**પરણ્યો**, પુ૦ પરણેલો હોય તે;

**પરત**, અ૦ પાછુ. પરત આપ્યું =પાછું આપ્યું.

**પરતક્ષ**, જુઓ પ્રત્યક્ષ.

**પરતવું**, ક્રિ૦ સ૦ (સં. परि+वर्त्) ફરીને વાટવું; ઘુંટવું; લસોટવું.

**પરતંત્ર**, વિ૦ (સં.) પોતાની ઇચ્છા પ્રમાણે ચાલી કે વર્તી શકે નહિ એવું. પરાધીન; પરવશ; તાબેદાર.

**પરતંત્રતા**, સ્ત્રી૦ [સં.] પરવગપણું; પરાધીનતા; તાબેદારી.

**પરતંત્રપણું**, ન૦ પરતંત્રતા; તાબેદારપણું.

**પરતાપ**, પુ૦ પ્રતાપ.

**પરતી**, સ્ત્રી૦નાનો ફાળકો, ફીરકી.

**પરતીત**, સ્ત્રી૦ (સં. प्रतीति) પતીજ; ખાતરી; વિશ્વાસ; ભરોંસો.

**પરતો**, પુ૦ [સં. प्रताप] પ્રતાપ: દર્શન તે; સામાને વિશ્વાસ આવે એવો પ્રતાપ ભાસ કરાવવો તે. (૨) હાજરાહજુરપણું; ચમત્કાર. (૩) છાયા; આભાસ; પડછો.

**પરત્વે**, અ૦ [સં] ને લીધે; વડે, યોગે.

**પરથાર**, પુ૦ પગ મૂકવાનો ચોતરો તે; એક સરખી કરેલી જમીન અથવા જરા ઉંચી કરેલી સપાટ ઓટલી જેવી જગા. (૨) રથડ; તળ (૩) પથારી, શય્યા. [બાપ.

**પરદાદો**, પુ૦ બાપના બાપનો

**પરદુઃખ**, ન૦ પારકાનું દુઃખ તે.

**પરદુઃખભંજન**, વિ૦ બીજાનું દુઃખ ભાગનાર પરોપકારી; ઉદાર.

**પરદેશ**, પુ૦ [સં.] પોતાનો દેશ નહિ એવો જે મુલક તે; વિદેશ.

**પરદેશી**, પુ૦ વિ૦ પારકા દેશનું; વિદેશી.

**પરદો**, પુ૦ પડદો; ચક.

**પરધન**, ન૦ બીજાનો પૈસો; પારકું ધન.

**પરધર્મ**, પુ૦ પોતાનો ધર્મ નહિ તે, પોતાના ધર્મથી જુદો ધર્મ તે.

**પરધર્મી**, વિ૦ વિધર્મી; જુદો ધર્મ પાળનાર જે તે. [પરનાવવું.

**પરનાતી**, વિ૦ બીજી નાતનું;

**પરનાર**, સ્ત્રી૦ પરસ્ત્રી.

**પરનાળ**, સ્ત્રી૦ પાણી વહેવરાવવાની નાળ–નીક તે; પ્રણાલિકા.

**પરનાળિકા**, સ્ત્રી૦ પરનાળ. (૨) પરંપરાથી ચાલી આવતી જે રૂઢિ તે; પદ્ધતિ.

**પરપુરુષ**, પુ૦ [ સં. ] બીજો પુરુષ તે; પોતાનો પતિ નહિ તે. (૨) ઇશ્વર.

**પરપુષ્ટ**, પુ૦ [ સં. ] કોકિલ; કોયલ. (એમ કહેવાય છે કે, કોયલ કાગડીના માળામા પોતાનાં ઇંડા મૂકે છે. પછી જ્યારે તેમાંથી બચ્ચું નીકળે છે. ને તે મોટું થઇને બોલે છે ત્યારે કાગડીથી સમજાય છે કે તે પોતાનું બચ્ચું નથી ત્યારે તેને પોતાના માળામાંથી કડાડી મૂકે છે. આ ઉપરથી કોયલ પરથી પોષાયેલી કહેવાય છે.)

**પરપેંઠ**, સ્ત્રી૦ ત્રીજીવાર લખાયેલી હુંડી. [ ક્ષણભંગુર.

**પરપોટિયું**, વિ૦ પરપોટા જેવું;

**પરપોટી**, સ્ત્રી૦ નાનો પરપોટો.

**પરપોટો**, પુ૦ પાણી ઉપર થતો હવાથી ભરેલો ફુકકો; બુદબુદ. (૨) ફોલ્લો. (૩) ભરમ; ખોટો અને ખાલી દેખાવ.

**પરબ**, સ્ત્રી૦ [ સં. પ્રપા ] મફત પાણી પાવાની જગા તે. (૨) વટેમાર્ગુંને ધર્માદા પાણી પાવાની જગા. (૨.) [ સં-પર્વ ] પર્વ; તહેવાર.

**પરબડી**, સ્ત્રી૦ પંખીને ચણ નાખવાને માટે ઉભું કરેલું એક પાંજરૂ; ચબુતરો.

**પરબિયો**, પુ૦ પરબ ઉપર પાણી પાવાને રહેનારો.

**પરબીડિયું**, ન૦ કાગળ અંદર મૂકીને બંધ કરવાની કોથળી.

**પરબુદ્ધિ**, સ્ત્રી૦ [સં.] બીજાની અક્કલ તે. (૨) વિ૦ પરમતિયું; પારકાની બુદ્ધિએ કામ કરનાર.

**પરબ્રહ્મ**, ન૦ પરમ-સૌથી શ્રેષ્ઠ દેવ તે; પરમાત્મા.

**પરભવ**, પુ૦ બીજો જન્મ; આગલો અથવા પાછલો અવતાર તે. (૨) પ્રસવ.

**પરભવવું**, ક્રિ૦ સ૦ [ સં. प्र + भू ] ઉત્પન્ન થવું; ઉપજવું. (૨) નહિ લેખવવું; અનાદર કરવો. (૩) હરાવવું; થકવવું.

**પરભા**; સ્ત્રી૦ [ સં. स्पृहा ] પરવા; દરકાર. (૨) પ્રભા.

**પરભાતિયું**, ન૦ [સં. प्रभात] મળસકામાં ગાવાનો એકરાગ–ઢાળ. (૨) પ્રભાતે ગાવાનો ઇશ્વર સ્તુતિનો એક પાઠ.

**પરભાર્યું**, અ૦ બારોબાર; બીજાને જણાવ્યા વિના. (૨) વિ૦ પારકું; બીજાનું. (૩) અજાણ્યું; ત્રાહિત.

**પરભુ**, પુ૦ પ્રભુ; પરમેશ્વર.

**પરભોગી**, વિ૦ પારકી વસ્તુનો ભોગ લેનાર; બીજાને લાભ કરાવનાર.

**પરમ**, વિ૦ [ સં. ] ઘણુંજ

પુષ્કળ. ખૂબ; પરિપૂર્ણ; અતિશય. (૨) શ્રેષ્ઠ; સર્વોત્તમ. (૩) એક મૂકીને બીજું-અર્થાત ત્રીજું:-પરમ દિવસે.

**પરમપદ**, ન૦ [ સં. ] શ્રેષ્ઠ પદ; અતિ ઉંચી પદવી. (૨) મુક્તિ; મોક્ષ. [વહાલું.

**પરમપ્રિય**, વિ૦ [ સં ] બહુજ

**પરમહંસ**, પુ૦ [ સં. ] જેને કશો ભિન્નભાવ ન હોય એવો સંન્યાસી તે. (૨) બ્રહ્મ.

**પરમાટી**, સ્ત્રી૦ માંસ. પરમાટીના ભોગી=માંસાહારી.

**પરમાણુ** અ૦ નક્કી; નિશ્ચે.(૨) વિ૦ યુક્ત; ખરૂં; ધન્ય. (૩) પ્રમાણુ; પુરાવો.

**પરમાણવું**, ક્રિ૦ સ૦ સાચું માનવું.

**પરમાણાં**, ન૦ પ્રમાણપત્ર; પુરાવા; દાખલા; ખાતરીપત્ર.

**પરમાણું**, ન૦ પ્રમાણ; પુરાવો; દાખલો. (૨) માપ. ( જોડાનું ).

**પરમાણે**, અ૦ પ્રમાણે; પેઠે; માફક; રીતે.

**પરમાત્મા**, પુ૦ [ સ.] પરબ્રહ્મ; ચિદાત્મા. (૨) વિષ્ણુ. (૩) શિવ.

**પરમાનંદ**, પુ૦ [સં. ] પરિપૂર્ણ આનંદ તે; ખરેખરી ખુશાલી મળવી તે; બ્રહ્માનંદ.

**પરમાર્થ**, પુ૦ [ સં. ] જે સારામાં સારૂં કામ તે; શ્રેષ્ઠ અર્થ; ઉત્કૃષ્ટ વસ્તુ તે. (૨) પુણ્ય કર્મ. (૩) સુખ (૪) મોક્ષ.

**પરમાર્થી**, વિ૦ પરમાર્થ કરનાર તે; પરોપકારી. (૨) પ્રાણીઓનું કલ્યાણ થાય એવું; કોઇને સુખ થાય એવું હિતકારી તે.

**પરમિયો**, પુ૦ જનનેંદ્રિયને લાગુ પડતો એક રોગ. પરમો; પ્રમેહ.

**પરમેશ**, પુ૦ [સં. ] મહાદેવ.

**પરમેશ્વર**, પુ૦ [ સં. ] મોટો ઇશ્વર.

**પરમેશ્વરી**, સ્ત્રી૦ [ સં. ] મોટી દેવી; આદ્યશક્તિ. ( ૨ ) વિષ્ણુ.

**પરમેષ્ઠી**, પુ૦ [ સં. ] બ્રહ્મા.

**પરમો**, પુ૦ પરમિયો; પ્રમેહ.

**પરરાજ્ય**, ન૦ [ સં ] વિદેશી રાજાનો અમલ તે. [ગરોળી.

**પરલી**, સ્ત્રી૦ [ સ. पल्ली ]

**પરલોક**, [ સં. ] મુઆ પછી જીવ જે લોકમાં જાય છે તે લોક; લોકાંતર; સ્વર્ગ; દેવલોક. ક્રિ૦ પ્ર૦ પરલોક જવું=મરણ પામવું.

**પરવ**, [ સં. पर्व ] સારો દહાડો; તહેવાર. ( ૨ ) પુણ્ય દાનનો સંધિ. (૩) ગાંઠો; કાતળી. પેરાઇ. કહે૦ પરવે પરવે મિઠાશ ઓછી (૪) ( સં. प्रपा ) મુસાફરોને મફત પાણી પાવાની જગા.

**પરવડ**, સ્ત્રી૦ પાલવવું તે; પરવડવું તે.

**પરવડવું**, વિ૦ પાલવવું; પોષાવું, રુચવું; ભાવવું; અનુકૂળ પડવું.

(૨) ગમવું; ગોઠવું, પસંદ૬વું
**પરવણી**, સ્ત્રી૰ [ સં. પર્વણી ] દાન ધર્મનો સંધિ, અવસર, તહેવાર.
**પરવરનાવવું**, ક્રિ૰ સ૰ પ્રવર્તાવવું, ચલાવવું, ફેલાવવું; પ્રમારવું.
**પરવરદેગાર**, [ ફા. ] સર્વનું પાલન કરતારો, પરમેશ્વર. [વવું.
**પરવરવું**, ક્રિ૰ અ૰ જવું; સિધા-
**પરવરશી** સ્ત્રી૰ [ ફા. पर्वरशिश ] સંભા , બરદાશ (૨) લાલન પાલન; પોષણ
**પરવશ**, વિ૰ [ સં ] પરાધીન; પરતંત્ર, બીજાને તાબે હોય એવું.
**પરવશતા**, સ્ત્રી૰ બીજાને વશ હોવાપણું પરાધીનતા, પરતંત્રતા.
**પરવશપણું**, ન૰ પરવશતા; પરાધીનતા
**પરવળ** ન૰ ઘિલોડી-ટિંડોરીના જેવા વેલાના શાક ફળ.
**પરવા** સ્ત્રી૰ દરકાર; સ્પૃહા; જરૂર. (૨) કાળજી; ચિંતા; ખંત
**પરવાડ**, સ્ત્રી૰ [ સં परि+वाट ] ગામ કે શહેરનો છેવાડો ભાગ તે. આ સપાસનો ભાગ તે.
**પરવાનગી**, સ્ત્રી૰ [ ફા. ] રજા; છુટ; અનુજ્ઞા, આજ્ઞા. ( પરવાનગી માગવી આપવી કે લેવી એમ કહેવાય છે. )
**પરવાનો**, પુ૰ અમુક કાર્ય કરવાનો જે વેખી હુકમ કે પરવાનગી તે; છુટપત્ર; રજાચીઠી.
**પરવાર**, પુ૰ [ સ. परिवार ] વિસ્તાર (૨) ફુરસદ; નવરાશ.
**પરવારવું**, વિ૰ જેને કંઇ કામ ધંધો હોય નહિ તેવું, નવરું; નિરુદ્યોગી, બેકાર.
**પરવારવું**. ક્રિ૰ અ૰ કામથી ફરાગત થવું; નવરા થવું; છુટા થવું; બધું આટોપી રહેવું. [ એક જાતિ.
**પરવારી**, સ્ત્રી૰ ભરવાડના જેવી
**પરવાળું** ન૰ [ સ. प्रवाल ] એક દરિયામાંનાં જીવડાએ બનાવેલું ભુંગળી જેવું અને ઉપરથી લાલ, સુરેખ છીપિયું. ( સમુદ્રમાં એક જાતના જીવડા પરવાળાંના ઘર બનાવે છે આ પરવાળાની નાની નાની ભુંગળીએ જેવા કકડાઓની માળાઓ બને છે. ઓઠની રતાશ માટે પરવાળાની ઉપમા અપાય છે. )
**પરવીંટો**, પુ૰ રેંટિયા ઉપરથી સુતર ઉતારી લેવાનો ફાળકો.
**પરશાળ**, સ્ત્રી૰ [ સ. प्रति + शाला ] ચોકની સામેનો ઓરડો; ચનુરશાળા; પ્રતિશાળા, પડસાળ.
**પરશી**, સ્ત્રી૰ ફરશી. [કુહાર.
**પરશુ**, ન૰ [ સં. ] કુહાડો; ફરશી;
**પરશુરામ**, પુ૰ [ સ ] એક શૂરવીર ઋષિ; ભાર્ગવ. ( એમણે એકવીસવાર પૃથ્વી નક્ષત્રી કરી હતી. )
**પરસ**, સ્ત્રી૰ ઝાકળ; ધુમસ, ઓસ (૨) ઓસ પડવાનો વખત, સોઢું મળસકું.

**પરસન,** વિ૦ પ્રસન્ન.

**પરસવું,** ક્રિ૦ અ૦ [सं स्पृश्] અડકવું; સ્પર્શ કરવો; અડવું. (૨) પરખવું; ઓળખવું; જાણવું. (૩) ભજવું.

**પરસાદ,** પુ૦ પ્રસાદ. [ભાર.

**પરસા..** સ્ત્રી૦ પ્રસાદી. (૨)

**પરસુદી,** સ્ત્રી૦ ધોએલા ઘઉંનો ઝીણો આટો, મેંદો; પરસુંદી.

**પરસેવ,** સ્ત્રી૦ બીજાની સેવા કરવી તે. ચાકરી; નોકરી.

**પરસેવો,** [सं प्रस्वद] શરીરમાંથી ચામડીના છિદ્ર વાટે પાણી નીકળે છે તે પ્રસ્વેદ. ક્રિ૦ પ્ર૦ પરસેવો છુટવો=શરીરમાથી પાણી નીકળવું પરસેવો વળવો=મહેનત પડવી. કહે૦ ખરા પરસેવાનું ધન=મહેનત કરીને મેળવેલું ધન. પરસેવો પાડવો=ખુબ મહેનત કરવી.

**પરસ્ત,** વિ૦ આસકત; વળગેલું; પરાયણ. (૨) પૂજક; બુતપરસ્ત.

**પરસ્તી,** સ્ત્રી૦ પરાયણતા; અધીનતા. (૨) સ્તુતિ, માર્થના; બુતપરસ્તી. [બીજાની સ્ત્રી.

**પરસ્ત્રી,** સ્ત્રી૦ પરનાર, પરકીયા;

**પરસ્પર,** અ૦ [સં] એકમેકમાં; અન્યોન્ય;માહોમાંહે;આપસઆપસમાં.

**પરસ્મૈપદ,** [ सं ] સંસ્કૃતમાં ધાતુના બે વર્ગ છે તેમાંનો એક વર્ગ તે; કર્મકભેદ.

**પરસ્વાધીન,** વિ૦ [ सं ] બીજાને તાબે હોય તેવું; પરાધીન; પરવશ, પરતંત્ર.

**પરસ્વાધીનતા,** સ્ત્રી૦ [ सं. ] પરવશપણું; પરતંત્રતા, પરાધીનતા.

**પરસ્વાધીનપણું,** ન૦ પરાધીનત

**પરહરવું,** ક્રિ૦સ૦ [सं. परि+हृ] છોડી દેવું (૨) ત્યાગ કરવો; છોડવું.

**પરહસ્તગત,** વિ૦ બીજાને હાથ ગયેલું.

**પરહેજ,** વિ૦ [ फ़ा. ] બંધી. કેદ. પરવશ. (૨) અળગું રહેલું; દૂર રહેલું; દાબમાં રહેલું, કેદી. (૩) બંધી.

**પરહેજી,** સ્ત્રી૦ [ फ़ा. ] ખાવા પીવામા અમુક વસ્તુઓથી અળગા રહેવું તે; પથ્ય, કરી, અટકાવ; પ્રતિબંધ, બંધી.

**પરંતુ,** અ૦ [ सं. ] પણ; તોપણ. (૨) અને; તથા; કિન્તુ.

**પરંદુ,** ન૦ [ फ़ा. ] પંખી, પક્ષી.

**પરંપરા,** સ્ત્રી૦ [ सं. ] ધાર; પરિપાટી નિયમ, ધાટી (૨) અ૦ ક્રમ ચાલ્યું આવતું હોય તેમ.

**પરંપરાગત,** વિ૦ પરમપરાથી ચાલતું આવેલું; ક્રમાનુસારી.

**પરા,** સ્ત્રી૦ [ सं ] શબ્દનું આદિરૂપ. (૨) ઉચ્ચગતિ (૩) ગાયત્રી. (૪) અ૦ પાછું, તરફ; ભણી.

**પરાઇ,** સ્ત્રી૦ દસ્તો; પરાળ. (૨) વિ૦ પારકી

**પરાકાષ્ઠા**, સ્રી૦ [ સં ] મુશ્કેલી; શ્રમ; મહેનત. ( ૨ ) છેલ્લી હદ, પરિસીમા.

**પરાક્રમ**, ન૦ [સં] લોકમાં વાહવાહ બોલાય એવું કામ તે; આત્મબળ; સામર્થ્ય; શૌર્ય. ( ૨ ) વિજયી થઇ જાહેરમાં આવવું તે; શૌર્યથી જે ના મના કરવી તે. ક્રિ૦ પ્ર૦ પ્રરાક્રમ કરવું=આત્મબળથી વિજય મેળવવો.

**પરાક્રમી**, વિ૦ [ સં ] પોતાના બળથી જીતનાર; શૌર્યકરનાર. ( ૨ ) શૂરવીર; વિક્રમી; વિજયી; બળવાન.

**પરાગ**, પુ૦ [ સં ] ફુલમાંની રજોટી તે. ( ૨ ) વાસ

**પરાગંદા**, અ૦ પરગામ નાશી જવું તે; પલાયન. [ થાળી.

**પરાજ**, સ્રી૦ તાસક જેવી મોટી

**પરાજય**, પુ૦ [ સં ] પરાભવ; હારવું તે; હાર. [ પરાભૂત.

**પરાજિત**, વિ૦ [ સં ] હારેલું;

**પરાજુ**, ન૦ વિશ વીધા જેટલા વિસ્તારનું જમીનનું માપ.

**પરાટ**, સ્રી૦ બકરાના વાળની દોરડી કે જે ગધેડા ઉપર બાંધવામાં આવે છે.

**પરાણી**, સ્રી૦ પરોણી; બળદ હાંકવાની નાની લાકડી; નાનો પરોણો.

**પરાણે**, અ૦ મરજી ઉપરાંત; બળાત્કારે. મુશ્કેલીએ; બહુ આગ્રહે.

**પરોણો**, [ સં પ્રાઘુર્ણ. ] પોતાને ઘેર આવેલો બહારનો માણસ તે; મેમાન. ( ૨ ) અતિથિ; અભ્યાગત. (૩) મોટી પરોણી; આરવાળી લાંબી લાકડી. [ પરાશ.

**પરાત**, સ્રી૦ છાશનું પાણી;

**પરાત્પર**. વિ૦ પરથી પણ પર એવું તે; શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ એવું; ઉંચામાં ઉંચું; બ્રહ્મ; પરમેશ્વર.

**પરાધીન**, વિ૦ [ સં ] પરવશ; પરતંત્ર. [ વશતા, પરતંત્રતા.

**પરાધીનતા**, સ્રી૦ [ સં ] પર-

**પરાધીનપણું**, ન૦ પરાધીનતા.

**પરાન્ન**, ન૦ [સં] પારકું અન્ન; મફતનું ખાવું તે.

**પરાપૂર્વ**, [સં] આગળનું ચાલતું આવેલું; અસલનું.

**પરાપૂર્વથી**, અ૦ અસલથી; આગળના વારાથી.

**પરાભવ**, [સં] પરાજય; હાર. ( ૨ ) પરિભવ; તિરસ્કાર. [ પરેલું.

**પરાભૂત**, [ સં. ] હારેલું; પાછું

**પરામર્શ**, પુ૦ [ સં. ] વિચારવું તે; ઊહાપોહ કરવો તે; તર્કવિતર્ક; વિમર્ષણ; વિવેચન. [ પરાળ.

**પરાય**, સ્રી૦ ખાંડણીનો દસ્તો;

**પરાયણ**, વિ૦ [ સં. ] લગનું; વળગી રહેલું; આસક્ત; અનુરક્ત; સંબંધી; આશ્રિત; તાબેદાર.

**પરાયું**, વિ૦ પારકું; બીજાનું.

**પરાર**, અ૦ એક વચમાં મૂકીને બીજું તે; ત્રીજું. પરારને વર્ષ=ત્રીજે વર્ષ.

**પરાર્ધ**, સ્ત્રી૦ [ સં. ] છેલ્લી સંખ્યા; એકડો ને સત્તર મીંડાવાળી સંખ્યા તે. (૨) વિ૦ બ્રહ્માના અરધા આયુષ્ય જેટલું.

**પરાવર્તન**, ન૦ [ સં. ] પાછું ફરવું તે. (૨) પ્રતિબિંબ; પડછાયો.

**પરાવૃત્ત**, વિ૦ [ સં. ] પાછું ફરેલું; વળેલું, ઉથલાવેલું. (૨) ક ટાળેલું

**પરાશ**, સ્ત્રી૦ છારા ઉપરનું પાણી.

**પરાશર**, પુ૦ [ સં. ] એક ઋષિ, વ્યાસના પિતા. [પોચું ઘાસ.

**પરાળ**, ન૦ ડાંગરનું ખરસલું;

**પરાં** અ૦ દૂર; આવે; આમ તેમ.

**પરાંગના**, સ્ત્રી૦ [ સં. ] પરસ્ત્રી.

**પરાંગમુખ**, વિ૦ [ સં. ] ઉલટી બાજુ તરફ મોંવાળું; વિમુખ. (૨) ઉલટું; વિરુદ્ધ, આડું. [વધારાનું

**પરાંત**, વિ૦ બાકી વધેલું; છેલ્લા

**પરાંતવું**, ક્રિ૦ અ૦ પરવારવું; ફારગત થવું.

**પરિ**, અ૦ [ સં. ] સર્વ બાજુએથી એવો અર્થ ઉપજાવવાવાળો ઉપસર્ગ. (૨) અતિશય, ઘણું જ, એવો અર્થ પણ રાખે છે.-પરિજન, પરિવાર વગેરે. [ફરવું તે, પ્રદક્ષિણા.

**પરિક્રમ**, પુ૦ [ સં ] ચારે તરફ

**પરિક્રમણ** ન૦ [ સં. ] આસપાસ ફરીવળવું તે; પ્રદક્ષિણા.

**પરિક્રમા**, સ્ત્રી૦ પ્રદક્ષિણા.

**પરિખા**, સ્ત્રી૦ [ સં. ] શહેરની આસપાસ જે ખાઇ કરેલી હોય તે.

**પરિગ્રહ**, પુ૦ [ સં. ] દાન વગેરે ગ્રહણ કરવું તે; આદાન, સ્વીકાર. (૨) સ્ત્રી; પત્ની; ભાર્યા.

**પરિઘ**, પુ૦ [ સં. ] ઘેર; ઘેરાવો. (૨) ઓગણીશમો યોગ. (પંચાગપ્રમાણે.)

**પરિચય**, પુ૦ [ સં ] સહવાસ. ઓળખાણ; પિછાન; મેળાપ; અભ્યાસ; મહાવરો.

**પરિચર્યા**, સ્ત્રી૦ [ સં. ] સેવા; ચાકરી; બરદાશ. (૨) સુશ્રૂષા, ખુશામત (૩) તહેનાત. [ચાકર દાસ.

**પરિચારક**, પુ૦ [ સં. ] સેવક;

**પરિચારિકા**, સ્ત્રી૦ [ સં. ]દાસી; અનુચારિકા.

**પરિચિત**, વિ૦ [ સં. ] પરિચયવાળું; જાણીતું, ઓળખીતું, સહવાસવાળું.

**પરિચ્છિન્ન**, વિ૦ [ સં. ] જુદું પાડેલું છુટું કરેલું. (૨) નિરૂપણ કરેલું.

**પરિચ્છેદ**, પુ૦ [ સં. ] અવધિ; સીમા (૨) ભાગ; પ્રકરણ; અધ્યાય.

**પરિજન**, ન૦ [ સં. ] પરિવાર; ખટલો. તહેનાતમાં રહેનારાં માણસો.

**પરિણત**, વિ૦ [ સં. ] પકવ. (૨) પુખ્ત. [ લગ્ન.

**પરિણય**, પુ૦ [ સં. ] વિવાહ;

**પરિણામ**, પુ૦ [ સં ] કોઇ પણ કામનું છેવટ તે, છેલ્લું ફળ; નિષ્પન્ન (૨) તોડ, નિકાલ; નતીજો

**પરિણામદર્શી**, વિ૦ પરિણામનો વિચાર કરી જાણનાર; અગમ બુદ્ધિયું.

**પરિતપ્ત**, વિ૰ (સં.) ખૂબ તપેલું; પીડાઓથી ઘેરાયેલું; સ તપ્ત.

**પરિતાપ**, પુ૰ (સં.) સંતાપ; અકળામણ, દુ ખ; શોક, પીડા. (૨) ચિંતા; ફિકર.

**પરિતાપિત** વિ૰ (સં.) દુ ખિત; પીડિત; અકળાયેલું.

**પરિતુષ્ટ**, વિ૰ (સં.) સંતુષ્ટ; પ્રસન્ન રાજીથયેલું.

**પરિતૃપ્ત**, વિ૰ [સં.] તૃપ્ત થયેલું; ભર્યું પુર્યું. સંતુષ્ટ ધરાયેલું.

**પરિતોષ**, પુ૰ (સં.) સંતોષ.

**પરિત્યાગ**, પુ૰ (સં.) છોડી દેવું તે; વર્જન.

**પરિત્રાણ**, ન૰ (સં.) કવચ; અંગરખું, રક્ષણ; સાચવનાર; વારણ; નિવારણ

**પરિદેવન**, ન૰ (સં) શોકનું રોવું તે; વિલપન, આક્રંદ.

**પરિધાન**, ન૰ (સં.) પહેરવાનું વસ્ત્ર તે (૨) લુગડું. (સ)પહેરવું તે.

**પરિધિ**, પુ૰ [સં.] ઘેરાવો; વિસ્તાર. (૨) પરિવેશ; સૂર્યચંદ્રની આસપાસ થતું તેજનું કુંડાળું તે.

**પરિપક્વ**, વિ૰ [સં.] પાકેલું. (૨) પુખ્ત.

**પરિપક્વતા**, સ્ત્રી૰ સંપૂર્ણ પાકેલી અવસ્થા તે. (૨) પુખ્તપણું.

**પરિપાક**, પુ૰ પરિપક્વતા. (૨) કર્મફળ.

**પરિપાટી**, સ્ત્રી૰ (સં.), પદ્ધતિ; ધારી; રિવાજ; રીત. (૨) અનુક્રમ; આનુપૂર્વી.

**પરિપાલન**, ન૰ [સં.] પાળવું-નિભાવવું-સાચવી-જાળવી રાખવું તે. (૨) જેમ ચાલતું હોય તેમ ચલાવ્યા કરવું તે. [પરિપાલન,

**પરિપાલના**, સ્ત્રી૰ પાળવું તે:

**પરિપૂર્ણ**, વિ૰ [સં.] ભરપુર ભરેલું એવું; સંપૂર્ણ; પુરેપુરું.

**પરિપૂર્ણતા**, સ્ત્રી૰ [સં.] પરિપૂર્ણત્વ; સંપૂર્ણતા.

**પરિભવ**, [સં.] અનાદર; અવગણના; અવમાન; તિરસ્કાર.

**પરિભાષણ**, ન૰ [સં.] સામો ઉત્તર આપવો તે; આલાપ. (૨) ઉપાલંભ.

**પરિભાષા**, સ્ત્રી૰ [સં.] સંકેત શબ્દ અથવા સૂત્ર. (૨) શૈલી

**પરિભ્રમણ**, ન૰ [સં.] આસપાસ ફરવું તે; પ્રદક્ષિણા કરવી તે. (૨) ભટકવું ને ગોળ ચકરાવે ફરવું તે.

**પરિમળ**, પુ૰ [સં.] સુગંધ; સૌરભ; પીમળ.

**પરિમાણ**, ન૰ [સં] માપ; વજન; કદ. (૨) સંખ્યાની ગણતરી કે ઘેરાવો. (૪) અંદાજ; આશરો. (૫) પ્રમાણ; ખાતરી; વિશ્વાસ.

**પરિમિત**, વિ૰ અંદાજસરનું; વજનસર; હદમાં હોય તેવું; માફકસરનું; થોડું.

**પરિમિતિ**, સ્ત્રી૦ [ સં ] માપ; પ્રમાણ; પરિમાણ. (૨) હદ. મર્યાદા (૩) ઘેર, ઘેરાવો

**પરિમેય**, વિ૦ [ સં ] થોડું; અલ્પ. (૨) હદ જેટલું, ગણી-તોળી ગણાય તેટલું. [ ધોનારો.

**પરિયટ**, પુ૦ ધોબી. લુગડાં

**પરિયંક**, પુ૦ [ સં पर्यंक ] પલંગ, સુંદર ઢોલિયો.

**પરિયાણ**, ન૦ [ સં प्रयाण ] પ્રસ્થાન, પયાણ, ચાલવું તે.

**પરિયો** પુ૦ પેઢીનામું; વંશાનુક્રમ; પૂર્વજો, બાપ દાદા. (૨) વંશજો

**પરિરંભણ**, ન૦ [ સં. ] રગડ, ચંપી, મસળ, દબાવવું–ચોળવું તે. (૨) આલિંગન.

**પરિવર્તન**, [ સં ] ફરી વળવું તે; ફેરફાર તે. (૨) આવર્તન. ફરી ફરીને ફરવું તે. પરાવર્ત; ભ્રમણ.

**પરિવાદ**, પુ૦ [ સ ] અપવાદ, આરોપ. (૨) ઠપકો; ઉપાલંભ. (3) કહેતી.

**પરિવાદિની**, સ્ત્રી૦ [ સ ] સાત તારની વીણા.

**પરિવાર**, પુ૦ [ સં ] છૈયાં છો. કરા, કુટુંબ કબીલો તે; વિસ્તાર (૨) પરિજન [ વેષ્ટિત.

**પરિવૃત્ત**, વિ૦ [ સં વિંટાયેલું;

**પરિવેશ**, ન૦ [ સ. ] પરિવેષ; કુંડાળું. (૨) વેષ્ટન; ઘેર, પરિધિ. કુંડાળું.

**પરિવેષ્ટન**, ન૦ [ સ ] પડ. આચ્છાદન. ઢાંકણ (૨) બારદાન બાંધણ. ઓછાડ; ગલેફ. (૩) કોટડું. કપડો જડો થર

**પરિવ્રાજક**, પુ૦ [ સં ] જેણે સંસાર ત્યાગ કર્યો હોય તે, સંન્યાસી

**પરિશિષ્ટ**, ન૦ [સં] વધારાનું જે લખાણ તે, ઉમેરણ પુરવણી.

**પરિશેષ**, વિ૦ [સ.] વધારાનું. (૨) ના૦ શેષ, બાકી

**પરિશ્રમ**, પુ૦ [સ.] મહેનત. તસ્દી, શ્રમ લેવો તે ક્રિ૦ પ્ર૦ પરિશ્રમ આપવો=તસ્દી આપવી

**પરિષદ**, સ્ત્રી૦ [ સં ] ઘણા જણનું કોઈ કાર્યને માટે એમનું તે; બેઠક, સભા; મેળાવડો. (૨) મંડળી (૩) શાળા (૪) સેવક, દાસ.

**પરિસર**, પુ૦ [ સ. ] સરહદ; મુલક, વિસ્તારવાળી જમીન.

**પરિસંખ્યા**, સ્ત્રી૦ [ સં. ગણના કરવી તે અનુક્રમે ગણવું તે

**પરિસીમા**, સ્ત્રી૦ [સં ] હદ મર્યાદા, છેડો. (૨) સરહદ.

**પરિહાર**, પુ૦ [સં ] તજવું–દૂર કરવું તે; ત્યાગ, ક્રિ૦ પ્ર૦ પરિહાર કરવો=ત્યાગ કરવો.

**પરિહાસ**, પુ૦ [સ ] હસવું તે; મશ્કરી મજાક; ઠઠ્ઠો

**પરી**, સ્ત્રી૦ [ फ़ा ] અલૌકિક સ્ત્રી, મોં આગળનું. શરીર નાજુક અને પાંખોવાળું સુંદર કલ્પિત સ્ત્રી;

કિન્નરી; અપ્સરા.

**પરીક્ષક,** વિ૦ [ સં. ] પરીક્ષા કરનાર; સારું ખોટું સમજનાર; નિરૂપક.

**પરીક્ષણ,** ન૦ [ સં. ] પરીક્ષા કરવાનું કામ તે (૨) પરીક્ષા કરવી તે. (૩) તપાસ; તજવીજ. (૪) પરખ. પરીક્ષા

**પરીક્ષા,** સ્ત્રી૦ [સં પરિ+ઈક્ષ] તોલન કરવું તે. કસોટી; તપાસ; તજ-વીજ. (૨) પારખ; પરખ. ક્રિ પ્ર૦ પરીક્ષા કરવી=સારું ખોટું જોઈ લેવું. પરીક્ષા લેવી=તાવી જોવું; તપાસવું.

**પરીક્ષાપત્ર,** ન૦ [ સ ] પરી-ક્ષાના મેળાનું પત્રક તે.

**પરીખ,** વિ૦ નાણાં પારખનાર; નાણાંનો પરીક્ષક. (૨) સરાફનો ધંધો કરનારની સાખ.

**પરીધ,** પુ૦ પેર; ઘેરાવો.

**પરીધરો,** પુ૦ માણગતા; ભિલકત.

**પરીસો,** પુ૦ દુઃખ દરદ; પીડા. (૨) અડચણ.

**પરુષ,** વિ૦ [ સં ] કઠણ; કડક; કઠોર; નિષ્ઠુર; ક્રૂર; નિર્દય.

**પરુ,** ન૦ રુધિર વિકારથી પાક થઇ જે ધોળો જેરો મવાદી નીકળે છે તે; પાચ.

**પરે',** વિ૦ દૂર; આઘું. (૨) જુદું; અળગું. (૩) આડું; ઉલટું; અવળું. (૪) નાનું ગામ; ગામની પાસેનો ભાગ.

**પરે,** અ૦ પેઠે; પેર; માફક. (૨) પરોઢ; મળસકુ.

**પરેજ,** વિ૦ પરહેજ. [ પથ્ય.

**પરેજી,** સ્ત્રી૦ પરહેજી; ચરી;

**પરેત,** ન૦ [ સ પ્રેત ] પ્રેત; મડદું. (૨) ભૂત; પિશાચ (૩) વિ૦ અકરાંતિયું.

**પરેશાન,** વિ૦ [ ફા ] ધુતું; અંધું; ચાલાક. (૨) હેરાન; ગભરાયેલું.

**પરેસ્તાન,** ન૦ [ સં ] પરીઓને રહેવાનો દેશ તે; ઉંચો લોક; સ્વર્ગ.

**પરોક્ષ,** અ૦ [ સં ] સાંભળનાર હાજર ન હોય તેમ; પછવાડે; પૂંઠે નજરે ન પડે તેમ (૨) બીજાની હાસ. (૩) પડદા પાછળ રહીને.

**પરોગ,** પુ૦ અંત; છેરો; છેવટ.

**પરોઢ,** પુ૦ પ્રભાત; મળસકુ; પ-રોઢ. મોટે પરોઢીએ=બહુ વહેલાં.

**પરોઢિયું,** ન૦ પરોઢ; પરોડ; પ્રભાત; મળસકું. કહે૦ જુવાનીનું રળ્યું ને પરોઢિયાનું દળ્યું.

**પરોણાગત,** સ્ત્રી૦ પોતાને ઘેર આવેલા માણસની સારી આગતા સ્વાગતા કરવી તે; આતિથ્ય; સારો સત્કાર કરવો તે; ખરદાસ.

**પરોણાચાકરી,** સ્ત્રી૦ અતિથિની સેવા કરવી તે; ખરદાસ લેવી તે; પરો-ણાનો સારો સત્કાર કરવો તે.

**પરોણાચાર,** પુ૦ પરોણાનો સત્કાર કરવો તે; (૨) આતિથ્ય; સ-ત્કારની રૂઢિ-રીત તે; વિવેક વ્યવહાર તે.

**પરોણી,** સ્ત્રી૦ બળદ હાંકવાન

આરવાળો લાકડી; નાનો પરોણો. (૨) સ્ત્રીમહેમાન.

**પરોત**, પુ૦ [ સં. પુરોહિત ] ક્ષત્રિયોનો ગોર; ક્ષત્રિયના પુરોહિતોની એક નાત-સાખ તે.

**પરોપકાર**, પુ૦ [ સં. ] બીજાનું હિત કરવું તે; અન્ય જનને ઉપકાર કરવો તે; પરહિત. ક્રિ૦ પ્ર૦ પરોપકાર કરવો=કોઇનું પણ સારું થાય એમ કરવું.

**પરોપકારિતા**, સ્ત્રી૦ [ સં. ] પરોપકાર કરવાપણું; પરોપકૃતિ.

**પરોપકારી**, વિ૦ [ સં. ] બીજાને ઉપકાર કરનાર; લોકહિતના કામ કરનાર; પરગજુ.

**પરોવવું**, ક્રિ૦ સ૦ ઘાલવું; નાખવું. (૨) લગાડવું; લક્ષ પૂર્વક કરવું. જવાબદારી સમજીને કરવું. (૩) ભેરવવું; લટકાવવું; ટાંગવું.

**પર્ચ**, પુ૦ [ અ. ] સાડાસોળ ફીટ લંબાઇનું એક માપ ( જમીન માપવાનું. )

**પર્જન્ય**, પુ૦ [ સં. ] વરસાદ; મેઘ.

**પર્ણ**, ન૦ [ સં ] પાંદડું; પાન. (૨) પત્ર.

**પર્ણકુટી**, સ્ત્રી૦ [ સં. ] ઝુંપડી; મઢી.

**પર્ણશય્યા**, સ્ત્રી૦ [ સ. ] સાથરો; પાંદડાં પાથરીને બનાવેલું બિછાનું.

**પર્ણશાળા**, સ્ત્રી૦ [ સં. ] મઢી; પર્ણકુટી; કુટિર.

**પર્યટન**, ન૦ [ સં. ] મુસાફરીએ ફરવું; યાત્રા; પ્રવાસ; ભ્રમણ; ફરી ફરીને ફેરા મારવા તે.

**પર્યવસાન**, ન૦ [ સં. ] અંત; છેડો. (૨) પરિણામ; નિકાલ; તોડ.

**પર્યંક**, પુ૦ [ સં. ] પલંગ ઢોલિયો.

**પર્યંત**, અ૦ [ સં. ] સુધી; લગી.

**પર્યાકુળ**, વિ૦ [ સં. ] બહુ જ આતુર; આકુળવ્યાકુળ ઉત્સુક; ઉતેજાર. (૨) અધીર; આકળું.

**પર્યાણ**, ન૦ પ્રયાણ; ચાલવું તે.

**પર્યાપ્તિ**, સ્ત્રી૦ [ સં. ] પૂર્ણતા. (૨) તૃપ્તિ. સંતોષ. (૩) અંત; સીમા.

**પર્યાય**, પુ૦ [ સ. ] એકજ અર્થનો શબ્દ; સમાનાર્થક શબ્દ. (૨) રીત; રસ્તો. (૩) બાનું.

**પર્યાલોચન**, ન૦ [ સં. ] ખરોબર વિવેચન કરવું તે; સંપૂર્ણ આલોચન તે.

**પર્યૂષણ**, ન૦ પજુસણ.

**પર્યેષણ**, ન૦ [ સં. ] તપાસ; તજવીજ.

**પર્વ**, ન૦ [ સં. ] સૂર્યનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવાનું થાય તે સંધિ; સારા તહેવારનો અવસર તે: સારો દિવસ; આનંદઉત્સાહનો દિવસ. (૨) શેલડી વગેરેના એક ગાંઠાથી બીજા ગાંઠા લગીનો ભાગ તે; પેર; પેરિયું. (૩) આંગળાંના સાંધા વચ્ચે ભાગ; ટેરવું. (૪) પ્રકરણ; વિભાગ.

**પર્વણી**, સ્ત્રી૦ પર્વનો દિવસ પર્વનો અવસર; તહેવાર; પુણ્ય

**પર્વત,** પુ૦ [ સં. ] ઘણોઉંચો ટેકરો; પહાડ; ડુંગર; ગિરિ (૨) સાતની સંજ્ઞા.

**પલ,** ન૦ માસ (૨) પળ ક્ષણ

**પલક** સ્રી૦ [ સં. ] આખ બંધ થઇને ઉઘડે એટલો સમય તે બહુ જ થોડો વખત તે, ક્ષણ

**પલકદરિયાવ,** પુ૦ ઘણો વરસાદ વરસવો તે; પાણી પાણી થઇ રહેવું તે. (૨) પળવારમાં દરીઓ ભરી કાઢે એવી શકિત વાળો; સ્થળને ઠેકાણે જળ ને જળને ઠેકાણે સ્થળ કરે એવો. (પરમેશ્વર)

**પલકવુ,** ક્રિ૦ અ૦ ઝબુકવું; ચમકવું. (૨)રાજી થવું. (૩) ચકચકવું રહીરહીને પ્રકાશવું.

**પલકારો,** પુ૦ આંખની ઉઘાડમીચ તે; ઝમકારો; ચમકારો; સ્ફુરણ (૨) આખ ઉઘડે ને મિચાય એટલો અલ્પ સમય તે, પળ; ક્ષણ. (૩) ઇસારો; નેત્ર પલ્લવી; અણસારો. ક્રિ૦ પ૦ પલકારો કરવો=આંખનો ઇસારો કરવો.

**પલકાવવું,**ક્રિ૦ સ૦આંખ મીચ ની ઉઘાડવી. પટપટાવવું; ઝબકાવવું

**પલકો,** પુ૦ સ્પંદ. ચમકારો. (૨) તેજનો ભબુકો.

**પલટણ** સ્રી૦ [પોર્ટુ.] પાયદળ લશ્કરનો એક સમૂહ તે; પાગા.

**પલટવું,** ક્રિ૦ સ૦ [પ્રા. पलट्टई] ફેરવવું.

**પલટાવવું,** ક્રિ૦ અ૦ બદલાવું; ફરી જવું. પલટાવવું બદલવું; ઉલટાવવું. ફેરવવું (૨) પક્ષ બદલાવવો; બીજા પક્ષમા લઇ જવું.

**પલટો,** પુ૦ ઉથલો; સ્વરને ઉતારવો ચડાવવો તે. (૨) કસરી તરેહ તે; પટાબાજીમા એક વાર સવળી અને બીજીવાર અવળી રમત લેવી તે; એક બાજુએ હાથ ફેરવવો તે.

**પલવટ,** સ્રી૦ [ સં. पारिवृत ] પાલવ કમરે બાધવો તે. ઘાટડી; કચ્છ

**પલવવું,** ક્રિ૦ અ૦ વિનવવું; રીઝવવું.

**પલવાડ,** સ્રી૦ પરવાડ: વાડ.

**પલળવું,** ક્રિ૦ અ૦ [સં प्लु] ભિંજાવું; પાણીવાળા થવું;

**પલંગ,** પુ૦ છત્રીવાળો મોટો ઢોલિયો. [ ઢોલડી.

**પલંગડી,** સ્રી૦ નાનો પલંગ;

**પલંગપોશ,** પુ૦ પલંગ ઉપર પાથરવાનું સુંદર કપડું; ઓછાડ.

**પલાખાં,** ન૦ આંકના ગડિયામાંના સવાલો પૂછવા તે.

**પલાખી,** સ્રી૦ આંકમાંની ગુણાંક શ્રેણી

**પલાણ,** ન૦ ઘોડા વગેરેની પીઠ પર ચડી બેસવું તે; પલાંણવું તે: (૨ ઓગીર વગેરે (૩) સવારીના કામમ લેવું તે.

**પલાણવું,** ક્રિ૦ સ૦ સવારી કરવી (૨) સવારીના કામમાં લેવા માંડવું. (૩) પલોટવું.

**પલાણો**, પું૦ ફરસમાં, ટાઇપ બેસાડેવા તેની ઉપર ઠોકવાનો લાકડાનો કકડો.

**પલાયન**, નાસી જવું તે; પોબાર ગણવા તે.

**પલાયિત**, વિ૦ નસાડેલું; [ભગાડેલું;

**પલાવ**, પું૦ [ સં. પલાન્ન ] ભાતમાં માંસ અને મસાલો નીખીને બનાવવામાં આવતી એક વાની; નાન પલાવ; પુલાવ.

**પલાવર**, સ્ત્રી૦ ભીલની એક જાત.

**પલાશ**, પું૦ [ સં. ] ખાખરો. ( ૨ ) ખાખરાનાં ફૂલ.

**પલાળવું**, ક્રિ૦ સ૦ [ સં. પ્લુ ] ભીનું કરવું; પાણીવાળું કરવું. ( ૨ ) સમજાવવું; ગળે ઉતારવું.

**પલાંઠી**, સ્ત્રી૦ પગ ઉપર પગ ચઢાવીને બેસવાની એક રીત. રૂ૦ પ્ર૦ પલાંઠી મારવી=પલાંઠી વાળવી; ઠરીઠામ થઈને બેસવું; નિરાંતે બેસવું.

**પલાંઠો**, પું૦ પહોળી પલાંઠી. રૂ૦ પ્ર૦ પલાંઠો મારીને બેઠો=અક્કમ થઈને બેઠો. [ કાંદાનું પ્યાજ.

**પલાંડુ**, સ્ત્રી૦ [ સં. ] ડુંગળી;

**પલિત**, વિ૦ [ સં. ] પળિયાંવાળો; જેનાં કેશ ધોળા થઈ ગયા હોય તે.

**પલિતો**, પું૦ જામગરી; બળતો કકડો; બંદુકના દારૂને સળગાવવા રાખેલી રસી તે. ( ૨ ) સળેખડું; ચોંચું; જેથી ધમાધમ થાય એવી બાબત તે; ફદફું.

**પલીત**, ન૦ [ ફા. ] ભૂતપ્રેત. ( ૨ ) મેલું દૈવત. ( ૩ ) વિ૦ ઘરડું; બિયામણું.

**પલેવણું**, ન૦ સાવરણીમાં ભરાયેલાં જીવડાં ખંખેરી નાખવાં તે.

**પલોટવું**, ક્રિ૦ સ૦ કામકાજમાં જોડવું; કેળવવું; પાવરધું કરવું.

**પલ્લવ**, પું૦ [ સં. ] કુંપળિયું; લીલાં તાજાં પાનનું ડાળું. ( ૨ ) તાજાં કુમળાં પાનનો સમૂહ. કિસલય. ( ૩ ) પાલવ; કપડાનો છેડો. ( ૪ ) અળતો; લાલ રંગ.

**પલ્લવિત**, વિ૦ [ સં. ] નવાં પાન આવેલાં હોય એવું. ( ૨ ) વિસ્તૃત; ખિલેલું; શણગારેલું; સુધારીને સુંદર કરેલું.

**પલ્લવી**, સ્ત્રી૦ ઇશારત કરીને વિચાર જણાવવાની રીતિ તે; ઇસારાની ભાષા.

**પલ્લાઉવર**, પું૦ હુંડીનો વર; ખીસેનો વર; પહેરામણીનો વર. ( ૨ ) જેને મોટું પલ્લું આપવું પડતું હોય એવો વર. [ ધિલોડી. ( ૩ ) ટીંવડી.

**પલ્લી**, સ્ત્રી૦ નાનું ગામડું. ( ૨ )

**પલ્લું**, ન૦ છાબડું; ત્રાજવું. ( એક પલ્લામાં કાટલાં અને બીજામાં તોળવાની વસ્તુ મુકાય છે તે બે બાજુનાં પાત્રમાંનું એકાદું પાત્ર-છાબડું તે : પલ્લું. ) ( ૨ ). વર તરફથી કન્યાને અપાતા દાગીના ને રોકડ વગેરે તે; સ્ત્રીધન; શુલ્ક ( ૩ ) શીંકાની માફક લબડતું રહે એવું જે કાંઇ તે;

પલ્લો, પુ૦ પાલવ; લુગડાનો છેડો; છુટા રહેલા છેડા તે (૨) બે સ્થાન વચ્ચેનું અંતર તે ટપ્પો, છેટું. [તળાવડું.

પલ્વલ, ન૦ ( સં ) નાનું તળાવ;

પવઇ, પુ૦ પાવઇ હીજડો નપુંસક; બ્યઢળ (૨) બાયલો; નિર્માલ્ય; કાયર માણસ. કહે૦ પવઇને તે વળી પાનો ચડે ?

પવન, પુ૦ [ સં. ] વા; વાયુ; સમીર ક્રિ૦ પ્ર૦ પવન પર ચડવું=હવાઇ વિચાર કરવા. પવન ભરાવો= ખીલવું. પવન લાગવો=સંગતિ દોષ લાગવો. પવનમાં ઉડીજવું=જરાએ ટકાવ નહિ થવો (૨) મિજાજ; મનનું વલણ; ભાવનાઓ.

પવનચક્કી, સ્ત્રી૦ પવનથી ચાલતી ઘંટી. (૨) પવનના જોરથી ફરતા ચકકરવાળું યંત્ર.

પવનપાવડી, સ્ત્રી૦ એક જાતનું કલ્પિત આકાશયાન; પવનમાં ઉડનારૂં યંત્ર, વિમાન. ( જુની વાતોમાં પવન પાવડીથી આકાશ માર્ગે ઉડીગયાની હકીકત આવે છે. )

પવનવેગી, વિ૦ પવનના જેવા વેગવાળું; વાયુવેગી; ઘણુંજ ઉતાવળું.

પવાડવું, જુઓ૦ પાવું.

પવાડી, સ્ત્રી૦ અજમાઇ.

પવાડો, પુ૦ બવાડાની કવિતા તે; રાસડો. (૨) વીરકાવ્ય; પોવાડો.

પવાલું, ન૦ પાણી પીવાનું પાત્ર; પ્યાલું; જામ. ( ૨ ) મોટું ઉભા ઘાટનું વાસણ; મોટી પવાલી.

પવિ, ન૦ [ સં. ] ઇન્દ્રનું બહુજ કઠણ હથિયાર; વજ્ર.

પવિત્ર, વિ૦ [સં.] શુદ્ધ; નિર્મળ; પાવન; શુચિ, દોષ રહિત. (૨) સંસ્કારવાળું; દોષ રહિત કરેલું. (૩) કુડ કપટ રહિત; ચોકખા મનનું. ( ૪ ) સચ્ચરિત.

પવિત્રતા, સ્ત્રી૦ [ સં. ] પવિત્રપણું, ચોકખાઇ; શુદ્ધપણું.

પવિત્રપણું, ન૦ પવિત્રતા.

પવિત્રાઇ, સ્ત્રી૦ પવિત્રતા.

પવિત્રાં, ન૦ શ્રીકૃષ્ણના પ્રસાદ રૂપી તેમને ધરાવેલો દોરો; હરિના નામની હીરની આંટી.

પવિત્રી, સ્ત્રી૦ શ્રાદ્ધાદિકને પ્રસંગે પહેરવાની દર્ભની વીંટી.

પવિત્રું, જુઓ૦ પવિત્રાંમાંનું એક.

પશમ, ન૦ [फा. पश्म] ઝીણો વાળ, નાજુક કેશ. ( ૨ ) હિમાલયમા થતાં એક જાતનાં બકરાના વાળ, કે જેનાં ગરમ લુગડાં બને છે; રૂંવાં; ઊન.

પશમી, વિ૦ ઊનનું-ગરમ કાપડ.

પશમીના, પુ૦ [ फा. ] હિમાલયમાં થતાં બકરાંનાં રૂંવાંનો પોષાક; ગરમ પોષાક.

પશલી, સ્ત્રી૦ પસલી; પોશ; અરધો ખોબો. ( ૨ ) ભાઇ તરફથી બહેનને આપવામાં આવતી બક્ષીસ.

પશુ, ન૦ [સં.] ચારપગું પ્રાણી; ઢોર; જનાવર. ( ૨ ) બેવકુફ; હેવાન.

**પશુતા**, સ્ત્રી૦ પશુપણું; હેવાનિયત.

**પશુપતાસ્ત્ર**, સ્ત્રી૦ જેની ઉપર પશુનું ચિહ્ન હોય એવું અસ્ત્ર. મહાદેવે અર્જુનને આપેલું બાણ.

**પશુપતિ**, પુ૦ [સં.] મહાદેવ; શંભુ; શિવ. (૨) ગોવાળ.

**પશુપંખી**, ન૦ જમીન પર ચાલનારાં ચોપગાં તેમજ ઉડનારાં પ્રાણીઓ તે. [ જથી; છેલ્લે.

**પશ્ચાત્**, અ૦ [સં.] પછી; પાછ.

**પશ્ચાત્તાપ**, પુ૦ [સં.] પસ્તાવો; અનુતાપ; શોક; દિલગીરી. ક્રિ૦ પ્ર૦ પશ્ચાત્તાપ થવો=કાંઇ કર્યા પછી પરિતાપ થવો તે.

**પશ્ચિમ**, [સં.] જેણી તરફ સૂરજ આથમે તે બાજુ; આથમણી દિશા. (૨) વિ૦ પાછલું; પૂઠળનું; છેલ્લું.:- પશ્ચિમ બુદ્ધિ=પાછળથી ઉત્પન્ન થયેલી એવી બુદ્ધિવાળો.

**પશ્યંતી**, સ્ત્રી૦ [સં.] શબ્દ સ્વરૂપની ચાર સ્થિતિઓમાંની બીજી સ્થિતિ તે:-પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી.

**પસર**, ન૦ વહાણાનું ચરવું તે; ઝાકળભર્યું ઘાસ ઢોરને ચરાવવું તે. ક્રિ૦ પ્ર૦ પસર-પહર ચરાવવું.

**પસરવું**, ક્રિ૦ અ૦ પસરી જવું; ફેલાવું; પથરાવું; વ્યાપી જવું. (૨) ફૂલવું; ખીલવું; વધવું.

**પસલી**, સ્ત્રી૦ [ સં. प्रसृति ] જુઓ પસલી. (૨) પોશમાં રહે એટલું તે. (૩) ભાઇ તરફથી બહેનને આપવામાં આવતી બક્ષીસ તે. (૪) વીંટી.

**પસલો**, પુ૦ ખોબો.

**પસવારવું**, ક્રિ૦ સ૦ ધીમે ધીમે હાથ ફેરવવો; પંપાળવું; શાંત પાડવું; કલાવવું. (૨) ચાંપવું; સારૂં લાગે એમ શરીરને મર્દવું.

**પસંદ**, વિ૦ [ फा. ] મનને ગમતું; ભાવતું; રૂચતું. (૨) ખુશ; રાજી. (૩) અનુકૂળ પડતું. (૪) ઘણામાંથી ચૂંટી કાઢેલું. ક્રિ૦ પ્ર૦ પસંદ કરવું= મનને ગમતું હોય તે તારવવું. પસંદ પડવું=મન ગમતું.

**પસંદગી**, સ્ત્રી૦ મનની રુચિ; રાજી; ખુશી. (૨) મંજૂરી; કબુલાત. (૩) ચૂંટણી; વરણી; મનોભાવના. ક્રિ૦ પ્ર૦ પસંદગી કરવી=ઘણામાંથી મનને ગમતી એકાદ વસ્તુને લેવા અનુમતિ આપવી. પસંદગી પામવી= બીજાને પસંદ પડવું.

**પસાય**, સ્ત્રી૦ બક્ષીસ; સેવાના બદલામાં આપેલી જમીનની બક્ષીસ; કૃપાદાન; ખુશીની દેણગી; પસાયતું.

**પસાયતું**, ન૦ સેવાના બદલામાં અથવા ધર્માદા તરીકે આપેલી જમીન તે; પેઢી દર પેઢી ચાલ્યા કરે એવી જમીનની બક્ષીસ તે. (૨) ગામનાં વસવાયાંને જે જમીન આપેલી હોય તે.

**પસાર**, પુ૦ ફેલાવો; વ્યાપ્તિ; પ્રચાર. (૨) પ્રવેશ; પેસારો.

**પસાર,** વિ૦આરપાર જતું રહેલું; અંદર થઇને ગયેલુ, એક છેડેથી બીજે છેડે નિકળી ગયેલુ. (૨) અ૦ પાસ, કસોટીમાંથી નિકળી ગયુ હોય તેમ; પાર ઉતરવુ તે (૩) ચુંટાવું તે,પસંદ પડવું તે, મનને ગમવુ તે. ક્રિ૦ પ્ર૦ પસાર કરવું=એક છેડેથી બીજે છેડે કાઢીનાખવું, પાસ કરવું. પસાર થવુ= પાસ થવું.

**પસારવું,** ક્રિ૦ સ૦ [सं प्र+सृ] ફેલાવવું; ચારે તરફ ફરી વળે એમ કરવું, વિસ્તારવું. (૨) લંબાવવું; વધારવું, આગળ ધરવું. (૩) પાસ કરવુ, અંદર થઇને જવા દેવું.

**પસારી,** સ્ત્રી૦ ફેલાવ; વિસ્તાર; ફેલાવ. [ધીરે પેસવું તે.

**પસારો,** પુ૦ ફેલાવ. (૨) ધીરે

**પસિયારૂં,** ન૦ ખીલી ઘાલવાનું નાકું. (૨) પાંખિયું; ભરડવું.

**પસીનો,** પુ૦ [सं प्रस्वेद] શરીરની ચામડીના બારીક છિદ્રોમાંથી તાપને લીધે નિકળતું પાણી તે, પરસેવો, પ્રસ્વેદ. રૂ૦ પ્ર૦ પસીનો પાડવો= મહેનત કરવી [વેચનારો, કાછિયો.

**પસ્તાગિયો,** પુ૦ શાકભાજી

**પસ્તાનુ,** ન૦ [सं प्रस्था] બહારગામ જવા ઉપડવું તે, જવું તે. (૨) બીજે ઠેકાણે ચાલવું તે; ઉપડવાનું મહુરત સાચવવું તે.

**પસ્તાવું,** ક્રિ૦અ૦પરિતાપ થવો, દિલગીર થવુ.

**પસ્તાવો,** પુ૦ પશ્ચાત્તાપ અફસોસ, દિલગીરી; વિમાસણ (૨) શોક.

**પસ્તાળ,** સ્ત્રી૦ પીટણી; ટોક; ટીપણી. (૨)પ્રતિજ્ઞા. ક્રિ૦ પ્ર૦ પસ્તાળ પાડવી=વારંવાર ઠોક માર્યા જવું; ઉપરા ઉપરી ઠપકો આપવો. (૩) ફજેતી કરવી.

**પસ્તાં,** ન૦ [फा. पिस्त] એક જાતનો સુકો મેવો. (મિઠાઇ વગેરેમાં નાખવાના કામમાં આવે છે.)

**પસ્તી,** સ્ત્રી૦ બીજાની તરફથી લડનાર. (૨)પડીકા બાંધવાના કાગળો

**પસ્તું,** ન૦ પસ્તામાનું એક.

**પહર,** જુઓ પસર.

**પહાડ,** પુ૦ માટી કે પત્થરનો કુદરતી ઢગલો, ઉંચો ટેકરો; ડુંગરો; પર્વત. (૨) મોટો જાડો પત્થર; મોટી સંગીન વસ્તુ-બાત વગેરે તે. રૂ૦પ્ર૦ પહાડ જેવું=મજ્બ તેમજ સંગીન; જબરેમાન. (૩) વિ૦ દુસ્તર, દુર્ગમ્ય.

**પહાડી,** વિ૦ પહાડ જેવું (૨) કદાવર અને જબરમાન. (૩) પહાડનું

**પહાણ,** પુ૦ પત્થર, પથરો, ઢગડ (૨) ભારે અને જડ એવું તે (૩) જડ; મંદ

**પહાણવું,** ક્રિ૦ સ૦ કારૂં દુખડું દેવું, નિખારવું, પાણ પાડવું.

**પહાણો,** પુ૦ [सं. पाषाण] પાહાણ, પથરો (૨) ઇંટાળો; શિલા. (૩) વિ૦ મૂર્ખ; જડ; બુઠ્ઠ. (માણસ)

**પહુંઆ,** પુ૦ પૈંઆ.

**પહેડી,** જુઓ પેઢી.

**પહેરણ,** ન૦ પહેરવાનું તે; પહેરવાનું વસ્ત્ર; લુગડું. (૨) ખુલતું કુડતું; કફની, બદન; કેડિયું.

**પહેરણું,** ન૦ પહેરવાનું લુગડું. (૨) પહેરવાની રીત. (૩) પુરુષની આગલી પાટલી ને ગુપ્ત ભાગ વગેરે તે-પહેરણેથી પકડયો.

**પહેરવું,** ક્રિ૦ સ૦ ધરવું, સજવું; ધારણ કરવું. (૨) ઘાલવું; ઘોચવું; ચેસાડી દેવું.

**પહેરવેશ,** પુ૦ પહેરવાની જે તરેહ-રીત તે. (૨) કપડાં વગેરે પહેરવાથી જણાતો જે દેખાવ તે. (૩) પહેરવાના કપડાં તે; પોષાક.

**પહેરામણી,** સ્ત્રી૦ કન્યાનો બાપ વરને અને તેની તરફનાં માણસોને જે બક્ષીશ આપે છે તે; કન્યા લેવા બદલ વરને જે કંઇ ભેટ આપવાનું ઠરાવાય છે તે. ૩૦ પ્ર૦ પહેરામણીનો વર=જેને કન્યા ઉપરાંત રોકડ વગેરે આપવું પડે એવા કુળવાન વર; હુંડીનો વર.

**પહેરાવવું,** ક્રિ૦ સ૦ પહેરે તેમ કરાવવું; ધારણ કરાવવું; ધરાવવું; સજાવવું. (૨) ઘાલવું; શણગારવું. (૩) ગળે ઘાલવું, ઓઢાડવું, બઝાડી દેવું (૪) અંદર દાખલ કરવું; ઘાલી દેવું.

**પહેરેગીર,** પુ૦ ચોકિયાત; રખવાળ, પહેરો ભરનારો.

**પહેરો,** પુ૦ [સ૦ प्रहर] ચોકી; તપાસ; જાપતો; રક્ષા. (૨) સંભાળ; નીગેબાની. (૩) હવાલો.

**પહેલ,** સ્ત્રી૦ આગેવાન થવું તે; પ્રથમ બહાર પડવું તે, પ્રારંભ; મંડાણ; શરૂઆત. (૨) ન૦ રૂના લોઆની પોચી થપેલી; પોલ.

**પહેલવહેલું,** વિ૦ શરૂઆતનું; આરંભનું; આદિ. (૨) તરત; તાબડતોબ.

**પહેલવાન,** પુ૦[फा.] જુવાન; જોરવાળો ને બાહોશ માણસ; મરદાનગીના દાવપેચ રમી જાણનારો સશક્ત માણસ. (૨) શૂરવીર; જોદ્ધો.

**પહેલવી,** સ્ત્રી૦ જુની ફારસીભાષા.

**પહેલાં,** અ૦ પૂર્વે; અસલ.

**પહેલું,** વિ૦ પ્રથમ; શરૂઆતનું; આરંભનું. (૨) મુખ્ય; જરૂરનું.

**પહોડવું** જુઓ પોઢવું.

**પહોડાડવું,** જુઓ પોઢાડવું.

**પહોર,** પુ૦ [ सं० प्रहर ] ત્રણ કલાક જેટલો વખત તે. (૨) અ૦ આવતે અથવા ગયે વર્ષે; પોર.

**પહોરો,** પુ૦ નીગેબાની, તપાસ, ચોકી, તકેદારી; જાપતો.

**પહોળાઇ,** સ્ત્રી૦ પહોળપણ, પહોળાશ; પનો; વિસ્તાર; પૃથુતા.

**પહોળાશ,** સ્ત્રી૦ પહોળાઇ; પહોળપણ; પનો.

**'પહોળિયું,** પુ૦ કલદાર રૂપિયો; મુંબાઇગરો રૂપિયો; પોળિયો.

**પહોળું**, વિ૦ [ સં. પૃથુ ] વિસ્તારવાળું; પનાદાર; મગતું; ચોડું. (૨) મોકળું; ખુલ્લું; વિસ્તૃત. (૩) ઢીલું; છૂટું. (૪) નહિ બીડેલું; ખુલ્લું; ખોલેલું; વિશાળ. ક્રિ૦ પ્ર૦ પહોળું કરવું=ખુલ્લું કરવું; ફાડવું; મોકળું કરવું; પાથરવું.

**પહોંચ**, સ્ત્રી૦ પહોંચવું તે; રસિદ. (૨) સમજશક્તિ; બુદ્ધિબળ, ચતુરાઇ; હોંશિયારી; પહોંચી વળવાની શક્તિ તે.

**પહોંચવું**, ક્રિ૦ અ૦ ધારેલે ઠેકાણે જવું; પુગવું. (૨) હાથમાં આવવું; મળવું. (૩) પાસે જઇ લાગવું; પકડી પાડવું. (૪) પુરા પડવું; સ્પર્ધામાં ફાવવું. (૫) સમજવું, કાવાદાવા જાણવા. પહોંચેલું=ઠગાય નહિ એવું.

**પહોંચી**, સ્ત્રી૦ પુરુષને પહોંચે પહેરવાનું ઘરેણું; પોંચી. (૨) કાંડું.

**પહોંચું**, ન૦ પહોંચો; પોચો.

**પહોંચેલું**, વિ૦ મળેલું; પ્રાપ્ત થયેલું. (૨) પક્કું; ખંધું; ચતુર; ચાલાક; શાણું.

**પહોંચો**, પુ૦ કાંડું; મણિબંધ; પોંચો.

**પળ**, સ્ત્રી૦ [ સં. પલ ] ઘડીનો સાઠમો ભાગ તે; ક્ષણ.

**પળકવું**, ક્રિ૦ અ૦ ખાવાની આશાએ આવવું; લાલચ લાગવી.

**પળમાત્ર**, અ૦ ક્ષણમાત્ર; લગારેકવાર.

**પળવું**, ક્રિ૦ અ૦ જવું; નાસવું (૨) જેમ તેમ નીભવું. (૩) ચાલ્યા કરવું; અમલમાં રહેવું. (૪) કેશ પાકીજવા.

**પળસી**, સ્ત્રી૦ પળશી; પગચંપી; ખુશામત; આજીજી; ખૂબ શ્રમ લઇને સામાનુ મન મેળવી લેવાનો યત્ન કરવો તે.

**પળા**, સ્ત્રી૦ પાળવવું પડે એવું તે; સંભાળ લેવી પડે એવું તે; પાલન કરવું પડે એવું તે. (૨) પીડા; દુઃખ; આપત્તિ. (૩) સેવા; ચાકરી; ખીદમતગારી; પંચાતી.

**પળિયાં**, ન૦ [ સં. પલિત ] પાકીને ધોળા થઇ ગયેલા વાળ.

**પળી**, સ્ત્રી૦ પ્રવાહી વસ્તુ કાઢવાની ઉભા દાંડાની ડોઇ.

**પળો**, પુ૦ મોટી પળી.

**પળોટવું**, ક્રિ૦ સ૦ કામ શીખવાડવા માંડવું; કામમાં જોડવું; કેળવવા માંડવું; પાવરધું કરવું; યોજવું.

**પંક**, પુ૦ ( સં. ) કાદવ; કાચડ; કચરો. (૨) પાપ; દોષ.

**પંકજ**, પુ૦ ( સં. ) કમળનું ફૂલ. (૨) કાદવમાં ઉત્પન્ન થયેલું એવું તે.

**પંકજિની**, સ્ત્રી૦ ( સં. ) કમળફૂલની વેલ.

**પંકાયેલું**, વિ૦ વખાણાયેલું; નામીચું; પ્રખ્યાત.

**પંકાવું**, ક્રિ૦ અ૦ ઓળખાવું; વખાણ થવાં, લોકમાં જાણીતા થવું; પ્રખ્યાત થવું.

**પંક્તિ**, સ્ત્રી૦ [સં. ] હાર, ઓળ; પંગત. (૨) વર્ગ, ટોળી. રૂ૦ પ્ર૦ પંક્તિભેદ=એક ઓળે જમવા ન બેસાય એવો જે ભેદ તે. ક્રિ૦ પ્ર૦ પંક્તિ આપવી=પોતાની સાથે જમવા બેસવાનો હક્ક આપવો, પાવન કરવું. પંક્તિ પાવન=જાતિને પવિત્ર કરે એવું; પુણ્યસ્વરૂપ

**પંખ**, સ્ત્રી૦ પાંખ; પંખીને ઉડવાનો અવયવ. [ જવું તે; પક્ષાઘાત.

**પંખવા**, પુ૦ એક પાસાનું અટકી

**પંખાળિયું**, ન૦ જુ૦ પંખાળી.

**પંખાણી**, સ્ત્રી૦ એક જાતની ડાંગેર; ઉંચી જાતની કમોદ.

**પંખિણી**, સ્ત્રી૦ પંખીની માદા

**પંખિયું**, વિ૦ પાંખવાળું. (૨) એક બાજુનું. (૩) ન૦ પાંખિયું; ઉઘડે ને બંધ થાય એવા વર્તુલનો એક નાનો ભાગ.

**પંખી**, ન૦ [સ. પક્ષી] પાંખથી હવામાં ઉડે એવું પ્રાણી; વિહંગમ, પક્ષી. રૂ૦ પ્ર૦ પંખીનો માળો=કામ ચલાઉ રહેઠાણ તે. (૨) પંખીનો મેળો=અમુક કાળે પુરતો જ મેળાપ. ...

**પંખીડું**, ન૦ ... પંખી; પક્ષી, વિહંગમ. ... [પંખી

**પંખેરૂ**, ન૦ પંખી નાનું માનુક

**પંખો**, પુ૦ વીંઝણો (૨) પૈડાં ઉપરનું ઢાંકણ. ક્રિ૦ પ્ર૦ પંખો ખાવો=પવન ખાવો; પંખો ખેંચવો=દોરડીથી પંખો તાણવો. પંખો નાખવો=પવન ઢોળવો. [ ઓળ; હાર.

**પંગત**, સ્ત્રી૦ પંક્તિ; હાર;

**પંગુ**, વિ૦ [સં.] લંગડું. (૨) પાંગળું.

**પંચ**, વિ૦ [ સં. ] પાંચ. (૨) ન૦ પાંચ ડાહ્યા માણસની મંડળી. (૩) પાંચ મુખ્ય માણસોની મંડળીમાંનો વડો તે. ક્રિ૦ પ્ર૦ પંચ નિમવું=કોઈ બાબતનો નિર્ણય કરાવવાને માટે પાંચ ડાહ્યા માણસ ચુંટી કાઢવા પંચ ભરવું=એક જાતિની મુખ્ય માણસોની સભા બોલાવવી કહે૦ પંચ બોલે તે પરમેશ્વર=પંચનું કહેવું સુજાણ હોય. પંચની લકડી એકકા બોજ= ઘણા માણસને જણાય નહિ અને એકને પેટપુર થઈ પડે તે.

**પંચઈંટાળી**, સ્ત્રી૦ લોકોની પાસે જાહેરમાં ઇટાળાનો માર મરાવી મારી નાખવાની સજા.

**પંચક**, વિ૦ [ સ ] ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી રેવતીના અંત લગી આવતા પાંચ નક્ષત્રનો યોગ "પાંચ દિવસનો એક યોગ (૨) પાંચનો સમુદાય-ઝુમખું. [ સમુદાય તે

**પંચકડું**, ન૦ પંચક પાંચનો

**પંચકલ્યાણી**, વિ૦ કલ્યાણકારી પાંચ ચિહ્ન જેનાપર હોય એવો (ઘોડો)

**પંચકર્મ**, ન૦ ઉત્પેક્ષણ, અવક્ષેપણ, આકુંચન, પ્રસારણ અને ગમન.

**પંચકેશ**, પુ૦ [ સં ] શરીરનાં

પાંચ સ્થાન ઉપરના વાળ તે. માથું, ઉપલો હોઠ, બે બગલ અને અધો ભાગ એ પાચ ઉપરના વાળ તે (અ-મુક વ્રત સાધન માટે એ પાચ અવય-વપરના વાળ રાખવા તે.) ક્રિ૦ પ્ર૦ પંચકેશ રાખવા=પાચ ઠેકાણાના વાળ નહિ લેવરાવવાની બાધા તે.

**પંચકોણુ**, વિ૦ પાંચ ખુણાવાળું; પાંચ ખુણા હોય એવી આકૃતિ.

**પંચકોશ**, પુ૦ [ સં. ] શરીર-માંના પાચ વિભાગ. (અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય,એમ પંચકોશ). (૨) પાચ ગાઉ.

**પંચકયાસ**, પુ૦ પાચ ડાહ્યા માણસ પાસે જાહેર તપાસ કરાવવી તે; જાહેર પરીક્ષણ; પંચ જે કસોટી કરે તે. (૨) લવાદીથી નિકાલ કરવો તે.

**પંચગવ્ય**, ન૦ [ સં. ] ગાયના અંગનાં પાંચ વાના તે,—દૂધ, દહીં, ઘી મૂત્ર અને છાણ.

**પંચગૌડ**, પુ૦ [ સં. ] પૂર્વ હિંદુસ્તાનના ગૌડ નામે ઓળખાતા પાંચ પ્રાંત, બંગાળના પાચ વિભાગ—મધ્ય બંગાળ (૨) બંગાળમાં રહેનારા બ્રાહ્મણો તે—સારસ્વત, કાન્યકુબ્જ, ઉત્કલ, મૈથિલ અને ગૌડ. ગૌડ બ્રાહ્મણ=બંગાળી બ્રાહ્મણ.

**પંચતત્ત્વ**, ન૦ [ સં. ] સૃષ્ટિના કારણ રૂપ પાચ મુખ્ય બીજ તે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ.

**પંચતંત્ર**, ન૦ [ સં. ] વિષ્ણુ શર્મા નામે પંડિતે બનાવેલું નીતિ શાસ્ત્ર; પંચોપાખ્યાન

**પંચત્વ**, ન૦ પાચતત્ત્વ સ્વરૂપ તે; પાચપણું. (૨) મરણ, મૃત્યુ. ક્રિ૦ પ્ર૦ પંચત્વ પામવું=મરણ પામવું; દેહ રૂપે નહિ પણ તત્ત્વરૂપે થઇ જવું.

**પંચપાત્ર**, ન૦ [ સં. ] પાણી ભરવાની ઉંચા ઘાટની કટોરી; પ્યાલું; પવાલું.

**પંચપ્રાણુ**, પુ૦ [ સં. ] શરીરમાં રહેતા, જે પાંચ વાયુઓ તે. પ્રાણ, અપાન, સમાન, ઉદાન, ને વ્યાન.

**પંચબાણુ**, પુ૦ [ સં. ] પાંચ પ્રકારના પુષ્પ જેના બાણરૂપ છે એવો દેવ; કામદેવ, પંચશર; મદન; મન્મથ; સ્મર. એનાં બાણરૂપ પાચ ફુલ તે આ:—અરવિંદ; અશોક, નવમલ્લિકા, આંબો અને નીલોત્પલ.

**પંચભદ્ર**, વિ૦કાળજું, મોં, પીઠ, પડખું અને કેડ ઉપર ભમરો હોય એવો ઘોડો.

**પંચભાગ**, પુ૦ નાના નાના દોષના નિવારણ અર્થે પાંચ ભૂતના બલિતરીકે જે દાન આપવામાં આવે છે તે; ભૂતયજ્ઞ ભાગ; ગૃહસ્થના ઘરમાંથી જે ચપટી ચપટી અન્ન દાન તરીકે કાઢ-વામાં આવે છે તે.

**પંચભૂત**, ન૦ [ સં. ] પંચ-તત્ત્વ તે; પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ.

**પંચમ,** વિ૦ પાચમું.

**પંચમકાર,** પુ૦ પાંચ મકારનો સમુદાય તે. મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા, ને મૈથુન. (વામ માર્ગમાં)

**પંચમહાપાતક,** પુ૦ બ્રહ્મહત્યા, સુરાપાન, ગુરુતલ્પગમન, સોનાની ચોરી અને એ પાતક કરનારનો સંગ, એ પાંચ મોટાં પાપ.

**પંચમાસી,** સ્ત્રી૦ ગર્ભવતી સ્ત્રીને પહેલા ગર્ભને પાંચ મહીનાની લગભગ જે સંસ્કાર કરવામાં આવે છે તે.

**પંચમાંશ,** પુ૦ [સં.] પાચમો ભાગ તે; પાચમો અંશ.

**પંચમી,** સ્ત્રી૦ [સં.] પખવાડિયાનો પાંચમો દહાડો; પાચમ.

**પંચમુખી,** વિ૦ પાચ મોવાળું; પંચાનન.

**પંચમૂત્ર,** ન૦ ગાય, ભેંસ, બકરી, ઘેટી અને ગધેડી એ પાંચનું મૂત્ર.

**પંચમૂળ,** ન૦ શાલપર્ણી, પૃષ્ટપર્ણી, રીંગણી, ડોરલી અને ગોખરૂ એ પાંચ વનસ્પતિનાં મૂળ તે.

**પંચયજ્ઞ,** પુ૦ દેવ, ભૂત, પિતૃ, બ્રહ્મ અને નૃ એ પાંચ મહાયજ્ઞ.

**પંચરત્ન,** ન૦ [સં.] પાંચ રત્નોનો સમુદાય તે.–સોનું, મોતી, હીરો, માણેક અને પાનું.

**પંચરસિયું,** વિ૦ જેમાં પાંચ રસ હોય તેવું. (૨) વિવિધ રસવાળું.

**પંચરંગી,** વિ૦ પાંચ રંગનું; વિરંગી; તરેહવાર રંગવાળું. (૨) ભેળસેળિયું; સંકર; તરેહવાર. (૩) આડુ અવળું; અવળું સવળું.

**પંચરાઉ,** વિ૦ સેળભેળિયું; મિશ્ર, સંકર; પરચુરણ. (૨) છુટક; વહેંચાતું; પ્રકીર્ણ.

**પંચરાશિ,** સ્ત્રી૦ ગણિતમાં બેવડી ત્રિરાશિની રીત, તે. પાંચ પદ ઉપરથી છઠ્ઠું ઉપજાવવાની રીત તે. (૨) પ ચવડું.

**પંચલવણ,** ન૦ સિંધવ, બિડલવણ, સંચળ, ટંકણ અને સમુદ્રનું મીઠું.

**પંચવક્ત્ર,** વિ૦ પાંચ મુખવાળું. (૨) હનુમાન, બ્રહ્મા, વગેરે પંચમુખી દેવ.

**પંચવટી,** સ્ત્રી૦ ગોદાવરી નદી ઉપરનો એક પ્રદેશ, કે જ્યાં રામ સીતા અને લક્ષ્મણ ઘણો વખત રહ્યા હતાં. (૨) મોટું ચકલું, કે જ્યાં પાંચ રસ્તાઓ આવી મળતા હોય તે.

**પંચવદન,** ન૦ [સં.] પંચવક્ત્ર, હનુમાન વગેરે દેવ. (૨) વિ૦ પંચમુખી; પાંચ મુખવાળું.

**પંચવાયકા,** સ્ત્રી૦ પાંચ જણને મોઢે બોલાતી વાત; લોકમત, સામાન્ય સત્ય; પાંચ સારા માણસોના નૈસર્ગિક ઉદ્ગાર. (૨) અફવા; ગામગપાટો; ચર્ચા.

**પંચશર,** પુ૦ [સં.] કામદેવ, મદન; સ્મર.

**પંચસુગંધક,** પુ૦ પુ૦ કપૂર, લવિંગ, કંકોલ, જાયફળ અને અગર.

**પંચાગ્નિ,** પુ૦ [સં.] સાધકનો સેવવાના જે પાંચ અગ્નિઓ તે:–અન્વ

'; પચન, ગાર્હપત્ય, આહવનીય, અને આવસથ્ય. (પંચાગ્નિ સાધવો એ એક કઠિન તપ છે.)

**પંચાજીરી**, સ્ત્રી૦ ખસખસ, અજમો, કોપરું, ચારોળી ને ખાંડ એ પાંચવાનાંનું ચૂર્ણ. (જન્માષ્ટમીનાં પારણાંને દિવસે પંચાજીરી પ્રસાદ તરીકે વહેંચવામાં આવે છે.) (૨) પાંચજીરાંનું ચૂર્ણ; પંચજીરક.

**પંચાણું**, વિ૦ નેવુંને પાંચ; ૯૫.

**પંચાત**, સ્ત્રી૦ પાંચ સભ્ય માણસો પાસે નિર્ણય કરાવવો તે. (૨) પાંચ જણ કોઇ બાબત વિચાર ચલાવવો તે; ભાંજગડ કરવી તે; ઉહાપોહ; ચર્ચા. (૩) તકરાર; ખટપટ. (૪) પીડા; ચિંતા. (૫) મુશ્કેલી; ગુંચવાડો.

**પંચાતખોર**, પુ૦ પંચાતિયું (૨) વિ૦ ભાંજગડિયું. (૩) માથું મારીને ઘુસનાર.

**પંચાતનામું**, ન૦ પંચાત કરવાની સત્તા આપનારો લેખ. (૨) પંચાતિયાઓએ કરેલા નિર્ણયનો લેખ.

**પંચાતિયું**, વિ૦ પંચાત કરનારું (૨) તકરારી. ગુંચવણિયું.

**પંચાતી**, સ્ત્રી૦ ભાંજગડ; તકરાર. (૨) પીડા; દુ:ખ (૩.) મુશ્કેલી; વિટંબણા. (૫) વિ૦ પંચાત કરનારો.

**પંચાનન**, વિ૦ [पंच+आनन] પાંચ મોંવાળું. (૨) પુ૦ શિવ. (૩) સિંહ.

**પંચામૃત**, ન૦ [સં.] અમૃતરૂપ પાંચ વસ્તુઓનું મિશ્રણ તે; દૂધ, દહીં, ઘી, મધ ને ખાંડનું મિશ્રણ તે. (૨) ઠાકોરજીને નવરાવેલું જળ.

**પંચાયત**, સ્ત્રી૦ પંચાતી. (૨) ન૦ મંડળી; પંચ. સભા; સાજનું. (૩) પંચાયતન.

**પંચાયતન**, ન૦ [सं. पंच+आयतन] પાંચદેવનો સમૂહ તે; જેમાં પાંચ દેવોની મૂર્તિઓ હોય તે. [પષ.

**પંચાવન**, વિ૦ પચાસ ને પાંચ

**પંચાશી**, વિ૦ એંશી ને પાંચ; ૮૫; પંચ્યાશી. [એક દેશવિભાગ.

**પંચાળ**, પુ૦ ઠગ; લુચ્ચો. (૨)

**પંચાંગ**, ન૦ (સં.) જ્યોતિષનાં પાંચ અંગ બતાવેલાં હોય એવું ટીપણું. (તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ, એ અંગ.) (૨) કોઇ વસ્તુના પાંચ અવયવ. (ઝાડનાં પંચાંગ-ફુલ-ફળ, મળ, ડાળાં, ને પાંદડાં)

**પંચિયું**, ન૦ નાનું ધોતિયું; ફાળિયું.

**પંચી**, સ્ત્રી૦ ચુની; સ્ત્રીઓના નાકનું નાનુંક ઘરેણું; કાંટો. (૨) મશ્કરી; મજાક.

**પંચીકરણ**, ન૦ પાંચ તત્વનું એકીકરણ તે; પાંચ મહાભૂતનો સમન્વય તે. (૨) પાંચ તત્વોની સમજુતીનું એક પુસ્તક.

**પંચીગર**, પુ૦ હીરાકણીઓ જડવાનું કામ કરનારો કારીગર; જડિયો સોની.

પંતુજી, પુ૦ [ સં. पंडित ] ગામડી નિશાળ ભણાવનારો બ્રાહ્મણ; નાનાં છોકરાંનો મહેતાજી. (૨) ભોળો; સાદો; વિદ્વાન-ભણેલો પણ ગણેલો નહિ એવો.

પંથ, પુ૦ [ સ ] માર્ગ; રસ્તો; વાટ. (૨) ધર્મ-મત; સંપ્રદાય; પક્ષ. (૩) અભિપ્રાય; મત; વલણ. (૪) વિ૦ પ્રથમ; પહેલું;-પંથવર. (૫) રિવાજ. (૬) પક્ષ; તડ; સમુદ્ર.

પંથક, પુ૦ પંથ કરનારો; મવાસી; મુસાફર. (૨) ભોપિયો.

પંથવર, પુ૦ બાળવર, પહેલીજ વાર પરણતો હોય એવો વર તે.

પંથી, પુ૦ પ્રવાસી; મુસાફર. (૨)વિ૦મતનું; સંપ્રદાયનું.-નાતકપંથી.

પંદર, વિ૦ દસ ને પાંચ; ૧૫.

પંદરમું, વિ૦ પંદરની સંખ્યા ઉપરનું. (૨) ન૦ મરનારની પંદરમી તિથિ તે.

પંપા, ન૦ [ સં. ] પંચવટી અને કિષ્કિંધા વચ્ચે આવેલું એક પુરાણ પ્રસિદ્ધ તળાવ.

પંપાળવું, ક્રિ૦ સ૦ વહાલથી હાથ ફેરવવો; લડાવવું. (૨) આશ્વાસન આપવું. (૩) છાવરવું; ઢાંકવું; કલાવવું. [કકડો; ઇંટાળો.

પંપોસો, પુ૦ ઇંટનો મોટો

પંપોળવું, ક્રિ૦ અ૦ ફાંફાં મારવાં; ફંફોસવું.

પા, પુ૦ [ સં. पाद ] ચતુર્થાંશ; ચોથો ભાગ; ચોથિયું. (૨) પાનો ભ-ડિયો-તે: પાયાં. (૩) પાયો.

પાઇ, સ્ત્રી૦પૈ, પૈસાના ત્રીજા ભાગ જેટલી કિંમતનો તાંબાનો એક નાનો ચલણી સિક્કો; અડધી.

પાઇકા, પુ૦ પૈકા; છાપવાનાં એક જાતનાં બીબાંના અક્ષરો.

પાઇન, ન૦ [ અં. ] ઠંડા ને પહાડી પ્રદેશમાં થતું એક ઝાડ. (પાઇનની કેટલીક જાતમાંથી 'સાગ જેવું' ઇમારતી લાકડું, ટાર અને ટરપેનટાઇન નીકળે છે. આપણે એને 'શરૂ' નાં ઝાડ છીએ.) [જેર.

પાઉડર, પુ૦[અં.] ભુકો; ચૂર્ણ;

પાઉંડ, પુ૦ [ અ ] સોનાનો સિક્કો; ગીની; મહોર. (હિંદુસ્તાનમાં એની કિંમત ૧૫ રૂપિયા ઠરાવેલી છે.) (૨) રતલ; લગભગ આડત્રીશ રૂપિયાભારનો જોખ-વજન તે; શેર.

પાક, પુ૦ [સં. पच्] પકવેલું અન્ન તે; મિઠાઇ; રસોઇ (૨) પેદાશ; નિપજ. (૩) સુકાઇને કોઇ વસ્તુ વાપરવા યોગ્ય થાય તે:-મીઠાનો પાક (૪) રાંધી કે બાફી તૈયાર કરેલો પદાર્થ:-દૂધપાક, મેથીપાક. (૫) શરીરના વિકારનું બહાર પડવું તે; સડવું તે:-ગડપાક; મુખપાક. (૬) ફળાદિક ખાવાને યોગ્ય થવા તે.

પાક, વિ૦ [ફા.] પવિત્ર; શુદ્ધ. (૨) ચોક્ખું; પ્રમાણિક.

પાકટ, વિ૦ પાકેલું.

પાકલું, વિ૦ સહેજમાં પાકી જાય એવું.

પાકદોસ્તી, સ્ત્રી૦ [ફા૦] સ્વાર્થ વગરની મિત્રતા; જેમાં વિકાર ન હોય એવી દોસ્તદારી તે.

પાકમહોબત, સ્ત્રી૦ સ્વાર્થ વગરની પ્રીતિ; પવિત્ર પ્રેમ.

પાકવું, ક્રિ૦ અ૦ તૈયાર થઇ જવું; ઉગવું; ઉપજવું; પેદા થવું. (૨) આડને ફળ આવવાં. (૩) પરિપકવ થવું; મિઠાશ આવવી. (૪) સોનો ચડવો. (૫) માંસનું સડવું. (૬) લાભ થવો; કામ થવું;–આજનો દિવસ પાક્યો. (૭) કાયર થવું; અકળાવું; થાકવું;–માથું પાકી ગયું. (૮) મુદતે થવી;–હુંડી પાકશે (૯) હારી જવું. (૧૦) ઉઠવું; નીકળવું;–છોકરા ખરાબ પાક્યા. [રાન; ઇન્દ્ર.

પાકશાસન, પુ૦ [સં.] દેવનો

પાકશાસ્ત્ર, ન૦ રસોઇ બનાવવાની વિધિ તે. (૨) રસોઇનું સ્થાન.

પાકશાળા, સ્ત્રી૦ રસોડું.

પાકી, સ્ત્રી૦ કોરીગરો જે રેંજ પાળે છે તે; અશોક; અગતો; તહેવાર. (૨) બંધી; પ્રતિબંધ; મનાઇ.

પાકું, વિ૦ [સં. પક્વ] પરિપકવ થયેલું; અગ્નિને મિઠાશવાળું થયેલું. (૨) દૃઢ–મજબુત થયેલું; પાણીમાં ગળે નહિ એવું થયેલું. (૩) ચડેલું; શેકાયેલું; ખરું થયેલું; રંધાયેલું. (૪) પુરું; પૂર્ણ; સિદ્ધ; દૃઢ. (૫) ઠરેલ; ભણેલું;–પાકા અક્ષર. (૬) પુખ્ત; આધેડ. (૭) ચળે નહિ–અન્યથા ન થાય એવું; કાયમનું;–પાકું લખત. (૮) ઠગાય નહી એવું; કાબેલ; ખુંધું. (૯) મુદત થયેલી હોય એવું; વાયદાસરનું;–પાકી હુંડી. (૧૦) ઉડી જાય નહિ એવું; ટકે એવું. (૧૧) વૃદ્ધ; ઘરડું. (૧૨) લુચ્ચું; ધૂર્ત. (૧૩) થાકી ગયેલું; કાયર. કહે૦ પાકી કોઠીએ કાંઠા ન ચડે=મોટપણે ભણાય નહિ ને ઉપદેશ પણ લાગે નહિ.

પાક્ષિક, વિ૦ [સં.] પખવાડિયાનું; પખવાડિક. (૨) પખવાડિયે પખવાડિયે નીકળતું; પખવાડિયાં લેતું હોય એવું. (૩) એક બાજુનું.

પાખ, સ્ત્રી૦ પક્ષ; તરફેણ; બાજુ.

પાખર, ન૦ [સં. પ્રખર] બખ્તર; સાજ; સામાન; ઘુલ બીઠો; હાથીઘોડાનો શણગાર.

પાખરવું, ક્રિ૦ સ૦ ઘોડાને બખ્તર ચડાવવું; સૈન્યમાં લઇ જવા તૈયાર કરવું. (૨) મલાણ નાખી ઘોડાને તૈયાર કરવો; સામાન નાખવો; હાથી ઘોડાને શણગારવા.

પાખંડ [સં.] ખરું લાગે એવો દેખાવ કરવો તે; ઢોંગ, કૃત્રિમ ધામધૂમ, જુઠાણું; ધતિંગ; દંભ; કુલેવો.

પાખંડી, વિ૦ ઢોંગી; ફતવાખોર; દંભી. (૨) નાસ્તિક; ઠાણી; ઢોંગી.

પાખાડો, પુ૦ નિંદાની કવિતા.

**પાખી**, અ૦ પાખે; સિવાય; (૨) જુઓ પાંખી.

**પાખું**, વિ૦ આછું; ઓછું; વિરલ; છૂટુંછૂટું. (૨) અ૦ પાસે. [વગર.

**પાખે**, અ૦ પાખી, સિવાય.

**પાખો**, પુ૦ કંદોવાળો.

**પાગ**, ન૦ પગ, પાય; પદ.

**પાગડું**, ન૦પગ મૂકવાનો પાટલો; સ્ટૂલ; પગથિયું. (૨) પેંગડું; પાવડિયું. (૩) આશ્રય સ્થાન; ઓળખાણ; મદદ કરે એવું સ્થાન. [પાગડું.

**પાગડું**, ન૦ પેંગડું; પાવડું;

**પાગર**, ન૦ વહાણનો આંકડો; કોઇ વસ્તુ ઘસરડી જવાને સુકાનવાળી બાજુએ બાંધવાનું સ્થાન.

**પાગરણ**, ન૦ જાજમ; પાથરણું; પાથરવાનો સામાન; બિસ્તરો. (૨) સાહિત્ય; સામગ્રી. (૩) શણગાર વગેરે તે.

**પાગલ**, વિ૦ પોલું; પોકળ. (૨) ગાંડું; ઘેલું. પાગલદાણા=પોકળદાણાનું સ્ત્રીઓને પહેરવાનું ઘરેણું.

**પાગલાગણું**, ન૦ પગેલાગણું. (૨) પગે લાગતાં ધરવાનું નજરાણું; બક્ષીસ.

**પાગા**, સ્ત્રી૦ પાયગા; ઘોડેસ્વાર લશ્કરની ટુકડી. (૩) લશ્કરી ઘોડાઓ રાખવાનો તબેલો.

**પાગિયો**, પુ૦ સામેલ રહી કામ કરનારો; સાથી; ભાગિયો; કામમાં પડખે રહેનારો. (૨) એપ કરનારો. (૩) ચીપ બેસાડવાની કુદરીવાળી રેખ; તારણિયો.

**પાઘ**, સ્ત્રી૦ પાઘડી.

**પાઘડી**, સ્ત્રી૦ માથે બાંધવાનું કસબી છેડાઓવાળું પને ટૂંકું પણ લંબાણે ઘણું એવું ઝીણું અને આછા પોતનું કપડું. (૨) માથે પહેરવાને બનાવેલો અમુક ઘાટ-આકાર તે; શિરોભૂષણ. ક્રિ૦ પ્ર૦ પાઘડી ઉતારવી =પગે લાગવું; માફી માગવી. (૨) આબરૂ ગુમાવવી. પાઘડી ફેરવવી=ફેરવી બોલવું; દેવાળું કાઢવું. પાઘડી બંધાવવી=બક્ષીસ આપવી; તારીફ કરવી. (૨) શોક મુકાવવો. કહે૦ પાઘડીનો વળ છેડે=જે તે ગુંચવાડો પરિણામે પતી જાય ૧૦ પ્ર૦ પાઘડીપનો=પહોળાણે કમ અને લંબાણે ઘણું. બે હાથે પાઘડી ઝાલીને હીંડવું=સીધે રસ્તે સંભાળીને ચાલવું. પાઘડી પહેર્યે માટીડા ન થવાય=વેષ બદલવાથી જાત ન બદલાય. [પાઘડી.

**પાઘડું**, ન૦ જેમ તેમ વિંટાળેલી

**પાચ**, ન૦ ગડગુમડમાંથી નીકળતી જાડી ધોળી રસી; પરું.

**પાચક**, વિ૦ પચાવનારું; પચવે એવું. (૨) પુ૦ રસોઇયો.

**પાચન**, ન૦ પચવું-પચાવવું તે. (૨) પચાવવાની શક્તિ તે.

**પાછટલું**, જુઓ પછાડવું.

**પાછલું**, વિ૦ પછવાડેનું; પાછળનું; પૂઠનું; (૨) ગુદસ્ત; ગયું; પૂર્વનું. (૩) છેલ્લું.

**પાછળ,** અ૦ પૂઠે; પછવાડે

**પાછું,** વિ૦ અસલ આજુ તરફનું; પૂઠ તરફનું; પાછલું. (૨) અ૦ ફરીથી; બીજીવાર; વળી. (૩) જે તરફથી આવ્યુ હોય તે બાજુએ; પૂઠે; પછવાડે. રૂ૦ પ્ર૦ પાછી પાની નહિ કરવી=નહિ હઠવું; નહિ પાછા પડવું. પાછું વળીને જોવું=શું થશે તેનો વિચાર રાખવો. ક્રિ૦ પ્ર૦ પાછું વળવું =ઉલટી થવી; (૨) આગળ નહિ વધતાં પાછા આવવું.

**પાછોટિયું,** ન૦ ગાડાના પાછલા ભાગમાં જે પાટિયું રાખવામાં આવે છે તે; પાછલો આંતરો; પૂઠીયું. (૨) કપડાની અંદરનું ખીસું.

**પાછોતરું,** વિ૦ પાછલા ભાગનું.

**પાછોવાડિયાં,** વિ૦ પાછલા ભાગનાં.

**પાજ,** સ્ત્રી૦ પાળ; પૂલ; સેતુ. (૨) [ फा. प्याज ] નાજુક ઝીણા પોતનું રેશમી કપડું.

**પાજણી,** સ્ત્રી૦ ટેવ; આદત (૨) સૂતરને પાવાની કાંજી.

**પાજી,** વિ૦ કંજુસ; બખીલ. (૨) નીચ વૃત્તિનું; હલકું. (૩) બદમાસ.

**પાટ,** સ્ત્રી૦ [ सं. पट्टम् ] મોટી પહોળી પાટલી; બાંક; બાંકડો. (૨) પાટિયાનું સુશોભિત આસન-સિંહાસન; ગાદી. (૩) જમણવાર વખતે ગૃહસ્થોને માટે કરવામાં આવતી બેઠક; (૪) કપડાનું થાન; તાકો. (૫) ટૂંકા પનાનું થાન-તાકો,-ઘાઘરાપાટ (૬) ધોળું જાડપોતું કપડું.-આદરપાટ. (૭) અધરણી વાળી સ્ત્રીને પહેરવાનું કપડું. (૮) ઓળાઓળ કપડાના ફાળ પાથરવા તે. ક્રિ૦ પ્ર૦ પાટ બેસવું= ઉંચા અધિકારપર બેસવું; આડંબરથી બેસવું.

**પાટડી,** સ્ત્રી૦ જાડો પહોળો ને મજબુત લાંબો લાકડાનો કકડો, ભારવટિયો. રૂ૦ પ્ર૦ પાટડી જેવું=મજબુત બાંધાનું. [છે તે; ભારવટિયો.

**પાટડો,**પુ૦જેની ઉપર પીઢો જડાય

**પાટનગર.** ન૦ રાજ્યધાનીનું શહેર; મુખ્ય શહેર.

**પાટલ,** પુ૦ [ सं. ] એક જાતનું ફૂલઝાડ. વિ૦ લાલ; ગુલાબી.

**પાટલાઘો,** સ્ત્રી૦ પહોળા ચપટા શરીરની મોટી ઘો. ( બે જાતની ઘોમાં એક પાટલાઘો અને બીજી ચંદનઘો અથવા હડણઘો કહેવાય છે. )

**પાટલાસાસુ,** સ્ત્રી૦ મોટી સાળી.

**પાટલી,** સ્ત્રી૦ લાંબી સાંકડી પાટ; બાંક. ( ૨ ) નાનો પાટલો ( ૩ ) રેલગાડીમાં ઉતારૂઓને બેસવાનું પાટીયું તે. ( ૪ ) ઘોડાગાડીની આગળ હાંકનારને બેસવાની પાટિયાની બેઠક તે. ( ૫ ) પત્તાનો પ જો. ( ૬ ) સ્ત્રીઓને હાથે પહેરવાની ચપટી સોનાની બંગડી. (૭) કમરે પહેરેલા લાંબા કપડાની સાંકડી ઘડી. ( ૮ ) ઘડી,-પાટલી વાળીને નીચોવવું.

**પાટલો**, પુ૦ પાટિયાનું આસન. ક્રિ૦ પ્ર૦ પાટલો કરવો=પાટલે બેસાડીને દક્ષિણા આપવી; પહેરામણી આપવી. પાટલો ગોઠવો=અનુકૂળ પડવું, કરાર વળવો. પાટલો પડવો=જમણની પંક્તિમાં બેઠક મળવી, વગ ચાલવી. પાટલો નહિ ફરવો=કામ નહિ ચાલવું.

**પાટવ**, ન૦ (સં) ચંચળાઈ ચપળતા ચાલાકી (૨) ચતુરાઈ; કુશળતા; તેજ

**પાટવણ**, સ્ત્રી૦ પાટવી પુત્રની વહુ; મોટી વહુ.

**પાટવીકુંવર**, પુ૦ રાજાનો વડો કુંવર. જેને ગાદી મળવાની હોય તે કુંવર યુવરાજ.

**પાટિયાં**, ન૦ સ્ત્રીઓને ગળે પહેરવાનુ એક ઘરેણું; હાંસડી. –હાંસડીપાટિયાં

**પાટિયું**, ન૦ લાકડાને વહેરીને પાડેલું પાતળું પડ. (૨) સાધારણ લંબાઈનો પાતળો લાકડાનો કકડો – સેવાનું પાટિયું. (૩) પાંસળું; છાતીની બેઠીપરના હાડકા તે–છાતીનાં પાટિયાં પાટિયાં દેખાવાં=પાયમાલ થવું પાટિયાં રંગાઈ જવાં=ખૂબ માર પડવો; દેવામાં આવી પડવું

**પાટિયો**, પુ૦ પહોળા મોંનો માટીનો ઘડો (૨) હિંદુ લોકોમાં મરણ પછી વાસણ ગોરસું ક્રિ૦ પ્ર૦ પાટિયાં જમાડવા=મુએલાં પાછળ માટીનો ઘડો વગેરે દાન આપવું તે, ઘરો ભરાવો

**પાટી**, સ્ત્રી૦ નાનું પાતળું પાટિયું કે જે લખવાના કામમાં આવે છે તે. (૨) સૂતરની ટુંકા પનાની ખૂબ લાંબી વણાટની પટી ખાટલાની પાટી (૩) પા આગળની વધેલી કે ગુંથેલી પટી. નાડી. (૪) ટોપલી, મુંડલો. પાટીવાળો=ટોપલી સાથે રાખી મજુરી કરનારો. (૫) મંડળી; ટોળી. ટુકડી પોલિસપાટી. (પાર્ટી) (૬) એક એકને લગતા ખેતરોની જમીનની હારો તે. (૭) ચપટ કરી નાખવું તે. પાટીવાળી નાખી =સાફ કરી નાખ્યું. પાટીવાળવી=ધૂળધાણી કરવું. રૂ૦ પ્ર૦ પાટીપર ધૂળ નાખવી=લખતાં વાચતાં શીખવું.

**પાટીગણિત**, ન૦ અંકગણિત.

**પાટીદાર**, પુ૦ જમીનદાર, ખેતરવાળો. (૨) ખેડુત, ખેતી કરનારો. (૩) ખેતી કરનારી એક વર્ણ; કણબી. પાટીદાર=જમીનનો માલીક; કણબી=જમીનને ખેડનાર. (પાટીદારના ત્રણ તફા છે. લેઉઆ, કડવા ને આંજણા.)

**પાટીર**, ન૦ [સં.] ચંદનવૃક્ષ અને તેનું લાકડું; સુખડ. (૨) ખેતર.

**પાટું**, સ્ત્રી૦ પગની ઠોકર; લાત. ગડદાપાટું=હાથ અને પગે કરીને માર મારવો તે. કહે૦ દાઝયાપર ડામ ને પડતા પર પાટું=પડેલા ઉપર પ્રહાર કરવો તે. દુખીને દુઃખ દેવું તે. દુઝણી ગાયની પાટું સૌ ખાય=લાભને લીધે સૌ કોઈ થોડું ઘણું દુઃખ વેઠી લે [દીનું ઢોરડું.

**પાટુડી**, સ્ત્રી૦ નાનું મટકું: મા-

**પાઠું**, ન૦ પીઠ ઉપરનું ગડ. (૨) કુવામાંથી માટી અને કચરો કાઢવાની ટોપલી. ( ૩ ) રેંટડીનો કુચો. ( ૪ ) કુંવારનું જાડું લાંબું પાંદડું.

**પાડ**, પુ૦ ઉપકાર, આભાર; એહસાન. ક્રિ૦ પ્ર૦ પાડ માનવો. પાડ ચડાવવો.

**પાડપડોસ**, પુ૦ પાસે પાસેના ઘરનાં જે રહેવાસીઓ તે; આસપાસનો વાસ તે.

**પાડવું**, ક્રિ૦ સ૦ [ સં. પત્ ] પડે તેમ કરવું; ભોંય નાખવું; નીચે આવે એમ કરવું; ખેરવવું. ( ૨ ) હરાવવું; પરાજિત કરવું: મારી નાખવું. ( ૩ ) આલેખવું; કોતરવું; લખવું. રૂ૦ પ્ર૦ વાટ પાડવી=ધાડ પાડવી. રસ્તો પાડવો=માર્ગ કરવો, બીજાઓને શીખવવું. શિરસ્તો પાડવો=ટેવ પાડવી. ખાતર પાડવું=ચોરી કરવી. કામ પાડવું=પ્રસંગમાં આવવું.

**પાડસી**, સ્ત્રી૦ પતરાજ.

**પાડાખાર**, પુ૦ પાડાઓ વચ્ચે જેવો અંટસ હોય છે તેવું આકરું વેર; પાકો અંટસ; કોઇ પણ રીતે જરાએ અને નહિ એવો વેરભાવ.

**પાડાપાડોસી**, નજીક નજીકનાં રહેવાસીઓ તે.

**પાડી**, સ્ત્રી૦ ભેંસનું માદા બચ્ચું; નાની ભેંસ. કહે૦ લાડી પાડીનાં નિવડે વખાણ=વહુ અને પાડી જ્યારે મોટાં થાય અને સારાં નીકળે ત્યારે ખરું. જાગતાની પાડી ને ઉંઘતાનો પાડો=સાવધાન હોય તે લાભ મેળવી જાય અને અસાવધાનને ગેરલાભ થાય.

**પાડેલું**, વિ૦ ઉપકાર સમજે એવું; ગુણજ્ઞ. ( ૨ ) ઉપકારમાં હોય એવું.

**પાડું**, ન૦ ભેંસનું બચ્ચું.

**પાડુલા**, વિ૦ નબળા; કમજોર. (૨) દુષ્ટ; નઠારા.

**પાડો**, પુ૦ ભેંસનો નર; મહિષ. (૨) મહોલ્લો; પોળ. (૩) ગડિયો; ઘડો; કોઠો. (૪) રૂઢિ; રીત. રૂ૦ પ્ર૦ પાડા મુંડવા=તકામા બેસી રહેવું; નકામું કામ કરવું. [નજીકનું.

**પાડોવાડિયું**, વિ૦ પાસેનું;

**પાડોશ**, જુ૦ પડોસ.

**પાડોશણ**, સ્ત્રી૦ પાસેના ઘરમાં રહેનારી સ્ત્રી. [નાર તે.

**પાડોશી**, પુ૦ પાડોસમાં રહે-

**પાણ**, સ્ત્રી૦ ચતુર્થાંશ; ચોથિયું; ચોથો ભાગ. (૨) ચોથો ભાગ દેખાડનારી ઊભી લીટી. (૩) ખેતરને પાણી પાવું તે. (૪) પથરો.

**પાણકો**, પુ૦ પાણી પાનારો.

**પાણકોરૂં**, ન૦ જાડી ખાદી (૨) ગજિયાની જાતનું કપડું.

**પાણતી**, પુ૦ ખેતરમાં પાણી પાનારો; પાણેતી.

**પાણિ**, પુ૦ [ સં. ] હાથ; કર.

**પાણિગ્રહણ**, ન૦ [ સં. ] લગ્ન; પરણવું તે; હાથ ઝાલવો તે.

**પાણિનિ**, પુ૦ એક મુનિ. (આ મોટા વૈયાકરણ હતા. તેમણે સંસ્કૃત ભાષાનું સંપૂર્ણ વ્યાકરણ બનાવેલું છે. તે અષ્ટાધ્યાયી-પાણિનીય સૂત્ર કહેવાય છે.

**પાણિયારી**, સ્ત્રી૦ પાણી ભરનારી સ્ત્રી; પનીહારી. (૨) નાનું પાણિયારું; પાણીનાવાસણ મૂકવાનો નાનો પથ્થર.

**પાણિયારું**, ન૦ પાણી ભરેલાં વાસણ રાખવાની ઓરડી અથવા બાંધેલી છોબંધ જગા.

**પાણિયું**, વિ૦ પાણીવાળું; પાણીયુ. (૨) પાણી વાળનારું (ખેતરમાં)

**પાણી**, ન૦ [ सं. पानीय. ] પીવાના ઉપયોગમાં આવતો જીવનના આધાર રૂપ એક પ્રવાહી પદાર્થ; ઉદક; જળ, સલિલ. (૨) લાવણ્ય; તેજ; નૂર. (૩) શૌર્ય; જુસ્સો; તેજ; દમ. (૪) ટેક; વટ; સાખ. (૫) આબરૂ; યશ; માન. (૬) બળ, જોર, શક્તિ. (૭) સોના રૂપાનો રસ; ઢોળ (૮) ધાર; વાઢ. (૯) વીર્ય; ધાતુ. (૧૦) રૂપ; સ્વરૂપ. ક્રિ૦ પ્ર૦ પાણી ઉતરવું=ટાઢું પડવું; જુસ્સો જતો રહેવો; તેજ કમી થવું. સાખ જતી રહેવી. પગે પાણી ઉતરાવવું=મહેનત કરાવવી પાણી કરવું =ગુમાવવું. પાણી ચડાવવું=ફરકેરવું. પાણી ચડવું=જુસ્સો આવવો. પાણી છાંટવું =ઠંડું પાડવું. પાણી છૂટવું=ખાવાની ભાવના થવી. (૨) પરસેવો વળવો. પાણી જવું=પાણી ભરી લાવવાને માટે જવું. પાણી પાણી કરવું=ઢીલું કરી નાખવું; પોતાના મતને મળતું કરીનાખવું પાણીપાણી થઇ જવું= પરસેવો વળી જવો; નરમ થઇ જવું. પાય તેટલું પાણી પીવું=બીજો માણસ કરાવે તેમ કરવું. પાણી પાવા જવું= મરી જવું; પાછળ જવું. પાણી પાવું= લોઢાના હથિયારની ધાર કડક થવા માટે તેને ઉનું કરી પાણીમાં બોળવું. પાણી ફરવું=રદ જવું. પાણી ફેરવવું= બગાડી નાખવું. પાણી ભરવું =બીજાની સરખામણીમાં કંઇ વિસાતમા નહિ હોવું. પાણી ભરાવવું=બીજા કરતાં સારા હોવું. પાણી મરવું=પાણી ઉતરવું; મળી જવું; પ્રેમ લાગવો; લાગવગ લાગવી. પાણી મૂકવું=પ્રતિજ્ઞા લેવી; વજી દેવું. પાણી લાગવું=હવા પાણીની તંદુરસ્તી ઉપર ખરાબ અસર થવી. પાણી બદલવું=સ્થળાંતર કરવું. પાણીને મૂલે જવું=સસ્તામાં વેચાઈ જવું. પાણીથી પાતળા કરી નાખવું= છેકજ ઉતારી પાડવું. પાણી લેવું= આબરૂ લેવી. પાણીથી પણ પાતળા થવું=બહુ કંજુસાઇ કરવી; શરમાઈ જવું. પાણીમાં બોળવું =રદ કરવું. પાણીમાં મુઠીઓ ભરાવવી=ભરમમાં રમાડવું. પાણીમાં ઉતારવું=જોખમમાં નાખવું. પાણી આવવું=પૂર આવવું; જોસ ચડવો લોહીનું પાણી કરવું= બહુમહેનત લેવી. પાણી ખોવું=આબરૂ ખોવી. પાણી પાવું=સેવા ચાકરી ક-

રવી. પાણી વલોવવું=ખાલી મહેનત કરવી. પાણીછડું કરવું=ફતારી પાડવું. માથે પાણી ઘાલવું=લાંબા મંદવાડમાંથી ઉઠવું. પાંદડે પાણી પાવું=હેરાન કરવું.૩૦ પ્ર૦ પાણીનો પરપોટો=ક્ષણભંગુર વસ્તુ. [(પાણીપત્રક)

**પાણી,(પહાણી),**[ગ્ર.]તપાસણી.

**પાણીદાર,** વિ૦ પાણીવાળું; તેજદાર. (૨) આકરું; કડક.

**પાણીપત્રક,** ન૦ તલાટીનું તે પત્રક કે જેમાં ખેતર, તેમાંનાં ઝાડ, અને પાક વગેરેની નોંધ લેવાય છે.

**પાણીપંથુ,** વિ૦ પાણીના રેલાની પેઠે માર્ગ કાપે એવું; ઉતાવળે ચાલનારું. પાણી પંથો=પાણીની માફક ચાલનારો (ઘોડો.)

**પાણીપોચું,** વિ૦ પાણીથી પચપચું; જેમાં પાણીનો અંશ રહેલો હોય એવું.

**પાણીફેર,** પુ૦ પાણીબદલો; સ્થલાંતર કરવું તે; એક જાતનાં હવા પાણીમાંથી બીજી જાતનાં હવાપાણી વાળા ભાગમાં જઈ રહેવું તે.

**પાણીભરો,** પુ૦ પાણી ભરવાનું કામ કરનારો.

**પાણો,** પુ૦ પથ્થર; પાષાણ. (૨) ઠોઠ વિદ્યાર્થી. [પતન.

**પાત,** પુ૦ [સં. पत्] પડવું તે;

**પાતક,** ન૦ [સં] પાપ; દોષ; અન્યાય. [અન્યાયી.

**પાતકી,** વિ૦ [સં] પાપી; દોષી;

**પાતર,** સ્ત્રી૦ વેશ્યા; છિનાળ; અનીતિએ ચાલનારી ખરાબ સ્ત્રી. (૨) ખાટલામાં ચાર ચાર સેરની પાતી તે.

**પાતરવડિયાં,** ન૦ અળવીનાં પાન અને તેનાં ભજિયાં તે.

**પાતરાં,** ન૦ અળવીના પાનનાં ભજિયા. (૨) અળવીનાં પાદડાં.

**પાતરી,** સ્ત્રી૦ પાંદડાનો ભુકો તે. (૨) પતરી, કપોટી; પાતળી છાલ. (૩) પાત્રી.

**પાતરું,** ન૦ પાન; પાંદડું; દલ.

**પાતળ,** સ્ત્રી૦ પાતળું અને ઝીણું સ્ત્રીઓને પહેરવાનું કપડું; ગવન; સાડલો. (૨) વિ૦ પાતળું;- પાતળપેટી. (૩) પત્રાળું. (૪) પત્રાળામાં પીરસેલું જમણ.

**પાતળપેટી,** સ્ત્રી૦ મંદોદરી; પાતળા નાજુક પેટવાળી સ્ત્રી.

**પાતળિયો,** પુ૦ પાતળો. (૩) સમભાગ ખીલેલો, બાંધે ઉંચો ને રૂપાળો પુરુષ.

**પાતળું,**[સં. प्रतनु] દળ–જાડાશ ન હોય એવું; ઝીણું; સૂક્ષ્મ; સુકાઇ ગયેલું; કૃશ; બારીક, પાખું; આછું.

**પાતાળ,** ન૦ [સં] પૃથ્વીની તળેનો કલ્પિત પ્રદેશ; અધો લોક; નાગ લોક. (પુરાણની રીતે સ્વર્ગ પૃથ્વી ને પાતાળ એ ત્રણ લોક કહેવાય છે.) (૨) ઉંડો ખાડો--કુવો તે. પાતાળ પાણી=પૃથ્વીના બહુ ઉંડા

ભાગમાં રહેલું પાણી. ક્રિ૦પ્ર૦ પાતાળ ફોડવું=પૃથ્વીની અંદરનું ખૂબ ઉંડું તળ ફોડીને પાણી કાઢવું; મહા મુશ્કેલ કામ કરવું. પાતાળના પુતળા હલાવવાં =બહુ મુશ્કેલ કામ પણ ધીરજથી કોઇ જાણે નહિ એમ પાર પાડવું. પાતાળનું પુતળું=છુપાં ને ન સમજાય એવા કાવતરા કરી જાણનારૂં. ૨૦ પ્ર૦ પાતાળમાં પગ હોવા=અંદરથી બહુ આહોશ ને ઉંડું હોવું. પાતાળમાંથી વાત લાવવી =ગમે ત્યાંથી ગમે તેવી પણ છુપી બાતમી મેળવવી. પાતાળમાં પેસી જવું=ઉંડું ઉતરી જવું; ખૂબ શરમ લાગવી; જાહેરમાંથી નીકળી જઇ અંધારે પડી જવું.

**પાતાળજંત્રી**, પહોંચેલી બુદ્ધી; છુપી બાતમીઓ મેળવવામાં બહુજ આહોશ એવું.

**પાતાળદેડકી**, સ્ત્રી૦ બહુ ખટપટી અને ઉંડા હૃદયની સ્ત્રી. [દોષ.

**પાતિક**, ન૦ પાપ; પાતક. (૨)

**પાતિવ્રત્ય**, ન૦ [ સં. ] પતિ સેવાનું વ્રત; પતિવ્રત.

**પાતી**, સ્ત્રી૦ [હિં] કાગળ.

**પાતું**, ન૦ પાંદડું.

**પાતેલી**, સ્ત્રી૦ તપેલી.

**પાતેલું**, ન૦ તપેલું.

**પાત્ર**, ન૦ [સં.] વાસણ; ઠામ; ભાંડ. (૨) તળિયાની જમીન; તળું; તળિયું; તળ. (૩) નાટકમાં વેષ ભજનાર વ્યક્તિ. (૪) વિ૦ લાયક; યોગ્ય.

**પાત્રતા**, સ્ત્રી૦ [સં] યોગ્યતા; લાયકાત.

**પાત્રી**, સ્ત્રી૦ લીલા પાંદડામાં બાંધેલી ફૂલની પડીકી. [પાથરણું.

**પાથરણ**, ન૦ પાથરવાનું લુગડું;

**પાથરણું**, ન૦ જાજમ; પથરણું.

**પાથરવું**, ક્રિ૦ સ૦ [સં. પ્ર+સ્તૃ] જમીનપર પહોળું કરીને નાખવું; બિછાવવું; વેરવું; ફેલાવવું.

**પાથરો**, પુ૦ જમીનપર નાખેલી વાઢેલી કડબ.

**પાથેય**, ન૦[સં] ભાતું; ટીમણું; રસ્તામાં ખાવા સાથે રાખેલો ખોરાક.

**પાદ**, ન૦ [સં] પગ; ચરણ (૨) ચોથિયું; ચતુર્થાંશ. (૩) કવિતાની એક કડી; ચરણ. પાદપૂજા=પગ ધોવા ને ચંદન લગાડવું તે. પાદગ્રહણ=નમીને પગે લાગવું તે.

**પાદપ**, ન૦ [સં.] ઝાડ; વૃક્ષ.

**પાદપીઠ**, ન૦ [સં] ઉંચે બેઠેલાને ઉપર પગ મૂકવાની સુંદર માંચી; ત્રિપાઇ; ઘોડી.

**પાદપૂર્તિ**, સ્ત્રી૦ [સં.] કવિતામાં ખૂટતું પદ પુરૂં કરી આપવું તે.(કવિની આ એક મોટી આવડ ગણાય છે.)

**પાદર**, ન૦ [ સં. પદ્ર ] ગામની બહાર આવેલી ખુલ્લી જમીન; ગામની નજીકનો ખુલ્લો પ્રદેશ; ભાગોળ. (૨)ગૌચારાની ખુલ્લી જમીન.

**પાદવું**, ક્રિ૦ અ૦ અપાનવાયુ કાઢવો.

**પાદશાહ**, પુ૦ [ फा. ] મોટો મુસલમાન રાજા.

**પાદશાહજાદી**, સ્ત્રી૦ પાદશાહની કુંવરી. [કુંવર.

**પાદશાહજાદો**, પુ૦ પાદશાહનો

**પાદશાહી**, સ્ત્રી૦ પાદશાહોનો અમલ; પાદશાહનુ રાજ્ય; પાદશાહની સત્તા. ( ૨ ) વિ૦ પાદશાહનું; પાદશાહ સંબંધી.:

**પાદળ**, ન૦ પેદલ; પાયદળ.

**પાદુકા**, સ્ત્રી૦ [ सं. ] પગે પહેરવાની લાકડાની ખડા; પાવડીઓ. (૨) પગલાં; પગલાની તખતીઓ.

**પાદોદક**, ન૦ [ सं. ] પગ ધોયેલું પાણી; ચરણોદક. [પાણી.

**પાદ્ય**, ન૦ [ सं. ] પગ ધોવાનું

**પાદ્રી**, પુ૦ [ पो. ] પાદરી; ખ્રિસ્તી ધર્મનો ઉપદેશક.

**પાધર**, વિ૦ ખુલ્લું; સપાટ; ઉજડ; ખારો ટેકરો ઝાડ કે બાંધકામ હોય નહિ એવું; મેદાનમેદાન.:-એનું પાધરચાઓ.

**પાધરૂં**, વિ૦ સીધું. પાંસરૂં. (૨) સરળ; સીધે રસ્તે ચાલ્યું જાય એવું. (૩) બારોબાર; ક્યાંઈ અટક્યા વગર; સળંગ (૪) તરત; એકદમ; તાબડતોબ. (૫) સંમુખ; સામું. (૬) કોઈની મારફત વગર. રૂ૦ પ્ર૦ પાધરૂં દોર=સીધુસટ, નીતિએ ચાલે એવું.

**પાન**, ન૦ [ सं. ] પીવું તે.:- મધુપાન. (૨) પીણું; પીવાની વસ્તુ. ( ૩ ) પીવાનું પાત્ર-વાસણ. ( ૪ ) પાંદડું; પત્ર. (૫) પૃષ્ઠ. ( ૬) નાગરવેલનું પાંદડું. (૭) સ્ત્રીઓના ચોટલામાં, પાનના જેવી આકૃતિ પાડવામાં આવે છે તે. ક્રિ૦પ્ર૦પાન કરવું=પીવું. પાન ચાવવું=મુખવાસ કરવો; રંગે ચંગે કામ કરવું. પાન આપવું=સત્કાર કરવો. કહે૦ જે મોઢે પાન ચાવ્યા તે મોઢે કોયલા ચાવવા=સારૂં કામ કર્યા પછી બુરૂં કરવું; સ્નેહમાં વેર કરવું.

**પાનખર**, વિ૦ જેમા ઝાડનાં પાંદડાં ખરી પડે છે તે ઋતુ-( માઘ ફાગણમા ઝાડનાં જુનાં પાદડાં ખરી જઇ ચૈત્રમાં નવાં આવે છે. એ કાળ પાનખર મોસમનો કહેવાય છે. )

**પાનચાળવણી**, સ્ત્રી૦ ઉંધુચતું રમતા આવડવું તે; પ્રપંચના ખેલ ખેલવાની ચતુરાઇ તે ( ૨ ) વસ્તુને આઘી પાછી કરવી તે; વ્યવસ્થા કરવાનું ચાતુર્ય.

**પાનઠ**, સ્ત્રી૦ જુવાર-બાજરી વગેરેના છોડનું લાંબું પાદડું તે.

**પાનડી**, સ્ત્રી૦ પાદડી; પાંદડાની નાની નાની કકડીઓ તે; ક્રીડી. ( ૨ ) સ્ત્રીઓને કાને પહેરવાનું પાદડા જેવું ઘરેણું. (૩) નાનાં કુમળાં પાદડાં તે.

**પાનડું**, ન૦ પાદડું; પાનું; પત્ર.

**પાનદાન**, ન૦ નાગરવેલનાં પાન રાખવાનો દાબડો અથવા પેટી તે પાનપેટી.

**પાનદાનિયું**, ન૦

**પાનદાની**, સ્ત્રી૦ પાનદાન.

**પાનપટો**,પુ૦પાનનો બાંધેલો ઝુડો.

**પાનફુલિયું**, વિ૦ ફૂલફટાકિયું; લાડકોડમાં ઉછરેલું; સુકુમાર; નાજુક તબિયતનું. (૨) જેણે દુઃખ જોયું કે અનુભવ્યું હોય નહિ એવું; સમજમાં પણ બહુ ઉંડું નહિ એવું.

**પાનબાજરિયું**, ન૦ નદીના ભાઠામાં થતી એક વનસ્પતિ (એના સાંઠાની વચ્ચે બાજરીના જેવું ડુંડું થાય છે તે); ઘા બાજરિયું.

**પાનબીડી**, સ્ત્રી૦ નાગરવેલના પાનને કાથો ચુનો લગાડીને બનાવેલી નાની પટ્ટી તે; પાનપટ્ટી.

**પાનસોપારી**, સ્ત્રી૦પાનની પટ્ટી, એલચી ને સોપારી વગેરે સત્કાર કરી આપવા તે; મુખવાસ.

**પાનાં**, ન૦ રમવાના આંક માં ડેલાં કાગળનાં પતાકડાં તે; ગંજીફો. (૨) પૃષ્ઠ. (૩) વરખ; સોનેરી રૂપેરી તાવ તે.

**પાનિયું**, ન૦ પાનું: પત્ર. (૨) પાન મૂકવાની દાબડી. (૩) નશીબનું પાંદડું. [ચાનો પાછલો ભાગ.

**પાની**, પેની; એડી; પગના તળિ-

**પાનું**, ન૦ પત્ર. પત્તુ; પતાકડું; પતરું. (૨) પાન; પાંદડું; દલ (૩) ચોપડીનું પત્તું. (૪) સોના રૂપાનાં પાતળાં પડ તે; વરખ. (૫) ખરા લોઢાનું ધારવાળું ચપટું ફળું તે–વરખારનું પાનું. (૬) લીલા રંગનું નંગ; લીલું રત્ન. (૭) જીવન સંબંધ તે. ક્રિ૦ પ્ર૦ પાનું પડવું=જન્મ લગીનું જોડાણ થવું. પાનું ચોપવું= હિસાબ શોધી કાઢવો. પાનું કાઢવું= મરણ મોકલવું.

**પાનેતર**, ન૦ પરણતી કન્યાને પહેરવાનું ધોળું રેશમી વસ્ત્ર.

**પાનો**, પુ૦ [ સં. પ્ર+સ્નુ ] પ્રેમ ને શૌર્યનો ઉભરો; રસાવેશ; બાળકને જોઇ માતાના સ્તનમાં દૂધ ભરાઇ આવવું તે. (૨) પોરસ. (૩) જુસ્સો; પાણી; શૌર્ય.

**પાનોઠ**, સી૦ પાનઠ.

**પાન્ય**, સ્ત્રી૦ પાણીમાં થતી એક વેલ. (૨) વાણ; પાટી દોરી વગેરે આંબળીને તૈયાર કરતાં છેટાં એક પછી એક અનુસંધાને મૂકવામાં આવે છે તે. (૩) પલીતો.

**પાપ**, ન૦ [ સં ] દુષ્કૃત; નઠારું કામ; દુરિત; કિલ્બિષ; કલ્મષ (૨) દોષ; ગુનો; અપરાધ; અનર્થ. (૩) હત્યા; હિંસા. રૂ૦ પ્ર૦ પાપનો ઘડો ફુટેજ ફુટે=નઠારાં કામ ઘણાં થાય એટલે તેનું નઠારું ફળ આવેજ આવે. પાપમતિ=નઠરાં કર્મ કરવાની બુદ્ધિ. પાપનો પોટલો=દુષ્કર્મનો સંચય.

**પાપગ્રહ**, પુ૦ [સં.] અશુભકારી ગ્રહ. (જ્યોતિષ પ્રમાણે શનિ,રાહુ,અને મંગળ વગેરે કેટલાક પાપગ્રહ ગણાય છે.)

**પાપઘ્ન**, વિ૦ [સં] પાપનેહણના

**પાપડ**, પુ૦ [ સં पर्पट- મગ,મઠ, અડદ અને ચણા વગેરેના લોટમાં મીઠું વગેરે નાખી વણીને સુકવેલી પાતળી-રોટલી, જે શેકી અથવા તળીને ખવાય છે.રૂ૦પ્ર૦પાપડપાદું=બહું પોચું;બીકણ

**પાપડખાર**, પુ૦ પાપડના બના. વટમાં વપરાતો ખારો; સંચોરો.

**પાપડિયોખારો**, પુ૦ સંચોરો.

**પાપડી**, સ્ત્રી૦ વાલની કુમળી ચપટી શિંગ.(૨) પપડી. ચકતાં પાડેલાં હોય એવો પદાર્થ. ગોળ પાપડી= સુખડી.પાપડી જેવું=દુર્બળ થઇ ગયેલું.

**પાપણી**, સ્ત્રી૦ પાપી સ્ત્રી.

**પાપા**, અ૦ ધીરે ધીરે પગલાં માંડવાં તે; નાના બાળકનું ચાલવું.

**પાપિણી**, સ્ત્રી૦ પાપી સ્ત્રી.

**પાપિયું**, વિ૦ પાપી; પાપ કરનારૂં; હત્યારૂં.

**પાપિષ્ઠ**, વિ૦ [સં.] પાપી.અધર્મી

**પાપી**, વિ૦ પાપ કરનારૂં; દુરાચારી.(૨) અપરાધી.ગુનેગાર;અધર્મી. કહે૦ પાપીનો આવરાદા ખૂટે નહિ= દુષ્ટ માણસ બહુ રીબાય.

**પામણહાર**, વિ૦ પામનાર.

**પામર**, વિ૦ [ સ. ] નિર્બળ; અશક્ત (૨) કંગાલ; રાંક. (૩) મૂર્ખ; અજ્ઞાન. [અજ્ઞાન.

**પામરતા**, સ્ત્રી૦ પામરપણું (૨)

**પામરી**, સ્ત્રી૦ રેશમી અથવા ઊનના નાજુક વણાટનું તથા સુંદર ભરેલી કોરનું કપડું; નાજુક વણાટની ઊંચી કસબી શાલ.

**પામવું**, ક્રિ૦ સ૦ પ્રાપ્ત કરવું; મેળવવું. ( ૨ ) ખમવું; સહેવું. (૩) તાબે થવું; શરણે જવું (૪) જાણવું; સમજવું. ક્રિ૦પ્ર૦ પામી જવું=સમજી જવું.

**પાય**, પુ૦ પગ; ચરણ; ક્રિ૦ પ્ર૦ પાયે લાગવું=પગે લાગવું; પાયે પડવું =પગે લાગવું. (૨) માફ માગવી.

**પાયકિસ્ત**, વિ૦ ઉજડ, વેરાન; બેદાનબેદાન. [નજર઼.

**પાયખાનું**, ન૦ [फा.] સંડાસ;

**પાયગા**, સ્ત્રી૦ [फा] ઘોડેસ્વાર લશ્કરની એક નાની ટુકડી. (૨) ઘોડાઓનો તબેલો.

**પાયજામો**, પુ૦ સુરવાળ; સુંથણો; ચોરણો.

**પાયતખ્ત**, ન૦ [फा.] જ્યાં રાજગાદી હોય તે સ્થાન. ( ૨ ) રાજપાટ, સિંહાસન, રાજગાદી.

**પાયદળ**, ન૦ પગે ચાલનારૂં લશ્કર પેદલ; પ્યાદલ

**પાયમાલ**, વિ૦ખરાબખસ્ત થઇ ગયેલું; નાશ પામેલું; તારાજ. ( ૨ ) બેહાલ; જેની પાસે કંઇજ રહેલું હોય નહિ એવું; નાદાર.

**પાયમાલી**,સ્ત્રી૦ખરાબી. દુર્દશા; વિનાશ.

**પાયરી**, સ્ત્રી૦ચડતો ક્રમ; શ્રેણિ- (૨) સીડી નિસરણી. ( ૩ ) પગથિયું. ( ૪ ) પદવી. ઓધ્ધો. ( ૫ ) દરજ્જો; ગૌરવ; પ્રતિષ્ઠા. ક્રિ૦ પ્ર૦ પાયરી

ચડયો=આગળ વધ્યો (૬) પંક્તિ હાર ઓળ (૭) સ્ત્રીની એક જાત

**પાયલ**, પુ૦પગના કડલા ઝાંઝર

**પાયલી** સ્ત્રી૦ ચાર માની ચાર આનાની કિમતનો ચાદીનો સિક્કો પાવલું (૨) પાલી અન્નાદિકનું ચાર શેર માય એવું માપ

**પાયલું**, ન૦ પાવલું ચાર આનાનો ચલણી સિક્કો [પાક ખીર

**પાયસ** દૂધની બનાવટ દૂધ

**પાયસાન્ન**, ન૦ [સ] દૂધપાક ખીર [ગાડ (૨) અપાન

**પાયુ**, પુ૦ [સ] ગુદા મળદ્વાર

**પાયો** પુ૦ખાટલાનો-ખુરસીનો-ત્રિપાઈનો પગ ટેકો તે (૨) ચીબવાનું જાડું ટૂંકું લાકડું (૩) ભીંતના તળનું ચણતર મૂળ બાંધકામ (૪) નીચેની બાજુ મૂળ (૫) આધાર આશ્રય (૬) ધીંગાણને સાથે કઢાવવા તે-મુખડીનો પાયો (૭) જેની ઉપર કોઈ વસ્તુ ઉભી રહે તે રૂ૦ પ્ર૦ ઓઠો પાયો=અચોકસ મન ઓછી સમજ ઢેઢપાયો=અણસમજુ ત્રણપાયાનું=કમઅક્કલ ક્રિ૦ પ્ર૦ પાયા પાડવા-યો વા માટે જપડાને ધીબવું પાયો ટેર વવો-ઉત્તેજન આપવું ખાટનો ભરવામાં ટેકો આપવો પાયો રોપવો=પગ ધાલવો પાયો નાખવો-મૂળ ધાલવા (૮) ખીનો આધાર બેસ રૂકે તે પાયાને જોરે-પાયો મજબુત હોવાથી ટકવાનું ફાવે પાકે પાયે કામ કરવું=ભાગી પડે નહિ એમ કામ કરવું (જ્યોતિષ પ્રમાણે પનોતીઓની એમણી લોઢાને તાંબાને રૂપાને સોનાને પાયે હોય છે અને તે તે પ્રમાણે તેના ફળ અનુમાનવામાં આવે છે )

**પાર**, પુ૦ છેડો અંત, આરો (૨) હદ સીમા (૩) કાંઠો તીર કિનારો (૪) એક છેડાથી બીજા છેડા લગી જવું તે (૫) મનોભાવ મર્મ ભેદ. (૬) ઉબરો આમણુ, આશ્રય -માને પાર જઈ આવ્યો (૭) કર સણ કાપીને સુકાવા માટે નાખવું તે: -જુવાર કાપીને પાર નાખ્યો (૮) સ્ત્રી૦ લખેતું માટનું બરણી (૯) અ૦ તમામ ખલાસ -જમાદારને સાત્રો એટલે બેડો પાર. ક્રિ૦ પ્ર૦ પાર ઉતરવું=જતા રહેવું તરી જવું પાર ઉતારવું=તરાવી લઈ જવું દ્વારગ કરવું પાર પમાડવું=પેલેપાર પહોંચાડવું પાર કરવું=પુરૂં કરવું પાર પાડવું-પુરૂં કરવું પાર આવવો-નિકાલ આવી જવો પાર પામવો=સમજવું પાર જવું-ઉતરવું પાર લાવવો=પુરૂં કરવું, મુક્તિ આપવી દુખમાંથી છૂટવું

**પારકું**, વિ૦ [ સં परकीय ] પરાયું બીજાનું કહે૦ પારકી આશા સદાય નિરાશ પારકે પૈસે દિવાળી પારકા છોકરાને જતી કરવા પારકે ભાણે મોટો લાડવો પારકે પુત્રે સપુત્ર પારકે રોટલે જાડી કોર પારકી ભૂલ વહેલી દેખાય પારકી હવેલી જોઈ

પોતાની ઝુંપડી પાડી ન નખાય. પારકા પેટપર પાટું. પારકી ચેહમાં કોણ બળી મરે. પારકી પીડા કોણ વહોરે ? પારકી મા કાન વિંધે. પારકી લેખણ પારકી શાહી મતુ કરે મારા માવજીભાઇ. પારકે પાટલે બેસવું ને વળી ખુંખારા કરવા. પારકાં પોતાનાં ન થાય. પારકું ખાવું ને પતરાળું કરવી.

**પારખ**, સ્ત્રી૦ પરીક્ષા; કદર; બુઝ. (૨) વિ૦ પરીક્ષક.

**પારખવું**, ક્રિ૦ સ૦ [સ. परि+ ईक्ष् ] સારા નરતાંની પરીક્ષા કરવી, ખોડખાંપણ કેટલા પ્રમાણુમાં છે તે સમજવું (૨) ઓળખવું; પિછાનવું; સમજવું; બૂઝ જાણવી; કદર કરવી.

**પારખુ**, વિ૦ પરીક્ષક, કદર કરનાર.

**પારખું**, ન૦ પરીક્ષા; સારૂં નરવું સમજવાની શક્તિ; કદર; બૂઝ; કિમ્મત. ક્રિ૦પ્ર૦ પારખું જોવું=પરીક્ષા કરવી; કસી જોવું. પારખું દેખાડવું= સામાને ખાતરી થાય. એમ પોતાની શક્તિ બતાવી આપવી.

**પારણુ**, જુ૦ પારણું.

**પારણાં**, ન૦ [સ. पारणं ] વ્રત અથવા ઉપવાસને અંતે પહેલું ભોજન તે. [ કનો ઝુલો.

**પારણિયું**, ન૦ પારણું; બાળ-

**પારણું**, ન૦ નાના બાળકનું ઘોડિયું રૂ૦ પ્ર૦ પારણાં બંધાવાં= છોકરાં થવાં; વંશ ચાલવો.

**પારતંત્ર્ય**, ન૦ [ સં. ] પરતંત્રતા; પરાધીનપણું. [રાજ.

**પારદ**, પુ૦ [ સં. ] પારો; રસ-

**પારદર્શક**, વિ૦ આરપાર દેખાય એવું,જેમાંથી સામી બાજુ જણાય એવું.

**પારધ**, પારધી

**પારધી**, પુ૦ [ સં. पापर्द्धि ] પ્રાણીઓને મારનારો; શિકારી.

**પારમાર્થિક**, વિ૦ [ સં. ] પરમાર્થ સંબંધી; પરહિતનું.

**પારલૌકિક**, વિ૦ [ સં ] પરલોક સંબંધી.

**પારવનું**, વિ૦ અનંત; પુષ્કળ.

**પારવું**, ક્રિ૦ સ૦ નીંદવું; મળમાંથી ઉપાડવું. (૨) વિ. છુટું; જુદું.

**પારસ**, વિ૦ મોટું. (૨) ઉત્તમ.

**પારસજાંબુ**, ન૦ મોટાં જાંબુ.

**પારસણ**, સ્ત્રી૦ પારસી સ્ત્રી.

**પારસનાથ**, પુ૦ [ સ. पार्श्वनाथ ] એક જૈન તીર્થંકર.

**પારસપીપળો**, પુ૦ એક જાતનો પીપળો. (૨) જેની આગળ પાછળ કોઇ હોય નહિ એવો માણસ.

**પારસબેસવું**, ક્રિ૦ અ૦બગલાનું નિરુદ્યમી થઇ બેસી રહેવું; પાટે ચડી બેસવું. (એમ કહેવાય છે કે ચોમાસું બેસતાંજ નર બગલો માળામાં બેસી રહે છે અને માદા-બગલી તેને ચણ લાવી આપે છે. બગલી તેના માથામાં ચાંચથી ટકોર મારી ખાવાનું આપતી હોવાથી લોકોમાં "બાળ બગલા સુખ"

એવી કહેતી ચાલે છે. બીજી બાજુ એમ કહેવાય છે કે બગલી ઈંડાં મૂકે છે અને બગલો તે સેવવા બેસે છે )

**પારસમણિ**, પુ૦ મોટો મણિ; ઉત્તમ રત્ન. ( એક એવો મણિ કે જેના સ્પર્શથી લોઢાનું સોનું થઇ જાય છે ) ( ૨ ) અયસ્કાન્ત.

**પારસ્માત**, [ સ. पार्श्वात् ] થી. યકી. પાગેથી. ( ખતપત્તરમા લખાય છે. )

**પારસાલ**, ન૦ ગત વરસ, પોર

**પારસી**, પુ૦ [ સ. पारसीक ] અસલ ઇરાનના રહેવાસીઓ તે. હિંદમા આવી રહેલા ઇરાની આર્યો.

**પારસોઆવવું**, ક્રિ૦ અ૦ ઢોરે દૂધ આપવું; પ્રાસવું.

**પારસોમૂકવો**, ક્રિ૦ અ૦ ઢોરે આંચળમા દૂધ આવવા દેવું; પ્રાસવો મૂકવો

**પારસ્નોવું**, ક્રિ૦ અ૦ સં. प्रस्रव] આંચળમા દૂધનો પ્રવાહ વહેવા દેવો; પ્રાસવું; પ્રફુલ્લ થવું. દૂધે ભરાવું:- પાડાની ઉતાવળે કંઇ ભેંસ પારસોવે ?

**પારંગત**, વિ૦ [ સં. ] એક છેડેથી બીજા છેડા લગી જતું રહેલું; સંપૂર્ણ માહીતગાર ( ૨ ) હોશિયાર; કુશળ, કાબેલ [ રહેલું હોય એવું.

**પારપર્ય**, ન૦ પરંપરાથી ચાલ્યું

**પારપાર**, અ૦ આ પારથી પેલે પાર; આરપાર; સંપૂર્ણ.

**પારા**, પુ૦ દાતનાં મૂળ આગળના માગના લોચા તે (૨) એક જાતનું ઘરેણું; માળાના મણકા [પાર.

**પારાપાર**, અ૦ આ પારથી પેલે

**પારાયણ**, ન૦ [ સં. ] ધર્મ ગ્રંથનું અથેતિ વાચન કરવું તે.

**પારાયણિક**,વિ૦પારાયણસંબંધી.

**પારાવત**, ન૦ [ સં ] કબુતર, પારેવું. [ સં. ] સમુદ્ર; દરિયો

**પારાવાર**. વિ૦ પુષ્કળ (૨) ના.

**પારિજાત**, જુઓ પારિજાતક.

**પારિજાતક**, ન૦ [ સં. ] સ્વર્ગનું એક પુષ્પઝાડ, હારશૃંગાર, હારસંગો, દેવદ્રક્ષ. ( પૌરાણિક રીતે એમ કહેવાય છે કે, દેવો અને દાનવોએ દરિયો વલોવીને જે ચૌદ રત્ન કાઢયા તેમાંનું એક આ પણ હતું. )

**પારિતોષિક**, ન૦ [ સં. ] સંતોષ આપે એવી બક્ષીસ, ઇનામ.

**પારિપત્ય**, ન૦ [ સ. ] દાર (૨) શિક્ષા

**પારિપાર્શ્વિક**, પુ૦ [ સં. ] સૂત્રધારને સહાય કરનારો નટ, વિદૂષક

**પારિભાષિક**, વિ૦ [ સં. ] અર્થ બોધક ( પદ ). સાકેતિક નાનો શબ્દ તે. શાસ્ત્રોના ગ્રંથોમા અમુક અર્થ બતાવવાને બનાવેલા જે ખાસ સાકેતિક શબ્દો તે. પરિભાષા સબંધી-

**પારી**, સ્રી૦ પૂર, રેલ (૨) પથ્થર તોડવાની નરાજ; કોશ.

**પારુષ્ય**, ન૦ [ સં. ] કઠોરતા; કઠણાશ.

**પારેખ**, પુ૦ પરીક્ષા કરનારો; ખોટા ખરા સિક્કા તપાસનારો; શરાફ, નાણાવટી.

**પારેટ**, વિ૦ બાખડી; ઘણો વખત થયાં વિઆયેલી હોય એવી (ભેંસ વગેરે.)

**પારેવલો**, જુઓ પારેવો.

**પારેવું**, ન૦ કબુતર; પારાવત.

**પારો**, પુ૦ [સં. પારદ] ચળકતી પ્રવાહી જેવી એક ભારે ધાતુ; પારદ; રસરાજ. (૨ નાનો ગોળો; ગોળી; છરો (બંદુકનો).(૩)દાંતના સાંધાની વચ્ચે જે માંસ આવેલું છે તે. (દરેક પારો કહેવાય છે. )

**પારોઠ**, વિ૦ હવામા ખુલ્લું પડી રહેવાથી કઠણ થઇ ગયેલું; બરડ. (૨) પોચું પડી ગયેલું

**પારોપાર**, અ૦ એક છેડાથી બીજા છેડાલગી;આરપાર. (૨) કાંઠોકાંઠ.

**પાર્ચમેંટ**, ન૦ [ અં.] ચામડા જેવો ચીવટ દાગળ; ચર્મપત્ર; કમાવેલા નાજુક પાતળા ચામડા ઉપર પહેલાં લખાણ લખવામાં આવતાં તે પત્ર.

**પાર્થિવ**, વિ૦ [સં.] પૃથ્વી સંબંધી; પૃથ્વીનું. માટીનું. (૨) માટીનાં શિવલિંગ બનાવી તેની પૂજા કરવી તે. (૩) ના૦ રાજા.ભૂપાળ. (૪) જડ.

**પાર્લામેંટ**, સ્ત્રી૦ [ અં ] ઇગ્લાંડની રાજસભા; રાજ ચલાવવા માટે લોકોએ ચુંટી કાઢેલા પ્રતિનિધિઓની સભા. [પાર્વણશ્રાદ્ધ.

**પાર્વણ**, વિ૦[સં.] પર્વ ઉપરનું:-

**પાર્વતી**, સ્ત્રી૦ [ સં. ] શંકરનાં પત્ની; પર્વતના રાજા હિમાલયની પુત્રી.

**પાર્શ્વ** ન૦ [સં ] પાસું; બાજુ; પક્ષ [આદિ તીર્થંકર.

**પાર્શ્વનાથ**, પુ૦ (સં.) જૈનોના

**પાર્ષદ**, પુ૦ [ સં. ] પોળિયો; હજુરિયો. (૨) અંગત સેવક.

**પાલ**, સ્ત્રી૦ ખાડાઓમાં થતી લીલ જેવી એક વનસ્પતિ અને તેના કહોવાણની પાણી; ઉપર બાઝતી છારી. પાલના પાણી=લીલના કહોવાણથી બગડેલાં પાણી. (૨) પાલખ.છાજલી; આડીટટ્ટી; કનાત; અંતરપટ.–પાલ તાણવી. (૩) વિ૦ પાળનાર:-ભૂપાળ.

**પાલક**, વિ૦ પાલન કરનાર. (૨) એક જાતની ભાજી.

**પાલખ**, સ્ત્રી૦ ચણતર ઉંચું ને ઉંચું લેવાને તેની બન્ને બાજુએ કડિયા અને મજુરોને બેસીને કામ કરવાને બાંધવામાં આવતી છાજલી તે.

**પાલખડી**, સ્ત્રી૦ પાલખી (કવિતામાં).

**પાલખી**, સ્ત્રી૦ એક બે માણસ બેસે અને બે બાજુથી માણસો ઉંચકીને ચાલે એવું વાહન; મનુષ્ય યાન; ડોળી જેવું વાહન; સુખપાલ; મિયાનો.

**પાલટ**, વિ૦ પલટેલું હોય એવું; ફેરવેલું; ઉલટું:-ઉલટપાલટ જુબાની-

**પાલટવું**, ક્રિ૰સ૰ફેરવવું; પાસું બદલવું; ઉલટાવવું; ઉથલાવવું.

**પાલટો**, પુ૰ ઉથલો; બદલો; પ્રત્યાઘાત; ગોથ; પલટો.

**પાલન**, ન૰ પાળવું.

**પાલનપોષણ**, ન૰ પાળવું ને પોષવું તે; નિભાવ; ઉછેરવું તે; બરદાશ. [પરમેશ્વર.

**પાલનહાર**, પુ૰ પાળનારો. (૨)

**પાલવ**, પુ૰ ( સં. પલ્લવ ) છેડો; ભરેલો કસબી છેડો. (૨) પલ્લો; આશ્રય; શરણ. [ (કવિતામાં.)

**પાલવડો**. પુ૰ પાલવ; છેડો.

**પાલવવું**, ક્રિ૰ સ૰ પાલન કરવું; ઉછેરવું; સંભાળવું. (૨) પરવડવું; અનુકૂળ આવવું; વિચારવું; બોલવું.

**પાલિયું**, વિ૰ પાલનું; પાલ-ભેજવાળી જમીન અને તેની ઉપરની વનસ્પતિ ઉપરનું:-પાલિયું પાણી.

**પાલિસ**, વિ૰ [અં] ખૂબ ચળકતું ને સુંવાળું એવું; પૉલિશ. ક્રિ૰પ્ર૰ પાલીસ કરવું=ઘસીને ચળકતું બનાવવું.

**પાલી**, સ્ત્રી૰ અનાદિકનું માપ કરવાનું પાત્ર; પવાલી. (૨) ઝાડ અને ઝીણું પાન વગેરેનો ભુકો તે:-બાવળની પાલી. (૩) પવાલી; પ્યાલો. (૪) હાર; ઓળ.

**પાલું**, ન૰ વાંસની ચીપોની ગુંથેલી ચટાઇ. (૨) લિંપેલી ટાટાની ભીત તે. (૩) પવાલું; પ્યાલો.

**પાલો**, પુ૰ તાજાં પાંદડાં કુંપળિયા વગેરે તે. (૨) જેને પાંદડાં થાય છે એવી વનસ્પતિ તે; લીલું ઘાસ; પાંદડાં વગેરે તે. [ફૂલ વગેરેવાળું ઝરડું

**પાલોરિયું**, ન૰ પાન કાંટા ને

**પાલોવવું**, ક્રિ૰ નવાં પાન આવવાં; ફાલવું; પ્રફુલ્લ થવું.

**પાવ**, પુ૰ પગ; ચરણ. (૨) ચોથો ભાગ; પા ભાગનું.

**પાવક**, પુ૰ [સં.] અગ્નિ; દેવતા. (૨) વિ૰ પાવન કરનાર.

**પાવઠડું**, ન૰ પગ મૂકવાનું ઠેકાણું; પગથિયું. (૨) પાવડું; પાવડો; પેગડું. [લાકડાનો પાવડો.

**પાવડિયું**, ન૰ લાંબા હાથાનો

**પાવડી**, સ્ત્રી૰ પાદુકા; ખડાં; લાકડાના જોડા; જેથી અધ્ધર મુસાફરી થાય એવી એક રચના;-પવનપાવડી. (૨) લાકડાનો નાનો પાવડો.

**પાવડું**, ન૰ પાવડો; પેંગડું.

**પાવડો**, પુ૰ માટી અને કચરો વગેરે ઉસરડાય એવું પહોળા ચપટા પાનાનું ઓજાર. (૨) પેંગડું.

**પાવન**, વિ૰ [સં.] પવિત્ર; શુદ્ધ; પાપરહિત. પતિત પાવન=ભ્રષ્ટ થયેલાને પવિત્ર કરનાર.

**પાવરધું**, વિ૰ જાણીતું; માહીતગાર. (૨) કુશળ; હોશિયાર; અનુભવી.

**પાવરો**, પુ૰ તોબરો.

**પાવલાં**, ન૦ પગે પહેરવાનાં હલકાં ખાસડાં; પાતળી પાવડીઓ.

**પાવલિયો**, પુ૦ પગ; ચરણ. (કવિતામાં)

**પાવલી**, સ્ત્રી૦ પા રૂપિયાનો નાનો ચાંદીનો સિક્કો. [પાવલી.

**પાવલું**, ન૦ચાર આનાનો સિક્કો;

**પાવલોપા**, અ૦ નાના બાળકને પગ ઉપર બેસાડી ઝુલાવવું તે.

**પાવસ**, ન૦ વરસાદ; પાઉસ. (૨) ચોમાસું. [ડનારો.

**પાવળિયો**, પુ૦ ઢાકલું વગા-

**પાવું**, ક્રિ૦ સ૦ પીએ તેમ કરવું; પીવરાવવું. (૨) સિંચવું. (૩) ક્રિ૦ અ૦ જડવું; મળવું; પ્રાપ્ત થવું.

**પાવૈ**, પુ૦ સ્ત્રી કે પુરુષ એકેમાં નહિ એવું માણસ; નપુંસક.

**પાવૈયો**, પુ૦ પાવૈ.

**પાવો**, પુ૦ વાંસની ભુંગળીનું વગાડવાનું વાજું; વાંસળી; વેણુ.

**પાશ**, પુ૦ [ સં. ] ફાંસો; ફંદો; આંટો; બાંધવાનું દોરડું. (૨) જાળ; બંધન. (૩) રંગ; અસર, છાપ; પાસ;— નઠારાનો પાશ લાગ્યા વગર રહે નહિ.

**પાશલી**, સ્ત્રી૦ નાની ટુંકી દોરડી અથવા ગાળો તે.

**પાશંગ**, પુ૦ વાજવાનાં બે પલ્લાં સમતોલ રાખવા માટે એક તરફ જે વજન રાખવામાં આવે છે તે; ધરો.

**પાશા**, [ ફા ] સેનાપતિ; આગેવાન હોદ્દેદાર.

**પાશિયું**, ન૦ નાનું દોરડું. (૨) રાંપડી.

**પાશેર**, વિ૦ શેરનો ચોથો ભાગ તે.

**પાશેરિયું**, વિ૦ જેમાં પાશેર માતું હોય તેવું માપ-વજન તે.

**પાશેરો**, પુ૦ શેરના ચોથા ભાગ જેટલા વજનનું કાટલું.

**પાશો**, પુ૦ પાસો; રૂપાનો ઢાળકો.

**પાષાણ**, પુ૦ પત્થર; પહાણ.

**પાષાણભેદ**, પુ૦ એક વનસ્પતિ ઔષધિ. [જાય એમ સોનું.

**પાષોકરવો**, ક્રિ૦ કાંકરી નીકળી

**પાસ**, પુ૦ [ અં. ] રજાચીઠ્ઠી. (૨) સંગ-સોબતની અસર તે. (૩) પસાર થવું તે; ફતેહમંદ નીકળી જવું તે; પસાર. (૪) અ૦ નજીક; પાસે.

**પાસલો**, પુ૦ ધાતુ વગેરેનો લંબ ચોરસ કકડો તે; પાસો.

**પાસવાન**, પુ૦ પાસે રહેનારો નોકર; હજુરિયો. (૨) સોબતી.

**પાસવું**, ક્રિ૦ સ૦ કોમળ કરવું રંગ ચૂસે એવું કરવું; અસરવાળું કરવું. કહે૦ પાસ્યાં એટલાં રંગવાં પડશેને ?

**પાસાતાણિયો**, પુ૦ સોના રૂપાના પાસલાને ખેંચી એંચાને તાર બનાવનારો.

**પાસું**, ન૦ પક્ષ; પડખું; બાજુ. ક્રિ૦ પ્ર૦ પાસું વાળીને સુવું=નિરાંતે સુવું. પાસું સેવવું=પાસે રહીને ગુણ-અવગુણ ગ્રહણ કરવા. (૨) તરફેણ.

રૂ૦ પ્ર૦ પાસું બદલવું=ફેરવી તોળવું. પાસુ મરડવું=વલણ ફેરવવુ.

**પાસે**, અ૦ નજીક. સોડે (૨) હાથમા; તાબામા. (૩) આગળ.

**પાસો**, પુ૦ આંક–નંબર પાડેલો હાથીદાત વગેરેનો પાસલો. રમળનો પાસો (૨) ચોરસ કકડો (૩) કિસ્મત; ભાગ્ય. (૪) પ્રસંગ: અવસર; પ્રયોગ. ક્રિ૦ પ્ર૦ પાસે રમવું=દ્યુત રમવું. પાસો નાખવો=ભાગ્ય અજમાવી લેવું; સાહસ કરવું. સવળો પાસો પડવો=લાભ મેળવો. રૂ૦ પ્ર૦ પોબારનો પાસો=ફતેહનો પ્રસંગ. પારારો પાસો=સુભાગ્ય. ઉલટો પાસો=દુર્ભાગ્ય. પાસાખેલ=કિસ્મતની બાજી.

**પાસ્તર**, પુ૦ પાછોતરો પાક તે; બીજો પાક.

**પાળ**, સ્ત્રી૦ નીક; પાણી આમ તેમ રેલાઇ જાય નહિ તે માટે બાંધેલી જે નાની મોટી તટબંધી તે; આડ. (૨) કોર; કારણ; બાજુ; તરફેણ. (૩) હદ; સીમા; મર્યાદા. (૪) તીર; તટ; ઘાટ; કિનારો. ક્રિ૦પ્ર૦ પાળ તોડવી=મર્યાદા તોડવી. પાણી પહેલાં પાળ બાધવી =ભવિષ્યનો વિચાર કરવો; આફત આવતા પહેલા ઉપાય કરવો.

**પાળક**, વિ૦ પાળનાર.

**પાળણ**, ન૦ પાલન.

**પાળવું** ક્રિ૦ સ૦ [ सं पाल् ] ભરણ પોષણ કરવું; ઉછેરવું; મોહું કરવું; નિર્વાહ કરવો. (૨) બરદાસ લેવી; સેવાચાકરી કરવી અને પોષવુ. (૩) કેળવવું; માયાળુ બનાવવું; હેળવવું. (૪) આશ્રય તળે રાખવું; સંભાળમા રાખવું રક્ષણ કરવું. (૫) વળગી રહેવું; ચુસ્ત રહેવું; મક્કમ રહેવું. (૬) માથે ચડાવવું; માનવું; બજાવવું.

**પાળિયું**, ન૦ નાની પાળ; માટીનુ બાણ. નાનો ટેકરો; ખુંટ.

**પાળિયો**, પુ૦ માટીની મોટી ઉંચી આડ; બંધ; આંતરો. (૨) નિશાન, સીમા દેખાડનારો ટેકરો; બાણ; ખૂંટ; ખૂણ. (૩) પરાક્રમી પુરુષો અને સતી સ્ત્રીઓની યાદગીરીમાં તેમની સમાધ ઉપર ચણાવેલી દેરડી અથવા લેખ સાથે ઉભો ખોડેલો પત્થર તે.

**પાળી**, સ્ત્રી૦છરી; શાક મેળવાનું નાનું હાલ. (૨) મુકરર કરેલો અમુક દિવસ તે. (૩) વારી; ફેરો. [ હન વગરનું

**પાળું**, વિ૦ પગે ચાલનારું; વા-

**પાળો**, પુ૦ પગે ચાલનારો લડવૈયો; પદાતિ; પેદલ. (૨) ચાલીને નોકરી બજાવતો સિપાઇ.

**પાંઉ**, પુ૦ પગ; ચરણ. (૨) જાડો પોચો રોટલો.

**પાંકડ**, વિ૦ વાંઝિયું. (૨) અફળ. (૩) ઉજડ; વેરાન; લુખું.

**પાંકવું**, ક્રિ૦ સ૦ પહોચવું. (૨) ધરવું; લેવું. (૩) ઇચ્છવું; ધારવું.

**પાંકયુ**, વિ૦ ધારેલું; ઇચ્છેલું.

**પાંખ,** સ્ત્રી૦ [ સં. पक्ष ] પંખીનો ઉડવાનો જે અવયવ તે; પક્ષ. (૨) બાજુ; બે બાજુઓ તરફનો વિસ્તાર વગેરે તે. (૩)છાપરાનો બે તરફ ઢળતો ભાગ તે. (૪) છાયા;ઓથ; સોડ; આશ્રય; ક્રિ૦ પ્ર૦ પાંખમાં ઘાલવું=સોડમાં લેવું. પાંખમાં ભરાવું=આશ્રયમાંજઇ રહેવું. પાંખો આવવી=પોતે પોતાનું સંભાળી લે એવી સ્થિતિએ પહોચવું. પાખો ફૂટવી=મોટા થવું. પાંખ કાપી નાખવી=ઓથ તોડી નાખવી. પાંખો વીંઝવી=મહાલવું; જોર બતાવવું; ધાંધલ મચાવવી. પાંખો વિસ્તારવી=ફેલાવવું; વંશવેલો વધવો.

**પાંખડી,** સ્ત્રી૦ નાજુક પાનવાળી કુમળી ડાળી. (૨) ફૂલની પાંદડી; પુષ્પદલ. (૩) નવાં પાનનો અંકુર. (૪) પાંગોઠું; પાંખ. (૫) વંશની એક શાખ. રુ૦પ્ર૦ ફૂલ નહિ ને ફૂલની પાંખડી=જે કંઇ નજીવું મળેતે; શક્તિ અનુસાર-પ્રેમથી ધરાવવું તે.

**પાંખડું,** ન૦ પાંદડાના ઝુમખાવાળી ડાળી; નાની શાખા. (૨) એક બાજુનો વિસ્તાર. (૩) નાની કુટુંબ શાખા; છોકરું. (૪) પાખ.

**પાંખલડી,** સ્ત્રી૦ પાંખ. (૨) પાંખડી. (કવિતામાં)

**પાંખાળું,**વિ૦ પાંખવાળું; જેને પાંખો હોય એવું (પંખી). ફણાંવાળું; દાંતાવાળું.

**પાંખિયું,** ન૦ એક બાજુનો ઘટકાવયવ; પાર્શ્વભાગ. (૨) શાખા; ફાંટો; વિભાગ;-બારેલાઓનું એક પાંખિયું. (૩) જોડકામાંનો એક ભાગ; પાનુ; ફણું. (૪) તડ; પક્ષ. (૫) ડાળી; શાખા; અંકુર. [છુટ્ટુંછુટ્ટું.

**પાંખું,** વિ૦ વિરલ; આછું;

**પાંખું,** ન૦ દાંતો; ફણું; પાનું; શૂળ. (૨) છોગું; શિખર.

**પાંગત,** સ્ત્રી૦ખાટલાનોપગ તરફનો ભાગ તે. (૨) ખાટલાના વાણને તંગ કરવાને બાંધેલી દોરીઓ તે. (૩) પગત.

**પાંગરણુ,** ન૦ [ સં. प्रावरण ] પગ આગળ નાંખવાનું લુગડું તે; પાથરણું. (૨) પચિયું; ટુંકું ધોતિયું; પોતડી.

**પાંગરવું,** ક્રિ૦ અ૦ ખીલવું; નવાંકુરે ખીલી રહેવું; ખુલવું; મકુલ થવુ; ફાલવું. (૨) હરખથી અવયવે અવયવે ફૂલી-ફાલી રહેવું; નવજોબન થવું; ખીલી રહેવું.

**પાંગરા,** ન૦ ઝોળીને ધરી રાખનારી ઝૂલતી દોરીઓ-સાંકળો--પારણાના પાંગરા. (૨) તાલુડીને ધરી રાખનારી દોરી-સેર તે. (૩) ગોફણની બે તરફની સેરો તે. (૪) બહાર પડતો ને ઝૂલતો બાજુઓ તરફનો ભાગ;-ભાગેલી બોટ-સ્ટીમરને પાંગરે બાંધી લીધી.

**પાંગળું**, વિ૰ [ સં. पंगु ] પગે ખોડવાળું; લંગડાતું; પંગુ; હલું; લંગડું. (૨) સહાય વગર કંઇ પણ કરી શકે નહિ એવું; હિલચાલ કરવાને અશક્ત. પાગળા ગાડી=પગે ખોડવાળાને હરવા ફરવા માટે બનાવેલી નાની ગાડી. (૨) ઠેલણ ગાડી; નાનાં બાળકને ચાલતાં શીખવાની ગાડી (૩) આધાર રહિત; ટેકા વગરનું.-પાંગળો ઇનસાફ. રૂ૰ પ્ર૰ દળપાંગળું=બહુ મોટા લશ્કરવાળું. પાંગળાં થવું=સહાય વગર કંઇ કરી શકાય નહિ એવા થવું.

**પાંગું**, ન૰ ઢોર. (૨) વિ૰ પાંગળું.

**પાંગોઠું**, ન૰ હાથ અને પગના મૂળ આગળના ભાગ તે. હાલવા ચાલવાના અને કામ કરવાના અવયવોના સાંધા અને મૂળ તે. ક્રિ૰ પ્ર૰ પાંગોઠાં ભાગવાં=હલાય ચલાય નહિ એવો માર મારવો. (૨) હાલવા ચાલવાની શક્તિ કમ થઇ જવી.

**પાંચ**, વિ૰ [ સં. पंच ] ચાર ને એક તે; ૫. (૨) કેટલાક; થોડાક.-પાંચ માણસ બેઠા હોય ત્યાં સંભાળીને રીતસર બોલવું. (૩) મોટું; લજતમાં ભારે એવું.-પાંચશેરનો ગાળ. રૂ૰ પ્ર૰ પાંચવર્ષનું=જુવાન; હયાત અને આશાભર્યું. પાંચશેરી કૂટવી=નકામી માથાફોડ કરવી. ક્રિ૰ પ્ર૰ પાંચશેરી બાંધવી=કોઇની પંચાતી ચોરી લેવી. પાંચે આંગળીએ પૂજવું=સારી સેવા કરવી; ઇશ્વરને સારી રીતે પ્રસાદ મેળવવો. પાંચલોકમાં પૂજવું=જાહેરમાં માનપાન મળવું. કહે૰ પાંચનો ગોવાળ ત્યારે પચ્ચીશનોએ ગોવાળ=આટલું તેમ તેટલું. પાંચ વર્ષનો ધણધણી ને સો વરસનો સુતાર=ધરધણી કહે તે કરવા જેવું ને કારીગર કહે તે નહિ. પાંચ વસાનું આદમી અને વીસવસાનું કપડું. પાંચ આંગળીઓ કંઇ સરખી હોય છે? પાંચ ત્યાં પરમેશ્વર=ઘણા કહે તે ખરૂં.

**પાંચજન્ય**, પુ૰ (પ.) વિષ્ણુનો શંખ. [તિ. ૫.

**પાંચડો**, પુ૰ પાંચનો આંકડો

**પાંચદસ**, વિ૰ થોડાક.

**પાંચપટો**, પુ૰ રેશમી પટ્ટા અને સુતરેલ પોતનું લુગડું. ઉ૰ પાંચ પટાનો ઘાઘરો. [ભૂત સંબંધી.

**પાંચભૌતિક**, વિ૰ પાંચ મહા-

**પાંચમ**, સ્ત્રી૰ [ સં. पंचमी ] પખવાડિયાની પાંચમી તિથિ તે.

**પાંચાળી**, સ્ત્રી૰ દ્રૌપદી; દ્રુપદ રાજાની કુંવરી. [ (૨) પહેલું.

**પાંચું**, ન૰ પાંચનો આંક. તે

**પાંચેમ**, સ્ત્રી૰ પાંચમ.

**પાંચેરી**, સ્ત્રી૰ પાંચશેર વજનનું કાટલું તે; પાંચશેરનો તોલ.

**પાંજણ**, સ્ત્રી૰ સુતરને ખેળ પાવાનો સંચો. (૨) ટેવ. હેવા.

**પાંજણી**, સ્ત્રી૰ પાંજણ.

**પાંજર**, ન૰ પાંજરૂં.

**પાંજરાપોળ**, સ્ત્રી૰ અશક્ત અને ઘરડાં ઢોર તથા અપંગ પ્રાણી-

ઓને જ્યાં પાળવા ને સાચવવામાં આવતાં હોય એવું સ્થાન. (૨) અનાથાશ્રમ. ક્રિ૦ પ્ર૦ પાંજરાપોળમાં મોકલવું=દૂર કરવું; બીજાની દયા ઉપર છોડવું.

પાંજરિયું, વિ૦ પાંજરીવાળું.

પાંજરી, સ્ત્રી૦ગાડાના માંચડાની ચારે તરફ રાખવામાં આવતી કામડાની ઉંચી ટટ્ટી; ગાડાનું પાંજરું.

પાંજરૂં, ન૦ [ સં. पंजर ] પંખીઓ રાખવાનું નાનું જાળીદાર ઘર; પંજર; પિંજર. (૨) જંગલી જનાવરને ગોંધી રાખવાનું મોટું જાળીદાર ઘર. (૩) કચેરીમાં ગુનેગાર અને સાક્ષીને ઉભા રહેવાનો કઠેડાવાળો આંતરો તે. (૪) માળો; ખોખું; કલેવર. રૂ૦પ્ર૦ પાંજરાનો પોપટ=જેમ બોલાવે તેમ બોલે એવો અધીન જન.

પાટુકું, ન૦ પાટુડી.

પાટો. પુ૦ ચામડાનો ચપટો સાંકડો લાંબો કકડો. (૨) લુગડાની ચિંદરડી; ઘા વગેરે ઉપર બાંધવાનું સાંકડું લાંબું લુગડું. (૩) પાતળો સાંકડો લાંબો લોઢાનો પટો--રેલનો પાટો (૪) લોઢાનો ગોળ પટો;-પૈડાનો પાટો. (૫) ગમવું-ગોઠવું તે;— પતિપત્નીને પાટો ગોઠતો નથી. ક્રિ૦ પ્ર૦ પાટો ગોઠવો=અનુકૂળ પડવું.

પાટોડી, સ્ત્રી૦ પાટુડી.(૨)છાશમાં ચણાનો લોટ ઉકાળીને કરેલાં ઢોકળાં.

. પાટોપાટ. અ૦ એક એકની જોડાજોડ; હારોહાર; સળંગ.

પાઠ, પુ૦[ સં.] મોઢે ભણવાનું-તૈયાર કરવાનું તે. (૨) સ્તુતિઓનું વાચન; દેવનું ભજન; વેદ અને બીજાં પવિત્ર ધાર્મિક પુસ્તક વંચાવવાં તે. (૩) શિક્ષા; બોધ; નસિયત. રૂ૦ પ્ર૦ પાઠે કરવું=મોઢે કરવું. પાઠશક્તિ= યાદદાસ્ત. [ કરનારો.

પાઠક, પુ૦ [ સં. ] વેદનો પાઠ

પાઠપૂજા, સ્ત્રી૦ દેવસેવા વગેરે નિત્યકર્મ. [ રવાના કરવું.

પાઠવવું, ક્રિ૦ સ૦ મોકલવું;

પાઠશાળા, સ્ત્રી૦ [સં.] ઉચ્ચ વિષયો શીખવવાની શાળા.

પાઠાફેર, વિ૦ સહેજસાજ ફેર હોય એવું; થોડા ફેરવાળું; બરાબર મળતું નહિ એવું;

પાઠાંતર, ન૦ અસલ પાઠથી જુદું તે; રચનામાં ફેરફાર હોવો તે; બળતુંજ પદ તે. [ (૨) અભ્યાસી.

પાઠી, વિ૦ [સં.] પાઠ કરનાર.

પાંડવ, પુ૦ [સં] પાંડુ રાજાના પાંચ પુત્રો તે. (૨) વિ૦ પાંચની સંખ્યાનો સંકેત. [પંડિતપણું.

પાંડિત્ય, ન૦ [સં.] પંડિતાઇ;

પાંડુ, વિ૦[સં] ફીકું; તેજરહિત; ઉડી ગયેલા રંગનું. (૨) ધોળું. (૩) કમળાવાળું. પાંડુ રોગ=જેમાં લોહી ફીકું ને સહેજ પીળું પડી જાય એવો રોગ.(૩)એ નામનો એક રાજા.

**પાંત**,સ્ત્રી.પાંગત.(૨)પ ક્તિ;પ ગત.

**પાંતરી**, સ્ત્રી૦ જાર બાજરીની પાનઠાનો ઝુકો. મગમઠનાં પાનાંનો ઝુકો; પાંદડાંની રજ. ( ૨ ) નાનાં નાજુક પાંદડા તે. ( ૩ ) વિ૦ ત્રીશને પાંચ; ૩૫. [૩૫.

**પાંતરીશ**, વિ૦ ત્રીશ ને પાંચ;

**પાંતી**, સ્ત્રી૦ ભાગે આવતો હિસ્સો-ભાગ. (૨) પક્ષ બાજુ. (૩) રીત; દસ્તુર. (૪) ભાગીદારી; પ તિ-યાળું:-પાંતીભાગ. [મુસાફર.

**પાંથ**, પુ૦ [ સં. ] વટેમાર્ગુ;

**પાંથિક**, જુ૦ પાંથ.

**પાંથી**, સ્ત્રી૦ માથાની વચ્ચે બે તરફ વાળ હોળતાં પડતો જે પ થ-મારગ તે; સેંથી. ક્રિ૦ પ્ર૦ પાંથી પુરવી=પાંથીમાં કંકુ ભરવું.

**પાંદડી**, સ્ત્રી૦ નાનાં ટુંકાં ટુંકાં પાન. ( ૨ ) જાર બાજરીની પાનઠાનો ઝુકો; કાંઠી; રજ. ( ૩ ) સ્ત્રીઓને કાને પહેરવાનું મોતીનું ઝુમણું. (૪) ચામડી ઉપર દબાયાથી પડેલી ભાત-આંકા તે; સોળનાં વળિયાં; પાન જેવી ભાત.

**પાંદડું**, ન૦ [ સં. पत्र ] પત્ર; પાન; પાનું; પાતરૂં. ક્રિ૦ પ્ર૦ પાંદડું ફરવું=ભાગ્ય ફરવું. પાંદડે પાણી પાવું =હેરાન કરવું. કહે૦ પુરુષના કરમ આડે પાંદડું=ભાગ્ય ફરતાં વાર લાગે નહિ.

**પાંપણ**, સ્ત્રી૦ [સં. पक्ष्म] આંખના પોપચાના કિનારી ઉપરના વાળ તે.

**પાંપલું**, વિ૦ બહુજ ગરીબ; શીળું;બહુજ નાજુક સ્વભાવનું;બાયલું.

**પાંસઠ**, વિ૦ પાંસેઠ; સાઠ ને પાંચ; ૬૫.

**પાંસરૂં**, વિ૦એક સરખું સીધું; વાંક વગરનું. સરળ. ( ૨ ) વાંધા વગરનું; દોષ રહિત. ( ૩ ) ડાહ્યું; ઠાવકું; સદાચારી; સજ્જન. ( ૪ ) નહિ અળવીતરૂં; ચાંદવાં કરે નહિ એવું; સવળું; સીધી લીટીનું. પાંસરૂં દોર =સીધું સડાક. ક્રિ૦પ્ર૦ પાંસરૂં કરવું= સીધું કરવું; મારવું; ઝાપટી નાખવું.

**પાંસળી**, સ્ત્રી૦ [સં. पार्श्वास्थि] પાંસળું; છાતીના ઢાંકણાનું હાડકું. અદક પાંસળી-ત્રણ પાંસળી=ચક્રમ; અરધું ગાંડા જેવું તે; જેના પેટમાં વાત રહે નહિ એવું.

**પાંસળું**, ન૦ છાતીનું ચપટું અને ગોળ વળેલું હાડકું; પાંસળી. ( ૨ )હાડકું. ક્રિ૦ પ્ર૦ પાંસળાં ભાગવાં=માર મારવો.

**પાંસુ**, સ્ત્રી૦ [ સં. ] ધૂળ; રજ. પાંસુલ=ધૂળવાળું.

**પાંસેઠ**, વિ૦ સાઠ ને પાંચ; ૬૫.

**પિઉ**, [ સં. प्रिय ] પ્રિયપતિ; વર; સ્વામી; પિયુ.

**પિઉડો**, પુ૦ પિયુ; પતિ; વહાલો.

**પિક**, સ્ત્રી૦ ચાવેલાં તાંબૂળનો રસ-થુંક તે; પાન સોપારી કે તમાકુ ચાવીને તેના રસની પિચકારી મારવી તે. ( ૨ ) કોયલ; કોકિલા.

**પિકદાની**, સ્ત્રી૦ તંબોળની પિક

નાખવાનું વાસણ; થુંકવાનો થાળી જેવા મોઢાનો લોટો. [પૂછડું.

**પિચ્છ,** ન૦ ( સં. ) પીછું ( ૨ )

**પિછાન,** ન૦ ઓળખાણ; પરિચય. ( ૨ ) માહિતી.

**પિછાનવું,** ક્રિ૦ સ૦ ઓળખવું; જાણવું. ( ૨ ) માહિતી હોવી.

**પિછોડી,** સ્રી૦ ઓઢવાનું જાડું અને પહોળું વસ્ત્ર; ચાદર. ( ૨ ) ખેસ; ઉપરણો ક્રિ૦ પ્ર૦ પિછોડી ઓઢવી=નાદાર થઇ જવું; દેવાળું કાઢવું.

**પિછોડો,** પુ૦ મોટી પિછોડી.

**પિજન,** જુઓ પિંજણ.

**પિટાપીટ,** સ્રી૦ છાતી કુટીકુટીને રોવું તે; ગયેલાનો શોક કર્યાં કરવો તે. રોકકળ; કૂટવું ને રોવું તે; રડારોળ. (૨) મારામારીની ધાંધલ.

**પિટાવવું,** ક્રિ૦ સ૦ કુટાવવું. (૨) મરાવવું; ઠોકાવવું.(૩)વગડાવવું.

**પિતર,** પુ૦ [સં. पितृ] બાપ; પિતા. (૨) બાપના પૂર્વજો તે. ( ૩ ) વિ૦ બાપનું.

**પિતરાઇ,** પુ૦ પિતાના વંશનો માણસ તે; એક પિતામાંથી ઉત્પન્ન થયેલા સાત પેઢી લગીના વંશજો તે. પિતરાઇ દાવો=એક પિતાપણાનો હક તે. (૨) વેર; દાયભાગ સંબંધી હકનું વેર તે.[તે.(૨)પિતરાઇ કાકાની પુત્રી તે.

**પિતરાણી,** સ્રી૦ પિતરાઇની સ્રી

**પિત્રાણી,** સ્રી૦ કાકાના છોકરાની સ્રી.

**પિતા,** પુ૦ ( સં. ) બાપ; તાત; જનક.

**પિતામહ,** પુ૦ બાપનો બાપ; દાદો. (૨) પૂર્વજ. (૩) બ્રહ્મા. [દાદી.

**પિતામહી,** સ્રી૦ બાપની મા;

**પિતુ,** પુ૦બાપ;તાત [(૩)માબાપ

**પિતૃ,** [ સ.] બાપ. ( ૨ ) પૂર્વજ.

**પિતૃઋણ,** ન૦ [ સ. ] પુત્રે પિતા અને પૂર્વજો પ્રતિ ઋણ અદા કરવાનું તે, અર્થાત સંસાર માંડી વંશ ચાલુ રાખવો વગેરે તે. (ધર્મશાસ્ત્ર પ્રમાણે દ્વિજ ત્રણ ઋણ સાથે જન્મે છે ૧ દેવઋણ, ૨ ઋષિઋણ, અને ૩ પિતૃઋણ. )

**પિતૃતર્પણ,** ન૦ [ સં. ] પિતૃઓની તૃપ્તિ (૨) તર્જની અને અંગૂઠા વચ્ચેનો પ્રદેશ

**પિતૃપક્ષ,** પુ૦ [સં.] બાપ તરફનાં સગાં વહાલાં તે. (૨) પિતૃઓને પિંડ દેવાનું શ્રાદ્ધનું પખવાડિયું તે; સરાધિયાં; ભાદરવા શુદિ પુનમથી વદિ અમાસ લગીનો કાળ તે; પ્રેતપક્ષ.

**પિતૃભક્તિ,** સ્રી૦ [સં.] બાપની સેવા ચાકરી કરવી તે.

**પિતૃલોક,** પુ૦ [ સં ] પિતરોને રહેવાનું સ્થાન તે; પૂર્વજોનું વાસસ્થાન.

**પિત્ત,** ન૦ [ સં. ] શરીરમાંનો પીળો તીખો ને ખાટો એક રસ; વાત પિત્ત અને કફ એ ત્રણમાંનું બીજું પ્રવાહી સત્ત્વ.

**પિત્તજ્વર,** પુ૦ [ સં. ] પિત્ત વિકારથી ઉત્પન્ન થયલો તાવ.

**પિત્તપ્રકૃતિ,** સ્રી૦ [સં. ] ગરમ મિજાજ; તીખો સ્વભાવ. (૨) જેના શરીરમાં પિત્ત વધારે હોય તે.

**પિત્તળ,** ન૦ [ સં. ] તાંબા અને જસતની મેળવણીથી બનતી પીળા રંગની ધાતુ. (૨) વિ૦ ફટકિયું; માલ વગરનું; ખરું નહિ એવું; ઓછુપાત્ર.

**પિત્તળિયું,** ન૦ પીતળિયું; છાલિયું. [રમાં પિત્ત રહે છે તે અવયવ.

**પિત્તાશય,** ન૦ કાળજું; શરી-

**પિત્તો,** પુ૦ સ્વભાવનું આકરાપણું તે; મિજાજ.

**પિત્રાઇ,** જુઓ પિતરાઇ.

**પિધેલ,** વિ૦ જેણે પીધું હોય તે; દારૂ વગેરેનું જેણે પાન કરેલું હોય તે. (૨) છાકટું; મસ્ત. [ધનુષ્ય

**પિનાક,** ન૦ [ સં. ] શિવનું

**પિનાકી,** પુ૦ [ સં. ] શિવ; મહાદેવ.

**પિપર,** સ્રી૦ [ સં. પિપ્પલી ] પીંપર; એક તીખીઅને પાચક ઔષધિ.

**પિપરમિંટ,** પુ૦ [ અં. ] પિપરનો અર્ક; પિપરનું તેલ.

**પિપરીમૂળ,** ન૦પિપરના છોડનાં મૂળ; ગંઠોડા.

**પિપળો,** પુ૦ એક મોટું અને પવિત્ર ગણાતું ઝાડ; અશ્વત્થ. ક્રિ૦ પ્ર૦ પીપળે દીવો કરવો=જાહેર કરવું. પીપળો ઉગવો=નખોદ જવું. પીપળો ફાટવો=એક પછી એક ઘણા માણસનું આવવું. [ઇચ્છા; તૃષા; તરસ.

**પિપાસા,** સ્રી૦ [ સં. ] પીવાની

**પિપીલિકા,** સ્રી૦ [ સં. ] કીડી. રૂ. પ્ર૦ પિપીલિકા માર્ગ=ધીરેધીરે કાર્ય કરવાની રીત. પિપીલિકાવૃત્તિ=સંગ્રહ કરવાનું વલણ.

**પિમળ,** સ્રી૦ [ સં. પરિમલ ] સુગંધ; વાસ; ફોરમ; ખુશબો.

**પિમળવું,** ક્રિ૦ અ૦ ફોરવું; સોડવું; વાસ નિકળવી.

**પિયર,** ન૦ [ સં. પિતૃગૃહ ] સ્રીને માબાપનું ઘર; મહિયેર.

**પિયળ,** સ્રી૦ કપાળમાં કંકુ ચંદન વગેરેનો લેપ તે; આડ; પત્રલેખા.

**પિયાજ,** ન૦ ડુંગળી; કાંદા.

**પિયાનો,** પુ૦ [ અં. ] ધાતુના તારને ટકોરીઓ વાગીને ધીરો ને મધુરો સૂર કાઢે એવી કરામતવાળું એક વાજું. [( ૨ ) પારકું; પરાયું.

**પિયારું,** વિ૦ પ્યારું; વહાલું.

**પિયાવો,** પુ૦ ખેતરમાં પાણી વાળનારો. (૨) ખેતરમાં પાણી પાવા બદલ જે કર લેવામાં આવે તે.

**પિયેર,** ન૦ મહિયેર; માબાપનું ઘર તે.રૂ૦પ્ર૦ પિયેર પનોતી=પિયેરપક્ષ. ( ૨ ) બહોળા પિયેરવાળી; પિયેરમાં માનવાળી. [વંશનાં જે સગાં તે.

**પિયેરિયાં,** ન૦ સ્રીને બાપના

**પિયો,** પુ૦ આંખનો મળ.

**પિરસણ**, ન૦ પિરસવું તે. (૨) પીરસેલું ભાણું આપવું તે.

**પિરસવું**, ક્રિ૦ સ૦ [સં. પરિવેષણ] રાંધેલી રસોઇ ભાણામાં મૂકવી; પતરાળી પૂરવી. રૂ૦.પ્ર૦ખાંડ પિસરવી=મીઠું મીઠું અને સારૂં લાગે એવું બોલવું

**પિરામીડ**, પુ૦ [અં.] મુએલાની યાદદાસ્ત માટે મિસરના લોકોએ જે મોટી ઘોરો બાંધેલી છે તે.

**પિરોજ**, પુ૦ આસમાની રંગનું રત્ન; ઇન્દ્રનીલ; વૈદૂર્યમણિ.

**પિરોજું**, વિ૦ આસમાની; નીલું.

**પિલપણ**, ન૦ એક જાતનું ઝાડ.

**પિલુડી**, સ્ત્રી૦ એક જાતનું ઝાડ.

**પિલો**, પુ૦ ફણગો.

**પિલોડિયું**, ન૦ પિલો; ફણગો.

**પિલ્લું**, ન૦ સુતર અથવા દોરાનું ગુંછળું; દડો. [પીળા ધુંધળા રંગનું.

**પિશંગ**, વિ૦ [ સં ] પીળું;

**પિશાચ**, ન૦ પુ૦ સંસારથી અસંતુષ્ટ રહેલો જીવ મુઆ પછી જે રૂપ લે છે તે; પ્રેત; ભૂત. ( ૨ ) ઘણોજ ખરાબ માણસ તે. [ ભૂતડી.

**પિશાચણી**, સ્ત્રી૦ પિશાચ સ્ત્રી;

**પિશાચી**, સ્ત્રી૦ ભૂતડી. (૨) વિ૦ જંગલી લોકોની ભાષા; પ્રાકૃત ભાષાઓમાંની એક ભાષા.

**પિશાબ**, પુ૦ [ફા.] મૂત્ર; મૂતર.

**પિશિતાશન**, પુ૦ [સ] માંસ ખાનારો; રાક્ષસ; દૈત્ય.

**પિશુન**, વિ૦ [ સં ] ચાડિયું; દ્રોહી; નીચ (૨) ક્રૂર; ઘાતકી; અતિદુષ્ટ.

**પિષ્ટ**. વિ૦ [ સં ] પીસેલું; દળેલું; વાટી નાખેલું. ( ૨ ) લોટ; આટો; ભુકો

**પિષ્ઠુ**, ન૦ છીડું; પાંખડું.

**પિસવી**, સ્ત્રી૦ પિશાવી; ૧વળી; થેલી. ૧પાચ તે; ૪૫.

**પિસ્તાળીશ**, વિ૦ ચાળીશ ને

**પિસ્તોલ**, સ્ત્રી૦ તમંચો; નાની ખીસામાં રહે એવી બંદુક.

**પિહેર**, ન૦ પિયર.

**પિળાટ**, પુ૦ પીળાપણું,

**પિળાશ**, સ્ત્રી૦ પીળાપણું.

**પિળિયું**, ન૦ હળદરથી રંગેલું કન્યાવસ્ત્ર. પીળું વસ્ત્ર.

**પિંગળ**, ન૦ [ સં. ] કવિતાના તાલ માપનું એક શાસ્ત્ર; વૃત્તવિવેક. ( ૨ ) પિંગળ નામના ઋષિ, જેણે કવિતાનાં તાલ માપ ગોઠવ્યાં હતાં. (૩) લંબાણ થયલું. ક્રિ૦ પ્ર૦ પિંગળ કરવું=લંબાણ કરવું.

**પિંગળા**, સ્ત્રી૦ શ્વાસોચ્છ્વાસ લેવાની જમણી નાડી. (૨) ગોરોચન. (૩) ભર્તૃહરિની એ નામની એક રાણી.

**પિંગાણી**, સ્ત્રી૦ ધુપેલનું કચોળું.

**પિંજણ**, ન૦ પિંજવું તે; લંબાવવું,-ચુંથવું-ફેંદવું તે. (૨) કંટાળો આપે એવું ટાયલું; વારંવાર એક ને એક વાત કર્યા કરવી તે ( ૩ ) પિંજવાનું ઓજાર. (૪) ઝીણી ધુપરીઓવાળું ઝાંખર.

**પિંજણિયો**, પુ૦ પિંજનારો. (૨) પિંજણને થડકાવવાનો ઘોકો

**પિંજણી**, સ્ત્રી૦ પિંજવું તે; પિંજવાની આવડત તે. (૩) રથની નાયડી આગળનું લાકડું.

**પિંજણું**, ન૦ પિંજવું તે. (૨) ચકચાર; ચર્ચા; કુથલી; ટાયલું.

**પિંજર**, ન૦ [સં. पंजर] પાંજરું (૨) દેહ; શરીર.

**પિંજરૂં**, ન૦ પાંજરું.

**પિંજવું**, ક્રિ૦ સ૦ વારંવાર ઉથલાવી ઉથલાવીને છૂટું પાડવું; ફોદે ફોદા જુદા પાડવા. (૨) ચર્ચવું; એક બાબત વારંવાર કહ્યા કરવી; ટાયલું કરવું; સૂંઘવું. (૩) ઝાપટીને છૂટું પાડવું.

**પિંજામણું**, ન૦ પિંજવાની મજૂરી. પિંજામણી. (૨) ચકચાર.

**પિંજામણી**, સ્ત્રી૦ પિંજવાની મજૂરી.

**પિંજાર**, સ્ત્રી૦ ૨ વગેરે પિંજવાનું કમાન જેવું ઓજાર; પિંજણ.

**પિંજારણ**, સ્ત્રી૦ પિંજારાની સ્ત્રી. (૨) પિંજવાનું કામ કરનારી.

**પિંજારી**, સ્ત્રી૦ ૨ પિંજવાનું કામ કરનારી સ્ત્રી. (૨) પિંજારા જાતની સ્ત્રી; પિંજારણ. (૨) એક પંખી.

**પિંજારો**, પુ૦ પિંજવાનું કામ કરનારો. (૨) પિંજારા જાતિનો પુરુષ.

**પિંડ**, પુ૦ (સં.) ગોળો; લોંદો. (૨) ગ્રાસ, કોળિયો. (૩) દેહ; શરીર. ક્રિ૦ પ્ર૦ પિંડ મુકવો=શ્રાદ્ધ સારવું. કહે૦ પિંડે તેવું બ્રહ્માંડે=સર્વ સ્થળે સરખું. પિંડ પોષું=સ્વાર્થી, પેટ ભરું.

**પિંડજ્ઞાન**, ન૦ [ સં. ] દેહ સંબંધી સમજ તે; પોતા સંબંધી જ્ઞાન તે.

**પિંડદાન**, ન૦ પિતૃઓ નિમિત્ત શ્રાદ્ધાદિક કરી અન્નદાન આપવું તે; શ્રાદ્ધમાં પિંડ અર્પણ કરવો તે.

**પિંડરોગી**, વિ૦ પાકુ રોગવાળો.

**પિંડારો**, પુ૦ [ સ. पिण्डार ] ગોવાળિયો; ગોપાળ. (૨) લુંટારો; પિંઢારો.

**પિંડી**, સ્ત્રી૦ ગોળાકાર ઉંચી શેપલી તે; પગની ઘુંટણ આગળની માંસ પેસી. (૨) લંબગોળ ઘાટ તે, શિવલિંગ-શિવની પિંડી. (૩) ગુંછળું; દડી વાળેલું નાનું પિલ્લું. [દોરીનો દડો.

**પિંડું**, પિલ્લું; દોરીનું ગુંછળું.

**પિંડો**, પુ૦ [સ. पिंड ] પિંડ; ગોળો લાડવો; લોદો. (૨) શેપલી, દડો.

**પિંઢેરી**, વિ૦ પિંઢારિયું; માટીની ભિંતોનું; પિંડાથી ચણેલું.

**પિંઢારિયું**, વિ૦ માટીની ભિંતોનું ( ઘર ). [કરવામાં વપરાય છે.

**પી**, અ૦ ફટ; ધિક, તુચ્છકાર

**પીક**, સ્ત્રી૦પાક, અનાજ; ફળ.ગોલ. સુપીક=વિ૦ સારો પાક અપાનારૂં; રસાળ; ફળદ્રુપ. (૨) પાન-તમાકુ વગેરેનો રસ અને તેની પિચકારી મારવી તે. (૩) કોયલ.

**પીખવું**, ક્રિ૦ સ૦ ચાંચવડે પીંછાં ચુંટી નાંખવાં; ચુંટવું; ફેંદવું; વેરવું. ( ૨ ) ગભરાવી દેવું.

**પીછ**, [ સં. पिच्छ ] પીછું.

**પીછી**, સ્ત્રી૦ રૂંવાંની–વાળની ઝુડી. પીછાંની ઝુડી; કલગી; ચામર; માર્જની. ( ૨ ) ચિતરવાની આવડત.

**પીછું**, ન૦ પંખીના રૂવાંદાર ઉડવાના અવયવમાંનું અકેકું તે, પિચ્છ. રૂ૦ પ્ર૦ પીછાનું પારેવું=નાની શી વાતનું મોટું પિંજણ તે. કહે૦ પીછાં ઓસે કંઇ મોર થવાય છે?

**પીછો**, પુ૦ પછવાડે લાગવું તે; કેડો. ક્રિ૦ પ્ર૦ પીછો લેવો=પાછળ પડવું. પીછો પકડવો=પૂઠે લાગ્યા રહેવું.

**પીટણી**, સ્ત્રી૦ પીટવું તે; માર; ઠોક; કૂટવું તે. ( ૨ ) કૂટણું.

**પીટવું**, ક્રિ૦ સ૦ મારવું; ધીબવું; પછાડવું.

**પીટયું**, વિ૦ પિટાયેલું; રડયું; લાડકી ગાળ;–મારો પીટયો. ( ૨ ) કંટાળામાં બોલાતો ઉદ્ગારઃ–પીટયો પારજ આવ્યો નહિ.

**પીઠ**, સ્ત્રી૦ [ સં૦ पृष्ठ ] બેઠક; આસન; સ્થાન; જગા. ( ૨ ) પાયો; પડથી, મુખ્ય આસન; બેઠકની પાછળનો અઢેલવાનો ભાગ. ( ૩ ) પ્રાણીની કરોડનો ભાગ તે; બરડો; વાંસો. (૪) બજાર; વિક્રયસ્થાન. (૫) બજાર ભાવ; રૂખ. ક્રિ૦ પ્ર૦ પીઠ ઉઘાડી પાડવી=અસહાય બનાવી દેવું. ( ૨ ) ભેદ ઉઘાડી નાખવો. પીઠ દેખાડવી=પાછા ફરીને નાસવું. પીઠ ઠોકવી=ઉત્તેજન આપવું. ( ૨ ) વખાણ કરવાં. પીઠ ઢાંકવી=પાછળથી મદદ કરવી. પીઠ થાબડવી=ઉત્તેજન આપવું. પીઠ ધરવી =જોર આપવું. પીઠ પર હાથ ફેરવવો =પંપાળવું; આશ્વાસન આપવું. પીઠ પાછળ મૂકવું=ઓળંગવું; સંતાડવું. પીઠ પુરવી=મદદ કરવી પીઠ ફેરવવી=મત બદલી નાંખવો. ( ૨ ) તજવું. પીઠ લેવી=પાછળ પડવું. પીઠ આવવી=વાંસો છોલાઇ જવો. પીઠ પાડવી=સ્વારીમાં પલોટવું. પીઠનું જોર=પાછલું જોર; મદદની આશા.

**પીઠિકા**, સ્ત્રી૦ બાજઠ; રંગિત પાટ. ( ૨ ) વંશાવળી. ( ૩ ) પ્રકરણ. ( ૪ ) પોરણ; વર્ગ; ભૂમિકા.

**પીઠી**, સ્ત્રી૦ [ સં. पिष्ट ] ઉગટર અને સુગંધીવાળું ચૂર્ણ. ક્રિ૦ પ્ર૦ પીઠી ચોળવી=પીઠીનું મર્દન કરવું.

**પીઠું**, ન૦ બજાર; વેચવાનું સ્થાન; દેશી પીણાં વેચવાની દુકાન.

**પીડ**, સ્ત્રી૦ [ સં. पीडा ] પીડા; દુઃખ. (૨) ચૂંક; આંકડી. (૩) આપત્તિ; મુશ્કેલી; સંકટ. ( ૪ ) દાંત [illegible] રેંસની લગરી.

**પીડવું**, ક્રિ૦ સ૦ [ [illegible] ] પીડા કરવી; દુઃખ દેવું. [illegible] કષ્ટ દેવું.

**પીડા**, સ્ત્રી૦ [ [illegible] ] [illegible] વેદના. ( ૨ ) [illegible]

(૩) કાળજી. ચિંતા. (૪) પંચાત; આપાફોડ. [દુઃખ કરાવે એવું.

**પીડાકારી**, વિ૦ પીડાકારક;

**પીડાવું**, ક્રિ૦ અ૦ પીડા થવી; રિબાવું. [(૨) હેરાન.

**પીડિત**, વિ૦ [સં.] પીડાયેલું.

**પીઠ**, વિ૦ મુખ્ય; આગેવાન; વૃદ્ધ; માનનીય. (૨) દાંતે મૂકવાના રંગની લુગડી; પોથી.

**પીઢિયું**, સ્રી૦ જેની ઉપર ગેડાનાં પાટિયા જડવામાં આવે છે તે આડાં લાકડામાંનું દરેક.

**પીઢિયાં**, ન૦ દાંતનાં પેઢાં.

**પીત**, ન૦ પિત્ત. કાળજામાં ઉત્પન્ન થતો પીળો કડવો ને તીખો રસ તે; એક ધાતુ. (૨) પાણી પાવું તે; પાણીપાઇને ઉછેરેલું શાક વગેરે,તે. (૩) વિ૦ પીળું.

**પીતપાપડો**, જુઓ ખડસલિયો.

**પીતળ**, ન૦ [સં. पित्तल] તાંબા ને જસતની મેળવણીથી બનતી આંખા પીળા રંગની એક મિશ્ર ધાતુ; પિત્તલ.

**પીતળિયું**, ન૦ પીતળની વાડકો.

**પીતાંબર**, ન૦ [સં.] પુરુષને પહેરવાનું રેશમી અબોટીયું.

**પીતાંબરી**, સ્રી૦ નાનું પીતાંબર.

**પીલું**, ન૦ લજોકી નાખનારાને ઉભા રહેવાની આંકેકી જગા. (૨) શાકનું ગોળ પાતળું પૈડલું; લજ્જથાં કરવાનું શાકનું ગોળ ચકતું.

**પીન**, વિ૦ [સં.] જાડું પુષ્ટ; ભરેલું; ભારે.

**પીનસ**, ન૦ સળેખમ.

**પીપ**, ન૦ [પોર્ટુ] ગોળ નળો; મવાહી ભરવાની નળા જેવી કોઠી.

**પીપર**, સ્રી૦ [સં. पिप्पली] એક તીખી ઔષધિ. (૨) વડ અને પીપળાની જાતનું એક દૂધિયા ઝાડ.

**પીપળ**, સ્રી૦ પીપર. [પીપળો.

**પીપળી**, સ્રી૦ પીપર; નાનો

**પીપળો**, પુ૦ એક મોટું અને પવિત્ર ગણાતું ઝાડ; અશ્વત્થ. ક્રિ૦ પ્ર૦ પીપળે દીવો કરવો=જાહેર કરવું. પીપળો ઉગવો=નખોદ જવું. પીપળો ફાટવો=એક પછી એક ઘણા માણસોનું આવવું.

**પીપિયો**, પુ૦ બૂમ; ચીસ; રાડ. (૨) તંગીની ધાંધલ; ઉપરા ઉપરી માગણી.-કેરીના તો બજારમાં પીપિયા પડે છે.

**પીપી**, સ્રી૦ મોઢે ફુંકીને વગાડવાનું નાનું ભુંગળું; પીપુડી.

**પીપુડી**, પહેળાઓનું લાંબું ભુંગળા જેવું એક વાજું. કહે૦ ગાજરની પીપુડી વાગીતો વાગી નહિ તો કરડી ખાધી.

**પીમળ**, પરિમલ; સુગંધ; વાસ; ગંધ; સોડમ.

**પીમળાટ**, પુ૦ જુઓ પીમળ.

**પીયુષ**, ન૦ [સં.] અમૃત; સુધા.

**પીર**, પુ૦ [ફા.] દેવત્વ પામેલા મુસલમાન સંત. (૨) અમીર; ઉમરાવ. કહે૦ પીરનો મહિમા મુજાવર વધારે=લાગતા વળગતા હોય તેજ પ્રતિષ્ઠા પાડે. દેવ ગયા ડુંગરેને પીર ગયા મક્કે. [ (૨) સંત માણસ.

**પીરજાદો**, પુ૦ પીરનો છોકરો.

**પીરાનપીર**, પુ૦ મોટામાં મોટા પીર; ( ૨ ) દેવનો દેવ.

**પીલવું**, ક્રિ૦ સ૦ કચરવું; ગદડવું; મસળવું; દબાવવું; નિચોવવું. (૨) દાબી-કચરીને રસ વગેરે કાઢવાં.

**પીલવો**, પુ૦ પીલવાનું યંત્ર; કોલ. (૨) એક વૃક્ષ; પીલુડી.

**પીલુ**, પુ૦ એક રાગનું નામ.

**પીલું**, ન૦ મરઘીનું બચ્ચું.

**પીલુડી**, સ્ત્રી૦ એક જાતનું ઝાડ; નાનો પીલવો.

**પીલો**, પુ૦ છોડનો અંકુર; કૂણગો (૨) થડના સાંધામાંથી ફુટેલું કુમળું ડાળું. [ભરાઉ. (૨) ધષ્ટ; ગાઢું.

**પીવર**, વિ૦ [સં.] જાડું; પુષ્ટ;

**પીવું**, [સ. પા.] પ્રવાહી ગળામાં ઉતારવું; ગળવું; પેટમાં લેવું; પાન કરવું. (૨) ચૂસવું; ધાવવું.(૩) મોંમાં ધુમાડો લેવો. (૪) શોષવું; અંદર લઇ લેવું. (૫) નહિ લેખવવું-ગણકારવું; નહિ લક્ષ આપવું.

**પીસવું**, ક્રિ૦ સ૦ દળવું; કચરવું; જોરથી દબાવવું.

**પીસવો**, પુ. સીસોટી; મોઢે વગાડવાનું છોકરાનું વાજું.

**પીસું**, વિ૦ ઝીણું; બારીક. (૨) ન૦ ઝીણો જીવ.

**પીળ**, સ્ત્રી૦ પિયળ; આડ;આસ્કા.

**પીળક**, વિ૦ પીળું; ફીકું.

**પીળચટું**, વિ૦ સહેજ પીળું; ભુંખરું; ફીકું. [ રંગવું; ખરડવું.

**પીળવું**, ક્રિ૦ સ૦ પીળું કરવું;

**પીળું**, વિ૦ [સ. पीत ] હળદરિયા રંગનું; સોનાના રંગનું; કેસરના રંગનું.

**પુકરવું**, ક્રિ૦ અ૦ હસી કાઢવું.

**પુકાર**, પુ૦ પોકાર; બૂમ; ધાંટો.

**પુકારવું**, ક્રિ૦ સ૦ બોલાવવું; બરકવું; પોકારવું. [રત્ન.

**પુખરાજ**, પુ૦ પોખરાજ; એક

**પુખ્ત**, વિ૦[ફા.] પાકી બુદ્ધિનું; સમજુ,કસોટીએ ચઢેલું;પાકું,અનુભવી.

**પુગતું**, વિ૦ પહોચે એવું; પુરતું.

**પુગવું**, ક્રિ૦ સ૦ પહોંચવું; પુરતું થઇ રહેવું. (૨) ચાલવું; નભવું. ( ૩ ) મળવું.

**પુગાડવું**, ક્રિ૦ સ૦ પહોંચાડવું; પુરું પાડવુ. ( ૨ ) સ્વાધીન કરવું.

**પુચકારી**, સ્ત્રી૦ પિચકારી. (૨) બચી.

**પુચ્છ**, ન૦ [સં.] પુછડી; દુમ.

**પુછગાળ**, સ્ત્રી૦ પુછપરછ,

**પુછ**, ન૦ પુછડું.

પુછડિયું, વિ૰ પુછડાવાળું; જેના પાછલા ભાગમાં પુછડું હોય એવું. (૨) ચાંદડું; અટકચાળું. (૩) ન૰ નાનું પુછડું.

પુછડી, સ્ત્રી૰ નાનું પુછડું.

પુછડું, ન૰ [ સં. पुच्छ ] ઉડનારાં, તરનારાં, અને ચાર પગ કે પેટે ચાલનારાં પ્રાણીઓની પૂઠનો અવયવ; પુચ્છ; પુછડી. (૨) પાછળ વળગ્યું રહે એવું માણસ; હેરાન કરનારું માણસ; લફરૂં. (૩) પાછલો ભાગ; છેડો. (૪) અપલક્ષાર; શુદ્ધ. (૫) ઇલકાબ-પદવી વગેરે. (તિરસ્કારમાં) ક્રિ૰ પ્ર૰ પુછડું પછાડવું=ગુસ્સાના અખાળા કરવા. પુછડામાં પેસવું=ખુશામત કરીને કોઇને વળગતા જવું; પુછડું છુટી જવું=ડરી-ગભરાઇ જવું. (૨) આડા થઇ જવા. પુછડું પકડવું=હઠ ધરવી; પુછડું ફાટવું=બીક લાગવી. પુછડું બળવું=રીસ ચઢવી. [કરવી તે.

પુછપરછ, સ્ત્રી૰ પુછવું તે, તપાસ.

પુછપાછ, સ્ત્રી૰ પુછવું તે.

પુછવું, ક્રિ૰ સ૰ [ સં૰ पृच्छ् ] કોઇ બાબત જાણવા માગવી; કહેવું; બોલવું; ક્રિ૰ પ્ર૰ વગર પુછે=નિ:શંક મને; છુટથી. પુછયા વગર પાણી એ પીએ નહિ=બીજાને પુછયા વગર સાધારણ કામ પણ કરે નહિ એમ. પુછવું સૌને ને કરવું મનનું ધાર્યું= સૌની સલાહ લેવી પણ કરવું તો પોતાનું મન કહે તેમજ. પુછતાં પંડિત થવાય=પુછવાથી સૌ આવડે. પુછીપુછીને લંકા જવાય=પુછવાથી બધું થઇ શકે. (૨) માગવું. (૩) ગણવું; લેખવું; દરકાર કરવી.

પુછાપુછ, સ્ત્રી૰ વારંવાર પુછવું તે. (૨) તપાસ, તજવીજ; શોધાશોધ.

પુછાવવું, ક્રિ૰ પ્ર૰ કોઇ પૂછે એમ કરવું. (૨) જવાબ મંગાવવો; તપાસ કરાવવી.

પુટ, ન૰ [ સં. ] બે કોડિયાં એક એકની ઉપર ઢાંકીને બનાવેલું જોડકું તે; સંપુટ. (૨) કોઇ ચીજને સંપૂર્ણ પકવવા માટે તેને એકે બાજુએથી ગરમી આપવામાં આવે છે તે. અંદર ને અંદર સીઝાવું તે. (એ રીતે પકવેલી વસ્તુ તે પુટપાક કહેવાય છે.)

પુટ, પુ૰ ખાડો; ગબી; ગુફા (૨) કાચલું; પડિયો દડિયો. (૩) પાસ; અસર. ક્રિ૰ પ્ર૰ પુટ દેવો=પાસ ચડાવવો. (૪) કાચલું.

પુટોદક, ન૰ [ સં. ] કાચલાની અંદરનું પાણી (૨) નાળીએરમાંનું પાણી

પુડલો, પુ૰ પુડો.

પુડી, સ્ત્રી૰ પડીકી; પડી.

પુડો, પુ૰ લોટના ખીરાની તેલ અથવા ઘીમાં તળીને બનાવેલી પોચી પોળી; તળવાથી જેમાં ખાજલી પડી હોય એવી પોચી તળેલી પોળી. (૨) મધમાખીએ તેનાં ઇંડાં મૂકવા અને

મધ ભરવાને બનાવેલું જાળીદાર મીણનું ઘર; મધપૂડો. (૩) ઝૂડી, ઝુડો; પડો; પુળો. [ અયોગ્ય.

પુણ્યચોદું, વિ૦ અસત્ય; જૂઠું;

પુણ્યવું, ક્રિ૦ અ૦ નઠારૂં ફળ આવવું; પરિણામે દુઃખ રૂપ થઇ પડવું.

પુણિયું, વિ૦ પોણું; ચારમાંના ત્રણ ભાગ જેટલું. (૨) ન૦ આખી કરતાં સહેજ નાની એવી સુડી-ગુણ-જાડી વગેરે તે. (૩) પા ભાગ કમ હોયએવી ચીજ. (૪) લહેંચી.

પુણી, સ્ત્રી૦ (દે૦) કાંતવા માટે બનાવેલો પિંજેલા રૂનો નાનો લાંબો આકાર; ગાળો. રૂ૦ પ્ર૦ પુણી જેવું= ફીકું; નિસ્તેજ.

પુણ્ય, ન૦ [ સં. ] સુકૃત ફળ; સુકૃત. (૨) સારૂં ભાવી; ધર્મ; શ્રેય; સારૂં કર્મ. (૩) ઇશ્વર પ્રાપ્તિ થવાની શુભાશા; ધર્મ બુદ્ધિ; નેકી (૪) વિ૦ શુભ; શુદ્ધ; પવિત્ર; પાવન. ક્રિ૦ પ્ર૦ પુણ્ય થાં જાય. પુણ્યે પાપ ઠેલાય મંદવાડમાં પુણ્ય કરવાથી રોગ મટે. પુણ્ય આડે આવવું=મરણમાંથી બચતાં કોઇ આમકાં પુણ્યને હદેશીને આમ બોલાય છે. પુણ્ય પરવારવું= સારા કર્મનાં ફળ ખૂટી જવા. પુણ્ય કરતાં વારે તેને ઘાલો જમને દ્વારે= સારૂં કામ કરતાં અટકાવે તેને જમલોકમાં મોકલો.

પુણ્યક્ષેત્ર, ન૦ પવિત્ર સ્થાન; જ્યાં રહેવાથી સત્કર્મનો લાભ થાય એવું સ્થાન; તીર્થ.

પુણ્યદાન, ન૦ ધર્માદાન.

પુણ્યશાળી, વિ૦ સારાં કર્મ-વાળું; સુભાગી. સુખી. (૨) ધર્માદાન કરનારૂં. સદ્વૃત્તિ વાળું.

પુણ્યશ્લોક, વિ૦ જેનું નામ સારામાં સારૂં ગણાતું હોય એવું; જેનું નામ ઉચ્ચારવાથી પુણ્ય થાય એવું; પવિત્ર અને સચ્ચરિત. (નળ, યુધિષ્ઠિર અને જનાર્દન પુણ્યશ્લોક ગણાય છે.)

પુણ્યાત્મા, પુ૦[સં.] પરમાર્થી; પવિત્ર અને ધર્મવૃત્તિનો માણસ તે.

પુણ્યાહવાચન, ન૦ [ સં. ] આજ મંગળ દિવસ છે, એમ કોઇ ધર્મકાર્ય કરતા પહેલાં ત્રણ વાર બોલવુ તે.

પુતળવિધાન, ન૦ શબને બદલે પુતળું કરી તેને અગ્નિસંસ્કાર વગેરે વિધિ કરવો તે.

પુતળિયું, ન૦ સોના રૂપાનું પુતળાની છાપવાળું ગોળ ચકતું; પુતળીની છાપવાળો સિક્કો. (૨) જેમાં પુતળિયાં પરોવેલાં હોય એવો હાર.

પુતળી, સ્ત્રી૦ [ સ. પુત્તલી] સ્ત્રી જેવી આકૃતિ; મૂર્તિ. (૨) પાતળી દેખાવડી સ્ત્રી. (૩) કીકીમાં જે સામા માણસની આકૃતિ પડે છે તે. મનુષ્યાકૃતિની છાપવાળો

**પુતળું**, ન૦ આકૃતિ; પ્રતિમા; પ્રતિકૃતિ; મૂર્તિ; રમકડું. (૨) બેઅટ; પોતાની સમજથી કંઇ કરી શકે નહિ એવું; જડ; નામનું; દેખાડવાનું હોય એવું.

**પુત્ર**, પુ૦ [સં.] પુરૂષ સંતાન; દીકરો; છોકરો; આત્મજ. કહે૦ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય=સારાં નરસાં લક્ષણ શરૂઆતથીજ જણાય.

**પુત્રવતી**, વિ૦ છોકરાવાળી; જેને છોકરાં હોય એવી.

**પુત્રી**, સ્ત્રી૦ [સં] દીકરી; છોકરી; આત્મજા.

**પુત્રેષ્ટિ**, સ્ત્રી૦ [સં.] પુત્રની પ્રાપ્તિ માટે કરવાની ઇષ્ટિ તે.

**પુત્રૈષણા**, સ્ત્રી૦ [સં.] પુત્ર પ્રાપ્તિની ઇચ્છા; પુત્રકામના. [આકૃતિ.

**પુદ્ગલ**, વિ૦ શરીર; સ્થૂલ

**પુનમ**, સ્ત્રી૦ શુક્લ પક્ષનો છેલ્લો -પૂર્ણ ચંદ્રમા ઉગે તે દિવસ; પૂર્ણિમા; પુનેમ.

**પુનમિયું**, વિ૦ પુનમે પુનમે અમુક કરવાનો જેણે નિયમ રાખેલો હોય તે; પુનમને માનનારૂં. (૨) પુનમનું; પુનમને લગતું.

**પુનમિયા**, પુ૦ જવ જેવા છોડામાં થતા ઘઉં તે.[બીજીવાર; વળી.

**પુનરપિ**, અ૦ [સં.] ફરીને;

**પુનરાગમન**, ન૦ [સં.] બીજીવાર આવવું; ફરીને પાછું આવવું તે.

**પુનરાવૃત્તિ**, સ્ત્રી૦ [સં.] બીજીવારનું આવર્તન તે; ફરીને એની એજ બાબત કાઢવી તે.

**પુનરુક્તિ**, સ્ત્રી૦ [સં.] એકની એક બાબત ફરીને કહેવી તે.

**પુનર્જન્મ**, પુ૦ [સં.] એકવાર મરી જઇ ફરીને ઉત્પન્ન થવું તે. (૨) ઘાતમાંથી થયેલો બચાવ તે.

**પુનર્ભવ**, પુ૦ બીજો અવતાર; બીજો જન્મ; પુનરુત્પત્તિ. (૨) ફરીથી થનાર; બીજો જન્મ લેનાર.

**પુનર્ભૂ**, સ્ત્રી૦ [સં.] ફરીને પરણેલી સ્ત્રી; નાતરાની સ્ત્રી

**પુનર્વસુ**, પુ૦ [સં.] પાંચ તારાના ઝુમખાનું બનેલું એક નક્ષત્ર.

**પુનર્વિવાહ**, પુ૦ [સં.] પુનર્લગ્ન; નાતરૂં. [(૨) સારૂં.

**પુનિત**, વિ૦ [સં.] પવિત્ર; શુદ્ધ.

**પુનેમ**, સ્ત્રી૦ પુનમ; પૂર્ણિમા.

**પુનઃ**, અ૦ [સં.] ફરીને; વળી; બીજીવાર. [વાર; ઘડીઘડી.

**પુનઃપુનઃ**, અ૦ ફરીફરીને; વારં-

**પુપુ**, અ૦ એવો અવાજ.

**પુમ**, સ્ત્રી૦ ઝીણાં કોમળ રૂવાંડાં તે. (૨) રજકણ જેવા અત્યંત બારીક તંતુઓના છેડા તે; રૂવાંટી.

**પુમડું**, ન૦ રૂનો લગારેક જેટલો લોચો; રૂવાંનો નાનો જથ્થો તે. (૨) પાણી ઓસડ કે અત્તરમાં ભિંજવેલો રૂ નો ગાભો; લોચો; નાનું પોતું.

**પુમાન**, પુ૦ [સં.] નર; નરજાતિ તે. (૨) પુરૂષ; માણસ.

**પુર**, ન૦ [સં.] નગર; શહેર. (૨) વિ૦ ભરેલું. (૩) અ૦ આગળ; અગ્રે.

**પુરકો**, પુ૦ ફુરકો; ડકકો.

**પુરણ**, ન૦ પુરવાનું-ભરવાનું જે તે; પુરણી. (૨) ગળી રોટલીનાં બે પડ વચ્ચે ભરવાનો મસાલાદાર ગળ્યો માવો.

**પુરણપોળી**, સ્ત્રી૦ ગળ્યો માવો ભરીને તૈયાર કરેલી બે પડવાળી રોટલી; વેડમી.

**પુરણી**, સ્ત્રી૦ પુરવું તે. (૨) વધારો; ઉમેરણ. (૩) પુરવાની જે વસ્તુ તે. (૪) ઉશ્કેરણી.

**પુરત**, સ્ત્રી૦ કન્યાનાં માબાપ તરફથી નાતના રિવાજ પ્રમાણે જે કંઇ આપવાનું હોય તે; પહેરામણી; રીત; દેણગી. (૨) પુરાંત. (અ૦) આગળ અગ્ર. [થઇ રહે એટલું; પૂર્ણ.

**પુરતું**, વિ૦ લોધએ તેટલું; પુરૂં;

**પુરપાટ**, અ૦ સપાટાબંધ.; રેલના પાણીના વેગ પ્રમાણે.

**પુરબિયો**, પુ૦ ઘાટી; ઉત્તર પૂર્વ ભાગ તરફનો હિંદુસ્તાનનો રહેવાસી તે.

**પુરવણી**, સ્ત્રી૦ ઉમેરાતું લખાણ વગેરે તે; વધારો; પરિશિષ્ટ. (૨) ઉત્તેજન; ઉશ્કેરણી

**પુરવવું**, ક્રિ૦ સ૦ પુરાવવું; કોઇ પુરે એમ કરવું. [નક્કી.

**પુરવાર**, વિ૦ સાબીત; સિદ્ધ;

**પુરવારી**, સ્ત્રી૦ સાબીતી; પુરવાર કરી આપવું તે; પ્રમાણથી સિદ્ધ કરી આપવું તે.

**પુરવી**. સ્ત્રી૦ સાંજે ગવાતા રાગનો એક ઢાળ. [તેજનાના દાણા.

**પુરવીદાણા**, પુ૦ એક જાતના

**પુરવું**, ક્રિ૦ સ૦ [ સ. પુર ] ભરવું; પુરૂં કરવું; સરખું કરવું. (૨) રંગ ભરવો; આકાર કરવો. (૩) પવન ભરવો; વગાડવું. (૪) ઉમેરવું; વધારવું. (૫) ઉશ્કેરવું; ઉત્તેજન આપવું. (૬) દાટવું; ઢાંકી દેવું. (૭) બંધ કરવું; કેદ કરવું. (૮) પુર ભરવું. રૂ૦ પ્ર૦ અન્ન પુરવું=પોષણ કરવું. રંગ પુરવો=શોભાવવું.

**પુરશ્ચરણ**, ન૦ [ સં. ] અમુક કાર્યની સિદ્ધિ માટે પંચોપચાર મંત્રનો પ્રયોગ કરવો તે. [રછ, તલાસ.

**પુરસીસ**. સ્ત્રી૦ [ સં. ] પુછપ-

**પુરસ્કૃત**, અ૦ [ સં. ] આગળ કરેલું. [વાની; સરદારી.

**પુરસ્કૃતિ**, સ્ત્રી [ સં. ] આગે-

**પુરંદર**, પુ૦ [ સં. ] ઇન્દ્ર; દેવનો રાજા.

**પુરંધ્રિ**, સ્ત્રી૦ [ સં ] આધેડ ઉમ્મરની સ્ત્રી; ઘરમાં કરતી કારવતી જે સ્ત્રી હોય તે. (૨) સ્ત્રી. (૩) દાસી.

**પુરઃસર**, અ૦ [સ.] આદિ લઇ; સાથે. પૂર્વક, આગળનું. (૨) મુખ્ય.

**પુરા**, અ૦ [સ.] પૂર્વે; પહેલાં; આગળ.

**પુરાણ** ન૦ [ સં ] ધર્મ ઇતિહાસ અને વ્યવહારની જુની કથાઓનો સંગ્રહ તે (પુરાણનાં પાંચ લક્ષણ-સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વન્તર, અને વંશાનુચરિત્ર). ( ૨ ) લાંબું અને કંટાળો ઉત્પન્ન કરે એવું ટાયલું; પિંજણ. ( ૩ ) વિ૦ જુનું : પ્રાચીન; આગલું. પુરાણ પુરુષ=શિવ; વિષ્ણુ

**પુરાણિક**, વિ૦ પુરાણને લગતું; પૌરાણ સંબંધી. ( ૨ ) પુરાણી

**પુરાણી**. પુ૦ [ સં. ] પુરાણની કથાઓ વાંચી સંભળાવનારો:

**પુરાણું**, વિ૦ જુનું; આગલું; અસલનું.

**પુરાત**. સ્ત્રી૦ પુરાંત; જમા તરફના આંકડા સાથે મેળવવાને માટે જે આંકડો રોકડ રહેલો હોય તે; સીલક; વધારો; બાકી; શેષ.

**પુરાતન**, વિ૦ [ સં. ] અસલનું; જુનું. [ થવું.

**પુરાવું**, ક્રિ૦અ૦ ભરાવું; સરખું

**પુરાવો**, પુ૦ પ્રમાણ; સાબીતી. ( ૨ ) સાક્ષી; જુબાની. ( ૩ ) દાખલો.

**પુરી**; સ્ત્રી૦ [સં.] નગરી: રાજધાનીનું શહેર. ( ૨ ) જગન્નાથપુરી. (૩) તળેલી ઘઉંની નાની રોટલી;પોળી.

**પુરીષ**, ન૦ [ સં. ] નરક; વિષ્ઠા: મળ.

**પુરુષ**, પુ૦ [ સં ] નર: મરદ; માણસ; ભાયડો; પુમાન. (૨) ધણી; સ્વામી: વર; માટીડો. રુ૦ પ્ર૦ પુરુષપુર=પુરુષની ઉંચાઇ જેટલું; મયોડું.

**પુરુષતા**, સ્ત્રી૦ પુરુષપણું; પુરુષત્વ. [મહાઇ: શૌર્ય.

**પુરુષત્વ**, ન૦ [સં.] પુરુષપણું:

**પુરુષાતન**, ન૦ મહાઇ; પુરુષપણું. (૨) બળ: પરાક્રમ.

**પુરુષાર્થ**, પુ૦ [ સં.] પુરુષાવતારનું જે પ્રયોજન તે;પુરુષે સાધવાના જે ચાર અર્થ તે ( ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ ). ( ૨ ) પરાક્રમ; બળ.

**પુરુષાર્થી**. વિ૦ [ સં ] પુરુષાર્થવાળો: પુરુષાર્થ સાધનાર. ( ૨ ) પરાક્રમી; પોતાના બળથી કામને પાર પાડનારો માણસ તે.

**પુરુષોત્તમ**, પુ૦[સં.] પુરુષોમાં ઉત્તમ એવો જે તે; વિષ્ણુ.

**પુરુષોત્તમમાસ**. પુ અધિકમાસ.

**પુરૂં** વિ૦ ભરેલું; જેટલાનીજરૂર હોય તેટલું; પૂર્ણ; ભરપુર. ક્રિ૦પ્ર૦ પુરૂં કરવું=ભરણપોષણ કરવું. રુ૦ પ્ર૦ પુરૂં પડવું=સંતોષ આપી શકવો; બરાબરી કરવી. [તમામ; સઘળું.

**પુરેપુરૂં**, વિ૦ સંપૂર્ણ: આખું:

**પુરોડાશ**, પુ૦ [ સં. ] યજ્ઞમાં હોમતાં બાકી રહેલું જે હુતદ્રવ્ય તે: યજ્ઞનો પ્રસાદ; હવિષ.

**પુરોહિત**, પુ૦ [ સં. ] ધર્મકર્માદિ કરાવનારો; કુલગોર. [રોમાંચ.

**પુલક**, ન૦ [ સં. ] રૂવાડું;

**પુલકિત**, વિ૦ રૂવાં ઉભાં થયાં હોય એવું; રોમાંચિત. [તુચ્છ ધાન્ય.

**પુલાક**, ન૦ ચોખાનું ઓસામણ;

**પુલાવ**, પુ૦ એક મશાલાદાર ખોરાક.

**પુલિન**, પુ૦ [ સં. ]. પાણીની બહાર નીકળેલો રેતાળ બેટ; ભાઠું; ધોવાયેલી રેતીનો કિનારો.

**પુલિંગ**, પુરુષવાચક; નરઅંતિનું; નરજાતિ તે.

**પુલ્લી**, સ્ત્રી૦ [ સ. ] ગરગડી.

**પુષ્કર**, પુ૦ [ સં ] સાતદ્વીપમાંનો એક દ્વીપ. ( ૨ ) નગરાળનો ભાઇ. (૩) ન૦ એક તળાવ (૪) ભુરું કમળ. [જે દવાના કામમા આવે છે.

**પુષ્કરમૂળ**, ન૦ એક વનસ્પતિ

**પુષ્કરિણી**, સ્ત્રી૦[સં] તળાવડી.

**પુષ્કળ**, વિ૦ [સં.] ઘણું; બહુજ.

**પુષ્ટ**, વિ૦ [ સં. ] પોસાયેલું; જાડું. શરીરે ભરેલું.

**પુષ્ટિ**, સ્ત્રી૦ [ સં. ] પોષણ; ભરાવો; વધારો; પુષ્ટતા. (૨) ઉત્તેજન; મદદ; ટેકો; અનુમોદન; હરકેરણી. (૩) બળ; જોર. [પૌષ્ટિક; કૌવતદાર.

**પુષ્ટિકારક**, વિ૦પુષ્ટિ કરે એવું;

**પુષ્ટિમાર્ગ**, પુ૦ [સં.] વિષ્ણુ ધર્મની પરંપરામાં શ્રીમદ્ વલ્લભાચાર્યે ઉપદેશેલો ઇશ્વર પ્રતિ શુધ્ધ પ્રેમભક્તિ રાખવાનો માર્ગ તે. ( એમાં પુષ્ટિનો અર્થ પોષણ નહિ પણ શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપા એવો કરવામાં આવે છે.)

**પુષ્પ**, ન૦ [સં.] રજોદ્ભવ; ફળની ઉત્પત્તિ પહેલાં થતો વિકાસ તે. ( ૨ ) ફૂલ; કુસુમ; સુમન.

**પુષ્પક**, ન૦ [સં.] એક વિમાન.

**પુષ્પધન્વા**, પુ૦ [સં ] કામદેવ.

**પુષ્પબાણ**, પુ૦ [સં.] કામદેવ; મદન

**પુષ્પવૃષ્ટિ**, સ્ત્રી૦ ફૂલ વરસાવવાં તે; ફૂલ વધાનો; ફૂલ ઉછાળવાં તે.

**પુષ્પાંજલિ**, સ્ત્રી૦ [સં.] ખોબામાં ફૂલ લઇ હરખ અને માનથી ઉછાળી નાખવાં તે; પુષ્પે વધાવવું તે. ( ૨ ) માર; મારમારવો તે. ક્રિ૦ પ્ર૦ પુષ્પાંજલિ આપવી=મારવું.

**પુષ્પિત**, વિ૦ [સ.] ફુલેલું; ફૂલ ફુલી રહેલા હોય એવું.

**પુષ્પિતાગ્રા**, પુ૦ [સં.] વિષમ પદનો એક અક્ષર મેળ છંદ.

**પુષ્ય**, ન૦ [સં.] એક નક્ષત્ર.

**પુસ્તક**, ન૦ [સં.] કાગળ કે બીજી ચીજનાં પાનાંની બાંધેલી ચોપડી; ગ્રંથ; વહી; કિતાબ, પોથી.

**પુસ્તકશાળા**, સ્ત્રી૦ જ્યાં જુદી જુદી જાતનાં પુસ્તકોનો સંગ્રહ હોય તે સ્થાન; પુસ્તકાલય; કિતાબખાનું.

**પુસ્તકાલય**, ન૦ [સં.] પુસ્તકશાળા.

**પુસ્તી**, સ્ત્રી૦ કાગળની કાપલીઓનો કચરો; પસ્તી. (૨) ભીંતના પાયાની અને કમરની મજબુતીનું ચુનાકામ તે.

**પુસ્તો**, પુ૦ પાણીનો ધક્કો ઝીલે એવું ચુનાગચ્ચીનું બાંધકામ, ધોટ; ડકકો; હાથણી.

**પુળિયું**, ન૦ ઘાસની નાની ઝુડી; નાનો હળવો પુળો. [ ભારી.

**પુળી**, સ્ત્રી૦ ઘાસની ઝુડી; ખડની

**પુળો**, પુ૦ ઘાસ અથવા કરસણના સાંઠા વગેરેની ઝુડી; ક્રિ૦ પ્ર૦ પુળો મૂકવો=સળગાવવું (૨) અગ્નિ સંસ્કાર કરવો. (૩) મનમાંથી કાઢી નાખવું. પુળો ઊડવો=મનમાંથી લાગણી કાઢી નાખવી. (૨) બળી જવું.

**પુંકરવું** ક્રિ૦ અ૦ પુંઉં એવો અવાજ કરવો; હીસહીસ કરવું; હુરિયો કરવો.

**પુંકેસર**, ન૦ [સં.] જેમાં પુરુષ બીજ હોય એવા ફુલમાંના રેસાઓ.

**પુંખ**, પુ૦ તીરનાં પિંછાં લગાડેલો ભાગ.

**પુંખડું**, ન૦ પાંખડું; કુંપળીયું; નાની ડાળી. (૨) પવનનું લહેરિયું; તરંગ.

**પુંખણું**, ન૦ તીરનો પિંછાં લગાડેલો ચપટીમાં પકડીને ખેંચવાનો ભાગ તે.

**પુંગવ**. પુ૦ [ સં. ] ગાયનો નર; ગોધો; આખલો. (૨) (શબ્દને છેડે આવતાં ) ઉત્તમ; શ્રેષ્ઠ; આગેવાન:–મુનિપુંગવ, ગજપુંગવ. [ફેફળ.

**પુંગીફળ**. ન૦ [સં.] સોપારી;

**પુંજ**, પુ૦ [ સં. ] ઢગલો; રાશિ.

**પુંજણી**, સ્ત્રી૦ મુલાયમ સાવરણી.

**પુંજી**, સ્ત્રી૦ દોલત, ધન; પૈસો.

**પુંજો**, પુ૦ કચરો; કસ્તર; વાસીદું.

**પુંડરીક**, ન૦ [સં.] ધોળું કમળ. પુંડરીકાક્ષ=કમળ જેવી આંખોવાળું. (૨) કાદંબરી કથાનો ઉપનાયક.

**પુંડ્ર**, ન૦ [સં.] તિલક; ટીલું:–ત્રિપુંડ્ર.

**પુંધિયું**, ન૦ ઢાંડિયું; ધોતરઃ નાનું બે સાંધાનું પંચીયું. (૨) બેસણીએ બાંધવાનો ચામડાનો કકડો.

**પુંનાગ**, પુ૦ [સં.] એક જાતનું ઝાડ; નાગ કેશરનું ઝાડ. (૨) મોટો હાથી.

**પુંપરો**, પુ૦ છોકરો; દીકરો; પુત્ર.

**પુંભડું**, ન૦ પુમડું; રૂનો નાનો ગાભો. (૨) નાજુક–નાનું ગાભડું તે. પુંભડા જેવડું=નાનું અને સુકોમળ.

**પુંભડી**, સ્ત્રી૦ ખેતરમાં છોડને વળગી રહેલું રૂ. [વાંસો (૨) કેડો, પીછો.

**પૂઠ**, સ્ત્રી૦ પાછલી બાજુ; પીઠ;

**પૂઠરખું**. વિ૦ એકનિષ્ટ, પાછલા માણસનું રક્ષણ કરે એવું; ભક્તિમાન. (૨) પુઠના કપડાને ઘસારો લાગે નહિ તે માટે કમર નીચે બાંધવાનો કકડો તે.

**પૂઠળ**, અ૦ પાછળ; પછવાડે; પરોક્ષે.

**પૂઠાં**, ન૦ છોડાં–ફોતરાં. (૨) પૂઠું ( ચોપડી–પોથી વગેરેનું ). જાડું બોર્ડ–પાટિયું વગેરે તે.

પુંવા, પુ૦ પૌંવા; ડાંગેરને પલા-ળી શેકી તથા ખાંડીને બનાવેલા ચપટા મમરા. [અનીતિવાળી સ્ત્રી; વેશ્યા.

પુંશ્ચલી, સ્ત્રી૦ પુરૂષોમાં ફરનારી-

પુંસવન, ન૦ [ સં. ]-પહેલીવાર ગર્ભ ધારણ કરનારી સ્ત્રીને પુત્ર સંતાન કરવાનો સંસ્કાર.

પુંસ્ત્વ, ન૦ [સં.] પુરુષપણું.

પૂકરવું, ક્રિ૦ અ૦ પૂક એવો અવાજ કાઢવો ( ૨ ) મુતરવું.

પૂછવું. જુ૦ પુછવું.[અનુસ્વાર.

પૂજ. ન૦ મીંડું; શૂન્ય. ( ૨ )

પૂજક. વિ૦ [ સં. ] પૂજા કર-નારો; પૂજારી. [ચાકરી.

· પૂજન. ન૦ [ સં. ] પૂજા; સેવા;

પૂજનીય, વિ૦ [ સં ] પૂજા કરવા જોગ; માન્ય; સેવા કરવા યોગ્ય.

. પૂજવું, ક્રિ૦ સ૦ પૂજા કરવી; સેવા કરવી; અર્ચવું. (૨) સ્તુતિપાઠ ભણવા; ભજવું.

પૂજા, સ્ત્રી૦ [ સં ] પૂજવું તે; દેવાદિકને આરાધવા તે; સેવા; આરા-ધના; અર્ચન. ક્રિ૦ પ્ર૦ પૂજા કરવી= સેવા કરવી. ( ૨ ) માંરવું: ઠોકવું. પૂજા લેવી=આતિથ્ય સ્વીકારવું. પૂજા-પાત્રી=સેવા; ચાકરી; નિત્યકર્મ. (૨) પૂજાનાં ફુલ પત્ર.[ચંદન પુષ્પ વગેરે.

પૂજાપો, પુ૦ પૂજાનાં દ્રવ્યો તે;

પૂજારી, પુ૦ પૂજા કરનારો; પૂજક.

પૂજિત, વિ૦ [ સ. ] પૂજેલું.

પૂજ્ય, વિ૦ [સં.] પૂજવા યોગ્ય; પૂજનીય. (૨) વડીલ; મોટું: માન્ય.

પૂઠિયાં, ન૦ જેમાં આરા ઘાલ-વામાં આવે છે તે પૈંડાની સાંધના ભાગો. ( ૨ ) સાંધાના અવયવે ક્રિ૦ પ્ર૦ પૂઠીયાં ફાટવાં=ડર લાગવો: ઉભા નહિ રહેવાવું

પૂઠું, ન૦ ઉઢું: ઉાતરૂં. ( ૨ ) ચોપડીનાં પાનાંનું રક્ષણ થાય તેવું ઢાંકણ. ( ૩ ) પાયાનું-મૂળનું બંધા-રણ તે: પુષ્ટિ; મજબુતી.[થયેલું ઉાકરૂં.

પૂઠેવાળ, વિ૦ પાછલી વયમાં

પૂઠ, અ૦ પાછળ. પછવાડે: ક્રિ૦ પ્ર૦ પૂઠે પડવું=છિદ્ર શોધ્યા કરવું; જાપતો રાખ્યા કરવો: પાછળ પાછળ ફરવું. પૂઠે લાગવું=કામ કાઢી લેવાને લાગ્યા ને લાગ્યા રહેવું.

પૂત, વિ૦ [ સ. ] શુદ્ધ: પવિત્ર. ( ૨ ) પુ૦ પુત્ર; ઉાકરો. [પરૂ. પાચ

પૂપ, ન૦ ધોળું વિકૃત લોહી:

પૂર, વિ૦ ભરેલું: સંપૂર્ણ. (૨) જોઇએ તેટલું; પુરૂં થાય એટલું; તર: બસ. ( ૩ ) ન૦ [ સં. ] રેલ. ( ૪ ) અમુક પ્રમાણ જેટલું: અમુક શુમારે હોય તેટલું:-રતિપૂર.

પૂરણ, વિ૦ [ સં. પૂર્ણ ] પૂરૂં; ભરેલું. ( ૨ ) બસ થયું-બહુ છે એમ. ( ૩ ) ન૦ ગળી રોટલીમાં ભરવાનો માવો. [રીત.

પૂરત, સ્ત્રી૦ પહતું; પહેરામણી;

પૂરવું, ક્રિ૦અ૦ ભરવું. પોષવું. (૨) ઉમેરવું: વધારવું. ( ૩ ) ભરી આપવું; બદલે આપવું.

**પૂરિત**, વિ૦ [ સં ] ભરેલું; પૂર. જળપૂરિત ઘટ=પાણી ભરેલો ઘડો. (૨) સંતુષ્ટ.

**પૂરી**, સ્ત્રી૦ ઘઉં વગેરેની તળેલી [રોટલી.

**પૂર્ણ**, વિ૦ [ સં ] સઘળું, ભરપુર; આખુ; પુરું.

**પૂર્ણચંદ્ર** પુ૦ [ સં. ] સોળે કળાએ પ્રકાશનો પુનમનો ચંદ્ર. ચંદ્રનું આખુ બિંબ

**પૂર્ણબ્રહ્મ**, ન૦ પરબ્રહ્મ. જેમા માયાનું નામ ન હોય એવું નિર્વિકાર નિરંજન સ્વરૂપ તે.

**પૂર્ણમાસી**, સ્ત્રી૦પુનમ; પૂર્ણિમા

**પૂર્ણાનંદ**, ન૦ [ સ. ] સંપૂર્ણ આનંદમય હોય તે. પૂરો આનંદ.

**પૂર્ણાહુતિ**, સ્ત્રી૦ હોમાદિકની સમાપ્તિ; યજ્ઞાદિકમાં છેલ્લા બલિદાનનો સમય અને દિવસ તે.

**પૂર્ણાંક**, પુ૦ [સં.] પુરો-આખો આંકડો અથવા રકમ તે.

**પૂર્ણિમા**, સ્ત્રી૦ પુનમ; પૂર્ણચંદ્રવાળી તિથિ તે.

**પૂર્ણોપમા**, સ્ત્રી૦ [ સં. ] ઉપમાનાં ચારે અંગ-ઉપમાન, ઉપમેય, સાધારણ ધર્મ અને ઉપમાવાચક શબ્દ હોય તે અલંકાર. [વધારો.

**પૂર્તિ**, સ્ત્રી૦ [ સ. ] ઉમેરણ;

**પૂર્વ**, [ સં. ] સૂર્યોદયની બાજુ; ઉગમણું. (૨) આગલું; -અસલનું.

**પૂર્વક** અ૦ સાથે; માનપૂર્વક.

**પૂર્વજ**, વિ૦ પહેલાં જન્મેલું; અગ્રજ; મોટું.

**પૂર્વજ**, પુ૦ પહેલાં થઇ ગયેલા પિતરો; બાપદાદા; વડવાઓ.

**પૂર્વજન્મ**, પુ૦ [ સ. ] પહેલાનો જન્મ; આગલો અવતાર.

**પૂર્વજિયું**, ન૦ પૂર્વજોના પરિતોષ માટે થતી ક્રિયા અને બ્રહ્મભોજન વગેરે તે.

**પૂર્વદત્ત**, વિ૦ [ સં. ] આગળ આપેલું; પૂર્વ જન્મમાં કરેલું દાન.

**પૂર્વદ્વાર**, ન૦ આગલું બારણું. (૨) પૂર્વ તરફનું બારણું.

**પૂર્વપશ્ચિમ**, વિ૦ ( અ૦) પૂર્વથી પશ્ચિમ સુધી સળંગ.

**પૂર્વપક્ષ**, પુ૦ [ સં. ] વિરુદ્ધ-સામા મતની વસ્તુની પ્રથમ રજુવાત કરવી તે; સિદ્ધાંત વિરુદ્ધ કોટિ તે; શાસ્ત્રીય પ્રશ્ન. (૨) શુક્લપક્ષ; અજવાળિયું.

**પૂર્વરંગ**, પુ૦ [ સં. ] મંગળાચરણનું ગાયન તે; નાટક વગેરેપ્રયોગ કરતાં શરૂઆતનું ગાયન કરવામાં આવે છે તે. [આગલી રાત.

**પૂર્વરાત્ર**, સ્ત્રી૦ પહેલી રાત;

**પૂર્વવત્**, અ૦ પહેલાંની માફક; આગળની પેઠે.

**પૂર્વાપર**, વિ૦ ક્રમાનુસાર; આગળ પાછળના સંબંધસર. (૨) ચડઉતર બરોબર રહેલું હોય તેમ.

**પૂર્વાફાલ્ગુની**, સ્ત્રી૦એક નક્ષત્ર.

**પૂર્વાભાદ્રપદા**, ન૦ એક નક્ષત્ર.

**પૂર્વાભિમુખ**, વિ૦ પૂર્વ તરફના મોઢાનું

**પૂર્વાર્ધ**, ન૦ આગલું અરધું તે; પૂર્વ દિશા તરફનું અડધિયું તે.

**પૂર્વાવસ્થા**, સ્ત્રી૦ [સં.] આગલી અવસ્થા; પૂર્વસ્થિતિ.

**પૂર્વાશ્રમ**, પુ૦ [સં.] આગલો-પહેલાંનો આશ્રમ તે; પહેલી અવસ્થાની સ્થિતિ તે. [નક્ષત્ર.

**પૂર્વાષાઢા**, સ્ત્રી૦ [સં.] એક

**પૂર્વી**, સ્ત્રી૦ એક રાગિણી

**પૂર્વીદાણા**, પુ૦ એક જાતનું વસાણું; મોટી એલચી અથવા તેના દાણા.

**પૂર્વે**, અ૦ આગળ; અગાઉ; અસલના વખતમાં. (૨) જે બાજુએ સૂર્ય ઉગે છે તે દિશાએ. (૩) આગળ કહ્યું તેમ. [કહેલું; અગાઉ બોલાયેલું.

**પૂર્વોક્ત**, વિ૦ [સં.] પહેલાં

**પૂર્વોત્તર**, વિ૦ [સં.] પૂર્વથી ઉત્તર લગીનું; આગલું પાછલું; પૂર્વાપર. (૨) પૂર્વ અને ઉત્તર તરફ-એટલે ઇશાન તરફ.

**પૂલ**, પુ૦ નદી નાળાં વગેરે ઉપર થઇને જવાને માટે બાંધેલી પાજ-પાલખ તે; બે કિનારા વચ્ચે બાંધેલો રસ્તો; સેતુ; પાજ.

**પૃચ્છક**, વિ૦ [સં.] પૂછનાર; પ્રશ્ન કરનાર. (૨) જિજ્ઞાસુ (૩) શોધક, તપાસ કરનારું.

**પૃચ્છા**, સ્ત્રી૦ જિજ્ઞાસા; સવાલ કરવો તે; પૂછવું તે. [અળગું; છુટું.

**પૃથક**, અ૦ [સં.] જુદું;

**પૃથક્કરણ**, ન૦ [સં.] છુટું છુટું કરી નાખવું તે; કોઇ વસ્તુનાં તત્ત્વોને જુદાં કરવાં તે.

**પૃથક્‌ક્રિયા**, સ્ત્રી૦ જુદા પાડવાનું કામ તે; અલગ કરવાનું જે કાર્ય તે; પૃથકકરણ. [માતા; કુંતા.

**પૃથા**, પુ૦ (સ્ત્રી૦) પાંડવોની

**પૃથિવી**, સ્ત્રી૦ [સં.] પૃથ્વી; ભૂ; ધરા; મહી. (૨) ભોંય; જમીન.

**પૃથુ**, વિ૦ [સં.] જાડું; સ્થૂલ; વિશાળ; મોટું; વિસ્તીર્ણ.

**પૃથ્વી**, સ્ત્રી૦ [સં.] જેની ઉપર આપણે વસીએ છીએ તે જમીનનો એક મોટો ગોળો; ધરા; મહી; ભૂ. (૨) જમીન; ભોંય. (૩) પાંચ મહા તત્ત્વમાંનું એક તત્ત્વ. (૪) ખેતર. (૫) અંકુર. (૬) જેની પર સ્થિતિ કરાય એવો પદાર્થ. રૂ૦પ્ર૦ પૃથ્વી રસાતલમાં જાય એવું=મહા પાપરૂપ ગણાય એવું. પૃથ્વી સારી છે કે સૌને ચાલવા દે છે=પૃથ્વી બહુ ક્ષમાવાળી છે. [ભૂપતિ.

**પૃથ્વીનાથ** પુ૦ રાજા; નૃપતિ;

**પૃથ્વીપતિ**, પુ૦ રાજા; ભૂપાળ.

**પૃષ્ટ**, વિ૦ [સં.] પૂછેલું; વિચારેલું.

**પૃષ્ઠ**, વિ૦ પાછલું. (૨) ના૦ પાછલો ભાગ; વાંસો; પીઠ. (૩) ઉપલી એક સરખી સપાટી તે; પાનું; પત્ર.

**પેખણ**, ન૦ [સં પ્રેક્ષણ] જોવું તે.

**પેખણું**, ન૦ જોવાનું;

**પેખવું**, ક્રિ૰સ૰[સં. પ્રેક્ષ્] જોવું; ધારીને જોવું; નિહાળવું. [ફિટુરી.

**પેખામાખોર**, વિ૰ કૃતવાખોર;

**પેગંબર**, પુ૰ [ फा. ] ઇશ્વરનો સંદેશો લઇ આવનાર-દેવદૂત; મોટો ઉપદેશક; ધર્માચાર્ય. (૨) અવતારી પુરુષ. [કહેણું; ખબર.

**પેગામ**, પુ૰ [ फा. ] સંદેશો;

**પેચ**, પુ૰ [फा.] દાવ; વાલ; લાગ, યોગ્ય પ્રસંગ. (૨) છુપી યુક્તિ; ફાંસો; છટકું; છળ; પ્રપંચ. (૩) ફેર; આંટા ચડાવાય એવી ખીલી; સ્ક્રૂ. (૪) આંબળો; આંટો. (૫) કળા; કરામત. ક્રિ૰ પ્ર૰ પેચ રચવો=યુક્તિ લગાવવી. પેચ દેવો=આંટો ચડાવવો. પેચ કરવા= પતંગની દોરીઓ વચ્ચે આંટા નાખવા. પેચ લડાવવા=રમત કરવી. પેચમાં આવવું=દાવમાં આવવું. પેચ છોડવા=આંટી કાઢી નાખવી.પેચદેવો= વળદેવો.

**પેચદાર**, વિ૰ આંટાવાળું. (૨) જુગતીદાર; દાવ ખેલી જાણે એવું; પેચી. [જુગતીબાજ.

**પેચી**, વિ૰ દાવપેચ જાણનારું;

**પેચોટી**, સી. આંબોઇ.

**પેજ**, સ્રી૰ કાંજી; ચોખાની રાબ; ભાતનું ઓસામણ. [ખાસડું; મોજડી.

**પેજાર**, સ્રી૰ [ फा. ] જુતી;

**પેટ**, ન૰ શરીરની કોથળી; છાતી અને પેડું વચ્ચેનો ભાગ; ઉદર (૨) જેમાં ખોરાક જાય છે તે શરીરનીથેલી; હોજરી; જઠર; અન્નાશય. (૩) ગર્ભાશય. (૪) મન; અંતર.:-પેટની વાત. (૫) સંતાન; છોકરું. પેટનાં પેટ= છોકરાંના છોકરાં. (૬) ગુજરાન; આજીવિકા. (૭) ઝાડો; દસ્ત.:-બે પેટ આવે. (૮) એકસંપીલું કુટુંબ; (૯) કોઇ ચીજકે ઘાટ તે. (૧૦) કોઇ ચીજનો આગળ વધેલો ભાગ તે; પેટું. ક્રિ૰ પ્ર૰ પેટ આવવું=ઝાડો થવો. પેટ ચડવું= પેટમાં વાયુનો ભરાવો થવો. (૨) નહિ જીરવાવું. પેટ દુખવું=મનમાં સંતાપ થવો. પેટ વધવું=સ્થૂલ થવું: ગર્ભ રહીને વધવો. પેટ વાંસે ચોંટવું =ભૂખ્યા થઇ જવું. પેટ ફુલવું=પેટ વધવું. પેટ બળવું = અંતર બળવું. પેટ બાળવું=ખૂબ કરકસર કરવી. પેટમાં બળવું=દિલસોજી રાખવી. પેટને ભાડું આપવું=જીવવા માટે ખાવું. પેટ ખોલીને વાત કરવી=ખુલ્લે મને વાત કરવી; પેટ ટાઢું થવું= સંતોષ મળવો. પેટમાં પેસવું.=આપ્ત બની જવું. મોટું પેટ રાખવું=ઉદાર દિલ રાખવું. પેટ ભરવું=આજીવિકા ચલાવવી. પાપે પેટ ભરવું=ખોટાં કામ કર્યા કરવાં. પેટ તણાવું=ધરાઇને ખાવું. પેટ પોષવું=પોતાનું એકલાનું કરવું. પેટ ગળે અટવું=અકરાંતિયાં થઇ ખાવું. પેટ આપવું=મન આપવું. પેટ છુટીજવું=ઝાડો થઇ જવો. પેટ- જુદાં થવાં=ભેદ પડવો. પેટ દાબીને રહેવું=મન મારીને રહેવું. પેટ પાળો

પડવો=ખરાબ છોકરાં થવાં; છોકરી જન્મવી. પેટ પર છરી મૂકવી=આજીવિકા તોડવી. પેટ પાકવું=અંતરનું આણસ ફૂટવું. પેટ પાણી નહિ પડવા દેવું=નહિ જંપવા દેવું. પેટ પેટલાદ જવું=ભૂખને લીધે અકળાઇ જવું. પેટ ફોડવું=ભરમ ભાગવો. પેટની પૂજા કરવી=ખાવું. પેટમાં આગ લાગવી=અંતર બળવું; ભુખ્યા થવું. પેટમાં તેલ રેડાવું=ધ્રાસકો પડવો. પેટમાં પેસી નીકળવું=મન જાણવું. પેટમાં ઉતારવું=ધ્યાનમાં લેવું. કહેo પેટની વેઠ=આજીવિકાને માટે પ્રવૃત્તિ કરવી એમ. પેટ ચોળીને શૂળ ઉભું કરવું=જાતે દુઃખ ઉત્પન્ન કરવું. પેટ અવતાર લેવા જેવું=પવિત્ર; બહુજ ભલું. પેટ ધરાણે મૂકવું=ખાવાને માટે રાખેલું હોય તેએ વેચી નાખવું. પેટ બળેલું=અંતરે દાઝેલું; ભૂખ્યુ. સાંકડા પેટનું=આછકલું; અનુદાર; કંજુસ. પેટમાં દાંત=અંતરમા વેર. પેટમાં પગ હોવા =લુચ્ચું હોવું. પેટમાં પાળી=મનમાં વેર. પેટે પાટા બાંધવા=ભૂખ્યા રહેવુ. ઠંડે પેટે=વગર સંતાપે. પેટમા પાળી મારવી=પોતાને હાથે પોતાનું બગાડવું. પેટ ફૂટે ત્યાં પાટો કયાં?=પોતાનાં માણસો ફૂટેલાં હોય ત્યાં શું ગુપ્ત રહે? પેટમાં ન મળે ચણી પાણી ને નામ મેરા દરિયાવખાન =શારીરિક જોર હોય નહિ ને નામ જેવું હોય તે મોટું. પેટવરામાંથી પુણ્યવરો=ખાવાના ભેગું થોડું પુણ્યનુ પણ કાઢવું.

**પેટપુર**, વિo પેટને પુરું થાય એટલું. (૨) સંતોષ થાય એટલું.

**પેટબેસણું**, નo વારંવાર ઝાડો થયા કરવો તે. [એકલપેટું: કમઅક્કલ

**પેટભરૂ**, વિoપેટ ભરી જાણનારૂં;

**પેટવરો**, પુo ખોરાકી ખરચ.

**પેટવવું**, ક્રિo સo સળગાવવું; લગાડવું; ચેતવવું. (૨) અગ્નિ લગાડવો.

**પેટવું**, ક્રિo અo સળગવું; લાગવું. (૨) ભડકો થવો; બળવું.

**પેટારો**, પુo પટારો; મોટી પેટી.

**પેટિયું**, વિo પેટને સાટે મજુરી કરનારૂં; માત્ર ખોરાક પુરતાજ લવાજમે કામ કરનારૂં. (૨) પેટનું પુરૂં થાય એટલું જે તે; રોજ.

**પેટી**, સ્ત્રીo ધાતુ કે લાકડાનો ઉઘાડવાસ થાય અને અંદર સરસામાન મુકાય એવો એક ઘાટ તે; મંજુસ; પેટારો. (૨) છાતી ઢંકાય એવું બદન; કબજો. (૩) અમુક જથ્થો (પેટીમાં માય તેટલો).-હજારો પેટી અફીણ. પેટી જેવું=ચારે તરફથી બંધ.

**પેઠું**, નo પરિધમાં આવી જતું હોય એવું તે; ઘટક; અવયવ; વિભાગ; અંશ. (૨) વચલો ફુલેલો ભાગ તે. (૩) પેટા રકમની અંદર આવી જતી રકમ તે. પેટા ભાગિયો=ભાગ

માંનો ભાગિયો તે. પેટાખાતું=મોટા ખાતામાંનું નાનું ખાતું [સંબધે

**પેટે**, અ૰ વતી:-બદલે, સાટે,

**પેટ્રોલિયમ**, ન૰ [અ] જમીનની અંદરની ખડકોમાથી મળતુ એક જાતનું ખનિજ તેલ; ધાસતેલ. [ગોડે.

**પેઠ**, અ૰ પેઠમ; માફક; ગમ,

**પેઠણ**, અ૰ પેઠ, માફક; પેઠે. (૨) પેઠણ ગામનુ. (૩) પૈઠણ.

**પેઠે**, અ૰ માફક: અમુકની જેમ; રીતે; પ્રમાણે, મિસાલે.

**પેઢાં**, ન૰ જેમા દાત ખુંપાયેલા રહે છે તે કઠણ માસની કિનાર. દાઢો અને દાંતના મૂળ આગળની માસની પેશીઓ.

**પેઢી**, સ્ત્રી૰ [ સ૰ પીઠ ] શરાફી સંસ્થા; દુકાન; વેપારનું સ્થાન, કોઠી. (૨) વંશાન્વય: કુટુંબ પરંપરા; વેલો.

**પેઢીનામું**, ન૰ વંશાનુક્રમનો લેખ તે. વંશપત્ર

**પેઢું**, ન૰ ડુંટીની નીચેનો પેટનો ભાગ તે. (૨) દાંતના મૂળનું માસ.

**પેણી**, સ્ત્રી૰ પૂરી અને ભજિયાં વગેરે તળવાનું વાસણ; કઢાઈ, કટાહ; તાવડી. | કટાહ.

**પેણો**, પુ૰ મોટી પેણી; તાવડો;

**પેદળ**, ન૰ પગે ચાલનારું લશ્કર તે. પાયદળ. (૨) પગપાળું.

**પેદા**, વિ૰ [ફા.] નવું થયેલું; ઉપજેલું: ઉદ્ભવેલું. ક્રિ૰ પ્ર૰ પેદા કરવું=ઉત્પન્ન કરવું. (૨) રળવું; લાભ કરવો.

**પેદાશ**, સ્ત્રી૰ [ફા.] પેદા થયેલું તે: ઉત્પન્ન; ઉપજ. (૨) ઉત્પત્તિ; જન્મ. (૩) ફળ; વિસ્તાર. (૪) કમાઈ; આવક. (૫) લાભ; નફો.

**પેધવું**, ક્રિ૰ અ૰ આદત પડવી; વારવાર ખાટી જવાની ટેવ પડવી. (૨) પરિચિત થઇ જવું; રાપવું; સુગમ પડી જવુ.

**પેધું**, ન૰ લાભ લઈ જવાની ટેવ તે; વારંવાર લાભ લઇ જવાનું સહેલું પડીજવું તે; લબકો. ક્રિ૰ પ્ર૰ પેધું પડવું=લાભી જવાની ટેવ પડવી.

**પેન**, સ્ત્રી૰ [અં.] લખવાની પથ્થરની સળી; કલમ; લેખણ.

**પેનસીલ**, સ્ત્રી૰ [અં] સીસાપેન; કાગળ ઉપર લખવાની સીસાની-પ્લબેગોની કલમ તે.

**પેની**, સ્ત્રી૰ [અં] પેન્સ; ઇગ્લાંડમા ચાલતો એક નાનો તાંબાનો સિક્કો. (૨) જુ. પાની

**પેય**, વિ૰ [સં] પીવાનું પીવા જેવું તે; પીવાનો પદાર્થ.

**પેર**, સ્ત્રી૰ પ્રકાર, રીત. (૨) તજવીજ: ગોઠવણ; જુગતી. (૩) સ્થિતિ; હાલત. (૪) હદ. (૫) જમરૂખ; જામફળ.

**પેરણ**, ન૰ પહેરવાનું તે; વસ્ત્ર; લુગડું (૨) ગળેથી પહેરવાનુ સાદું છુટું બદન; કુડતું.

**પેરવી**, સ્ત્રી૰ તજવીજ; ગોઠવણ; સોઇ; સગવડ. (૨) યુક્તિ; યત્ન. ક્રિ૰

પ્ર૦ પેરવી કરવી=તજવીજ કરવી; શોધ ચલાવવી.

**પેરવું**, ક્રિ૦ સ૦ [ સં. પ્રેર્ ] મોકલવું; પ્રેરણા કરવી; ભેજવું. (૨) વાવવું.

**પેરવેશ**, પુ૦ પહેરવેશ; પોષાક; પહેરવાની ઢબ-રીત તે.

**પેરાઇ**, સ્ત્રી૦ કાતળી; શેરડી વગેરેના બે ગાંઠાઓ વચ્ચેનો ભાગ તે.

**પેરામણી**, જુઓ પહેરામણી.

**પેરાવવું**, જુઓ પહેરાવવું.

**પેરાં**, ન૦ બે ગાંઠા વચ્ચેના શેરડીના કકડા તે; પેરાઇઓ

**પેરે**, અ૦ પેઠે; રીતે; માફક; પ્રમાણે.

**પેરેગીર**, પુ૦ પહેરેગીર. [ફકરો.

**પેરો**, પુ૦ પહેરો. (૨) [ અં. ]

**પેલ**, સ્ત્રી૦ પહેલ. (૨) ન૦ પેલ; રૂનો લોચો; માંસની થેપલીઓ:-એને શરીરે તો પેલ પડે છે.

**પેલવ**, વિ૦ [ સં. ] સુકુમાર; નાજુક; કુમળું; સુંવાળું.

**પેલવાન**, જુઓ પહેલવાન.

**પેલાં**, અ૦ પહેલાં; આગળ

**પેલીગમ**, અ૦ તે તરફ, સામેની બાજુએ. [પેલીગમ.

**પેલીતરફ**, અ૦ સામી બાજુએ;

**પેલીમેર**, અ૦ તે બાજુએ; બીજી પાર સામે. [સામેનું, આગલું; પૂર્વનું.

**પેલું**, સંકેતાર્થ; અમુક; ઓલ્યું,

**પેલેદહાડે**, અ૦ચોથે દિવસે(આજ કાલ કે પરમ નહિ પણ ચોથે દહાડે).

**પેશ**, વિ૦ [ ફા. ] પાર; અરે; ફલિત; સફળ. (૨) મુખ્ય; પ્રતિષ્ઠિત. ક્રિ૦ પ્ર૦ પેશ જવું=પાર પડવું; પુરા પડવું. પેશ પહોંચવું=પાર ઉતરવું. પેશ પહોંચાડવું=શિકસ્ત આપવી.

**પેશકશ** પુ૦ મહેસુલ, ખંડણી વગેરે કર. (૨) કર-ખંડણી વસુલ કરી લેનારો માણસ.

**પેશકશી**,સ્ત્રી૦ મહેસુલ, ખંડણી કે સાંથ જે નક્કી કરવામાં આવ્યું હોય તે. (૨) ખંડણી વગેરે ઠરાવવાનું કામ તે

**પેશકાર**,પ્ર૦ મહેસુલ ઠરાવનારો અમલદાર. (૨) હજુરિયો.

**પેશગી**, સ્ત્રી૦ કામ થવા માટે આગળથી અપાતું લવાજમ

**પેશવા**, પુ૦ મુખ્ય પ્રધાન· રાજાની સત્તાવાળો વજીર.

**પેશવાઇ**, સ્ત્રી૦ પેશવાઓનો અમલ તે, પેશવાની કારકિર્દીનો સમય. (૨) ઠાઠ; રાજવૈભવ. (૩) પેશવાઓના જેવો અમલ ચલાવવો તે; દોરનોર.

**પેશવાજ**, પુ૦ નાચનારીઓ જે ઘુંટણ સાંધો અને ખૂબ ઘેરવાળો જામો પહેરે છે તે

**પેશાબ** પુ૦ [ ફા. ] પિશાબ; મૂતર. ક્રિ૦ પ્ર૦ પેશાબ કરવો=મુતરવું. પેશાબખાનું=મુતરડી.

**પેશાની**. ફા.] કપાળ,ચહેરો.

**પેશી**, સ્ત્રી૦ [ સ. ‹ કળી; ધડી; ગાંઠ. (૨) પોટલી; ઇનડી, ગર્ભને વિંટાયલી નાજુક

પાતળાં બરાઉ પડનો નાનો પીંડો. (૪) ફોડવું; પીતો. એક આખામાંના ઘણાક છુટેછુટા ભાગ, કકડા, તે. (૫) અડદની દાળ.

પેશો, પુ૦ [ફા.] ધંધો, ઉદ્યોગ; કામ હુન્નર.

પેષણ, ન૦ [સં.] દળવું અથવા ચૂર્ણ કરવું તે. (૨) પંઠી; નિસાતરો.

પેસનીકળ, સ્ત્રી૦ પેસવું અને નીકળવું તે. વારંવાર અંદર જવું ને બહાર આવવું તે. વાલમેલ; અતિપરિચય. [દાખલ થવું; ધૂસવું.

પેસવું, ક્રિ૦ અ૦ અંદર જવું;

પેસાર, પુ૦ પેસવું તે. (૨) પરિચય; સહવાસ

પેસારવું, ક્રિ૦ અ૦ દાખલ કરવું; ઉંડું ઉતારવું; પેસાડવું.

પેસાવું, ક્રિ૦ અ૦ દાખલ થવાવું, અંદર જવાવું.

પેસિફિક, પુ૦ પાસિફિક; પૃથ્વી ઉપરનો સૌથી મોટો ઉંડો મહાસાગર.

પેસ્તર, વિ૦ [ફા.] આવતું; હવે પછીનું.

પેહેરવું, જુઓ પહેરવું. [ભાષા.

પેહેલવી સ્ત્રી૦ ઇરાનની જુની

પેંજાર, સ્ત્રી૦ [ફા.] પગરખું: ખાસડું. (૨) મોજડી.

પૈ, સ્ત્રી૦ આનાના બારમા ભાગ જેટલી કિંમતનો એક નાનો ચલણી તાંબાનો સિક્કો (૨) બાગેલાં ઘુટેલાં બીબાંનો ભંગાર; એકઠાં થઇ ગયેલાં બીબાંનો જથ્થો. [માંહેલું.

પૈઠી, વિ૦ માંનું; અંદરનું;

પૈઠણ, સ્ત્રી૦ પરઠણ; કરાર. ઓલી; સાટું. (૨) આંકડા તરિકે વરને આપવાની રકમ.

પૈઠવું, ક્રિ૦ સ૦ પરઠવું; કરાર કરવો સાટું કરવું; ઠરાવવું.

પૈઠો, પુ૦ ચૂલ ઉપર, લાકડાં ઓસાને કરેલું ઓહું તે.

પૈડું, ન૦ ચક; ચાક; ચક્કર. ક્રિ૦ પ્ર૦ પૈડું ફરવું-ચાલવું=કામ થવું; ચાલવું. [હાતરો

પૈડો, પુ૦ બાવળની શીંગ;

પૈતું, ન૦ પીતો; શાક અથવા ફળનો ગોળ કકરો; ગોળ ફોડવું. [બાપીકું.

પૈતૃક, વિ૦ [સં.] પિતૃસંબંધી;

પૈશાચ, વિ૦ [સં.] વિવાહનો એક પ્રકાર; અભાન કન્યાને કપટથી ઉપાડી જઇ પરણવું તે વિવાહ. (૨) વિ૦ પિશાચ સંબંધી.

પૈશાચી, સ્ત્રી૦ [સં.] પ્રાંત ભાષાઓમાંની એક જુની પ્રાકૃત ભાષા, માગધી, શૌરસેની, પૈશાચી, અને અપભ્રંશ વગેરે જુની ભાષાઓમાંની એકભાષા.

પૈશુન-ન્ય, ન૦ [સં.] પિશુનતા; ખળતા; દુષ્ટતા. (૨) ચાડીચુગલી કરવાપણું તે; નીચતા.

પૈસાદાર, વિ૦ ધનવાન; માલદાર; શ્રીમંત. કહે૦ પૈસાદારનો છોકરો દુધરે રમે.

**પૈસો**, પુ૦ આનાના ચોથા ભાગ જેટલી કિંમતનો તાંબાનો સિક્કો; જંઈ; દોઢિયું. (૨) ધન; દોલત; લક્ષ્મી. રૂ૦ પ્ર૦ પૈસો ટકો=માલમિલકત. ક્રિ૦ પ્ર૦ પૈસો ખાવો=માલમિલકત ભોગવવી. (૨) લાચ લેવી. પૈસા ખોટા કરવા=લહેણું ખુડાડવું. પૈસાના કોકરા કરવા=ખૂબ ખરચવું. પૈસાનું પાણી કરવું=પૈસા ઉડાવી દેવા. પૈસાનું સૌ સગું=બધો સંબંધ માયા ને લઈને છે. કહે૦ પૈસો તો ઢેડને ઘેરે હોય=પૈસો કંઇ મોટાઇ નથી. પૈસાને પાંખો હોય છે=તે ઝટ ઉડી જાય છે. પૈસાનાં કંઇ ઝાડ ઉગે છે?=પૈસા મફત આવતા નથી.

**પો**, સ્ત્રી૦ પુણ્યાંક; વધાઈનો અંક; દાવનો વધારાનો અંક. (૨) જય. રૂ૦ પ્ર૦ પોબાર=લીલાલહેર.

**પોય**, સ્ત્રી૦ એક જાતનો વેલો અને તેનાં પાન. (એ પાનનાં ભજિયાં થાય છે.) (૨) હજાર.

**પોઇસ**, સ્ત્રી૦ [સં. પદ્ય] દૂર ખસો, સંભાળીને માર્ગ આપો, એવો ગાડીવાનનો પોકાર તે.

**પોક**, સ્ત્રી૦ મોટે ધાંટે રડવું તે; ઠુસકો મૂકવો તે. (૨) પોકાર; રાડ.

**પોકરાણ**, ન૦ પોકેપોક મૂકીને રડવું તે; પોકરણ. (૨) બુમાબુમ; હોકારાહોકાર. કકળાણ.

**પોકળ**, વિ૦ પોલું; ખાલી. (૨) અર્થ વગરનું; અમસ્તું. (૩) ખોટું; જૂઠું. પોકળ શ્રાદ્ધ કરવું=મોટેથી પોક મૂકીને રોવું. [ખાલી જગા.

**પોકળી**, સ્ત્રી૦ અવકાશ; આકાશ

**પોકાર**, પુ૦ મોટેથી બૂમ મારીને બોલવું તે; બરાડો; બૂમ; રાડ; ઘાંટો; સાદ. (૨) મોટે ઘાંટે નામ દઈને બોલાવવું તે.

**પોકારવું**, ક્રિ૦ સ૦ મોટે ધાંટે બોલાવવું; બૂમ પાડવી; બરાડવું; બરકવું (૨) શરણ માગવું.

**પોકેપોક**, સ્ત્રી૦ ધ્રુસકેધ્રુસકા; બુમેબુમ. (૨) મોટેથી રડીને શોક કરવો તે. [કિંમતી હીરો; પીળું રત્ન.

**પોખરાજ**, પુ૦ આછા પીળા રંગનો

**પોખવું**, ક્રિ૦ સ૦ પોસવું; પાળવું; ખવરાવવું; પોષણ કરવું. (૨) સંતોષ આપવો.

**પોગળ**, વિ૦ પોલું; અંદરથી ખાલી હોય એવું. (૨) ન૦ તદ્દન ખોટું; જૂઠાણું; ખોટારૂં; બોદાપણું; ખાલી દેખાવ. ક્રિ૦ પ્ર૦ પોગળ નીકળવું=જૂઠાણું ઉઘાડું પડી જવું; છેવટે ખરી વાત બહાર આવવી.

**પોગળી**, સ્ત્રી૦ ગાંસડી.

**પોચ**, સ્ત્રી૦ ડાંગર વગેરેના એવા દાણા કે જેની અંદર કણ હોય નહિ; બીજ વગરનું ફોતરું. (૨) નરમપણું; ઢીલાપણું; કમીપણું. (૩) હોશિયારી; ચાલાકી; કુશળતા; ચતુરાઇ; ચંચળાઇ;પટુતા.

**પોચકણ**, પુ૦ પોચો જે દાણો તે; સત્ત્વ વગરનો દાણો. (૨) વિ૦

ઢીલું; પોચું; નમ્ર. (૩) બીકણ; ડરકુ; બાયલું; દમવગરનું.

**પોચકું**, ન૦ છાણનો થોડોક લચકો; છાણનો નાનો લોદો. ક્રિ૦ પ્ર૦ પોચકાં નાખવાં=બીવું; ગભરાવું; ડગમગ થવું.

**પોચું**, વિ૦ ઢીલું; ગદગદું; નરમ. (૨) કોમળ; સુકુમાર; મૃદુ. (૩) બીકણ; હિંમત વગરનું; નબળું. (૪) ગરીબ; સાલસ. [પોટલી.

**પોટકી**, સ્ત્રી૦ નાની ગાંસડી; **પોટકું**, ન૦ નાની પોટલી; ગાંસડી; બચકો.

**પોટલિયો**, પુ૦ ઘોડેસ્વાર પાસે રહે એવી નાની મશક. (૨) મશકના આકારનો સોનાનો પોલો મણકો. (૩) કુલ્લું. ક્રિ૦ પ્ર૦ પોટલિયે જવું =ઝાડે ફરવા જવું

**પોટલી**, સ્ત્રી૦ પોટકી; બચકી.

**પોટલું**, ન૦ પોટકું; બચકું; ગાંસડી. રૂ૦ પ્ર૦ પોટલે પોટલાં=પુષ્કળ. [બચકો

**પોટલો**, પુ૦ ગાંસડો; મોટો **પોટાસ**, પુ૦ [અં.] ધાતુ અને વનસ્પતિની ભસ્મનો એક ક્ષાર.

**પોટીસ**, સ્ત્રી૦ [અં.] સોજો ઉતારવાને અથવા ગડગુમડને પકવવા ઉપર બાંધવા માટે લોટ ખદખદાવીને બનાવવામાં આવતી લુગદી.

**પોટેસિયમ**, ન૦ [અં.] પોટાસ ક્ષારમાંનું એક મુખ્ય તત્ત્વ.

**પોઠ**, સ્ત્રી૦ [સં. પુટ] બેવડો કોથળો; પ્રાણીની પીઠ ઉપર બે પડખે રહે એવો કોથળો; ગુણ. (૨) એ ગુણો અને તે વહેનારાં બળદ વગેરે પ્રાણીઓનો સમુદાય તે; વણજાર; સંઘ; સાથ. રૂ૦ પ્ર૦ પોઠ પડવી=ઝરસામાન અને રસાલા સાથે મુકામ કરવો તે; માણસોએ જેમ તેમ પથારીઓ કરી પડવું તે.

**પોઠિયો**, પુ૦ નંદી; શિવને સ્વારી કરવાનો બેલ તે. (૨) પોઠ ઉપાડનારો બળદ તે. [દિયું. (૨)વણજારો

**પોઠી**, પુ૦ વણજારનું નાનું બળ·

**પોઢણું**, પહોઢવું; પોઢવું.

**પોઢું**, ન૦ લીપણનું પડ; પોપડો. (૨) છોડું; ફોતરું.

**પોઢણ**, ન૦ પોઢવું-સુવું તે. (૨) પોઢવાનું જે કંઇ તે; પલંગ.

**પોઢવું**, ક્રિ૦ અ૦ સૂવું; સફાઇદાર શયનમાં નિરાંતે સૂવું; નચિંત સૂવું; દેવનું, રાજાનું ને મોટા માણસનું સૂવું. (માનાર્થે)

**પોઢાડવું**, ક્રિ૦ સ૦ સુવાડવું; આરામ માટે સંભાળથી સારા બિછાનામાં સુવાડવું. [જેટલું; પોણિયું.

**પોણ**, ન૦ પોણું; ત્રણ ચતુર્થાંશ

**પોણિયું**, ન૦ ત્રણ ચતુર્થાંશ જેટલું હોય એવું તે; પોણા ભાગ જેટલું. પોણિયાં=મોટી આખી સુડીના પોણા ભાગ જેટલી પડીનાં બલોયાં તે.

**પોણીસો**, વિ૦ નવ્વાણું અને પોણા જેટલું. પોણોસો=૭૫ અને પોણીસો=૯૯ાા.

**પોણું**, વિ૦ ત્રણ ભાગ જેટલું: ત્રણ ચતુર્થાંશ. રૂ૦ પ્ર૦ પોણચોદું=ગેરવાજબી; જુઠું. પોણા આઠ=નામર્દ; નબળું.

**પોણોસો**, વિ૦ પંચોતેર; ૭૫.

**પોત**, ન૦ [ સં. પ્રોત ] વાણા તાણાની ઘાટાઇ; કુમાસ. (૨) કપડું; વસ્ત્ર; પટ. (૩) જેમાં ભાત કે રંગ વગેરે ન હોય એવું સ્વચ્છ મુલાયમ સુરેખ કપડું. (૪) મરનાર સ્ત્રીને માટે તેના પિયેર તરફથી જે ઉહલાં વસ્ત્ર આપવામાં આવે છે તે:-પોત નાખવું. (૫) કસ ખોલાવવી તે. (૬) શકિત; બળ; પાણી. (૭) જાતિ સ્વભાવ; અસલ સ્વરૂપ;-પોત પ્રકાશ્યું. (૮) મછવો; નાની હોડી. (૯) બાળક; બચ્ચું.

**પોતડી**, સ્ત્રી૦ નાનું ધોતિયું.

**પોતવું**, જુ૦ પહોંચવું

**પોતાનું**, સ૦ સ્વકીય; પોતીકું; જાતનું. ક્રિ૦ પ્ર૦ પોતાનું કરવું=અંતરનું બનાવી રાખવું.

**પોતાપણું**, ન૦ આપપણું; હુંપણું; વ્યકિતત્વ.

**પોતિયું**, ન૦ ધોતિયું; પુરુષને કમરે પહેરવાનું વસ્ત્ર તે. ક્રિ૦ પ્ર૦ પોતિયાં કાઢવાં=ગભરાવું. પોતિયાં છુટીજવાં=મહુજ ડરીજવું.

**પોતી**, સ્ત્રી૦ ધોતી. [અંગત.

**પોતીકું**, વિ૦ પોતાનું; સ્વકીય;

**પોતું**, ન૦ મહેસુલ તરીકે ઉઘરાવેલાંનાણાનું ભરણું; તિજોરીમાં ભરવાનો અવેજ. (૨) લુગડાનો લોચો; મસોતું. (૩) ધોળવા રંગવાની પીછી; કુચડો. ક્રિ૦ પ્ર૦ પોતું ફેરવવું=ભુસી નાખવું. પોતું વહાવું=કરેલી વસ્તુને ધૂળ મેળવવી.

**પોતે**, સ૦ જાતે; ખુદ; આપોઆપ.

**પોથી**, સ્ત્રી૦ પુસ્તકનાં છુટાં પાનાંને અથવા ચોપડીને એક કપડામાં બાંધીને બનાવેલી પોટકી. (૨) ચોપડી; પુસ્તક; ગ્રંથ. (૩) અજાતાનું રાતા રંગનું પડેલ. ( દાંત રંગવામાં, ચુડીઓ રંગવામાં અને મેંદીને ઠેકાણે પગે મૂકવામાં કોઇ કોઇવાર એનો ઉપયોગ થતો. ) કહે૦ પોથીમાંનાં રીંગણાં =કહેવાનું પણ કરવાનું નહિ.

**પોથું**, ન૦ મોટી પોથી; મોટું લંબાણ પુસ્તક. (૨) છુટાં પાનાંવાળા પુસ્તકનું પોટલું. કહે૦ પોથાં તે થોથાં ને ડાચાં તે સાચાં=પુસ્તકમાં હોય તે કામ આવે નહિ અને મોંએ હોય તે તો તરત ઉપયોગ થાય.

**પોદળો**, [ સં. પુદ્ગલ ] છાણનો લોંદો; ગાય ભેંસ વગેરેની હગારની ઢગલી. ( ૨ ) પોચો-ઢીલો ઢગલો. પોદળા જેવું=સ્થૂલ અને પડયું કે જેહું ત્યાંથી ઉઠીજ શકે નહિ એવું; ચઢું; અચંચળ

**પોપ**, પુ૦ [ અં. ] રોમન કેથોલિક ધર્મનો વડો ધર્માચાર્ય.

**પોપણું**, ન૰ આંખઉપરનું ચામડીનું ઢાંકણ. (૨) પુષ્પરીની ફાડ. (૩) શીંગનું ફોતરૂં.

**પોપટ**, પુ૰ જેમ શિખવાડીએ તેમ બોલે એવું એક પંખી; શુક; તોતા. ક્રિ૰ પ્ર૰ પોપટ બનાવવું=ચપ ચપ બોલી જાય એવું બનાવવું; શીખવીને હોશિયાર કરવું. પોપટ પાળવો= ફુલાવી ફુલાવી રાખવું; પંપાળી રાખવું.

**પોપટડો**, પુ૰ પોપટ; શુક. (કવિતામાં.)

**પોપટિયું**, વિ૰ પોપટના રંગનું: લીલું. (૨) ગોખણિયું; વગર સમજનું.

**પોપટી**, સ્ત્રી૰ પોપટની માદા. (૨) એક જાતની વેલ. (૩) વિ૰ લીલું.

**પોપટું**, ન૰ પોપટી નામની વેલનું ફળ. (૨) ચણાની શીંગ.

**પોપટો**, પુ૰ ચણાની શીંગ; નાના ડુકડા જેવી શીંગ (૨) પોપટ.

**પોપડી**, સ્ત્રી૰ કોઇ પણ ચીજની ઉખડેલી પતરી; પડ; નાનો પોપડો; કપોટું.

**પોપનસ**, ન૰ [ सं. पनस. ] પપનસ; નાની નાની મીઠું ને ખાટું પાણી ભરેલી કળીઓ વાળું એક ફળ.

**પોપલાં**, ન૰ ફાંફાં; ખાલી–નકામી માથાકુટ. (૨) લાડમાં કાલું કાલું બોલવું તે.

**પોપલું**, વિ૰ પોચું; નરમ; નાજુક. (૨) કંઈ સહન કરે નહિ એવું; સુકુમાર; કાલું ઘેલું; પંપાળી રાખેલું; લાડ લડાવેલું. (૩) ખાલી આમતેમ ફાંફાં મારતું એવું. (૪) ન૰ અંકુર, નાજુક કુણગો.

**પોપા**, પુ૰ પોપો; બાળકને ખાવે કે હાથેળીએ પારેલું ટપકું; નજરિયું. (૨) એક મોટા ભય–પોપા લઇ ગયા.

**પોપાગાળું**, વિ૰ જરા જરામાં મોટેથી રડી ઢોંગ કરનારૂં; બખાળિયું; ઢોંગી; ફુલવાખોર.

**પોપું**, વિ૰ ઘણા લાડથી શરીરે અને સ્વભાવે નરમ થઇ ગયેલું; પોચું; બીકણ. ૨૦ પ્ર૰ પોપાંબાઇ=બહુજ નાજુક; શરમાળ અને નરમ સ્વભાવની સ્ત્રી. તે ઉપરથી પોપાં બાઇનું રાજ્ય=પોચા અમલનું રાજ્ય. (૨) પોમલું; વખાણ ઘેલું.

**પોપૈયો**, પુ૰ પપૈયો; એક જાતનું ફળઝાડ અને તેનું ફળ. (એ ફળ મોટી કેરી જેવાં થાય છે. એ ફળની કાચી કચુંબર કરીને અને પાકાં થતાં કાપીને ખવાય છે. એમાં ગળપણ પુષ્કળ હોય છે. પોપૈયાનું પેપસીન નામનું સત્વ બહુ પાચક છે.)

**પોબાર**, પુ૰ બાર અને વધાઇનો એક વધારે અંક; વધાઇ આવવી તે. (૨) વિજય; ફતેહ; ક્રિ૰ પ્ર૰ પોબારા ગણવા=છાનામાના નાસી જવું.

**પોમલું**, વિ૰ મોહ પામી જાય એવું; હરખઘેલું. (૨) પોચું.

**પોમાવું**, ક્રિ૰ અ૰ મોહ પામી હરખાઇ જવું; મલકાઇ જવું. (૨) ગાંડાં ઘેલાં થઇ જવું.

**પોયણુ**, સ્ત્રી૦ એક ફૂલવેલ; પોયણી. ( એનાં ફૂલ રાતે ખીલે છે ને દહાડે બિડાઇ જાય છે. )

**પોયણી**, સ્ત્રી૦ પોયણુ; રાત્રીએ ખીલનારી એક વેલ્લી; કુમુદિની

**પોયણું**, ન૦ પોયણીનું ફૂલ; રાતે ખીલનારૂં અને દિવસે બંધ થઇ જનારૂં કમળ.

**પોયું**, ન૦ ગેડી દડો રમનારાઓએ નક્કી કરેલી બન્ને બાજુ તરફની હદ–સીમા તે; જ્યાં દડો પહોંચાડવાથી જીત ગણાય તે જગા; પૈતું; પૈયું.

**પોર**, અ૦ [ સં. પૂર્વે] ગયે વર્ષે; આવતે વર્ષે. [ પહોર; પ્રહર.

**પોર**, ન૦ બાળક; છોકરૂં. ( ૨ )

**પોરવવું**, પરોવવું

**પોરસ**, પુ૦ તૃપ્તિનો આનંદ તે; સંતોષ; પ્રફુલ્લતા.

**પોરસાવું**, ક્રિ૦ અ૦ પ્રફુલ્લ થવું; સંતોષાવું; આનંદે ફૂલવું; ખીલવું; સ્નેહરસે ભરાવું.

**પોરિયો**, પુ૦ છોકરો.

**પોરી**, સ્ત્રી૦ છોકરી [ગુદસ્તવું.

**પોરકું**, વિ૦ ગઇ સાલનું;

**પોરેગીર**, પુ૦ પહેરેગીર; ચોકી રાખનારો

**પોરો**, પુ૦ પાણીમાં થતો બહુજ બારીક જીવ. કહે૦ દૂધમાંથી પોરા કાઢવા=જ્યાં દોષનો સંભવ ન હોય ત્યાં પણ દોષ જોવો; બહુ ચિકાશ કરવી ( ૨ ) પ્રહર. ( ૩ ) કાળ; સમય. ( ૪ ) કુવામાંથી પાણી કાઢવાની ડોલ. [નું; ફિરંગી.

**પોર્ચુગીઝ**, વિ૦ પોર્ચુગાલ દેશ-

**પોલ**, ન૦ દર; કાણું. ( ૨ ) અંદર અવકાશ હોય એવું તે; અંદરથી ભરેલું નહિ એવું તે. ( ૩ ) ગપ. ક્રિ૦ પ્ર૦ પોલ ચલાવવી=ગપ ચલાવવી; ઢોંગ મચાવવો; ખોટેખોટો જવાબદારી વગરનો કારભાર ચલાવવો. ( ૪ ) ગોદડું; ગદેલું. ( ૫ ) રૂની નાની થપેલી.

**પોલકારવું**, ક્રિ૦ અ૦ કાણું પાડવું, પોલું કરવું; કોચવું.

**પોલકારિયું**, ન૦ કોચીને પાડેલું બાકું; ભોક; પોલું કરવું તે. [ભોક.

**પોલકાણું**, ન૦ બાકું; કાણું;

**પોલકું**, ન૦ સ્ત્રીઓનું એવું ફૂલેલું બદન, કે જે અંદરથી પોલું રહે, છાતી પેટ ને પીઠ ઢંકાય એવી સ્ત્રીઓની ચોળી.

**પોલંપોલા**, અ૦ પોલંપોલ; અંધેર. જ્યાં કશી વ્યવસ્થા હોય નહિ એવું; ખાલી.

**પોલાણું**, વિ૦ પોલું; અસાર. ( ૨ ) કાચું. ( ૩ ) જેમાંથી નવા શેરડીના ફણગા નિકળે છે તે; સાંઠા ઉપરની આંખો.

**પોલાણ**, ન૦ પોલું; અંદરથી ખવાયેલું; પોલું અને અવકાશવાળું; નહિ ભરેલું. [ લોઢું.

**પોલાદ**, ન૦ ખરૂં લોઢું; તીખું

**પોલારવું**, ક્રિ૦ પોલું કરવું: કાણું પાડવું. (૨) કોચવું: ખાતર પાડવું. (૩) દર પાડવું.

**પોલારું**, ન૦ પોલું હોય એવું; પોલ. (૨) વિ૦ અંદરથી અવકાશ-વાળું, પોલું.

**પોલાળ**, વિ૦ પોલવાળું; જેમા પોલ હોય તે.

**પોલેપોલ**, અ૦ અંધેર.

**પોલીસ**, સ્ત્રી૦ [અં.] રક્ષણ કરનારી તથા વ્યવસ્થા રાખનારી ફોજ, ગુના પકડનાર અને લોકવ્યવસ્થા રાખનાર ખાતું; તે ખાતાનો સિપાઇ; કોટવાળી કરનાર.

**પોલું**, વિ૦ પોકળ; અંદર કંઇ હોય નહિ એવું; ખાલી; અવકાશવાળું. (૨) બહારના ભભકાનું; ઉપરની સફાઇવાળું.

**પોલુવાં**, ન૦ પિંજેલા અને પોચા રૂનાં ગદેલાં; પોચી ગાદીઓ.

**પોવું**, ક્રિ૦ સ૦ પરોવવું; નાકામાં દોરો ઘાલવો. (૨) દોરામાં મણકા વગેરે ઘાલવા. (૩) ઇચવું; ભીંસા.નાખવું.

**પોશ**, સ્ત્રી૦ [સં. ✓પ્રસૃતિ] પસલી; ખોબો.પોશભરવી=ધધાઇ લેવી. પોશ ભરાવવી=ખોબો ભરાય એટલી બક્ષીશ આપવી. (૨) પોષ: વિક્રમ સંવતનો ત્રીજો મહીનો.

**પોશા**, પુ૦ પોષણ.

**પોશાક**, પુ૦ [ફા.] પહેરવાનાં વસ્ત્ર; કપડાં. (૨) પહેરવેશ; અમુક તરેહથી પહેરેલાં લુગડાંનો દેખાવ; પોષાક. (૩) લેબાસ, ખીલત: સારા કામની કદરમાં કપડાં વગેરેની બક્ષીસ આપવી તે.

**પોશાગીર**, પુ૦ તાલીમબાજ: પહેલવાન; કસરતી જુવાન. (૨) સુંદર પોશાક પહેરીને ફરનારો: સફેદ પોશ; ઠગ. [રે કરવાનું સ્થાન, ઉપાશ્રય

**પોશાળ**, સ્ત્રી૦ જૈનોને પૂજા વગે-

**પોશિંદું**, વિ૦ [ફા.] દરદાન; હિંમત કરી જાણનાર; મારક; આશ્રય આપનાર; મુરબ્બી. [નાની

**પોશી**, વિ૦ પોશાની-પોશ મહિ-

**પોષક**, વિ૦ [સં.] પોષણ કરનાર; પાલક; પાળનાર. (૨) પુષ્ટિ આપનાર; વધારનાર; ટેકો આપનાર.

**પોષણ**, ન૦ [સં.] ગુજરાન; ખોરાકી. પોષાવું તે. (૨) ટેકો: મદદ.

**પોષણીય**, વિ૦ [સં.] પોષવા લાયક,પાળવા જેવું. [જગા;ઉપાશ્રય.

**પોષધશાળા**, સ્ત્રી૦પૂજા કરવાની

**પોષવું**, ક્રિ૦ સ૦ પોષણ કરવું: પાળવું; ખવરાવવું પીવરાવવું. (૨) પુષ્ટિ આપવી; ઉત્તેજન-મદદ આપવી.

**પોષાવું**, ક્રિ૦ અ૦ પોષણ થવું. (૨) પાલવવું; પરવડવું. (૩) કદર-હિંમત થવી. (૪) પુષ્ટ થવું; વધવું; પુરાવું; ભરાવું; મદદ મળવી; માત મળવું. [લેબાસ.

**પોષાક**, પુ૦ પોશાક: પહેરવેશ;

**પોષાકી**, સ્ત્રી૦ પોષણ, ખાનપાન વસ્ત્ર, વગેરે. (૨) પહેરવેશ; કપડાં [પોષણ આપીને ઉછેરેલું.

**પોષિત**, વિ૦ [ સં ] પાળેલું;

**પોષ્ય**, વિ૦ [ સં ] પોષણ કરવાને યોગ્ય; પોષવા લાયક; પોષ્ય વર્ગ=કુટુંબનાં માણસો આશ્રિતજન.

**પોસ**, પુ૦ અફીણનું જીંડવું. જેમાં ખસખસ થાય છે તે કોચલું-ડોડો. (પોસના ડોડા એમ કહેવાય છે. એ શેકના કામમાં આવે છે.) (૨) વધાઇની બક્ષીસ, આશ્રિત જનને આપવામાં આવતી વધાઇ ---દિવાળીની પોસ. (૩) વિક્રમ સંવતનો ત્રીજો મહીનો; પોષ; પોશ. (૪) [ फा ] ચામડી; છોડું. [જીંડવા.

**પોસનાડોડા**, પુ૦ અફીણના

**પોસાવું**, વિ૦ પરવડતું. પાલવતું: અનુકૂલ પડતું. (૨) શરીરે ભરેલું; પોષણ પામેલું.

**પોસાવું**, ક્રિ૦ અ૦ પરવડવું; પાલવવું. (૨) પોષણ થવું; પુષ્ટ થવું; ભરાવું.

**પોસ્ટ**, સ્ત્રી૦ [ અં. ] અમુક દર લઇ દેશ પરદેશ કાગળો મોકલવા લાવવાનું કામ કરનારું ખાતું-સંસ્થા; ડાક; ટપાલ. પોસ્ટમેન=ટપાલી,કાગળ વહેંચનારો;

**પોસ્તી**, વિ૦ પોચું; ઢીલું; નરમ

**પોહ**, પુ૦ પહો; ભામદાર; પ્રભાત; સવાર (૨) અ૦ ઢોરને પાણી પાવાને ઉચ્ચરાતો ઉદ્ગાર.

**પોહરો**, પુ૦ પહેરો.

**પોહોર**, પુ૦ [ સં. ] દિવસ અથવા રાતનો ચોથો ભાગ તે; ત્રણ કલાક જેટલો વખત તે. (૨) અ૦ ગયે વર્ષે. આવતે વર્ષ પોર

**પોળ**, સ્ત્રી૦ [ સં. प्रतोली ] મહોલ્લો, શેરી, ખડકી; અંધિયાર કૂળિયું. [(૨) મોકળાશ.

**પોળાઇ**, સ્ત્રી૦ પહોળાપણું.

**પોળિયો**, પુ૦ મુંબાઇમરો કલદાર રૂપિયો (૨) પ્રતીહાર; દરવાન; પોળની ખડકીએ રહેનારો.

**પોળી**, સ્ત્રી૦ [ સં. पूलिका ] પાતળી ને પોચી રોટલી, પડવાળી રોટલી,

**પોળું**, જુ૦ પહોળું.

**પોંક**, જુ૦ પોખ.

**પોંકવુ**, પોખવું.

**પોંકિયું**, પોખિયું.

**પોંખ**, પુ૦ [ સં. प्रोक्ष ] તાજા દાણા ભરેલા ડુંડા ને દેવતા ઉપર ધરી શેકીને છૂટા પાડેલા દાણા.

**પોંખણાં**, ન૦ પોંખવાનાં સાધનો; વર વહુને વધાવી લેવાનાં ધુંસરી, વલોણાનો વાંસ, ત્રાક ને સળિયો વગેરે તે.

**પોંખલું**, ન૦ ડુંડું; કણસલું; ઉંબી, બાજરિયું વગેરે. (૨) પણછ પર માંડવાનું તીરનું મૂળ

પોંખવું, ક્રિ૦સ૦ [સં. પ્ર+ઉક્ષ] વરને અને વહુને ઘરમાં દાખલ થતાં વધાવવાં તે; પવિત્ર જળ ને મંગળ વસ્તુઓનું પ્રોક્ષણ કરવું તે.

પોંખિયું, બે અથવા વધારે કકડાઓથી બનેલી વસ્તુનું એક બાજુનું અંગ અવયવ તે; બાજુનો ભાગ–કકડો; ફાંટા; દાંતો.

પોંચ, સ્ત્રી૦ પહોંચ; પાવતી; રસાદ. (૨) ઉંડી સમજ; અકકલ; બુદ્ધિમત્તા.

પોંચી, સ્ત્રી૦ પહોંચી; પુરુષને પોંચે–કાંડે પહેરવાનું એક ઘરેણું.

પોંચો, પુ૦ કાડાથી આંગળા લગીનો હાથનો ભાગ તે; કાંડું; પહોંચો ક્રિ૦ પ્ર૦ પોંચા કરડવા=કંપારી છુટે એવું ક્રૂર કામ જોઇ અફસોસ કરવો. (૨) દયા બતાવવી. (૩) હાર ખાઇજવી. (૪) નાઇલાજ છતાં ગુસ્સો બતાવવો.

પૌઆ, જુઓ પૌંવા.

પૌગંડ, ન૦ [ સં. ] બચપણ; નાનપણ, પૌગંડા વસ્થા=બાલ્યાવસ્થા.

પૌત્ર, પુ૦ [ સં. ] પુત્રનો પુત્ર; દીકરાનો દીકરો. [ પુત્રી.

પૌત્રી, સ્ત્રી૦ [ સં. ] પુત્રની

પૌનર્ભવ, પુ૦ વિધવાએ પુનઃ કર્યા પછી થયેલો છોકરો તે.

પૌર, ન૦ [ સં. ] શહેરમાં રહેનાર માણસ; નાગરિક. પૌરજન=શહેરનાં માણસો. (૨) નાગર; સભ્ય; વિવેકી માણસ.

પૌરક, પુ૦ [ સં. ] ઘરની પાસેનો ભાગ; નજરબાગ.

પૌરાણ, વિ૦ પુરાણ સંબંધી.

પૌરાણિક, [ સં. ] પુરાણ વાંચનાર; જાણનાર; પુરાણી. (૨) વિ૦ પુરાણનું.

પૌરાંગના, સ્ત્રી૦ [ સં. ] શહેરમાં રહેનારી; સારી રીતભાતવાળી સુંદર સ્ત્રી.

પૌરુષ, ન૦ [ સં. ] પુરુષપણું; મર્દાઇ. (૨) બળ; પરાક્રમ. (૩) વિ૦ પુરુષ સંબંધી.

પૌરુષેય, વિ૦ પુરુષનું જેમાં કર્તૃત્વ હોય એવું; પુરુષનું

પૌર્ણમાસ, પુ૦ [ સં. ] પૂર્ણિમાને દિવસે કરાતો યજ્ઞ તે.

પૌર્ણમાસી, સ્ત્રી૦ પૂર્ણિમા; પુનમ; પુનેમ [ પુનેમ.

પૌર્ણિમા, સ્ત્રી૦ [ સં. ] પુનમ;

પૌલોમી, સ્ત્રી૦ [સં.] ઇન્દ્રાણી.

પૌષ, પુ૦ [ સં. ] પોશ મહીનો.

પૌષ્ટિક, વિ૦ [ સં. ] પુષ્ટિકારક; શરીરને પુષ્ટ બનાવે એવું; કૌવતદાર.

પૌંડરીક, ન૦ [ સં. ] ધોળું કમળ; ધોળાં કમળનું બનાવેલું તે.

પૌંડ્, ન૦ [ સ. ] વૈષ્ણવી ઉભું ટીલું. (૨) ભીમસેનના શંખનું નામ.

પૌંવા, પુ૦ પૌંઆ; ડાંગેરને પલાળી સેકી ખાંડીને બનાવેલા ચપટા ચોખા.

**પ્યાજ**, ન૰ એક જાતનું ઝીણું પોતનું રેશમી કપડું. (૨) કાંદો; ડુંગળી.

**પ્યાજી**, વિ૰ બહુ હલકા સ્વભાવનું; અટકચાળું; તોફાની; પાજી.

**પ્યાદીઅહાત**, સ્ત્રી૰ શેતરંજની રમતમાં પ્યાદાથી રાજાને શેહ પહોંચાડવી તે.

**પ્યાદું**, વિ૰ પગપાળું, પગે હીંડનારું. (૨) પાયદળ-મ્હોરું: પ્યાદો; પગે ચાલીને લડનારો સૈનિક. [ પ્રીતિ.

**પ્યાર**, પુ૰ સ્નેહ; પ્રેમ; વહાલ;

**પ્યારું**, વિ૰ વહાલું; પ્રિય.

**પ્યારી**, સ્ત્રી૰ વહાલી સ્ત્રી; પ્રિયા,

**પ્યાલી**, સ્ત્રી૰ નાનો પ્યાલો; પવાલી; કટોરી. [ કચોલું,

**પ્યાલું**, ન૰ પવાલું; કટોરો. (૨)

**પ્યાલો**, પુ૰ મોટું પવાલું. કટોરો.

**પ્યાસ**, સ્ત્રી૰ પાણી પીવાની ઇચ્છા; તરસ; તૃષા.

**પ્ર**, અ૰ [ સં.] શબ્દની આગળ આવતો એક ઉપસર્ગ. ( ક્રિયાપદની આગળ આવતાં આગળ એવો અર્થ બતાવે છે; વિશેષણની આગળ જોડતાં ઘણું અને વધારે એવો અર્થ બતાવે છે અને નામની આગળ આવતાં, આરંભ, ઉત્કર્ષ, ખ્યાતિ, ઉત્પત્તિ વગેરે અર્થ બતાવે છે. વળી જુદાઇ, સ્વચ્છતા, લંબાણ, અતિશયતા, સંપૂર્ણતા અને સંતોષ, એવા અર્થો પણ બતાવે છે.)

**પ્રકટ**, વિ૰ [સં ] સ્પષ્ટ; ખુલ્લું; ઉઘાડું. (૨) પ્રસિદ્ધ; જાહેર; પ્રકાશ.

**પ્રકટિત**, વિ૰ [સં ] પ્રકાશિત; પ્રસિદ્ધ કરેલું [ કરવું તે; પ્રકાશન.

**પ્રકટીકરણ** ન૰ [ સં ] પ્રકટ

**પ્રકર**, પુ૰ [સં.] ઢગલો; સમૂહ. (૨) અગુરુ ચંદન.

**પ્રકરણ**, ન૰ [સં.] ગ્રંથના જુદા જુદા વિભાગ; ખંડ; પાદ; અધ્યાય; પરિચ્છેદ; બાબ; સર્ગ. ( ૨ ) વિષય; બાબત; પ્રસંગ (૩) પ્રસ્તાવ; પ્રસ્તાવના. (૪) બનાવ; કામ; પ્રસંગ. (૫) તુમાર; લખાણ.

**પ્રકર્ષ**, પુ૰ [સં.] ઉત્કર્ષ.

**પ્રકંપ**, પુ૰ [ સં. ] થરથરાટ; કંપારો; ધ્રુજારો. [ ફરવું તે.

**પ્રકંમા**, પ્રદક્ષિણા; આસપાસ

**પ્રકામ**, વિ૰ [ સં ] કામનાવાળું; મનગમતું.

**પ્રકાર**, પુ૰ [ સં. ] ભેદ. જાત. (૨) રીત; તરેહ. ( ૩ ) બાબ. ( ૪ ) નમુનાનો ઘાટ.

**પ્રકાશ**, પુ૰ [સં.] તેજ, દીપ્તિ; રોશની; અજવાળું; ઉજેશ (૨) ચળકાટ; ભભક ( ૩ ) તડકો, આતપ. ( ૪ ) પ્રસિદ્ધિ; જાહેરાત. ( ૫ ) અ૰ ચાહન. ખુલ્લી રીતે; જાહેરમાં. ક્રિ૰ પ્ર૰ પ્રકાશ કરવું=ખુલ્લું કરવું; બહાર પાડવું.

**પ્રકાશક** વિ૰ પ્રકાશ કરનાર;

બહાર પાડનાર. ( ૨ ) અજવાળું કરે એવું.

**પ્રકાશકતા**, સ્ત્રી૦ પ્રકાશ કરવાપણું; તેજસ્વિતા. ( ૨ ) ઉજળાપણું; ચકચકાટપણું.

**પ્રકાશન**, ન૦ પ્રકાશવું તે. (૨) જાહેર થવું-બહાર પડવું તે.

**પ્રકાશવું**, ક્રિ૦ અ૦ ઉજેશ આપવો; ઝળાંઝળા થવું; ચકચકવું; દીપવું. ( ૨ ) ઝળકી દેખાવી. તેજ જણાવું. ( ૩ ) બળવું. ( ૪ ) ખુલ્લા દેખાવું. ( ૫ ) તપવું. ( ૬ ) ચૈતન્યવાળું હોવું.

**પ્રકાશિત**, વિ૦ [ સં. ] જાહેર કરેલું; પ્રસિદ્ધ કરેલું. ( ૨ ) તેજદાર; ચળકતું; પ્રકાશેલું. ( ૩ ) દર્શિત; જણાવેલું; જાહેરમા આવેલું; છપાવેલું.

**પ્રકાશી**. વિ૦ પ્રકાશવાળું; પ્રકાશ કરનાર.

**પ્રકાંડ**, વિ૦ [ સં. ] વિસ્તીર્ણ; બહોળું. ( ૨ ) ઉત્તમ; પ્રશસ્ત. (૩) ન૦ થડ.

**પ્રકીર્ણ**, વિ૦ [સં.] પરચૂરણ; નાના પ્રકારનું; મિશ્ર. ( ૨ ) વિસ્તૃત; ખુલ્લું.

**પ્રકીર્તિત** વિ૦ કથિત; ગાયેલું; વખાણેલું. [ થયેલું.

**પ્રકુપિત**, વિ૦ કોપેલું; ગુસ્સે

**પ્રકૃત**. વિ૦ સાધારણ; પ્રસ્તુત; વર્તમાન; ચાલુ. (૨) મળેલું; પ્રાપ્ત.

**પ્રકૃતિ**, સ્ત્રી૦ [ સં. ] મૂળ સ્વભાવ; જન્મ-જાતિસ્વભાવ. (૨) સ્વરૂપાવસ્થા; અસલ હાલત; કુદરતી બંધારણ. ( ૩ ) આધાર શક્તિ; અનાદિ માયા. (૪) તબિયત; આરોગ્ય. ( ૫ ) રૈયત; પ્રજાજન; લોક; જન. (૬) પ્રધાન;-પ્રકૃતિ મંડળ.

**પ્રકૃતિજન્ય**, વિ૦ [સં.] સ્વભાવજન્ય. [ ચેલું; આણેલું.

**પ્રકૃષ્ટ**, વિ૦ [સં.] તાણેલું; ખેં-

**પ્રકોપ**, પુ૦ [સં.] ઉછાળો; વાત પિત્ત ને કફનો બગાડો. ( ૨ ) ગુસ્સો; કોપવું તે; ખૂબ ઇતરાજ થવું તે.

**પ્રકોષ્ઠ**, પુ૦ [ સં. ] કોણીની ઉપલો ભાગ, જ્યાં કડું પહેરાય છે તે; મણિબંધ.

**પ્રક્રમ**, પુ૦ [ સં. ] ઉપક્રમ; પ્રથમારંભ. [ તે; ગમન.

**પ્રક્રમણ**, ન૦ [સં.] જવું-ફરવું

**પ્રક્રિયા**, સ્ત્રી૦ રીત; રૂઢિ. ( ૨ ) કર્મ; ક્રિયા; કામ. (૩) વ્યવસ્થા; ગોઠવણી. (૪) શબ્દ બનાવવાની રીત તે.

**પ્રક્ષાલન**, ન૦ [ સં ] ધોવું-પખાળવું તે; માર્જન. [ફેંકેલું; ઉમેરેલું

**પ્રક્ષિપ્ત**, વિ૦ [સં] નાખેલું;

**પ્રખર**, વિ૦ [ સં. ] અત્યંત ગરમ; આકરું. ( ૨ ) સખત; તીખું. ( ૩ ) બખતર.

**પ્રખ્યાત**, વિ૦ [સં.] વિખ્યાત; નામાંકિત; પ્રસિદ્ધ; જાણીતું; જાહેર.

**પ્રખ્યાતિ**, સ્ત્રી૦ [સં.] વિખ્યાતિ; પ્રસિદ્ધિ; નામના. ( ૨ ) ઓળખ.

**પ્રગટ**, વિ૦ પ્રકટ; ચાહન; ખુલ્લું; જાહેર. ( ૨ ) પ્રત્યક્ષ. ક્રિ૦ પ્ર૦ પ્રગટ કરવું=પ્રસિદ્ધ કરવું.

**પ્રગતિ**, સ્ત્રી૦ વધારો; નીતિ-રીતિ, ચાલચલગત, વિદ્યા, વ્યવહાર વગેરેમાં આગળ વધવાપણું તે; ઉન્નતિ; પ્રતિગમન તે; ઉત્કર્ષ; અભિવૃદ્ધિ.

**પ્રગટવું**, ક્રિ૦ અ૦ સળગવું; લાગવું. ( ૨ ) ઉત્પન્ન થવું; પેદા થવું. ( ૩ ) જાહેરમાં આવવું; ખુલ્લું પડવું; ઉઘડવું. [ પસરવું; વ્યાપવું.

**પ્રગમવું**, ક્રિ૦ અ૦ પરગમવું;

**પ્રગલ્ભ**, વિ૦ [સં] ઉછાંછળું; ઉદ્ધત. ( ૨ ) શરમાયા વગર બોલે એવું. ( ૩ ) તીખાસ્વભાવનું; શૂર; બાહોશ.

**પ્રગલ્ભતા**, સ્ત્રી૦ ઉછાંછળાઇ; ઔદ્ધત્ય. ( ૨ ) વાચાળપણું; ધૃષ્ટતા; નિશ્ચિંતતા.

**પ્રગલ્ભા**, સ્ત્રી૦ નિડર બોલકણી ને ઉત્સાહી નાયિકા. ( ૨ ) પુખ્ત ઉંમરની સ્ત્રી.

**પ્રઘાત**, પુ૦ [ સં. ] ચીલો; ખણાઇને પડેલો માર્ગ; રીત, ચાલ; રિવાજ. [ પરોણો; અતિથિ.

**પ્રઘણ**, પુ૦ [ સં. પ્રાઘૂર્ણ ]

**પ્રચલિત**, વિ૦ [ સં ] ચાલતું આવેલું; ચાલુ કરેલું.

**પ્રચંડ**, વિ૦ મોટું અને જબરમાન. ( ૨ ) ઉગ્ર; દુર્ધર્ષ; તીવ્ર. ( ૩ ) આકરું; ગરમ; જલદ; તીખું.

**પ્રચંડતા**, સ્ત્રી૦ ઉગ્રતા; તીવ્રતા. ( ૨ ) આકરાપણું. ( ૩ ) કદની–સ્વભાવની મોટાઇ તે.

**પ્રચાર**, પુ૦ [સં] ચાલ; રૂઢિ; રીત; રિવાજ. ( ૨ ) ફેલાવ; પ્રસાર.

**પ્રચારવું**, ક્રિ૦ સ૦ રેડવું; સીંચવું; છાંટવું; રંગેરગ વ્યાપી જાય એમ ચલાવવું. ( ૨ ) ફેલાવવું; પ્રસારવું; વ્યાપી જાય એમ કરવું. ( ૩ ) ટાણા રૂપે કહી દેખાડવું; યાદ લાવવું; યાદ આવે તેમ કરવું.

**પ્રચારિત**, વિ૦ ચલાવેલું; ફેલાવેલું; પ્રસારેલું.

**પ્રચાલક**, વિ૦ ચલાવનાર; શરૂઆત કરનાર. [ ઘણું; બસ.

**પ્રચુર**, વિ૦ [સં.] બહુ; પુષ્કળ;

**પ્રચ્છન્ન**, વિ૦ [ [સં.] ગુપ્ત; છાનું. (૨) ઢાંકેલું; નહિ ખુલ્લું.

**પ્રચ્છાદન**, ન૦ [ સં. ] આચ્છાદન; ઉપલું ઢાંકણ. (૨) ચાદર; પિછોડી

**પ્રજળવું**, ક્રિ૦ અ૦ બળવું; લાગવું.

**પ્રજા**, સ્ત્રી૦ [ સં.] સંતતિ; છોકરાં. ( ૨ ) રાજ્યના રહેવાસી લોક; રૈયત; પ્રકૃતિ. (૩) બચ્ચાં. કહે૦ જેવો રાજા તેવી પ્રજા. પ્રજાવડે રાજા અને રાજાવડે પ્રજા.

**પ્રજાગર**, વિ૦ [ સં. ] જાગતું: ઉંઘ રહિત. (૨) ઉજાગરો; જાગરણ.

**પ્રજાપતિ**, પુ૦ [ સં. ] બ્રહ્મા. (૨) પ્રજાને ઉત્પન્ન કરી પાળનાર દક્ષ વગેરે. ( ૩ ) પ્રજાનો ઇશ્વર તે; રાજા. ( ૪ ) પરજાપતિ; કુંભકાર; કુંભાર.

**પ્રજાપાલ**, પુ૦ [ સં. ] પ્રજાનું રૈયતનું પાલન કરનારો; રાજા.

**પ્રજાપાલન**, ન૦ પ્રજાનું પાલન કરવું તે; પ્રજાની રક્ષા કરવી અને સંભાળ રાખવી તે. (૨) પ્રજાને સુખી ને સંતોષી રાખી તેનું રક્ષણ કરવાનું રાજાનું જે કામ તે.

**પ્રજાવતી**, સ્ત્રી. છોકરાંવાળી સ્ત્રી. ( ૨ ) મોટી ભોજાઇ.

**પ્રજાસત્તાક**, વિ. પ્રજાની સત્તાનું હોય એવું : જેમાં પ્રજાનો બહુમત એજ સત્તા ગણાય એવું.

**પ્રજાળવું**, ક્રિ૦ સ૦ બાળવું; લગાડવું: સળગાવવું.

**પ્રજ્ઞ**, વિ૦ જ્ઞાની; અક્કલવાળું; બુદ્ધિવાળો. (૨) ડાહ્યું; શાણું; સમજુ; વિદ્વાન; પંડિત.

**પ્રજ્ઞા**, સ્ત્રી૦ [સં.] બુદ્ધિ; સમજ શક્તિ; અક્કલ. પ્રજ્ઞાચક્ષુ=આંધ; જેની અંતર્દૃષ્ટિ ઉઘડેલી હોય એવું; આંખો ન છતાં જેને બધું જ્ઞાન હોય એવું.

**પ્રજ્વલિત**, વિ૦ [ સં. ] બળતું; ભડભડ સળગેલું; લાગી ગયેલું એવું.

**પ્રણત**, વિ૦ [ સં. ] નત; નમન કરવાને નીચું પડેલું. (૨) વિનયી.

**પ્રણમવું**, ક્રિ૦ અ૦ પ્રણામ કરવા; નમીને પગે લાગવું.

**પ્રણય**, પુ૦ [ સં ] પ્રેમ; સ્નેહ; પ્રીતિ. (૨) પ્રેમપ્રાર્થના. [સ્ત્રી; ભાર્યા.

**પ્રણયિની**, સ્ત્રી૦ પ્રિયા; વહાલી

**પ્રણયી**, વિ૦ સ્નેહાળ; પ્રીતિવાળું; વહાલું. ( ૨ ) ના૦ પ્રિયવર; વહાલો સ્વામી.

**પ્રણવ**, પુ૦ [ સં ] વેદનો મંગળમય પ્રથમોદ્ગાર; ૐકાર.

**પ્રણામ**, પુ૦ [સં] નીચા નમીને પગે લાગવું તે; નમસ્કાર.

**પ્રણાલિકા**, સ્ત્રી૦ [સં] પ્રણાલી; પાણીને વહી જવાની નીક; પડનાળ ( ૨ ) નહેર. ( ૩ ) ખાડી. ( ૨ ) પરંપરા; રૂઢિ; રીત; પદ્ધત.

**પ્રણાશ**, પુ૦ નાશ.

**પ્રણિધિ**, પુ૦ [ સં. ] છુપા દૂત; ચાર; જાસુસ

**પ્રણિપત**, ન૦ [સં.] કાલાવાલા; આજીજી; નમન. [ પ્રણામ.

**પ્રણિપાત**, પુ૦ [સં] નમસ્કાર;

**પ્રણીત**, વિ૦ [સં] બનાવેલું; રચેલું. [ (૨) જાત; ભેદ.

**પ્રત**, સ્ત્રી૦ નકલ; એક વસ્તુ:

**પ્રતવારી**, સ્ત્રી૦ જાતવારી.

**પ્રતાપ**, પુ૦ [સં.] તેજ; પ્રભાવ; કાંતિ; ભભક. (૨) દૈવત; પરાક્રમ; શક્તિ; શૌર્ય. (૩) મોટાઇ; યશ; કીર્તિ. (૪) લાગવગ.

**પ્રતાપી,** વિ૦ પરાક્રમી: પ્રતાપવાળું; શૂરવીર; જેની ધાક પડે એવું.

**પ્રતાપન.** ન૦ [સં.] બીજાને તપાવવું-સંતાપવું તે; જુલમ; સીતમ.

**પ્રતારણા,** સ્ત્રી૦ [સં.] વંચના; છેતરપિંડી; ઠગાઇ.

**પ્રતિ,** અ૦ [સં.] તરફ; ભણી; પાછું; ફરીને; સામું; ઉલટું; વિરુદ્ધ. (૨) જાતિ; ભેદ. [ ઉત્તર આપવો તે.

**પ્રતિઉત્તર,** પુ૦ સામો જવાબ;

**પ્રતિકૂલ,** વિ૦ [સં.] નહિ ગમતું; નહિ માફક આવતું. (૨) વિરુદ્ધ; સામું; ઉલટું; વિપરીત.

**પ્રતિકૂલતા,** સ્ત્રી૦ અણગમો; વિરુદ્ધતા [ છબી; પ્રતિમા.

**પ્રતિકૃતિ,** સ્ત્રી૦ [સં.] છાયાચિત્ર

**પ્રતિગ્રહ,** પુ૦ [સં.] સ્વીકાર. (૨) દાન લેવું. તે.

**પ્રતિજ્ઞા,** સ્ત્રી૦[સં.] પણ; નિયમ. (૨) પૂર્વપક્ષ. (૩) સોગન. [ હંમેશ.

**પ્રતિદિન,** અ૦ રોજ; નિત્ય;

**પ્રતિધાવન,** ન૦ [સં.] સામે દોડવું તે; પૂઠે પડવું તે. [ પડછંદો.

**પ્રતિધ્વનિ,** પુ૦ [સં.] પડઘો;

**પ્રતિનાયક,** પુ૦ મુખ્ય નાયકનો સાથી તે. (૨) સામાવાળિયો.

**પ્રતિનિધિ,** પુ૦ [સં.] મુખત્યાર; વકીલ. (૨) અવેજી.

**પ્રતિપક્ષ** પુ૦ [સં. સામો પક્ષ; વિપક્ષ. (૨) શત્રુ; દુશ્મન.

**પ્રતિપક્ષી,** પુ૦ સામાવાળિયો, બીરૂ; પ્રતિવાદી.

**પ્રતિપત્તિ,** [સં.] ખાતરી; ખાતરજમાં; પ્રતીતિ. (૨) મોટાઇ; ગૌરવ. (૩) પ્રવૃત્તિ; ક્રિયા.

**પ્રતિપદા,** સ્ત્રી૦ [સં.] પખવાડિયાનો પહેલો દિવસ તે; પડવો.

**પ્રતિપાદન,** ન૦ [સં.] પુરવાર કરવું; સાબીત કરવું; સિદ્ધ કરવું; ઠરાવવું; ખાતરી કરી આપવી.

**પ્રતિપાલન,** ન૦ પાળવું તે; પરિપાલન; રક્ષણ [નપોષણ કરનાર.

**પ્રતિપાળ,** પુ૦ પાળનારો, પાલ-

**પ્રતિબંધ,** પુ૦ [સં.] અટકાવ; આડ; મના; અવરોધ; બંધી.

**પ્રતિબંધક,** વિ૦ [સં.] પ્રતિબંધકારક; બંધનકર્તા; અટકાવનાર; રોકાણ કરનાર.

**પ્રતિબિંબ,** ન૦ [સં.] છાયાકૃતિ; પાણીમાં અથવા કાચમાં કે ઓપ ઉપર કોઇ વસ્તુનું પડેલું જે સામું આબેહુબ ચિત્ર-દૃશ્ય તે.

**પ્રતિબિંબિત,** વિ. [સં.] સામી બાજુએ આબેહુબ છાયા રૂપે પડેલું એવું; સામું દેખાઇ રહેલું; એક ચીજનું જાણે બીજું રૂપ જ હોય એમ દેખાઇ રહેલું; ભાસમાન.

**પ્રતિબોધ,** પુ૦ [ સં. ] સારી રીતે સમજાવવું તે. ( ૨ ) જાગૃતિ; જ્ઞાન થવું તે

**પ્રતિબોધવું,** ક્રિ૦ સ૦ [સં.]

સામાને બોધ થાય એમ કરવું, જાગ્રત કરવું, જ્ઞાન આપવું, સૂઝ પાડવી

**પ્રતિભા**, સ્ત્રી૦ બુદ્ધિ, અક્કલ, સમજણ, (૨) કાંતિ, દીપ્તિ, તેજ, બુદ્ધિમાનપણું

**પ્રતિભાગ**, પુ૦ [ સં૦ ] સામો હિસ્સો, ભાગ ફાળો, પાતી

**પ્રતિભાન**, ન૦ તાત્કાલિક બુદ્ધિ, સમયસૂચકતા.

**પ્રતિભાવ**, પુ૦ [સં.] સમભાવ.

**પ્રતિભાસ**, પુ૦ [ સં ] સામે કંઇ જણાવું તે, એકદમ કંઇ દૃશ્ય કે જ્ઞાનનું ઉદ્ઘાટન થવું તે, સમજાવું, અમુકના સરખું ભાન થવું તે (૨) પ્રતિબિંબ, પ્રતિચ્છાયા (૩) પ્રકાશ; તેજ [ જેવું

**પ્રતિમ**, વિ૦ સરખું, સમાન,

**પ્રતિમા**, સ્ત્રી૦ [સં૦] પૂતળું, મૂર્તિ, કોઇ આકૃતિના જેવીજ આકૃતિ તે

**પ્રતિયોગી**, પુ [સં.]સામાવાળિયો, શત્રુ દુશ્મન (૨) અવેજી, બદલે ચોજાયેલો માણસ (૩)ભાગિયો (૪) સમોવડિયો (૫) જોડિયો.

**પ્રતિરૂપ**, ન૦ સરખાપણું. (૨) પ્રતિમા, મૂર્તિ, પ્રતિકૃતિ.

**પ્રતિરોધ**, પુ૦ [સં] અટકાવ, રોકાણ (૨) તિરસ્કાર.

**પ્રતિલોમ** વિ૦ [સં ] ઉતરતું, હલકું, કનિષ્ઠ, વિલોમ, પ્રતિલોમજ= ૧ ઉત્તમ વર્ણના પુરુષથી ઉતરતી વર્ણની સ્ત્રીને પેટ જન્મેલું તે. પ્રતિલોમ જાતિ=ઉતરતી વર્ણ.

**પ્રતિવચન**, ન૦ [ સં. ] સામો જવાબ, પ્રત્યુત્તર, સામોબોલ

**પ્રતિવાદણ**, સ્ત્રી૦ વળતો જવાબ દેનાર સ્ત્રી તે, દાવાનો-જવાબ દેનારી.

**પ્રતિવાદી**, પુ૦ [ સં ] સામો વાદ કરનારો પ્રતિપક્ષી, સામાવાળિયો, વાદીની સામે જવાબ આપનારો [ રવું

**પ્રતિવારણ**, ન૦ [ સં. ] નિવા-

**પ્રતિવાર્તા**, સ્ત્રી૦ [સં] જણાવેલી હકીકત, સામેથી મળેલી વાત

**પ્રતિવાર્ષિક**, વિ૦ [સં] વાર્ષિક, વર્ષોવર્ષનું. વર્ષોવર્ષ આવતું, દર વરસનું

**પ્રતિવાસર**, અ૦ [ સં ] પ્રતિદિન, દરરોજ, હમેશા.

**પ્રતિવિધાન**, ન૦ પ્રતિકાર; ઇલાજ. (૨) ઠાઠમાઠ, રચના.

**પ્રતિશબ્દ**, પુ૦ [સં] પડઘો. પડછંદો

**પ્રતિષેધ**, પુ૦ [સં] નિષેધ

**પ્રતિષ્ઠા**, સ્ત્રી૦ [ સં ] માન. આબરૂ ઇજ્જત, બારબોજ, ગૌરવ (૨) મૂર્તિસ્થાપનાનો કરવામા આવતો એક સંસ્કાર ક્રિ૦ પ્ર૦ પ્રતિષ્ઠા કરવી=મૂર્તિમા વિધિસર દેવત્વ મૂકવું

**પ્રતિષ્ઠિત**, વિ૦ [ સં ] માનવંત, આબરૂદાર ઇજ્જતવાળું પ્રતિષ્ઠાયુક્ત, ગૌરવાન્વિત (૨) વિખ્યાત, જાણીતા આગેવાન

**પ્રતિસ્પર્ધા**, સ્ત્રી૦ [ સં ] હરીફાઇ સરસાસરસી ચડસાચડસી

**પ્રતિસ્પર્ધી**, વિ૦ સામાવાળિયો શત્રુ દુશ્મન, હરીફ વાળો

**પ્રતિહત** વિ૦ [સ ] હટાવેલુ હરાવેલુ નિરાશ [ઇલાજ ચિકિત્સા

**પ્રતીકાર**, પુ૦ [ સ ] ઉપાય

**પ્રતીત**, સ્ત્રી૦ પતીજ, ભરોસો વિશ્વાસ ખાતરી

**પ્રતીતિ** સ્ત્રી૦ [ સ ] પતીજ, વિશ્વાસ ખાતરી સપૂર્ણ જ્ઞાન

**પ્રતીપ** પુ૦ [ સ. ] એ નામનો અર્થાલંકાર, કે જેમા ઉલટ ઉપમા અપાય છે

**પ્રતીક્ષા**, સ્ત્રી૦ [ સ ] રાહ વાટ (૨) આશા; અપેક્ષા

**પ્રતીહાર**, પુ૦ [સ ] દ્વારપાળ, પોળિયો દરવાન

**પ્રતીહારી** સ્ત્રી૦ [ સ ] દ્વારપાલિકા અત પુરની સ્રી નોકર

**પ્રતોદ**, પુ૦ [ સ ] ચાબખો ચાબુક પરાણી

**પ્રત્યક્ષ**, વિ૦ [ સ ] નજર સામેનુ ઇદ્રિયોથી સાફ સમજાતુ હાજરાહજુર ઇદ્રિય ગ્રાહ્ય (છ પ્રકારનુ પ્રત્યક્ષ કહેવાય છે મનથી આખથી કાનથી નાસિકાથી, જીભથી અને ચામડીથી જણાય-સમજાય એવુ તે પ્રત્યક્ષ)

**પ્રત્યક્ષપ્રમાણ**, ન૦ [ સ ] ઇદ્રિયોથી સ્પષ્ટ જણાતુ અને અનુભવતુ હોય એવુ જે જ્ઞાન તે પુરાવો પ્રમાણ

**પ્રત્યય** પુ૦ [ સ ] શબ્દને છેડે લગાડવામા આવતા અમુક અર્થ બતાવનારા અક્ષર તે (૨) વિશ્વાસ ભરોસો (૩) પ્રતિજ્ઞા (૪) હેતુ

**પ્રત્યવાય**, પુ૦ [ સ ] બાધ હરકત અડચણ વાંધો

**પ્રત્યંચા**, પુ૦ [ સ ] પણછ. કામઠાની દોરી

**પ્રત્યાખ્યાન**, ન૦ [ સ ] ઠપકો મેણુ (૨) નિરાકરણ

**પ્રત્યાઘાત**, પુ૦ [ સ ] સામો ધક્કો સામો આચકો (૨) પડઘો પડછદો

**પ્રત્યાહાર**, પુ૦ [ સ ) વ્યાકરણ પ્રમાણે સૂત્રના પહેલા ને છેલ્લા અક્ષરના મેળાપથી બનેલી અમુક સજ્ઞા, સક્ષેપ શબ્દ પારિભાષિક સજ્ઞા (૨) પાછુ હઠ પાછુ ખેચી લેવુ તે (૩) સયમ

**પ્રત્યુત્તર** પુ૦ [ સ ] સામો વળતો જવાબ આપવો તે ઉત્તર

**પ્રત્યુત્પન્ન** વિ૦ [ સ ] તરત ઉત્પન્ન થયેલુ તુરતાતુરત સુઝેલુ તાત્કાલિક હાજરાહજુર પ્રત્યુત્પન્ન મતિ–તરત બુદ્ધિવાળુ હાજરજવાબી.

**પ્રત્યુપકાર** પુ૦ [ સ ] ઉપકારની સામે ઉપકાર કરવો તે

**પ્રત્યુષ** પુ૦ [ સ ] પ્રભાત, મળસકુ પરોઢ

**પ્રત્યે** અ૦ પ્રતિ. તરફ; ભણી.
**પ્રત્યેક**, અ૦ એકએક. દરેક.
**પ્રથમ**, વિ૦ [ સં. ] પહેલું; મુખ્ય. ( ૨ ) સારૂં; શ્રેષ્ઠ ( ૩ ) અ૦ પહેલેથી. શરૂઆતમાં. [ (વિભક્તિ)
**પ્રથમા**, વિ૦ [ સં. ] પહેલી.
**પ્રથા**, સ્ત્રી૦ [ સ ] રૂઢિ, વહીવટ; માર્ગ; ધારો; પદ્ધતિ. ( ૨ ) રીત; ચાલ. ( ૩ ) ટેવ; આદત.
**પ્રથિત**, વિ૦ [ સં ] વિખ્યાત; જાણીતું. પ્રસિદ્ધ. ( ૨ ) વિસ્તરેલું; ફેલાયેલું; જાહેર.
**પ્રદક્ષિણા**, સ્ત્રી૦ [ સં. ] આસપાસ ફરી વળવું તે; પરિક્રમા.
**પ્રદર**, પુ૦ [ સં. ] સ્ત્રી૦ સ્ત્રીઓનો એક રોગ ( ૨ ) પાલવ પલ્લું.
**પ્રદર્શન**, ન૦ [ સં. ] સૌ કોઇ જુએ એમ ખુલ્લું મૂક્યું તે દેખાડવા મૂકેલું જે તે દૃશ્ય,
**પ્રદર્શિત**, વિ૦ [ સં ] દેખાડેલું; દાખવેલું; બતાવેલું.
**પ્રદાન**, ન૦ [સં.] દાન આપવું તે; પુણ્ય નિમિત્તે આપવું તે. ( ૨ ) બક્ષીશ [ દીપ.
**પ્રદીપ**, પુ૦ [ સ ] દીવો બત્તી;
**પ્રદીપન**, ન૦ [સં.] દીપાવનાર; તેજ કરનાર. ( ૨ ) ઉશ્કેરાવું-તેજ થવું તે, ( ૩ ) વધારનાર, ઉઘાડનાર; ચેતવનાર રુચિ કરનાર.
**પ્રદીપ્ત** વિ૦ [ સં.] ઝળઝળાટ. પ્રકાશિત; ભડભડાટ બળ્યા કરતું હોય એવું. ( ૨ ) તેજ; જાગ્રત; દીપેલું, ઉત્સાહિત; ઉશ્કેરાયેલું.

**પ્રદેશ**, પુ૦ [ સં. ] વિશાળ ભૂભાગ; દેશ; ભૂમિ; મુલક. ( ૨ ) વિદેશ; પરદેશ. ( ૩ ) અંગુઠો અને તર્જની પહોળા કર્યાં હોય એટલું પ્રમાણ તે. ( ૪ ) હદ; સીમા; આંતરો. ( ૫ ) જગા; સ્થાન.

**પ્રદોષ**, પુ૦ [ સં. ] સાંજ સવારનો સંધિકાળ; સાંજનો સૂર્ય આથમી જઇ અંધારૂં થાય તે દરમિયાનનો સમય તે. ( ૨ ) એક વાર જમવાનું એક વ્રત. (૩) દોષ; ગુનો.
**પ્રદ્યુમ્ન**, પુ૦ [ સં. ] કામદેવ. ( ૨ ) શ્રીકૃષ્ણનો પુત્ર; અનિરુદ્ધનો પિતા.

**પ્રધાન**, વિ૦ [ સં. ] મુખ્ય; વડું; મોટું; પહેલું. ( ૨ ) પુ૦ મંત્રી; દિવાન; વજીર.
**પ્રધાનવટું**, ન૦ દિવાનગીરી; વજીરાત; મંત્રી તરીકેની કારકીર્દી. ( ૨ ) પ્રધાનપણું; મંત્રીત્વ.
**પ્રધાવન**, ન૦ [ સં. ] દોડ; દોડાદોડી કરવી તે. ( ૨ ) હાયવરાળ; ફાંફાં.

**પ્રપંચ**, પુ૦ [ સં. ] સંસાર; દુનિયા. (૨) માયા; ભ્રમ પ્રતારણ. (૪) કાવતરૂં; સ્વાર્થજાળી બાજી. ફસાવટ. (૫) વિપર્યાસ. (૬) વિસ્તાર.

**પ્રપંચી,** વિ૦ કપટી, કાવતરાં-ખોર; દગલબાજ; ઠગ; ધૂર્ત; લુચ્ચું; સ્વાર્થી, ખટપટી; જાળવાળું.

**પ્રપા,** સ્રી૦ [ સં. ] પાણી પાવા ની જગા; પરબ

**પ્રપાઠક,** પુ૦ [ સં. ] પાઠે કરવાનો અધ્યાય, પ્રકરણ; બાબ.

**પ્રપાત,** પુ૦ [ સં. ] પતન; પાત. (૨) ભુસકો. (૩) પડી જવું-ઢારી જવું-ઉતરી જવું તે. (૩) ધોધ.

**પ્રપિતા,** પુ૦ [સં] પિતામહનો પિતા; દાદાનો બાપ.

**પ્રપૌત્ર,** પુ૦ [સં] પૌત્રનો પુત્ર.

**પ્રફુલ્લ,** વિ૦ [ સં ] ફૂલેલું; ખીલેલું; ઉઘડેલું; પ્રસન્ન; ખુશાલ; મોજ હોય એવું.

**પ્રફુલ્લિત,** વિ૦ પ્રફુલ્લ.

**પ્રબળ,** વિ૦ [સં] બળવાન; જોરાવર; સરાકત; કસદાર.

**પ્રબંધ;** પુ૦ [સં.] સારી રીતે બંધાયેલું-રચાયેલું હોય એવું તે; અમુક રીતિએ ગોઠવાયેલું-બનાવેલું લખાણ તે. (૨) નિબંધ; અટકાવ. (૩) બંધ; બાંધ.

**પ્રબુદ્ધ,** વિ૦ [ સં. ] જાગત; જાગેલું. (૨) ખરી વસ્તુ જેને સમજાયલી હોય એવું; જાણીતું.

**પ્રબોધ,** પુ૦ [સં.] જ્ઞાન; બોધ; સમજણ, યથાર્થ જ્ઞાન. (૨) જાગર્તિ; હોશિયારી. (૩) શિક્ષા; નસિયત. (૪) સાવચેતી.

**પ્રબોધિની,** વિ૦ જાગ્રત કરનારી; ઉઠવાની. પ્રબોધિની એકાદશી=દેવ-દિવાળી; દેવને ઉઠવાની કાર્તિક શુદ અગિયારસ.

**પ્રભવ,** પુ૦ [સં.] જન્મ થવાનું કારણ; જન્મ હેતુ. (૨) ઉત્પત્તિનું મૂળ તે; ઉદ્ભવ; ઉગમ; ઉદય.

**પ્રભા,** સ્રી૦ [સં.] પ્રકાશ; તેજ; દ્યુતિ; અજવાળું. (૨) કાન્તિ; ઓજ. (૩) વડાઇ; મોટાઇ; પ્રભુતા. (૪) સ્પૃહા; ગરજ; તમા; દરકાર.

**પ્રભાકર,** વિ૦ [ સં. ] પ્રકાશ કરનાર. (૨) સૂર્ય; સૂરજ. (૩) અગ્નિ-ચંદ્ર વગેરે.

**પ્રભાત,** ન૦ [સં.] પ્રાતઃકાળ; ઉષા; મળસકું. (૨) સવારનો વખત. (૩) એ નામનો એક રાગ.

**પ્રભાતિયું,** ન૦ પ્રભાતે ગાવાના રાગનું સ્તુતિપદ્ય.

**પ્રભાવ,** પુ૦ [ સં. ] પ્રતાપ; તેજ; રોફ (૨) શક્તિ; બળ; દૈવત; પ્રભુતા. (૩) ગુણ; અસર. (૪) રૂવાબ; દમામ.

**પ્રભુ,** પુ૦ [સં.] ઇશ્વર; પરમેશ્વર. (૨) રાજા; માલીક; શેઠ. (૩) ધણી; સ્વામી. ૨૦ પ્ર૦ પ્રભુનું માણસ =ભોળું માણસ.

**પ્રભુતા,** સ્રી૦ [ સં. ] ઇશ્વરતા; પ્રભુપણું (૨) ઐશ્વર્ય; જાહોજલાલી; વૈભવ. (૩) રાજા-માલીક-ધણી ...

તે. (૪) વડાઇ; મોટાઇ; (૫) સત્તા; દાબ; દોર; જોહુકમી.

**પ્રભૃતિ,** અ૦ [સં.] આદિ લઇને; અમુકથી માંડીને,

**પ્રમત્ત,** વિ૦ [સં.] ઘેલું; ગાંડું (૨) ઉન્મત્ત; છકી ગયેલું (૩) છાકટું; કેફમાં હોય એવું. (૪) જેનું મન ઠેકાણે ન હોય એવું; પ્રમાદી.

**પ્રમત્તતા,** સ્ત્રી૦ ઘેલછા; ગાંડાઇ. (૨) પ્રમાદીપણું. (૩) કેફનું બેભાનપણું. (૪) તુંડાઇ; મગરૂરી, છાક.

**પ્રમદવન,** ન૦ [સં.] અંતઃપુર પાસેનો બગીચો; સ્ત્રીઓને હરવા ફરવાનો ખાનગી બાગ. [સુંદર સ્ત્રી.

**પ્રમદા,** સ્ત્રી૦ [સં.] મદવાળી

**પ્રમા,** સ્ત્રી૦ [સં.] યથાર્થજ્ઞાન.

**પ્રમાણ,** ન૦ [સં.] પ્રમા; સાબીતી; પુરાવો; સાખ (૨) દાખલો; ઉદાહરણ, પડછો. (૩) ખાતરી; ભરોસો; વિશ્વાસ. (૪) માપ; અંદાજ; આધાર. (૫) વિ૦ સત્ય, સિદ્ધ; ખરૂં; માન્ય; કબુલ.

**પ્રમાણપત્ર,** ન૦ ખાતરીપત્ર; સર્ટિફિકેટ. (૨) દાખલો.

**પ્રમાણવું,** ક્રિ૦ અ૦ કબુલ કરવું; માનવું; આધાર રાખવો. (૨) જાણવું. (૩) ગણવું. (૪) માપવું.

**પ્રમાણિક,** વિ૦ [સં.] મનથી જ સત્ય હોય તે કરનાર; ઇમાનદાર; ન્યાય લાગે તેમ કરનાર; એકવચની; સત્નિષ્ઠાવાન.

**પ્રમાણિકપણું,** ન૦ નેકી; ઇમાનદારી; નિષ્ઠા; સત્યતા; પ્રમાણિક્તા.

**પ્રમાણિકા,** સ્ત્રી૦ એક અક્ષર મેળ છંદ

**પ્રમાણે,** અ૦ આ રીતે; આમ (૨) પેઠે; ગોઠે; માફક; જેમ.

**પ્રમાતામહ,** પુ૦ [સં.] માતા દાદાનો બાપ તે.

**પ્રમાદ,** પુ૦ [સં.] આળસ; બેદરકારી, બે પરવાઇ; અસાવધાનતા; (૨) ગફલત; ભૂલ; ચૂક; ઉપેક્ષા.

**પ્રમાદી,** વિ૦ આળસુ; એદી; બેદરકાર; બેકાળજીવાળું; અસાવધ (૨) સાઠ સંવત્સરોમાંનો ૨૭ મો સંવત્સર

**પ્રમિતિ,** સ્ત્રી૦ [સં.] જ્ઞાન; જ્ઞાનની ક્રિયા. (૨) માપવાની ક્રિયા.

**પ્રમુખ,** વિ૦ આગેવાન; અગ્રેસર; મુખ્ય; વડું; પ્રધાન. (૨) મુખી; સરનશીન; અધ્યક્ષ.

**પ્રમુખપદ,** ન. પ્રમુખની પદવી. સ્થાન તે; પ્રમુખપણું; આગેવાન થવું તે; વડપણ; અધ્યક્ષનું સ્થાન તે.

**પ્રમુદિત,** વિ૦ [સં.] હરખાયેલું; પ્રસન્ન થયેલું; આનંદી.

**પ્રમેય,** વિ૦ [સં.] માપવા-પ્રમાણ કાઢવા યોગ્ય; અનુમાન કરવા લાયક. (૨) પુરવાર કરવા લાયક. (૩) નક્કી કરવાનો જે પ્રશ્ન-વિચાર તે; નિર્ણયને માટે ઉભો કરેલો સવાલ; મુદ્દો. (૪) જ્ઞાનનો વિષય; તત્ત્વવસ્તુ

પ્રમેહ, પુ૦ [ સં ] પરમિયો; એક ચેપી રોગ.

પ્રમોદ, પુ૦ [સં.] આનંદ; હરખ.

પ્રમોદવું. ક્રિ૦ સ૦ ખુશી કરવું; આનંદવું; હરખાવું. [શ્રમ.

પ્રમોહ, પુ૦ [સં.] મુર્ચ્છા; મોહ;

પ્રયત્ન, પુ૦ [ સં. ] મહેનત; પ્રયાસ; મોટી તજવીજ; ખંતથી કાર્ય કરવું તે.

પ્રયાણ, ન૦ [ સં. ] જવું તે; પ્રસ્થાન; ગમન. [ નત; યત્ન.

પ્રયાસ, પુ૦ [સં.] શ્રમ; મહે-

પ્રયુક્તિ, સ્ત્રી૦ [ સં. ] વિશેષ જુગતી વાપરવી તે; દાવપેચથી કામ કરવું તે; પ્રયોગ; પ્રયોજન.

પ્રયુત, વિ૦ [સં.] દસ લાખ.

પ્રયોગ, પુ૦ [ સં. ] અખતરો; અજમાયેશ; શરૂઆતનું કામ કરી જોવું તે. (૨) યુક્તિ; તજવીજ. (૩) કાયદો; નિયમ; ધારો. (૪) વ્યાકરણ પ્રમાણે કર્તા અને કર્મનો ક્રિયા સાથે સંબંધ દર્શાવનારી રચના તે. (૫) સાધના; અનુષ્ઠાન; વિધિ. [ પ્રેરક.

પ્રયોજક, વિ૦ [સં.] યોજનાર;

પ્રયોજન, ન૦ [ સં. ] કારણ; સબબ. (૨) હેતુ; મતલબ; ઉદ્દેશ. (૩) આવશ્યકતા; જરૂર.

પ્રયોજ્ય, વિ૦ [સં.] યોજવા લાયક; જોડવા યોગ્ય.

પ્રરોહ, પુ૦ [સં.] અંકુર; ફણગો.

પ્રલય, પુ૦ [સં.] સૃષ્ટિનો અંત આવવો તે; માણસો અને પ્રાણીઓને સદંતર નાશ થઇ જવો તે. (૨) મોટી આફત; સંહારકાળ; કાળોકેર.

પ્રલાપ, પુ૦ [સં.] ગમે તેમ રોવું તે. મોટેથી બોલીને રડવું તે. (૨) એલફેલ ગમે તેમ બોલવું-બબડવું તે; જલ્પ; બડબડાટ. (૩) વિલાપ.

પ્રલેપ. પુ૦ [સ ] ખરડ; લેપ; વિલેપન; કંટેવાળો.

પ્રલોભન, ન૦ [સં ] લોભાવે એવું જે તે; લલચાવનારું તે; લોભ કરાવે એવું તે.

પ્રલ્લે, જુઓ પ્રલય. ક્રિ૦ પ્ર૦ પ્રલ્લે થવું. પ્રલ્લેકાર=ગજબ, વિનાશ.

પ્રવચન, ન૦ [સં.] વ્યાખ્યાન; વિવેચન.

પ્રવર, ન૦ [સં.] ગોત્ર અથવા કુટુંબની શાખા-પ્રશાખાઓ વગેરે તે. (૨) વિ૦ મુખ્ય; આગેવાન; મુખી.

પ્રવર્તક, વિ૦ [સં.] પ્રવર્તાવનાર; પ્રવર્તનકારી; ફેલાવનાર.(૨)પ્રવૃત્તિજનક.

પ્રવર્તન, ન૦ [સં.] ચાલ ચલગત; વર્તન; પ્રવૃત્તિ કરવાની રીત; પ્રવૃત્તિ.

પ્રવર્તમાન, વિ૦ [સં.] ચાલુ; ચાલતું; અમલમાં હોય એવું. (૨) ફેલાયેલું.

પ્રવર્તવું, ક્રિ૦ અ૦ ફેલાવું; પ્રસરવું. (૨) અમલમાં આવવું; વર્તવું; ચાલવું.

પ્રવર્તાવવું, ક્રિ૦ સ૦ ફેલાવવું: પ્રસારવું; ચલાવવું. (૨) અમલમાં મૂકવું: લોકમાં ફેલાય તેમ કરવું. (૩) વળાવવું: આપી દેવું.

પ્રવાસ, પુ૦ [સં.] પરદેશવાસ તે. (૨) મુસાફરી; દેશવિદેશમાં ફરવું તે.

પ્રવાસી, વિ૦ બીજા-અન્યવાસમાં રહેલું (૨) મુસાફર; પાંથ; વટેમાર્ગુ.

પ્રવાહ, પુ૦ [સં.] વહન-વહેવું તે; સ્રોત; રેલો; ખળકો; ધારા. (૨) નિરંતર ચાલુ ક્રમ તે. (૩) પરંપરા ચાલ્યા કરવી તે. (૪) ગતિ; શહ; ધોરણ.

પ્રવાહી, વિ૦ પ્રવાહે વહે એવું; રેલે એવું; ધારા-પરંપરાએ ચાલ્યું જાય એવું.

પ્રવાળ, ન૦ પ્રવાલ; પરવાળું. પ્રવાળી=પરવાળાંની માળા.

પ્રવિષ્ટ, વિ૦ [ સં. ] પેઠેલું; દાખલ થયેલું; ઘુસેલું.

પ્રવીણ, વિ૦ [ સં. ] નિપુણ; કુશળ; હોશિયાર; કાબેલ; ચતુર. (૨) આવડવાળું; આહિતગાર.

પ્રવૃત્ત, વિ૦ [સં. ] ચાલુ; ચાલતું: પ્રવૃત્તિમાં મચેલું.

પ્રવૃત્તિ, સ્ત્રી૦ [સં.] યત્ન કરવો તે; વ્યાપાર; વ્યવસાય; નાના પ્રકારના વિષયોમાં પ્રવૃત્ત થવું તે. (૨) ભ્રમણ; ઉદ્યોગ. [ (૨) પુષ્ટ.

પ્રવૃદ્ધ વિ૦ વધેલું; મોટું થયેલું.

પ્રવેશ, પુ૦ [ સં. ] પેસવું તે; દાખલ થવું તે. ( ૨ ) કોઇ સ્થાનની અંદર દાખલ થવું-પેસવું તે. ( ૩ ) નાટક વગેરેનો એકાદ વિભાગ તે; જુદાં જુદાં પાત્રોનું રંગભૂમિ ઉપર આવવું તે.

પ્રવેશક, પુ૦ આવતા અંકની વસ્તુ દર્શાવવાને માટે મૂકવામાં આવતો વાર્તાલાપ તે; વિષ્કંભક.

પ્રવ્રજિત, વિ૦ [ સં. ] ત્યાગી; જેણે ચોથો આશ્રમ લીધો હોય તે; સંન્યાસી; વૈરાગી.

પ્રશમન, ન૦ [ સં. ] ઠંડું પાડવું તે; શાંત કરવું તે. (૨) શાંતિ.

પ્રશસ્ત, વિ૦ [ સં. ] વખાણવા લાયક; સ્તુતિ પાત્ર. ( ૨ ) ઉત્તમ; શ્રેષ્ઠ; ઉંચું.

પ્રશસ્તિ, સ્ત્રી૦ [ સ. ] પ્રશંસાનો લેખ તે; મોટા માણસની પુણ્ય કૃતિના વર્ણનવાળો લેખ તે.

પ્રશસ્ય, વિ૦ [ સં. ] વખાણવા લાયક. [ સ્તુતિ કરનાર.

પ્રશંસક, વિ૦ વખાણનાર;

પ્રશંસનીય, વિ૦ વખાણવા લાયક. ( ૨ ) ઉત્તમ; સારું; શ્રેષ્ઠ.

પ્રશંસા, સ્ત્રી૦ [ સં. ] વખાણ; સ્તુતિ; યશ ગાવો તે.

પ્રશાસક, વિ૦ શાસન કરનાર; અમલ બજાવનાર. ( ૨ ) રાજા; અમલદાર.

**પ્રશાંત**, વિ૰ખૂબ શાંત; ટાઢું. (૨) નીરવ; મૌન.

**પ્રશ્ન**, પુ૰ [ સં. ] પૂછવું તે; પૃચ્છા; સવાલ. [ તે; સવાલપત્રક.

**પ્રશ્નપત્ર**, ન૰ પ્રશ્નનું લખાણ

**પ્રશ્નમાળા**, સ્ત્રી૰ પ્રશ્નાવલિ; સવાલોનો સમૂહ તે; ઉપરાઉપરી પુછેલા સવાલો તે.

**પ્રશ્નાર્થ**, વિ૰ પ્રશ્નવાળા અર્થનું તે; પ્રશ્ન સંબંધી; પ્રશ્ન તરીકે પુછાયેલું.

**પ્રશ્નોત્તરી**, સ્ત્રી૰ પ્રશ્ન અને ઉત્તરની જેમાં પરંપરા હોય તે; સવાલ જવાબવાળી રચના.

**પ્રસક્ત**, વિ૰ [ સં. ] લાગેલું; વળગેલું; અનુરક્ત; ચડેલું; ખૂબ હળેલું; આસક્ત.

**પ્રસક્તિ**, સ્ત્રી૰ મોહિની; લગની; છંદ; આસંગો; હેડો.

**પ્રસન્ન**, વિ૰ [ સં. ] ખુશ; આનંદિત; પ્રફુલ્લ મનનું; રાજી.

**પ્રસન્નતા**, સ્ત્રી૰ ખુશાલી; ચિત્તની આનંદમયતા; પ્રફુલ્લપણું.

**પ્રસર**, પુ૰ [ સં. ] ફેલાવો; પ્રસારો; પ્રસરણ. [ ફેલાવો.

**પ્રસરણ**, ન૰ [ સં. ] પ્રસાર;

**પ્રસરવું**, ક્રિ૰ અ૰ ફેલાવું; વિસ્તરવું; વ્યાપી જવું; રેલાવું.

**પ્રસવ**, પુ૰ [ સં. ] જન્મ; જનન; ગર્ભસ્થાનમાંથી બાળકનું બહાર પડવું તે

**પ્રસવવું**, ક્રિ૰ સ૰ જન્મ આપવો; જણવું; ગર્ભમાંથી બહાર પડવું. (૨) જન્મવું; ઉત્પન્ન થવું.

**પ્રસંગ**, પુ૰ [ સં. ] અનુકૂળ-યોગ્ય વખત; લાગ; તાકડો; ટાણું; જોગ; અવસર; સંધિ; જોગવાઈ. (૨) મેળાપ; સંગ; સોબત; સહવાસ; પરિચય (૩) વિષય; પ્રકરણ બાબત. પ્રસંગવશાત્=અવસર-લાગ આવ્યાથી.

**પ્રસંગોપાત્ત**, અ૰ પ્રસંગે.

**પ્રસાદ**, પુ૰ [ સં ] ખુશાલીની નજર તે. (૨) અનુગ્રહ; કૃપા; મહેરબાની. (૩) દેવ, ગુરુ, રાજા, સ્વામી વગેરેએ પ્રસન્ન થઇને આપેલું જે કંઇ તે; નૈવેદ્યની શેષ. (૪) ભોજન. (૫) દેવને ધરાવેલું ખાવાનું તે. (૬) ઠોક; માર. (૭) કાવ્ય રચનામાં રહેલું જે મોહક શબ્દસૌંદર્ય તે; કવિતામા-વાણીમાં ચિત્તને પ્રસન્ન કરે એવું જે તત્ત્વ તે.

**પ્રસાદી**, સ્ત્રી૰ પ્રસાદ.

**પ્રસાધિકા**, સ્ત્રી૰ [ સં. ] રાણીઓને ટાપટીપથી શણગારનારી દાસી [ વિસ્તાર, ફેલાવ.

**પ્રસાર**, પુ૰ [ સં. ] પ્રસરણ;

**પ્રસારક**, વિ૰ પ્રસાર કરનાર; ફેલાવનાર. [તે; પ્રસાર, ફેલાવો.

**પ્રસારણ**, ન૰ ફેલાવું-પ્રસરવું

**પ્રસારવું**, ક્રિ૰ સ૰ ફેલાવવું; પ્રવર્તાવવું; પ્રસરે એમ કરવું. (૨) પહોળું કરવું.

**પ્રસારિત,** વિ૦ પ્રસારેલું; પથરાઇ-ફેલાઇ રહેલું એવું.

**પ્રસિદ્ધ,** વિ૦ [ સં. ] જાણીતું; લોકમાં જાહેર થયેલું એવું; વિખ્યાત. (૨) ખુલ્લું; ચાહન; જાહેર.

**પ્રસિદ્ધિ,** સ્ત્રી૦ [ સં. ] ખ્યાતિ; નામના. (૨) જાહેરાત; લોકની જાણમાં આવવું તે. (૩) ફેલાવો; પ્રસાર.

**પ્રસૂત,** વિ૦ [ સં. ] જન્મેલું; સંજાત; જણેલું.

**પ્રસૂતા,** સ્ત્રી૦ જણનારી બાળકને જન્મ આપનાર સ્ત્રી; પ્રસૂતિકા.

**પ્રસૂતિ,** સ્ત્રી૦ જણવું તે; જનન; પ્રસવ; ઉદ્ભવ; જન્મ. (૨) સંતતિ; છોકરાં. (૩) સુવાવડ.

**પ્રસૂતિકા,** સ્ત્રી૦ [ સં. ] પ્રસૂતા; જણનારી. (૨) સુવાવડી.

**પ્રસૂતિકાગૃહ,** ન૦ સુવાવડીનો ઓરડો; પ્રસવનારીઓને રાખવાનું સ્થાન. [પાષાણ; (૨) શિલા.

**પ્રસ્તર,** પુ૦ [ સં. ] પથરો;

**પ્રસ્તાનું** ન૦ પ્રયાણે નીકળવું તે; પ્રયાણ કરવાને માટે સારા મુહૂર્તમાં સર સામાન સાથે બીજે ઠેકાણે જઈ રહેવું તે.

**પ્રસ્તાર,** પુ૦ [ સં. ] ઘાસની પથારી; સાથરો. (૨) પ્રસાર; ફેલાવો. (૩) પિંગળશાસ્ત્ર પ્રમાણે છંદ સંખ્યા જાણવાનો કોઠો તે.

**પ્રસ્તાવ,** પુ૦ [ સં. ] પ્રસંગ; અવસર; યોગ્ય વખત. (૨) પ્રકરણ; શરૂઆતનો બનાવ; કારણ; હેતુ. (૩) વર્ણન.

**પ્રસ્તાવના,** સ્ત્રી૦ [સં.] ગ્રંથપ્રયોજનદર્શક તેમજ ગ્રંથવસ્તુ નિદર્શક જે શરૂઆતનો લેખ તે; દિબાચો; ઉપોદ્ઘાત. (૨) આરંભ.

**પ્રસ્તાવિક,** વિ૦ પ્રસંગને ઉગતું; પ્રસંગે ઉદાહરણ અપાય એવું; પરચૂરણ.

**પ્રસ્તુત,** વિ૦ [સં.] પ્રાસંગિક; ચાલુ; વર્તમાન.(૨)ના૦ અવસર;ટાણું.

**પ્રસ્થાન,** ન૦ [ સં. ] પરદેશ જવા ઉપડવું તે; પ્રયાણ; કુચ.

**પ્રસ્થાપિત,** વિ૦ [ સં. ] સ્થાપન કરેલું; સારી રીતે બેસાડેલું; દઢ કરેલું. (૨) મોકલેલું; પ્રેરીત.

**પ્રસ્રવ,** પુ૦ [ સં. ] ઝરવું તે; ગળવું-ટપકવું તે; વહેણ. [ યામ.

**પ્રસ્વેદ,** પુ૦ પરસેવો; પસીનો;

**પ્રહર,** પુ૦ [ સં. ] ત્રણ કલાક જેટલો વખત તે; પહોર; યામ.

**પ્રહર્ષણ,** ન૦ આનંદ; હરખ; ખુશાલી. (અક્ષરનો એક છંદ.

**પ્રહર્ષણી,** સ્ત્રી૦ [ સં. ] તેર

**પ્રહસન,** ન૦ [ સં. ] હાસ્ય. (૨) ટોળ. (૩) હાસ્યરસવાળું નાનું નાટક.

**પ્રહાર,** પુ૦ આઘાત; ઘા; ઝટકો; ઝપાટો; ફટકો. (૨) માર.

**પ્રહૃષ્ટ,** વિ૦ રાજી; ખુશી; આનંદિત; હરખાયેલું.

**પ્રાકટ્ય**, ન૦ [સં.] પ્રકટવું તે; જાહેર થવું-ઉત્પન્ન થવું તે; જન્મ; અવતાર; આવિર્ભાવ [ દિવાલ.

**પ્રાકાર**, પુ૦ [સં.] કોટ, કિલ્લાની

**પ્રાકૃત**, વિ૦ નીચું; હલકું. (૨) સામાન્ય હોય એવું; લોકમાં ચાલતું એવું. (૪) ના૦ સંસ્કૃતમાંથી નીકળેલી એક લોકભાષા તે.

**પ્રાકૃતિક**, વિ૦ પ્રકૃતિ સંબંધી; કુદરતી; સામાન્ય; લોક સંબંધી.

**પ્રાક્તન**, વિ૦ આગલું; પહેલાંનું; વંનું (૨) પ્રારબ્ધ; નશીબ

**પ્રાગલ્ભ્ય**, ન૦ [સં.] પ્રગલ્ભતા; ઉદ્ધતાઇ. (૨) નિર્લજ્જતા; બેશરમી.

**પ્રાઘુર્ણ**, પુ૦ [સં.] અતિથિ; પરોણો. [દિશા; ઉગમણું.

**પ્રાચી**, સ્ત્રી૦ [સં.] પૂર્વ

**પ્રાચીન**, વિ૦[સં.] જાુનું; અસલી; પૂર્વનું. [અસલીપણું.

**પ્રાચીનતા**, સ્ત્રી૦ જાુનાપણું;

**પ્રાછીત**. જાુઓ પ્રાયશ્ચિત્ત.

**પ્રાજે**, પુ૦ પરાજય; તદ્દન નાશ પામવું તે.

**પ્રાજ્ઞ**, વિ૦ [સં.] સારા જ્ઞાનવાળું; બુદ્ધિશાળી; પંડિત. (૨) ડાહ્યું; શાણું; દક્ષ. (૩) કુશળ; પ્રવીણ.

**પ્રાણ**, પુ૦ [સં.] શરીરમાંનો જીંદગીને આધાર રૂપ વાયુ; હૃદયમાં રહેલો વાયુ; શરીરમાં પાંચ પ્રાણવાયુ-પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન છે તેમાંનો પહેલો. (૨) જીવ; ચૈતન્યાત્મા. ૩ ) જીવનના આધાર રૂપ જે તે.

**પ્રાણઘાતક**, વિ૦ પ્રાણ-જીવનો ઘાત કરે એવું.

**પ્રાણજીવન**, વિ૦ પ્રાણની માફક જીવન ટકાવનારૂં; જીવનને પ્રાણ સમાન આધાર આપનાર; બહુ વહાલું.

**પ્રાણનાથ**, પુ૦ [સં.] પ્રાણને રાખનારો તે; પ્રાણનો આધાર તે; પતિ.

**પ્રાણપ્યારી**, સ્ત્રી૦ પ્રાણ સમાન પ્રિય એવી જે સ્ત્રી તે; પ્રિયા.

**પ્રાણપ્યારો**, પુ૦ પ્રાણ સમાન પ્રિય તે; પ્રિય પતિ; વહાલો દોસ્ત.

**પ્રાણપ્રિય**, વિ૦ પ્રાણ જેવું પ્રિય તે; પ્રિયપતિ. [ વહાલી સ્ત્રી.

**પ્રાણપ્રિયા**, સ્ત્રી૦ પ્રાણ જેવી

**પ્રાણમય કોશ**, પુ૦[સં.] જેમાં પ્રાણ રહ્યા છે તે કોશ. [·પ્રાણપ્રિય.

**પ્રાણવલ્લભ**, વિ૦ [ સં. ]

**પ્રાણવલ્લભા**, સ્ત્રી૦ પ્રાણપ્રિયા.

**પ્રાણવાયુ**, પુ૦ [સં.] જાુઓ પ્રાણ. (અં.) ઓકિસજન.

**પ્રાણહારક**, વિ૦ પ્રાણ હરી લે એવું; પ્રાણ લઇ જાય એવું. (૨) વછનાગ.

**પ્રાણાધાર**, વિ૦ [સં.] પ્રાણને આધાર-આશ્રય રૂપ એવું. (૨) પતિ; વર.

**પ્રાણાયામ**, પુ૦ [ સં. ] પ્રાણવાયુ–શ્વાસને શરીરમાં લઈ રોકવા અને ઘુંટવાની ક્રિયા તે. ( પ્રાણાયામની ત્રણ રીતો–કુંભક, પૂરક,અને રેચક.)

**પ્રાણાહુતિ** સ્ત્રી૦ [ સં. ] પ્રાણને આહુતિ–બલિ—ભોગ આપવો તે. ( ૨ ) પ્રાણાર્પણ.

**પ્રાણાંત**, પુ૦ [ સં. ] પ્રાણનો અંત–છેડો આવી રહેવો તે: મૃત્યુ. ક્રિ૦ પ્ર૦ પ્રાણાંતે=મરતાં.

**પ્રાણી**, ન૦ પ્રાણવાળું તે; જીવ-ચેતનવાળું જે તે: માણસ, પશુ, પંખી, મત્સ્ય, કીટ વગેરે.

**પ્રાણીવિદ્યા**, સ્ત્રી૦ પ્રાણીઓ સંબંધી જ્ઞાનનું શાસ્ત્ર. [ ધપતિ.

**પ્રાણેશ**, પુ૦ પ્રાણનો ઇશ; પ્રિ-

**પ્રાણેશ્વરી**, સ્ત્રી૦ પ્રિયા–સ્ત્રી.

**પ્રાતઃકાળ**, પુ૦ [સં.] પ્રભાત; સવારનો પહોર, સવાર: મળસકું; વહાણું.

**પ્રાતઃસંધ્યા**, સ્ત્રી૦ [ સં. ] દ્વિજ વર્ણને પ્રાતઃકાળે કરવાની દેવપૂજા વગેરે. [ આરંભનું; પહેલું.

**પ્રાથમિક**, વિ૦ શરૂઆતનું;

**પ્રાદુર્ભાવ**, પુ૦ [ સં. ] બહાર નીકળી દેખાવું તે; પ્રકટવું તે; આવિર્ભાવ; ઉગમ; ઉદય.

**પ્રાધાન્ય**, ન૦ પ્રધાનતા; આગેવાની; મુખ્યત્વ (૨) બળ: જોર; ચલણ.

**પ્રાપ્ત**, વિ૦ [ સં. ] મળેલું: પેદા કરેલું. ( ૨ ) પહોંચેલું. ક્રિ૦ પ્ર૦ પ્રાપ્ત કરવું=મેળવવું. પ્રાપ્ત થવું=મળવું.

**પ્રાપ્તિ**, સ્ત્રી૦ [ સં. ] પ્રાપ્ત થવું–મળવું તે; લાભ; પેદાશ; આવક; ઉત્પન્ન. [ મળે એવું.

**પ્રાપ્ય**, વિ૦ પ્રાપ્ત થાય એવું;

**પ્રાબલ્ય**,ન૦ [ સં. ] પ્રબળતા; સામર્થ્ય, બળ. ( ૨ ) પ્રતાપ. (૩) ઘણું ચલણ હોવું તે.

**પ્રામાણિક**, વિ૦ [ સં. ] નેક; અદલ ન્યાય–સત્ય ઉપર રહેનારું; સાચું ઇમાનદાર; પક્ષપાત નહિ કરનાર.

**પ્રાય**, વિ૦ [ સં. ] પ્રાયઃ; સમ; સમાન; સરખું: જેવું:-મૃતપ્રાય. અ૦ ઘણું કરીને- બહુધા.

**પ્રાયશ્ચિત**,ન૦ [ સં. ] શુદ્ધિને અર્થે જે કંઇ ક્રિયા કરવી તે; દોષનિવૃત્તિ ( ૨ ) પશ્ચાત્તાપ; પાપમાંથી છૂટવાની ક્રિયા તે (૩) પાપ.

**પ્રારબ્ધ**, ન૦ [ સં. ] પહેલેથી-જન્મથી શરૂ થતું જે અદષ્ટ તે; ભાગ્ય; નશીબ; ભાવિ . [ શરૂઆત.

**પ્રારંભ**, પુ૦ [ સં. ] આરંભ;

**પ્રાર્થના**, સ્ત્રી૦ [ સં. ] સ્તુતિ કરીને માગવું તે; યાચના, ( ૨ ) વિનંતિ; આજીજી; કાલાવાલા; અરજ. ( ૩ ) ઇશ્વરની સ્તુતિ. ક્રિ૦ પ્ર૦ પ્રાર્થના કરવી=સ્તુતિ કરવી.

પ્રાર્થવું, ક્રિ૦ અ૦ સ્તુતિ કરીને માગવું; વિનવવું; યાચના કરવી; અરજ કરવી. (૨) ભક્તિ-સ્તુતિ કરવી; સ્તવવું.[અરજ કરીને માગેલું.

પ્રાર્થિત, વિ૦ [સં.] યાચિત,

પ્રાવીણ્ય, ન૦ [સં.] પ્રવીણતા; કુશળતા; હોશિયારી; સારી આવડ.

પ્રાવૃષ, પુ૦ વર્ષાકાળ, ચોમાસું.

પ્રાશન, ન૦ ખાવું તે.

પ્રાસ, પુ૦ [સં.] એક હથીયાર; પારા. (૨) કવિતાની કડીઓના અંત્યાક્ષરોની એક સ્વરતા આણવી તે; અનુપ્રાસ. (૩) જાહેો. (૪) જખમ કરવો તે.

પ્રાસંગિક, વિ૦ [સં.] પ્રસંગને અનુસરતું; સમયાનુસારી.

પ્રાસાદ પુ૦ [સં.] દેવમંદિર; દેવાલય. (૨) રાજ્યમંદિર; મહેલ.

પ્રાસાદિક, વિ૦ [સં.] પ્રસાદવાળું; કૃપાથી પ્રાપ્ત થયેલું હોય એવું. (૨) સુંદર; મનોહર. (૩) જેમાં શુદ્ધ શૈલી અને લલિત રચના કુદરતી રીતેજ આવેલી હોય એવું; ચિત્તને પ્રસન્ન કરી નાખે એવી નિર્મળ સુલલિત રચનાવાળું તે.

પ્રાસ્તાવિક, વિ૦ પાયારૂપ; પ્રસંગે ઉદાહરણ આપવા જેવું; સાધારણ. [મહેમાન.

પ્રાહુણો પુ૦ પરોણો; અતિથિ;

પ્રાંત, પુ૦ [સં.] છેડો; અણી; કોર; ખુણો. (૨) રાજ્યવ્યવસ્થાને માટે પાડેલો દેશનો અમુક હદવાળો એકાદ વિભાગ તે; નાનો દેશ,મુલક; જીલ્લો.

પ્રાંતિક વિ૦ પ્રાંતને લગતું, અમુક દેશ વિભાગનું. [શાહજાદો.

પ્રિન્સ પુ૦ [અં.] રાજકુંવર;

પ્રિન્સિપાલ, પુ૦ [અ.] મુખ્ય ગુરુ; પાઠશાળા વગેરેનો વડો આચાર્ય.

પ્રિય, વિ૦ [સં.] વહાલું; પ્યારું. (૨) ગમતું; રૂચતું; પસંદ પડતું. (૩) ના૦ વર; પતિ; ભર્ત્તા.

પ્રિયકર, વિ૦ પ્રિય લાગે તેવું; વહાલું; મનગમતું. (૨) ભલું કરનાર.

પ્રિયજન, ન૦ વહાલાં-ગમતાં માણસો તે; આપ્તજન; સ્નેહીજન.

પ્રિયતમ. વિ૦ [સં.] અત્યંત પ્રિય એવું તે; બહુ વહાલું. (૨) ના૦ વહાલો; પતિ.

પ્રિયતમા, સ્ત્રી૦ વહાલી સ્ત્રી; પ્રિયા; પ્રેયસી; વલ્લભા. [ભાવ.

પ્રિયતા, સ્ત્રી૦ વહાલપ; પ્રીતિ-

પ્રિયંવદ, વિ૦ પ્રિય બોલનાર; ગમતું બોલે એવું.

પ્રિયંવદા, સ્ત્રી૦ [સં.] મીઠા બોલી; વહાલું બોલનારી સ્ત્રી. (૨) બાર અક્ષરનો એક છંદ. [તે; પ્યારી.

પ્રિયા, સ્ત્રી૦ [સં.] વહાલી સ્ત્રી

પ્રિવિકૌંસિલ, સ્ત્રી૦ [અં.] રાજાનું આપ્ત સલાહકારી મંડળ. (૨) છેવટનો ન્યાય આપનારી

અંકળાતે ... [જાણવાપણું તે-
પ્રીછ, સ્ત્રી૦ પિછાન; ઓળખ;
પ્રીછવું, ક્રિ૦ અ૦ [સં पृच्छ्] પૂછીને જાણવું, દેખીને ઓળખવું; સમજવું; સુઝવું. (૨) ક્રિ૦ સ૦ ભાળવવું; સોંપવું.

પ્રીત, સ્ત્રી૦ પ્રીતિ; વહાલ, માયા; હેત; પ્યાર ક્રિ૦ પ્ર૦ પ્રીત જોડવી, પ્રીત કરવી, વગેરે. [વ૨, પતિ.

પ્રીતમ, પુ૦ પ્રિયતમ, વહાલો;

પ્રીતિ સ્ત્રી૦ [સં ] વહાલ; હેત; માયા, પ્યાર. (૨) સ્નેહ; પ્રેમ (૩) કૃપા, મહેરબાની. (૪) ચાહ; અનુરાગ. (૫) આનંદ; હરખ. (૬) રુચિ.

પ્રીતિકર, વિ૦ પ્રીતિ ઉત્પન્ન કરે એવું (૨) સુંદર, રમણીય.

પ્રીતિપૂર્વક, અ૦ વહાલભેર; હેતથી; ખુશીથી.

પ્રેક્ષક, વિ૦ [સં ] જોનાર; તમાસગીર [નીય.

પ્રેક્ષણીય, વિ૦ જોવાજેવું; દર્શ-

પ્રેત. ન૦ [સં. ] મડદું; શબ. (૨) સપિંડી કરણ ક્રમીનો મુએલા માટે ગણાતો વખત તે (૩) અવગતિયો જીવ; ભૂત; પિશાચ. રૂ૦ પ્ર૦ પ્રેતભોજન=મુવાની પાછળ કરવાનું ભોજન (૨) પિશાચને આપવાનું બલિદાન; બાકળા.

પ્રેતકર્મ, ન૦ મુએલાના ઉદ્ધાર માટે કરવાની ક્રિયાઓ–શ્રાદ્ધાદિક તે.

પ્રેતભૂમિ. સ્ત્રી૦ સ્મશાન; મુડદાં બાળવાની જગા.

પ્રેતલોક, પુ૦ અવગતિયા જીવને રહેવાનો પ્રદેશ; ભૂતલોક.

પ્રેમ, પુ૦ [સં.] પ્રીતિ; સ્નેહ; પ્યાર. (૨) રુચિ-પસંદગીની ભાવના; અંતરનો અનુરાગ

પ્રેમક્રીડા, સ્ત્રી૦ પ્રેમની–વહાલની રસિક રમત; રતિવિલાસ.

પ્રેમદા, સ્ત્રી૦ પ્રેમ આપનારી સ્ત્રી; સુંદર સ્ત્રી, વહાલ ઉપજાવે એવી સ્ત્રી. [સ્નેહનો ફાંસો.

પ્રેમપાશ, પુ૦ પ્રેમનું બંધન;

પ્રેમપત્રિકા, સ્ત્રી૦ પ્રેમથી ભરેલું લખાણ; મદનપત્ર; પ્રીતિનો કાગળ; અનુરાગદર્શક લેખ.

પ્રેમભાવ, પુ૦ [સં. ] સ્નેહભાવ; વહાલનો ભાવ. [ભળયુક્ત.

પ્રેમળ, વિ૦ પ્રેમાળ (૨) પરિ

પ્રેમાર્દ્ર, વિ૦ પ્રેમથી ગદ્‌ગદ થઈ ગયેલું એવું; પ્રીતિ ભીનું.

પ્રેમાશ્રુ, ન૦ પ્રેમના ઉભરાને લીધે આંખમાં આવતું પાણી તે; પ્રેમનાં આંસુ.

પ્રેમાળ, વિ૦ પ્રેમી; સ્નેહાળ, માયાળુ, અનુરાગી.

પ્રેમી, વિ૦ પ્રેમાળ.

પ્રેય, ન૦ [સં.]પ્રિય એવું જે તે; ગમતું, ગમે એવું.

**પ્રેયસી**, સ્ત્રી૦ [ સં. ] અત્યંત વહાલી સ્ત્રી, પ્રિયા.

**પ્રેરક**, વિ૦ પ્રેરણા કરનાર; ઉશ્કેરનાર. (૨) પ્રયોજક, મોકલનાર.

**પ્રેરણા**, સ્ત્રી૦ [ સં. ] કુદરતી ભાવના; સૂઝ; મનોભાવ; ઇચ્છા (૨) અંતરની ઉશ્કેરણી; જાગૃતિ. (૩) આંતરિક સૂચન.

**પ્રેરવું**, ક્રિ૦ સ૦ અંદરથી ઉશ્કેરવું; ઉભું કરવું. (૨) મોકલવું. (૩) વાવવું; ફેંકવું, (૪) સૂચના કરવી. પ્રેરણા કરવી

**પ્રેરિત**, વિ૦ [ સં. ] પ્રેરણા કરેલું; મોકલેલું. ઉશ્કેરેલું, રોપેલું.

**પ્રેષિત**, વિ૦ [સં.] મોકલેલું.

**પ્રેસ**, ન૦ [અં] દાબવાનું યંત્ર; આસડીઓ બાધવાનો સંચો. (૨) છાપવાનું યંત્ર; છાપખાનું.

**પ્રેસિડંટ**, પુ૦ [અં.] સભાપતિ; પ્રમુખ; અધ્યક્ષ (૨) વડો; ઉપરી; સૌથી અધિક અધિકારવાળો ઉપરી.

**પ્રોક્ષણ**, ન૦ કોઇ ચીજને પવિત્ર કરવાને તેની ઉપર મંતરેલું પાણી છાંટવું તે

**પ્રોક્ષિત**, વિ૦ મંતરેલું પાણી છાંટીને પવિત્ર કરેલું, છંટકાવ કરેલું.

**પ્રોત**, ન૦ [ સં. ] પોત, વસ્ત્ર. (૨) વિ૦ ગુંથેલું; પરોવેલું, (૩) પરોત, પુરોહિત

**પ્રોત્સાહ**, પુ૦ [ સં. ] અંતરનો ઉત્સાહ - ઉમળકો; ઉ કટ ઉત્સાહ.

**પ્રોત્સાહક**, વિ૦ ઉત્સાહ ચઢાવે એવું; ઉત્તેજક; હોંશ કરાવે એવું.

**પ્રોત્સાહન**, પુ૦ ખૂબ ઉત્સાહ-ઉત્તેજન આપવું તે, હોંશ, ઉમેદનો ઉછાળો. [ધાલવો; પરોવવું.

**પ્રોવું**, ક્રિ૦ સ૦ નાકામાં દોરો

**પ્રોષિતભર્તૃકા**, સ્ત્રી૦ જેનો પતિ વિદેશ ગયેલો હોય એવી સ્ત્રી, વિયોગી નાયિકા.

**પ્રૌઢ**, વિ૦ [ સં. ] પાકી ઉમ્મર અને પાકી સમજનું તે; પુખ્ત; આધેડ. (૨) ઉચ્ચભાવ અને ઉંચી ભાષાવાળું તે. (લખાણ). (૩) વિવેકથી ભરેલું; ગંભીર, ઠાવકું. (૪) દેખાવમા મોટું, ભવ્ય, કદાવર. [(૫) માનવંતું; ઉચ્ચ, ગંભીર, ભારેખમ.

**પ્રૌઢતા**, સ્ત્રી૦ મોટાઇ; પૌઢપણું; પૌઢી; ઉચ્ચતા, પુખ્તપણું; ગાભીર્ય.

**પ્રૌઢત્વ**, ન૦ પૌઢતા

**પ્રૌઢપણું**, ન૦ પૌઢતા.

**પ્રૌઢા**, સ્ત્રી૦ [સં ] ઉમ્મરે પહોચેલી અને પ્રેમને સમજનારી પુખ્ત સ્ત્રી; (ત્રિશથી પચાવન વર્ષ લગી પૌઢા.)

**પ્રૌઢી**, સ્ત્રી૦ [સં.] મોટાઇ, પુખ્તપણું. (૨) ગંભીરતા. (૩) ગૌરવ. (૪) ઉત્કંઠા, ઔત્સુક્ય. (૫) વિ૦ પૌઢું; રીઢું; ઘણો વખત થવાથી જામેલું.

**પ્લક્ષદ્વીપ**, પુ૦ [સં.] પુરાણાનુસાર પૃથ્વીના સાત દ્વીપોમાનો એક દ્વીપ.

**પ્લવંગ**, પુ૦ [સં.] વાનર. (૨) મૃગ. (૩) એક છંદ.

**પ્લવંગમ**, જુઓ પ્લવંગ.

**પ્લાસ્ટર**, ન૦ [ અં. ] ચામડી ઉપર ફોલ્લો ઉઠે એવી ચોપડવાની દવા. (૨) ફોલ્લો. (૩) ભીંતિ ચુનો વગેરેનો લેપ કરવો તે; છો.

**પ્લિહા**, સ્ત્રી૦ [ સં. ] બરોળ; છાતીના ડાબા પડખામાંનો એક અવયવ.

**પ્લુત**, વિ૦ [સં.] દીર્ઘ સ્વરથી પણ લાંબા ઉચ્ચારનું તે; એંચી–ઈંચા-વીને બોલેલું તે.

**પ્લેગ**, પુ૦ [અં.] મરકી; મહા-મારી; ગાંઠિયા તાવ; એક ઘણોજ ચેપી તાવ ને સન્નિપાતનો મરજ.

**પ્લેટિનમ**, ન૦ [ અં ] ઘોળી ચળકાટવાળી અને ભારે વજનની એક ધાતુ. (કોઇ પણ ધાતુ કરતાં એનો તાર વધારે પાતળો થઇ શકે છે.)

# ફ

ફ

**ફ**, પુ૦ [ સં. ] ગુજરાતી ભાષા-નો તેતરીશમો વ્યંજન; ફફ્ફો; ફકાર.

**ફઇ**, સ્ત્રી૦ ફોઇ; બાપની બહેન.

ફઇ૦ પ્ર૦ ફઇબા=બાયલો; રાંડવો.

**ફઉડી**, સ્ત્રી૦ ફાકડી; ફાઉ; એક વનચર પ્રાણી.

**ફકડી**, સ્ત્રી૦ ફરકડી. [ચકરડી.

**ફકરડી**, સ્ત્રી૦ ફરકડી; ફીરકી;

**ફકરો**, પુ૦ પ્રસંગને યોગ્ય ઉદા-હરણ આપવા જેવો નાનો લેખ; વાક્ય સમૂહ. (૨) નાનો ગદ્યલેખ; લેખનો ઉતારો.

**ફકાર**, પુ૦ ફફ્ફો; ફ એવો ઉચ્ચા-ર અને અક્ષર.

**ફકાવવું**, ક્રિ૦ સં૦ ચૂર્ણ અથવા ભુકી ખવરાવવી. ધૂળ ફકાવવી.= હારે એમ કરવું; હરાવવું.

**ફકીર**, પુ૦ [ અા. ] અલ્લાની બંદગીમાં મચ્યો રહેનાર મુસલ-માન; મુસલમાન ત્યાગી. (૨) નિષ્કિંચન થઇ રહેનારો માણુસ. (૩) ગરીબ; દીન; ભિખારી. કહે૦ મચ્યા તો મીર નહિ તો ફકીર. ફકીરફકર= ભગત ભિખારી.

**ફકીરી**, સ્ત્રી૦ ફકીરની હાલત; અકિંચનતા; કંગાલિયત; ગરીબી. (૨) ફકીરનો વેશ. (૩) ફકીરને મળેલી ભીખ. (૪) ભેખ; ત્યાગ.

**ફકોડો**, પુ૦ ખારાનો તળેલો ગાંઠિયો; ફૂલવડીનો એકાદ ગાંઠિયો.

**ફક્કડ**, વિ૦ છેલ; લાલ; વર્ણા-જિયો; છેલાણી. (૨) સરસ; સુંદર; મજેનું.(૩) ઉડાઉ; ધોતાળ; ન ફિકર. (૪) સ્વચ્છંદે વર્તનાર; ડરે નહિ એવું.

**ફક્કડાઇ**, સ્ત્રી૦ ફક્કડપણું; છેલાઈ; બે પરવાઇ; સ્વચ્છંદતા; ઉડાઉપણું-

ફૂકફૂકા, અ૦ હાથ ખંખેરવા તે; ખાલીખમ; હવે નથી એમ દેખાડવું તે. [તેજ એક એમ.

ફક્ત, અ૦ [આ.] માત્ર; કેવળ;

ફગદંડ, ફકદંડ, વિ૦ ઉડાઉ; અકિંચન; ખાખીબંગાળી. (૨) લુચ્ચો; ફાટેલો; જેની ઉપર કશો વિશ્વાસ રખાય નહિ એવો; બેફિકરો.

ફગફગવું, ક્રિ૦અ૦ આડુંઅવળું ઉડયા કરવું; ફરફરવું. (૨) ફગફગ એવો અવાજ થવો. (૩) ફદફદવું.

ફગર, સ્ત્રી૦ [સં. प्रकर] ફાલ; ઢગ; રાશિ. (૨) ફૂલોની મંજરી.

ફગવવું ક્રિ૦ સ૦ ફેરવી નખાવવું. (૨) ખોટું સમજાવવું. (૩) છેતરવું. (૪) ભુલવાડવું; ફગાવવું.

ફગવા, પુ૦ હુતાશનીનો પ્રસાદ; ચાણી. (૨) અપશબ્દોવાળું હોળીનું ગાયન.

ફગવું, ક્રિ૦ અ૦ ફરીજવું; પલટાવું; નાકબુલ થવું (૨) આડું ફંટાવું; ફેરવી તોળવું; વાંકું બોલવું (૩) બંધનમાંનહિ રહેવું સરવું. ખસીજવું.

ફગવો, પુ૦ હોળીના દહાડાઓમા રંગ છાંટી ભેટ માગનારો; ઘેરૈયો; ફાગ ગાનારો ને રંગે રોળનારો તે.

ફગાવવું, ક્રિ૦સ૦બોલ્યુંઅબોલ્યું કરાવવું. (૨) ખોટું સમજાવવું; ભુલવાડવું; છેતરવું. (૩) હડસેલવું; દૂર નાખી દેવું; ફેંકવું; ઉડાડી નાખવું.

ફગાવીદેવું, ફેરવી નાખવું, નાખી-દેવું.

ફગીજવું, ક્રિ૦ સ૦ બોલીને ફરી જવું; ફેરવી તોળવું; નામુકર જવું.

ફગોટવું, ક્રિ૦ સ૦ હડસેલવું; નાખવું; ઉછાળી દેવું; દૂર ફેંકી દેવું.

ફચફચ, અ૦ પાણીપોચા સ્થાનમાં પગ મૂકતાં થતો એવો અવાજ. (૨) કલેવરમાં હથિયાર વાગતાં થતો એવો અવાજ. [વહાણું, ભળભકું.

ફજર, સ્ત્રી૦ [ फा. ] સવાર;

ફજલ, વિ૦ [फा.] સુખી; આનંદી. (૨) ના૦ કૃપા; મહેરબાની. (૩) આબાદી.

ફજેત, વિ૦ વગોવાયેલું; જેને માટે ખોટું બોલાતું હોય તેવું; ક્રિ૦ પ્ર૦ ફજેત થવું=નિંદાવું; ચર્ચાવું.

ફજેતી, સ્ત્રી૦ [ आ. ] વગોણું; ચર્ચા; નિંદા ભવાડો. (૨) અપજશ; બદનામી. બેઆબરૂ; અપ્રતિષ્ઠા. રૂ૦ પ્ર૦ ફજેતીનો ફાળકો=ચારે તરફ નિંદા થવી તે.

ફજેતો, પુ૦ વગોણું; ફજેતી; ભવાડો. (૨) પાણી કેરીના છોડાં અને ગોટલાં ધોઇને એ ધોવણની બનાવેલી કઢી.

ફટ, અ૦ તિરસ્કારનો ફૂત્કાર તે; સ્ફોટનો એવો અવાજ તે. ક્રિ૦ પ્ર૦ ફટ કહેવું=તિરસ્કાર કરવો; તુચ્છ ગણવું.

ફટક, સ્ત્રી૦ અનાજ ઉપણવા ચાદર. (૨) ધાસ્તી; બીક

ચોકં (૪) [સં. સ્ફાટિક] ધોળો પત્થર; બિલોર. પાસાદાર કણુ. (૪) વિ૦ તરત ફૂટી જાય એવું. (૫) અકિંચન.

**ફટકફટક**, અ૦ ધબધબ ઉછ ળીને પડતુ હોય તેમ (૨) ના૦ ધા- સ્તીની હૃદય ઉપર થયેલી અસર તે.

**ફટકડી**, સ્ત્રી૦ ફટકી, એક જાતનો ખાર. (ફટકડી ધોળી, પીળી, લાલ અને કાળા રંગની હોય છે. તે ઓસડમા અને રંગની બનાવટોમા કામ આવે છે.)

**ફટકવું**, ક્રિ૦ અ૦ હાગળી ખસી જવી; ગાડ ણુ આવવું. (૨) ચળીજવું, એક વાત ઉપરથી બીજી વાત ઉપર ઉતરી પડવું, બહેકી જવું (૩) ઢળી જવું, તેજ, છટા, કાંતિ વગેરેનું મંદ પડી જવું; ઉબળીજવું. (૪) ચાટી- ચિરાઇ જવું. [ચમક.

**ફટકાર**, પુ૦ ધિક્કાર (૨) ચાક;

**ફટકારવું**, ક્રિ૦સ૦ ધિક્કાર કરવો. (૨) મારવું. ઝાપટવું-લગાવવું.

**ફટકારું**, વિ૦ ઉઘાડું; ખુલ્લું. (૨) ચોરેલું; ચકિત (૩) ઢીલું થઇ ગયેલું; ઢિલાનું. (૪) ચળી ગયેલું, ઠરેક ઠાયેથી હાલતનું; બેફામ

**ફટકારો**, પુ૦ ભયથી પડેલો ધ્રાસકો (૨) ચિત્તભ્રમ, બહેબાકળા પણું. (૩) ફટકાનો અવાજ તે. (૪) ફટકો, ધક્કો. ધોકો લાગવો તે.

**ફટકિયું**, વિ૦ ઝટ ફૂટી જાય એવું; તરત નાશ પામે એવું. (૨) સ્થિર ન રહે એવું. ફટકિયો દલાલ= માથે જોખમદારી રાખે નહિ એવો દલાલ. (૩) ફટ ફટ એવો અવાજ કરે એવું.-ફટકિયું બારણું=એક કમાડનું બારણું. (૪) ફૂટેલું; ફૂટી જાય એવું; ફટકિયો સોમલ=ધોળો ચુના જેવો સોમલ.

**ફટકી**, સ્ત્રી૦ ફટકડી.

**ફટકેલું**, વિ૦ ચોકેલું; ચળેલું; ફટેલું. (૨) નિર્લજ્જ; બેગરસુ. (૩) જેનું ચિત્ત ઠેકાણે ન હોય એવું.

**ફટકો**, પુ૦ ઝાપટ; પ્રહાર; ડાક. (૨) ધક્કો; ધોકો; ખોટ; હાનિ; નુક- સાની, ઠોકર. (૩) પશ્ચાત્તાપ, ઉાર; થાપ ધાવ; સપાટો. ક્રિ૦ પ્ર૦ ફટકો મારવો=નસિયત આપવી. ફટકો લગા વવો. ફટકો ખાવો=હાર ખાવી. (૪) નાનો ટૂંકો લુગડાનો કકડો; ઓગવો; અંગુછો રૂમાલ.

**ફટાકો**, પુ૦ ટાકો ફટાકડો.

**ફટાટોપ**, પુ૦ [સં.] સાપ ફેણ ઉંચી કરીને ફુલાવેલી મુખાકૃતિ (૨) આડંબર; ફુંફાડાવાળો દેખાવ; દ- મામ ડોળ.

**ફટાડવું**, ક્રિ૦ સ૦ ફાટવા દેવું; મંડાવવું; બહેકાવવું, ચળાવવું. મોઢે ચડાવવું.

**ફટાણાં**, ન૦ ફટાણું; ભુંડું નિ- લજ્જ ગીત. (૨) અપશબ્દ.

**ફટાયો**, પુ૦ દુહાગણનો-અણમા- નિતી રાણીનો કુંવર જે પોતાનો વરસો આવતો ભાગ લઇ જુદો પડયો હોય તે.

ફટાર, વિ૦ ખુલ્લું; ઉઘાડું; બે ફાટ.– બારણાં ફટાર મૂકીને ચાલ્યો ગયો. [બહેબાકળી આંખે જોવું.

ફટારવું, ક્રિ૦ સ૦ ડોળા કાઢવા;

ફટારો, સ્ત્રી૦ મોટાઇ; બડાઇ; ગર્વ. [ફટાર.

ફટારૂં, વિ૦ ખુલ્લું; મોકળું;

ફટારેલું, વિ૦ ખુલ્લું; પહોળું કરેલું. ફાડીને ઉઘાડેલું.

ફટાવવું, ક્રિ૦ સ૦ બગાડી દેવું; ફિટાડવું; નસાડી મૂકવું. (૨) ઠગવું; છેતરવું. (૩) વંઠાડવું

ફટૈયો, પું૦ ફટાયો.

ફટો, વિ૦ ફાટેલો; કાણો; વેધવાળો.કાન ફટો (૨) કાન ફાડીને કુંડળ પહેનારા બાવાઓનો એક સંપ્રદાય

ફટોફટ, અ૦ ફટફટ એવો અવાજ થાય તેમ. ઉપરા ઉપરી ચપોચપ. તરતજ ઝપાટાબંધ પટપટાયેલું.

ફટોર, વિ૦ પોચું ને મીઠું. (૨)

ફટોળ, વિ૦ પવનથી ગરી પડેલું; અથડાવાથી કચરાયેલું (ફળ–કેરી વગેરે.)

ફડ, ન૦ દારૂ ગાળવાનું સ્થાન; ભઠ્ઠી. (૨) અમુક પક્ષનું ટોળું. (૩) અ૦ તડાક, ઉતાવળે; ઝટ લઇને.

ફડક, સ્ત્રી૦ પવનમાં ફડફડતો કપડાનો છેડો. પાલવ; રાઢ.

ફડકાવવું, ક્રિ૦ સ૦ સબડકાવવું; સબડકાબંધ ખાવું.

ફડકિયું, ન૦ ફડક; છેડો; પાલવ.

ફડકો, પુ૦ ભબડકો. (૨) ખેતરમાં અનાજ ઓરવાનું ઓજાર. (૩) કપડાનો છેડો.

ફડચ, જુઓ ફડશ.

ફડચો, પુ૦ ગુંચવણ મટાડી કંઇક નક્કી કરવું તે; નિકાલ; નિર્ણય. તોડ; પતાવટ. [છોડું; પોડું.

ફડદું, ન૦ ફાંસ; વાવો; ગચિયું;

ફડનવીસ. પુ૦ [ હિં. ] વડા અમલદારનો પહેલો કારકુન. મુખ્ય કામદાર. (૨) મહેસુલનો હિસાબ કરનાર અને સનંદો આપનાર અમલદાર.

ફડફડ, અ૦ ફડફડ થવું તે; ફરફરવું તે. (૨) તડોતડ; ઝપોઝપ; ઉપરાઉપરી. (૩) ફૂટતું હોય એમ

ફડફડવું, ક્રિ૦ અ૦ ફડફડ એમ થવું. પવનમાં ઉડતા અવાજ કરવો. (૨) હવામાં ફરફર થવું; ઉડવું. (૩) બડબડવું; ગુસ્સામાં આવવું, દતરાજી દેખાડવી (૪) ધ્રુજવું. બીવું; ટંપી જવું; થરથર થવું.

ફડફડાટ, પુ૦ ફડફડ એવો જે અવાજ તે ખડખડાટ. (૨) ફડફડવું તે, ફરફરવું તે. (૩) બડબડાટ (૪) પતરાજી. તોર (૫) બીક; ભય. ધ્રાસકો,

ફડફડાવવું, ક્રિ૦ સ૦ ફડફડ એમ હલાવવું અથવા હવામાં ઉડાડવું. (૨) ભયભીત કરવું. ધ્રુજાવવું કંપાવવું; થરથરાવવું. ૨૦ પ્ર૦ કાન ફડફડાવવા=જાગ્રત થવું.

**ફડબખતર**, અ૦ તડને ફડ; સાફ; ખુલ્લું; જેમ હોય તેમ; નકરું; છાતીમાં વાગે એમ.

**ફડશ**, સ્ત્રી૦ અડબિયું; કકડો; ફાડિયું.–ફડશ લાડુ ખાધો.

**ફડાકો**, પુ૦ ટોટો; ફટાકિયો. (૨) ખોટી પતરાજ; મિથ્યા ખડાઇ. (૩) તોપ; ગપ (૪) ધબાકો; ભ્રાસકો. ફડાકી=ફડાકા મારનાર

**ફડાતાળ**, સ્ત્રી૦ પાટિયાંની દિવાલ; આગલી પડદી.

**ફડાફડ**, અ૦ ભડાભડ; તાબડતોબ; ધડોધડ.

**ફડિયો** પુ૦ અનાજ વેચનારો; કણિયો.

**ફણગી**, સ્ત્રી૦ બીજાંકુર.

**ફણગો**, પુ૦ અંકુર; પીલો; પ્રરોહ. (૨) કોઇ નવોજ ઉદ્દભવ; નવો ઉગમ; ધતિંગ.

**ફણસ**, ન૦ [સં૦] પનસ. ફનસ; કાંગરા કાંગરા જેવી ખડબચડી છાલનું એક મોટું ફળ (તેમાથી ચપાના ફૂલ જેવી પીળી દળદાર પેશીઓ નીકળે છે. તે ખવાય છે તથા તેનું શાક થાય છે. એ ચાંપાં કહેવાય છે.)

**ફણસી**, સ્ત્રી૦ વાલોળના જેવી પણ જરા સાંકડી એક જાતની શીંગ.

**ફણા**, સ્ત્રી૦ ફેણ; સાપનું ફુલાવી વિસ્તારેલું મોં

**ફણી**, સ્ત્રી૦ ફેણ. (૨) સાપ. (૩) દાસકી. (૪) તાણાના તારની ગુંછળી; લાછો.

**ફણીધર**, પુ૦ સાપ; નાગ. ફણીન્દ્ર=મોટો નાગ.

**ફતવો**, પુ૦ ઢોંગ. ફેલ; પાખંડ. ફતવાખોર=ઢોંગી; પાખંડી. (૨) લેખ; મચકુર.

**ફતેહમારી**, સ્ત્રી૦ નાનું વહાણ.

**ફતેહ**, સ્ત્રી૦ [ફા.] જીત; કાર્યસિદ્ધિ. વિજય (૨)જશ; આબરૂ.

**ફતેહમંદ**, વિ૦ ફતેહ પામેલું; જીતેલું. વિજયી.

**ફતેહમંદી**, સ્ત્રી૦ જીત; જય.

**ફદફદ**, વિ૦ અંદર ગળીને ઉપરથી ઢીલું થઇ રહેલું હોય તે. (૨) સપાટી પર પરપોટિયો થઇ ગયું હોય એવું પોચું ને ગદગદી ગયેલું.

**ફદફદવું**, ક્રિ૦ અ૦ અંદરથી કોહી જઇ તે વિકારનું બહાર દેખાવું; ગદગદ થઇ જવું; સડવું. (૨) ઉપર પરપોટીઓ આવે એવું થઇ જવું; ઉભરાવું; અથાઇ જવું. (૩) ફૂટવાની તૈયારી ઉપર આવી રહેવું.

**ફદફદાટ**, પુ૦ ફદફદ થઇ જવું તે; કહોવાટ; સડો. (૨) તરતરાટ.

**ફદિયું**, ન૦ પૈસો; દોઢિયું. (૨) ચાર પાઇ. (મુંબાઇમાં) (૩) નાની ગળી રોટલી. (૪) બજિયા કાકાનાં ફદિયાં.

**ફનસ**, ન૦ ફણસ; પનસ.

**ફના**, વિ૦ [આ.] નષ્ટ; નાશ પામેલું; પાયમાલ; ધાણવાળી નાખ્યો હોય એવું; લાસ; નષ્ટભ્રષ્ટ.

**ફફો**, પુ૦ ફ અક્ષર અને ઉચ્ચાર.

ફફડવું, જુઓ ફડફડવું.

ફફડાટ. જુઓ ફડફડાટ.

ફફોલો, પુ૦ ફોલ્લો; ફફોલો.

ફફોલો, પુ૦ ફોલ્લો; ચામડી પરથી પાતળું પડ ઉપસીને થયેલો ફોલ્લો તે.

ફરક, પુ૦ [ આ. ] તફાવત; ભેદ; અંતર. (૨) વિપર્યય; ભિન્નત્વ; ઓછાપણું; ન્યૂનતા; કમીપણું.

ફરકડી, સ્ત્રી૦ ફીરકી; ચકરડી.

ફરકવું, ક્રિ૦ અ૦ થરકવું; કંપવું. ધ્રુજવું. ફરફરવું; ફરૂકવું. (૨) જણાવું; દેખાવું; આવવું.

ફરકારો, પુ૦ ફરકવું તે; ફંદ; ધ્રૂજ; કંપ.

ફરકી, સ્ત્રી૦ ફીરકી; ફરકડી.

ફરજ, સ્ત્રી૦ [ આ. ] જરૂરિયાત; જવાબદારી; કર્તવ્ય; ધર્મ.

ફરજંદ, ન૦ [ ફા. ] છોકરાં; સંતતિ; સંતાન.

ફરજંદારી, સ્ત્રી૦ વારસે ઉતર્યાં કરે એવી હકદારી; એવી જમીન મિલકત કે જે સંતાન પરંપરાએ ચાલ્યા કરે.

ફરતું, વિ૦ ચારે તરફ આવરણ રૂપ; વિંટાતું; સર્વ બાજુનું; આસપાસનું. (૨) ચાલતું; ગતિમાન.

ફરદ, ન૦ [ આ. ] જોડીમાંનું એક તે.

ફરફર, સ્ત્રી૦ ઝીણાં ઝીણાં જળ બિંદુનો સમૂહ તે; ઝીણો ને આછો વરસાદ. (૨) અ૦ લહરીએ; ધીમી ધીમી ગતિએ; ધીમે ધીમે હાલતાં કે ઉડતાં હોય એમ.

ફરફરવું, ક્રિ૦ અ૦ ઉડવું; ધ્રુજવું; હાલવું; ફરકવું; ફરૂકવું. (૨) ધીરી એક સરખી ગતિએ વાવું.

ફરફરિયું, વિ૦ ફરફરે એવું. (૨) કાગળીયું; અરજી; ચીઠ્ઠી-ચપાટી; ફરિયાદનો નમાલો લેખ. (૩) પવનને સપાટે ફરે એવું છોકરાનું એક રમકડું. (૪) કાનનું એક ઘરેણું.

ફરમે, વિ૦ તાજું. (૨) ચરબીદાર. (૩) પુષ્ટ; જાડું; માતેલું.

ફરમાન, ન૦ [ ફા. ] હુકમ; શાસન; કહેણ. (૨) સનંદ; આજ્ઞા; આદેશ; કરવું જ પડે એવું લખાણ.

ફરમાવવું, ક્રિ૦ સ૦ સત્તા સાથે કહેવું; આજ્ઞા કરવી; હુકમ કરવો. (૨) ઇચ્છા બતાવવી; સૂચવવું, બતાવવું; ચીંધવું.

ફરમાસ, સ્ત્રી૦ ફરમાવવું તે; સૂચવવું તે; સૂચના. (૨) હુકમ; આજ્ઞા (૩) ભલામણ; સિફારસ.

ફરમાસી, જુઓ ફરમાસુ

ફરમાસુ વિ૦ પ્રીતિ ભાવથી આપેલુ હોય એવું; ભલામણથી મળેલું. (૨) નવાઇનું; ભેટને લાયક હોય એવું; ભલામણ કરવા જોગ.

ફરમો, પુ૦ નકશો; નમુનો. (૨) ઘાટ; રચનાકૃતિ. (૩) છાપવાનું ફોર્મ.

ફરવું, ક્રિ૦ અ૦ [ સં. स्फुर् ]

આમ તેમ જવું; આઘાપાછા થવું. (૨) જઇને પાછા આવવું. (૩) ઠેક ઠેકાણે જઇ આવવું. (૪) ધરી ઉપર ચક્કર ખાવાં.(૫)બીજી વસ્તુની આસપાસ ગોળાકારે આંટા મારવા. પ્રદિક્ષણા કરવી (૬) ગોળાવું. (૭) બદલાવું; ફેરવાવું (૮) દિશા બદલવી. (૯) વિરુધ્ધ પડવું (૧૦) ભમવું; ભટકવું; રઝળવું (૧૧) ખસવું; સરવું. રૂ૦ પ્ર૦ ફરી જવું=ઉપર થઇને જવું: બદલાઇ જવું; નહિ પળવું. ફરી બેસવું=સામા થઇ જવું; મરડાવું. ફરવા જવું=હવા ખાવા જવું; ભીખ માગવા જવું. ક્રિ૦ પ્ર૦ પાણું ફરવું=વમન થવું; નાસીપાસ થઇ આવવું ફેરા ફરવા=પરણવું; પ્રદક્ષિણા ફરવી. દિવસ ફરવો=ભાગ્ય ઉઘડવું કે બુરૂ થવા માંડવું. હાથ ફરવો=પંપાળાવું. સંભાળ લેવાવી; લુટાઇ જવું ગો ફરી જવું=તમાચા પડવા. ફેરી વળવું=પહોંચી વળવું. ફરતા ફરવું=ભટકવું. હરવું ફરવું=આમ તેમ જવું આવવું. આણ ફરવી=દુવાઇ ફરવી કહે૦ ફરે તે ચરે ને બાંધ્યું ભૂખે મરે.

**ફરશી**, સ્ત્રી૦[સં. परशु] કુહાડી. (૨). સુથારનું એક ઓજાર; લાકડાં, છોલવાનું ચપટા પાનાનું વિંધણું.

**ફરશીપૂરી**, સ્ત્રી૦ ઘઉં અને ચણાના લોટનો મશાલો નાખી બનાવેલી પુરી; ખારીપુરી.

**ફરસ**, સ્ત્રી૦ [फा.] શિલા; છાટ; તખતી

**ફરસબંધી**, સ્ત્રી૦ પત્થરનાં ચોસલાં બેસાડેલી જમીન.

**ફરસાદ**, પુ૦ ફરસો સ્વાદ તે.

**ફરસું**, વિ૦ જરા ખારા સ્વાદનું.

**ફરસુદ**, સ્ત્રી૦ [फा.] ફુરસદ; નવરાશ; પરવાર. (૨) સગવડનો વખત; સમય; અવકાશ.

**ફરહંગ**, પુ૦ [फा.] શબ્દ તથા તેની જોડે તેના અર્થ લખ્યા હોય તેવો શબ્દ કોષ

**ફરંદુ**,અનુભવ પામેલું. પહોંચેલું કાબેલ (૨) ભટકણુ. અસ્થિર મનનું: હરાયું.

**ફરાગત**, વિ૦ કામથી પરવારેલું; ફુરસદમાં હોય તેવું. નવરું. (૨) ઝાડે ફરવા જવું તે

**ફરામોશી**, વિ૦ ભુલકણાપણું; વિસ્મૃતિ. (૨) ગાફેલપણું.

**ફરાવી**, ન૦ ફાલુ. શિયાળ જેવું જંગલી પ્રાણી.

**ફરાસ**, પુ૦ [आ.] સાફસુફ કરનારો નોકર; દીવાબત્તી અને કચેરીનું કામકાજ કરનારો ચાકર.

**ફરાસખાનું**,ન૦ ફરાસને બેસવા ઉઠવાનો અને બિછાનાં,દીવાબત્તી; વગેરે રાખવાનો ખંડ-ઓરડો તે.

**ફરાળ**, ન૦ [સં. फलाहार.] ફળનો આહાર તે; ઉપવાસમાં ફળનો ખોરાક લેવો તે. (૨) કંદમૂળાદિક:

ફળ મૂળ વગેરે તે. ( બટાકા, સુરણ, શક્કરકંદ, રાજગરો, કેળાં વગેરે. )

**ફરીયાદ** સ્ત્રી૰ જુલમ અને અસંતોષનો પોકાર તે; પોતાને દુઃખ રૂપ થતી બાબત સામે થતું અથવા બોલવું તે (૨) નુકસાની માટે અરજ કરવી તે દાવો, મુકરદમો.

**ફરીયાદી,** સ્ત્રી૰ ફરિયાદ; અરજ; દાવો; મુકરદમો (૨) ફરિયાદ કરનાર; અરજદાર, વાદી.

**ફરી,** અ૰ પુનઃ; પાછું; વળી.

**ફરીજવું;** ક્રિ૰ અ૰ ફરવું. બીજી વખત કહ્યું હોય તેમાથી ખસી જવું; વચન તોડવું

**ફરીવળવુ,** ક્રિ૰અ૰ફરવુ, બધે જઇ આવવું, સૌ ઠામ પહોંચી જવું (૨) પથરાઇ જવું, વ્યાપી જવુ, ઉપર ઉપર થઇને જવું; વિંટાઇ વળવુ

**ફરરકુરૂ,** અ૰ ફરર એવા અવાજ સાથે. [દિવાલ, ફરેતાળ.

**ફરેકાળ,** સ્ત્રી૰ પડદો; લાકડાની

**ફરેસુકામ,** અ૰ખલાસ પાર,છુટા.

**ફરેડો,** સ્ત્રી૰ ઉઘાડ વાસ થઇ શકે એવી ચીજોનો સમુદાય તે વિનિશિચન. (૨) સ્વાર્પણ કરી રહ્યા પછી ફેડ઼ વામાં આવતી બ દુકોના અવાજની સલામતી તે.

**ફરેબ,** સ્ત્રી૰ કહેવુ એક અને કરવું બીજું તે, વિશ્વાસ આપીને ફરી જવું તે; દગો; ભૂલથાપ દેવી તે; કપટ કરવું તે; છળબાજી.

**ફરેબી,** વિ૰ ફરેબ દે એવું; વિશ્વાસઘાતી; દગલબાજ. (૨) ના૰ ફરેબ.

**ફરેલ,** વિ૰ કાબેલ; અનુભવી. (૨) ફરી ગયેલા મગજનું; અવિચારી; મિજાજી; ચસકેલું. ( ૩ ) ક્રોધી; તામસી, હઠીલુ.

**ફરેસ્તો,** પુ૰ [ फा. फिरिस्तो ] દેવદૂત. ( ૨ ) રૂપાળો ને નિષ્કપટી મનુષ્ય; દેવતાઇ માણસ.

**ફરો,** પુ૰ [ सं. फलक ] અનાજ વગેરે ભરીને માપવાનું પાત્ર. સોળ પાલી માય એવું મોટા માપનું પાત્ર ( ૨ ) અનાજ વગેરેનો સોળપાલી જેટલો જથ્થો તે.

**ફરોકશીદ,** [ फा ] સદાચરણી (૨) એ નામનો એક કવિ

**ફલક,** ન૰ [ सं ] સપાટ પાટિયું; પાટી તખતી

**ફલકુડી,** સ્ત્રી૰ વખાણથી ફુલાઇ જાય એવી બોલી સ્ત્રી, ફદુડી

**ફલશ્રુતિ,** સ્ત્રી૰ નફો ફાયદો, લાભ. ( ૨ ) સ્તોત્રને અંતે તેનું ફળ કહેલું હોય તે.(૩)સારા નડતા ગ્રહોનું ફળ જ્યોતિષ્યોએ કહેલું હોય તે.

**ફલંગ,** સ્ત્રી૰ [स. प्लव] ઠેકડો; કુદકો, ફાળ.

**ફલાણું,** વિ૰ [ फा ] નામ ગુણ વગેરેથી ઓળખાતું; અમુક; ચોક્કસ.

**ફલાલીન,** સ્ત્રી૰ [अं.] ઝીણી કુમાશનું ઉનનું કપડું; ફલેનલ.

ફલાહાર, પુ૦ [સં.] ઉપવાસમાં
ફેક ખાવાં તે; ફરાળ.
ફલિત, [ સં. ] ફળેલું; ફળ
માં હોય એવું. (૨) પાકેલું; ફળ-
પરિણામે પહોંચેલું; ફતેહમંદ;

ફગુ, વિ૦ માલ વગરનું; તુચ્છ.
૦ ગુલાલ. (૩) ગયા આગળ
ી એક નદી.
ફણું, વિ૦ પહોળું; છાછરું.
ડું વળી જાય તેવું. (૩) બોળું;
દિલનું.
રા, સ્ત્રી૦ હાર; પરાજય; ઘસી-
. હઠી જવું તે; નહિ ફૂટવું તે.
મ, સ્ત્રી૦ [ આ. फसद] નસ;
ડી. (૨) નસ ઉઘડાવી લોહી
તે. ક્રિ૦ પ્ર૦ ફસ ખોલાવવી=
ં લોહીનો ખૂબ વધારો થયો
કાઢી નખાવવો.
ફકવું, ક્રિ૦ અ૦ મંદ પડી
ાછા હઠી જવું; દબાઇ જવું.
ન પડવું; અધુરે છોડી દેવું.
મસીજવું; સરીને છુટી જવું.
ી કે ચિરાઇ જવું.
ાટીજવું, ક્રિ૦ અ૦ પાછા
. (૨) ચિરાઇ-ફાટીજવું.
લાત તોડવી.
ાલ, સ્ત્રી૦ [फा.] અનાજનો
) ઋતુ. (૩) મોસમ.
ાલી, વિ૦ ફસલનું-સંબંધી;
. (અકબર પાદશાહે ફસુલા-

તને માટે ફસલી સન ચલાવ્યો હતો.)

ફસવવું, ક્રિ૦ સ૦ ફાંદામાં
નાખવું; સપડાવવું; ફસાવવું; ભૂલ-
થાપ ખવડાવવી; મુશ્કેલીમાં નાંખવું.

ફસવું, ક્રિ૦ અ૦ ભરાઇ પડવું;
સપડાવું; ફાંદામાં પડીજવું; મુશ્કેલીમાં
પડવું; દબાવું; પકડાઇ જવું.

ફસાવું, જુ૦ ફસવું.

ફળ, ન૦ [સં. फल] વનસ્પતિનો
ફૂલ ખરી ગયા પછી થતો પાક;
બીજથી ભરેલો અવયવ. (૨) પરિ-
ણામ; અંત; છેડો. (૩) સિદ્ધિ;
લાભ; પ્રાપ્તિ; ફાયદો. (૪) પાનું:
ફેણું-ભાલાનું ફળ (ફલક) (૫)
સંતાન; પ્રજા. [(૨) લાભકારક.

ફળદાયક, વિ૦ ફળ દે એવું.

ફળદ્રુપ, વિ૦ ફળ આપે એવું;
સારો પાક થાય તેવું; રસાળ.

ફળદ્રુપતા, સ્ત્રી૦ રસાળતા.

ફળફળવું વિ૦ ફળફળ એવો
અવાજ કરતું. ઉછળતું; ઉનું.

ફળફળાદિ, ફળ અને ફળના
જેવી ખાવાને યોગ્ય બીજી વસ્તુઓ
વગેરે તે.

ફળમૂળ, ન૦ ફળ અને ખાવા
જેવાં વનસ્પતિનાં મૂળ તે.

ફળવંત, વિ૦ ફળવાળું. (૨)
વિજયી; ફતેહમંદ. (૩) રસાળ

ફળવાન, વિ૦ ફળવંત.

ફળવું, ક્રિ૦ અ૦ ફળવાળું થવું;
પાકવું; તૈયાર થવું. (૨) પરિણામ

આવવું. (૩) લાભ આપે એવું થવું. (૪) બદલો મળવો.

**ફળાઉ**, વિ૦ જેને ફળ આવતાં હોય એવું; ફળ આપતું, ફળનારૂં.

**ફળાધાર**, વિ૦ ફળ ઉપર જેનો આધાર હોય તે. (૨) ના૦ ફળનો આધાર તે; ફળનો આશ્રય

**ફળાહાર**, ન૦ ફલાહાર; ફરાળ.

**ફળિયું**, ન૦ મહોલ્લો; શેરી; વાડો; વાસ. (૨) પાનું. [તેલું; સફળ

**ફળીભૂત**, વિ૦ ફળ મળ્યું હોય

**ફળું**, ન૦ પાનું; ફળિયું.

**ફંટાવું**, ક્રિ૦ અ૦ આડું જવું; રસ્તો બદલવો; જુદું પડવું. (૨) છેડાવું; ચિડાઇને જુદું પડવું; અવળું ફરવું. (૩) દુંકું પડવું.

**ફંડ**, ન૦ [ અ. ] ઉઘરાણું; ટીપ.

**ફંદ**, પુ૦ [ हिं. ] કારસ્તાન; કાવતરૂં. (૨) ઢોંગ, ફેલફિતુર. (૩) ફાંદો; જાળ

**ફંદી**, વિ૦ ફંદખોર; કારસ્તાની (૨) ફેલ ફિતુરી; ઢોંગી; ફતવાખોર.

**ફંદીલું**, વિ૦ ફંદી; ઢોંગી; કારસ્તાની.

**ફંફોસવું**, ક્રિ૦ સ૦ ખાખાખોળા કરવા; આમ તેમ શોધવું; બારી કાઇથી તપાસવું.

**ફંફોળા**, પુ૦ ફંફોળવું તે; શોધ; તપાસ; ખોજ. [ચુનાની ફાક.

**ફાક**, પુ૦ ફાકડો. (૨) રાખ:-

**ફાકડો**, પુ૦ ફાકો; બુકડો; બુકડો.

**ફાકવું**, ક્રિ૦ સ૦ બુકડો–ફાકડો–ફાકો ભરવો. રૂ૦ પ્ર૦ ધૂળ ફાકવી=જખમારવી; હારી જવું. (૨) માફ માગવી.

**ફાકી**, સ્ત્રી૦ ફાકવાનું તે; ફકાય એવું ચૂર્ણ. (૨) એક મોં ભરાય એટલું ચૂર્ણ તે; ચૂર્ણ; આટો; કણદાર ભૂકો.

**ફાકો**, પુ૦ ફાકવું તે; ફાકડો. (૨) ફાકવાનો ભુકો તે; ચૂર્ણ. (૩) હથેળીમા લઇને ફાકી જવાય એટલો ચૂર્ણનો જથો તે. ક્રિ૦ પ્ર૦ ફાકો મારવો=બુકવું.

**ફાગ** પુ૦ વસંતઋતુ (૨) હોળીમા ગવાતાં જે શૃંગારનાં પદ તે; હોરીઓ (૩) હોળીના દહાડાઓમાં જે ખુલ્લું ભુંડું બોલવામા આવે છે તે. (૪) દિયર ભોજાઇની હોળીના રંગની રમત તે.

**ફાગણ**, પુ૦ [ सं. फाल्गुन ] વિક્રમસંવતનો પાંચમો તથા ઉનાળાનો પહેલો મહીનો તે; વસંતમાસ.

**ફાગણિયું**, ન૦ ઝીણા સુંવાળા પોતનું અને કાચા રૂપાળા રંગનું વસ્ત્ર; ઝીણા પોતનો સાડલો; વસંતઋતુને શોભે એવું ઝીણું ને ફૂલેવાર વસ્ત્ર.

**ફાચર**, સ્ત્રી૦ ફાડ; હાથાઓમાં ઠોકી બેસાડવા જેવો લાકડાનો કકડો. (૨) ફાંસ; નડતર; આડખીલી. (૩) સુતારનું ઓજાર. (૪) ચિંતાળ; કમઠાળ; રૂ૦ પ્ર૦ ફાચર મારવી=હરકત કરવી; આડખીલી દેવી.

**ફાચરૂં**, વિ૦ પહોળું; છાછરૂં.

**ફાંચરો**, પું૦ લાકડાનો કકડો; ચિતાળ.

**ફાજલ**, વિ૦ [ અ. ] વધેલું; બાકી રહેલું. કામમાં નહિ આવતું; ફાલતુ.

**ફાજેલ**. વિ૦ [ ફા. ] વિદ્વાન; પંડિત. ( ૨ ) શાણું.

**ફાટ**, સ્ત્રી૦ ફાટેલું તે, ચીરો; તડ; આંતરો. ( ૨ ) વિચારમાં જુદું પડેલું તે. તૂટ, ફૂટ; વિરુદ્ધતા, ભેદ. ( ૩ ) બહેક; તોર. ગર્વ, છાક ( ૪ ) લુગડાનું ફાટવું તે. રૂ૦ પ્ર૦ હૈયાફાટ=હૈયું ફાટી જાય એમ, અર્થાત્ બહુજ.

**ફાટક**, સ્ત્રી૦ બારણું; દરવાજો. ( ૨ ) બાકું.

**ફાટફુટ**, સ્ત્રી૦ મત ભેદ; કુસંપ; સ્નેહભંગ; વિરોધ.

**ફાટવું**, ક્રિ૦ અ૦ ફાટ પડવી. ( ૨ ) તુટવું; છુટાથવું; ભેદ પડવો; આંતરો પડવો. (૩) બહેકવું; ચળવું; છકીજવું; વહીજવું. ( ૪ ) ફૂટવું; બહાર નીકળવું; ઉગવું. (૫) મસ્તીએ ચઢવું; વિફરવું; વકરવું ( ૬ ) ગર્વ આવવો; ફુલાવું. (૭) ગભરાવું; મુઝાઇ મરવું; અકળાવું; તુટી પડવું. ( ૮ ) કકડે કકડા થઇજવું. ( ૯ ) પહોળું થવું; ખીલવું; વિસ્તરવું; સ્ફુટ થવું. ક્રિ૦ પ્ર૦ ફાટીજવું=જીર્ણ થઇ ટુકડા થઇ જવા. ( ૨ ) વહી જવું. ફાટી નીકળવું=જોર ભેર ; પ્રકટવું. ફાટી પડવું=એકાએક મરણ થવું; ( ૨ એકદમ નાશ પામવું. કુંપ. ફાટવી= છોકરાં થવાં. પહો. ફાટવો=વહાણું વાવું રોગ ફાટવો=એકદમ કોઇ વ્યાધિ ચાલુ થવો. વાંસો ફાટવો=બરડામાં પીડા થવી. પેટ ફાટવું=સ્વજનમાં કુસંપ થવો. રૂ૦ પ્ર૦ ફાટયા જોડામાં સૌ પગ ઘાલે=નબળાને સૌ વિતાડે. ફાટયામાં વાત=ગર્વનું ચડાઉપણું તે. કહે૦ પેટ ફાટયું ત્યાં કયા પાટા બાધવો=સ્વજનમાં ફૂટ પડે ત્યાં શો ઉપાય. આભ ફાટવું=મોટા દરોડો પડવો. આભ ફાટયું ત્યાં કયાં થીગડું દેવ=ત પહોંચી વળાય એવી બાબતનો શું ઉપાય.

**ફાટાફાટ**, સ્ત્રી૦ ફાટફુટ.

**ફાટું**, વિ૦ ફાટેલું હોય તેવું. ( ૨ ) ઉઘાડું; ખુલ્લું; ભુંડું. ( ૩ ) ચળેલું. નિર્મર્યાદ.

**ફાટેલ**, વિ૦ ફાટેલું; તૂટેલું ચિરાયેલું. ( ૨ ) ચળેલ; ઉદ્ધત; નિર્લજ્જ; અવિવેકી. ફાટેલો=ઉદ્ધત;

**ફાટયુંતુટયું**, વિ૦જીર્ણ; ફાટેલું અને તૂટેલું.

**ફાડ**, સ્ત્રી૦ ફાડેલો કકડો; અડધો ભાગ; ચીરી; ટુકડો; અડધિયું. ( ૨ ) ચીર; તડ; આંતરો. ( ૩ ) અડધો રૂપિયો–શાડમો તે. ( ૪ ) ફાડવું=ફાડી નાખવું તે.:–આ છોડીને લુગડાની બહુ ફાડ છે. ( ૫ ) જુદા પાડી નાખવું તે. મારફાડ= મારવું ને ફાડી નાખવું તે.

ફાડવું, ક્રિ૦ સ૦ [ प्रा॰ फाडइ ] બે કે વધારે ભાગ થાય એમ કરવું; ચીરવું. ( ૨ ) વચમાંથી ચીરા પાડવા, કકડા કરવા. ( ૩ ) વાપરી ને ઘસવી નાખવું; જીર્ણ કરી નાખવું. ( ૪ ) પહોળું કરવું; વિકાસવું; ઉઘાડવું. ( ૫ ) તોડવું; ફોડવું. ક્રિ૦ પ્ર૦ છોડાં ફાડવાં=ઝોલવુ. (૨) ઠપકો દેવો. (૩) મેણાં મારવાં. જોડા ફાડવા=ખુશામત કરવી. ( ૨ ) ઉઘરાણી કર્યાં કરવી. ઘર ફાડવું=ચોરી કરવી. છેડો ફાડવો=તલાક દેવી. ચિથરાં ફાડવાં=સહજ સહજમાં વાંધા પાડયા કરવા. આભ ફાડવું=બહુ મોટું કામ કરવું. ડોળા ફાડવા=બીવરાવવુ, ડરાવવું. ખત ફાડવું=કરજ માફ કરવું. પાણી ફાડવું=પાણી વહેતું કરવું.

ફાડિયું, ન૦ આખાનો બરોબર અરધો ભાગ તે. ( ૨ ) અરધો રૂપિયો. (૩) ફડશ.

ફાતડો, પુ૦ હીજડો; વ્યંડળ; બાયલો. ( ૨ ) પુરુષ જેવા દેખાવની મોટી સ્ત્રી.

ફાતિયા, પુ૦ [ आ. ] ફાતિયો; કુરાનનો મુએલા પાછળ પઢવાનો ફકરો. (૨) પાયમાલી.

ફાતિયો પુ૦ [ आ. ] કુરાનનો તે વિભાગ-ફકરો કે જે મુએલાંની શાંતિ માટે પઢાય છે. ( ૨ ) કુરાનનો એકાદ ફકરો-પદ તે.

ફાનસ, ન૦ [ फा॰ ] પવન લાગે નહિ એવી દીવો રાખવાની કરામત તે; દીવો રાખવાનું પાંજરૂં; કંડીલ.

ફાની, વિ૦ [ आ. ] નાશ પામે એવું; ક્ષણભંગુર.

ફાફડાશીંગ, સ્ત્રી૦ વાલોળોના જેવી પણ વધારે પહોળી શાકની ગીંગો તે.

ફાફડો, પુ૦ પના જેવો પહોળો તે. ( ૨ ) ફુલીને પહોળું થયેલું હોય એવું જે તે.

ફામ, સ્ત્રી૦ સ્મરણ, યાદ.

ફાયદાકારક વિ૦ ફિફાયતી; લાભકારક

ફાયદેમંદ, વિ૦ ફાયદાકારક.

ફાયદો, પુ૦ [ आ. ] લાભ; પ્રાપ્તિ; નફો. ( ૨ ) ગુણ; અસર.

ફાયો, પુ૦ અતરમાં બોળેલું પુમડું.

ફારક, જુઓ ફારગ.

ફારગ, વિ૦ [ आ ] છુટું; મુકત; મોકળું. (૨) પરવારેલું; નવરૂં; ફુરસદ પામેલું. (૩) છુટેલું.

ફારગત, સ્ત્રી૦ છુટકારો; મુક્તિ; પરવાર, નવરાશ. ( ૨ ) વિ૦ છુટું; મોકળું; નવરૂં.

ફારગતી, સ્ત્રી૦ બંધનમાંથી છુટા થઇ જવું તે. ( ૨ ) એવા છુટકારાનો જે લેખ તે. ક્રિ૦ પ્ર૦ ફારગતી આપવી=છુટાછેડા કરી આપવા.

ફારમ, ન૦ [ अ. ] ખેતર; વાડો. (૨) છાપવાને માટે બીબાં ગોઠવી

તથા ખાનાં પાડીને તૈયાર કરેલું જે ચોખુણ-ચોરસલું તે; ખાનાં પાડી ગોઠવી ને એક દબાણે છાપેલો કાગળ તે; પત્રક. (૩) કૈફિયત; મજકુર; હકીકત. (૪) વેરો; કર; ટૅક્સ

**ફારસ,** [ અં. ] નાટકમાં હસવા જેવો એકાદ બનાવ તે; પ્રહસન; ગતકડું; ગમ્મત કરાવનારો નાનો ખેલ તે. (૨) હસવા ને મશ્કરી કરવા જેવું કામ તે; ભવાડો.

**ફારસી,** વિ૦ [ सं. पारासिक ] ઇરાન સંબંધી ઇરાની. ( ૨ ) ના૦ એક ભાષા; પરશિયન. (૩) સંકેતની ભાષા; ગુપ્ત-છુપી ભાષા; પારસી.

**ફાલ,** પુ૦ નવાં પાન અને ફૂલફળ વગેરે આવી ખીલવું તે; પ્રફુલ્લ થવું તે. ( ૨ ) ફળ અને કણસલાં આવવાં તે. ( ૩ ) શકુન.

**ફાલતુ,** વિ૦ ઉપયોગમાં ન હોય એવું; વધારાનું; ફાજલ હોય એવું. ( ૨ ) પરચૂરણ; ઉપર ઉપરનું.

**ફાલવું,** ક્રિ૦ અ૦ ખીલવું; પહોળા થવું; પ્રફુલ્લ થવું; કદમાં વધવું; સ્થૂલપુષ્ટ થવું. ( ૨ ) બરાબર થવું. ( ઝાડનું વનસ્પતિનું ); ફળફૂલ આવવાં; અંકુરિત થવું; પલ્લવિત થવું.

**ફાલસાં,** ન૦ ઉનાળામાં થતો એક લીલો મેવો. ( એનું ઝાડ ફાલસી કહેવાય છે. ) [જંગલી પ્રાણી.

**ફાલુ,** ન૦ શિયાળ જેવું એક

**ફાલુડો,** પુ૦ ભાટ; એક જાતની લાપશી.

**ફાલ્ગુન,** પુ૦ [ सं. ] વિક્રમસંવતનો પાંચમો મહીનો;ફાગણ.

**ફાવતું,** વિ૦ ફાવે એવું; અનુકૂળ; પસંદ પડતું; ગમતું; રુચતું.

**ફાવવું,** ક્રિ૦ અ૦ ગોઠવું; માફક આવવું; અનુકૂળ પડવું. (૨) સફળ થવું; પાર પાડવું; સુગમ પડવું; જેમવાઇ મળવી.

**ફાસફરસ,** ન૦ [અં.]જુ.ફોસ્ફરસ

**ફાસફુસ,** ન૦ હલકી તુચ્છ વસ્તુઓનો પરચૂરણ ખીચડો તે. ( ૨ ) વિ૦ પરચૂરણ-તુચ્છ વસ્તુ જેવું.

**ફાસલો,** ( અ. ) મેદાન.

**ફાસફુસિયું,** વિ૦ માલ વગરનું; હલકું; તુચ્છ. ( ૨ ) પોચું-પોલું એવું. ( ૩ ) સત્વરહિત.

**ફાળ,** સ્ત્રી૦ ફલંગ; કુદકો; ઠેકડો; છલંગ. ( ૨ ) ધાસ્તી; ધ્રાસકો; હેબક; ચોંક. ક્રિ૦ પ્ર૦ ફાળ મારવી=કૂદવું; (૨) સાહસ કરવું. ફાળ પડવી=ધ્રાસકો પડવો; ચોંકવું.

**ફાળકું,** ન૦ સુતરની આંટી ફાળકા ઉપર વિંટાળીને ઉતારી લીધેલો તંતુ સમૂહ ( ૨ ) ફાળકાનું એક અંગ તે.

**ફાળકો,** પુ૦ સુતર અને રેશમ વગેરેના તાર વિંટાળવાની કાંબડાની એક બનાવટ.

**ફાળવવું,** ક્રિ૦ સ૦ ભાગ પાડવા; વહેંચણી કરવી; તફા પાડવા. ( ૨ )

સૌને સરખું આવે એવા ભાગલા પાડવા'

**ફાળિયું**, ન૦ માથે વિંટવાનો ફેંટો; (૨) માથે પહેરવાનો નાની પાઘડી જેવો ઘાટ તે. (૩) પંચિયું; ટુંકું ધોતિયું.

**ફાળી**, સ્ત્રી૦ લુગડાનો લાંબો પહોળો પટ તે. (૨) સાડી. સાલ્લો.

**ફાળો**, પુ૦ ભાગ; હિસ્સો; વાંટો; પાંતી; વહેંચણમાં અમુક એક જણને ભાગે જે જથો આવતો હોય તે. (૨) વહેંચણી; વાંટણી (૩) સરખે ભાગે આપવાને આવ્યું હોય તે. ક્રિ૦ પ્ર૦ ફાળો નાખવો=સરખે ભાગે આવે તેટલું ઉઘરાવવું. ફાળો પાડવો=ભાગ પાડવા. ફાળે પડવું=ભાગે પડવું.

**ફાંક**, સ્ત્રી૦ ફાટ. તરડ; ચીર.

**ફાંકડાઇ**, સ્ત્રી૦ છેલાઇ,વરણાગી; ફાંકડાપણું.

**ફાંકડું**, વિ૦ ટાપટીપથી શોભીતું; અલબેલું; મનોહર. સુંદર; દેખાવડું. (૨) રસિક; રંગીલું; ખુશમિજાજી. (૩) સુંદર, મજેનું; સુઘડ; લલિત, ફક્કડ. [(૩) કાણું; છિદ્ર.

**ફાંકું**, ન૦ જાદું. (૨) લીટો.

**ફાંકો**, પુ૦ તોર; ગુમાન; અભિમાન; ટેક; આગ્રહ.

**ફાંગડું**, ન૦ ફાંદો; પેચ; છટકું. (૨) પ્રપંચજાળ; કાવાદાવા કરવા પડે એવી બાબત; [જોનાર.

**ફાંગુ**, વિ૦ એક આંખે ત્રાંસું

**ફાંટ**, સ્ત્રી૦ એક છેડાથી ઝોળી વાળવી તે; અંગરખાની ચાળનો છેડો તે; ખભે અથવા પીઠે ઝુલતી રહે એવી ઝોળી તે. (૨) ઝરડકો; ચીરો. (૩) ફાટેલા ભાગને મારેલી સાંધ; કાચું શીવણ; ટાંકો; દોરો ભરવો તે. (૪) ઔષધિને પલાળી રાખીને બનાવેલું પેય. (૫) ખોઇ.

**ફાંટવવું**, ક્રિ૦ સ૦ વેતરીને આછે દોરે શીવી લેવું; આગ તેમથી જોડી આપવું; દોરવવું.

**ફાંટો**, પુ૦ દરિયાનો કે નદીનો ચાલુ વહેણથી આરો ગયેલો જે પ્રવાહ તે. (૨) જુસ્સો; તરંગ, બુટ્ટો; કલ્પના. (૩) કીનો; મનનો મેલ; દ્વેષ. (૪) આડ કથા. (૫) શાખા; ડાળ; આરો ફુટેલો ફણગો.

**ફાંદ**. સ્ત્રી૦ મોટું-ઝુલતું પેટ.

**ફાંદો**, પુ૦ ખટપટી બાબત; ગુંચવણ; પ્રપંચ જાળ. (૨) ઠગાઇ; કપટ; છળબાજી. (૩) ફંદ; છટકું.

**ફાંદરડીખાવું**, ફરડી ખાવું; પીંખી નાખવું; ફરડીને ફાડી નાખવું.

**ફાંફાં** ન૦ આમ તેમ જ્યાં ને ત્યાં ખાલી ધક્કા ખાવા તે; ખાલી અથડાવું તે. (૨) ખોટી આશા. વલખાં. (૩) નિઃસારતા. (૪) ડાંગરની ધાણી

**ફાંફું**, અ૦ ખોટું જોર બતાવવું તે; પતરાજી. મિથ્યા આડંબર. (૨) ધંતર મંતર.

**ફાંસ**, સ્ત્રી૦ વાંસ. લાકડા કે કાચ વગેરેની કાંટા જેવી રેખ તે; ઝીણી ને

પાતળી કરચ (૨) કાકા જેવી કરચટુ ચામડીમા પેસી જવુ તે (૩) દરકત આડાઈથી વાચો દાચર ચીર ક્રિ૦પ્ર૦ ફાસ મારવી=આડ ખીલી નાખવી ફાસ કાઢવી- હરકત કરતી વસ્તુ ઉડાવી દેવી

**ફાંસવુ**, ક્રિ૦ સ૦ દોરડે બાધીને તુવામા ઉતારવુ ઉડે નાખવુ (૨) ઘડા ને ગાળો ઘાલવો (૩) ઉઝરડી નાખવુ, ઉખાડવુ છોલવુ ઉઝરડી-ઉતરડી નાખવુ ચુટી નાખવુ (૪) પડતર જમીન ખેતી કરવાને ખોદવી (૫) ગુગળાવી મારવુ

**ફાંસિયુ**, વિ૦ ફાસી નાખે એવુ, ફાસો દઇ મારી નાખનાર, તરકટી ફસાવી દે એવુ

**ફાંની**, સ્ત્રી૦ ફાસો દઇ મારી નાખવાની જે રીત તે ફાસો દેવો તે (૨) ગળુ રૂંધાઇ મરણ થાય એવી યુક્તિ તે (૩) ગળે દોરી બાધીને ગુંગળાવીને મારી નાખવાની શિક્ષા તે. ક્રિ૦ પ્ર૦ ફાસી દેવુ=મારી નાખવુ રે૦ પ્ર૦ફાસીએ ચઢાવવુ=મારી નાખવુ.

**ફાંસીગરા**, પુ૦ ફાસિયા ફાસીએ ચઢાવનારા માણસો (૨) જીવ લેનારા જલ્લાદ

**ફાંસુ** અ ફોગટ અમસ્તુ, વગર કારણે (૨) મફત મૂલ આપ્યા વગર (૩) વિ૦ ફાસિયુ

**ફાંસો**, પુ૦દોરી-દોરડાનો ગાળો, સરકિયુ બધ (૨) પાશ પકડ, જાળ છટકુ ફાદો, પેચ

**ફાંસોટિયું**, ન૦ ફાચ, ખોઇ ઝોળી (૨) બાથમા આવે એટલો જથ્થો તે

**ફિકર**, સ્ત્રી૦ [અા] ચિતા ઉદ્વેગ (૨) કાળજી દરકાર. ક્રિ૦ પ્ર૦ફિકર કરવી=ચિતાતુર રહેવુ ફિકર રાખવી=કાળજી રાખવી.

**ફિકાશ**, સ્ત્રી૦ નિસ્તેજતા લાલી ઉડી ગઇ હોય એવો દેખાવ તે. (૨) સ્વાદ રહિતપણુ નીરસતા.

**ફિટકાર** પુ૦ ધિક્કાર ફટફટ થવુ તે તુચ્છકાર ધુતકાર, અનાદર, અવગણના

**ફિટકારવુ**, ક્રિ૦ સ૦ ધિક્કારવુ, તુચ્છગણી કાઢવુ, ધુતકારવુ તરછોડી કાઢવુ

**ફિટણુ**, વિ૦ ફીટી જાય-ક્ષય થઇ પામે એવુ, નાશવત જોતજોતામા ફના થઇ જાય એવુ ફિટણકાળ=ફીટી જવાય એવો વખત ફિટણજીવ= નાશવત

**ફિટફિટ**, ઉ૦ ફટફટ ધિકધિક થુથુ તુચ્છ કઇ નહિ એમ કહેવુ અને તિરસ્કારી કાઢવુ તે

**ફિટવવુ**, ક્રિ૦ સ૦ પતાવી દેવુ ઓછું કરી નાખવુ છુટી જાય એમ કરવુ (૨) ફોડવુ લાચ આપીને લલચાવવુ, ખરોડી મૂકવુ, દ્રોહી બનાવવુ (૩) બગાડવુ, નાશ પામે એમ કરવુ. ફિટાડવુ

**ફિટાડવુ**, જુઓ ફિટવવુ

**ફિતનો,** પુ૦ ફિતુર. (૨) ફેલ, ઢોંગ

**ફિતુર.** [ फा ] દગલબાજીથી ઉપરી રાજ્યસત્તાની સામે ઉશ્કેરાવું તે બંડ, દંગો, બળવો હુલ્લડ (૨) તોફાન, ઝગડો, બખેડો (૩) ઢોંગ, ફેલ, ફતવો.

**ફિતુરી,** વિ૦ ફિતુર કરનાર, બખેડોખોર હુલ્લડ કરનાર (૨) ઢોંગી, ફેલખોર, બદમાશ, તોફાની

**ફિદવી,** પુ૦ [ फा ] ચાકર; નોકર દાસ.

**ફિદા,** વિ૦ [ अ ] આસક્તિમાં ઘેલુ ઘેલું થઇ ગયેલું કુરબાન પ્રાણ આપવાને પણ તૈયાર થઇ જાય એવું, અનુરક્ત. (૨) ખુશખુશ પ્રસન્ન.

**ફિનિક્ષ** ન૦ એક જાતનું ગરૂડ જેવું મોટું પખી (મિસરની દંતકથાઓ પ્રમાણે તે બળી જવું ને ફરીને જીવતું થતું તે ૫૦૦-૬૦૦ વર્ષ જીવતું)

**ફિયો** પુ૦ અરીળ, તહલી

**ફિરકી,** સ્ત્રી૦ નાનો ફાળકો. (૨) ફરકડી, ચકરી (૩) ચારે તરફ અકેકી પાદડી હોય એવું ફૂલ.

**ફિરકો,** પુ૦ એકજ રાજ્ય અને એજ દેશના રહેવાસીઓ હોય તે. કોમ, લોક (૨) સંપ્રદાય

**ફિરદોસ,** [ अ ] સ્વર્ગ. (૨) એ નામનો એક કવિ [ફુટડો માણસ

**ફિરસ્તો,** પુ૦ દેવદૂત (૨)

**ફિરંગી,** પુ૦ ફિરંગ-પોર્ટુગાલનો રહેવાસી તે ખ્રિસ્તિધર્મનો માણસ કોઇ પણ ગોરો યુરોપિયન તે, ટોપીવાળો [મિલાજી.

**ફિરાવન** વિ૦ માથાનો ફરેલો,

**ફિલસુફ** પુ૦ [ अ ] તત્ત્વજ્ઞાની, તત્ત્વ શોધક

**ફિલસુફી,** સ્ત્રી૦ તત્ત્વજ્ઞાન પદાર્થના ધર્મ અને તત્ત્વનો વિવેક કરવાની વિદ્યા તે વિજ્ઞાનશાસ્ત્ર

**ફિલ્ટર,** સ્ત્રી૦ [ अ ] પ્રવાહીને ગાળવાની ગળણી કોલસા, રેતી વગેરેમાંથી પ્રવાહીને પસાર કરી શુદ્ધ બનાવવાની ગળણી

**ફિશિયારી,** સ્ત્રી૦ પતરાજ, બડાઇ મગરૂરી ફૂલ

**ફિશિયારીખોર,** પુ૦ (વિ૦) બડાઇખોર, દંભી, ઢોંગી.

**ફિસાદ,** સ્ત્રી૦ [ अ ] તોફાન. મસ્તી (૨) ઢોન, ધિંગાણું. (૩) ફિતુર, બંડ દંગો, હુલ્લડ

**ફિસાદી,** વિ૦ ફિસાદ કરનાર. તોફાની હુલ્લડખોર

**ફિસોટો,** પુ૦ પ્રવાહી વસ્તુ ડોળાવાથી કે ગરમ થવાથી તેની ઉપર આવતા ફીણનો જે લોચો તે, ફીણનો લચકો (૨) મનુષ્યને કે પ્રાણીને મોઢે અને નાકે આવતું ફીણ તે ફિસોટા કાઢવા=ઉશ્કેરાઇ દેવું, થકવી નાખવું.

**ફિદવું,** ક્રિ૦ સ૦ ચુથવું,ચોળવું; ઉથલાવવું, છુંદછુંદ કરી નાખવું.

પાખવુ આધુપાધુ કરવુ (૨)ચ્યરવુ છિન્નભિન્ન કરી નાખવુ

**ફી**, સ્રી૦ [ અ ] કામના પૈસા રસ્તુગી ઉકસાઇ ( ૨ ) લવાજમ ( ૩ ) મહેનતાણુ

**ફીક** સ્રી૦ મોઢામા રસ નહિ હોવો તે નિસ્વાદતા ફિકાશ

**ફીટ** વિ૦ [સ સ્ફીત] ઝાખુ નિસ્તેજ (૨) સ્વાદ રહિત મિઠાશ વગરનુ (૩) મદ ભાસ રહિત (૪) નિ સત્ત્વ સાર વગરનુ

**ફીટવુ**, ક્રિ૦ અ૦ [ સ સ્ફુટ્ ] અપાઇ રહેવુ પુરૂ થઇ જવુ પતવુ (૨) નાશ પામવુ લય થવુ અદશ્ય થવુ (૩) મટવુ ઉડીજવુ ઉખળવુ

**ફીણ** ન૦ [ સ ફેન ] મવાદી ઉપર આવતો જે પરપોટા જેવો ધોળો વિકાર તે પાણીનો ગીચો ઉભરો મવ દીનો સાગ મેલ (૨) પાણી ને વાયુથી બનેલા પરપોટીઓનો સમૂહ તે ક્રિ૦ પ્ર૦ ફીણ આવવુ=બહુ મહે નત પડવી ફીણ કાઢી નાખવુ= થકવી નાખવુ

**ફીણવુ** ક્રિ૦સ૦ મસળવુ જોરથી ચોળવુ ખુબ ધુમરડીને એકતાર કરી નાખવુ વલોવવુ ઘુટવુ (૩) લાભ મેળવવો ફાયદો કાઢવો પ્રાપ્ત કરવુ

**ફીત** સ્રી૦ગુ ઘેલી કાગગદાર પટી કોર પટી (૨)નાની સાકડી પાતળીપાટી

**ફીમી** ફિરિયારી પતરાજી બડાઇ

**ફીસુ** વિ૦ તરત ફાટી જાય એવુ જીર્ણ (૨)ઢીલુ નરમ લપકુ (૩) ફીકુ રસહીન (૪) પોલુ કઠ ણ રહે નહિ એવુ

**ફુઆરો** જુ૦ ફુવારો

**ફુઇ**, સ્રી૦ બાપની બહેન ફોઇ

**ફુઓ**, જુ૦ ફુવો ફોઇનો વર

**ફુક્કો** પુ૦ પાતળા પડનો ફુગ્ગો દડો (૨) મૂત્રાશય મૂતર એકઠુ થાય છે તે કોથળી ( ૩ ) હવા ભરીને બનાવેલો પરપોટો

**ફુગવવુ** ક્રિ૦ સ૦ ફુગાય-ફુગ ચડે એમ કરવુ વિકૃત થાય એમ કરવુ ( ૨ ) પવનથી ફુલાવવુ-મોટ કરવુ [પરપોટો

**ફુગારો**, પુ૦ ફુલાવો ફોલ્લો

**ફુગાવવુ**, ક્રિ૦ સ૦ ફુગવવુ ફુલે એમ કરવુ (૨)ઉશ્કેરવુ ચગાવવુ

**ફુગાવુ**, ક્રિ૦ અ૦ ફુ ી પડવુ ( ૨ ) ફુગ ચડવી પલળવાથી થઇ વસ્તુ ઉપર રૂવા જેવો મળ બાઝવો

**ફુટકળ** વિ૦ પરચુ ણિયુ જુદી જુદી જાતનુ ફોરેમાલ ( ૨ ) નમાલુ માન વગરનુ ( ૩ ) નહિ વિશ્વાસ રાખવા જેવુ છાટરૂ

**ફુટડિયુ** જુઓ૦ ફુટડુ

**ફુટડી** વિ૦ રૂપાળી ( ૨ ) સાફ-ફુટડીદાર

**ફુટડુ** વિ૦ રૂપાળુ શોભિતુ ખુબસુરત દેખાવડુ ( ૨ ) સ્વચ્છ ચોખ્ખુ સફાઇદાર મજેનુ

**ફુટાફુટ**, સ્ત્રી૦ એક પછી એક ઘણા જણ દ્રોહ કરવો-વચનમાથી ખસી જવુ તે, કુસપ થવો તે ભેદ પડી જવો તે ફાટફુટ (૨) ઉપરા ઉપરી ફુટવુ તે　　[(૨) પરપોટી

**ફુણગી**, સ્ત્રી૦ ઝીણી ફોટની

**ફુત્કાર**, પુ૦ ફુ ફાડો કરવો તે ફુ એમ કરીને મોઢામાથી પવન ઉડાડવો તે, ફુ ફાડો

**ફુત્કારવુ**, ક્રિ૦ સ૦ જોરદાર ફુ કથી ઉડાડી મૂકવુ (૨)ફુ ફાડો મારવો

**ફુદડી**, સ્ત્રી૦ ગોળ ચકાકારે ફરવુ, ગોળ ચક્કરમા ફરવાની છોકરીઓની રમત (૨) ફુલ અથવા તારા જેવુ એક ચિહ્‌ન તે (૩) ફૂલની પાદડીઓ જેવા ઘાટની ગોળ ચકતી ક્રિ૦ ત૦ ફુદડી ફરવી=ગોળ ચક્કરમા ફરવુ (૨) પ્રદક્ષિણા કરવી

**ફુદડો**, પુ૦ એક જાતનો ઉડતો વંદો (૨) એક જાતનુ ઘાસ

**ફુદનો** પુ૦ ફુદીનો

**ફુદીનો**, પુ૦ લબોળા કરચલી વાળા પાનાનો ઉગ્ર સુગધીવાળો એક છોડવો ફુદનો

**ફુદુ** ન૦ નાનો ઉડતો જીવ (૨) પતગિયુ પાખોવાળુ નાનુ રગબેરગી જીવડુ

**ફુફવાટો**, પુ૦ મો ઉચુ કરી જોરદાર ફુ કમારવી તે ફુત્કાર કરવોતે

**ફુફવાડો**, પુ૦ ફુફવાટો ફુ ૦ાર કરવો તે, જોરથી બોલવુ તે કહેં કરડવુ નહિ પણ ફુફવાડો તો મારવો

**ફુમકુ**, ન૦ ફુમતુ

**ફુમતી**, સ્ત્રી૦ નાનુ ફુમતુ ઘુઘરિયાળુ નાનુ ઝુમખુ (૨) માજર, મજરી, નાની કલગી

**ફુમતુ**, ન૦ લટકતો રહે એવો ગુચ્છો, ઝુમખુ નાનુ છોગુ (૨) ઘુઘરિયાળો નાનો ગુચ્છ (૩) માજર, મજરી કલગી

**ફુરજો**, પુ૦ બદર ઉપરનો તે ભાગ કે જ્યા આગળ થઈને જતા આવતા વહાણો પાસેથી જકાત લેવાતી હોય (૨) વહાણો ઠેરવવાનુ મથક

**ફુરસદ**, સ્ત્રી૦ [ અા ] નવરાશ, અવકાશ પરવાર નિરાતનો વખત

**ફુરવુ**, ક્રિ૦ અ૦ [ સ સ્ફુર્ ] સ્ફુરવુ ધબકવુ (૨) સૂઝી આવવુ, યાદ આવવુ એ દમ મગજમા આવવુ.

**ફુર્તિ**, સ્ત્રી૦ [ સ સ્ફુર્તિ ] જાગૃતિ તેજી હોશિયારી ચાલાકી, ચચળાઇ ઉત્સાહ

**ફુલકણી**, સ્ત્રી૦ સળગાવતા જેમાથી ફુલડા ઉડે અવી આતસબાજી

**ફુલકર**, જુઓ ફુલ ણી

**ફુલકરણી**, જુઓ ફુલકણી

**ફુલકુ**, ન૦ ફુલેલુ હોય એવુ જે તે નાની ને ફુલેલી રોટી (૨) ફુલેકુ (૩) વિ૦ ફુલાઇ જાય એવુ, વખાણતા વાએ ચડે એવુ

**ફુલખરણી**, જુઓ ફુલકણી

**ફુલડુ**, ન૦ ફુલ, પુષ્પ (૨)

ફુલની પાદડીઓ જેવી બનાવટ ફુદ ડી જેવી બનાવટ (૩) પ્રાણીનો ફુટેલો દાણો

ફુલણજી, વિ૦ વખાણવાથી વા એ ચડે અનુ માનને માટે ઘેલુ ઘેલુ થઇ જાય એવુ ચડાઉ

ફુલકો નાની ફુલાવેલી રોટની

ફુલતોરો, પુ૦ સાન્ગુ તોરો (૨) ફુલબાતનુ પગનુ ઘરેણુ

ફુલદારૂ પુ૦ સખત દારૂ ટેચો દારૂ (૨) આલકોહાલ દારૂનો અર્ક

ફુલફટાકિયુ, વિ૦ ફુલાઇને ફર નાર વણ્ણીગયુ છેલ ફક્કડ થઇને ફરનાર (૨) તકલાદી નાજુક (૩) લાડકુ (૪) સ્વરૂપન નહિ સમજનાર

ફુલબરડો, પુ૦ સોપારીની એક જાત [બનાવેલા બાગ તે

ફુલબાગ પુ૦ ફુલઝાડ માટેજ

ફુલવડી, સ્ત્રી૦ મસાલા અને શાક-ભાજી બળીને તળની ચણાના લોટના ગોળીઆ

ફુલવવુ, ક્રિ૦ સ૦ ફૂલે તેમ કરવુ પવન ભરીને વિસ્તૃત કરવુ.

ફુલ સાકળા, ન૦ ફુલના ભાતના પગ પહેરવાના સાકળા ત

ફુલાવવુ, ક્રિ૦ સ૦ ઉચુ કરવુ ઉપતાવવુ (૨) પવન ભરવો (૩) ચગાવવુ મોટામા ઠ નુ, ઉશ્કેરવુ, ઉત્તેજવુ (૪) ખીલે તેમ કરવુ

ફેલવુ, ક્રિ૦ અ૦ મોટાઇ માન ન ખીલવુ

ફુલાશ, સ્ત્રી૦ મોટાઇ પતરાજી, ચડાઉવેડા

ફુલિયુ ન૦ એક વનસ્પતિ (૨) નાનુ પ્યાલુ

ફુલુ, ન૦ ફુલના જેવુ ધોળુ ચાદુ આખમાનુ નાનુ પડલ

ફુનેકુ, ન૦ લગનને આગલે દિવસે વરન્યાને ઘોડે બેસાડી વાજ તેગાજતે સગાસ્નેહીઓમા ફેરવનામા આવે છે તે નાનો વરઘોડો સરઘસ ક્રિ૦ ન૦ ફુનેકુ ચઢવુ=ફજેતો થવો

ફુવેલ ન૦ ફુલની વાસ આપે લુ તલ સુગધીતેલ ધુપેલ

ફુલેવર વિ૦ જેમા ફુલ જેવી ભાત હોય તનુ ફુલેવાર રગબેરગી ચિત્રવાનુ (કપડુ)

ફુલેવાર જુ૦ ફુલેવર

ફુ શ સ્ત્રી૦ ફુશ બડાઇ મોટા ઇ દાખવવી તે

ફુન્નમ, પુ૦ નાણુ રૂપિયા

ફુવડ વિ૦ આળસુ એની ગદી, ફુવડ (સ્ત્રી)

ફુવારો પાણી ઉચે ઉડીને પડે એવી રચનાવાળો ફુડ ફુવારો

ફુવો પુ૦ ફોઇનો વર ફુઓ

ફુસ્સફાસ વિ૦ માલવગરનુ, ન કામુ ફાલતુ ફુસ

ફુસફુમિયુ વિ૦ નજીવુ હલ કુ દમ વગરનુ

ફુસલાવવુ, ક્રિ૦ સ૦ ફોસલાવવુ.

ફુસિયુ, વિ૦ હલકુ તુચ્છ,

નિર્માલ્ય; નિરર્થક.

**ફું**, અ૦ ફુંકાર: મોંમાંથી જોરજોર વા ફુંકવો તે; એવો અવાજ. (૨) શ્વાસ લેતાં મૂકતાં થતો અવાજ. (૩) સુંઘવું ને ફુંકવું એમ; ફુંફવાડા મારવું એમ.

**ફુંક**, સ્ત્રી૦ મોંથી પવન નાખવો–ફુંકવો તે. (૨) ટૂંકામાં સમજાવી દેવું–ચેતવવું–સૂચવવું તે (૩) ફુંફવાડો; ફુત્કાર. (૪) શ્વાસ, પ્રાણ. ક્રિ૦ પ્ર૦ ફુંક મારવી=ચેતવવું; છાની સલાહ આપવી; ફુંકે ફાટવું=બીવું. ફુક નિકળી જવી=શ્વાસ નિકળી જવો.

**ફુંકણી**, સ્ત્રી૦ ફુંક મારવાની ભુંગળી.(૨) ફુંકવું તે; ફુંકવાની રીત.

**ફુંકવું**, ક્રિ૦ સ૦ મોંએ પવન ફુંકારવો; ફુંક મારવી. (૨) દુઃખવાળા ભાગ પર ફુક મારી સવાહન કરવું. (૩) વગાડવું; બજાવવું. (૪) જાહેર કરવું; જણાવવું; કાઢવું:– દેવાળું ફુંકવું. (૫) ભંભેરવું. ઉશ્કેરવું. (૬) બાળી નાખવું (૭) ઉડાવી દેવું. (૮) પંપાળવું; થાબડી રાખવું; લડાવવું. (૯) સળગાવવુ (૧૦) હોલવવું. રૂ૦ પ્ર૦ ચુલો ફુંકવો=રાંધવું.

**ફુંકારવું**, ક્રિ૦સ૦ ફુંક મારવી; મંત્ર ભણીને ફુંકવું. (૨) ફુંફવાડો મારવો. (૩) મોંમાં પાણી લઇ હોઠ દાબી જોરથી છાંટ ઉડાડવી.–ફાળકો ફુંકારવો. (૪) ચડાવવું.

**ફુંકારો**, પુ૦ ફુંક; ફુંફવાડો.

**ફુંકી ખાવું**, વાપરી નાખવું. (૨) સમજાવી–પટાવીને ખાઇ જવું.

**ફુંગરાવવું**, ક્રિ૦ સ૦ ચડાવવું; ઉશ્કેરવું; ઉત્તેજન આપવું; બહેકાવી દેવું.

**ફૂ**, અ૦ પવન ફુંકતાં થતો એવો અવાજ. (૨) ફુંક. (૩) સાવ પાયમાલ એમ; ધૂળ: આખરે કંઇ નહિ એમ:–આખર ફૂની ફૂ.

**ફૂગ**, સ્ત્રી૦ સેંદ્રિય દ્રવ્યો ઉપર વિનાશને લીધે ફૂટી નિકળતો વિકાર તે. અન્ન ઉપર રૂંવાં જેવો જે વિકાર બહાર નિકળી આવે છે તે; લાકડાં વગેરે ઉપર જે બિલાડીના ટોપ થાય છે તે.

**ફૂગવું**, ક્રિ૦ અ૦ ફૂલવું: મોટું થવું; ઉપસવું. (૨) સૂજવું; સોજો ચડવો. (૩) ફૂગ વળવી (૪) બહેકવું; ચડવું; ખીલવું; ગર્વ કરવો.

**ફૂટ**, પુ૦ [ सं. ] બાર ઇંચ લંબાઇ માપવાનું માપ. (૨) સ્ત્રી૦ સંપભંગ; ભેદ; ભંગાણ; વિચ્છેદ. (૩) ભંગાર. (૪) ફુટવું તે. (૫) પાકીને ફાટી જવું તે. (૬) ખંડિત થયેલું હોય તે.

**ફૂટવું** ક્રિ૦ અ૦ [ सं. स्फुट् ] બહાર નિકળવું: ઊગવું: વધવું. (૨) પલ્લવિત થવું, પુનરુજ્જીવન પામવું. મોરાવું: ખીલવું; નિધવવું; છોડવું પ્રફુલ્લ થવું. (૩) બરડ વસ્તુના આકારનું ભાગી જવું: નંદાવું. (૪) જોરથી ફાટવું; અવાજ

થવો (૫) આરપાર નિકળવું, પ્રસરવુ (૬) એકદમ જોરથી પ્રસરવુ-ફેલાવુ (૭) જાહેરમા આવવુ જણાવુ (૮) ઉઘાડુ પડી જવુ (૯) છુટા પડવું કુસંપ થવો, વિભેદ પડવો (૧૦) રદ જવુ, બાદ પડવુ (૧૧) માહુ થવુ (૧૨) ભંજવુ

ફૂલ ન૦ (સ ફુલ્લ) પુષ્પ સુમન કુસુમ વનસ્પતિનો તે અવયવ કે જેમાથી બીજ ઉત્પન્ન થાય છે ઉઘડેલી કળી (૨) ફુલના જેવો જે ચોગરો તે ચળકતો સુદર તણખો (૪) આખમા ઢાંગીનુ જે નાનુ ટપકુ બાઝે છે તે (૫) ગોપારીનો કાતરેલો ભુકો (૬) જેમા ગર્ભ બધાય છે તે સ્ત્રી અવયવ કમળ (૭) પગની આગળીએ પહેરવાનો રૂપાનો ગેંધ ઘાટ, ઘવિંટિયુ (૮) નામનો કાટો મુક (૯) રવાઇનો પાખિયાવાળો છેડો તે (૧૦) ઔષધિ વગરેને આચ આપવાથી જે ફુટે છે તે (૧૧) કણગી મજરી (૧૨) વિ૦ સરસ ઉત્તમ -ફુલ દારૂ

ફૂલવુ, ક્રિ૦ અ૦ ઉચુ થવુ ઉપસવુ (૨) પલ્લવિત થવુ, ખીલી રહેવુ (૩) ઉઘડવુ ખીલવુ. પ્રફુલ્લ થવુ (૪) વિસ્તૃત થવુ, પુષ્ટ થવું ભરાવુ, ફાટવું (૫) રાજી થવુ, હરખાવુ. (૬) તાને ચડવુ, બહેકવુ (૭) બડાઇ મારવી

ફૂસ, અ૦ તુચ્છ, કઇ નહિ એમ, રદ (૨) હાર પરાજય છુ થઇ જવુ તે

ફેજ, પુ૦ હાલત, સ્થિતિ (૨) ખરાબી બેહાલી પાપની શિક્ષા તે

ફેડવુ, ક્રિ૦ સ૦ ટાળવુ પુરૂ કરી નાખવુ.

ફેણ સ્ત્રી૦ સાપે પકડેલુ કરેલુ ગળુ ને મો ને ફણા (૨) ગગ નકુચી -રીને તત્પર થવુ તે (૩) કોડિયાની જીભ (૪) ફીણ

ફેન, સ્ત્રી૦ ફેણ (૨) ફીણ

ફેફર, સ્ત્રી૦ ચેરા ઉપર આવેલી ફિકાશ શે થર આગે સે લે ક્રિ૦ પ્ર૦ ફેફર આવવી ચામડી ઉપર સોજા જેવુ લાગવુ, લોહીની ફિક્કાશ જણાવી

ફેફે ા, સ્ત્રી૦ શ્વાસ સાથે બોલાવુ તે (૨) ફરફર બોલવુ તે

ફેફરું, ન૦ વાયુનો એ- રોગ, મોઢે ફીણ માવી ચક્કરખાઇ માણસ બેભાન થઇ જાય એવો એક રોગ વાઇ હિસ્ટિરિયા (૨) દમ (૩) ફરફર બોલવાનુ ચાપલ્ય તે ફુરચાડા મારવા અને બોલવુ તે

ફેફસું, ન૦ છાતીમાંનો શ્વાસ લેવા મૂકવાનો અવયવ

ફેબ્રુઆરી, [ અ ] અગ્રેજી વર્ષનો બીજો મહીનો

ફેર, પુ૦ અતર તફાવત, જુદાપણુ (૨) ચક્કર તમ્મર (૩) ઘેર (૪) હાલત બદલાવી તે (૫) પેચવાળી ખીલી પેચ આટાવાળી કરામત રુ૦ પ્ર૦ ફેરફુદેો=ગોળાભરે અદર

!

ઉતરવાના પગથીયાની રચના વાળી વાવ ફેરકુંડ=સરત દોડવાનો ગોળ રસ્તો બનાવેલો હોય તે ગોળદોડ [ક્રિ પ્ર૦ ફેર પડવો=આરામ થવો

ફેરણી સ્ત્રી૦ ફરવું તે રખડપટ્ટી (૨) છૂટક માલ વેચવાને ફરવું તે

ફેરફરવું અવળું સવળું આડું અવળું

ફેરફાર, પુ૦ અંતર તફાવત (૨)અદલો બદલો (૩)સ્થિતિ-હાલતનું બદલાવું તે

ફેરબદલ વિ૦ બદલેલું હોય તેવું ચ રબદલ

ફેરબદલી સ્ત્રી૦ ફેરબદલી એક ઠેકાણેથી બદલાઇ બીજે ઠેકાણે જવું તે સ્થાનાંતર

ફેરવવું ક્રિ૦ સ૦ બદલવું (૨) ચલાવવું અહીંતહીં લઇ જવું (૩) ગોળ ફરે એમ ચલાવવું (૪) ફેરફાર કરવો (૫) દુરસ્ત કરવું, (૬) રદ કરવું નામંજૂર કરવું (૭) જુનાને ઠેકાણે નવું કરવું (૮) ધીમે રહીને ઘસવું; પપાળવું (૯) ફેરીઓ લેવું (૧૦) આબાળવું રૂ૦ પ્ર૦ આંખ ફેરવવી= ગુસ્સો કરવો

ફેરાવો પુ૦ ઘાલો મુકી ફરવું પડે તે ચક્કર (૨) ઘેર વિસ્તાર

ફેરિયો, પુ૦ ફરીને માલ વેચનારો માલની ફેરી કરનારો

ફેરિસ્ત સ્ત્રી૦ [ફા] યાદી ટીપ

ફેરી સ્ત્રી૦ ફરવું તે ફેરણી આંટો ચક્કર (૨) વખત વાર

ફેરેજવું, ક્રિ૦ અ૦ આડે ફરવા જવું દિશાએ જવું હગવું

ફેરો પુ૦ જવું આવવું તે (૨) લાગે જવું તે ખાસ્તાનો ગેરાને (૩) આંટા (૪) ઝાડો અતિસાર ક્રિ૦ પ્ર૦ ફેરો થવો કજીઆનો થવો (૨) આંટો થવો

ફેલ પુ૦ [અ] ખ ખડ ઢોંગ ખોટો દેખાવ (૨) બાનુ મિષ (૩) ગુનો અપરાધ

ફેલખોર વિ૦ પાખંડી ઢોંગી

ફેલજામીન, પુ૦ ફરીને નકારૂ આચરણ નહિ કરે તે માટે લેવામાં આવતો જામીન તે

ફેલવું, ક્રિ૦ અ૦ ફેલાવું પસરીજવું વ્યાપવું (૨) વધવું ફાલવું

ફેલાવ, પુ૦ વિસ્તાર પ્રસાર (૨) વધારો ફેલાવો

ફેલાવવું, ક્રિ૦ સ૦ પ્રસરે એમ કરવું, ઠેકઠેકાણે જાહેર થાય એમ કરવું પ્રસિદ્ધ કરવું (૨) વધારવું વિસ્તારવું લંબાવવું (૩) ઉછાળવું

ફેલાવું, ક્રિ૦ અ૦ ફેલવું પ્રસરવું (૨) વધવું

ફેલાવો, પુ૦ ફેલાવ પ્રસાર (૨) વધારો વિસ્તાર વૃદ્ધિ

ફેલું ન૦ હાન કાયર બાઇ ખોરી (૨) લપ મુશ્કેલ મુસીબત (૩) બીકનું ભેટું વગ સમુહ (૪) ગુચ્છ

**ફેસલ**, વિ૦ અંત આવ્યો હોય તેવું; છેવટનું. [ પાડવું.

**ફેસવું**, ક્રિ૦સ૦ તોડવું; ઉતારી

**ફેં**. અ૦ હુંસ.થાકી ગયું હોયએમ.

**ફેંકવું**, ક્રિ૦ સ૦ છેટેથી નાંખવું: ઉશેટવું. (૨) દોડાવી મૂકવું, પુરપાટ છોડી મૂકવું (૩) ગબડવું નાખવું. ફેંકી દેવું=તુચ્છ ગણી નાંખીદેવું; નિરર્થક ખરચવું.

**ફેંટ**, સ્ત્રી૦ ઝુલતો છેડો. આળ; પાલવ. (૨) પાલવની ઝોળ (૩) ઝોળી; ફાંટ. ક્રિ૦ પ્ર૦ ફેંટ પકડવી= છેડો ઝાલીને ઉભું રાખવું.

**ફેંટો**, પુ૦ માથે બાંધવાનો કસબી પટો; મોળિયું, કસબી ફાળિયું. (૨) માથે બાંધેલા કપડાનો અમુક આંટા- દાર ઘાટ તે. (૩) તાડ વગેરેનાં પાંદ- ડાના વચલા રેશા તે. (૪) કપટ; ઠગાઇ; છળ

**ફેંફાટ**, અ૦ ચારેગમ; જેમ આવ્યું તેમ. (૨) પુરપાટ. (૩) છુટે મોઢે. નિર્લજ્જ રીતે; બેફાટ.

**ફેંફેં**, અ૦ ઢીલુ ઘેંશ; થાકીને લોથ થઇ ગયેલું હોય એમ: હાંફતું હોય એમ.ક્રિ૦ પ્ર૦ ફેં ફેં કરી નાખવું= થકવી નાખવું.

**ફેંસલો**, પુ૦ નિકાલ; નિવેડો; તોડ. ચુકાદો; છેલ્લો ઠરાવ. (૨) હુક- મનામું. (૩) ખુલાસો, છુટકો.

**ફૈ**, સ્ત્રી૦ ફોઇ; બાપની બહેન.

**ફૈડકો**, પુ૦ ઉતાવળે જવુંઆવવું તે; ફેરો; આંટો; ફેરડકો. કહે૦ ચકલી નાની ને ફૈડકો મોટો=કદ નાનું ને તન મનાટ મોટો. (૩) ખેડુતનું એક ઓજાર.

**ફોઇ**, સ્ત્રી૦ બાપની બહેન.

**ફોઇઆરૂં**, વિ૦ ફોઇ તરફનું. ના૦ ફોઇ તરફની ભેટ. ફોઇજી= વરની ફોઇ.

**ફોક**, વિ૦ મિથ્યા; વ્યર્થ; રદ; ખાલી, નિરર્થક; ફોગટ.

**ફોકટ**, **ફોગટ**, વિ૦ અમસ્તું; નકામું (૨) મફત.

**ફોગટિયું**. વિ૦ પૈસા આપ્યા વગર ઉપભોગમાં આવે એવું. (૨) કામ લાગે નહિ એવું; મફતિયું.

**ફોજ**, સ્ત્રી૦ લશ્કર; સેના. (૨) માણસનો મોટો સમૂહ; ટોળું.

**ફોજદાર**, પુ૦ કોટવાળ; પ્રજાને રક્ષણ આપવાનું કામ કરનાર અમલદાર; પોલિસ અમલદાર.

**ફોજદારી**, સ્ત્રી૦ ફોજદારનું કામ તે; કોટવાળી. (૨) ગુના સામેની ફરિયાદ તે. (૩) ગુનેગારને શિક્ષા કરનારૂં ખાતું તે. (૪) વિ૦ ગુના સંબંધી; શિક્ષા સંબંધી.

**ફોટો**, પુ૦ છબી; ચિત્ર.

**ફોટોગ્રાફ**, પુ૦ [અં] છાયાચિત્ર; છબી; ચિત્ર.

**ફોડ**, પુ૦ છુટું પાડી દેખાડવું તે; વિગતવાર સ્પષ્ટીકરણ. (૨) વહેં- ચણ, (૩) નિકાલ; નિર્ણય. ક્રિ૦ પ્ર૦ ફોડપાડવો=વિગતવાર ખુલાસો કરવો.

**ફોડણી,** સ્ત્રી૦ મસાલો તેલમાં કડકડાવી દાળ કઢી વગેરેમાં ઝબકોળવો તે; વઘાર.

**ફોડલો,** જુઓ ફોલ્લો.

**ફોડવું,** ક્રિ૦ સ૦ [ સં. स्फुट् ] ભાંગવું; તોડવું; કકડા કરવા. (૨) સપાટી તોડવી; ભેદ પાડવો. (૩) અગ્નિ લગાડી ઉડાડવું; અવાજ થાય એમ કરવું. (૪) વછોડવું; છુટું કરવું. (૫) ઉઘાડવું; ઉકેલવું. (૬) પીરસવું; મૂકવું;–અહિયાં ફોડ. (૭) ખુલ્લું કરવું; જાહેર કરવું. (૮) મગજમારી કરવી; તકરાર ચલાવવી (૯) શસ્ત્રથી ઉઘાડવું; ચીરવું. (૧૦) લાંચ આપી સામાવાળાને પોતાનું કરવું (૧૧) અંગ મરડીને અવાજ કરવો; ટચાકા ફોડવા. (૧૨) ફાટીને ઉડે એમ કરવું:–સુરંગ ફોડવી. (૧૩) આંખને ઇજા પહોંચાડવી:–આંખ ફોડવી. (૧૪) કાન બહેરા કરી નાખવા. રૂ૦ પ્ર૦ ઘર ફોડવું=ચોરી કરવી. (૨) કુટુંબમાં ભંગાણ પાડવું. (૩) ગોત્ર ભંગ કરવો. માથું ફોડવું=તકરાર કરવી. (૨) મારવું. (૩) ત્રાગું કરવું. આંખ ફોડવી=આંધળું કરવું. (૨) ધારીને જોવું. કાન ફોડવા=નકામો ઘોંઘાટ કરવો. સુરંગ ફોડવી=ભેદ ઉઘડે એમ કરવું; પલિતો ચાંપવો. ફોલ્લા ફોડવા=નિંદા કરવી. તોપ ફોડવી=મોટી ગપ મારવી. ઘડો ફોડવો=મરણુશૌચ કાઢવું. પેટ ફોડવું=કાયર કરવું. [ નાનો કકડો તે.

**ફોડવું** ન૦ શાક–ફળ વગેરેનો

**ફોત,** વિ૦ મારી નાખ્યું હોય તેવું. (૨) ના. પોચી ડાંગર; પોચ.

**ફોતરૂં,** ન૦ અનાજનું ઉપલું છોડું. (૨) કાગળનો કકડો(તુચ્છકારમાં).

**ફોદુ,** વિ૦ ઢીલું; પોચું; નરમ.

**ફોદો,** પુ૦ગડબું:–દહીંનો ફોદો. દહીંના કુચા:–છાશમાં ફોદા.

**ફોનોગ્રાફ,** પુ૦ [ અં ] ઉચ્ચારનું અનુકરણ થાય એવું એક યંત્ર; ધ્વનિધારક યંત્ર.

**ફોફળ,** ન૦ સોપારી.

**ફોફળી,** સ્ત્રી૦ સોપારીનું ઝાડ.

**ફોફૈયો,** પુ૦ પાણીથી ભરેલો ફોલ્લો.

**ફોમ,** સ્ત્રી૦ સરત; યાદ.

**ફોર,** સ્ત્રી૦ [ આ. फतर] વાસ; સુગંધ; પરિમળ; સોડમ [આપવી.

**ફોરવું,** ક્રિ૦ અ૦ સોડવું; વાસ

**ફોરાઈ,** સ્ત્રી૦ સ્ફુર્તિ; ચંચળાઇ; હોશિયારી. (૨) ત્વરાથી કામ કરવાની ટેવ તે. (૩) ઉદારતા; હાથનું છુટાપણું.

**ફોરૂં,** ન૦ [ સં. पृषत् ] ટપકું; છાંટો; ટીપું. (૨) વિ૦ ચંચળ; ઉતાવળું. (૩) ઉદાર; ખુલ્લા દિલનું. રૂ૦ પ્ર૦ ફોરાં પડવાં=વરસાદ થવો.

**ફોલ,** પુ૦ કચુકા કાઢી નાંખેલી આંબલી, ફોલી નાખેલું જે તે.

**ફોલવું,** ક્રિ૦ સ૦ છોડાં કાઢવાં–

(૨) ખણી-ઝખાડીને ખાવું, ફોસલાવીને ખાવું (૩) શીંગ વગેરેમાંથી કણ છુટા પાડવા, દાણામાંથી ફોતરું કાઢવું

ફોલ્લી, સ્ત્રી૦ ચામડી ઉપર પરુનો નાનો પરપોટો થઇ આવવો તે, ચામડીપર ઉપસેલી નાની ગાઠ

ફોલ્લો પુ૦ ચામડી ઉપરઉપસી આવેલો પરપોટો, ફોડલો ફફોલો

ફોસલામણ, ન૦ ફોસલાવવાનું જે તે, ફોસલાવાનું સાધન

ફોસલામણી, સ્ત્રી૦ ફોસલાવવું તે પટામણી

ફોસલાવવું, ક્રિ૦ સ૦ ખોટું-ઉંધુ ચત્તું સમજાવવું, પટાવવું (૨) છેતરવું આજવું

ફોસ્ફરસ, ન૦ [અં] હવા લાગતા સળગી ઉઠે એવું એક તત્ત્વ (આ તત્ત્વ પ્રાણીઓના હાડકામાંથી મળી આવે છે દિવાસળી બનાવવામાં અને ઔષધમાં તેનો પુષ્કળ ઉપયોગ થાયછે

ફોંડી, સ્ત્રી૦ ફાઉડી શિયાળના જેવું નાનું એ- જ ગલી પ્રાણી

ફ્રેડરેશન [અં] એક બીજાપ્રતિ બહુમાન રાખી એક બીજાને સપૂર્ણ સહાય કરવા-યત્નના સ કેતવાળી એક સસ્થા અથવા સપ્રદાય તે

ફ્રેંચ, [અં] વિ૦ ફ્રાસનુ, ફ્રાસ દેશનુ રહેવાશી તે (૨) ફ્રાન્સની ભાષા (યુરોપમા ફ્રેંચ ભાષા એક એવી ભાષા છે કે જે બધે જ ચાલી શકે છે)

ફ્રેચપેપર, [અં] પુ૦ ધોળા પાતળા ને સુવાળા હલકા કાગળ તે

---

# બ

## બ

બ, પુ૦ [સ૦ ઘ] ગુજરાતી ભાષાનો ત્રેવિસમો વ્યજન

બઇ, સ્ત્રી૦ બાઇ, સ્ત્રી

બઇજી, સ્ત્રી૦ બાઇજી, સાસુજી (કેટલાક લોકોમા વહુ સાસુને બઇજી-બયજી કહીને બોલાવે છે.) (૨) દીકરી, પુત્રી (રજપુતોમા) [સ્ત્રી, વહુ

બઇયર, સ્ત્રી૦ બૈયર, બાઇડી,

બઇરી, સ્ત્રી૦ બૈરી સ્ત્રી બાઇડી (૨) પત્ની, વહુ ભાર્યા

બઇરૂં, ન૦ બૈરૂં, સ્ત્રી, બાઇડી. (૨) પની ભાર્યા

બકુ, પુ૦ બાકુ, લાડુ (૨) ગળ્યુ ખાવાનુ મીઠાઇ.

બકુઓ, પુ૦ બાકુ લાડુ

બઉલુ, ન૦ બાકળુ ગાય ભેસનો આચળવાળો અવયવ

બક પુ૦ [સ] બગ, બગલો.

બકધ્યાન, ન૦ [સં] ઢોંગ, દભ બગલા જેવુ ધ્યાન

બકધ્યાની, વિ૦ ઢોંગી, દભી

બકબક, સ્ત્રી૦ લવલવ, લવારો. નકામું ઘણુ બોલવુ તે, બકવા.

**બકબકાટ,** પુ૦ બકબક; લવારો; મિથ્યા બોલ બોલ કરવું તે.

**બકબકિયું,** વિ૦ બકબક કરનારું; લવરીખોર; તકરારી; માથાફોડિયું.

**બકરકૂદી,** સ્ત્રી૦ બકરાના જેવી મસ્તી–કુદાકુદ તે; તાનબાજી; તાગડધિન્ના; સ્વચ્છંદે મહાલવું તે; છછાંછબાપણું. (૨) કસરતનો એક પ્રકાર. ક૦ પ્ર૦ બકરકૂદી કરવી=સ્વચ્છંદે ફરવું હરવું

**બકરી,** સ્ત્રી૦ બકરાની માદા; બોકડી રૂ૦ પ્ર૦ બકરી બેં થઇજવુ= દીન થઇજવું; હારીજવું

**બકરીઇદ,** સ્ત્રી૦ એક મુસલમાની તહેવાર. (રમઝાન મહીના પછીની બીજ ને બીજે દિવસે આ તહેવાર પાળવામા આવે છે.)

**બકરૂં,** ન૦ એક ગરીબ નાનું ચોપગું પ્રાણી; છાગ. કહે૦ બકરૂં કાઢતાં ઉંટ પેસે=સહેજ સુખ કરવા જતાં મોટી પીડા આવી પડે.

**બકરો,** પુ૦ બકરીનો નર તે; બોકડો (૨) દોગો; મ્રાતેલો.

**બકવા,** પુ૦ બકબક કરવું તે; ગડબડ; બકબકાટ; લવારો.

**બકવાટ,** પુ૦ લવારો; બકબક.

**બકવાદ,** પુ૦ માલ વગરનું–મુદ્દા વગર ખાલી બોલ બોલ કરવું તે, લવારો.

**બકવુ,** ક્રિ૦ સ૦ બોલવું; વદવું. (૨) વિચાર કર્યા વગર ગમે તેમ બોલવું; સ્વચ્છંદ બોલવું. (૩) લવરી કરવી. (૪) સરત કરવી; હોડ લગાવવી

**બકવૃત્તિ,** સ્ત્રી૦ [ સં. ] બગલાની માફક ઝડપ મારવાનો તાલ આવતા લગી ગરીબ થઇ બેસી રહેવાનો સ્વભાવ તે તાલ આવતાં સ્વાર્થ સાધી લેવો તે.

**બકાઇ,** સ્ત્રી૦ બગાસુ (૨) બગાઇ.

**બકાત,** વિ૦ બાકી; વધેલું; વાપરતા રહેલું.

**બકાર,** પુ૦ [ સં. ] બ એવો અક્ષર અને ઉચ્ચાર તે; બકબો.

**બકારી,** સ્ત્રી૦ ઉબકો; ઉલટી; વમનનો ઉછાળો; બોક ક્રિ૦ પ્ર૦ બકારી આવવી=ઉલટીનો ઉછાળો આવવો.

**બકારો,** પુ૦ ઘાટો. મોટો સાદ; બૂમ. (૨) બકબકાટ, લવારો.

**બકાલ,** [અ. वक़ल] કાછિયો; પરચૂરણ શાકભાજી અને ઘરગત્તુ ચીજો વેચનારો વેપારી. (૨) કંજુસ અને ચીકણા સ્વભાવનો વેપારી. પોચો–ગરીબ સ્વભાવનો માણસ.

**બકાલાપીઠ,** સ્ત્રી૦ શાકબજાર.

**બકાલું,** ન૦ શાકભાજી, લીલોતરી શાક. (૨) લીલું-તાજું ઘાસ તે. (૩) શાકભાજી અને પરચુરણ સામાન વેચવાનો ધંધો

**બકાવવું,** ક્રિ૦ સ૦ બકે તેમ કરવું. (૨) ચડાવવું; ઉશ્કેરવું. (૩) ખીજવવું.

**બકુડી,** છોકરાં પ્રતિ ઉચ્ચારાતો

બહુજ વહાલભર્યો ઉદ્‌ગાર; વદાલી.

**બકુલ**, ન૦ [ સં. ] એક જાતનું ઝાડ અને તેનું ફુલ. ( એનાં બિયાં અતિસાર ઉપર અને એની છાલ વંધ્યત્વ નિવારણ માટે અપાય છે. બકુલનાં બિયાંમાંથી નિકળતું તેલ પણ ઉપયોગમાં આવે છે. ભાષાના કવિઓ એમ માનતા કે જુવાન સ્ત્રી તેની પર મદ્યનો કોગળો કરે તો ફુલ આવે. )

**બકોર**, પુ૦ ઘોંઘાટ. કોલાહલ.

**બકોરવું**, ક્રિ૦ સ૦ મોટા ઘાંટા પાડીને બોલાવવું; હાકલવું; સાદ દેવો; બરકવું.

**બક્ષવું**, ક્રિ૦ સ૦ ભેટ તરીકે કંઇ આપવું. રાજીખુશીથી મફત આપવું. ( ૨ ) માફી આપવી; ગુનામાંથી વગર સજાએ જતું કરવું; મૂકી દેવું.

**બક્ષી**, પુ૦ લશ્કરને પગાર આપનારો અમલદાર. ( ૨ ) ઘોડેસ્વાર લશ્કરનો ઉપરી.

**બક્ષીશ**, સ્ત્રી૦ [ ફા૦ ] ખુશી થઇ કોઇને કંઇ આપવું તે; ભેટ; ઇનામ; પારિતોષિક; પ્રસન્નતાની ભેટ.

**બખતર**, ન૦ [ આ. ] સૈનિકોને પહેરવાનો પોલાદની કડીઓનો ડગલો તે; કવચ; ચિલખત.

**બખર**, સ્ત્રી૦ તવારીખ; હકીકત. વૃત્તાંત; હેવાલ. (૨) ઐતિહાસિક લેખ.

**બખરવું**, ક્રિ૦ અ૦ સાલવું; ડાગવું. ( ૨ ) પચાવું; લોગપડવું.

**બખાબખી**, સ્ત્રી૦ બોલચાલ; બોલંબોલા; બખાળા. ( ૨ ) ફિસાદ; બખેડો; લડાલડી.

**બખારવું**, ક્રિ૦ સ૦ બખાળવું; ધુરકવું; ઘાંટા પાડવા. ( ૨ ) બોંખારવું.

**બખારું**, ન૦ કાણું; પોલ; દર; ગાબડું; બાકોરું.

**બખાળો**, પુ૦ મોટો ઘાંટો; રાડ; બૂમ; બરાડો. ( ૨ ) મોટેથી ખોંખારવું તે. ( ૩ ) ઘોંઘાટ; ધાંધલ; હોહા; કોલાહલ. ક્રિ૦ પ્ર૦ બખાળા પાડવા=ઘાંટા કાઢવા.

**બખિયો**, પુ૦ દોરાની આંટી દઇને ભરવામાં આવતો ટાંકો તે. ક્રિ૦ પ્ર૦ બખિયો દેવો=આંટી લઇને શીવવું.

**બખીલ**, વિ૦ [ આ. ] કંજુસ; કૃપણ; મક્ખીચુસ. ( ૨ ) શઠ; ધૂર્ત. ( ૩ ) ગરીબ; કંગાલ.

**બખીલાઇ**, સ્ત્રી૦ કૃપણતા; કંજુસાઇ. ( ૨ ) કંગાલિયત. ( ૩ ) શઠતા.

**બખેડો**, પુ૦ ટંટો; ફિસાદ; કજિયો; ધાંધલ; મારામારી; બંડ.

**બખોલ**, સ્ત્રી૦ બાકું; ગુફા; બાકોરું; ખાડો; ખાણ; બોડ.

**બખ્તાવર**, વિ૦ નશીબદાર; ભાગ્યશાળી. [ દંભી; ઢોંગી.

**બગ**, પુ૦ બગલો. બગભગત=

**બગડવું**, ક્રિ૦ અ૦ વિકૃત થવું; અસલ સ્વરૂપનું બદલાવું. ( ૨ )

ખરાબ થવુ સડી-કુતરી જવુ (૩) ભ્રષ્ટ થવુ (૪) વિકારી થવુ (૫) નહિ સારૂ થવુ ચુથાઇ જવુ (૬) મલીન થવુ રૂ૦ પ્ર૦ ધોતિયુ બગડવુ=ઢગીજવુ (બીકથી)

**બગડિયુ**, વિ૦ બેઉ તરફ ઢાળ ફી બનાવે એવુ બે બાજુએ ઢળી પડે એવુ (૨) જેમા બેપણુ હોય એવુ લોઢીનુ-બગડિયો ખાટલો

**બગડો** પુ૦ બેનો આંક (૨) પરણેલો એનકી નહિ તે રૂ૦ પ્ર૦ બગડેબે=કઇ ભાવ ન હોય એવો તે નપુસક બેના બેજ એમ ક્રિ૦ પ્ર૦ બગડેબે થવુ=નિર્વંશ જવો

**બગદો**, પુ૦ કચરો કાદવ રગડો ગદવાડ

**બગધ્યાન**, ન૦ બગલાની માફક એક ધ્યાન રાખી મૌન બેસી રહેવુ તે તાકયા કરવુ તે ઢોગ ખોટી સાધુતા

**બગબગુ**, ન૦ આછા અજવાળા વાળો સમય મળસકુ ઝળઝળુ

**બગભગત**, પુ૦ બગલા જેવી ઢોગી સાધુતા દેખાડનારો તે ધૂર્ત માણુસ ઢોગી

**બગરૂ**, ન૦ ફીકુ ઘી ગરમ કરતા તેમાની ગરા અને મેલ જે ઉપર તરી આવે છે તે ઘીનો કચરો (૨) તેનનો રગડો તે

**બગલ**, સ્રી૦ [ फा ] ખભાની તળેનો હાથના મૂળ આગ ળનો ખાડો કાખ કાખલી (૨) આશરો શરણુ ઓથ (૩) અગ રખામા બગલ આગળ આવતો જે ત્રિકોણાકાર કકડો તે (૪) બાજુ પાર્શ્વ ક્રિ૦ પ્ર૦ બગલમા ઘાલવુ=શરણે લેવુ (૨) તાબે લેવુ દબાવી દેવુ (૩) બેગુ બગલમા મારવુ=કબજે લઇ લેવુ ઉપાડીને લઇ લેવુ બગલમા ઘાલીને ઉડી જવુ=છેતરવુ બગલમા રાખવુ=કબજામા રાખવુ બગલમા હોવુ=કબજે હોવુ બગલો ઉચી કરવી=દેવાળુ કાઢવુ નિર્લજ્જ થવુ બગલો દેખાડવી દેવાળુ કાઢવુ બગલો કુટવી-નાચી કુદીને ખુશાલી દેખાડવી બગલો વગાડવી=બગલમા પંજો ઘાલી નાચવુ કુદવુ ને ખુશાલી બતાવવી રૂ૦ પ્ર૦ બગલ બચ્ચુ=ઢીંગણુા કદનુ ઘણુ નાનુ કહે૦ મુખમા રામ બગલમે છુરી=ઉપરની સાધુતા અને અદર કાતી રાખવી તે

**બગલગીરી** સ્રી૦ આલિંગન, ભેટ કોટી છાતી સાથે ચાપવુ તે

**બગલદાણુ** પુ૦ પગે પહેર વાના લોઢા છુટી રીતેના દાગીના

**બગલભગતી**, વિ૦ બગલા જેવી મતલબ રાખનારો ને ધૂર્ત, દભી ઢોગી

**બગલુ** ન [ स बक ] જ ળાશયના કિનારાપર રહેનાર લાબી ચાંચવાળુ એક પખી

**બગલો**, પુ૦ નર બગલુ (૨) અમુક વરેઠણુ ...

તે. ર૦ પ્ર૦ બગલો પાવટ બેઠો=હારી થાકીને બેસવું તે; ઢોગ કરીને બેસવું; દેવાળું કાઢવું.

**બગવા**, પુ૦ નાના બાળકના કાનનો મેલ તે. બગવા કાઢવા=છોકરાના કાનમાથી મેલ કાઢવો.

**બગાઇ**, સ્ત્રી૦ ઢોરના શરીર ઉપર રહેનારી એક જાતની માખી. ( ૨ ) કાનમાં થતો એક રોગ.

**બગાડ**, પુ૦ વિકૃતિ; રોગ. (૨) અણબનાવ; કજિયો. ( ૩ ) નુકસાન; કસર. (૪) સડો; સળો; પાચ; પરૂ.

**બગાડવું**, ક્રિ૦ સ૦ ખરાબ કરવું. ( ૨ ) નુકસાન કરવું. ( ૩ ) રોગ આણવો. ( ૪ ) અણબનાવ કરવો; બ્રષ્ટ કરવું.

**બગાડો**, પુ૦ બગાડ; ખરાબી.

**બગાસું**, ન૦ લાંબો શ્વાસ લેવા મૂકવાને મુખ પહોળું કરવું તે.

**બગી**, સ્ત્રી૦ સુંદર ઘોડાગાડી. (૨) નજર. ( ૩ ) ઉચ્ચારનું સ્થાન-ગળું-મોં-બગી ફાટી ગઇ. [ ઉપવન.

**બગીચો**, પુ૦ [સં.] બાગ,વાડી;

**બગું**, ન૦ પોલ; બાકું; કાણું. (૨) આરપાર બાકોરું હોય તે.

**બગો**, પુ૦ સ્ત્રીઓને શોકના વખતમાં પહેરવાનો કાળો-ગળીના રંગનો સાલ્લો તે.

**બઘાર**, વિ૦ બ્હેબાકળા જેવું; અચંચળ; સ્તબ્ધ; ભ્રમિત. ( ૨ ) નિશ્ચેષ્ટ.

**બચકબાચક**, અ૦ બાળક ધાવતાં થતો એવો અવાજ; બચબચ.

**બચકડું**, ન૦ બચકું. (૨) નાનું.

**બચકવા**, પુ૦ એક જાતનું ગાંડ-પણ; જેને તેને બચકા ભરવા જાય એવો રોગ; હડકવા

**બચકાટવું**, ના૦ ધા૦ બચકાં ભરવાં; કરડવું. [ પોટલી.

**બચકી**, સ્ત્રી૦ નાની ગાંસડી;

**બચકું**, ન૦ બટકું; દાંતથી પાડેલો જખમ; ડાકું. ( ૨ ) મોંમાં માય એવડો કકડો. ( ૩ ) નાનું પોટલું; ગાંસડી.

**બચકો**, પુ૦ મોટી પોટલી; ગાંસડી. ( ૨ ) ખડેચી; કોથળા જેવડો મોટો વાટવો.

**બચકોરવું**, ક્રિ૦ સ. ઢોરને શાંત પાડવાને બચબચ એવો મોંથી અવાજ કરવો. પંપાળી ઢોરને ધીમું પાડવું. ( ૨ ) મોંથી અવાજ કરી ઢોરને હંકારવું. (૩) હુલાવવું; બોળવું.

**બચકોરૂ**, ન૦ ડુબકી; બુડકી.

**બચગી**, સ્ત્રી૦ [फा] નાનપણ.

**બચત**, સ્ત્રી૦ બચેલું તે; ઉગારો.

**બચપણ**, ન૦ બાળપણ; બાલ્યાવસ્થા. [ એવો અવાજ;

**બચબચ**, અ૦ ધાવતાં થતો

**બચબચાટ**, પુ૦ બચબચ એવો અવાજ તે. ( ૨ ) અ૦ બચબચ થાય તેમ; ચસચસાટ.

**બચરવાળ**, વિ૦ બચ્ચાં છોકરાં-

વાળું; જેને નાનાં નાનાં છોકરાં હોય એવું.

**બચવું**, ક્રિ૰ અ૰ ઉગરવું; સલામત રહેવું (૨) જતું અટકવું; જતાં જતાં રહી જવું. (૩) ફાજલ પડવું; વધવું; બાકીરહેવું.

**બચાઇ**, સ્ત્રી૰ બચત; બચાવ.

**બચાઉ**, વિ૰ બચત થાય એવું.

**બચારવું**, ક્રિ૰ અ૰ બચબચ એમ કરવું.

**બચારૂં**, વિ૰ ગરીબ; રાંક. (૨) અશક્ત; કમજોર. (૩) દયા આવે એવું; બાપડું.

**બચાવ**, પુ૰ સંકટમાંથી સહી સલામત બચી જવું તે; ઉગરીજવું તે; સંરક્ષણ. (૨) પ્રતિપાદન કરવું તે; નિવારણ કરવું તે. (૩) વાપરતાં જે બાકી વધે તે; વધારો; ઉગારો. ક્રિ૰ પ્ર૰ બચાવ કરવો = ઉગારવું; (૨) સંરક્ષણ કરવું.

**બચાવવું**. ક્રિ૰ સ૰ બચે એમ કરવું; રક્ષણ કરવું; ઉગારી લેવું. (૨) વધારવું; તારવું. (૩) અટકાવવું; વારણકરવું.

**બચી**, સ્ત્રી૰ બચ્ચી; ચુંબન.

**બચીજવું**, સ રક્ષણ થવું; બચાવ થવો; સલામત રહેવું; ઉગરીજવું.

**બચુકડું**, વિ૰ નાનું; ઠીંગણું.

**બચોળિયું**, ન૰ નાનું છોકરું; બચ્ચું.

**બચ્ચાંકચ્ચાં**, ન૰ છૈયાંછોકરાં. બચ્ચાંકચ્ચાં વાળું=બચરવાળ.

**બચ્ચી**, સ્ત્રી૰ બોકી, ચુંબન; ચુમી.

**બચ્ચું**, ન૰ [સં. वत्स] બાળ; છોકરૂં. રૂ૰ પ્ર૰ બચ્ચાંના ખેલ=સહેલી વાત.

**બચ્ચો**, પુ૰ પુત્ર; દીકરો.

**બજર**, પુ૰ તમાકુ, છીંકણી; તપખીર

**બજરબટ્ટું**, ન૰ [સં. वज्रवत्] પોરણીનું ફળ (૨) એક કાળો મણકો. (કઠણ કાળા લાકડાના મણકાને રીંછના મોમા ઘાલી તરત બહાર કાઢી લે છે. એ મણકો પછી બજરબટું કહેવાય છે.)

**બજરંગ**, [ સં. वज्र-अंग ] હનુમાન. [અમલમા મૂકવું તે.

**બજવણી**, સ્ત્રી૰ બજાવવું તે;

**બજવું**, ક્રિ૰ અ૰ અમલમાં આવવું; પાર પડવું. (૨) વાગવું.

**બજવૈયો**, પુ૰ વગાડનારો; બજાવવામાં આહોશ માણસ તે (૨) બજાવનારો.

**બજાખ**, વિ૰ બેવકુફ.

**બજાજ**, પુ૰ કાપડનો વેપારી.

**બજાજી**, સ્ત્રી૰ માલ લેવા વેચવાની ચતુરાઇ; બજારી. (૨) રકઝક કરવી તે.

**બજાજીવેડા**, પુ૰ રકઝકપણું; આનાકાની કરવાપણું. (૨) ચિકાશ.

**બજાણિયો**, પુ૰ વાંસ અને

દોરડાં ઉપર ચઢી કસરતના ખેલ કરી બતાવનાર. (૨) બડાઇખોર; કુશળુજી.

બજાર [ફા. બાઝાર] લેવડ દેવડ કરવાની જગા; ચૌટું; પીઠું; ગુજરી (૨) માલ વેચવા લેવાને એકઠા થયેલા લોકોનો સમુદાય તે. (૩) માલ અને સરસામાન લેવા વેચવાનો વેપારીઓ જે દર ઠરાવે તે. (૪) ખરીદીની માગણી તે; માંગ. (૫) ધમચકડ; ધાંધલ; ગડબડાટ ક્રિ૦ પ્ર૦ બજાર વહોરવા જવું=માલ લેવા જવું બજાર કરવું=માલ ખરીદ કરવા જવું.

બજારગપ, સ્ત્રી૦ બજારમાં આવેલી ઉડતી વાત; અફવા; લોકવાયકા.

બજારભાવ, પુ૦ જાહેર બજારમાં જે કિમ્મત બોલાતી હોય તે.

બજારી, બજારમાં માલ લેવા આપવાની ચાલાકી. (૨) લુચ્ચાઇ; ઠગાઇ. રૂ૦પ્ર૦ જારી બજારી=લુચ્ચાઇ.

બજારૂ, વિ૦ બજારનું; જાહેર વેચાવાનું; સાધારણ; હલકી બનાવટનું. (૨) અનિશ્ચિત; ઉડતું; અસ્થિર.

બજાવણી, સ્ત્રી૦ બજવણી; કલમબંધી; ટાંચ; જપતી. (૨) વગાડવું તે. (વાદિત્ર વગેરે).

બજાવનાર, વિ૦ અમલમાં મુકનાર (૨) વગાડનાર. (૩) કરનાર; બનાવનાર.

બજાવવું, ક્રિ૦ સ૦ અમલમાં મુકવું. (૨) પાર પાડવું. (૩) પાળવું. (૪) વગાડવું. (૫) મારવું; ઠોકવું. (૬) રાંધવું; તૈયાર કરવું; બનાવવું.

બજીદ, વિ૦ આગ્રહી; હઠીલું; ચીવટ; ચીકણું; કંટાળો આપે એવું.

બજોટો, પુ૦ લોટો; કળશિયો.

બજોઠો, પુ૦ હાથનું ધરેણું.

બઝાડવું, ક્રિ૦ અ૦ ચોંટાડવું; વળગાડવું. (૨) લડાવવું; વઢાડવું. (૩) ગળે નાખવું; ઓઢાડવું; ભેરવવું.

બઝોડવું, ક્રિ૦ સ૦ પકડીને રગદોળી નાખવું; બથંબથા કરવી; મારવું; ઠોકવું; રગડવું.

બટ, પુ૦ (ન૦) નાનો પણ સુંદર ભરાઉ ડીલનો ઠીંગણો ઘોડો; ટટ્ટુ. (૨) વિ૦ નક્કર; જડ; ઘટ. (૩) ભરાઉ. (૪) તીખું; કડક. (૫) તદ્દન; સાવ.

બટક, વિ૦ ભાંગી જાય એવું; નમે કે વળે નહિ એવું. (૨) કડક; તીખું; આકરૂં. (૩) બહુ બોલે એવું—બટકબોલું.

બટકણ, વિ૦ ભાંગી—તરડાઇ—ખરી જાય એવું; બટકણું. (૨) બટકું વરે એવું; કરડકણું.

બટકણું વિ૦ તરત ભાંગી જાય એવું; બરડ; તીખું. (૨) કરડકણું.

બટકવું, ક્રિ૦ અ૦ સહેજ વારમાં ભાંગીજવું; તુટીજવું; મોડાવું; ખરીજવું.

**બટકી,** સ્ત્રી० ઠીંગણી પણ ભરાં-
ઉ શરીરની બૈરી.

**બટકું,** ન० બચકું; કરડવું તે;
ડાચું. (૨) નાનો ટુકડો, કકડો.

**બટન,** ન० [અં.] બાવિયું.

**બટમોગરો,** પુ० ભરાઉ પાંદડી-
વાળા ફુલનો મોગરો; કુંદ.

**બટવો,** પુ० જાડો અને બેઠા
ઘાટનો લોટો. (૨) વાટવો; ખલેચી.

**બટાઇજવું,** ક્રિ० અ० ફુગાઇને
બગડી જવું; ખોરૂં ને ખરાબ થઇજવું.

**બટાઉ,** વિ० રંગીલું; લહેરી;
ફક્કડ; ઉડાઉ.

**બટાકિયાં,** ન० બટ ભાંગી-ઉડી
જાય એવાં ખોટાં મોતી. (૨) કેરીના
કકડાને બાફીને કરેલું અથાણું. [પટેટા.

**બટાટા.** પુ० એક જાતનો કંદ;

**બટાવું,** ક્રિ० અ० બગડીજવું; ખોરૂં
થઇ જવું. જુ० બટાઇજવું. [છોકરો.

**બટુ,** પુ० [સ.] બાળક; નાનો

**બટુક,** પુ० [સં.] દ્વિજનો જનો
ઇ નહિ દીધેલો નાનો છોકરો. (૨)
ઠીંગણો; વામનજી.

**બટેરૂં,** ન० [સં.] શકોરૂં; ચપ-
ણિયું; શમપાતર; કોડિયું.

**બટ્ટો,** પુ० બટ્ટો; આળ; લાંછન;
કલંક. ડાઘ; બદનામી; કાળાટીલી.
(૨) મજબુત બેઠા ઘાટનો દારૂ ભર-
વાનો શીસો.

**બડ,** વિ० બરડ; તરત ભાંગીજાય
એવું. (૨) મોટું; સારૂં-બડભાગી.

**બડખો,** પુ० જુ० બળખો.

**બડઘા,** પુ० ખરેપા; ઠુંઠાં; કરચા

**બડઘો,** પુ० જાડો લઠ્ઠ; ભરાઉ
અંગનો માણસ તે; સંગીન મજબુત.
એવું તે.

**બડછટ,** વિ० બરસટ; ખરબ-
ચડું. (૨) બડછો; શેરડીનો સાંઠો.

**બડતી,** જુ० બઢતી.

**બડકું,** ન० બચકું ભરવાની
માફક કરવું તે; તિરસ્કારવું તે; તર-
છોડી નાખવું તે; તબડકો; છણકો.

**બડબડ,** સ્ત્રી० બડબડાટ; બક-
બક; લવલવ; લવારી.

**બડબડવું,** ક્રિ० સ० [સં.
विलपन ] બડબડાટ કર્યા કરવો;
મનમા ગણગણ્યા કરવું; અણગમો
અને અસંતોષ બતાવવો.

**બડબડાટ,** પુ० બડબડ; બક-
બકાટ; ગણગણાટ. [કરનારૂં.

**બડબડિયું,** વિ० બડબડ કર્યા

**બડબવું,** ક્રિ० સ० અફાળવું;
ઝાપટવું. (૨) દબાવવું.

**બડભાગી.** વિ० મોટા ભાગ્ય-
વાળું; સુભાગી.

**બડમૂછિયું,** વિ० મૂછરહિત;
જેને મૂછ ઊગી ન હોય એવું.

**બડમૂછો,** પુ० જેને મૂછ
આવી ન હોય એવો પુરુષ.

**બડવાં,** પુ० છોલેલી શેર
પિતાં; કકડા; ગંડેરી.

**બઢવું**, ક્રિ૦ સ૦ જાડું સૂતર કાઢવું. (૨) ના૦ બરડવું; ભિન્તગરું.

**બડવો**, પું૦ [ સં. વટુક ] દ્વિજવર્ણનો બાળક; નાનો છોકરો. ( ૨ ) જેને તરતમાજ જનોઇ દીધેલી હોય એવો બ્રાહ્મણનો છોકરો, જેને બ્રહ્મચર્યની દીક્ષા અપાયેલી હોય એવો દ્વિજ બાળક; બાળવિદ્યાર્થી. ક્રિ૦ પ્ર૦ બડવો દોડાવવો=ઉપનયન સંસ્કાર થયા પછી બાળકને ગુરુને ત્યાં મોકલાવવો તે. એવી કરવામાં આવતી એક ક્રિયા તે. બડવો ઉઠાવવો=ગુરુને ત્યાં ભણવા જવા વિદ્યાર્થીને પરણાવવાની લાલચ આપી પાછો વાળી લાવવાની ક્રિયા તે.

**બડાઇ**, સ્ત્રી૦ વડાઇ; મોટાઇ. (૨) ફૂલ; ફુલાશ. ( ૩ ) મગરૂરી; પતરાજ. ક્રિ૦ પ્ર૦ બડાઇ મારવી=પોતાનાં વખાણ ગાવાં; બડાઇ હાંકવી; ફુલાવું.

**બડાઇખોર**, વિ૦ પોતાના વખાણ કરનાર; ફુલણજી.

**બડાબુટ**, અ૦ જેમતેમ તેમ, જે તે ચીજ વેરાયલી પડી હોય તેમ; અવ્યવસ્થિત.

**બડાશ**, સ્ત્રી૦ બડાઇ; ફુલ; મોટાઇ

**બડીફજર**, સ્ત્રી૦ મળસકું; પ્રભાત

**બડું**, વિ૦ વડું; મોટું; મહત; બડેલોક=મોટા લોક; બડે મિયાં=મુસલમાન વૃદ્ધ, મોટો માણસ; ગૃહસ્થ.

**બડુકો**, પું૦ લાકડીનો કકડો. (૨) કઠણ વસ્તુ લાગતાં થતો અવાજ તે. ક્રિ૦ પ્ર૦ બડુકા બોલાવવા=બેઠે બેઠે નિરાંતે કોઇ ચીજ ધીરે ધીરે ખાવી.

**બઢેજાવ**, ન૦ ખમ્મા ખમ્મા થઇ રહેવું તે. (૨) ઘણું જીવો, ચઢતી થાઓ, એવો જે ધન્ય ઉદ્ગાર તે.

**બઢતી**, સ્ત્રી૦ [ સં. વૃદ્ધિ ] ચડતી; ઉત્કર્ષ; અભિવૃદ્ધિ, વધારો.

**બઢવું**, ક્રિ૦ અ૦ [ સં. વૃધ્ ] વધવું; ચડવું; ઉન્નત થવું; મોટા થવું; ઊગવું ને ઉછરવું; પુષ્ટથવું.

**બણગું**, ન૦ તતુડું; રણશીંગું. ( ૨ ) ડીંગ; ગપગોળો. ( ૩ ) વખાણ. ( ૪ ) હુલડું, હુલ્લડ; બંડ; તોફાન. કહે૦ ખરે બપોરે બણગું ને પોપાબાઇનું રાજ્ય. ક્રિ૦ પ્ર૦ બણગું ફૂંકવું=ખરી ખોટી કોઇ વાત વધારીને કહેવી.

**બણબણવું**, ક્રિ૦ અ૦ પાંખો ફડફડાવીને ઉપર ઉપર ઉડયા કરવું; માખીએ વારંવાર પાંખનો અવાજ કર્યા કરવો. (૨) અસ્વચ્છ–ગંદુ–ગોબરું હોવું. ( ૩ ) ગણગણવું. ( ૪) આશામાં ને આશામાં ફર્યા કરવું.

**બણબણાટ**, પું૦ ઉડતી માંખોની પાંખનો અવાજ; ગણગણાટ; ગુંજાર. (૨) ગંદી અવ્યવસ્થિત હાલત; બંજવાડો. (૩) કણકણાટ; બડબડાટ.

**બણવું**, જુ૦ બનવું.

**બતક**, સ્ત્રી૦ [સં. વર્તિકા] કાચબા અથવા બતકના આકારનું પાણી ભરવાનું કચરાનું વાસણ. (૨) પાણીવાળી જગામાં રહેનારું એક પંખી; એક

જંતનો હંસ. [ કુંડલી.

**બતકી,** સ્ત્રી૦ નાની બેઠા ઘાટની

**બતરીશ.** વિ૦ ત્રિસને બે; ૩૨.

**બતરીશ લક્ષણ,** માણસ બત્તરીશ લક્ષણો કહેવાય છે તે આ પ્રમાણે છે-સ્વમાન, ધીરજ, વાક્પટુતા, ક્ષમા, સત્ય, (પુરુષનાં લક્ષણ); અવિશ્વાસ, લાજ, સમય પરીક્ષા, ચંચળતા, જ્ઞાતિ ઉપર પ્રેમ. (કાગડાનાં લક્ષણ); સંતોષ, અલ્પનિદ્રા, તરત સમજી જવું તે, સ્વામિભક્તિ, સાહસ ને કૃતજ્ઞતા (કુતરાનાં લક્ષણ); ઉચ્ચ સ્થાને રહેવું. શત્રુને મારવો, મધુર ભાષણ કરવું, સ્વરૂપે સુંદર હોવું, સુઘડતા રાખવી, કળા જાણવી તથા શાળા રહેવું (મોરનાં લક્ષણ); વહેલા ઉઠવું, યુદ્ધમાં અડગ રહેવું, પરિવારનું પોષણ કરવું ને સ્ત્રીપર પ્રીતિ રાખવી (કુકડાનાં લક્ષણ); મહેનત કરવી, દુઃખને ગણકારવું નહિ અને સંતુષ્ટ રહેવું, (ગધેડાના લક્ષણ); એક ધ્યાન રાખવું (બગ લક્ષણ); અને પરાક્રમ કરતા રહેવું (સિંહનું લક્ષણ); એ રીતે બત્રીશ.

**બતરીશી,** સ્ત્રી૦ જેમા બતરીશ દાંત જડાયેલા છે એવો મોનો ભાગ; તળે ઉપરનાં બે જડબા. (૨) દાંતને લગાડવાનો રંગ. (૩) દંત મંજનનું ચૂર્ણ. (૪) બતરીશ વસાણાનો ભૂકો-ક્વાથ-એક દવા તેઃ-બતરીશું. (૫) જન મુખે બોલાતી વાત. રૂ૦ પ્ર૦ બતરીશીએ ચઢવું=ચર્ચાવું. બતરીશી બતાવવી=હસવું; હસીને ઉડાડી દેવું. (૫) વિ૦ બતરીશ વાની જેમાં હોય અથવા બતરીશ રસ જેમાં હોય એવી રસોઇ.

**બતલાવવું,** ક્રિ૦ સ૦ દેખાડવું; જણાવવું. (૨) શીખવાડવું; સમજાવવું; ભણાવવું.

**બતાવવું,** ક્રિ૦ સ૦ દેખાડવું; જોવડાવવું. દર્શાવવું. (૨) સમજાવવું. (૩) બોલાવવું. (૪) વર્ણવવું. (૫) હાથના ચાળા કરવા; સાન કરવી. (૬) દોરવું. (૭) અનુભવ આપવો. (૮) શીખવાડવું; ભણાવવું. ક્રિ૦ પ્ર૦ આંખ બતાવવી=બીવડાવવું. ધાક બતાવવી=બીવડાવવું; હાક બતાવવી. હાથ બતાવવો=જોર દેખાડવું; મારવું. દાત બતાવવા=હસવું; ઢીલાપણું બતાવવું. દાખલો બતાવવો=છેપી પુરાવો આપવો. પડછો બતાવવો=પરખ આપવી. પાણી બતાવવું=શૌર્ય દેખાડવું; વ્યક્ત કરી આપવુ. મો બતાવવું=મળવા જવું; પ્રત્યક્ષ થવું. કહે૦ બાપ બતાવ કે શ્રાદ્ધ સરાવ=બેમાનું એક કર.

**બતેલો,** પુ૦ કિનારે કિનારે ફરનારું નાનુ વહાણ.

**બત્તી,** સ્ત્રી૦ [ સં. वर्ति ] દિવેટ, વાટ. (૨) લાકડી; જામગરી; પલીતો. (૩) દીવો; મશાલ. (૪) ઉત્તેજન; ઉશ્કેરણી; પ્રેરણા; પ્રોત્સાહન.

ક્રિ૦ પ્ર૦ બત્તી આપવી =ઉત્તેજન આપવું; પલીતો મૂકવો. બત્તી બતાવવી=અજવાળું પાડવું. (૫) ફાંસઃ ફાચરઃ આડ.

**બત્તો**, પુ૦ ખાંડણીનો દસ્તો. (૨) લોઢાનો જાડો અને ટુંકો ટકડો.

**બત્રિશ**, વિ૦ બતરીશ ૩૨.

**બત્રિશું**, ન૦ સુવાવડીને ખવડાવવાનું બતરીશ વસાણાંવાળું એક ચૂર્ણ તે. [ ચોખાની ભાજી.

**બથવો**, પુ૦ ભાજી; તાંદળજાની-

**બથાવવું**, ક્રિ૦ સ૦ બાથમાં લઇ લેવું; બથાવી પડવું; બળાત્કારે લઇ પડવું; પડાવી લેવું. (૨) ઉંફાવવું; થકવી નાંખવું; પોતાની બગલમાં ઘાલી દેવું તે. બથાવી લેવું–બથાવી બેસવું=કબજે કરી બેસવું; પોતાનું હોય એમ છુટાવી લઇ ભોગવવું.

**બદ**, વિ૦ [फा.] ખરાબ; નઠારું; ભુંડું; નાલાયક. ગર્હ્ય, નિંદ્ય (૨) સ્ત્રી૦ જાંઘના સાંધા આગળ થતું ગરમીનું એક દરદ–ગાંઠ તે. (૩) વેપારીઓમાં પાંચનો સંકેત તે.

**બદકામ**, ન૦ ખરાબ કામ; વ્યભિચાર. [ વર્તણુક. કુટેવ.

**બદખસલત**, સ્ત્રી૦ [फा] ગેર-

**બદગોઈ**, સ્ત્રી૦ फा.) ગીબત નિંદા; કુથલી. (૨) ચાડી, કોઇની પાછળ ભુંડું બોલવું તે. [ ચાલ.

**બદચાલ**, સ્ત્રી૦ દુર્વર્તન; ખરાબ

**બદજબાં**, સ્ત્રી૦ નઠારી જીભ; ગાળ ગલોચ વાળું બોલવું તે; અપશબ્દ

**બદદવા**, સ્ત્રી૦ [फा.] બદદુઆ; આતરડીનો કકળાટ; શાપ; નિશાસો.

**બદદાનત** સ્ત્રી૦ फा] હરામદાનત, અસન્નિષ્ઠા; બુરી ભાવના.

**બદન**, ન૦ [ फा. ] શરીર; ડીલ; અંગ. (૨) ગળાથી કમર લગીનું વસ્ત્ર; કુડિયું; પહેરણ; કુડતું.

**બદનજર**, સ્ત્રી૦ [फा ] કુદૃષ્ટિ; ખોટી નજર. [ગિયાપણું; હીણભાગ્ય.

**બદનશીબ**, ન૦ દુર્ભાગ્ય; અભા-

**બદનશીબી**, સ્ત્રી૦ દુર્ભાગ્યપણું.

**બદનામ**, વિ૦ લાંછિત; કલંકિત; અપજશ વાળું; ૨૦ પ્ર૦ બદનામ કરવું=કલંકિત કરવું.

**બદનામી**, સ્ત્રી૦ બટ્ટો; લાંછન; નામોશી; અપજશ.

**બદનું**, ન૦ પાણી રાખવાનું કડિયાનું કુંડું, પાણીનું તગારું.

**બદનો**, પુ૦ પાણી રાખવાનું વાસણ કળશિયો.

**બદફેલ**, વિ૦ ગેરચાલનું; દુષ્ટ; ઢોંગ ને તોફાની એદ. (૨) અનીતિમાન.

**બદફેલી**, સ્ત્રી૦ ગેરવર્તણુક; બદચાલ, અનીતિ. (૨) ઢોંગ; તોફાનવં

**બદબખ્ત**, વિ૦ અભાગિયું; કમનશીબ. (૨) હરામી; દુષ્ટ.

**બદબો**, પુ૦ [ફા.] દુર્ગંધ; નઠારી વાસ. (૨) ગીબત; નિંદા.

**બદબોઈ**, સ્ત્રી૦ નિંદા; ગીબત; કુથલી. (૨) દુર્ગંધ; ખરાબ વાસ. (૩) ગંદવાડ; ગલીચી.

**બદમાસ**, ખોટી રીતે પેટ ભરનાર; લુચ્ચો; હરામી.

**બદરી**, સ્ત્રી૦ [ સં. ] બોરડી. (૨) કપાસનો છોડ.

**બદલ**, અ૦ સાટે; બદલે; ઠેકાણે; અવેજે. (૨) બદલવું તે.

**બદલવું**, ક્રિ૦ સ૦ એકને ઠેકાણે બીજું લેવું આપવું; બદલો કરવો; ફેરફાર કરવો; ફેરવવું; ફેરવી નાખવું.

**બદલામ**, જુઓ૦ બદનામ.

**બદલાવવું**, ક્રિ૦ સ૦ જાતું આપીને નવું લેવું; એકને બદલે બીજું લેવું. (૨) ફેરવવું; સુધરાવવું.

**બદલાવું**, ક્રિ૦ સ૦ ફરીજવું; બીજા સ્વરૂપમાં જવું; ફેરવાવું. (૨) એકને ઠેકાણે બીજું આવવું; ફેરફાર થવો. (૩) પલટાવું; ખસીજવું. (૪) ઉલટસુલટ થવું.

**બદલી**, સ્ત્રી૦ બદલાવું તે; ફેરફાર; સ્થાનાંતર.

**બદલે**, અ૦ સાટે, એકને ઠેકાણે બીજું એમ; અવેજમાં; ઠેકાણે.

**બદલો**, પુ૦ અદલબદલ કરવું તે; એકને ઠેકાણે બીજું લેવું આપવું તે; અવેજ; સાટું. (૨) ઉપકાર; આભાર. (૩) વેર; ખાર. (૪) બદલાવવા કે પાછું આપવાનો જે જોગ તે. (૫) પ્રતિફળ. ક્રિ૦ પ્ર૦ બદલો-આપવો=ખોટ ભરી આપવી; પ્રત્યુપકાર માનવો. બદલો વાળવો-બદલો લેવો=ખોટ વાળીલેવી; પ્રતિફળ લેવું.

**બદવું**, ક્રિ૦ અ૦ ગાંઠવું; માનવું; હુકમ માનવો; વશ વર્તવું; મર્યાદામાં રહેવું.

**બદશીકલ**, વિ૦ જેની શીકલ સારી હોય નહિ એવું; કદરૂપું; વરવું; બેડોળ.

**બદસુરત**, વિ૦ વરવું; કદરૂપું.

**બદહજમી**, સ્ત્રી૦ અપચો; અજીર્ણ.

**બદામ**, સ્ત્રી૦ [ फा. बादाम ] એક સુકો મેવો કે જેની હૈડી (?) મીંજ ખવાય છે. (એના રોટલા ને પાક બનાવવામાં આવે છે. ગુજરાતના કેટલાક ભાગમાં હલકી કિંમતના નાણા તરીકે બદામ વપરાય છે ) (૨) હિસાબમાં ગણાતું એક હલકી કિંમતનું નાણું. [ ક. બનામી.

**બદામડી**, સ્ત્રી૦ બદામનું ઝા-

**બદામી**, વિ૦ બદામના રંગનું; ભુખરું લાલ.

**બદિયાન**, ન૦ બદન, કુડતું.

**બદી**, સ્ત્રી૦ (ફા.) દુરાચરણ; અનીતિ; અધર્મ. (૨) દુર્વ્યસન; કુટેવ; કુછંદ; અવગુણ (૩) નિંદા; ચુગલી; ચાડી. (૪) ગીલીદંડાની અને

લખોટીઓની રમત રમતાં ભોંયમાં જે નાનો ખાડો કરવામાં આવે છે તે; ગબી.

**બદ્દુ**, વિ૦ માલ વગરનો; ગંદું.

**બદલ**, અ૦ બદલે, સાટે; ઠેકાણે.

**બદ્ધ**, વિ૦ [ સં. ] બાંધેલું; સજ્જડ. જકડેલું. (૨) પરતંત્ર; પરવશ. બદ્ધ મુષ્ટ=કંજુસ.

**બધિર**, વિ૦ [ સં. ] બહેરું; સાંભળે નહિ એવું.

**બધું**, વિ૦ સઘળું; તમામ; પૂર્ણ; આખું સર્વ. [ સૌ જગાએ.

**બધે**, અ૦ સર્વત્ર; સઘળે ઠેકાણે:

**બનડી**, સ્રી૦ તરત પરણેલી કન્યા; નવવધૂ [ છોકરો; વર.

**બનડો**, પુ૦ તરત પરણવા જતો

**બનફ્સા**, [ फा. ] એક જાતનું ઘાસ.

**બનવું**, ક્રિ૦ અ૦ એકદમ થઇ આવવું; ઉપજવું; નિપજવું. (૨) જેવું જોઇએ તેવું થવું. (૩) અનુકૂળ આવવું. (૪) સ્નેહ હોવો; એકદિલ હોવું. (૫) હળી મળીને ચાલવું. (૬) નીશાના રંગમાં આવવું. (૭) સુધડ થઇ શણગારાવું (૮) ઉપહાસમાં આવી પડવું; મશ્કરી થવી. રૂ૦ પ્ર૦ શરીરે બનવું=પુષ્ટ થવું. બનવા જોગ=સંભવિત. બનતા લગી=ઘણું કરીને. બનવા કાળ=ભાવી. બનતી રાહ=એકદિલી

**બનાત**, સ્રી૦ [ फा बानात ] પોતનું ઊનનું કપડું.

**બનાવ**, પુ૦ કોઇ બાબતનું એકદમ બની આવવું તે; હોનારત; બીના; ઘટના; ઇત્તેફાક; પ્રસંગ. (૨) એક બીજાને અનુકૂલ ગોઠવું આવવું તે; એક બીજામાં એકદિલે મળી જવું તે; મેળાપ; સ્નેહ; સંપ; મેળ.

**બનાવટ**, સ્રી૦ બનાવવાની રીત તે; રચના; ઘટના; ડોળ. (૨) તરકટ; ખોટારું; કપટ; કાવતરું; કુસાંડ. (૩) ફજેતી; મશ્કરી. મજાક.

**બનાવટી**, વિ૦ બનાવેલું; કૃત્રિમ. (૨) પોકળ; તકલાદી. (૩) જુઠું; ખોટું; ઢોંગી.

**બનાવવું**, ક્રિ૦ સ૦ બને તેમ કરવું; તૈયાર કરવું; ઘડવું; રચવું; સાંધવું; જોડવું. (૨) મજાક કરવી; બેવકુફ ગણાય એમ કરવું. (૩) ઉત્પન્ન કરવું; પેદા કરવું. (૪) તરવું; દોરવું; કાઢવું. (૫) શણગારવું; શોભે તેમ કરવું. [ બરૂ; ઇજત.

**બનાં**, સ્રી૦ લાજ; શરમ; આ-

**બનુસ**. ન૦ [ अ- बरनुस ] ઉનનો જાડા વણાટનો ઓઢવાનો ચોફાળ; કામળો; ધાબળો; બોરો.

**બનેવી**, પુ૦ બેનનો વર.

**બન્નુસ**, જુ૦ બનુસ.

**બન્ને**, અ૦ બેઉજણ એમ. બન્નો; બેઉ. કહે૦ બન્ને બાજુએ ઢોલકાં બજાવવી=બેઉ તરફનું સારું બોલવું.

**બન્નો**, અ૦ બેઉ; બેજણ.

**બપડું**, ન૦ લાકડાનું ગોળ રમ-

કહું. (૨) વિ૦ બે પડવાળું.

**બપૈયો,** પુ૦ ચાતક; દેવતરસ્યો; એક પંખી. (એ વરસાદને માટે બહુ આતુર રહે છે. સ્ત્રી પુરુષના પ્રેમની આતુરતા માટે બપૈયાની આતુરતા કવિઓ કાવ્યમાં લે છે )

**બપોર,** [ સં. द्विप्रहर ] દિવસના બીજા પહોરનો વખત તે; સૂર્ય માથે આવે છે તે સમય; મધ્યાહ્ન; દહાડાનો મધ્ય ભાગ તે.

**બપોરિયા,** પુ૦ આતસબાજીમાંની એક એવી બનાવટ કે જે સળગાવતાં બપોર જેવો પ્રકાશ આપે છે. (૨) બપોર લગીનું.

**બપોરિયું,** વિ૦ બપોરનું.

**બપોરિયો,** પુ૦ એક ફૂલઝાડ અને તેનું ફૂલ તે (બપોરિયાનાં ફૂલ બપોરે ખીલે છે ) [ ઉકળાટ.

**બફો,** પુ૦ બફારો; ઘામ; તાપ;

**બફારવું,** ક્રિ૦ સ૦ ગુણ કરવો; ફાયદો કરવો [ અથાણું.

**બફાણું,** ન૦ બાફીને કરેલું

**બફારો,** પુ૦ ઘામ; ઉકળાટ

બાફ | કરાવવું (૨) ર ધાવવું.

**બફાવવું,** ક્રિ૦ પ્ર૦ બાફે તેમ

**બફાવું,** ક્રિ૦ અ૦ બાફથી પોચું થવું. (૨) ઘામથી અકળાવું. (૩) રંધાવું; ચડવું; સીઝવું. [બડબડાટ.

**બબડ,** સ્રી૦ બડબડવું તે;

**બબડવું,** ક્રિ૦ અ૦ બોલ્યા કરવું; ગણગણવું; બડબડવું.

**બબડાટ,** પુ૦ બડબડવું તે; કકળવું તે.

**બબડાટિયું,** વિ૦ બડબડાટ કરે એવું. [ ઇઓ.

**બબરચી,** પુ૦ રંધવારો; રસો-

**બબરચીખાનું,** ન૦ રસોડું; રાંધણી. (૨) ભંજવાડ; ગંદકી; અસ્વચ્છ સ્થાન.

**બબુચક,** વિ૦ મૂર્ખ; કમઅક્કલ. (૨) ખાઉધરો; લાલચુ.

**બબુન,** ન૦ [ અ. ] આફ્રિકા અને બોર્નિયો તરફ થતાં મોટાં વાદરાંની એક જાત.

**બબ્બે,** અ૦ બેબેનાં જોડકાં એમ; એક સાથે બે હોય એમ.

**બબ્બો,** પુ૦ બકાર; બ; બ એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**બમ,** અ૦ ગળામાંથી થતો એવો ભારે અવાજ તે, બાવાઓ ભીખ માગતા જે ઉચ્ચાર કરે છે તે; મહાદેવને પ્રસન્ન કરવા ગાલ ફુલાવીને કાઢવામાં આવતો એવો અવાજ તે. (૨) ભારે ભારે અને ફુલેલું હોય એવું જંગી;—જાડું બમ.

**બમણવું,** ક્રિ૦ અ૦ ગણગણાટ કરવો, ઉડયા કરવું. (૨) લાલચથી ફર્યા કરવું; આશામાં ભટકયા કરવું.

**બમણાટ,** પુ૦ બણબણ થઇ રહેવું તે. (૨) ભંજવાડ; ગંદકી.

**બમણું,** વિ૦ બેગણું; બેવડું;

દ્વિગુણ. રૂ૦ પ્ર૦ બમણી બારશ=બેવડી પીડા.

**બયાન**, ન૦ [ફા] વર્ણન. વિવેચન; વિગતવાર હકીકત; બયાન. ક્રિ૦ પ્ર૦ બયાન કરવું=વર્ણવવું. (૨) વખાણ.

**બર**, પુ૦ પનો; પહોળાઇ. (૨) પોષણ. ખપત. (૩) વિ૦ યોગ્ય; સુક્ત; લાયક; ઘટતું. (૪) પુરું પડતું હોય તેવું; અમલમાં આવ્યું હોય તેવું. ક્રિ૦ પ્ર૦ બર આવવું=પુરા પડવું; ફલીભૂત થવું; પાર પડવું; સમોવડિયું થવું. (૫) મુજબ; પ્રમાણે:–બર હુકમ.

**બરક**, પુ૦ [ ફા. ] ઉંટના વાળ (૨) [ અ. ] વીજળી.

**બરકત**, સ્ત્રી૦ [ અ. ] વિભૂતિ; ભરપુરતા; પ્રચૂરતા. (૨) કલ્યાણ; શ્રેય. (૩) પ્રચૂર્ણતા; છત. (૪) લાભ; ફાયદો; હાંસલ

**બરકવું**, ક્રિ૦ સ૦ મોટેથી બૂમ પાડવી; બોલાવવું, બકારવું.

**બરકંદાજ**, [ અ. ] વીજળીની પેઠે હથિયાર ફેંકનાર; અડકમદાર.

**બરકી**, સ્ત્રી૦ રૂની ગાંસડી.

**બરકો**, પુ૦ ધાટો; સાદ.

**બરખાસ્ત**, વિ૦ [ ફા. ] વેરાયેલું; વિખરાયેલું; વિસર્જન.

**બરછટ**, વિ૦ ખરબચડું. (૨) કડક; સખત; કઠણ. (૩) બરડ; આકરું; બરસટ.

**બરછી**, સ્ત્રી૦ નાનો ભાલો.

**બરછો**, પુ૦ ભાલો; મોટી ને લાંબી બરછી. (૨) ઉભો સીધો ને કડક લાંબો સાંઠો:-શેલડીનો બરછો.

**બરજાત**, વિ૦ હીણજીજનું; કુજાત; બદજાત.

**બરજોરી**, સ્ત્રી૦ જોરાવરી; જબરજસ્તી; જુલમ; બળાત્કાર; અતિ આગ્રહ; સખતી.

**બરડ**, વિ૦ જલદી ભાંગી જાય એવું; કડક; કઠણ. (૨) અ૦ દાંત તળે કચડાતાં થતો એવો અવાજ.

**બરડવું**, ન૦ મિજાગરું; બેડવું.

**બરડો**, પુ૦ વાંસો; પીઠ; કરોડ. (૨) સોપારીની એક જાત. રૂ૦ પ્ર૦ બરડો થાબડવો=હિમ્મત આપવી; ઉશ્કેરવું. બરડો ભારે થવો=માર ખાવાને પાત્ર થવું. (૩) ગજા કરતાં વધારે થઇ પડવું; દેવા વગેરેનો માથે બોજો થઇ જવો (૪) કાઠિયાવાડનો એક ડુંગર.

**બરણી**, સ્ત્રી૦ ચિનાઇ માટીની અથવા દેશી લખોટેલી પાર; અથાણું અને ઘી વગેરે ભરવાનું માટી કે કાચ વગેરેનું વાસણ

**બરતરફ**, વિ૦ [ ફા. ] દૂર કરેલું; કાઢી મૂકેલું; રજા દેવાયેલું.

**બરતરફી**, સ્ત્રી૦ રજાઅમળી તે; બરતરફ કરવું તે.

**બરદ**, ન૦ [ સં. વિરુદ ] મહત્તા દર્શક ઉપનામ; ઇલકાબ; ખિતાબ,

( ૨ ) વરદાન આપવું તે; પ્રતિજ્ઞા; પણ; વચન.

**બરદાશ**, સ્ત્રી૦ બરદાસ્ત; સંભાળ. ક્રિ૦ પ્ર૦ બરદાશ રાખવી. બરદાશ લેવી.

**બરદાસ્ત**, સ્ત્રી૦ [ फा. ] સંભાળ; ભાળ; કાળજી; તજવીજ; પરોણાગત.

**બરદિયો**. પુ૦ વરદાન આપનારો; વરદાન પામેલો. (૨) બંદિજન; ભાટ.

**બરફ**, પુ૦ બંધાયેલું-ઠરેલું પાણી તે; હિમ; હિમકણ. કરા. ક્રિ૦ પ્ર૦ બરફ પડવો=વાદળાં બરફ રૂપે બંધાઇને નીચે પડે તે; ઠાર પડવો તે

**બરફી**. સ્ત્રી૦ દૂધના માવામા ખાંડની ચાસણી નાખીને બનાવેલી મિઠાઇ તે.

**બરફીચુરમું**. ન૦ બરફીની માફક ઠારીને ચકતાં પાડેલું ચુરમું; ઠરેલો લાડુ.

**બરબડ**, સ્ત્રી૦ બડબડવું તે; બોલ્યા કરવું તે; કણકણવું તે; લવારી; બડબડાટ.

**બરબાદ**, અ૦ [ फा. ] રદ; બાતલ; નકામું; વ્યર્થ; મિથ્યા; ખાલી. ક્રિ૦ પ્ર૦ બરબાદ જવું=નકામું પડવું; અગડવું.

**બરબાદી**, સ્ત્રી૦ ખરાબી; વ્યર્થ જવું તે; ખોટો વ્યય થઇ જવો-કરવો તે; કાઢી નાખવું પડે એમ કરવું તે; પાયમાલી.

**બરલવું**, ક્રિ૦ સ૦ બકવું.

**બરહક**. [ फा. ] સાચું.

**બરસટ**, જુઓ. બરછટ.

**બરાગળ**, (**બરાગત**), સ્ત્રી૦ ઝીણો તાવ; જીર્ણજ્વર. [ રોડ.

**બરાડ**, સ્ત્રી૦ મોટી ચીસ; બૂમ;

**બરાડવું**, ક્રિ૦ સ૦ તાણીને બોલવું; આરડવું. (૨) ગરજવું.

**બરાડો**, પુ૦ મોટો ઘાંટો; બૂમ; બરાડવું તે. ક્રિ૦ પ્ર૦ બરાડા પાડવા=ઘાંટા કાઢવા.

**બરાત**, સ્ત્રી૦ વર સાથેની મંડળી; જાન. (૨) વરઘોડાનું સાજન. [માણસ.

**બરાતી** પુ૦ જાનૈયો, જાનમાંનો

**બરાબર**, વિ૦ [ फा. ] સરખું; સમાન. ( ૨ ) ખરું; વાજબી; ઘટિત; યોગ્ય. ( ૩ ) માફક; અનુકૂળ. ( ૪ ) સીધું; સપાટ. (૫) દુરસ્ત. (૬) ઠીકઠાક-ગોઠવેલું. (૭) પુરું; યથાસ્થિત.

**બરાબરિયું**, વિ૦ સરખેસરખું; સમોવડિયું; સમાન.

**બરાબરી**, સ્ત્રી૦ સમાનતા; સરખાપણું. ( ૨ ) સરસાઇ; હરિફાઇ; સ્પર્ધા. ક્રિ૦ પ્ર૦ બરાબરી કરવી; હરિફાઇ કરવી

**બરાસ**, ન૦ કપૂરમાં બીજો મસાલો નાખીને બનાવેલો સુગંધી પદાર્થ. (૨) [ અં. ] પીછી; કુચડો. (૩) પત્થરનું એક માપ.

**બરી**, સ્ત્રી૦ અંગરખાનો એક ભાગ. ( ૨ ) જુવારની કોતરી ( ૩ ).

દૂધને ઉકાળતાં વાસણ સાથે ચોંટેલી અગેલા દૂધની પોપડી.

**બરૂ**, પુ૦ [પ્રા. વરુઆ] નેતરની જાતનું પણ બરડ એક ઘાસ. (૨) એ ઘાસનો સાઠો તે. (એ સાઠાની કલમો થાય છે.)

**બરો**, પુ૦ અભિમાન; મગરૂરી; ગર્વ; તોર. (૨) તનમનાટ; ચસકો. (૩) પતરાજી. (૪) ઘણો તાવ આવી ગયા પછી હોઠ ઉપર જે ફોલ્લીઓ ફૂટી નીકળે છે તે. (બરો સુતરી ગયો એમ કહેવાય છે.)

**બરોડું**, ન૦ બરનું રાડું. (૨) જુવાર બાજરીનો સૂકો સાઠો.

**બરોબર**, વિ૦ સરખું; સમાન. (૨) યોગ્ય; ઉચિત. (૩) અદલ; ખરું. (૪) પુરેપુરું; માફક. (૫) સમતોલ; ધરાધર (૬) સાફ; સપાટ; એકરૂપ ક્રિ૦ પ્ર૦ બરોબર થવું=સરખું થઇ જવું; નાશ પામવું.

**બરોબરીયું**, વિ૦ સરખા સ્વરૂપનું; સમવયનું; સમોવડિયુ; સમાન.

**બરોબરી**, સ્ત્રી૦ બરાબરી.

**બરોળ**, સ્ત્રી૦ શરીરના ડાબા પાસામાં રહેલો શરીરની અંદરનો એક અવયવ. (તાવમાં એ અવયવ મોટો થઇ જાય છે તેને બરોળ વધવી એમ કહેવાય છે.)

**બર્બર**, વિ૦ [સં. ] અજ્ઞાન; મૂર્ખ. (૨) અનાર્ય; જંગલી માણસ. (૩) એ જાતિનો એક પુરુષ.

**બર્હી**, પુ૦ [ સં. बर्हिन् ] મોર; મયૂર.

**બલ**, ન૦ [ સં. ] બળ; શક્તિ; કૌવત; જોર; સામર્થ્ય. (૨) બેલ; બળદ.

**બલકે**, અ૦ [ આ. ] બલ્કે; એથી પણ વધારે; તેના કરતાં વિશેષ એમ.

**બલગમ**, પુ૦ [ આ. ] ગળફો; છાતીમાથી પડતો ઘટ્ટ ચીકણો પદાર્થ; બડખો.

**બલગીરી**, સ્ત્રી૦ સ્ત્રીઓને કોટે પહેરવાનું એક ઘરેણું.

**બલજાવું**, ક્રિ૦ અ૦ વારીજવું.

**બલમ**, સ્ત્રી૦ બાફેલી ડાંગર.

**બલવણ**, ન૦ આંબળાંના પાણીમા ઉકાળીને તૈયાર કરેલું મીઠું. (૨) બીડલવણ.

**બલવો**, પુ૦ [ આ. ] બંડ; તોફાન; રાજસત્તાની સામે ઝગડો કરવો તે; બળવો.

**બલા**, સ્ત્રી૦ [ આ ] માથાફોડ; પીડા; પંચાતી; તકરારી બાબત. (૨) પીડાકારક અને ઝટ ખસે નહિ એવું ચેટક; ભૂતપ્રેત. (૩) દૈવ:-બલા જાણે. બલા લેવી=પંચાતીનું કામ હાથ ધરવું. બલા વહોરવી=આફત માથે લેવી.

**બલાકા**, સ્રી૦ [ સં. ] બગલી.

**બલાડી**, જુઓ બિલાડી.

**બલાત્કાર**, [ સ. ] બળાત્કાર; જોરજુલમ. [ કરનાર.

**બલાલ**, વિ૦ હરામ; નીચ કર્મ

બલાહક, પુ૦ [ સં. ] મેઘ; વરસાદ; વાદળાં.

બલિ, પુ૦ [ સં. ] દેવતાઓ અને ભૂતાદિકને આપવામાં આવતો ભોગ; અન્નાદિની ભેટ બળીદાન.

બલિદાન, ન૦ [ સં. ] ભોગ આપવો તે; દેવ તથા ભૂતાદિને માટે ભેટ આપવી તે; બળીદાન. [ યો; બળદ.

બલિવર્દ, પુ૦ [ સં. ] બળદિ-

બલિષ્ઠ, વિ૦ [ સં. ] બળવાન; જોરાવર; બળિયું.

બલિહારી, સ્ત્રી૦વાહવાહ; ધન્ય; સ્તુતિભાવ વ્યંજક ઉદ્ગાર; વારી જવું તે. (૨) ખુબી; પ્રભાવ.

બલુન, ન૦ [ અં ] વિમાન; હવામાં ગતિ કરે એવું યાન-વાહન.

બલે, સ્ત્રી૦ કાખમાં જે ગાંઠ થઈ આવે છે તે; બાંબલાઈ.

બલૈયું, ન૦ [ સ૰ વલય ] ચુડી. (દાંતની ચુડી ને લાકડાનું બલૈયું). ક્રિ૦ પ્ર૦ બલૈયાં પહેરવાં=નાતરું કરવું. (૨) બાયલા બનવું. બલૈયાં લેવાં=ઓવારણાં લેવાં; હરખથી આશીર્વાદ દેવો અથવા અત્યંત વહાલ દેખાડવું તે. રૂ૦ પ્ર૦ બલૈયાં ખેંચવાં= ખાતાને આગળ ખેંચવાં. હિસાબ માંડી વાળવો; ખાતાં બંધ કરવાં.

બલોયું, ન૦ બલૈયું; ચુડી.

બવાડું, ન૦ નવી ખેડાયેલી જમીનનું બીજું વર્ષ.

બવાસીર, ન૦ અર્શ; હરસ; ગુદામાં થતો મસાનો રોગ તે.

બશી, સ્ત્રી૦ રકાબી; છાછરથાળી.

બશેર, વિ૦ બે વાર શેર શેર તે. (વજન.) [ કાટલું.

બશેરી, સ્ત્રી૦ બશેર વજનનું

બસ, અ૦ થયું; એટલું જ; ઘણું જ; પર્યાપ્ત; સંપૂર્ણ (હદ બતાવે છે) (૨) આગ્રહમાં અલબત, ખચીત; નહિ ચાલે, ફરજિયાત, વગેરે અર્થ તાવે છે. બસ તમે જ જાઓ

બસેં, વિ૦ બે વાર સો તે; બસો; ૨૦૦.

બસો, વિ૦ બસેં; બે વાર સો તે; ૨૦૦.

બસ્તી, સ્ત્રી૦ [ સં. ] આંતરડાનો છેડાનો ભાગ; મલ સંચયસ્થાન. (૨) મળમૂત્ર છોડવા માટે પિચકારી આપવી તે. પિચકારી. [ પોટલી.

બસ્તો, પુ૦ ( ફા. ) ગાંસડી,

બહલાવવું, ક્રિ૦સ૦ ખીલવવું; પ્રસાર કરવો. [ વહેવું.

બહવવું, ક્રિ. સ૦ બોલવું. (૨)

બહાદુર વિ૦ [ ફા. ] હિંમતવાન; સાહસિક; શૂરવીર; મર્દ.

બહાદુરી, સ્ત્રી૦ બહાદુરપણું; સાહસ; હિમ્મત, પરાક્રમ; મર્દાઈ.

બહાનું, ન૦ મિષ, ઓઠું; નિમિત્ત; ઢોંગ, બાનું.

બહાર, પુ૦ [ સં.] ખુબસુરતીનું

ખીલી રહેવું તે; ભભક; શોભા; રંગ, મઝા; ખુબી.

**બહાર**, અ૦ [ સં. बहिर ] બારણે; બહિર. ક્રિ૦ પ્ર૦ બહારજવું= ફરવા જવું. (૨) ઝાડે ફરવા જવું. બહાર પડવું=જાહેરમા આવવું. બહાર પાડવું=જાહેરમાં લાવવું. કહે૦ બહાર તેટલો ભોયમાં=બહુ પહોચેલો.

**બહારવટિયો**, પુ૦ સરકારથી નારાજ થઇ તેને તથા પ્રજાને રંજાડવા બહાર પડેલો લુટારો; બારવટિયો.

**બહારવટું**, ન૦ સરકાર તેમજ પ્રજાને રંજાડી સરકાર પાસેથી દાદ મેળવવા લૂટફાટ કરતાં દેશમાં બહફરવું તે; લુટારાપણું; રંજાડ; બારવટું

**બહાલ**, [ફા.] કાયમ; જાયનું; મુકરર; સ્થાયી (૨) કબુલ; મંજુર. ક્રિ૦ પ્ર૦ બહાલ રાખવું=કાયમ રાખવું; ત્યાં ને ત્યાં રાખવું.

**બહાલી**, સ્ત્રી૦ કાયમી. (૨) મંજુરી. બહાલી બરતરફી=નિમણુક કરવી અને રદ કરવી તે.

**બહાવરૂં**, વિ૦ ગાભરૂં; ગભરાઇ ગયેલું હોય એવું; વિહવલ.

**બહાવું**, ક્રિ૦ સ૦ ગભરાવુ.

**બહિર**, અ૦ [સં.] બહાર. (૨) પેલીપાર.

**બહિરંગ**, વિ૦ બહારનું; ઉપરનું; દિખાતું; દર્શનિક.

**બહિર્મુખ**, વિ૦ વિમુખ; અલગું. (૨) પરોક્ષ; પાછળ. (૩) છુટા મોંનું.

**બહિર્લાપિકા**, સ્ત્રી૦ [ સં. ] બહાર પડતા અક્ષરોથી બીજો કંઇ અર્થ નિકળે એવી જે કવિતાની રચના તે.

**બહિર્વર્ધિષ્ણુ**, વિ૦ [ સં. ] બહારથીજ વધ્યા કરે એવું.

**બહિષ્કાર**, પુ૦ [ સં. ] બહાર કાઢી મૂકવું તે; ત્યાગ; દેશવટો.

**બહિષ્કૃત**, વિ૦ [ સં. ] બહાર કાઢી મૂકેલુ; તરછોડી નાખેલું; તજેલું.

**બહુ**, વિ૦ [ સં. ] ઘણું; મસ; પુષ્કળ. (૨) મોટું; ખૂબ. કહે૦ બહુ તાણે તૂટી જાય. બહુ દોડે તે પાછો પડે. બહુ જોર કરવું તે સારૂં નહિ. બહુ તાંતણે બળિયું.

**બહુગંધા**, સ્ત્રી૦ [ સં. ] પીળી જુઇ. (૨) શાહજીરૂ. (૩) ચંપાની કળી.

**બહુધા**, અ૦ [સં. ] ઘણું કરીને; વિશેષે; મોટે ભાગે; બહુ પ્રકારે જોતાં.

**બહુપગું**, વિ૦ ઘણા પગવાળું પ્રાણી તે; કાન ખજુરો. કરોળીયો વગેરે

**બહુબોલું**, વિ૦ બોલ બોલ કરનારૂં; બહાર પડતું બોલ્યા કરે એવું; વાચાળ; બોલકણું.

**બહુમતી**, સ્ત્રી૦ બહુમતપણું; ઘણી સંમતિ હોય તે.

**બહુરૂપી**, વિ૦ વિચિત્ર રૂપવાળું; નાના વેશવાળું. (૨) તરેહવાર વેસ ધારણ કરનાર.

**બહુવચન**, ન૦ [સં. ] વસ્તુનું અનેકપણું તે (વ્યાકરણમાં).

બહુવાર, અ૦ [સં.] ઘણીવખત.

બહુવિધ, અ૦ [સં.] બહુ પ્રકારે.

બહુવ્રીહિ, પુ૦ [સં] વ્યાકરણ પ્રમાણે એક સમાસ.

બહુશ્રુત, વિ૦ [સં.] જેણે ઘણું સાંભળેલું હોય તે; જેણે ઘણું જ્ઞાન મેળવ્યું હોય તે; જ્ઞાની.

બહુસારૂં, અ૦ વારૂં; ઠીક; હા એમજ.

બહેન, સ્ત્રી૦ [ સં. भगिनी ] ભગિની; પોતાનાં માબાપની છોકરી તે. (૨) નાની છોકરી કે જુવાન સ્ત્રીને સંબોધવાનો શબ્દ.

બહેર. પુ૦ બહેરાપણું; નહિ સંભળાવાપણું; ધાક

બહેરૂં, વિ૦ [સં. बधिर] નહિ-સાંભળતું; જેનાથી સંભળાતું ન હોય તે.

બહોળું, વિ૦ [ સં. विशाल ] વિશાળ; મોકળું; ખુલ્લું; વગર સંકોચે ફરાય એવું. (૨) પુષ્કળ; ઘણું.

બળ, ન૦ [ સં. बल ] જોર; શક્તિ; સામર્થ્ય. (૨) કૌવત; તાકાત. ( ૩ ) પ્રભાવ; પ્રતાપ. ( ૪ ) સૈન્ય; લશ્કર. (૫) દમ; ઉગર. ક્રિ૦ પ્ર૦ બળ કરવું=જોર વાપરવું. કહે૦ બળ કરતાં કળ વધે.

બળકટ, વિ૦ બળવાન.

બળખો, પુ૦ગળામાંથી નીકળતો જાડો ને ચીકણો કફનો લોંદો; ગળફો; બલગમ.

બળજોરી, સ્ત્રી૦ બહુ આગ્રહ કરવો તે; જોર વાપરવું તે. (૨) બળાત્કાર; જોર જુલમ; ખૂબ ખેંચતાણ કરવી તે.

બળતણ, ન૦ બાળવાના કામમાં આવે એવું જે તે; સરપણ; લાકડી. (૨) (હિં.) રાંધવાનાં વાસણ.

બળતરા, સ્ત્રી૦ બળવાથી કે દાઝવાથી થતી જે પીડા તે ( ૨ ) મનમાં બળવું તે; કચવાટ; ફિકર; ચિંતા. (૩) અદેખાઇની અસર; ઇર્ષા; દાઝ.

બળતું, વિ૦ સળગતું; લાગતું. ( ૨ ) સંતાપ પામેલું; મનથી દુઃખ પામતું. (૩) ઇર્ષાળુ; અદેખું; ઝેરીલું. ( ૪ ) ન૦ સારી પેઠે બળતું-સળગતું તે; ભડકું; તાપ; બળતાં લાકડાં. કહે૦ બળતામાં ઘી હોમવું=ઉમેરણ કરવું.

બળદ, પુ૦ [ સં. बलीवर्द ] ખાસી કરેલો વાછડો કે આખલો તે; હળમાં કે ગાડી તાણવાના કામમાં લીધેલો જે ખાસી સાંઢ તે; ઢાંઢો; બળદિયો; બેલ. ( ૨ ) અક્કલ મહેનત કરી જાણનારો વૈતરો.

બળદિયું, ન૦ સાધારણ બળદ તે; બેલ.

બળધારી, વિ૦ બળવાન.

બળબળ, સ્ત્રી૦ મનમાં બળવું-ચિંતાચિંતા કરવી તે; બળતરા; મનસ્તાપ. (૨) ફિકર; કાળજી; ચિંતા; સંતાપ. ( ૨ ) દાઝ; અદેખાઇ; ઇર્ષા.

બળબીજ, સ્ત્રી૦ એક જાતની ઔષધિ. [ ઘણું જોરદાર.

બળવત્તર, વિ૦ વધારે બળવાન;

**બળવંત**, વિ૦ બળવાન; બળિયું.

**બળવાખોર**, પુ૦ બળવો કરનાર. ફિસાદી; બંડખોર. [જોરાવર; સમર્થ.

**બળવાન**, વિ૦ બળિયું; બળવંત;

**બળવું**, ક્રિ૦ સ૦ અગ્નિ કે ગરમીને લીધે ખાખ થવું; લાગવું; સળગવું; દાઝવું. (૨) ત્રેસ્સાથી અકળાવું; ગભરાવું. (૩) અદેખાઇ કરવી-થવી. ક્રિ૦ પ્ર૦ તાપે બળવું=ગરમીમા રહેવું. વિરહે બળવું=વિયોગની પીડા સહેવી. બળીને ખાખ થઇ જવું=અદેખાઇથી ખૂબ મનસ્તાપ ભોગવવો. (૪) પાણી વગર સુકાઇ જવું રૂ૦ પ્ર. બળ્યું=ગોળ્યું; ખેર. બળતું ઘર કૃષ્ણાર્પણ=જેમાં માલ નહિ તે આપવા તત્પરતા દેખાડવી તે. બળતામાંથી ભુકવું=જતાં જતાં જે લાભ લીધો તે ખરો.

**બળવો**, પુ૦ બંડ; બખેડો; ફિસાદ; તોફાન.

**બળહીન**, વિ૦ નબળું, કમજોર.

**બળાત્કાર**, પુ૦ બલાત્કાર, બળજોરી; મરજી ઉપરાંત પરાણે કરાવવું તે.

**બળાપો**, પુ૦ મનમાં બળ બળ-ચિંતા થવી તે; શોક; સંતાપ; કઢાપો; મનસ્તાપ. ક્રિ૦ પ્ર૦ બળાપો કરવો=ચિંતા કરવી.

**બળિયું**, વિ૦ બળવાન; જોરાવર; કહે૦ બળિયા સાથે બાથ=બળવાનની સામે થવું તે.

**બળિયાકાકા**, પુ૦ શીતળા; એક જાતનો ઘણોજ ચેપી તાવ કે જેમાં માણસના શરીર ઉપર નાના નાના ફોલ્લા થઇ આવે છે

**બળિયેલ**, વિ૦ બળેલું; સ તાપ કરી કરીને સોરાઇ ગયેલું; કંકાસિયું; કઢાપો કર્યા કરનારું.

**બળી**, સ્ત્રી૦ (પુ.) [સં. વલિ] દેવ, પિતૃઓ અને ભૂતાદિકને અર્પણ કરવામા આવતું જે ભક્ષ્ય તે; ભોગ. ક્રિ૦ પ્ર૦ બળી આપવો=ભોગ આપવો. (૨) ગાય ભેંસ વિયાયા પછી તરત કાઢેલા દૂધની એક બનાવટ તે.

**બળેવ**; સ્ત્રી૦ શ્રાવણ સુદિ પુનમ યજુર્વેદી બ્રાહ્મણોને જનોઇ બદલવાનો દિવસ; શ્રાવણી; નાળિયેરી પુનમનો દિવસ-તહેવાર.

**બળોતિયું**, ન૦ નાના બાળકની ગાંડતળે રાખવાનો મળમૂત્ર ઝીલવાનો લુગડાનો કકડો તે; બાળોતિયું.

**બંકેરાવ**, વિ૦(પુ૦) બોલત્રે ચલાવે ને કામ કરવે બહાદુર તે; છેલ બટાઉ ને ફક્કડ માણસ તે. [પાંઠા પાડવા.

**બંખારવું**, ક્રિ૦ સ૦ બખાળવું;

**બંગ**, પુ૦ બુટ્ટો; તર્ક; તરંગ. (૨) તરેહ; ભાત; રંગ. (૩) કલ્પના. જુક્તિ. (૪) કલાઇની એક બનાવટ-પ્રકાર તે.

**બંગડી**, સ્ત્રી૦સ્ત્રીઓને કાંડે પહેરવાનું કાચનું કે ધાતુનું ગોળ ઘરેણું; કંકણ; વલય.

**બંગલી**, સ્રી૰ નાનો બંગલો; સુંદર દેખાવની ઓરડી. [ મકાન.

**બંગલો**, પું૰ [ अं. ] સુંદર

**બંગાળી**, વિ૰ બંગાળદેશનું; બંગાળ સંબંધી. [ રાપાટ

**બંગાળું**, ન૰ ભાતીગર હાથ-

**બંગી**, સ્રી૰ બિંદી, ટપકી; નાની ટીલડી.

**બંટ**, પુ૰ જંગલી કણ; બંટિયો.

**બંટિયો**, પુ૰ ચોખાની અંદરનો ખડનો કણ તે.

**બંટી**, સ્રી૰ એક જાતનું સામા જેવું અનાજ. [ ધાર વગરનું.

**બંઠ**, વિ૰ બૂઠું; અક્કલ વગરનું;

**બંડ**, ન૰ હુલ્લડ; ફિસાદ; બળવો.

**બંડખોર**, વિ૰ તોફાની; ફિસાદી; બંડકરનાર.

**બંડિયું**, ન૰ બદન; બંડી.

**બંડી**, સ્રી૰ બદન.

**બંદ**, પુ૰ બંધ; આડ. (૨)બેડી: હેડ. (૩) હદમાં રાખવું તે; કેદ કરવું તે; બાંધ. (૪) પટો.

**બંદગી**, સ્રી૰ [फा.] ઇશ્વર પ્રાર્થના; ભક્તિ; નિમાજ. (૨) હુકમ; આજ્ઞા.

**બંદર**, ન૰ સમુદ્ર અથવા નદી કિનારાની તે જગા કે જ્યાં આગળ આવીને વહાણો થોભતાં હોય. (૨) સમુદ્ર કે નદી ઉપરનું તે ગામ કે શહેર કે જ્યાં આગળ જળમાર્ગે વેપાર રોજગાર ચાલતો હોય. (૩) કુરજો માંડવી; ડક્કો; ધક્કો. (૪) વાંદરું.

**બંદરી**, સ્રી૰ એક જાતનું બુટ્ટાવાળું કપડું–છીંટ (૨) બંદર સંબંધીનું.

**બંદવો**, જુ૰ બંધવો.

**બંદી**, પુ૰ કેદી, બંદીવાન. (૨) સ્રી૰ બંધી: અટકાવ; મનાઇ. (૩) વખાણ કરનારો–ગીત ગાનારો ભાટ. ચારણ વગેરે માગધ.

**બંદીજન**, પુ૰ પરાક્રમ અને જશ ગાનાર એક જાતિ, ભાટ, માગધ.

**બંદુક**, સ્રી૰ [आ ] દારૂભરીને ફોડવાની ગોળી ઉડાવવાની એક નળિકો; પિસ્તોલ: એક અગ્ન્યસ્ત્ર રુ૰ પ્ર૰ બંદુક ભરવી=ખૂબ ઉશ્કેરવું; સામે કરવું: લડવાને તૈયાર કરવું. (૨) ગોળી:–બંદુક મારી

**બંદો**, પુ૰ ( फा. वन्द ] બંધાયેલો માણસ; સેવક; દાસ,–ખુદાનો બંદો=પ્રભુનોદાસ. (૨) પોતે:–બંદા ખાય કે તાપે.

**બંદોબસ્ત**, પુ૰ [फा ] વ્યવસ્થા; નિયમન; નિયંત્રણ. (૨) ગોઠવણ; તજવીજ; તપાસ; તકેદારી: સોઇ; સગવડ. (૩) જાપતો. (૪) કરાર; ઠરાવ; કબુલાત; સુલેહ શાંતિ જાળવી રાખવી તે.

**બંધ** પુ૰ [सं.] બંધન; બંધારણ; ધારો; નિયમ. (૨) અટકાવ (૩) બાંધ; પાળ; ઘાટ; પુસ્તો. (૪) જોડીને સાથે રાખનાર–પટો; પાટો; બેડી. (૫) બાંધવાના કામનું તે;–

દોર, દોરડું, વગેરે. ( ૬ ) સાથે ગોઠવેલું-યોજેલું તે: રચના; નિબંધન; ગુંથણી: પદબંધ, નિબંધ; પ્રબંધ. ( ૭ ) શરીર, દેહ, વગેરેનું બંધારણ તે ક્રિ૦ પ્ર૦ બંધ કરવું=બીડવું; અટકાવવું; વાસવું ( ૨ ) આટોપવું. (૮) દાબ; ધાક; મર્યાદા: હદ આંકો.

**બંધકી**, સ્ત્રી૦ વેશ્યા; છિનાળ.

**બંધકોશ**, પુ૦ ઝાડો આવે નહિ એવી પેટની સ્થિતિ તે: કબજિયાત; મળબંધ.

**બંધન**, ન૦ [સં.] બંધ; બાંધણી. (૨) નિયમ; ધારો. ( ૩ ) અટકાવ; પ્રતિબંધ. ( ૪ ) પાશ: જાળ ( ૫ ) કેદ: કબજે પડવું તે. ( ૬ ) પટો; દોર; ચાપડો. ( ૭ ) મના; બંધી.

**બંધબેસતું**, વિ૦ માફક આવતું; અનુકૂળ: ગમતું: ગોઠતું. ( ૨ ) બરોબર થઇ રહે એવું: યોગ્ય.

**બંધવ**, પુ૦ બાંધવ, ભાઇ: સહોદર.

**બંધાણુ**, ન૦ બાંધવાનું તે-દોરડું, પટો વગેરે. ( ૨ ) ગાંઠ; પાશ; જાળ. ( ૩ ) બંધન; અટકાવ; રોકાણ; ( ૪ ) બાંધણી: બાંધવાની રીત તે. ( ૫ ) ટેવ; આદત; વ્યસન.

**બંધાણી**, વિ૦ વ્યસનથી બંધાયેલું; વ્યસની; ટેવાણું.

**બંધામણુ** ન૦ બાંધવાનું લવાજમ; મજુરી તે.

**બંધામણી**, સ્ત્રી૦ બંધામણુ. ( ૨ ) સરત; કબુલાત; કરાર.

**બંધારણુ**. ન૦ બનાવટ; રચના; બાંધણી; બે કે વધારે વસ્તુઓનું એક બીજા સાથેનું જોડાણ તે. (૨) યોજના; ગોઠવણ; ઘાટ ( ૩ ) રચના-નિબંધના વિષયની ગોઠવણ તે. ( ૪ ) જેથી બાંધો બંધાય તેવી વસ્તુ કે વર્ત્ત તે: બાંધો. ( ૫ ) ખાધા કે પીધા વિના ચાલેજ નહિ તે; વ્યસન; ટેવ ( ૬ ) બાંધણું.

**બંધારો**, પુ૦ લુગડાને બાંધીને જુદા જુદા રંગથી રંગીને તૈયાર કરનારો; બાંધણીઓ રંગનારો. ( ] રેશમનાં કપડાંને ધોઇ કુંદી કરનારો

**બંધાવવું**, ક્રિ૦ સ૦ બંધન કરાવવું; કોઇ વસ્તુ એક સાથે જોડાઇ રહે એમ કરાવવું. ( ૨ ) અમુક ઘાટ આવે એમ વિંટળાવવું. રૂ૦ પ્ર૦ પાઘડી બંધાવવી=પોશાક આપવો; શાબાશી આપવી.

**બંધાવું**, ક્રિ૦ અ૦ બંધન થવું; સરત-કરારથી કબુલ થવું; પ્રતિજ્ઞાવશ થવું. ( ૨ ) ઠરવું; નકકી થવું. ( ૩ ) અકડાવું; રહીજવું. ( ૪ ) સંધક થવું; મળી જવું.

**બંધિયાર**, વિ૦ બાંધેલું હોય એવું; નહિ વહેતું; હરતું ફરતું નહિ એવું. ( ૩ ) વપરાતું ન હોય એવું; બંધ; અવાવરૂં.

**બંધી**, સ્ત્રી૦ અટકાવ; મના. (૨) પરહેજી; કરી. ( ૩ ) કરાર, બોલી; સરત. ( ૪ ) પાળી; અસ્ત્રોજો. ક્રિ૦ પ્ર૦

બંધી કરવી=મના કરવી.

**બંધીખાનું,** ન૦ કેદખાનું; તુરંગ; જેલ.

**બંધીવાન,** વિ૦ બંધાયલું; કબજામાંનું; પુરેલું; અટકાવેલું; કેદી.

**બંધુ,** પુ૦ [ સં. ] ભાઇ; બાંધવ; સહોદર. ( ૨ ) દોસ્ત; સ્નેહી; સાથી; સોબતી. ( ૩ ) સગપણ કે નાત જાતમાંનો સમવયસ્ક. બંધુજન=સહોદર; આપ્તજન તે.

**બંધુતા,** સ્ત્રી૦ ભાઇપણું; ભાઇચારો; દોસ્તી; મિત્રભાવ. [બંધુતા.

**બંધુત્વ,** ન૦ [ સં ] ભાઇપણું;

**બંધુર,** વિ૦ [સં] સુંદર; રમણીય-

**બંબ,** વિ૦ મોટું; અજરાલ; બિંબાકાર:-જાડું બંબ. (૨) પુ૦ બાવળ. ( ૩ ) મૃદંગનાં જે પાસામાં ખરજનો સૂર વાગે છે તે. ( ૪ ) દંહુકો; ડંકો. વિ૦ ખોટું; જૂઠું, ક્રિ૦ પ્ર૦ બંબબજાવવું=નગારાની પેઠે ટીપવું; મારવું; ઠોકવું. [ જુઠા તડાકા.

**બંબેબંબ,** પુ૦ ખોટ ખોટું;

**બંબો,** પુ૦ પાણીની ધાર ઉડાડવાનો સંચો; પાણી કાઢવાનો સંચો. ( ૨) પાણીનો નળ ( ૩ ) પાણી ગરમ કરવાનો સંચો.

**બંસરી,**<br>**બંસી,**<br>**બંસુરી,** } સ્ત્રી૦ વાંસળી; વેણુ; મોરલી.

**બા,** સ્ત્રી૦ મા; માતા. ( માને બા કહીને બોલાવવાનો ચાલ છે. ) ( ૨ ) બહેન; મોટી નણંદ. ( ૩ ) લાડ અને વહાલનો આશ્વાસક ઉદ્ગાર.

**બાઇ,** સ્ત્રી૦ સ્ત્રી; બાઇડી. ( ૨ ) સાસુ. કહે૦ બાઇનાં ફૂલ બાઇને અને શોભા મારા ભાઇને. બાઇને કોઇ લેનાર નહિ ને ભાઇને કોઇ દેનાર નહિ.

**બાઇકલ્યાણી,** સ્ત્રી૦ આજીજી; યાચના. ( ૨ ) નામર્દાઇ, ભિખારીવેડા. ક્રિ૦ પ્ર૦ બાઇકલ્યાણી કરવું=ભીખીખાવું. (૩) કન્યારાશિ; બાયલો. (૪) વિ૦ નામર્દાઇ ભરેલું; હિંમત વગરનું:-બાઇકલ્યાણી વાત.[સાસુજી;સાસુ.

**બાઇજી,** સ્ત્રી૦ માનવંતાં બા;

**બાઇડી,** સ્ત્રી૦ બાઇ; સ્ત્રી. ( ૨ ) ભાર્યા; પત્ની; વહુ. [ભાજન; બૈરું.

**બાઇમાણસ,** ન૦ સ્ત્રી; અબ.

**બાઉ,** પુ૦ લાડુ; મિઠાઇ. (નાનાં છોકરાંની બોલીમાં વપરાય છે.) [ઘોલો

**બાઉલું,** ન૦ આફ; આંચળનો

**બાઉવો,** પુ૦ બૈઓ; બાઉ; લાડુ. ( ૨ ) મિઠાઇ.

**બાકરી,** સ્ત્રી મમતની લડાઇ; તકરાર; અંટસની લડાઇ. ક્રિ૦ પ્ર૦ બાકરી બાંધવી=મમતે ચઢી વેર માંડવું.

**બાકળા,** પુ૦ આખું બાફેલું કઠોળ; ટોઠા. ( ૨ ) નહિ સીઝેલું અનાજ તે. ક્રિ૦ પ્ર૦ બાકળા આપવા =કઠોળનો બલિ આપવો. ( ૨ ) લાંચ આપવી.

**બાકી,** સ્ત્રી૦ શેષ; અવશેષ; સીલક. ( ૨ ) વિ૦ અધુરું; અપૂર્ણ;

કાણું. (૩) અ૦ નહિતર; નહિ તો.
ક્રિ૦ પ્ર૦ બાકી કાઢવી=જમે ઉધારના સરવાળા કરી વધારો કે ખોટ તારવી કાઢવાં. રૂ૦ પ્ર૦ બાકીસાકી=વધ્યું ઘટ્યું.

બાકું, બાકોરું, } ન૦ મોટું છિદ્ર; કાણું.

બાખડવું, ક્રિ૦ અ૦ કજિયો કરવો; લડીપડવું; અથડાવું; ભટકાવું.

બાખડું, વિ૦ વિયાયાને ઘણો વખત થઇ ગયો હોય એવું ઢોર. (૨) પાકટ; ઘટ, સત્ત્વવાળું.

બાખાબોલું, ત્રિ૦ તરત મોટામોઢ જે તે કહી દે એવું; સામાને સારૂં ખોટું લાગવાની દરકાર નહિ કરતા પોતાને ખરૂં લાગે તે તરતજ બોલી દેનારૂં; તદને ફટ બોલી દેનાર; નિષ્કપટી; ભોળું.

બાખું, ન૦ બાકું; કાણું (૨) વિ૦ રંગીલું; ચેની. (૩) જબરૂં; ગાંજ્યું ન જાય એવું.

બાગ, પુ૦ [ फा ] ફૂલઝાડવાવીને બનાવેલી વાડી; બગીચો; ઉદ્યાન; ઉપવન. [ લગામ; રેન; ચોકડું.

બાગડોર, (વાગ-દોર) સ્ત્રી૦

બાગનેટ, સ્ત્રી૦ બંદુકના મોં-ઉપરનો છરો.

બાગબાન, પુ૦ માળી.

બાગાયત, સ્ત્રી૦ [ फा. ] ફળઝાડ વાવવાનું-ઉછેરવાનું કામ તે; બાગકામ; બાગ વગેરે બનાવવાનો હુન્નર તે. (૨) બાગ બનાવી શકાય એવી જમીન; ફળદ્રુપ જમીન.

બાગાયતી, વિ૦ ફળ ફૂલનાં ઝાડ ઉછેરવા લાયક હોય એવું-ખેતર જમીન વગેરે.

બાઘડ, વિ૦ બીએ નહિ-શરમાએ કે દબાઇ જાય નહિ એવું; નિડર. (૨) જાડું; જબરૂં અને ઉદ્ધત એવું; ગમે તેને ગમે તેવું કહી નાખે એવું-માણસ. (૩) બેવકૂફ; મૂર્ખ.

બાઘડો, પુ૦ બીક લાગે એવા બાઝીપડે એવો વિચિત્ર માણસ; ભડકામણો; કલ્પિત હાઉ.

બાચકો, પુ૦ પાંચ આંગળા વચ્ચે લીધેલો જથ્થો; પાંચ આંગળાંવતે લેવાય એટલી વસ્તુ; પહોળાં આંગળાંવાળી મુઠી. (૨) પંજા ભરેલો ચૂંટલો. ક્રિ૦ પ્ર૦ બાચકા ભરવા=મુઠે ને મુઠે લેવું; વહુરવું. રૂ૦પ્ર૦ઘુમાડાના બાચકા=ફાંફાં મારવાં તે.

બાજ, પુ૦ એક મોટું શિકારી પંખી, શકરો; મોટી સમળી. (૨) ઘોડો; અશ્વ; વાજી. (૩) વાળું, છંદીલું એવો અર્થ બતાવનારો પ્રત્યય.:-જુક્તિબાજ; રંડીબાજ. :[ પત્રાવલી,

બાજ, ન૦ પતરાળું; બાજઠું;

બાજઠ, પુ૦ ચાર પાયાનું લાકડાનું આસન; નાનો મંચ; પાટલાથી લગાર વધારે ઉંચો ને સારી બનાવટની બેઠક.

બાજઠું, ન૦ પતરાળું. [કણસલું

બાજરિયું, ન૦ બાજરીનું ડુંડું;

**બાજરિયો** પુ૦ બાજરીના લોટનો બાટ-કંસાર તે (૨) બાજરીને ખાંડી છાસમાં રાંધીને બનાવેલો એક ખોરાક

**બાજરી** સ્ત્રી૦ ઝીણા લંબ ગોળ દાણાનું એક અનાજ બાજરો (૨) બાજરાનું રસાણું

**બાજરો,** પુ૦ મોટા દાણાની બાજરી

**બાજ દાવેડા** પુ૦ બાજ દાપણ, ધૂર્તતા દોગાઇ ઠગવિદ્યા, ખધાઇ, ખબડદારી ખેલાડીવેડા

**બાજંદુ,** વિ૦ ધૂર્ત દોગું પહોંચેલું ખંધું ખેલાડી ચાલાક ચંચળ પટામણું [ ભવાડો

**બાજિયાકાર** પુ૦ રંજેતો

**બાજી,** સ્ત્રી૦ પાસા નાખી સોગઠા ચલાવવાની એક રમત તે સોગઠાની રમત (૨) જે પટ ઉપર સોગઠા મંડાય છે તે પટ કે જીતક હરીફાઇની રમત ખેલ ચોસર. (૨) દાવપેચ વાળી ગોઠવણ તે અમુક ગુપ્ત યોજના તે સાહસિક યુક્તિ તરકટ પ્રપંચ ક્રિ૦ મ૦ બાજી માંડવી—દાવપેચ રમવો બાજી હારવી=યોજનાનું રદ થવું મહેનત નિષ્ફળ જવી

**બાજીગર,** પુ૦ ખેલાડી યુક્તિથી રમત રમી રમાડી જાણનારો તે (૨) ગારૂડી મદારી (૩) જાદુગર

**બાજુ** સ્ત્રી૦ દિશા (૨) આકૃતિની હદ બતાવનારી લીટી (૩) છેડા તરફનો ભાગ છેડો અંત કોર, કારણ (૪) પક્ષ કુમક તરફેણ (૫) તરફ, ભણી (૬) દૂર આઘે, છેટે, પાર (૭) ઠેકાણે જગાએ ક્રિ૦ પ્ર૦ બાજુએ બેસવું=દૂર બેસવું (સ્ત્રીએ) તટસ્થ રહેવું બીજુ લેવી=પક્ષ લેવો

**બાજુબંધ,** પુ૦ હાથની કોણી ઉપર પહેરવાનું એ ઘરેણું બેરખી-બેરખો

**બાજે,** ક્રિ૦ [ ફા ] એ કોઇ ગમે તે કોઇ એ અમુ (૨) કોઇક બાજો ખરાબ માણસ નોકરચાકર

**બાઝવું** ક્રિ૦ સ૦ વળગવું, તકરાર કરવી લડવું વઢવું (૨) ઝાલવું પકડવું, પકડવું (૩) ભેટવું બાથમાં લેવું વળગીપડવું (૪) ચોંટીરહેવું વળગવું ચીકટ થઇ રહેવું (૫) ક્રિ૦ અ ઉત્પન્ન થવું, ઉપજવું, આવવું (૬) બંધાવું, જામવું

**બાટ,** પુ૦ બાફેલો લોટ કંસાર

**બાટલી** સ્ત્રી૦ પ્રવાહી ભરવાનું નાળચા જેવું પાત્ર શીશી [ શીસો

**બાટલો** પુ૦ મોટી શીશી.

**બાટી** સ્ત્રી૦ દેવતા ઉપર શેકેલી જાડી ભાખરી

**બાડુ,** ન૦ કણ ભરાયા વગરનું હુંડાવાળું કરસણું (૨) બાડી

**બાડું,** વિ૦ ત્રાંસું વાંકું (૨) જેનો ડોળો એક તરફ ખેંચાઇ ગયેલો

હોય એવું. ક્રિ૦ પ્ર૦ બાડું જોવું= ઉપેક્ષા કરવી: ડોળાતાણીને જોવું તે. કહેં૦ બાડો ને બતરીશ લક્ષણો.

**બાડુવાં**, વિ૦ બાપુડાં; નાનાં અને હુલાવી ફુલાવી રાખેલાં; લાડકાં; રાંકડા બાડુવા. ( છોકરાં ).

**બાઢમ**, અ૦ [ સં. ] વાહ; સારુ; ઠીક; હા. ( ૨ ) ભલે; અસ્તુ; કબુલ. ( ૩ ) બંધ; બાતલ. ( ૪ ) ખાલી; કંઇ ન હોવું તે.

**બાણ**, ન૦ [સં. ] તીર; શર. ( ૨ ) હવાઇ; બોખ. ( ૩ ) મહાદેવનું લિંગ; શંકરની મૂર્તિ તરીકે પૂજાય છે તે. ( ૪ ) ખાડી નજીક આવેલી પહોળી જમીન કે જ્યાં ભરતીનાં પાણી આવે છે તે. ( ૫ ) ખેતરોની હદ બતાવનારા માટીના નાના ટેકરા તે; ખાંભા; પાળિયા; ખુંટ. ( ૬ ) બાંધ; પુસ્તો. (૭) પગલું: બાણકાઢવું=પગલું કાઢવું. ક્રિ૦ પ્ર૦ બાણમારવાં=મેણાં મારવાં. વાગબાણ=આકરા વચન; મેણા.

**બાણવું**, ક્રિ૦ અ૦ સાફ કરવું; કબાલો કરવો.

**બાણાવળી**, વિ૦ બાણ મારવામાં કુશળ તે; અચૂક નિશાનબાજ; ધનુર્ધર.

**બાણી**, સ્રી૦ ઠરાવેલો અમુક વખત તે; મુદત. ( ૨ ) સરત; કબુલાત. (૨) શુકનનું પહેલું વેચાણ.

બાણું:વિ૦ નેવું ને બે; ૯૨.

**બાતમી**, સ્રી૦ [ फा. ] છુપી ખબર; સમાચાર; વિગત. ( ૨ ) ભેદ; રહસ્ય.

**બાતમીદાર**, વિ૦ છુપી ખબર લાવી આપનાર; ભેદુ; જાસુસ. ( ૨ ) ખબરપત્રી.

**બાતલ**, વિ૦ [ आ. बातिल ]. નિરુપયોગી; નકામું; રદ. ક્રિ૦ પ્ર૦ બાતલ કરવું=રદ કરવું; રદ બાતલ= નકામું.

**બાથ**, સ્રી૦ બે હાથ પહોળા કરી છાતી પાસે ધરી લેવું તે; માણસ વગેરેને બે હાથ પહોળા કરી છાતી સરસું ચાંપવું તે; કોટી; ભેટવું તે; આશ્લેષ. ( ૨ ) ટક્કર લેવી તે; સામે ભીડવું તે. ક્રિ૦ પ્ર૦ બાથ ભરવી= ભેટવું; મોટું કામ ઉપાડવું. ( ૩ ) બાકરી; સ્પર્ધા; હરિફાઇ; ટક્કર. બાથમાં લેવું=આશ્રયમાં લેવું. ના૦ ધા૦ બાથોડવું=બથંબથા કરવી.

**બાથોડિયું**, ન૦ આમ તેમ બાથો મારવી; ફાંફાં; વલખાં. ક્રિ૦ પ્ર૦ બાથોડિયાં મારવાં=ગડમથલ કરવી; અથડાવું.

**બાદ**, વિ૦ [ आ. बअद ], બાતલ; કમ; ઓછું. ક્રિ૦ પ્ર૦ બાદ કરવું=ઓછું કરવું; રદ કરવું; દૂર કરવું. (૨) અ૦ પછી; કેડે; વળતી. (૩) ઉપરાંત; વધારામાં.

**બાદબાકી**, સ્રી૦ બાદકરવું તે; એક રકમમાંથી બીજી રકમ ઓછી

કરવાની રીત તે (૨) બાદ કરતા જે રકમ વધે તે

**બાદલુ**, ન૦ કસબનુ ગુચ્છુ, કસબની આંટી (૨) વિ૦ નહિ ટકાઉ, કામચલાઉ નાજુક નકલી બનાવટી ભાગી જાય એવુ તકલેાી

**બાદશાહ** પુ૦ મોટા મુસલમાન રાજા રાજાધિરાજ; શાહેનશાહ કહે૦ બાદશાહ ત્યા બજાર

**બાદશાહી** બાદશાહનો અમલ તે મોટુ મુસલમાની રાજ્ય સામ્રાજ્ય શાહેનશાહત (૨) વિ૦ બાદશાહ સંબધીનુ ( ૩ ) રાજસિદ્ધિને શોભે એવુ ભવ્ય જંગી

**બાદિયાન**, ન૦ ભુદ દાણા જેવુ એક જાતનુ વસાણુ

**બાદી**, સ્ત્રી૦ [ फा ] અજીર્ણ અપચો બદહજમી ( ૨ ) પેટમા વાયુ રહેવો તે

**બાધ** પુ૦ [ स ] અડચણ ઙ રકત વાંધા ( ૨ ) નડતર ઉપદ્રવ (૩) દોષ પાપ (૪) અતિબધ અટકાવ [ હરકત કરતા

**બાધક**, વિ૦ [ स ] બધન કરક

**બાધા**, સ્ત્રી૦ [ स ] બધ હરકત (૨) વ્રત નિયમ આડી ( ૩ ) માન્યતા (૪) દુખ પીડા અ વડ (૫) અટકાવ રોકાણુ

**બાધુ** વિ૦ બધુ તમામ આખુ સપૂર્ણ

**બાધેભારે**, અ૦ મોઘમ એમને એમ નામ નિર્દેશ વગર

**બાન**, વિ૦ જમીનગીરીમા પડેલુ (૨) અમુક સરત મા ય રહે ત્યા સુધી અટકમા લીધેલુ હોય એવુ

**બાનક**, સ્ત્રી૦ બાધ ણી રચના બનાવટ ઇમારત [ સ્ત્રી નોકર

**બાનડી**, સ્ત્રી૦ દાસી સેવિકા

**બાની** સ્ત્રી૦ [स वाणी] વાણી બોલી ભાષા (૨) બોલવા લખવાની શૈલી—સુદર યોજના તે છટા રીત ( ૩ ) બાનડી દાસી લુડી

**બાનુ**, સ્ત્રી૦ બાઈ મોટા ઘરની આબરૂદાર સ્ત્રી ખાનદાની ઉમરાવ સ્ત્રી

**બાનુ** ન૦સાટુ નક્કી રાખવાના બદલામા અમુક ર મ જે પહેલેથી આપવામા આવે છે તે (૨) બહાનુ નિમિત્ત મિષ કિ૦ પ્ર૦ બાનુ કાઢવુ = ઉડાવ્યા કરવુ

**બાપ**, પુ૦ જનક પિતા તાત બાપનુ ગોતાનુ સપૂર્ણ હકનુ બા પરેશ્વર ગને વિસ્મર વ ારે દર્શાવ નારો ઉદગાર કિ૦ પ્ર૦ બાપનો બાપ બોલાવવો રડીને મદદ માગવી હે૦ બાપ તેવા બેટા ને વ તેવા ટે । બાપના કુવામા બુડી મરવુ બાપ જન્મારે—જન્મથી તે આજ લગી એમ

**બાપડુ** વિ૦ ગરીબ રા દયામણુ ( ૨ ) ભલુ સાલસ. ( ૩ ) નિર્બળ નમાલેર અશક્ત અનાથ અસહાય [ વડીલ

**બાપદાદા**, પુ૦ પૂર્વજો પિતૃઓ

**બાપવા** બાપરે અ ગ માર્ગ વગેરેમા વપરાતો એવો ઉદગાર

**બાપલિયા** બાપરે

**બાપા**, પુ૦ બાપ. (૨) બાપને, વડીલને, અન્નદાતાને અને બાળકોને કહેવાનો શબ્દ. (૩) બાપ જેવો વડીલ.

**બાપીકું**, વિ૦ બાપ તરફનું, બાપનું પોતાનું પોતાના સંપૂર્ણ હક-કબજાનું

**બાપુ** પુ૦ બાપ, પિતા, જનક, પ્યાર ભર્યો ઉમળકાનો ઉદ્ગાર (૨) ભાઇ, યાર, ભલા માણસ, એમ-હવે ના બાપુ વહેલા આવજો

**બાપજી**, પુ૦ (૨) વડીલ. મુખ્ય બાપ જેવો ગણાતો હોય તે.

**બાપુડી**, સ્ત્રી૦ શીળા સ્વભાવની છોકરી, છોકરીને મજાક વહાલથી કહેવામાં આવતું સંબોધન (૨) ગરીબ, શીળી બાપુડિયું સ્વભાવનું ને લાડકું ગરીબ શીદ.

**બાફ**, સ્ત્રી૦ વરાળ (૨) ઘામ બફારો. (૩) પસીનો, પરસેવો ક્રિ૦ પ્ર૦ બાફ લેવો=શરીરમાંથી પરસેવો પડે એમ વરાળ લેવી.

**બાફણું**, ન૦ ચડાવેલું-રાંધેલું તે. (૨) સ્વાદ વગરનું રાંધણું. (૩) ઢોરને માટે વરાળ વડે એટલું ગરમ કરીને બનાવેલું ખાણ ગોતું. (૪) કાચી કેરીને બાફીને બનાવેલું અથાણું. ક્રિ૦ પ્ર૦ બાફવું બાફવું=જેવું તેવું ગાંડું બફાવું. ક્રિ૦ સ૦ બફાય એમ ... પણ અર્થ એમ કરવું (૨) રાંધવું; સીઝવવું, ચડાવવું.

**બાબ**, પુ૦ [ फा ] પ્રકરણ; અધ્યાય, વિભાગ (૨) વિષય બાબત. (૩) નામ.

**બાબત**, સ્ત્રી૦ વિષય, વાત, બીના હકીકત (૨) મુદ્દો; મતલબ, હેતુ (૩) વિગત, તપસીલ (૪) પ્રકરણ (૫) વિષે સંબંધી. (૬) લીધે, વાસ્તે, માટે.

**બાબતી**, સ્ત્રી૦ વેચાણ ઉપરને વટાવ, હકસાઇ, દલાલી (૨) વસૂલ થવાને ખાતામાંથી તેમની મજુરી બદલ જે લઇ ડિસ્કો આપે છે તે

**બાબરાં**, ન૦ નાના બાળકના માથા ઉપરના સુંવાળા ટૂંકા વાળ તે.

**બાબરિયું** વિ૦ બાબરાંવાળું. (૨) ગુચ્છાદાર છુટા ટૂંકા કેશવાળું (૩) બાબરાં રાખેલા હોય એવો બ્રહ્મચારી છોકરો. જટિલ

**બાબરી**, સ્ત્રી૦ બાળકના માથા પરના સુવાળા ટૂંકા વાળ (૨) નાની શિખા ચોટલી. (૩) બાળકની ટોપીએ મૂકેલી નિમાળ ની ઝાલ

**બાબસ્તા**, સ્ત્રી૦ લાગતું વળગતું તે. (૨) માલમતા (૩) સગા વગેરે.

**બાબા**, પુ૦ ભીલની એક જાતિ. (૨) રોટલા, તાવા (૩) સાહેબ લોકના છોકરા.

**બાબાશાહી** વિ૦ વડોદરા રાજ્યમાં પહેલા ચાલતો નિક્કો; ગાયકવાડ સરકારની છાપવાળું નાણું.

**બાણુ**, પુ૦ બંગાળનો વતની.
**બાબે**, અ૦ બાબતે; કારણે; વાસ્તે, માટે. (૨) વિષે, લીધે; સંબંધે.
**બાબો**, પુ૦ રોટલો, તાતા.
**બામ**, સ્ત્રી૦ એક જાતની આંબલિ, એક વેલ.
**બામણિયું**, વિ૦ બ્રાહ્મણને ખપે એવું; ચોકખું. (૨) બ્રાહ્મણને દાનમાં આપેલું.
**બામણી**, સ્ત્રી૦ લાલ લીસો ને ચળકતી ચામડીનો સાપ જેવો એક જીવડો. (૨) ચાદળ ।મગસકું; પ્રભાત.
**બામદાદ**, સ્ત્રી૦ [ફા.] પરોઢિયું;
**બામલી**, સ્ત્રી૦ બગલમાં થતું ગુમડું; બાબલાઇ
**બાયડ**, વિ૦ [ સં. बाहिष्कृत ] ન્યાતબહાર; સમુદાયથી બહાર નીકળી ગયેલું. (૨) નાગર બ્રાહ્મણની એક જાત.
**બાયડી**, સ્ત્રી૦ બાયડો, સ્ત્રી. (૨) વહુ; પત્ની.
**બાયલું**, વિ૦ બેરા જેવું; બૈરાંમાં બેસનારું. (૨) નમાલું; બીકણ; નામર્દ; કાયર. બાયલો=સ્ત્રીના જેવા સ્વભાવનો માણસ તે (૨) નામર્દ; વીર્યહીન; નપુંસક, હીચકારો.[ફોલક.
**બારુ**, ન૦ નરઘાંની જોડીમાંનું
**બાર**, વિ૦ [સં. द्वादश ] દસ ને બે, ૧૨. (૨) જુદું જુદું; ઘણું; બહુ—બારેવાર.
**બાર**, પુ૦ [ સં द्वार ] મોટો અવાજ, ભડાકો (૨) બારણું; દર વાજો; દ્વાર. (૩) બાકોરું; છીંડું; કાણું. (૪) બહાર; બહિર; અંદર નહિ તેવું. (૫) આનંદ; મોજ; ચેનબાજી; જાહોજલાલી; સારો દિવસ. (૬) પ્રફુલ્લપણું; જુવાની. ક્રિ૦ પ્ર૦ બાર વાગવા=ભોગ મળવા.
**બારકસ**, ન૦[ફા] ભારે બોજો વહેનારું જહાજ; વહાણ, નાવ.
**બારખલું**, વિ૦ સામાન્ય આંકણીમાંથી બકાત રાખેલું; ઓછી આંકણીનું:—બારખલી જમીન:
**બારગીર**, પુ૦ [ફા.] ઘોડેસ્વાર પાયગાનો સિપાઇ. (૨) નનુસ; ચાર; બાતમીદાર. (૩) બાહોશ ને ચાલાક માણસ
**બારડ**, જુ૦ બાયડ.
**બારડી**, સ્ત્રી૦ વલોણું તાણવાની દોરી; નેતરું.
**બારણિયો**, પુ૦ સોનાના હાટનો કચરો પુંજો લઇ જનારો; ધૂળધોયો.
**બારણું**, ન૦ [ સ. द्वार ] ભીંત વગેરેમાં થઇને જવા આવવાને માટે રાખેલો માર્ગ તે. તેમાં બેસારેલું ચોકઠું તે (૨) એ માર્ગ બંધ કરવાનું પાટિયું; દરવાજો, ફાટક. (૩) આગળું ક્રિ૦ પ્ર૦ બારણું તોડી પાડવું =વારંવાર બારણે આવી માગણી કર્યા કરવી.
**બારદાન**, ન૦ જેમાં માલ ભરેલો હોય તે વસ્તુ; બાંધણુ; વેષ્ટન.
**બારનીશી**, સ્ત્રી૦ આવતા જતા-

કાગળો નોંધવાની ચોપડી.

**બારમાસી**, સ્ત્રી૰ બારે માસ ફૂલ આપતો એક છોડ. (૨) વિ૰ બારેમાસ ચાલે એવું.

**બારસું**, ન૰ મરનારને બારમે દિવસે કરવામા આવતું ખરચ ને ક્રિયા તે.

**બારવટિયો**, પુ૰ રાજા પ્રજાને રંજાડવા બહાર પડેલો લૂટારો; રાજ્-સત્તા સામે બખેડો કરનારો.

**બારવટું**, ન૰ બારવટિયાનો ધંધો તે; કાયદો તેમજ સુલેહની સામે થઇ લૂટફાટ ને રંજાડ કરવી તે.

**બારવાસિયો**, પુ૰ ગામ બહાર રહેનારો; ભંગી; ચંડાળ. [સાફસુફ કરવું.

**બારવું**, ક્રિ૰ સ૰ વાળવું; ઝાડવું;

**બારશ**, સ્ત્રી૰ [ स द्वादशी. ] પખવાડિયાની ૧૨ મી તિથિ. (૨) પાયમાલી; વિનાશ. ક્રિ૰ પ્ર૰ બારશ નાખવી=મુએલા પાછળ દાનમાં કપડાં વગેરે આપવાં.

**બારસાખ**, સ્ત્રી૰ (ન૰) બારણાનું ચોકઠું. (૨) કુટુંબ; પેઢી; વંશ.

**બારસેં**, વિ૰ બારસો; બાર વખત સો જેટલી સંખ્યા.

**બારસો**, વિ૰ બારસેં; ૧૨૦૦.

**બારાખડી**, સ્ત્રી૰ વ્યંજનમાં બાર સ્વર મેળવીને બનાવેલાં પદ; કક્કાનાં પદ.

**બારિસ્ટર**, પુ૰ [ અં. ] બેરિસ્ટર; મોટા દરજ્જાનો વકીલ; ધારાશાસ્ત્રી.

**બારી**, સ્ત્રી૰ નાનું બારણું. (૨) બચાવનું સ્થાન; બાનું; મિષ.

**બારીક**, વિ૰ ઝીણું; સૂક્ષ્મ. (૨) નાજુક; કોમળ; સુકુમાર. (૩) ધાસ્તી ભરેલું; અણીવાળું; તીક્ષ્ણ.

**બારીકાઇ**, સ્ત્રી૰ ઝીણાશ; સૂક્ષ્મતા. (૨) ચતુરાઇ; ચાપલુસી; ચિકાશ. [ વટ; ચોકસાઇ.

**બારીકી**, સ્ત્રી૰ બારીકાઇ; ઝીણ-

**બારૂં**, ન૰ બારું; કાણું; બાકોરૂં. (૨) બારી; બારણું; દરવાજો; દ્વાર. (૩) બચાવનું સ્થાન; બહાનું; મિષ. (૪) ખાડી. (૫) બંદર.

**બારૂત**, પુ૰ ફોડવાનો દારૂ.

**બારૂતદાન**, ન૰ દારૂ રાખવાનું શિંગડું; દારૂ ભરી રાખવાની નળી.

**બારેમાસ**, અ૰ હમેશ; નિરંતર; સદા.

**બારેવાટ**, અ૰ જ્યાં ત્યાં; અસ્ત-વ્યસ્ત એમ; વ્યવસ્થા વગર; સથર-પથર.

**બારોટ**, પુ૰ ભાટ.

**બારોત્રા**, અ૰ હદથી જાદે વ્યાજની રકમ તે. [ લાગવું જ.

**બારોબાર**, અ૰ પરભારું:

**બાલ**, ન૰ [સં.] બાળક; છોકરૂં. (૨) મુવાળા; વાળ. [બોખ-

**બાલદી**, સ્ત્રી૰ પાણીની ડોલ;

**બાલમ**, પું૰ વાલમ; પતિ; ધણી. (૨) યાર; પ્રિયજન.

**બાલમપેચ**, પુ૰ પાઘડી પરનો

છુટા ને ઢીલા આંટા; છોગાદાર આટા. [એવા પટા.

**બાલાતંગ**, પુ૦ ખેંચાઈને આવે

**બાલાશ**, સ્ત્રી૦ 'સંભાળ રાખવી તે; બરદાસ; સાચવણી.

**બાલાશી**, સ્ત્રી૦ બાલાશ.

**બાલાં**, ન૦ બાનાં; મિષ; ખોટા વાયદા. [જુવાન. (૨) બચ્ચું.

**બાલુડું**, વિ૦ નાનું; તરૂણ;

**બાલેબાલ**, અ૦ રૂંવેરૂંવે, રોમેરોમ; આખે અંગે. (૨) વાળેવાળે.

**બાલેસરી**, સ્ત્રી૦ બોરસળી; એક જાતનું ફુલઝાડ. (૨) વહાલેસરી.

**બાલ્દી**, સ્ત્રી૦ બાલદી; ડોલ.

**બાલ્ય**, ન૦ [ સં. ] બચપણ; નાનપણ

**બાલ્લું**, ન૦ ખોટું; નકલી, રૂપા પર સોનાનો ઢોળ ચઢાવી બનાવેલો કસબ.

**બાવચી**, સ્ત્રી૦ તુળસી અને ચાની જાતનો એક છોડ,એ છોડના બી.

**બાવટો**, પુ૦ ઝીણા લાલ દાણાનું અનાજ; નાગલી.

**બાવડું**, ન૦ પાગોહું; કોણી ને ખભા વચ્ચેનો હાથનો અવયવ.

**બાવન**, વિ૦ પચાસ ને બે; ૫૨.

**બાવનવીર**, વિ૦ બાહોશ; શૂરવીર માણસ; પુરુષાર્થી માણસ.

**બાવનાચંદન**, ન૦ ઉંચી જાતની સુંખડ. (૨) સુગંધીદાર દ્રવ્યોનો લેપ.

**બાવની**, સ્ત્રી૦ બાવન કડીની સાંકળી; બાવન શ્લોકનું કાવ્ય.

**બાવરૂં**, વિ૦ વ્યાકુળ; ગાભરૂં; અકળાયેલું; ઉતાવળું.

**બાવલું**, પુ૦ પુતળું. [એક ઝાડ.

**બાવળ**, પુ૦ મોટા કાંટાવાળું

**બાવળિયો**, પુ૦ બાવળ. (૨) ઉંચું અડલું ને કુરૂપ એવું માણસ.

**બાવળી**, સ્ત્રી૦ બાવળનું જંગલ.

**બાવા**, પુ૦ ભાઇ; બાપુ. (૨) બાપ; પિતા. (૩) માલીક; રાજા; સ્વામી; પાલક.

**બાવી**, વિ૦ વીશ ને બે; ૨૨. (૨) ના૦ બાવાની સ્ત્રી; સાધુડી.

**બાવીશ**, વિ૦ વીશ ને બે; ૨૨.

**બાવુ**, ન૦ કરોળિયાનું જાળું.

**બાવો**, પુ૦ વેરાગી; સાધુ; જોગી; ત્યાગી. (૨) બાપ; પિતા; તાત.

**બાશ્કલ**, વિ૦ અમર્યાદ; નિર્લજ્જ; વંઠેલું. (૨) ખીખી કરીને ખસી જાય એવું.

**બાષ્પ**, સ્ત્રી૦ [ સં. ] બાફ; વરાળ. (૨) આંસુ, અશ્રુ. (૩) ધૂમસ

**બાસ**, સ્ત્રી૦ વાસ; ગંધ; સો૦. ડમ; બો. [લાંબી પાટ.

**બાસટી**, સ્ત્રી૦ બાક; બેસવાની

**બાસઠ**, વિ૦ સાઠ ને બે; ૬૨.

**બાસુદી**, સ્ત્રી૦ બાસુંદી; ઉકાળીને જાડું કરેલું મસાલાદાર દુધ.

**બાસેઠ**, વિ૦ સાઠ ને બે; ૬૨.

**બાસ્તો**, પુ૦ સારા સુંવાયમ

વણાટનું સફેદ કપડું; સફેદ ઝીણી ખાદી. [ભુજ.
બાહુ, પુ૦ [સં] હાથ; કર;
બાહુક, વિ૦ ભાનસાન ઓછાં હોય એવું; મૂઢ. (૨) કદરૂપું; બિઆમખું. (૩) વાદરો.
બાહુલું, ન૦ પુતળું; બાવલું.
(૨) ગાયબળદના દુધાળો અવયવ;આઉ
બાહેર, અ૦ બહાર.
બાહોશ, વિ૦ બહાદુર, હોશિયાર; કાબેલ. (૨) ચાલાક (૩) પહોંચી વળે એવું; ખબરદાર.
બાહોશી, સ્ત્રી૦ હોશિયારી; ખબરદારી; બહાદુરી.
બાહ્ય, અ૦[સં.] બહાર; ઉપરનું.
બાહ્યગોળ, વિ૦ ઉપસેલું ગોળ; બહારની બાજુએ ઉપડતું હોય એવું.
બાહ્યાંતર, અ૦ બહાર અને અંદર એમ.
બાહ્યોપચાર, પુ૦ [સં.] બહારની દવા, બહારથી કરવાનો ઉપચાર.
બાળ, ન૦ [સં બાલ] છોકરું; બચ્ચું, શિશુ; અર્ભક. બાળકુંવાર = નહિ પરણેલું.
બાળક, ન૦ બાળ; છોકરું.
બાળકી, સ્ત્રી૦ બાળા; છોકરી; કન્યા. [રમત; બાળખેલ.
બાળક્રીડા, સ્ત્રી૦ છોકરાંની
બાળગોપાળ, ન૦ છોકરાંછૈયાં; બાળબચ્ચાં. [જેવું વર્તન.
બાળચરિત્ર, ન૦ નાનાં છોકરાંના
બાળપણ, ન૦ બચપણ; નાનપણ; બાલ્ય. [બાળગોપાળ.
બાળબચ્ચાં, ન૦ છૈયાંછોકરાં;
બાળબોધ, વિ૦ બાળકથી સમજાય એવું, ઝટ સમજ પડે એવું. (૩) નાગરીલિપિ
બાળબોધી, વિ૦ બાળકથી સમજાય એવું સહેલું; સરલ.
બાળબ્રહ્મચારી, પુ૦ નાનપણથી અવિવાહિત રહેલો હોય તે.
બાળભાષા, સ્ત્રી૦ બાળકની બોલી. (૨) માગધી ભાષા.
બાળમિત્ર, પુ૦ નાનપણનો દોસ્તદાર
બાળરાંડ, વિ૦ નાનપણથી રાંડેલી; બાળવિધવા. [વર્તન
બાળલીલા, સ્ત્રી૦ બાળકના જેવું
બાળવિધવા, સ્ત્રી૦ બાળરાંડ.
બાળવું, ક્રિ૦ સ૦ લગાડવું; સળગાવવું. [રૂપ.
બાળસ્વરૂપ, ન૦ નાનું નાજુક
બાળહત્યા, સ્ત્રી૦ નાના બાળકને મારી નાખવું તે. [છોકરી.
બાળા, [સં૦ બાલા] જુવાન
બાળાપણું, ન૦નાનપણું; શૈશવ; બાલ્ય. | માથે બાંધવાનો ફેંટો.
બાળાબંધ, પુ૦ નાના બાળકને
બાળારાજા, વિ૦ રાજાની માફક ગમે તેમ કરવાની છુટવાળું છોકરું; નિખાલસ મનનું માણસ.
બાળાંભોળાં, ન૦ બાળક અને

વળી અણસમજુ. (૨) નાનાં છોકરાંનું આદ્ધ તે [કન્યા.

**બાળી,** સ્ત્રી૦ બાળા; છોકરી;

**બાળુવાં,** ન૦ બાળેરાં; નાનાં બચ્ચાં. [ શેર વચનં.

**બાળેરૂં,** વિ૦ બાળક જેવું. ક્રિ

**બાળોઢા,** વિ૦ નાનપણમાં પરણેલી છોકરી.

**બાંક,** પુ૦ ટુંકી લાંબી પાટલી.

**બાંકડો,** પુ૦ એકાદ બે જણ બેસે એવી પાટ.

**બાંકાઈ,** સ્ત્રી૦ ટેડાઇ; ફાંકડાઇ (૨) મિથ્યાભિમાન; હુંપદ.

**બાંકુ,** વિ૦ ટેડું;તરેહવાર સ્વભાવનું. (૨) ફુટડું; રૂપાળું. (૩) નાજુક.

**બાંકેરાવ,** પુ૦ ફાંકડો પુરૂષ; છેલબટાઉ.

**બાંગ,** સ્ત્રી૦ નિમાજ પઢવા માટે મુસલમાનોને બોલાવવા બૂમ મારવામાં આવે છે તે. [(૨) હુરુચો.

**બાંગડ,** નિ૦ બહાદુર; કાબેલ.

**બાંગડવુ,** ક્રિ૦ અ૦ ગળું તણાય એમ મોટે ઘાંટે રોવું; આરડવું.

**બાંગરો,** પુ૦ મોટે ચડાવેલો છોકરો.

**બાંટ,** ન૦ બાંધીને પાડેલી ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર. (૨) કાટલાંનો ગંજ. (૩) એક જાતના કાંટા.

**બાંટવું,** ન૦ એક નાનું ઝાડ.

**બાંટવુ,** ક્રિ૦ અ૦ વાંટવું; વહેંચી આપવું. [બીજ.

**બાંડાબીજ,** સ્ત્રી૦ વૈશાખ શુદિ

**બાંડિયો,** પુ૦ તોછડાઇમાં મુસલમાન માટે બોલાય છે.

**બાંડુ,** વિ૦ પુછડા વગરનું; છોગા વગરનું. (૨) આલર રહિત.

**બાંદડી,** સ્ત્રી૦ ચાકરડી; ગુલામડી.

**બાંધ,** પુ૦ પાણી ખાળવાને માટે કરેલી પાળ.

**બાંધકામ,** ન૦બાંધવા-ચણવાનું કામ; ઇમારતી કામકાજ.

**બાંધછોડ,** સ્ત્રી૦ બાંધવું ને વળી છોડવું તે. (૨) છુટછાટ.

**બાંધણ,** ન૦ બાંધવાના કામનું કપડું વગેરે તે; ઉપરનું આચ્છાદાન; બારદાન. (૨) દોરડું રસી વગેરે. (૩) બાંધવાનું કામ તે.

**બાંધણી,** સ્ત્રી૦ બાંધવાની ઢબ. (૨) ચપટીઓમાં કપડું પકડી દોરાથી બાંધી લેવાનું કામ તે. (૩) ઉપર પ્રમાણે બાંધણીથી ભાત પાડેલી સાડી કે સુંદડી તે. (૪) ઇમારત, રચના.

**બાંધણું,** ન૦ મશાણ; સ્મશાન.

**બાંધવ,** પુ૦[સં] ભાઇ; સહોદર.

**બાંધવું,** ક્રિ૦ સ૦ [ સં. बन्ध् ] એક સાથે જોડવું; એકત્ર કરી રાખવું. (૨) ગાંઠ દેવી; ગુંથવું. (૩) જકડવું; અડીને રહે એમ કરવું; દઢ કરવું. (૪) રચવું; બનાવવું. (૫) ચિંટાળવું. (૬) ધરવું; કલ્પવું; ઇચ્છવું. (૭) અમુક વિચાર અથવા કરારને વેળગી રહે એમ કરવું. (૮) એકઠું કરવું. (૯) જમાવવું; ટોળે કરવું. (૧૦)

હદમાં રાખવું; નિયમિત કરવું.

બાંધો, પુ૦ બંધારણ; રચના; વ્યવસ્થા; (૨) કાઠું, જમાવટ. (૩) બંધ; બાધણ [ગુમડું; ખાબલાઇ.

બાંબલી, સ્ત્રી૦ બગલમાં થતું.

બાંબુ, પુ૦ [ અં ] પોલો વાંસ.

બાંભરો, પુ૦ ધોળો અને પોચો પત્થર.

બાંય, સ્ત્રી૦ [સં. બાહુ. ] હાથ; કર. (૨) બાવડું. (૩) કોણી ઉપરનો અંગરખા વગેરેનો સિવેલો ભાગ. (૪) સહાય: મદદ; ઓથ.

બાંયધર, પુ૦ હાથ પકડનાર; મુશ્કેલીમાં મદદ આપનાર, જામીન; હામીદાર. [હામી; બાહેધરી.

બાંયધરી, સ્ત્રી૦ જામીનગીરી;

બાંશું, ન૦ઠમાડમાંનો આડબંધ. (૨) નરઘાંમાંનું ઢોલક. [સહાય.

બાંહ્ય, સ્ત્રી૦ બાય; હાથ કર. (૨)

બિકટ, વિ૦વિકટ; વસમું; કઠણ; મુશ્કેલ. [હુકરાત.

બિગાડ, પુ૦ બગાડ; ખરાબી;

બિગાર, પુ૦ ભીખ; યાચના. (૨) મજુરી; ઢેલ; વેઠ.

બિગારી, પુ૦ હેલકરી; મજુર; વૈતરો. (૨) ભિખારી.

બિચારૂં, વિ૦ ગરીબ; બાપડું; રાંક (૨) દુઃખી; હેરાન. (૩) અસહાય.

બિછવા, પુ૦ વિછવા; સ્ત્રીઓના પગનાં આંગળાંના જોડવાં

બિછાનું, ન૦બિછાવવાનું ગોદડું; પાથરણું. (૨) પથારી.

બિછાયત, સ્ત્રી૦ જાજમ વગેરે પાથરીને બનાવેલી બેઠક.

બિછાવવું, ક્રિ૦ સ૦ પાથરવું; જમીન ઉપર જાજમ વગેરેને પહોળાં કરવાં, ઢાળવું.

બિજોરી, સ્ત્રી૦ બિજોરાનું ઝાડ.

બિજોરૂં, ન૦ એક જાતનું ફળ.

બિડાવવું, ક્રિ૦ સ૦ બંધ કરાવવું. (૨) મોકલાવવું.

બિન, અ૦ વગર, વિના. (૨) ના. અમુકનો દીકરો.

બિના, અ૦ બાબત; હકીકત; તપસીલ. (૨) વિવેચન; વર્ણન.

બિભાસ, પુ૦ એક રાગ.

બિમાર, વિ૦ [ હિં. ] માંદું; આજારી. (૨) ખિન્ન; ચિંતાતુર.

બિમારી, સ્ત્રી૦ મંદવાડ: માંદગી.

બિયાન, ન૦ બયાન; વર્ણન; વિવેચન; હકીકત.

બિયાબાન, વિ૦ નિર્જન અને ભયંકર; બીક લાગે એવું.

બિયાબારૂં, ન૦ અણબનાવ; સામીપ્રીત.

બિયામણું, વિ૦બીક લાગે એવું; ભયંકર; વિકરાળ, કારમું.

બિયું, ન૦ બી; બીજ.

બિયો, પુ૦ બી; બીજ; ઠળિયો.

બિરદ, ન૦ [ સં. વિરુદ ] પણ; વચન; વરદાન; પ્રતિજ્ઞા. (૨) ઉપનામ; ખિતાબ.

**બિરદાળ,** વિ૰ એકવચનીઃ પ્રતિજ્ઞા પાળે એવું; ટેકી; નામ પ્રમાણે કામ કરનાર.

**બિરાજમાન,** વિ૰ સારી રીતે બેઠેલું. ( ૨ ) સુશોભિત,

**બિરાજવું,** ક્રિ૰ અ૰ [સં. વિરાજ્ ] માનભેર બેસવું. ( ૨ ) શોભવું; સુંદર દેખાવું. (૩) પધારવું.

**બિરાદર,** પુ૰ [ફા.] ભાઇ; બંધુ; સહોદર. ( ૨ ) મિત્ર; દોસ્ત.

**બિરાદરી,** સ્ત્રી૰ ભાઇચારો; મિત્રતા; ભાઇબંધી.

**બિલ,** ન૰ [ સં. विल. ] દર; કોતર; ગુહા; બોડ; રાફડો.

**બિલ** ન૰ [ અં ] કિમ્મત સાથે માલની યાદી; ભરતિયું. ( ૨ ) હુંડી. ( ૩ ) કાયદાનો મુસદ્દો; ખરડો.

**બિલકુલ,** અ૰ તદ્દન; સાવ; તમામ; સમુળગું.

**બિલંબી,** ન૰ એક જાતનું ફળ.

**બિલાડી,** સ્ત્રી૰ [ સં. विडाल,] ચોળા ચટાપટાવાળી ચામડીનું એક નાનું-વાઘની જાતનું ચોપગું પ્રાણી; મીંદડી; માંજારી

**બિલાડી,** સ્ત્રી૰ લોટાના ઉલટસુલટ આંકડાનો ગુચ્છ. ( ૨ ) લંગર; નાંગર.

**બિલાડ,** ન૰ બિલ્લી; ( ૨ ) નામનું નિશાન; સહી.

**બિલાડો,** પુ૰ [ સં. विडाल. ] બિલાડીનો નર; ઘોઘર; મીંદડો.

**બિલાવર,** પુ૰ સવારમાં ગવાતો એક રાગ. [ જાતનો હીરો.

**બિલિયન,** બિલિયાન; એક ઉંચી

**બિલોર,** પુ૰ ઉંચી જાતનો કાચ.

**બિલોરી,** વિ૰ બિલોર કાચનું.

**બિલ્લસ,** સ્ત્રી૰ અંગુઠો અને ટચલી આંગળી વચ્ચેનું છેટું તે; વેંત.

**બિલ્લી,** સ્ત્રી૰ [ હિં. ], બિલાડી; મીંદડી.

**બિલ્લું,** વિ૰ લુચ્ચું; કપટી; ઢોંગું. ( ૨ ) ભેરૂ. ( ૩ ) જોડીદાર.

**બિલ્લું,** ન૰ એક ઇંટના ઓસારની ભીંત.

**બિલ્લું** ન૰ કસવાળું માણસ; જેની પાસેથી લાભ મેળવી શકાય એવું ભોળું ને ભલું માણસ.

**બિલ્વ,** ન૰ એક જાતનું ઝાડ; બીલી.

**બિવડાવવું,** ક્રિ૰ સ૰ ડરાવવું.

**બિશાત,** સ્ત્રી૰ વિસાત; પુંજી; દોલત; ધન. ( ૨ ) શક્તિ; બળ; ગુંજાશ; માલ.

**બિસ્તરો,** પુ૰ બિછાનું; પાથરણું; પાગરણ

**બિસ્મિલ્લા,** અ૰ લો ખુદાનું નામ, અને કરો શુકરાના; આરંભ; ફતેહ. (હિંદુઓમાં ' ગણેશાય નમઃ ' કહેવાય છે તેમ મુસલમાનોમાં કોઇ કામ આરંભતા આ શબ્દ ઉચ્ચારાય છે.)

**બિહાગ,** પુ૰ એક ગાવાનો રાગ.

**બિહામણું,** વિ૰ બીક લાગે

એવું: ડરામણું; બિવામણું.

**બિહારી**, વિ૦ વિહારી; મોજ કરનાર. (૨) બિહારનું. (૩) પ્રવાસી.

**બિંદગા**, સ્ત્રી૦ ટીલી. બે ભમરો વચ્ચે કરવામાં આવતું નાનું ટપકું; બિંદી.

**બિંદડી**, સ્ત્રી૦ શીવી લીધેલી નાની પોટલી; બંગી.

**બિંદી**, સ્ત્રી૦ બિંદગી; ટીપકી.

**બિંદુ**, ન૦ [ સં ] ટીપું; ફોરું; ટપકું; બુંદ. (૨) મીંડું; શૂન્ય. (૩) રાંપ; અનુસ્વાર. (૪) નાનું ટીલું; ચિહ્ન. (૫) બીજ; ધાતુકણ

**બિંબ**, ન૦ [ સં ] તેજનો ગોળો. (૨) મૂળ પદાર્થ; કાચ અને પાણી વગેરેમાં જે આકૃતિ દેખાય છે તેનું અલગ સ્વરૂપ. (૩) છબી; છાયાચિત્ર. (૪) ઘીલોડું. બિંબોષ્ઠી=પાકેલા ઘીલોડા જેવા હોઠવાળી-સ્ત્રી.

**બિંબાકાર** વિ૦ ગોળ તખતી જેવા આકારનું.

**બી**, ન૦ બીજ; બિયું; કણ,દાણા. (૨) મૂળ મંડાણ; પાયો. (૩) અ૦ વળી; પણ

**બીક**, સ્ત્રી૦ [ સં. ભીતિ ] ભય; ધાસતી; ડર; દહેસત. (૨) ધાક. (૩) ચિંતા; ફિકર.

**બીકણ**, વિ૦ બીએ એવું; પોચી છાતીનું; હિંમત વગરનું. [બીકણ.

**બીકણું**, વિ૦ ડરકુ; નાહિંમત;

**બીચ**, અ૦ વચ્ચે; મધ્યે; માં

**બીછવા**, પુ૦ છવિંટિયાં; પગના ઘરડાં; આણવટ.

**બીજ**, ન૦ બી; બિયું; મૂળ વસ્તુ. (૨) વંશપરંપરા; ઓલાદ. (૩) ભાવાર્થ; તાત્પર્ય; સાર.

**બીજ**, સ્ત્રી૦ [ સં. દ્વિતીયા. ] બીજી તિથિ; પખવાડિયાનો બીજો દહાડો.

**બીજક** ન૦ બી. (૨) બીઆલું, (૩) પુ૦ એક ઝાડ.

**બીજગણિત**, ન૦ અક્ષરો માંડીને ગણિત કરવાની રીત તે; અક્ષરગણિત. મંત્ર

**બીજમંત્ર**, પુ૦ ગૂઢમંત્ર; મૂળ-

**બીજમાર્ગ**, પુ૦ એક વહેમી ને વિચિત્ર માન્યતા પ્રમાણે વર્તનારો ધર્મમાર્ગ તે. [અનુયાયી.

**બીજમાર્ગી**, વિ૦ બીજમાર્ગનો

**બીજવર**, પુ૦ બીજીવાર પરણનારો પુરુષ. [વખત; પુનરપિ

**બીજીવાર**, અ૦ ફરીને; બીજી

**બીજું**, વિ૦ [ સં. દ્વિતીય. ] એકની પછીનું; પહેલાની પછી તરતજ સાથે હોય તે; અન્ય; ઇતર; પર. (૨) જુદી જાતનું (૩) વધારામાં; વળી.

**બીટ**, ન૦ છાણ; ગોબર. (૨) સરત; હોડ.

**બીડ**, ન૦ ઘાસની જમીન; ચરો. (૨) કાચું ભરતનું લોઢું. (૩) [ અં ] સરત; સરતથી માગવું તે.

**બીડવું**, ક્રિ૦ સ૦ બંધકરવું;

બે છેડા મળે એમ કરવું. (૨) ભરી પુરીલેવું; પુરવું: ચણવું. (૩) છાપ મારવી.

**બીડી**, સ્ત્રી૦ કાથો ચુનો વગેરે નાખી વાળેલી નાગરવેલના પાનની પટ્ટી (૨) તમાકુ વગેરે ભરીને વાળેલીનળી-ભુંગળી તે બીડી આ- પવી=સત્કાર કરવો.

**બીડું**, ન૦ પડીકું: ત્રણ ખુણિયા પાનબીડી (૨) કોઇ મોટું દુર્ઘટ કામ કરવાની જાહેર માગણી, અરતવાળી માગણી. ક્રિ૦ પ્ર૦ બીડું ઝડપવું= સાહસ માથે લેવું. (૩) લગન બીડો =વિવાહની માગણી

**બીડો** પુ૦ કાગળો ઘાયેલું મોટું પરબીડિયું; લખોટો.

**બીડબું'સીડબું'**, વિ લાચાર; મૌન રહી સહેવું પડે એવી સ્થિતિ તે. (૨) અ૦ બંધ ને બંધ: વગર બો- લ્યે સહન કર્યા કરવું તે.

**બીન**, ન૦ બન્ને બાજુ તુંબડા- વાળુ એક જાતનું તંતુવાદ્ય.

**બીનકી** સ્ત્રી૦ બિંદી.

**બીના**, સ્ત્રી૦ બનાવ.(૨) હકીકત; હેવાલ; વાત; વર્ણન. (૩) બાબત; વિષય. વસ્તુ

**બીબી**. સ્ત્રી૦ મુસલમાન ગૃહ- સ્થની સ્ત્રી. કહે૦ બીબી ઘર જાગ ત્યારે મિયાં ઘાર લેગ.

**બીબીજાયું**. વિ૦ ખાનદાન મુસ- લમાન સ્ત્રીને પેટે જન્મેલું; ખાનદાન ઘરનું બાળક.



**બીબું**, ન૦ ઢાળ: ઓઢું; એડી. (૨) જેની ઉપર કોતરણી કરેલી હોય તે પાત્ર-ઓજાર વગેરે (૩) જેને મથાળે અક્ષરાકૃતિ ઉપસાવેલી હોય એવો સીસાનો ખીલો તે; ટાઇપ. (૪) નમુનો; પ્રતિકૃતિ: સ્વરૂપ.

**બીભત્સ**, વિ૦ [સં] ભુંડું; નઠારું; (૨) કંટાળો આપે એવુ (૩) કંટા- ળો ઉપજાવનારો એક કાવ્ય રસ; ભાંડરસ.

**બીરમંડી**, સ્ત્રી૦ ફરકેસાનું મૂળ

**બીરંજ**, પુ૦ ચોખા અને ચણાની દાળની મીઠી ખીચડી.

**બીલ**, ન૦ ખાડો- બખોલ; રા- ફડો. (૨) બખ. [નંગ; બિલિયાન.

**બીલચન**, ન૦ પાસા પાડેલું

**બીલી**, સ્ત્રી૦ ત્રણ ત્રણને ઝુમખે જેને પાનાં થાય છે એવું એક ઝાડ. (એનાં પાન મહાદેવને ચઢે છે.)

**બીલું**, ન૦ બીલીનું ફળ. (મ- રડા અને અતિસાર ઉપર ઉપયોગી છે.) (૨) બીલાનું કાટલું. (૩) સાંધા ઉપર થયેલી ગાંઠ તે.

**બીવું**, ક્રિ૦ અ૦ ડરવું; ભય લાગવો; ધાસ્તી લાગવી. (૨) ચોંકવું. (૩) ગભરાવું; કાયર થવું.

**બુક**, [ અં ] ચોપડી. પુસ્તક. (૨) નોધ. (૩) બુકડો ફાકો.

**બુકડો**, પુ૦ મો સમાઇ જાય એટલો જથ્થો; ફાકો.

**બુકણી**, સ્ત્રી૦ ભુકી. ચૂર્ણ. (૨) બુકવું તે.

ભરવાડણી, સ્ત્રી૦ ભરવાડણ

ભરવાડો, પુ૦ ભરવાડ (૨) ભરવાડ વાડો (૩) વિ૦ ભરવાડ જેવું

ભરવુ, ક્રિ૦સ૦ [ સ ભૃ ] પુરવુ અદરનાખવુ રેડવુ (૨) પાણી લઇ આવવુ એંચી કાઢવુ (૩) કિંમત, કર, ભાડુ આપવુ (૪) માપ કાઢવુ (૫) કપડા વગેરે ઉપર રેશમ, ઉન કે જરી વડે ભાત પાડવી (૬) લોક એકઠા કરવા (૭) ટીપમા રકમનો આક માડી આપવો (૮) ખાલી આસનમા લખી આપવુ આકડા પુરવા (૯) રગ પુરવો ચિત્રમા અપુરુ હોય તે પુરુ કરી આપવુ (૧૦) ડામ મારવો,શિવવુ, સાધવુ (૧૧) હાસવુ ગડબવુ પુરવુ (૧૨) આમ તેમ ફર ફર કરવુ –પહેરો ભરવો (૧૩) સઘરવુ =દાણો ભરવો ક્રિ૦ પ્ર૦ ભરેત ભરવુ=કપડા ઉપર રેશમ વગેરે ફૂલ વેલ પાડવા વાડી ભરવી=વેગીમા ફૂલ ગુથવા પેટ ભરવુ=ગુજરાન ચલાવવુ આખ ભરવી–આગ્રુ પાડવા ન્યાળીને જોવ મોભરવુ=ખાવુ બચકુ ભરવુ=કરડવુ ધુરકવુ રગ ભરવો=ચીતરવુ ઉત્તેજન આપવુ પહેરો ભરવો= દેખરેખ રાખવી ચોકી કરવી ભરી આપવુ'–નુકસાનીનો બદલો આપવો ભરી પીવુ=નફોનુકસાન જે થાય તે એકાદ જણે પોતાને માથે લઇ લેવુ ભરી લેવુ=નુકસાનનો બદલો લેવો ભરીમૂકવુ'=સચી રાખવુ. ભરી પુરી =સગા સબધીએ અને પૈસે ટકે સુખી ભર્યું ઘર=અન્ન પાણી અને પૈસેટકે પૂર્ણ ભરેલ ઘર દોરો ભરવો-શિવવુ, સાધવુ. કાન ભરવા=ભભેરવુ. ખોળો ભરવો=ચાયણી કરવી મોટી બાથ ભરવી=મોટુ સાહસ કરવુ પગલુ ભરવુ=વ્યવહારમા વર્તવુ કહે૦ ભરતામા ભરવુ ભર્યાં પેટે સાકરે ખાટી લાગે

ભરાઇ, સ્ત્રી૦ નૂર ભરવાની મ૦જુરી (૨) ભરવાની રીત [તેલુ, જાડુ.

ભરાઉ, વિ૦ ભરેલુ પુષ્ટ, મા

ભરાવ, પુ૦ ભરેલ જે તે ભરાવો ભરપુરતા જમાવ

ભરાવવુ, ક્રિ૦ સ૦ કોઇ ભરે એમ કરવુ (૨) ભરવા લાગવુ (૩) ઉધુ ચતુ સમજાવવુ, કાન ભરવા (૪) વળગાડવુ ટાગવુ, લટકાવવુ ભેરવવુ રુ૦ પ્ર૦ ઉચાળા ભરાવવા=ખાલી કરાવવુ, કાઢી મૂકવુ. પાણી ભરાવવુ=ટપીજવુ.

ભરાવુ', ક્રિ૦ અ૦ ભરપુર થવુ (૨) સપડાવુ, ફસાવુ બધાઇ જવુ, કબજે પડવુ (૩) અદર પેસવુ અદર જઇ રહેવુ (૪) થાકી જવુ ક્રિ૦ પ્ર૦ હાથ ભરાવો=લાભ પ્રાપ્ત થવો દહાડા ભરાઇ રહ્યા છે=અત પાસે આવ્યો છે

ભરીઆપવુ, ક્રિ૦ સ૦ નુકસાનીનો બદલો આપવો [ભરોસો

ભરૂસો, પુ૦ વિશ્વાસ, પતીજ,

**ભરેડી**, સ્ત્રી૰ કાંતિ; તેજ; વાન.

**ભરેભાણે**, અ૰ એકવાર ખવાય તેટલું અને ફરી માગવું પડે નહિ એવી રીતે.

**ભરોસાદાર**, વિ૰ ભરોસાનું; વિશ્વાસ રખાય એવું; ખાતરીનું; પ્રમાણિક

**ભરોસો**, પુ૰ [ હિં. ] વિશ્વાસ; પતીજ; ખાતરી; ઇતબાર. ભરોસો આપવો, લેવો, કરવો, અને રાખવો એમ કહેવાય છે. કહે૰ ભરોસાની ભેંસે પાડો જણ્યો.

**ભર્ગ**, ન૰ [ સં. ] તેજ; કાંતિ. (૨) બ્રહ્મ. (૩) મહાદેવ.

**ભર્તા**, પુ [ સં. ] પતિ; સ્વામી; ધણી; ભરણ પોષણ કરનાર [મિની.

**ભર્ત્રી**, સ્ત્રી૰ રાણી; શેઠાણી; સ્વા-

**ભર્તૃદારક**, પુ૰ [ સં. ] રાજકુમાર; યુવરાજ. ભર્તૃદારિકા=રાજકુંવરી.

**ભર્યુંભાદર્યું**, વિ૰ બધી વાતે ભરપુર.

**ભલકો**, (ભલકું,) પુ૰ ચકચકાટ વાળું ભાલાનું ફળ; ભાલો. (૨) તીખું અને તેજદાર એવું તે.

**ભલતાઇ**, સ્ત્રી૰ મેળ; ભળતા રહેવાપણું.

**ભલતું**, વિ૰ ભળતું; બેસતું; ગમતું; અનુકૂળ. (૨) ગમે તે; કોઇ પણ.

**ભલપણ**, ન૰ ભલાપણું; ભલાઇ; સારાપણું.

**ભલભલા**, વિ૰ સારાસારા; મોટા મોટા. (૨) જેની શાખાથી ઓળખાતી હોય એવા.

**ભલમનસાઇ**, સ્ત્રી૰ ભલી માણસાઇ; સાલસાઇ; નમનતાઇ. (૨) સભ્યતા; પ્રમાણિકતા; માયાળુપણું.

**ભલાઇ**, સ્ત્રી૰ ભલપણ, સારાપણું; નેકી; સુજનતા.

**ભલાભલી** વિ૰ ભલાભલા માણસોથી ભરેલી; જેમાં આગળ અને વર્તમાનમાં પણ મોટા માણસો રહેતા હોય એવી; બહુરત્ના.-ભલાભલી પૃથ્વી.

**ભલામણ**, સ્ત્રી૰ વગ પહોંચાડવી તે, સિફારસ કરવી તે. સોંપણ. ક્રિ૰ પ્ર૰ ભલામણ કરવી=વગ ચલાવવી.

**ભલામણી**, સ્ત્રી૰ ભલામણ; સોંપણ. (૨) ભાળવણી.

**ભલીભાત**, અ૰ સારી રીતે; આનંદે; હરખે.

**ભલીવાર**, (ભલેવાર), સ્ત્રી૰ સત્વ; હોંસ; રામ. (૨) આવડત; ગમ. (૩) સાર; સુંદરતા; સૌષ્ઠવ.

**ભલું**, વિ૰ રૂડું; સારૂં; શુભ. (૨) સાચું; પ્રમાણિક. (૩) સભ્ય; ડાહ્યું; માયાળુ. (૪) ભોળું; નિખાલસ, ક્રિ૰ પ્ર૰ ભલી ભુંડી હકલવી=સારી ખોટી ચર્ચા ચલાવવી. કહે૰ ભલાની દુનિયા નથી=જગતમાં એકલું ભલપણ માર્યું જાય છે. (૫) અ૰ સારૂં; ઠીક.

**ભલે**, અ૰ ઠીક; વારૂ; બહુ સારૂં.

**ભલેરૂં**, વિ૰ ભલું; સારૂં. (કવિતામાં).

ભલ્ર, પુ૦ ભાલો. (૨) રીંછ

ભલ્લુક, ન૦ [ સં. ] રીંછ. (૨) ભાલું.

ભવ, પુ૦ [ સં. ] સંસાર. (૨) જન્મ; અવતાર. (૩) શિવ. મહાદેવ. ક્રિ૦ પ્ર૦ ભવ બગડવો=જન્મ નકામો જવો. રૂ૦ પ્ર૦ ભવની ભાવટ=જન્મભરની પીડા. એક ભવમાં બે ભવ થવા=ધર્માંતરથી અથવા અનીતિથી પાત થવો તે.

ભવતારણ, વિ૦ [ સં. ] સંસારમાંથી તારનાર; પરમેશ્વર. [તમારું.

ભવદીય, સ૦ [ સં. ] આપનું.

ભવન, ન૦ [ સં. ] ઘર; મકાન. ( ૨ ) રહેઠાણ.

ભવસાગર, પુ૦ [ સં. ] સંસાર રૂપી સમુદ્ર. [ બ્ધિ; ભવસાગર.

ભવસિંધુ, પુ૦ [ સં. ] ભવા-

ભવાઇ, સ્ત્રી૦ વેશ કાઢીને ખેલ કરવો તે. અમુક માણસનું અનુકરણ કરી બતાવવું તે. (૨) હલકા પ્રકારનું નાટક. ( ૩ ) ભવાડો; ફજેતી. કહે૦ ભુગળ વિનાની ભવાઇ=ખાલી ભવાડો,ફજેતી.

ભવાડો, પુ૦ કોઇ પણ વાતની ચુંથાચુંથ કરવી તે; ફજેતો; લોક હસે ને મશ્કરી કરે એવી ધાંધલ. રૂ૦ પ્ર૦ જગત ભવાડો=નામોશી; ફજેતી.

ભવાટવી, સ્ત્રી૦ [ સં. ] સંસાર રૂપી જંગલ

ભવાની, સ્ત્રી૦ [ સં. ] પાર્વતી; દુર્ગાદેવી; ગૌરી; ભવ—મહાદેવની સ્ત્રી.આદ્યભવાની મા=ફાતડો; બાયલો; હીજડો.

ભવાબ્ધિ, પુ૦ [ સં. ભવ-અબ્ધિ. ] સંસાર રૂપી સમુદ્ર; ભવસાગર

ભવાયો, પુ૦ ભવાઇ કરનારો નટ; વેશ ભજવનારો; તરગાળો. (૨) ફજેતીથી લાજે નહિ એવો માણસ. ( ૩ ) ભાયડા જેવા દેખાવની સ્ત્રી.

ભવાર્ણવ, પુ૦ [ સં. ] ભવસાગર.

ભવાં, ન૦ ભવું; ભમર; ક્રિ૦ પ્ર૦ ભવાં ચડાવવાં=ક્રોધ કરવો.

ભવિતવ્ય, વિ૦ [ સં. ] હોનારું; થનાર. ( ૨ ) ના૦ બનનાર તે.

ભવિતવ્યતા, સ્ત્રી૦ [સં] થવા કાળ; પ્રારબ્ધ દૈવ.

ભવિષ્ય, ન૦ હવે પછી આવતા સમયમાં જે બનવાનું તે; ભાવી (૨) ભાગ્ય; કર્મ; પ્રારબ્ધ ( ૩ ) બનવાની વાત આગળથી કહેવી તે. ( ૪ ) વિ૦ હવે પછીનું; થનાર; હોનાર; આવતું. (૫) સ્ત્રી૦ દોલત; ધન, પૈસો. ભવિષ્ય કાળ=આવતો વખત.

ભવિષ્યવાદી, વિ૦ [સં.] હવે પછી બનવાની વાતપર વિશ્વાસ રાખનાર; ભાવી ઉપર આધાર રાખનાર. ( ૨ ) ભવિષ્ય કહેનાર જોશી.

ભવિષ્યવેત્તા વિ૦ [સં.] ભવિષ્ય જાણનાર; જોશી

ભવું, ન૦ ભમર. ભ્રકુટી; ભવાં.

ભવેડો, જુઓ ભવાડો.

**ભવૈ**, સ્રી૦ ભવાઇ.

**ભવોભવ**, અ૦ જન્મોજન્મ (૨) જન્માન્તર.

**ભવ્ય**, વિ૦ [સં.] ભભકાદાર; મોટું; તેજસ્વી; રોફ પડે એવું; પ્રૌઢ; ઉચ્ચ શોભાવાળું; ગંભીર; ગૌરવયુક્ત.

**ભશકો**, પું૦ મન; ભાવ; ઇચ્છા; મરજી. ક્રિ૦ સ૦ ભશકા થવા=જુદી જુદી વસ્તુઓ ખાવાનું મન થવું.

**ભસકું**, ન. વરસાદનું નાનું ઝાપટું.

**ભસમ**, સ્રી૦ [પ્ર. भस्म] ભસ્મ; રાખ; વિભૂતિ. (૨) ધાતુ વગેરેની ખાખ; માત્રા.

**ભસવું**, ક્રિ. અ. [ સં. भष् ] કુતરાનું બોલવું. (૨) બોલવું. (તિરસ્કારમાં). (૩) નિંદા કરવી; ખાલી બકબક કરવી. કહે૦ ભસતા કુત્તા કાટે નહિ ને ગર્જતા મેહ વરસે નહિ=બહુ બોલનારો કંઇ કરી શકતો નથી. ભસતા કુતરાને ટકડો નાખવો= ચાડિયાનું મોં બંધ કરવું. હાથી પાછળ છાને કુતરાં ભસે=નિંદકો ભલેને ગમે તેમ બોલે.

**ભસ્તુ**, ન૦ પેટ; ઉદર. (૨) ચામડાની થેલી. (૩) પારસી લોકોનું સ્મશાન; મડદાંને ઠેકાણે પાડવાનો કુવો.

**ભસ્મ**, સ્રી. [સં.] રાખ; યજ્ઞની રાખ. (૨) ધાતુઓ વગેરેની ખાખ; માત્રા.

**ભસ્મક**, વિ૦ ભસ્મ કરી નાખે એવું; બાળી દે એવું (૨) ના. જેટલું ખાય તેટલું બળીને ભસ્મ થઇ જાય એવો જઠરનો રોગ.

**ભસ્માંગ**, પુ. હોલો, કપોત. (૨) એ નામનો એક મણિ

**ભસ્મીભૂત**, વિ. [ સ ) બળીને ખાખ થઇ ગયેલું; રાખ રૂપ. ખાખ જેવું.

**ભળ**, સ્રી૦ ભળવું તે; હળીમળી જવાપણું. (૨) થોડો સંકોચ રહેવો તે; ભળતાં ડરવું તે. ભળભાગવી= સંકોચ જવો.

**ભળકડું**, ન૦ મળસકું; પ્રભાત.

**ભળકું**, વિ૦ ઝટ મળી જાય એવા સ્વભાવનું [લસ; ખુલ્લા હૃદયનું.

**ભળકુડું**, વિ૦ ભોળું; નિખા-

**ભળભળિયું**, વિ૦ સાચું કહી દે એવું; ભોળું; બોલકણું.

**ભળવું**, ક્રિ૦ અ૦ મળી જવું; હળવું; સામેલ થઇજવું. (૨) સરખું થઇ રહેવું.

**ભળામણ**, સ્રી૦ ભલામણ.

**ભળાવવું**, ક્રિ૦ સ૦ સોંપવું; ભલામણ કરવી.

**ભંગ**, પુ૦ [સં.] ભાંગવું; તુટવું; ભાંગી પડવું તે; નાસીપાસી. (૨) નાશ, અંત; ધૂળધાણી, ફના ફાતિયા થઇ જવું તે. (૩) વાંકુંવાળી તર-છોડવું તે; છટકારો-ભ્રૂભંગ (૪) ભાંગ. (૫) ખતરો; આંતરો; અટકી

પડવું-આડખીલી આવી જવી તે:- રંગમાં ભંગ પડવો.

**ભંગડ**, વિ૦ ભાગનો વ્યસની. કેફી.

**ભંગડખાનું**, ન૦ ભાગને માટે એકઠા થતા હોય તે ઠેકાણું; ભાંગનું પીઠું

**ભંગડી**, સ્ત્રી૦ ભંગિયાની સ્ત્રી.

**ભંગડો**, પુ૦ ભંગીની જાતિનો પુરુષ; ચાંડાળ; ભંગિયો.

**ભંગાણ**, ન૦ વચમાંથી ભાગી જવું તે; તુટ. (૨) બંધ પડી જવું તે; અટકી જવું તે.

**ભંગાર**, પુ૦ ભાંગી તુટી ગયેલી વસ્તુઓ; ભાગેલો સરસામાન, રદ કરેલી ધાતુ વગેરેની ચીજોનો જથો.

**ભંગારો**, પુ૦ ભાંગી તુટી વસ્તુઓ લેનારો. [ ચંડાળણી.

**ભંગિયણ**, સ્ત્રી૦ ભંગિયાની સ્ત્રી:

**ભંગિયો**, પુ૦ હલકી જાતિનો પુરૂષ; સુએલાં જાનવર ખેંચી જનાર; ચાંડાળ.

**ભંગી**, પુ૦ ભંગિયો; ભંગડો. (૨) વિ૦ ભાંગ પીનાર; ભાંગનો વ્યસની.

**ભંગીજંગી**, વિ૦ ભાંગનો વ્યસની ને જંગલી જેવો (માણસ); જેના બોલવા ચાલવામાં કંઇ ઢંગધડો હોય નહિ એવો; ઠેકાણા વગરનો; ભાંગ-ગાંજો પીએ ને ગમે ત્યાં રખડતો ફરે એવો

**ભંગુર**, વિ૦ [સં.] ભાગી જાય એવું; ફના થઇ જાય એવું:-ક્ષણભંગુર.

**ભંજક**, વિ૦ [સં.] ભાંગનાર. (૨) ટાળનાર; નિવારનાર-ભીડભંજક.

**ભંજન**, ન૦ ભાગવું-તોડવું તે; નાશ. (૨) વિ૦ ભાગનાર; ટાળનાર:- દુઃખભંજન.

**ભંડાર**, પુ૦ [સ] ધન ધાન્ય વગેરે ભરી રાખવાની જગા; ભોંયરું; કોઠાર; નિધિ; જામદારખાનું; ખજાનો; તિજોરી. (૨) વહાણમા માલ ભરવાનો ભાગ. (૩) સંગ્રહ; સંચય. (૪) ધન; દોલત; માલમિલકતનો ભરાવો તે.

**ભંડારવું**, ક્રિ૦ સ૦ છુપાવવું; ભંડારમાં મૂકવું.

**ભંડારિયું**, ન૦ જેમાં કોઇ ચીજ ભંડારી રખાય એવુ ઠેકાણું; દાબિયું વગેરે તે. (૨) ગાડા ને એક્કામાં બેસણી નીચે રાખવામાં આવતી નાની પેટી જેવી ગોઠવણ તે.

**ભંડારી**, પુ૦ ભંડારનો અધિકારી; ખજાનચી; કોઠીદાર; તિજોરર. (૨) ભંડારનો રખેવાળ; કોઠારી. (૩) દારૂ ગાળવાનો ને વેચવાનો ધંધો કરનારી એક જાત; એ જાતિનો માણસ-

**ભંડારો**, પુ૦ ગામના તમામ લોકને સાથે જમવા નોતરવા તે; મોટો જમણવાર. (૨) સાધુઓનું જમણ.

**ભંડોળ**, ન૦ થાપણ; વેપારને માટે એકઠી કરેલી રકમ; પુંજી; મૂડી.

**ભંડોળિયું**, વિ૦ ભંડોળને લગતું; પશુ જાતુનો જેમાં હ થ હોય એવું; મિશ્ર. (૨) ગળડગંડું; સૌના

સરખા ભાગવાળું; સૌના વાપરનું હોય એવું. ભંડોળિયો વેપાર=પંત્યાળો વેપાર. ટુંક ભંડોળિયો=નાની મુડી ઉપર વેપાર કરનારો.

**ભંપાડો**, વિ૦ મોટા પાડા જેવું; જાડું. [ હોય એવું; બોદું.

**ભંપોળ**, વિ૦ અંદરથી પોલું

**ભંભારવ**, પુ૦ મોટો ને અંદરથી પોલો લાગતો અવાજ; બળદનો અવાજ.

**ભંભેરણી**, સ્ત્રી૦ ભંભેરવું તે: સાચું જુઠું સમજાવી ઉશ્કેરવું તે; કાન ભરવા તે.

**ભંભેરવું**, ક્રિ૦ સ૦ સાચું જુઠું ખેરવી ઉશ્કેરવું; ભમાવવું. કાન ભરવા.

**ભલો**, પુ૦ પાણી રાખવાનું માટીનું વાસણ.

**ભલોરવું**, જુઓ ભંભેરવું.

**ભંભોળવું**, ક્રિ૦ અ૦ શોધવું; ખોળવું: ફાંફાં મારવા.

**ભા**, પુ૦ બાપ: દાદો; વડીલ. (૨) ભાઇ; વડીલોનો નાનેરાં પ્રતિ ઉદ્ગારઃ–શું છે ભા ! જે કંઇ છે તે તમારૂંજ છે.

**ભાઇ**, પુ૦ [સં. ભ્રાતા] માજણ્યો; બંધુ; સહોદર. ( ૨ ) કાકા મામા માશી વગેરેના છોકરા તે. [૩] સ્નેહી; દોસ્ત; મિત્ર. [૪] કોઇપણ માણસને વિવેકથી સંબોધવાનો ઉદ્ગાર [૫] જ્ઞાતિના નામની સાથે જોડાય છેઃ–ભાટભાઇ; વાણિયાભાઇ. વિશેષ નામ સાથે જોડાય છે.–શંકરભાઇ. રૂ૦ પ્ર૦ ભાઇબાપા=આજીજી. કહેo જેવાં ભાઇનાં મોસાળાં તેવાં બહેનના ગીત. ભાઇ કરતાં ભાઇબંધ વધે.

**ભાઇચારો**, પુ૦ ભાઇ જેવો જે સ્નેહભાવ અને વ્યવહાર તે. (૨) મિત્રતા; દોસ્તી. [ભાઇ તે.

**ભાઇજી**, પુ૦ જેઠ; વરનો મોટો

**ભાઇબંધ**, પુ૦ ભાઇ જેવો જેની સાથે સ્નેહ સંબંધ હોય તે; મિત્ર; દોસ્તદાર. [દોસ્તી.

**ભાઇબંધાઈ**, સ્ત્રી૦ મિત્રતા;

**ભાઇબીજ**, સ્ત્રી૦ કાર્તિક શુદિ બીજ તે. ( એ દિવસે ભાઇ બહેનને ત્યાં જમવા જાય છે. )

**ભાઇભાંડુ**, ન૦ એક સાબાપનાં છોકરા તે. [ મિત્રતા; દોસ્તી.

**ભાઇચાળી**, સ્ત્રી૦ ભાઇપણું;

**ભાઇલાબીજ**, સ્ત્રી૦ ભાઇબીજ.

**ભાકડ**, વિ૦ ઊંચી ગયેલું; દુધ નહિ આપતું. (૨) વાંઝિયું. [ભાખરો.

**ભાખર**, પુ૦ જાડો ઘઉંનો રોટલો;

**ભાખરી**, સ્ત્રી૦ નાની જાડી ને કઠણ રોટલી. (૨) ખાવાનું; ખોરાક.

**ભાખરો**, પુ૦ કઠણ કણકનો ખૂબ જાડો રોટલો; મોટું ઢેફું:–ભાખરાનો લાડુ=ભાખરો બનાવી ભાંગીને બનાવેલો લાડુ.

**ભાખવું**, ક્રિ૦ સ૦ [સં. ભાષ્] ભાષણ કરવું; બોલવું. ( ૨ ) ભવિષ્ય કહેવું.

**ભાખા**, [ સં. ભાષા ] બોલી; વાણી. (૨) હિંદી અથવા વ્રજભાષા.

**ભાગ,** [ સં ] હિસ્સો; ફાળો; પાંતી. (૨) ભાગવું તે; વહેંચણ. (૩) ભાગવાથી જે સંખ્યા ઉત્પન્ન થયેલી હોય તે. અપૂર્ણાંક. (૪) પક્ષ; ટોળી; બાજુ. (૫) પ્રકરણ; વિભાગ.

**ભાગલું,** વિ૦ ભાગેલું, ફૂટેલું; તુટેલું; ખંડિત (૨) ખોખરું; તરડાયેલું; ફાટ પડેલું. (૩) કકડે કકડા થઇ ગયેલું; છુંદાયેલું. રૂ૦ પ્ર૦ પગનું ભાગલું=ચાલવાને અશક્ત. હાથપગનું ભાગલું=કામકાજ કરવાને અશક્ત; આળસુ. ભાગલાં હાડકાં=કામ કરવું જેને ગમતુ ન હોય એવું. ભાગલા પગ=નાઉમેદ થઇ ગયેલું એવું.

**ભાગલો,** પુ૦ ભાગ; કકડો; ખંડ. (૨) માતાના નૈવેદ્ય માટે પુરેલો થાળ.

**ભાગવત,** ન૦ [સં.] એક મોટું ભક્તિ પોષક પુરાણ. (૨) વિ૦ ઘણું લાંબું.

**ભાગવું,** ક્રિ૦ અ૦ (૨) ભાગ કરવા. (૨) નાસી જવું; દોડી જવું. રૂ૦ પ્ર૦ ભાગ્યાનો ભીરુ=મદદની જરૂર પડે ત્યારે સહાય કરનારો.

**ભાગળ,** સ્ત્રી૦ છુટું ચોગાન; ભાગોળ. (૨) દરવાજો; મોટું બાકોરું. (૩) ચકલું; બજાર.

**ભાગળિયો,** પુ૦ બજારમાં દુકાન માંડી વેચવા બેસનાર; ફૂટકળિયો વેપારી.

**ભાગાકાર,** પુ૦ અમુક સંખ્યાના ભાગ પાડવા તે; ભાગવું તે; ભાગવાની એક રીત. (૨) કોઇ રકમને ભાગ્યાથી આવતો હિસ્સો.

**ભાગાભાગ,** સ્ત્રી૦ નાસાનાસ; ઘણા જણે જેમ પોતાને ફાવે તેમ નાસી જવું તે. [ દોડાદોડી.

**ભાગાભાગી,** સ્ત્રી૦ નાસભાગ;

**ભાગિયણ,** સ્ત્રી૦ ભાગ લેવાનો જેને હક હોય એવી સ્ત્રી; ભાગ પડાવનારી; ભાગે પડતું ભોગવનારી; સંગી; સાથી.

**ભાગિયું,** વિ૦ ભાગીદાર. (૨) સહિયારું; પંત્યાળું. [ દાર.

**ભાગિયો,** પુ૦ ભાગીદાર; હિસ્સે-

**ભાગી,** વિ૦ ભાગવાળું. (૨) વિ૦ ભાગ્યવાળું; નશીબદાર. (બીજા શબ્દ સાથે જોડાય છે—સુખભાગી.

**ભાગીદાર,** વિ૦ ભાગિયું; હિસ્સેદાર. (૨) પંત્યાળું. (૩) સામેલ.

**ભાગીદારી,** સ્ત્રી૦ ભાગીદારપણું.

**ભાગીરથી,** સ્ત્રી૦ [સં.] ભગીરથ રાજાએ સ્વર્ગમાંથી આણેલી નદી; ગંગા.

**ભાગુ,** વિ૦ લઇ નાસનાર. હે ભાગુ=લઇ પડનાર. થોડું ઘણું જાણી સૌથી સરસ જાણવાપણું બતાવનાર.

**ભાગોવડ,** વિ૦ મધ્યમસરનું; વચલા વર્ગનું.

**ભાગોળ,** સ્ત્રી૦ ભાગળ; સરહદ ઉપરનું મેદાન—ચોગાન. (૨) શહેરમાં દાખલ થવાનો ખુલ્લો મોટો માર્ગ—દરવાજો તે.

ભાગ્ય, ન૦ [ સ ] પ્રારબ્ધ; દૈવ ચડતી દશા, બઢતી ભાની નશીબ, કિસ્મત, તકદીર (૨) શુભાશુભ થનાર તે (૩) ભવિષ્યમા બનનાર તે.

ભાગ્યવ ત, } વિ૦ ભાગ્યશાળી
ભાગ્યવાન, }

ભાગ્યશાળી, વિ૦ નશીબદાર, સુભાગી સુખી.

ભાગ્યહીન વિ૦ નશીબ વગ રનુ, અભાગિયુ, અકકરમી

ભાગ્યે, અ૦ કોઇક વારજ, કવ ચિતજ જવલ્લે (૨) દૈવયોગે ભાગ્યવશાત્

ભાગ્યોદય, પુ૦ [ સ ] ભાગ્યનો ઉદય થવો તે, સારૂ થવા માડવુ તે.

ભાચરો, પુ૦ પહોળા મોનુ અને થાળીડું નહિ એવુ માટીનું વાસણ મોટા ગોળો ભાવરા જેવુ મો =ચપટુ ને પહોળુ મો મોટા પહોળો એડાળ ચોરો (૨) ભાતનો ચરુ

ભાજક, પુ૦ જે વડે ભાગ લેવાના હોય તે રકમ કે સ ખ્યા (૨) ભાગનાર

ભાજન, ન૦ [ સ ] પાત્ર, યોગ્ય. (૨) ભાડ વાસણ

ભાજવુ, ક્રિ સ૦ ભાગવું; વિ ભાગ કરવા તોડવુ.

ભાજી, સ્ત્રી૦ શાક કરવા લાયક કેટલીક વનસ્પતિની કુમળી ડાખળીઓ તે ( જેને બારી વઘારીને શાક થાય તે ભાજી. )

ભાજીખાઉ, વિ૦ વનસ્પતિ ખો- રાક ખાનાર, માસાદિક નહિ લેનાર (૨) પોચુ નિર્બળ

ભાજીપાલો, પુ૦ તાજી અને લીલી વનસ્પતિના પાદડા ને કુપળો તે (૨) વનૌષધિ કાષ્ઠૌષધિ (૩) સામાન્ય વનસ્પતિ

ભાજીમૂળા, ન૦ ભાજી અને મૂળા, પાન, કુપળો ને મૂળ સહિત તાજી વનસ્પતિ, હલકો ખોરાક (૨) વિ૦ માલ વગરનુ તુચ્છ, નહિ ધ્યાન આપવા જેવું, ત્યાજ્ય [ભાગ થઇ શકે તેવુ

ભાજ્ય, વિ૦ ભાગવાને યોગ્ય;

ભાટ, પુ૦ રાજાઓના જશ ગાનાર એક જાતિ બારોટ.

ભાટડી, સ્ત્રી૦ ભાટની સ્ત્રી, ભા- ટણ (૨) વિ૦ જરા જેટલી વાતને લબાવી મૂકે એવી સ્ત્રી, દગ્રેતાથી નહિ ડરનારી. [જાતિની સ્ત્રી.

ભાટણ, સ્ત્રી૦ ભાટની સ્ત્રી ભાટ

ભાટવાડો પુ૦ જ્યા એકલા ભાટ લોકોજ રહેતા હોય તે મહોલ્લો શેરી કે ગામ

ભાટવેડા, પુ૦ ભાટાઇ ભાગ્પણું; રજનુ ગજ કરી નાખવાની વૃત્તિ તે

ભાટાઇ, સ્ત્રી૦ ભાગ્પણુ, ભાટ- વેડા [ તિની સ્ત્રી.

ભાટિયણ, સ્ત્રી૦ ભાટિયા જા

ભાટિયો, પુ૦ અસલ કુળના જે ક્ષત્રિયો હાલ વણિકવૃત્તિમા પડેલા છે તેમાંનો એક માણસ

ભાઠું, ન૦ નદી કાંઠે આવેલી

બેટાણ જમીન; નદીના પાત્રમાંની રેતાળ જમીન, નદીનો પટ (૨) જેમાં છાછરું પાણી ભરાઇ રહેતું હોય તેવી જમીન; ચોમાસે આણવાથી રાખી પાણી પિવડાવેલી જમીન (૩) ચાઢું; ઘણ; ક્ષત. (૪) શેરડીનો ટૂંકો કકડો.

**ભાઠેલો**, પુ૦ સુરત જિલ્લામાં વસતા અનાવલા બ્રાહ્મણોમાંનો એકાદ પુરુષ તે.

**ભાડ**, સ્ત્રી૦ અનાજ શેકવાની ભઠ્ઠી. (૨) ભાડભુંજાનું કલેડું; પેણો. (૩) મોટો કુવો. (૪) ભડવાઇ; વેશ્યાઓની દલાલી.

**ભાડભુંજો**, પુ૦ ધાંણા, ધાણી ને મમરા શેકનારો. (૨) એ ધંધો કરનારાઓની નાત અને નાતમાંનો દરેક જણ તે. ભાડભુંજી-ભાડભુંજણ=ભાડભુંજાની સ્ત્રી. [ ભાડુત.

**ભાડવાત**, વિ૦ ભાડે રહેનાર;

**ભાડાખત**, ન૦ ભાડાને લગતું લખત તે; ભાડાચીઠી. [ધી લેખ તે.

**ભાડાચીઠી**, સ્ત્રી૦ ભાડા સંબં-

**ભાડાનામું**, ન૦ ભાડાખત; ભાડાચીઠી. [ હાંડલું.

**ભાડિયો**, પુ૦ અનાજ શેકવાનું

**ભાડુત**, વિ૦ ભાડવાત; ભાડે રહેનાર. કહે૦ ભાડુતે કંઇ ભીડ ભાગે=ભાડાના માણસથી કંઇ ઘરના માણસની ગરજ સરે નહિ.

**ભાડુતી**, વિ૦ ભાડે ફરતું; ભાડે રાખેલું. (૨) મુસારો ઠરાવી રાખેલું. (૩) અંગત નહિ એવું; ઉપલકિયું.

**ભાડું**, ન૦ [સં. भाटकम्] વાપરવા માટે આપવામાં આવતું નાણું; કિરાયું; નૂર. (૨) મજૂરી; મહેનતાણું. ક્રિ૦ પ્ર૦ ભાડે આપવું=લવાજમ લઇ વાપરવા આપવું. ભાડે રાખવું=કિરાયે લેવું. ભાડું ભરવું=નૂર આપવું. કહે૦ ભાડાની વેલ ને ઉલાળી મેલ=ઠરાવેલી મુદત થઇ રહી એટલે છૂટા.

**ભાણ**, પુ૦ [સં. भानु] સૂરજ; ભાસ્કર. (૨) ન૦ નાટકના દશ પ્રકારમાંનો એક પ્રકાર તે. [છોકરી.

**ભાણકી**, સ્ત્રી૦ ભાણી, બહેનની

**ભાણજી**, સ્ત્રી૦ ભાણેજી.

**ભાણિયો**, પુ૦ બહેનનો છોકરો; ભાણો; ભાણેજ. [ પુત્રી.

**ભાણી**, સ્ત્રી૦ ભાણકી; બહેનની

**ભાણું**, ન૦ [સં. भाजन] પીરસીને તૈયાર કરેલું પાત્ર-થાળ-પતરાળું. (૨) જમણ; ભોજન; રૂ૦ પ્ર૦ ભાણા ખટખડ=ઘરગતુ તકરાર; જમતાં જમતાં થતો કજિયો. ભાણા અંતર=એક સાથે માંડેલાં ભાણામાં ભોજનની વાનીઓમાં ફરક રાખવો તે. ક્રિ૦ પ્ર૦ ભાણું માંડવું=જમવા બેસવું, ભાણામાં ધુળ ના ખવી=બગાડી નાખવું; રોજી ટાળવી.

**ભાણેજ**, પુ૦ [સં. भगिनीय ] બહેનનો પુત્ર, ભાણિયો. કહે૦ ભાણેજ ભાગ નહિ ને જમાઇ લાગ નહિ.

**ભાણેજાં**, ન૦ કોઇ અને બહેનનાં છોકરાં.

**ભાણો**, પુ૦ ભાણેજ; ભાણિયો.

**ભાત**, પુ૦ રાંધેલા ચોખા; કુર; ચોખા. (૨) ડાગર, સાળ. (૩) પ્રકાર; રીત. છટા. (૪) સળ; છાપ; તરેહ. ક્રિ૦ પ્ર૦ ભાત પાડવી=આકાર પાડવો; સળ પડી જાય એમ કરવું. કહે૦ જાત વિના કંઇ ભાત પડે=સુકુળપણા વગર સારી છાપ ઉઠે નહિ.

**ભાતદાળ**, ન૦ ચોખા અને કઠોળના પેયનું સાદું ભોજન.

**ભાતભાતનું**, વિ૦ તરેહ તરેહનું; વિવિધ પ્રકારનું.

**ભાતીગલ**, વિ૦ જેમાં ભાત અને ફૂલ પાડેલા હોય એવું; ચિત્રિત; રંગબેરંગી છાપેલું એવું સે. ભાતીગલ લુગડું=ચુંદડી; પાનેતર.

**ભાતું**, ન૦ રસ્તામાં ખાવાને માટે રાખેલો ખોરાક. [વાની કોથળી.

**ભાતો**, પુ૦ ભાથો; બાણ ભર-

**ભાથી**, વિ૦ વીર; શૂરવીર; પરાક્રમી; યોદ્ધા, બહાદુર લડવૈયો; ભટ.

**ભાથું**, ન૦ ભાતું; પ્રવાસ દરમિયાન ખાવાને માટે સાથે રાખેલો ખોરાક, ટિમણ. (૨) ભથ્થું; સરકારી નોકરને બહાર ફરવા જતાં આપવામાં આવતું લવાજમ તે.

**ભાથો**, પુ૦ [ સં. भस्त्रा ] તીર રાખવાની કોથળી. (૨) ધમણ.

**ભાદરવો**, પુ૦ [ સં. भाद्रपद ] વિક્રમ સંવતનો અગિયારમો મહીનો; ભાદ્રપદ. રૂ૦ પ્ર૦ ભાદરવાનો ભિંડો=જુવાનીનો તોર; થોડા વખતની મોટાઇનો ગર્વ. ભાદરવાની બેંશ=તાતીમાતી; વકરેલી.

**ભાદ્રપદ**, જુ૦ ભાદરવો. [નક્ષત્ર

**ભાદ્રપદા**, સ્ત્રી૦ એ નામનું

**ભાન**, ન૦ [ સ. ] બોધ; જ્ઞાન. (૧) શુદ્ધિ; સંજ્ઞા. (૨) સ્મરણ; યાદ. (૩) સમજ; [illegible]. (૪) ભણકાર; છાયા; [illegible]. (૫) કાળજી; સાવચેતી; [illegible]. (૬) લક્ષ; ધ્યાન. ક્રિ૦ પ્ર૦ ભાન કરાવવું=બોધ આપવો. ભાન થવું=[illegible] થવું. ભાન રાખવું=ધ્યાન રાખવું. ભાન આવવું=શુદ્ધિ આવવી [illegible] દિત્ય; ભાસ્કર.

**ભાનુ** [ સં. ] સૂર્ય. રવિ. [illegible]

**ભાભા**, પુ૦ દાદા; વૃદ્ધ પુરુષ [illegible] કહે૦ ભાભાજી ભારમાં તો [illegible]

**ભાભી**, સ્ત્રી૦ [ સં. [illegible] [illegible] ભાઇની વહુ; [illegible]

**ભાભીજી**, સ્ત્રી૦ [illegible]

[illegible] વિ૦ ભાદલો [illegible]

**ભામ**, સ્ત્રી૦ [illegible]

**ભામો**, [illegible]

[illegible]

**ભામ** [illegible]

**ભામટો**, પુ૦ ભટકયા કરનારો; લબાડ; લુચ્ચો; ચોર.

**ભામણાં**, ન૦ ઓવારણાં.

**ભામની**, જુ૦ ભામિની.

**ભામણું**, વિ૦ ભાભડું; મોળું; સ્વાદ વગરનું

**ભામા**, સ્ત્રી૦ ભામિની.

**ભામા**, પુ૦ ભ્રમ, ભ્રમણા; ભાસ.

**ભામાં**, ન૦ ભામુ; ભ્રમણા; ગાંડાવેડા (૨) ખોટો ભાવ.

**ભામિની**, સ્ત્રી૦ [ સં. ] જુવાન રૂપાળી સ્ત્રી. [ઉલ્લાસ.

**ભામો**, પુ૦ ભ્રમ; ભ્રમણા; ભાવ;

**ભાયડો**, પુ૦ પુરુષ; નર; માંટીડો; ( ૨ ) વર; પતિ, ધણી. રૂ૦ પ્ર૦ હશે ભાયડે=છતે ધણીએ.

**ભાયાત** વિ૦ ભાઇના સંબંધનું. (૨) પિતરાઇ ભાઇ.

**ભાયાતી**, વિ૦ ભાયાત સંબંધી; પિતરાઇ ભાઇ તરીકે હકવાળું.

**ભાયો**, પુ૦ ભાઇ.

**ભાર** પુ. [ સં. ] વજન; બોજો; તોલ ( ૨ ) તાકાત; શકિત; બળ. ( ૩ ) હિંમ્મત; દમ. હામ; મગદૂર. (૪) અપચો. અજીર્ણ. (૫) મોટપણ; મોભો; ગૌરવ; વક્કર. (૬) ઉપકાર; પાડ; એહસાન; આભાર. (૭ સમૂહ; જથ્થો (૮) ચોવીશ મણ જેટલું વજન તે. (૯) વીશ કરોડ એકવીસ લાખ ને ચુંમોતેર હજાર જેટલી સંખ્યા તે. (૧૦) વીશ તોલાભાર જેટલું વજન તે. (૧૧) જોખમ; જવાબદારી (૧૨) અ૦ અમુક જેટલું એમ; બરોબરઃ– રતિભાર. ક્રિ૦ પ્ર૦ ભાર વઢેવો= જોખમ ખેડવું. ભાર મૂકવો= જોખમ સોપવું; ઉપકાર ચડાવવો. ભાર ભાંગવો=મોભો તોડવો; હલકુ પાડવું. ભાર પડવો=મહત્વ પડવુ. ભાર રાખવો=મર્યાદા જાળવવી ભાર ખોવો=ગૌરવ ગુમાવવું. ભારે પડવું= મોઘું પડવું; મુશ્કેલ થઇ પડવું. ભાર રહેવો=અપચો થવો. કહે૦ ગાડા તળે કુતરું જાય તે જાણે કે હું જ ભાર ખેચુંછું.

**ભારખાનું**, ન૦ ભાર વહી જનારાં ગાડાં તે. માલગાડી.

**ભારજા**, સ્ત્રી૦ [ સં.માર્યા ] પરણેલી સ્ત્રી, પત્ની; વહુ; ધણિયાણી.

**ભારટિયો**, પુ૦ પાટડો; ભાલ; જેની ઉપર મેડાનો ભાર આવે છે તે; ભારવટિયો.

**ભારણુ**, ન૦ ભારવું તે; રાખમાં ઘાલી રાખવું તે. (૨) પુટપાક. (૩) ભારવાળી ચીજ તે. ( કાગળ વગેરે ઉપર મૂકવાની. )

**ભારત**, વિ૦ [ સં. ] ભરતનું; ભરત સંબંધી; ભરતના વંશજોનું. ભારતવર્ષ=ભરતના વંશજોનો દેશ તે; હિંદુસ્થાન. (૧) ભરત રાજાના વંશજોનું જેમાં ચરિત્ર છે એવું; મહાભારત; આપણું વીરરસથી ભરપુર ઇતિહાસનું પુસ્તક.

**ભારતી,** સ્ત્રી૦ [ સ. ] વાણી. સરસ્વતી. ( ૨ ) ગોસાંઇઓની એક અટક-તે.

**ભારતીય,** વિ૦ [ સં. ] ભારતને લગતું. ( ૨ ) ભરતખંડનું.

**ભારથી,** વિ૦ શૂરવીર; બળવાન; બહાદુર; મહારથી.

**ભારદોરી,** સ્ત્રી૦ ગર્ભસ્ત્રવી ન જાય તે માટે ગર્ભવતીની કેડે નાંખવાની મંતરેલી દોરી.

**ભારદ્વાજ,** ન૦ એક જાતનું પંખી. (૨) પુ૦ એક ઋષિ.

**ભારબરદારી,** વિ૦ ભાર વહેનારું; ગધેડા, ઉંટ, બળદ, ગાડું, વગેરે.

**ભારબોજ,** પુ૦ ભાર; વજન; મર્તબો. વક્કર. ( ૨ ) મોટપણ.

**ભારવક્કર,** પુ૦ ભાર, મર્તબો. ( ૨ ) મોટપણ ( ૩ ) આબરૂ; સાખ.

**ભારવટિયો,** પુ૦ પાટડો; મોટી આડી.

**ભારવું,** ક્રિ૦ સ૦ રાખમાં દાબી રાખવું; ભંડારવું. ( ૨ ) દુઃખ વગેરેને દાબી રાખવું. કહે૦ ભારેલો દેવતા -શા માટે ઉઘાડવો=દબાઇ રહેલી વાતને શા માટે તાજી કરવી.

**ભારંડ,** ન૦ એક જાતનું પંખી.

**ભારી,** વિ૦ ભારે. વજનદાર. ( ૨ ) મોંઘું. ( ૩ ) મુશ્કેલ; અંધારું. ( ૪ ) ઘણું; ખૂબ.

**ભારી,** સ્ત્રી૦ નાનો ભારો; બંડલ.

**ભારે.** વિ૦ વજનદાર; જેમાં ભાર હોય એવું તે ( ૨ ) ઘણું મોટું. ( ૩ ) અઘરૂં; મુશ્કેલ. ( ૪ ) સુસ્તીવાળું. ( ૫ ) કેફ વગેરેનો ભાર હોય એવું-એની આંખો ભારે છે. ( ૬ ) અતિશયતા દેખાડે છે ક્રિ૦ પ્ર૦ ભારે થવું=વજનમાં વધવું; મુશ્કેલ થઇ પડવું. ભારે પડવું=મોંઘું પડવું; નહિ સહેવાવું.

**ભારેખમ,** વિ૦ આબરૂદાર; પ્રતિષ્ઠિત; મોભાદાર. ( ૨ ) મોટાઇના ડોળવાળું. ( ૩ ) સભ્ય, ગંભીર. (૪) ના૦ સભ્યતા; ગાંભીર્ય; મોટાઇ.

**ભારેવાઇ,** સ્ત્રી૦ દહાડા ચડેલી; સગર્ભા.

**ભારેશલ્ય,** વિ૦ જડ, પત્થરના જેવું; ખૂબ ભારે ( ૨ ) જલ્દી પચી ન શકે એવું ( ભોજન ).

**ભારો,** પુ૦ ઝુડો; પુળો; મોટી ભારી. (૨) ઘણાનો સમુદાય-દુઃખનો ભારો. રૂ૦પ્ર૦ સાપનો ભારો=મુશ્કેલીથી સચવાય એવી ચીજ. ( ૩ ) સઢનો છેડો.

**ભારોટિયો,** પુ૦જેની ઉપર પીઢો વગેરે મંડાય છે તે મોટું લાંબું લાકડું; પાટડો.

**ભારોટી,** સ્ત્રી૦ ભારી; ઝુડી; ભિંડલી; પોટલી. [ સારૂં, બરોબર.

**ભારોભાર,** અ૦ સરખેવજને;

**ભાર્ગવ,** પુ૦ [ સં.] શુક્રાચાર્ય. ( ૨ ) પરશુરામ; ભૃગુવંશનો માણસ

તે. ( ૨ ) એ નામે ઓળખાતી બ્રાહ્મણની એક નાત.

ભાર્યા સ્ત્રી૦ [ સં. ] સ્ત્રી, વહુ; જેનું ભરણ પોષણ કરવામા આવે છે તે સ્ત્રી.

ભાલ. ન૦ [ સં. ] કપાળ (૨) પાટડો, ભારવટિયો. (૩) ભેજ રહેતો હોય એવી જમીન; રેતાળ સાથે રસાળ એવી જમીન. [આગળ ચાલનાર સેવક.

ભાલદાર, પુ૦ છડીદાર; રાજાની

ભાલિયો, પુ૦ મોટો ઘડો;ગાગર.

ભાલુ, ન૦ રીંછ. (૨) શિયાળ. ( ૩ ) ભાલો. બરછી, ભાલું.

ભાલો, પુ૦ અણીવાળું પાનું જડેલી લાંબી લાકડીનું ઘોડેસ્વારના ઉપયોગનું એક હથિયાર; લાંબી બરછી.

ભાલોડું, ન૦ ભાલાના ઘાટનું ચોખંડતું પાનુ. ( ૩ ) તીર, બાણ.

ભાવ, પુ૦ [સં] વૃત્તિ; લાગણી. ( ૨ ) પ્રકૃતિ, સ્વભાવ. ( ૩ ) ઇશારો; મતલબ. ( ૪ ) હેત; પ્રેમ; આસ્થા. ( ૫ ) છુપો ભેદ; મર્મ. ( ૬ ) ચાળા; ચેષ્ટા; અભિનય. ( ૭ ) સારારાભૂત અર્થ; અભિપ્રાય. ( ૮ ) મન, ચિત્તવૃત્તિ. ( ૯ ) આર્ય; પૂજ્ય; (નાટકમાં) (૧૦) સ્થિતિ; હાલત; સ્વરૂપ. (૧૧) સત્તા, કાર્ય, કૃતઃ-ગ્રહ ભાવ. ( ૧૨ ) મૂલ, કિંમત; દર. ક્રિ૦ પ્ર૦ ભાવ ખાવો =આગ્રહ કરાવવો. ભાવ પૂછવો=દરકાર કરવી. ભાવ આવવો=કિંમત ઉપજવી. ભાવભજવવો=સ્વભાવ પ્રમાણે વર્તવું. ભાવ રાખવો=પ્રેમ રાખવો. ભાવ કરવો=વેશ ભજવવો. ભાવ લેવો=મન જાણવાને યત્ન કરવો. હાવભાવ=લટકાં; નખરા તે.

ભાવટ, જુ૦ ભાવઠ

ભાવઠ, સ્ત્રી૦ જંજાળ, આપદા; ઉપાધિ; પંચાત વિડંબના; મુશ્કેલી.

ભાવતબીજ, જુઓ ભાવનબીજ; ભાઇબીજ.

ભાવતું, વિ૦ પસંદ પડતું; મનગમતું; રૂચતું. કહે૦ ભાવતું હતું ને વૈદે કહ્યુ.

ભાવન. ન૦ રીસ ચઢે એવું કહેવું તે; મેણુ; ટોણો. ( ૨ ) ભાવના.

ભાવનબીજ, સ્ત્રી૦ ભાઇબીજ.

ભાવના, સ્ત્રી૦ [ સં. ] કલ્પના; ધારણા. (૨) ઇચ્છા; વૃત્તિ, અભિલાષ ( ૩ ) વિશ્વાસ; શ્રદ્ધા; આસ્થા; ભરોસો. ( ૪ ) પ્રેમ; વહાલ; માયા; (૫) પસંદગી. (૬) પટ; પુટ:-મંડુરને કેટલીક ભાવનાઓ દેવાય છે. ક્રિ૦ પ્ર૦ ભાવનાદેવી=પાસ દેવો.

ભાવવાચક, વિ૦ [ સં ] ભાવ -પ્રકૃતિ-ગુણ બતાવનારૂં ( નામ ).

ભાવવું, ક્રિ૦ અ૦ સ્વાદ લાગવો; રૂચવું. ( ૨ ) પસંદ પડવું; ગમવું.

ભાવસાર. પુ૦ કપડાં છાપવા-રંગવાનો ધંધો કરનારો; છીપો. [સ્ત્રી.

ભાવસારણ, સ્ત્રી૦ ભાવસારની

ભાવાર્થ, પુ૦ [ સં ] અંદરનો

અર્થ; તાત્પર્ય. (૨) હેતુ. મતલબ; આશય. (૩) છુંપો ભેદ; છુપી મતલબ.

ભાવિક, વિ૦ [સં.] પ્રીતિવાળું; ભાવને સમજનાર; રસિક; મર્મજ્ઞ. (૨) નિષ્ઠાવાળું; ભક્તિવાળું; આસ્તિક.

ભાવિ, ન૦ [સં.] ભવિષ્ય કાળમાં થનાર તે; નશીબ; તકદીર.

ભાવેપ્રયોગ, પુ૦ જેમાં ક્રિયાપદનો ભાવ તેજ ક્રિયાનાથ હોય એવો પ્રયોગ તે.

ભાષણ, ન૦ [સં.] મોઢેથી બોલવું તે; બોલીને વિવેચન કરવું તે. (૨) બોલવું; કહેવું. ક્રિ૦ પ્ર૦ ભાષણ આપવું. ભાષણ કરવું.

ભાષા, સ્ત્રી૦ [સં.] મોઢેથી કોઇ ભાવનો ઉચ્ચાર કરવો તે; મોઢામાંથી કાઢેલો ધ્વનિ તે; બોલી; વાણી. (૨) સ્ફુટ અર્થવાળી વાણી તે. (૩) સરસ્વતી; વાગ્દેવતા. (૪) વ્રજભાષા–હિંદી ભાષા તે.

ભાષાંતર, ન૦ [સં.] એક ભાષામાંથી બીજી ભાષામાં ઉતારવું તે; તરજુમો; અનુવાદ; ભાષાફેર કરવું તે. [કહેલું.

ભાષિત, વિ૦ [સં.] બોલેલું; ભાષી. વિ૦ બોલનાર મિતભાષી.

ભાષ્ય, ન૦ [સં.] મૂળ વખાણ ઉપરનું વિવેચન તે; ટીકા.

ભાષ્યકાર, વિ૦ ભાષ્યકર્તા; વિવેચક; ટીકા કરનાર.

ભાસ, પુ૦ [સં.] પ્રકાશ; તેજ. (૨) મનમાં જે આછા જ્ઞાનનું દર્શન થાય તે; ભાન; અસર (૨) કોઇ વાત બનવાનો જોગ જણાવો તે (૩) સરખાપણું દેખાવું તે:–મને એવો ભાસ થયો

ભાસમાન, વિ૦ [સં.] દેખાતું; દીપતું કલ્પનામાં આવતું.

ભાસવું, ક્રિ૦ અ૦ પ્રકાશવું. (૨) કલ્પનામાં આવવું. દેખાવું; મનને લાગવું. (૩) અમુકના સરખું જણાવું.

ભાસ્કર, પુ૦ [સં] સૂર્ય; રવિ; સુરજ.

ભાળ, સ્ત્રી૦ શોધ; પત્તો; ખોળ; ખબર. ક્રિ૦ પ્ર૦ ભાળ લાગવી=પત્તો મળવો. ભાળ કાઢવી=શોધ ચલાવવી.

ભાળવણ, સ્ત્રી૦ સુપરત; સોંપણ; ભલામણ.

ભાળવણી, સ્ત્રી૦ સોંપણ; સિફારશ; ભલામણ.

ભાળવવું. ક્રિ૦ પ્ર૦ ભાળ લેતા રહેવાનું કહેવું; સિફારશ કરવી.

ભાળવું, ક્રિ૦ સ૦ દેખવું; જોવું: અવલોકવું. (૨) સૂઝવું. (૩) સમજવું.

ભાળિયો, પુ૦ ધરો; ભાલિયો.

ભાણું, અ૦ વારુ; ઠીક; જુઓ.

ભાં. અ૦ ગાય-બળદનું બરાડવું તે; અભાં. (૨) અસ્પષ્ટ જાડો અવાજ કરવો તે; ભુંગળાનો અવાજ:–ભાં ભાં કરતી મોટર.

**ભાંગ,** સ્ત્રી૦ [ સં. भंगा ] ગાંજાની કળીઓ ને પાદડી. (૨) ગાંજાની કળીઓની પાદડી ને બીજો મસાલો એક સાથે ઠચરી ઘુંટીને બનાવેલું કેફી પેય; વિજયા ક્રિ૦ પ્ર૦ ભાગ વાટવી=ગાંજાની પાદડીને લસોટવી ભાગરો વાટવો=કંઇને બદલે કંઇ બોલવું; કામ બગડી જાય એવું બોલી બેસવું. ભાગ પીવી=ગાડું થવું ચાળા કરવા.

**ભાંગડો,** ભાગ.

**ભાંગણું,** વિ૦ ભંજનશીલ, ખાંડતાં ઘણા દાણા ભાગી જાય એવું.

**ભાંગરૂં,** વિ૦ કકડા થઇ જાય એવું; ભાગણું.

**ભાંગરો,** પુ૦ એક જાતની ઔષધિ. (૨) પાકટ થઇ ગયેલાં ગાંજાનાં પાન કળીઓ ને બિયાંનો ભુકો તે. ક્રિ૦ પ્ર૦ ભાગરો વાટવો=કામ બગાડી નાંખવું; ન બોલવાનું બોલી બેસવું.

**ભાંગવું** ક્રિ૦ અ૦ [સં. भंज्] કકડા કરવા; તોડવું; ફોડવું. (૨) ઓછું આપવું અથવા મૂળગું ન આપવું:-તેણે નાણાં ભાંગ્યાં. (૩) તૃપ્ત કરવું; ભરીપુરીને આપવું; ફેડવું:- દુ:ખ ભાંગ્યાં=ફિટાડયાં. (૫) વણવું; ગુંથવું :-રાશ ભાંગવી

**ભાંગું,** વિ૦ ભાંગણું (૨) કકડા થયેલું; ભુકા જેવું.

**ભાંજગડ,** સ્ત્રી૦ ઉહાપોહ; ચર્ચા. (૨) પંચાત; તકરાર. (૩) વાંધો; ગુંચવાડો ક્રિ૦પ્ર૦ ભાંજગડ કરવી=ઉહાપોહ કરવો; વાંધો કાઢવાને વચમા પડવું તે.

**ભાંજગડિયું,** વિ૦ ભાંજગડ કરવી પડે એવું (૨) ભાંજગડ કરનારૂં-માણસ તે.

**ભાંજગડિયો,** પુ૦ ભાંજગડ કરનારો. પંચાતિયો; વાંધો પતાવી નાખનારો લવાદ દલાલ. કહે૦ભાંજગડિયાનાં છોકરાં ભૂખે મરે=પંચાત કરનારનો વખત એળે જાય.

**ભાંજણી,** સ્ત્રી૦ ભાગવું તે; વહેંચણી; સખ્યાના ભાગ કરવા તે. (૨) દોરડું વણવાની ક્રિયા તે.

**ભાંજવું,** ભાંગવું.

**ભાંડ,** ન૦ [સં. भाण्ड] ભાણું; વાસણ; પાત્ર; ઠામ. (૨) વિ૦ નાગું; ઉઘાડું; ભુંડું. (૩) અસભ્ય બોલી ચાળા કરતાર મશ્કરો; ગમે તેમ છુટથી બોલનાર; બેશરમો. [ ગાળી.

**ભાંડણ,** ન૦ ભાંડવું તે; ગાળા-

**ભાંડવું,** ક્રિ૦ સ૦ ભુંડું બોલવું; ગાળ દેવી; નિંદા કરવી.

**ભાંડુ,** ન૦ સગાં ભાઇબહેન; એક કુટુંબી. [ વગરનું.

**ભાંભળું,** વિ૦ મોળું; સ્વાદ

**ભાંભેર,** સ્ત્રી૦ કપાળ અને ઓઠ નીચેના સુંવાળા ખેંચી નાખવા તે.

**ભિક્ષા,** સ્ત્રી૦ સં] ભીખ; યાચના; આજીજી કરીને માગવું તે. (૨) દાન; ખેરાત; બક્ષીસ.

ભિક્ષાન્ન, ન૰ [ સં. ] ભીખ માગીને આણેલું અનાજ.

ભિક્ષાવૃત્તિ, સ્ત્રી૰ [સં.] ભીખ માગીને આજીવિકા ચલાવવી તે; ભીખનો ધંધો.

ભિક્ષુ, વિ૰ [ સં] ભીખ માગીને ગુજરો કરનાર (૨) સંન્યાસી. (૩) બૌદ્ધસાધુ.

ભિક્ષુક, વિ૰ [સં.] ભિક્ષા ઉપર ગુજરો કરનાર; ભિક્ષુ; ભિખારી. માગણ.

ભિખવાળી, સ્ત્રી૰ ભીખ માગીને બનાવેલી કાકડી, કોકરવું.

ભિખારચોટ, વિ૰ ભિખારી જેવું; જુજ ફાયદાવાળું. (૨) દળદરી.

ભિખારણ, સ્ત્રી૰ ભીખ માગનાર સ્ત્રી. [(૨) ગરીબ.

ભિખારી, વિ૰ ભીખ માગનાર.

ભિખારીવેડા, પુ૰ ભિખારીપણું કરવું તે.

ભિખારુ, જુઓ ભિખારી.

ભિચડાવું, ક્રિ૰ અ૰ સાંકડમાં આવી જવું; ભચડાવું. [સંકડાશ.

ભિડાભીડ, સ્ત્રી૰ ગીરદી; ભીડ;

ભિડાવવું, ક્રિ૰ સ૰ વાસવું. (૨) ગભરાવવું; ધમકી દવી, દબડાવવું; બીક બતાવવી. (૩) જોરથી વળગાડવું; આલિંગન આપવું; દબાવવું.

ભિડાવું, ક્રિ૰ અ૰ ભીડમાં આવી જવું; સંકડાવું. (૨) રૂંધાવું; અકળાવું. (૩) સજ્જડ બેસવું.

ભિત્તિ, સ્ત્રી૰ [સં] ભીંત; દિવાલ.

ભિનાવું, ક્રિ૰ અ૰ પલળવું; ભીનું થવું; ભિંજાવું.

ભિનાશ, સ્ત્રી૰ થોડું ભીનાપણું હોય તે; આર્દ્રતા.

ભિન્ન, વિ૰ [સં.] જુદું; અળગું; છૂટું; નોખું. (૨) અંતર-ભેદ પડેલો હોય એવું (૨) ફૂટેલું; તુટેલું; ભાંગેલું. (૩) ખીલેલું; વિકસિત.

ભિન્નતા, સ્ત્રી૰ [ સં ] જુદાઇ; ભેદ; અંતર. (૨) પડદો; તફાવત; ફેરફાર. [ફેરફાર; તફાવત.

ભિન્નભાવ, પુ૰ [સં.] જુદાપણું;

ભિલામું, ન૰ [સં. भल्लातक] એક જાતનું ચપટું ફળ. (તેમાંથી કાળો રસ નીકળે છે તે કપડાં ઉપર નિશાન કરવામાં ધોબી લોકો વાપરેછે.) ૨૦ પ્ર૦ ભિલામો ઉડાડવો=અહીં તહીં કજિયો કરાવવો .[જાતિ; ભીલ; કિરાત.

ભિલ્લ, પુ૰ [ સં ] એક અનાર્ય

ભિલ્લુ, વિ૰ ભીરૂ; બેરૂ. સામાવાળીઓ; સાથી; ગોઠિયો. [કરનારો.

ભિષજ, પુ૰ [સં.] વૈદ્ય; ઓસડ

ભિસ્તી, પુ૰ [ફા.] પાણી ભરી લાવવાનો ધંધો કરનારો; મશક વડે પાણી છાંટવાનો ધંધો કરનાર; પખાલી. (૨) એ નામે ઓળખાતી એક જાત.

ભિંગડું, ન૰ સખત થઇ ગયેલું છાડું.

ભિંગારી, સ્ત્રી૰ ભમરી.

ભિંગારો, પુ૰ ભમરો.

ભિંજવવું, ક્રિ૦ સ૦ પલાળવું; ભીનું કરવું. (૨) પોચું કરવું. (૩) લલચાવવું. [પલળવું.

ભિંજાવું, ક્રિ૦ અ૦ ભીનું થવું;

ભિંદીપાલ, પુ૦ [ સં ] લડાઇમાં વપરાતું એક હથિયાર; ગોળા ફેંકવાનું યંત્ર. ગોફણ.

ભિંસરૂ વિ૦ ઘણા વાળવાળું. (૨) ના. પત્થર.

ભીખ, સ્ત્રી૦ [સં. भिक्षा] બીજા પાસે કરગરીને માગવું તે; યાચના. (૨) માગનારને આપેલી ચીજ. (૩) માગી તાગીને મેળવેલું હોય તે;-ભીખનાં લુગડાં. ક્રિ૦ પ્ર૦ ભીખ માગવી=માગવું; નિર્ધન થઇ જવું. કહે૦ ભીખનાં હાંડલાં શીકે ન ચડે=ભીખથી મુડી બંધાય નહિ. ભીખ તેને શા સંતાપ. ભીખની બહેન ચાકરી=નોકરી ભીખ જેટલીજ હલકી છે. ભીખ કરતાં ભૂખ સારી=માગીને ખાવા કરતાં ભૂખ્યા રહેવું સારૂં. ભીખને માથે સઢ=ભીખ છે તે તિરસ્કાર કરવા જેવી છે.

ભીખવું, ક્રિ૦ અ૦ માગી ખાવું; યાચના કરવી; ભીખ માગવી.

ભીડ, સ્ત્રી૦ ઘણા જણનો એક ઠેકાણે થયેલો જમાવ તે; ગીરદી; ઠઠ; ભરાવો; સંકડાશ. (૨) તંગી; ઓછપ. (૩) અડચણ; હરકત; મુશ્કેલી. ક્રિ૦ પ્ર૦ ભીડ ભાંગવી=મુશ્કેલી વખતે મદદ કરવી. ભીડ પડવી. કહે૦ પાડોશીથી કંઇ ઘર ધણીની ભીડ લાગે? ભીડમાં હાથ=વાપરવાની છૂટ નહિ હોવી.

ભીડવું, ક્રિ૦ અ૦ વાસવું; બંધ કરવું. (૨) ભેટવું; બાથમાં ઘાલવું; છાતી સરસું ચાંપવું; આલિંગવું. (૩) કસીને બાંધવું; જોરથી ખોસવું. (૪) અડીજવું; ઘુસવું; પેસીજવું.

ભીત, વિ૦ [ સં. ] બીનેલું; ભય પામેલું. [ દહેશત.

ભીતિ સ્ત્રી૦ [ સં. ] ભય; બીક;

ભીતો, પુ૦ ભીંતમાંનો ભારવટિયો. (૨) ભીંતપરનો થાંભલો.

ભીનું, વિ૦ પલળેલું; પાણીવાળું; આર્દ્ર. રૂ૦ પ્ર૦ ભીના ઘડું દળવા=બહુ મહેનત પડે એવું કામ કરવું.

ભીમ; વિ૦ [ સં ] ભયંકર; વિકરાળ. (૨) ભારે; મોટું. (૩) ના૦ પાંચ પાંડવોમાંનો એક ભાઇ.

ભીમઅગિઆરસ, સ્ત્રી૦ જેઠ શુદિ અગિયારસ; નિર્જળા એકાદશી.

ભીમડું, ન૦ નાનાં બાળક ફુંક ઉડાડે છે તે. (ભીમડાં ઉડાવવાં.)

ભીરુ, વિ૦ [ સં. ] ભયશીલ; બીકણ.

ભીરુતા; સ્ત્રી૦ [ સં ] બીકણપણું. (૨) બીક, ડર; દહેશત.

ભીરૂ; પુ૦ ભિલ્લુ; સામો રમનાર. (૨) સમોવડિયો; સાથી. જોડિયો.

ભીલ, પુ૦ જુઓ ભિલ્લ.

ભીલડી, સ્ત્રી૦ ભિલ્લ જાતની સ્ત્રી.

ભીષણ. [ સં. ] ભયાનક; બિહામણું; કરાલ. (૨) મોટું; દારુણ.

**ભીષ્મ**, [સં] ભયંકર. (૨) મોટું દારુણ; કારમું. (૩) ના૦ શાન્તનુ રાજાનો ગંગાને પેટ અવતરેલો પુત્ર; પાંડવ કૈરવોનો પિતામહ; ગાંગેય.

**ભીસવું**, ક્રિ૦ સ૦ ભચડવું; પીસવું. (૨) નિચોવવું.

**ભીંડી**, સ્ત્રી૦ જેની છાલના રેસા નીકળે છે એવો એક છોડ. (૨) એ છોડની છાલ, કે જેના રેસાનાં દોરડાં વણવામાં આવે છે.

**ભીંડો** પુ૦ એક જાતના શાકનો છોડ. (૨) એ છોડની શીંગ. (૩) ફાચર. ફાંસ; આડખીલી. ક્રિ૦ પ્ર૦ ભીંડો મારવો=ફાંસ મારવી; ગપ મારવી. કહે૦ બાદરશાનો ભીંડો=ટકે નહિ એવો ફણગો.

**ભીંત**, સ્ત્રી૦ [સં. ભિત્તિ] માટી ઈંટ અથવા પથ્થરનું ચણતર; દિવાલ; કોટડું.

**ભીંતડી**. સ્ત્રી૦ ભીંત; દિવાલ.

**ભીંતર** ન૦ દિલ; હૈડું; કાળજું; અંતર. ક્રિ૦ પ્ર૦ ભીંતર દાઝવું=કાળજું બળવું; મનમાં ખટકવું. (૨) અ૦ અંદર; માં; ઊંડાણમાં.　　[દિવાલ.

**ભીંતરડી**, સ્ત્રી૦ નાની ભીંત;

**ભુઓ**, પુ૦ રેતીમાં દબાઇ રહેનારો એક જીવડો. (૨) પાણીના જોરને લીધે જમીનમાં પડતો ઊંડો ખાડો. (૩) ભુરો.

**ભુકી**, સ્ત્રી૦ કોઇ પણ ચીજનો ઝીણો ગર તે; રજ.　　[ ટુકડા.

**ભુકેભુકા**, પુ૦ ચુરેચુરા; કકડે

**ભુકો**, પુ૦ નાના મોટા કકડાઓનો જથો તે; ચૂર્ણ; ગર; જેર; ચુરો; ભુકી; અંગાર. ક્રિ૦ પ્ર૦ ભુકો થઇ જવું= ભાગીને કકડા થઇ જવું. [ ભોગવેલું.

**ભુક્ત**, વિ૦ [ મ. ] ખાધેલું;

**ભુક્તાવવું**, ક્રિ૦ સ૦ ભોગ કરાવવો; જમાડવું; આરોગાવવું.

**ભુક્તિ**, સ્ત્રી૦ [ સં. ] ઉપભોગ; ભોગવવું તે; સંસારના લાવા લેવા તે. (૨) ખાવું ભોગવવું તે. (૩) ભોગવટો.

**ભુખડું**, વિ૦ ભુખાળવું; ભુખે પીડાતું હોય એવું; કંગાલ; ગરીબ; નિર્માલ્ય; બુભુક્ષિત. (૨) ગરજુ; તંગીમાં આવેલું. ભુખડી બારશ= ખાઉખાઉની જેની દાનત હોય એવું.

**ભુખર**, વિ૦ ઉત્તર દિશાનો વાયુ.

**ભુખરું**. વિ૦ ભુરું; ઉપરાઇ ગયેલા રંગનું.

**ભુખાળવું**, વિ૦ જેને વારંવાર અને સારી ભૂખ લાગતી હોય એવું; ખાવાનીજ દાનતવાળું; જેની ભૂખ મટતી ન હોય એવું; બુભુક્ષિત; ખાઉ ધરું.　　[ ફેરો;—લાઇ.

**ભુચિયો**, વિ૦ભાગી જાય એવો;

**ભુજ**, [ સં. ] હાથ; કર; બાહુ. ભુજદંડ=હાથ રૂપી દંડ.

**ભુજ**, પુ૦ [સં.] સાપ; અહિ; નાગ; ભુજંગ.

**ભુજંગ**, પુ૦ સાપ; નાગ. (૨)

લુચ્ચો માણસ; કામીજન. (૩) એક વૃત્ત; ભુજંગી છંદ.

**ભુજંગમ**, પુ૦ [ સં. ] ભુજંગ.

**ભુજંગી**, પુ૦ બાર અક્ષરનો એક છંદ. ભુજંગપ્રયાત.

**ભુજા**, સ્ત્રી૦ હાથ. કર બાહુ.

**ભુદાચોર** વિ૦ હલકી ચોરીઓ કરનાર; મકાઇના ભુટ્ટા ચોરી ખાનાર.

**ભુટ્ટો**, પુ૦ મકાઇ ડોડો.

**ભુડકવું**, ભડકવું

**ભુતડું**, ન૦ ભૂત; અવગતિયો જીવ; પિશાચ (૨) બીક લાગે એવું માણસ.

**ભુતડો**, પુ૦ ખડી જેવી ચીકણી ને સુંવાળી માટી. (૨) મેલો અને બિયામણો માણસ. [ભૂતોની મંડળી.

**ભુતાવળ**, સ્ત્રી૦ [સં. भूतावली]

**ભુનાં**. ન૦ ઠુવેરનાં કોચલાં; નહિ ભરાયલા દાણા (૨) સુકાયલી શીંગો.

**ભુરકવું**,ક્રિ૦ સ૦ મોહ લગાડવો, વશ બનાવવું; ભ્રમિત કરી દેવું; ઘેલું કરવું; મંત્રથી વશ કરવું. (૨) છેતરવું; ઠગવું, ભરમાવવું.

**ભુરકસ**, સ્ત્રી૦ પરચૂરણ ચીજોનો જથ્થો તે. (૨) નાનાં નાનાં છોકરાંની ટોળી તે.

**ભુરકી**, સ્ત્રી૦મંતરેલી રજ-ભસ્મ તે. (૨) એક જણે બીજાની ઉપર ફિદા ફિદા થઇ રહેવું તે (૩) મોહિની; ઘેલું ગવું તે. ક્રિ૦ પ્ર૦ ભુરકી નાખવી= વશ કરી લેવું; ભ્રમિત કરી નાખવું.

**ભુરશી**. સ્ત્રી૦ બ્રાહ્મણને યજમાને આપેલી બાંધી રકમની દક્ષિણા તે.

**ભુરાટ**, પુ૦ ભુરાપણું; કંઇક ભુરું લાગતું હોય એવું. ભુરાશ. [ભુરાટ.

**ભુરાશ**,સ્ત્રી ભુરાપણું; ગોરાપણું;

**ભુરાંટું**, વિ૦ ગભરાઇ ગયું હોય એવું; ગુંચવાતું હોય એવું; બે બાકળું; ભ્રમિત; ભૂલું પરેલું.

**ભુરૂં**, વિ૦ રાતો કાળો અને પીળો એ ત્રણ રંગના મિશ્રણથી જે રંગ થાય તેના જેવું. (૨) ગોરૂં; ગોર-ભુરાલોક. ભુરિયો=ગોરો; યુરોપીયન.

**ભુરૂંકોળું**,ન૦ એક જાતનું મોટું શાક ફળ. (રંગે ભુરું હોવાથી ભુરૂં-કોળું કહેવાય છે.)

**ભુલકણું**, વિ૦ વારંવાર વિસરી જાય એવું, વારંવાર ભૂલ કરે એવું.

**ભુલથાપ**, સ્ત્રી૦ ભુલાવીને-ભોળવીને ધપ્પો મારવો તે; ફરેબ;. છેતરવું તે.

**ભુલભુલામણી**, સ્ત્રી૦ સહેજ ભૂલ થઇ જાય એવી અટપટી બાજી-ખેલ, રચના તે: ભૂલ થાય એવી ગુંચવણી.

**ભુલભુલામણું**, વિ૦ ગુંચવણ ભરેલું; ભૂલ થાય એવું; અટપટું. ભ્રમમાં નાખી દે એવું.

**ભુલવણ**, સ્ત્રી૦ ભુલથાપ. ભુલવણી. [ ભ્રમ.

**ભુલવણી**, સ્ત્રી૦ ભૂલવું તે. (૨)

ભુલાવવું, ક્રિ૰ સ૰ ભૂલે તેમ કરવું; (૨) ભુલ ખવરાવવી; ચુકવવું. (૩) છેતરવુ; ઠગવું; ભરમાવવું.

ભુલાવો, પુ૰ ભૂલ પડવી તે; ભૂલ; ચૂક. (૨) ઉંધું સમજાવવું-છેતરવું તે.

ભુલું. વિ૰ ભુલકણું. (૨) ચુકી ગયેલું; ભ્રમિત. (૩) મોહિત; મુગ્ધ; વલખાં મારતું. [ રાનો કાન.

ભુવ, પુ૰ ખિલાડીનો ટોપ; કુત-

ભુવન, ન૰ [ સં ] જગત; લોક. ચૌદ ભુવન=સાત પાતાળ તથા સાત ઉર્ધ્વ લોકો. ત્રિભુવન=સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ

ભુવર્લોક, પુ૰ [ સં ] ભૂલોક અને સૂર્ય એ વચ્ચેનો પ્રદેશ તે; સિદ્ધ અને ઋષિઓને રહેવાનો દેશ તે.

ભુવો, પુ૰ મેલી વિદ્યા જાણનારો; ભૂત પ્રેત કાઢનારો; ધુણાવનારો.

ભુસકો. પુ૰ કુદકો; ભુસ્કો.

ભુસ્કો, જુઓ ભુસકો.

ભુંઆં, ન૰ પાણી. ક્રિ૰ પ્ર૰ ભુંઆં ભરાઇ જવાં=થાકી જવું.

ભુંઇ, સ્ત્રી૰ [ સં. ભૂમિ ] ભોંય; ભૂમિ; જમીન. (૨) ખેતર.

ભુંકવું, ક્રિ૰ અ૰ ગધેડાનું ભોંકવું; ભોંભોં કરવું. (૨) ગમે તેમ બોલવું. [વગેરે.

ભુંગરા, પુ૰ શેકેલા ઘઉં ચણા

ભુંગરેટ, સ્ત્રી૰ તપેલી રાખ.

ભુંગળ, સ્ત્રી૰ ફુંકીને વગાડવાની લાંબી નળી. (૨) બારણું ભીડવાની લાકડા કે લોઢાની આડી. રુ૰ પ્ર૰ ભુંગળ વગરની ભવાઇ=ખાલી ફજેતો. ભુંગળભટિયું=ખૂબ લાંબું લખેલું કાગળિયું; ટીપણું. ભુંગળભટીયો=ભવિષ્ય જોવાનો ઢોંગ કરનાર.

ભુંગળિયો, પુ૰ ભુંગળ વગાડનારો.

ભુંગળી, સ્ત્રી૰ પોલી નળી; દેવતા ધમવાની ધમણી. (૨) હૃદયના ધબકારા સાંભળવાનું દાક્તરનું યંત્ર. (૩) રમકડી; ફેરવાળું નાકું:-ફેરભુંગળી.

ભુંગળું, ન૰ પોલો નળાકાર તે; ભુંગળી; નળી. ક્રિ૰ પ્ર૰ ભુંગળું ફુંકવું =વખાણ કરવાં; દેવાળું કાઢવું; સત્યાનાશ જવું.

ભુંજરવાડો, પુ૰ ભુંજરવાટ; નાનાં છોકરાંનો ભરાવો તે. (૨) ભુંડણ ને તેનાં બચ્ચાં કચ્ચાંએ કરી મૂકેલી ગંદવાડ.

ભુંજવું, ક્રિ૰ સ૰ શેકવું; બાળવું.

ભુંજાવું, ક્રિ૰ અ૰ શેકાવું.

ભુંડ, ન૰ ડુક્કર; ભુંગળી જેવા લાંબા મોંનું ટુંકા પગનું અને શરીરે ખૂબ ભરેલું એવું એક ચાર પગું પ્રાણી; સુવર. વરાહ.

ભુંડણ, સ્ત્રી૰ ભુંડની માદા. (૨) ઘણા જણતરવાળી સ્ત્રી. (૩) ગંદી ગોબરી સ્ત્રી.

ભુંડણી, સ્ત્રી૰ ભુંડણ.

ભુંડમરોળિયું, વિ૰ દ્વેષી; ઝેરીલું. (૨) કપટી.

ભુંડાઇ, સ્ત્રી૰ ભુંડાપણું;

બદી. (૨) દ્વેષભાવ; નઠારાપણું; ભુંડાશ.

ભુંડાશ, સ્ત્રી૦ ભુંડાઇ.

ભુંડાળું, વિ૦ બિભત્સ; ભુંડું; શરમ આવે એવું.

ભુંડું, વિ૦ નઠારૂં; ખરાબ, દુષ્ટ; અનીતિનું (૨) વેરીલું; ખારીલું; દ્વેષી (૩) કપટી; અંતર્દ્વેષી. (૩) અસભ્ય; નિર્લજ્જ, દુર્ગુણોથી ભરેલું. (૫) લડવાડીયું. કહે૦ ભુંડાથી ભૂત નાસે.

ભુંભું, અ૦ ભુંગળનો અવાજ તે.

ભુંસાડવુ, ક્રિ૦ સ૦ છેકી નાખવું; (૨) રદ કરવું.

ભુંસવું, ક્રિ૦ સ૦ કાઢી નાખવું; ઘસી નાંખવું.

ભુંસું, ન૦ ઘાસ સાંઠા વગેરેનો ઝીણો ભુકો (૨) અનાજ ઉપરનાં છોડાનો ભુકો; ભડી કુશકી; છાલાં; ફોતરાં; કસ્તર.

ભૂ, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વી; ધરા; જમીન; ભોય; ભૂમિ. (૩) ન૦ પાણી (બાળભાષામાં) રૂ૦ પ્ર૦ ભૂપીતું કરવું=મારી નાંખવું; (૪) ઉત્પન્ન થયેલું;–સ્વયંભૂ.

ભૂકંપ પુ૦ [ સં. ] પૃથ્વીના કોઇ ભાગનું હાલવું તે; ધરતીકંપ; ધરતી ધ્રૂજવી તે.

ભૂખ, સ્ત્રી૦ [ સં. બુભુક્ષા ] ખાવાની ભાવના; ક્ષુધા. (૨) ઇચ્છા; લોભ; તૃષ્ણા. (૩) જેની પ્રાપ્તિને માટે આતુરતા રહેતી હોય એવી જે મનોવૃત્તિ તે. (૪) તંગી; ઓછપ; ખોટ; ગરજ. રૂ૦ પ્ર૦ ભૂખ ભાગવી=જોઇએ તેટલું આપવું; તંગી મટાડવી. ભૂખ વેઠવી=ભૂખ સહન કરવી. ભૂખ લાગવી =ખાવાની ઇચ્છા થવી. ભૂખટળવી= સંકોચ જતો રહેવો. ભૂખ કાઢવી=ખૂબ ભોગવવું. કહે૦ ભૂખ ના જુએ ભાખરો ને ઉંઘના જુએ સાથરો.

ભૂખમરો, પુ૦ ભૂખે ચિમળાવું પડે તે. ભૂખથી મરણ તે; ખોરાકનો સંકોચ પડવો તે.

ભૂખર, વિ૦ ક્ષારવાળી જમીન; ઉખર. (૨) ઉત્તર તરફનો વાયુ. ઝાડનાં પાન ખરી જાય તેવો તથા ચામડી ફાટી જાય એવો સુકો વાયુ.

ભૂખ્યું, વિ૦ જેને ભૂખ લાગેલી હોય એવું; બુભુક્ષિત. (૨) લાલચુ; લોભી; ગરજુ; તંગીમાં હોય તેવું. કહે૦ સિંહ ભૂખ્યો હોય પણ ઘાસ ન ખાય.

ભૂગોળ, ન૦ [ સં. ] પૃથ્વીના ગોળા ઉપરની જાણવા જેગ હકીકત જેમાં આપેલી હોય તે પુસ્તક; ભૂગોળ વિદ્યા.

ભૂગોળવિદ્યા, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વીની સપાટી ઉપરની હકીકતનું જેમાં વર્ણન આપેલું હોય તે શાસ્ત્ર.

ભૂચર, વિ૦ [ સં. ] પૃથ્વી ઉપર ફરનાર પ્રાણી; જમીન ઉપર રહેનારાં અને જમીન ઉપર ચાલનારાં તે.

ભૂછત્ર, ન૦ [ સં ] બિલાડીનો

ટોપ; કુતરાનો કાન, લાકડાં વગેરે ઉપર ફૂટી નિકળતી વનસ્પતિ.

**ભૂત**, ન૦ [ સં. ] જગતમાંનું એક તત્ત્વ. ( પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પાંચ મહાભૂત કહેવાય છે.) (૨) પૃથ્વી ઉપરના દેહધારી જીવ તે; લોક. ( ૩ ) અવગતિને પામેલો જીવ; પિચાશ; પ્રેત; બ્રહ્મરાક્ષસ; ખવીસ. ( ૪ ) વિ૦ ગત; થયેલું; અતીતઃ–ભૂતકાળ. ( ૫ ) રૂપ, સમાન, એવા અર્થમાં પરાય છેઃ–આશ્ચર્ય ભૂત. રૂ૦ પ્ર૦ ભૂત ભમવા=ઘણા લોકો ગરજાઉ હોવા; દુઃખ આવી પડવાનો ભય હોવો. ભૂતભરાવું=ઘેલું લાગવું; વાંકું પડવું. ક્રિ૦ પ્ર૦ ભૂત વળગવું. કહે૦ ભૂત ગયું ને પલિત આવ્યું. ભૂત ભુસકા મારે ને હનુમાન હડિયો કાઢે.

**ભૂતકાળ**, પુ૦ ગયેલો વખત તે; ગતકાળ. [ જગા; ભૂતનું ઠેકાણું.

**ભૂતખાનું**, ન૦ ભૂતોને રહેવાની

**ભૂતળ**, ન૦ [ સ. ] પૃથ્વીનું તળ; સપાટી; તળિયું. ( ૨ ) પૃથ્વીના તાળીયા સંબંધી વિદ્યા.

**ભૂતિ**, સ્ત્રી૦ આબાદી. ઉદય. ( ૨ ) પ્રભુતા; ગૌરવ. ( ૩ ) ચડતી; પ્રૌઢી ( ૪ ) કલ્યાણ; ઐશ્વર્ય.

**ભૂદેવ**, પુ૦ [ સં. ] બ્રાહ્મણ; દ્વિજ; વિપ્ર.

**ભૂધર**, પુ૦ [ સં. ] પૃથ્વીને–પર્વતને ધરનાર તે; કૃષ્ણ. ( ૨ ) શેષનાગ. ( ૩ ) રાજા.

**ભૂનિંબ**, ન૦ કરિયાતું; કરિયાતાનો છોડ.

**ભૂપ**, પુ૦ [ સં. ] પૃથ્વીનું પાલન કરનાર તે; રાજા.

**ભૂપકલ્યાણ**, પુ૦ કલ્યાણ રાગનો એક ભેદ [ પૃથ્વીપતિ.

**ભૂપતિ**, પુ૦ [ સં. ] ભૂપ, રાજા;

**ભૂપાળ**, પુ૦ [ સં. ] ભૂપ; રાજા; ભૂપતિ.

**ભૂભા**, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વીની છાયા. ( જે ચંદ્ર ઉપર પડતાં ગ્રહણ થાય છે. )

**ભૂભાર**, પુ૦ [સં.] પૃથ્વી ઉપર થયેલો પાપનો ભાર તે. [વિષુવવૃત્ત.

**ભૂમધ્યરેખા**, સ્ત્રી૦ [ સં. ]

**ભૂમંડળ**, ન૦ [ સં. ] પૃથ્વીનો ગોળાકાર તે; જેમાં તમામ પૃથ્વી આવી જાય તેવું વર્તુલ; આખી પૃથ્વી.

**ભૂમિ**, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વી; જમીન; ભોય. ( ૨ ) પૃથ્વીની સપાટી તે; તેનો એકાદ પ્રદેશ તે. ( ૩ ) ખેતર; ક્ષેત્ર. ( ૪ ) સપાટી; તળ. ( ૫ )સ્થળ; સ્થાન; ઠેકાણું. ( ૬ ) પુસ્તકની પ્રસ્તાવના; ભૂમિકા.

**ભૂમિકા**, સ્ત્રી૦ [ સં ] ભૂમિ; સ્થળ; જગા; સ્થાન. ( ૨ ) જ્ઞાનની ઉત્તરોત્તર ચઢતી સાત સ્થિતિઓમાંની એકાદી તે. ( ૩ ) તળ, તણું. ( ૪ ) યુદ્ધ, નાટક, વગેરેનાં સ્થાન તે. ( ૫ ) પ્રસ્તાવના.

**ભૂમિતિ**, સ્ત્રી૦ [ સં. ] જમીન

માપવાની વિદ્યા; રેખાગણિત.

**ભૂર**, વિ૦ મૂર્ખ; અણ સમજુ; બોથો; અજ્ઞાની. (૨) લુચ્ચો; લબાડ; ઠગ; ધૂર્ત.

**ભૂરિ**, વિ૦ [ સં. ] પુષ્કળ; ઘણું; અત્યંત.

**ભૂર્જ**, ન૦ [ સં. ] એક જાતનું ઝાડ અને તેની છાલ તે. ( ભૂર્જની છાલનો કાગળ તરીકે ઉપયોગ થતો.)

**ભૂર્જપત્ર**, ન૦ ભોજપત્ર; ભૂર્જ નામના ઝાડની અંતરછાલ.

**ભૂલ**, સ્ત્રી૦ ચૂક; ખોટ; ખામી. (૨) ગફલત; વિસ્મૃતિ, ભુલાવો. (૩) મોહ; છેતરાવું તે. ( ૪ ) ખોડ; બરોબર નહિ એવું તે. ક્રિ૦ પ્ર૦ ભૂલ કરવી=ચૂકવું.

**ભૂલવું**, ક્રિ૦ અ૦ વિસરવું; ચૂકીજવું. ( ૨ ) આડું જવું; ગફલત કરવી. ( ૩ ) ખોટું કર્યું હોય એવી હાલતમાં આવવું. ( ૪ ) અક્કલ ગુમાવવી. ( ૫ ) થાપ ખાઇજવી. (૬) મોહમાં ફસાવું.

**ભૂલોક**, પુ૦ [ સં. ] પૃથ્વી અને પૃથ્વી ઉપર રહેનારાઓ તે; મૃત્યુલોક. [ અણી–ધાર તે; ભૂશિર.

**ભૂશલાકા**, સ્ત્રી૦ [સં. ]પૃથ્વીની

**ભૂશિર**, સ્ત્રી૦ [સં.] જમીનની સાંકડી પટ્ટી–અણી જે લાંબી થઇ સમુદ્રમાં ગયેલી હોય તે; ભૂશલાકા.

**ભૂષણ**, ન૦ [ સં. ] ઘરેણું; અલંકાર; દાગીનો; શણગાર. ( ૨ ) શોભા શોભાવનાર.

**ભૂષિત**, વિ૦ [સં.] શોભાવેલું; શણગારેલું; અલંકૃત.

**ભૂસ્તરવિદ્યા**, સ્ત્રી૦ [સં.] પૃથ્વીના તળની અંદરના થરો સંબંધી જેમાં જાણવાનું હોય તે વિદ્યા, ભૂમિની રચના સંબંધી હકીકતનું શાસ્ત્ર તે.

**ભૂસ્તરવેત્તા**, પુ૦ [સં.] પૃથ્વીના તળની રચના સંબંધીનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન તે.

**ભૃગુવાર**, પુ૦ [સં.] શુક્રવાર.

**ભૃત્ય**, ન૦ [સં.] સેવક; ચાકર નોકર; દાસ.

**ભૃંગ**, પુ૦ [સં.] ભમરો; ષટ્પદ

**ભેં**, પુ૦ ભય; ભો; બીક ( ૨ ) જોખમ.

**ભેક**, પુ૦ [સં.] દેડકો; મેડક.

**ભેખ**, પુ૦ ભિખારીનો–જોગીનો વેશ; વૈરાગ્ય. ( ૨ ) વૈભવ છોડી દઈ અમુક અર્થસાધના પાછળ મચવું તે; વિક્ષાવ્રત. ( ૩ ) સાધુ; વેરાગી. ક્રિ૦ પ્ર૦ ભેખ લેવો= દુનિયાદારી છોડી દેવી. ( ૨ ) સાધ્યની સિદ્ધિને માટે બીજા અર્થોનો ત્યાગ કરવો.

**ભેખડ**, સ્ત્રી૦ મટોડીનું મોટું ઢેકું; નદી કિનારાની માટીનો ઝઝુમી રહેલો ભાગ તે. (૨) ભારે મોટી ..–હમણાં એમને ભેખડ પડી છે. ક્રિ૦ પ્ર૦ ભેખડાવું=ભટકાવું

**ભેખધારી**, પુ૦ જેણે ભેખ–ભીખ ખાવાનો વેશ લીધેલો હોય તે;

સાધુ વેરાગી.

**ભેગ**, પુ૦ ભેળ, મિશ્રણ; મેળવણી (૨) ભેગું હોવું તે. ક્રિ૦ પ્ર૦ ભેગ કરવો=મેળવણી કરવી.

**ભેગવડું**, મિશ્ર. સેળભેળિયું એકથી વધારે વસ્તુ જેમાં મળેલી હોય એવું. [ સાથે લાગું.

**ભેગાભેગું**, અ૦ સાથે સાથે;

**ભેગું**, વિ૦ ભળેલું; મિશ્ર મળેલું (૨) અ૦ સાથે, એકત્ર હોય તેમ; જોડે સંગે

**ભેચક**, વિ૦ બીકથી આભું થઇ ગયેલું (૨) મુંઝાયલું; ગાભરું.

**ભેચો**, માસનો લોચો, ભેંચો.

**ભેજ**, પુ૦ ભિનાશ; (૨) જમીન વગેરેનુ બહાર અને અંદરથી પલળી જવું તે (૩) ટાઢોડુ; શરદ હવા તે ક્રિ૦ પ્ર૦ ભેજ થવો=જમીનની સપાટી ક્ષારથી ભીની થવી

**ભેજું**, ન૦ માથાની ખોપરીમાંનો પોચો લોચો, જ્ઞાનતંતુઓથી ભરપુર મસ્તકમાંનો અવયવ (૨) અક્કલ; બુદ્ધિ; મતિ; સમજશક્તિ. (૩) મગજ. ક્રિ૦ પ્ર૦ ભેજું ફાટી જવું=મગજ ખસી જવું. ભેજું ઠેકાણે રાખવું=ઉદ્ધત નહિ થઇ જવુ. ભેજું ખસવુ=મગજ ચસકી જવુ; કંટાળો આવવો

**ભેટ**, સ્ત્રી૦ ભેટવું-મળવું તે; મુલાકાત; મેળાપ (૨) અર્પણ કરવું તે. બક્ષીસ; ઉપહાર; નજર, નજરાણું. ક્રિ૦ પ્ર૦ ભેટ જવું=મળવા જવું. ભેટ આપવી=ખુશી થઇ કોઇને કોઇ વસ્તુ આપવી.

**ભેટવું**, ક્રિ૦ સ૦ મળવું; આલિંગવું; કોટે વળગવું, ખભે ખભો અડકાડીને મળવું. (૨) મુલાકાત કરવી; મેળાપ કરવો. (૩) લડવું.

**ભેટંભેટા**, સ્ત્રી૦ એક બીજાને અંગેઅંગ ભિડાવીને મળવું તે; વળગી પડવું તે (૨) લડાઇ વગેરેમા સામ સામા આવી જવું તે.

**ભેટામણ**, ન૦ ભેટ, મુલાકાત.

**ભેટામણી**, સ્ત્રી૦ ભેટ, મળવું તે, મુલાકાત

**ભેટાડવું**, ક્રિ૦ સ૦ બે જણ એક બીજાને ભેટે એમ કરવું તે; ભેટાવવું.

**ભેટાવવું** ક્રિ૦ સ૦ ભેટાડવું.

**ભેટિયો**, પુ૦ ભેટ કરાવનારો. (૨) મંદિરને માટે ભેટ ઉઘરાવનારો.

**ભેટો**, પુ૦ મુલાકાત; મેળાપ- (૨) આલિંગન, કોટી (૩) ઓચિંતા એકઠા થઇ જવું તે.

**ભેડ**, ન૦ મેંઢું; ઘેટું.

**ભેડિયો**, પુ૦ વરૂ. નાર.

**ભેણુ** ન૦ પુડા કરવાનું માટીનું વાસણ તાવણી.

**ભેદ**, પુ૦ [ સં. ] તફાવત ફેર; અંતર. જુદાઇ. (૨) વીંધો સીરો; તરડ- કાપ (૩) જય મેળવવાના ચાર પ્રકાર-સામ, દામ, ભેદ ને દંડ-

માનો ત્રીજો પ્રકાર; વિચ્છેદ; વિરોધ (૪) જાત; પ્રકાર; તરેહ; રીત. (૫) મર્મ; ભરમ; છાની વાત; અંતરનો આશય. (૬) કપટ; પ્રપંચ. ક્રિ૦ પ્ર૦ ભેદ લેવો. ભેદ ફોડવો=જાહેર કરવું.

**ભેદન**, ન૦ [સ.] ભેદવું તે.

**ભેદવું**, ક્રિ૦ સ૦ જુદું પાડવું; કાપવું; છેદવું; વિંધવું; છિદ્ર કરવું (૨) ઉંડી અસર કરવી; પિગળાવી નાંખવું. (૩) ક્રિ૦ અ૦ અંદર પેસવું; લાગુ પડવું.

**ભેદાવું**, ક્રિ૦ અ૦ છેદાવું; કપાવું; વહેંચાવું. (૨) ફુટ પડવી; ભિન્ન થવું; ચિરાવું; આરપાર ઉતરવું.

**ભેદિયો** પુ૦ ભેદુ. છાની વાત જાણનારો. (૨) મળતિયો; સાથી.

**ભેદુ**, વિ૦ અંદરનો ભેદ જાણનાર. (૨) માહિતગાર. (૨) ભેદ પાડનાર.

**ભેભર**, સ્ત્રી૦ ઉની રાખ.

**ભેર**, ન૦ ચામડાનું એક જાતનું વાજું; ભેરી.

**ભેરવ**, પુ૦ ભૈરવ; શિવનું ભયંકર સ્વરૂપ. (૨) એક રાગ. (૩) આકરૂં; ન સહન થાય એવું; ભયંકર. કહે૦ ભેરવજપ ખાવા=સાહસ કરવું.

**ભેરવવું**, ક્રિ૦ સ૦ ભરવવું; લટકાવવું; લબડાવવું; વળગાડવું; ટિંગાવવું. [ (૨) ગુંચાઇ જવું.

**ભેરવાવું**, ક્રિ૦ અ૦ વળગી રહેવું;

**ભેરવી**, સ્ત્રી૦ (પુ૦) એક રાગ; અને તેને લગતી રાગિણી.

**ભેરી**, સ્ત્રી૦ [સ.] એક ચર્મવાદ્ય; પખાજ.

**ભેરૂ**, જુઓ ભીરૂ

**ભેલાડ**, પુ૦ ભેલાડવું તે; ખવરાવી દેવું તે. બગાડ; નુકશાન.

**ભેલાડવું**, ક્રિ૦ સ૦ ખેતરને પાક સાથે ખરાબ કરવું; વણસાડવું; ધૂળ ધાણી કરી નાખવું. (૨) ખલાસ કરી નાખવું; દુરુપયોગ કરવો.

**ભેવ**, પુ૦ ભેદ; મર્મ.

**ભેષજ**, [સં] ઓસડ; દવા.

**ભેળ**, પુ૦ (સ્ત્રી૦) ભેગ; મેળવણી; મિશ્રણ. (૨) એકમાં બીજી વસ્તુ મેળવી દેવી તે. (૩) ભંગાણ; તુટ. (૪) પાક ખવડાવી દેવો તે.

**ભેળવણી**, સ્ત્રી૦ ભેળવવું તે; મિશ્રણ; ભેળ; મેળવણી.

**ભેળવવું**, ક્રિ૦ સ૦ એકઠું કરવું; મેળવવું. (૨) સામેલ કરવું; જોડવું.

**ભેળવું**, ક્રિ૦ સ૦ સામેલ રાખવું. (૨) મેળવવું; (૩) સાથે ગણવું; એકઠું લેવું. (૪) કામકાજમાં ભાગ લેવરાવવો. (૫) વણસાડવું; ખરાબ કરવું; ઉજ્જડ કરવું.

**ભેળસેળ**, સ્ત્રી૦ ભેળ; ભેળવેડું; ખીચડો; (૨) એક બીજામાં એકાકાર થઇ જવું તે.

**ભેળસેળિયું**, વિ૦ એકથી વધારે જાતની વસ્તુઓ જેમાં ભળેલી હોય એવું; પરચૂરણિયું. [ તે; ભેળવણી.

**ભેળામણ**, ન૦ ભેળવવાનું જે

**ભેળામણી**, સ્ત્રી૦ ભેળવણી.

ભેળાવું, ક્રિ૦ અ૦ બરબાદ થઇ જવું. (૨) મળી જવું; મળતા ભળતા રહેવું; પરિચય કરવો.

ભેળાઈજવું, ક્રિ૦ અ૦ હળી-મળી એકત્ર થઇ જવું; ભેળાવું.

ભેળું, વિ૦ ભેગું; એકઠું; એકત્ર. (૨) સાથે; જોડે; સંગાથે. ક્રિ૦ પ્ર૦ ભેળું થવું =એકઠા થવું. ભેળું કરવું= એકઠું કરવું.

ભેળેલું, વિ૦ ભેળું કરેલું; મિશ્રિત; જોડેલું. [રુદન તે.

ભેંકડો, પુ૦ મોટા સાદવાળું

ભેંકાર, વિ૦ [ સં. भयकर ] ભયંકર. બીક લાગે એવું. (૨) ભેં એવી બરાડ તે.

ભેંચો, પુ૦ છુંદાયેલો લોંદો; કુટો. (૨) ભરાવો; ભરચકપણું. (૩) કસ નીકળી જવો તે. (૪) ફોદો; ડુચો; માંસ-પેશીનો લોચો.

..ભેંભેં, અ૦ મોટેથી રોતાં નીકળતો એવો અવાજ.

ભેંસ, સ્ત્રી૦ [ સં. माहिषी ] કાળા રંગનું એક ચોપગું પશુ; ઢોબું. (એનો વર પાડો અને બચ્ચું પાડું કહેવાય છે. )

ભેંસર, પુ૦ પાડો; ભેંસનો નર.

ભેંસલો, પુ૦ ઘરેડની વચમાંનો ઊંચો ભાગ.

ભેંસાસુર, પુ૦ પાડા જેવો ડરામણો માણસ. (૨) મહિષાસુર; પાડાનું રૂપ લઇને ફરનારો ભૂત; રાક્ષસ.

ભૈડ, સ્ત્રી૦ ભરડ; ભરડો; ભરડવું તે. (૨) કઠોળ ભરડતાં પડેલો ભૂકો; કોરમું. (૩) આબરૂ. [ શાખ.

ભૈડકી, સ્ત્રી૦ ભરડકી, પાતળી

ભૈડકું, ન૦ ભરડકું; જાડી શાખ.

ભૈડવું, ક્રિ૦ સ૦ મોટું મોટું દળવું તે; ભરડવું. (૩) ગમે તેમ બોલવું.

ભૈરવ, વિ૦ ભયંકર. વિકરાળ. (૨) પુ૦ એક ઉગ્ર સ્વરૂપનો દેવ; શિવનો ગણ. [તે.

ભૈષજ્ય, ન૦ વૈદું; ઓસડ કરવું

ભો, પુ૦ ભય; બીક, ધાસ્તી. (૨) ચિંતા; ફિકર.

ભો, પુ૦ [ સં. ] બીક; ડર. (૨) અ. હે; હો; ઓ. (સંબોધને)

ભોઇ, પુ૦ [ સં. भृत्य ] પાલખી વગેરે ઉપાડવાની મજુરી કરનાર. [ વેહ.

ભોક, ન૦ છિદ્ર; કાણું; બાકું;

ભોકવું, ક્રિ૦ સ૦ ઘોંચવું; કોચવું. | આકોરું. (૨) ભોપાળું.

ભોકારું, ન૦ પોલું કાણું; ભોક;

ભોક્તા, વિ૦ [ સં. ] ભોગવનાર. (૨) વિષયાનંદી. (૩) રસિક.

ભોગ, પુ૦ [ સં. ] ભોગવવું તે; ભોગવટો; ઉપયોગ કરવો તે. (૨) સુખનો લાવો; સંભોગ. (૩) માઠી દશા. (૪) દેવને નૈવેદ્ય ધરાવવું તે; અર્પણ કરવાનું તે. (૫) બલિદાન આપવું. તે.

ભોગજોગ, પુ૦ અકસ્માત; આ-

-ની ચડેલા કર્મ સંજોગ.

ભોગજોગે, અ૦ અકસ્માતથી; કદાપિ, કોઇ વારજ એમ; કર્મસંજોગે.

ભોગદાર, વિ૦ ભોગવવાનો જેને હક હોય તે; ભોગવનાર. [હકક તે.

ભોગદારી, સ્ત્રી૦ ભોગવવાનો

ભોગવટો, પુ૦ ચાલુ ભોગ-ઉપયોગ કરાતો હોવો તે; ઉપભોગ (૨) વહીવટ. સત્તા. કાબુ. (૩) ધણીપણું.

ભોગવવું, ક્રિ૦ સ૦ ઉપયોગમાં લેવું; અનુભવ લેવો. ઉપયોગ કરવો. (૨) સહન કરવું; વીતવું. (૩) સત્તા રાખવી; વહીવટ ચલાવવો

ભોગળ, સ્ત્રી૦ ભુંગળ; બારણું ભીડવાની આડી.

ભોગી, વિ૦ ભોગલેનાર. (૨) સંસારી, વિષયી, રસિક; વિલાસી (૩) આશક; પ્રીતમ. (૪) ભમરો. (૫) રાજા. (૬) સાપ. [તકદીર.

ભાગ્ય, ન૦ ભાવી; નસીબ;

ભોજક, પુ૦ જૈનમંદિરમાં ગાયન કરનારી એક જાત; એ જાતનો માણસ.

ભોજન, ન૦ [સં] જમવું તે. (૨) ખાવાનું. જમણ. ક્રિ૦ પ્ર૦ ભોજન કરવું=ખાવું.

ભોજનીય, વિ૦ [સં] ભોજન કરવા લાયક.

ભોજપત્ર, ન૦ [સં.] એક જાતના ઝાડની પાતળી અંતર છાલ; ભૂર્જપત્ર.

ભોજડું, ન૦ માંકડું; વાંદરું.

ભોજાઇ, સ્ત્રી૦ [સં. भ्रातृजाया] ભાઇની વહુ તે, ભાભી.

ભોજ્ય, વિ૦ [સં] ખાવાજોગ. (૨) ન૦ ખાવાનો પદાર્થ.

ભોટ, વિ૦ ભોથડ.

ભોટવો, પુ૦ પાણી ભરવાનો કુંજો; ચંબુ. [કુરકુરિયું.

ભોટીલું, ન૦ કુતરાનું બચ્ચું;

ભોથડ, વિ૦ મૂર્ખ; ઠોઠ.

ભોથું, ન૦ છોડના મૂળાકુરોનો ઝુડો, જાડિયું. (૨) શેરડીના સાંઠા ઉપરનાં મૂળિયાંનો જથ્થો તે.

ભોપાળી, સ્ત્રી૦ એક રાગિણી.

ભોપાળું, ન૦ પોલું; પોકળ; ખોટારું. (૨) ફેલ; ઢોંગ, ભેદ.

ભોપી, પુ૦ મહાદેવના પૂજા કરનારો, તપોધન; ભરડો

ભોપું, વિ૦ ભોળું; કમ અક્કલ; મૂર્ખ. [બાર.

ભોમ, પુ૦ મંગળગ્રહ અથવા

ભોમિયો, પુ૦ જાણકાર; જેને જ્ઞાન-માહિતી હોય તે માણસ. (૨) રસ્તો બતાવનારો; રાહબર; વળાવો.

ભોર, પુ૦ મળસકું; પરોઢિયું; વાણું. (૨) ઉજેસ, અજવાળું; ઝળઝળું.

ભોર, અ૦ પુરું; સમાપ્ત: ખલાસ એમ, સાફ. ભોર મૂકવું=ખલાસ કરવું.

ભોરસ, પુ૦ જુ૦ ભોંયરસ.

ભોરીંગણી, સ્ત્રી૦ જુ૦ ભોંયરીંગણી. [મ; ખલાસ; સાફ.

ભોરંભોર, અ૦ તરત પાર; તમામ;

ભોરિંગ, પુ૦ મોટા ભારે સાપ; જેને મૂછો અને મણિ હોય એવો મોટો સાપ.

ભોરો, પુ૦ ભમરો; ષટ્પદ.

ભોલ, વિ૦ ફોફું; અંદરથી પોલું પણ દેખાવે સ્થૂલ. રૂનેવું જાડો ભોલ=ઘણું જાડો.

ભોવન, ન૦ ભુવન.

ભોહ ન૦ ઉઢાણી, ઇંઢોણી.

ભોળ. પુ૦ તમ્મર; ફેર, ચક્કર. (૨) ઓકારી.

ભોળપ સ્ત્રી૦ ભોળપણું નિખાલસપણું. (૨) સરળતા, સાદાઇ; સાલસાઇ.

ભોળપણ, ન૦, ભોળાપણું. (૨) સાલસાઇ (૩) જેવું હોય તેવું કહી દેવાની આદત નિષ્કપટપણું.

ભોળવવું, ક્રિ૦ સ૦ વિશ્વાસ રાખે એમ કરવું; છાની વાત કહી દે તેમ કરવું. (૨) ઊંધુંચતું સમજાવી દેવું; ઠગવું; ભરમાવવું.

ભોળવાવું, ક્રિ૦ અ૦ વિશ્વાસે લેવાવું; ઠગાવું; ભરમાવું.

ભોળાઇ, સ્ત્રી૦ ભોળપણ.

ભોળારાજા, વિ૦ નિષ્કપટી ને સરલ નિખાલસ, સાદું; ખુલ્લા દિલનું. [ લસ.

ભોળિયું, વિ૦ ભોળું; નિખા-

ભોળું, વિ૦ જેના મનમાં કપટભાવ ન હોય એવું, સરલસ્વભાવનું; નિખાલસ; ભોળિયું; સાદું.

ભોં, અ૦ પશુનો અવાજ. (૨) ભુંગળનો અવાજ. (૩) ના૦ ભૂમિ. ભોંય.

ભોંકોઠી, સ્ત્રી૦ ભોંયમાં ખાડો ખોદી દારૂ ભરીને ઉડાડવામાં આવે છે તે; સુરંગ. [ યાણું; ગાંખું.

ભોંઠું, વિ૦ શરમીંદું; ઓશિ-

ભોંકોળું, ભોંયકોળું.

ભોંપાથરી, જુ ભોંયપાતરી

ભોંય, સ્ત્રી૦ ભૂમિ. પ્રા. સુદ.] જમીન, પૃથ્વી. ક્રિ૦ પ્ર૦ ભોંયના બનવું=મરવા સુવાડવું. (૨) તળ સપાટી; પોત. (૩) માંસલ સપાટી;–ભોંય આવવી. ભોંયઆગવી=ક્ષતની આસપાસનું માંસ ખોદાઇ જવું. રૂ૦ પ્ર૦ ભોંય ભારે પડવી=હિમ્મત જતી રહેવી; ડર લાગવો, બીકથી નાગતા નાસતાં થાકી જવું.

ભોંયકોળું એક જાતનો કંદ

ભોંયચંપો, પુ૦ એક જાતનો ચંપો.

ભોંયતળિયું. ઘર વગેરેનો જમીનને લગનો ભાગ; તળ પ્રદેશ; જમીનની સપાટી [ગાજી. ભોંપાથરી.

ભોંયપાવરી, સ્ત્રી૦ એક જાતની

ભોંયરસો, પુ૦ ચીપણવાળી જમીન ઉપર પાણી રેડી ઘસી જાડું રગડા જેવું કરી ઉસરડી લઇ ઉદું કરી તેનો જે લેપ કરવો તે.

ભોંયરીગણી, સ્ત્રી૦એક જાતની ભોરીંગણી

ભોંયરું, ન૦ ભોંય મે અંદર બનાવેલું ગુપ્ત ઘર–

(૨) ગુફા. ઢ્હે૦ ભોંયરામાં પેસીને નાચીએ તોય જગત તો જાણે.

**ભોંયશીંગ**, સ્ત્રી૦ મગફળી; એક એવી વનસ્પતિ કે જેના મૂળપર ભોંયમાં શીંગો થાય છે.

**ભૌંડા**, ન૦ અનાર્યલોક; આબુના કોળી-ભિલ્લ.

**ભૌતિક**, વિ૦ [સં] પાંચ મહાભૂત સંબંધી; ઇંદ્રિયોના વિષયોને લગતું. (૨) ભૂત-પિશાચ સંબંધી.

**ભૌમ**, વિ૦ પૃથ્વીસંબંધી. (૨) મંગળવાર; મંગળનો ગ્રહ.

**ભ્રમ**, પુ૦ [સં] ભ્રાન્તિ; વહેમ; શંકા; વિપર્યાસ; સંશય; ભ્રમણા.

**ભ્રમણ**, ન૦ [સં.] આમતેમ ફરવું તે; ભમવું તે. (૨) ઘેલછા; મનની અસ્થિર હાલત તે.

**ભ્રમણતા**, સ્ત્રી૦ મનની ડગુમગુ હાલત તે; વિચારની અસ્થિરતા તે; ભ્રમણા.

**ભ્રમણા**, સ્ત્રી૦ મનમાં અનિશ્ચિત તર્ક ઉઠયા કરવા તે; વારંવાર બદલાતી ભાવનાઓ તે. (૨) વહેમ; શંકા. (૩) આતુર ભાવના; તાલાવેલી; ખોટા ખ્યાલ.

**ભ્રમર**, પુ૦ [સં.] છ પગનો અને પાંખોવાળો એક જીવડો; મધુકર; ષટ્પદ; ભમરો.

**ભ્રમિત**, વિ૦ [સં.] જેનું મન ફરી ગયેલું હોય એવું; અસ્થિર વિચારનું. (૨) બટકણ.

**ભ્રમિષ્ટ**, વિ૦ [સં.] જેનું મગજ ભમી ગયેલું હોય તે; વહેમી. (૨) ઘેલું; ગાંડું.

**ભ્રમી**. વિ૦ [સં.] અચોકસ મનનું; ગાંડુ ઘેલું. (૨) એક વનસ્પતિ; બ્રાહ્મી.

**ભ્રષ્ટ**, વિ૦ [સં.] ઉતરેલું; ખસી ગયેલું; પડેલું; ચ્યુત. (૨) પાપી; મલીન. ભ્રષ્ટાચાર=ચલિત આચાર; વટાળ. [નાશ; પતન.

**ભ્રંશ**, પુ૦ [સં.] અધ:પાત;

**ભ્રાત**, પુ૦ ભાઇ; બંધુ.

**ભ્રાતા**. પુ૦ [સં.] ભાઇ; બંધુ-(૨) મિત્ર; સ્નેહી.

**ભ્રાતૃ**, જુ૦ ભાઇ. [બંધુત્વ.

**ભ્રાતૃત્વ**, ન૦ [સં.] ભાઇપણું;

**ભ્રાંત**, વિ૦ [સં.] ભમી ગયેલું; જેનું ચિત્ત ફરી ગયેલું હોય તે. (૨) ભમીને થાકી ગયેલું; વ્યાકુળ.

**ભ્રાંતિ**, સ્ત્રી૦ [સં] ભ્રમ; વહેમ; સંશય; ખોટી સમજ; મિથ્યાપણું; ખોટા ખ્યાલ.

**ભ્રૂ**, [સં] ભમર; ભવું.

**ભ્રકુટી**. સ્ત્રી૦ [સં.] ભમર; ભવું. (૨) બે ભમરો વચ્ચેનો વાળ વગરનો ભાગ તે.

## મ

### મ

**મ**, પુ૦ [ સં. ] ગુજરાતી ભાષાનો પચીશમો વ્યંજન ( ૨ ) અ૦ મા; નહિ; ના

**મઈ**, સ્ત્રી૦ માઇ; મા; માતા. ( ૨ ) બાઇ. [ ( ૨ ) બાઇ.

**મઇયા**, સ્ત્રી૦ મૈયા; મા; માતા

**મઉ**, સ્ત્રી૦ મૈ; ભૂખે મરતા કંગાળ લોકની ટોળી. ( ૨ ) દરિદ્રી; ભિખારી; રખડતા લોકો:-મારવાડની મઉ, (૩) વિ૦ પોચું; નરમ સ્વભાવનું.

**મકનુ**, વિ૦ મનમાં આવે તેમ મહાલનારૂં; મસ્ત; ગાંડું; ઉન્મત્તઃ- મકનો હાથી.

**મકર**, પુ૦ [ अ. मक्र ] દોગાઇ; છળકપટ; ફેલ; દંભ ( ૨ ) ખંધાઇ; ઠગાઇ. મકરબાજ=દોગો.

**મકર**, પુ૦ [ સં. ] મગર; તિમિંગલ; મોટો મચ્છ. ( ૨ ) દશમી રાશિ.

**મકરકેતન**, પુ૦ [સં.] કામદેવ.

**મકરધ્વજ**, પુ૦ [સં.] કામદેવ.

**મકરવા**, પુ૦ શેરડીના કકડા; ગંડેરી,

**મકરસંક્રમણ**, ન૦ [ સં. ] સૂર્યનું મકરરાશિમા જવું તે.

**મકરસંક્રાન્તિ**, સ્ત્રી૦ [ સં. ] મકરસંક્રમણ; સૂર્યનો મકર પ્રવેશ તે; ઉત્તરાયન.

**મકરંદ**, પુ૦ [ સં. ] ફૂલમાંની રજોટી તે. (૨) પુષ્પમધુ. ( ૩ ) આંબાની એક જાત.

**મકરાકર**, પુ૦ [ સં. ] મગરનું ઘર; દરિયો.

**મકરાકૃત**, વિ૦ [ સં. ] મકરના જેવા વાંકાઘાટનું; વળેલું. [ માછલી.

**મકરી**, સ્ત્રી૦ મગરી; એક મોટી

**મકલાવું** ક્રિ૦ અ૦ રાજી થવું; હરખાવું ; મંદહાસ્ય કરવું.

**મકસદ**, સ્ત્રી૦ [ अ. मकसद ] ઇરાદો; હેતુ; ધારણા; ઉદ્દેશ. [ખાસ.

**મકસુદ**, અ૦ મુદ્દામ; ખસુસ;

**મકાઇ**, પુ૦ એક જાતનું, મોટા દાણાનું અનાજ. ( ૨ ) મકાઇડોડા.

**મકાત**, સ્ત્રી૦ [ अ. ] આવક, ઉપર લેવાતી જકાત તે; દાણ; હાંસલ. ( ૨ ) દાણ લેવાનો એકહથ્થુ હક તે.

**મકાતી**, વિ૦ મકાત લેનાર; દાણી. ( ૨ ) જકાતી અમલદાર.

**મકાન**, ન૦ [ अ. ] રહેવાનું ઠેકાણું; ઘર. ( ૨ ) મુસાફર વગેરેને વિશ્રામ લેવાનું ઠેકાણું, ઉતારો. (૩) ઇમારત, મંદિર.

**મકાર**, પુ૦ [ સં ] મ એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**મકૈ**, જુઓ મકાઇ.

**મકોડી**, સ્ત્રી૦ મોટી કીડી,

**મકોડો**, પુ૦ કીડીની જાતનો જીવડો.

**મક્કમ**, વિ૦ [ अ. ] દૃઢ; મજબુત; જબરૂં. ( ૨ ) ધૈર્યવાન; ધીટ; પાકું. [ બુતાઇ.

**મક્કમપણું**, ન૦ ધીટતા; મજ-

**મકકર**, જુઓ મકર.

**મક્ખીચુસ**, વિ૦ અતિ કંજુસ; સૂમ; કૃપણ. [ પાઠશાળા.

**મકતબ**, સ્ત્રી૦ [ અ. ] નિશાળ;

**મકતો**, પુ૦ [ અ. ] ઇજારો; એક હરણ કરેલો હક તે. ( ૨ ) કરાર.

**મક્ષિકા**, સ્ત્રી૦ [ સં. ] માખ; માખી.

**મખ**, પુ૦ [ સ. ] યાગ; યજ્ઞ.

**મખમલ**, સ્ત્રી૦ [ અ. મખમલ ] એક જાતનું રેશમી વસ્ત્ર. [ બાનું.

**મખાંતર**, ન૦ નિમિત્ત; મિષ;

**મગ**, પુ૦ [ સં. મુદ્ગ ] એક ...નું કઠોળ ( ૨ ) માર્ગ. (૩) તરફ; ...િ. રૂ૦ પ્ર૦ મગ ને અડદ ભેગા ...ડવા=ખીચડો કરી નાખવો; મગે ...બોલવું. મોમાં મગ ભરવા=મૌન ...ું. મગનું નામ મરી=સાર કે ખોટું પણ કહેવું જ નહિ. કહે૦ એ પા... ...ે મગ નહિ ચડે=એનાથી કંઇ ...] નહિ. મગ બાફણાં=બળતણ... ) મનમાં મુંઝાવું; રૂસણાં; હૃદય ...ાપ.

**મગજ**, ન૦ માથાની ખોપરીમાં... ...ાંસનો લોચો; ભેજું; માથું (૨) ...ી વગેરેનું બીજ. ( ૩ ) ચણાના ...ી સુખડી. રૂ૦ પ્ર૦ મગજમારી ...ાકૂટ. ક્રિ૦ પ્ર૦ મગજ ખસવું= ...થવું. મગજ ફરવું=માથું. ભમી મગજ ફોડવું=માનસિક મહેનત કરવી. મગજનો કાટલો=ફક્કડ. મગજમાં રાઇ હોવી=ગર્વ હોવો. મગજનું ચસકેલું=ગાંડું; ચળેલું.

**મગજી**, સ્ત્રી૦ બીજા રંગની ઝીણી પાતળી કિનાર; મુગજી.

**મગડો**, પુ૦ ગુલબાસનું બી.

**મગણ** પુ૦ [ સં. ] ત્રણ ગુરુ અક્ષરનો સમૂહ તે. ( પિંગળમાં )

**મગતરું**, ન૦ ઝીણું જીવડું; મચ્છર; ડાંસ. ( ૨ ) માખનું નાનું બચ્ચું. [ પહોળું.

**મગતું**, વિ૦ મોકળું; વિશાળ;

**મગદળ**, ન૦ મગની બનાવેલી ફુલેર; મગનો લાડુ-દળ.

**મગદળિયું**, વિ૦ જેને મગદળ ભાવતું હોય તે. (૨) જેમાં મગદળ રાખવામાં આવતું હોય તે; ( ૩ ) મગદળવાળું.

**મગદળિયો**, પુ. [સં મુદ્ગલ] કસરત કરનારાઓને ફેરવવાનો ધંટા-કાર લાકડાનો ઘાટ તે.

**મગદુર**, સ્ત્રી૦ [ અ ] શક્તિ; તાકાત. (૨) ગજું; ક્ષમતા.

**મગધ**, પુ૦ [ સં. ] ગંગાતીર ઉપરનો પટનાની આસપાસનો મુલક તે.

**મગન**, વિ૦ રાજી; રળિયાત, ક્રિ૦ પ્ર૦ મગન થવું=હરખાવું; (૨) માગ; જગા.

**મગફળી**, સ્ત્રી૦ ભોંયશીંગ.

**મગર**, પુ૦ [ સ. મકર ] મગર-મચ્છ; ગરોળીના ઘાટનું એક મોટું જળચર હિંસકપ્રાણી.

**મગર**, અ૦ [ફા] પણ લેકીન

**મગરમચ્છ**, પુ૦ એક જાતનું મોટું મચ્છ, મગર.

**મગરમસ્ત**, વિ૦ સ્થૂલ-હૃષ્ટપુષ્ટ, જાડું. (૨) બહેકેલું. અહંકારી. મદોન્મત્ત, ઉદ્ધત.

**મગરિયું**, ન૦ છાપરામાનું બારું, નાની દાદરબારી

**મગરી**, સ્ત્રી૦ મગરની માદા.

**મગરૂબ**, વિ૦ [ફા] અભિમાની ગર્વી; અહંકારી, મગરૂર.

**મગરૂર**, વિ૦ મગરૂબ.

**મગરૂરી**, સ્ત્રી૦ અભિમાન, ગર્વ. (૨) પતરાજ; મગરૂબી.

**મગાવવું**, ક્રિ૦ સ૦ અણાવવું, મંગાવવું. (૨) યાચના કરાવવી.

**મગિયુ**. વિ૦ મગ જેવડું, નાનું ને નાજુક. [લુગડું; ચંદ્રકળા.

**મગિયું**, ન૦ સ્ત્રીઓને પહેરવાનું

**મગોડું**, ન૦ મગનું ગોટું. મગના છોડપાનની પાદડી.

**મગ્ન**, વિ૦ [સં.] ડૂબેલું, ગરક થયેલું. રચ્યુંપચ્યું, તરબોળ, એકતાન. (૨) આનંદી, પ્રસન્ન

**મઘમઘવું**, ક્રિ૦ અ૦ વાસ ફેલાઈ રહેવી, ફોરવું; સુગંધ પ્રસરી રહેવી

**મઘમઘાટ**, પુ૦ સુગંધ ઉઠી રહેવી તે. ખુશબોનું બહેક બહેક થઈ રહેવું તે. [એક જાતની માછલી.

**મઘરી**, સ્ત્રી૦ મગરની માદા;

**મઘવા**, પુ૦ [સં] ઇન્દ્ર, દેવોનો રાજા.

**મઘા**, સ્ત્રી૦ [સં] એક નક્ષત્ર.

**મચક**, સ્ત્રી૦ નહિ પાછું હઠવું તે. ધ્યાન પર નહિ લેવું તે

**મચકો**, પુ૦ સ્ત્રીએ ચાલતા મરડાવું તે લહેકો, ચાળો; ઠમકો

**મચકોડ**, પુ૦ મરડાવું તે. અંબળાઈ જવું તે.

**મચકોડવું**, ક્રિ. સ૦ મો ફેરવી નાખવું, મોઢું કટાણું કરવું. (૨) આમળવું, લચકાવવું. (૨) અંબળાવું.

**મચકોડાવું**, ક્રિ૦ અ૦ વંકાવું.

**મચડવું**, ક્રિ૦ સ૦ વાંકું કરવું; આમળવું, મરડવું.

**મચમચાવવું**, ક્રિ૦ સ૦ ઉઘાડ વાસ કરવું, મટમટાવવું. (૨) છબછબ કરવું, લુગડાને ધીરેધીરે પછાડવું; ધોવું.

**મચવું**, ક્રિ૦ અ૦ માવું, સમાવું. (૨) કામમા ગુંથાવું; ઘૂમવું. (૩) કાર્યમા ચાલુ રહ્યા કરવું. (૪) જમાવ થવો, જુગટો જુગટ મળી રહેવું (૫) પડાપડી થઈ રહેવી. (૬) ફફકેરાયલી દાવતમા આવવું. મસ્તીમા આવવું.

**મચાવવું**, ક્રિ૦ સ૦ જમાવવું; જોરશોર ચલાવવું, તાન જમાવવું, ખુબ આનંદ ઉડાડવો. (૨) દબાવવું.

**મચિયેર**, સ્ત્રી૦ એક છોડવો.

**મચ્છ**, પુ૦ ન૦ [સં. मत्स्य] માછલું. (૨) મેઘધનુષ; ઇન્દ્રચાપ-

(૩) કમાનનો વચલો ટેકો. (૪) દશાવતારમાંનો એક અવતાર. ક્રિ૦ પ્ર૦ મચ્છ તણાવો-ખેંચાવો=સાત રંગનો ધનુષાકાર થવો.

**મચ્છર,** પુ૦ [ सं. मत्सर ] ઈર્ષા; અદેખાઇ. (૨) તોર; ઉન્માદ. (૩) ગર્વ; અભિમાન; દર્પ.

**મચ્છર,** પુ૦ ડાંસ; ભેજવાળી જગાઓમાં થતું એક જીવડું.

**મચ્છરદાની,** સ્ત્રી૦ મચ્છરને અટકાવે તેવો જાળીદાર કપડાનો પડદો.

**મચ્છી,** સ્ત્રી૦ માછલી.

**મચ્છીમાર,** પુ૦ માછી; માછલાં મારનારો. (૨) માછલાં મારવાનો ધંધો કરનારી એક જાતિ.

**મછણુ,** ન૦ જમ્યા પછી મોઢું ધોવું તે; ચળુ

**મછરાળ,** વિ૦ મચ્છર ચઢેલો હોય તે; ઉન્મત્ત; તોરી; મસ્ત; ગર્વી; ઉદ્ધત; ઝનુની; છાકટું.

**મછરું,** ન૦ મચ્છર; ડાંસ.

**મછવો,** પુ૦ નાનું વહાણ; હોડી; પનાઇ.

**મજ,** સ૦ મુજ; મારું. (કવિતમાં.)

**મજક,** જુ૦ મચક.

**મજકુર,** પુ૦ [ अ. मज़कूर ] બીના; હેવાલ; હકીકત; વર્ણન. (૨) વિષય; મતલબ; બાબત. (૩) વિ૦ પ્રથમનું; સદર; પૂર્વનિર્દિષ્ટ.

**મજનુ,** વિ૦ [ फा मजनुन ] પ્રેમઘેલું; આસક્ત. (૨) લયલાંનો આશક.

**મજબુત,** વિ૦ [ अ. मजबूत ] જબરું; કઠણુ; સખત; ચીવટ. (૨) દૃઢ; પાકું. (૩) દાખલા દલીલવાળું. (૪) એક નિશ્ચયનું. (૫) અસરકારક. (૬) નહિ છુટે એવું; નહિ ઢીલું-પોચું એવું.

**મજબુતી,** સ્ત્રી૦ મક્કમપણું; દૃઢતા; સ્થિરતા. (૨) કાઠિન્ય. (૩) બળ; જોર. (૪) ધીરજ; હામ. ક્રિ૦ પ્ર૦ મજબુતી આપવી=મક્કમતા આપવી. [ જુમલે; એકંદરે; કુલ.

**મજમલે,** અ૦ [अ. मिन+जुमला]

**મજમુ,** વિ૦ [ अ. मजमुअ ] ભાગવાળું; સહિયારું; ભજિયારું.

**મજમુદાર,** પુ૦ [ फा. ] પરગણાનો હિસાબ રાખનારો; મહાલકરી.

**મજમુદારી,** સ્ત્રી૦ મજમુદારનું કામ અને ઓધ્ધો તે. (૨) પંતિયાળું.

**મજરે,** અ૦ [ अ. मजरा ] પાછળથી ભેગું ગણી લેવું એમ, પેટે; સાટે. ક્રિ૦ પ્ર૦ મજરે આપવું=હિસાબમાં વાળી આપવું.

**મજરો,** પુ૦ મુજરો.

**મજલ,** સ્ત્રી૦ [ अ. मनजिल ] અંતર; ટપ્પો. (૨) કુચ; પંથ; મુસાફરી. (૩) વિશ્રામ સ્થાન; મુકામ. ઉતારો. (૪) એકકે ફેરે જેટલો માર્ગ કપાય તેટલો તે; લાંબી વાટની વચમાં શોભવાની સગવડ સાથે કરેલા અમુક અમુક અંતરના વિભાગ તે એક એક મજલ કહેવાય

છેઃ-(૫) એક દિવસની મુસાફરી તે. મજલ કાપવી=છેટું કમી કરવું.

**મજલો**, પુ૦ માળ; મેડો.

**મજહબ**, પુ૦ [ अ. ] ધર્મ; મત; પંથ.

**મજા**, સ્ત્રી૦ જુઓ૦ મઝા.

**મજાક**, સ્ત્રી૦ [ अ. मजाह ] ચાળા; ચેષ્ટા; મશ્કરી; ઠઠ્ઠા; ટોળ. ક્રિ૦ પ્ર૦ મજાક કરવી=મશ્કરી કરવી.

**મજાગરૂં**; ન૦ મિજાગરૂં;ભરડવું.

**મજાલ**, ન૦ શક્તિ; બળ; જોર.

**મજિયારૂં**, વિ૦ મઝીયારૂં; ઘણાએોની ભાગીદારીવાળું; સંયુક્ત; એકત્ર; ભેગું. મજિયારૂં કુટુંબ=અવિભક્ત કુટુંબ. (૨) પંતિયાળું; સહિયારૂં.

**મજિયારો**, પુ૦ સંયુક્ત વહીવટ-વ્યાપાર તે.

**મજીઠ**, [ सं. मंजिष्ठा ] એક જાતની વનસ્પતિનાં મૂળિયાં.

**મજીઠિયું**, વિ૦ મજીઠના રંગનું; પાકા લાલ રંગનું.

**મજુર**, [ फा. ] મહેનતનું કામ કરનારો; વૈતરો; બિગારી; હેલકરી; વેઠિયો; બેલદાર; રોજિયો

**મજુરણ**, સ્ત્રી૦ મહેનતનું કામકાજ કરનારી સ્ત્રી.

**મજુરી**, સ્ત્રી૦ [ फा. ] મહેનતનું જે કામ તે-હેલ; વૈતરૂં; વેઠ. (૨) મહેનત, શ્રમ (૩) મહેનતનું કામ કરવા બદલનું નાણું; મહેનતાણું. (૪) મજુરનું કામ તે. ક્રિ૦ પ્ર૦ મજુરી કરવી=મહેનતનું કામ કરવું.

**મજુસ**, સ્ત્રી૦ મોટી પેટી; પટારો.

**મજુસા**, સ્ત્રી૦ મજુસ, પેટી.

**મજેનું**, વિ૦ સુંદર, ખુશ થવાય એવું.

**મજ્જો**, સ્ત્રી૦ મઝા.

**મજ્જન**, ન૦ [ सं. ] બુડવું તે. (૨) સ્નાન, અંગોળ (૩) ચકચકાટ કરવું તે; ઉજળું-સ્વચ્છ કરવું તે.

**મજ્જા**, સ્ત્રી૦ [ सं. ] માંસનું સત્ત્વ; મેદ; ચરબી. (૨) મગજ; બીજ; ગર. (૩) ઝાડનો જે મુખ્ય પોષક રસ તે.

**મઝા**, સ્ત્રી૦ [ फा. मजह ] આનંદ આનંદ લાગવો તે, દિલ ખુશ થવું તે, રમુજ. (૨) સ્વાદઃ રસાસ્વાદ. (૩) લહેઝત; આનંદમયતા; ખુશ ખુશાલી (૪) મશ્કરી; મજાક; ચેષ્ટા; ટોળ. ક્રિ૦ પ્ર૦ મઝામાં રહેવું=ગમ્મતમાં નિશ્ચિંત રહેવું. મઝા કરવી=આનંદ ઉડાવવો.

**મઝાનું**, વિ૦ મજાનું; મઝેનું; દિલ ખુશ કરે એવું; (૨) સ્વાદિષ્ટ; રસપૂર્ણ. (૩) સુંદર; સારૂં; ખાસું. (૪) ઠીક; વારૂ.

**મઝીયારૂં**, જુઓ૦ મજિયારૂં.

**મઝેદાર**, વિ૦ મઝા પડે એવું; લહેઝતદાર; સુંદર.

**મઝેદારી**, સ્ત્રી૦ રંગ રાગ હાસ્યવિનોદ અને મોજમઝા કરવી તે; મનને સુખાનંદ અનુભવાવવાં તે; ચમન-

**મટ**, સ્ત્રી૦ એક ધ્યાન થઈ રહેવું તે; આંખ પણ નહિ મટમટાવતાં એકલી શાંતિ ઉપર મન રાખી રહેવું તે; નિષ્ક્રિય થઇ પડી રહેવું તે ક્રિ૦ પ્ર૦ મટ મારવી એક ધ્યાને શાંત રહેવું જંપવાળવો,આંખ મીચી સહન કરવું. (૨) આંખને નહિ ટપટપાવવી (૩) પલકારો; નેત્રસ્પંદ. (૪) મટકો; ચાળો.

**મટક**, સ્ત્રી૦ મોહક ચાળો,અભિનય; ગતિમરોડ. (૨) આંખ ફરકવી તે; નેત્રસ્પંદ.

**મટકાવવું**, ક્રિ૦ સ૦ મટમટાવવું. (૨) આંખનાં પોપચાં હલાવવાં.

**મટકી**, સ્ત્રી૦ નાની માટલી, દોણી.

**મટકું**, ન૦ નાનું માટલું; દોચકું; હાંડલું. (૨) પાંપણોનું બીડાવું ને ઉઘડવું તે; નેત્રસ્પંદ; પલકારો.

**મટકો**, પુ૦ ચાલવાની છટા,અંગ મરડીને ચાલવાની રીત.

**મટમટાવવું**, ક્રિ૦ અ૦ આંખ મીચવી-ઉઘાડવી

**મટવું**, ક્રિ૦ અ૦ દુઃખ જતું રહેવું;સારું થવું; ફેર પડવો. (૨) ટળવું; જવું; દૂરથવું.

**મટાડવું**, ક્રિ૦ સ૦ મટી જાય એમ કરવું; દુઃખ દૂર કરવું. (૨) ટાળવું, દૂર કરવું.

**મટુકી**, સ્ત્રી૦ માટીનો નાનો ઘડો; હાંડલી; માટલી; દોણી.

**મટોડી**, સ્ત્રી૦ માટી; મટોડું.

**મટોડું**, ન૦ જમીન ખોદતાં નીકળતો જે ભુકો તે; મટોડી; માટી. (૨) કચરો. રજ; ધૂળ.

**મઠ** પુ૦ મગથી નાના ને ભુખરા રંગના દાણાનું કઠોળ.

**મઠ**, પુ૦ [સં.] આશ્રમ; વિદ્યાર્થીઓ અને સાધુ સંન્યાસીઓને રહેવાનું સ્થળ.

**મઠારવું**. જુ૦ મઠેરવું.

**મઠિયું**, ન૦ મઠની ખારી અને તીખી પુરી; મઠનો પાપડ.

**મઠેરણી**, સ્ત્રી૦ મઠેરવું તે; હથી હાથે ટીપીને સુંદર બનાવવું તે: સુશોભિત કરવાનું કામ તે. (૨) ટાપટીપ. (૩) નાની હથોડી; રંદો; કુંભારનો ટપલો વગેરે.

**મઠેરવું**, ક્રિ૦ સ૦ ઘાટમાં આણવું; ટીપીને ઠીકઠાક કરવું (૨)ધીરેથી ચોળવું; ઘસવું. (૩) ટાપટીપ કરવી; સુંદરતામાં આણવું. (૪) મારવું; ટીપવું. (૫) તૃપ્તિથી સવાદે ખાવું.

**મઠો**, પુ૦ દહીંને છણીને બનાવેલી છાશ. દહીંમાં રાઇમીઠું વગેરે નાખી બનાવેલો ખાવાનો પદાર્થ.

**મડ**, સ્ત્રી૦ મરડાટ, આડ; વિરુદ્ધતા; આડખીલી; નડતર.

**મડદું**, ન૦ મૃતદેહ; શબ; મડું; મુડદું; લાસ.

**મડધો**, પુ૦ શરીરે હષ્ટપુષ્ટ ને જોરાવર હોય તે; ખાઇપીને દીંગું

થયેલું તે (૨) એપિયાનો ઉપરી; મોટો મલ્લ

**મડપ,** પુ૦ એક જાતનો છોડ ભાજી.

**મડમ,** [ અં. ] યુરોપિયન સ્ત્રી આનુ [ મઠવું.

**મડવુ,** ક્રિ૦ સ૦ મરડવું (૨)

**મડિયાં,** ન૦ મરડીને પહેરવાનાં ચોળાં કલ્લા. [ પ.થરનો કાંકરો.

**મડિયો,** પુ૦ મરડિયો કાચા

**મડું,** ન૦ મડદું શબ મૃતદેહ; કલેવર. રૂ૦ પ્ર૦ મડાગાંઠ=છૂટે નહિ એવી ગાંઠ

**મઢ,** પુ૦ આગલો ઉંચો મેડાદાર ભાગ, માઢ સુંદર મોટું મકાન મહેલ. (૨) હવેલું. (૩) પોળ; શેરી. (૪) માતાનુ સ્થાનક.

**મઢવું,** ક્રિ૦ પ્ર૦ લપેટવું; ઢંકાઇ જાય એમ કરવું; વિંટાળવું ૨) ઉપર ચડાવવું: આચ્છાદાન કરવું. (૩) શણગારવું; ધારણ કરાવવું; અસ્તર કરવું

**મઢાવવું,** ક્રિ૦ પ્ર૦ મઢે એમ કરાવવું; ચડાવરાવવું; વિંટળવવું; શણગારવું: ચુડીઓ મઢાવવી=ચુડી ઉપર ચીપ ચડાવરાવવી

**મઢી** સ્ત્રી૦ નાની કુટી ઝુંપડી; પર્ણશાળા; ઉટજ. [ મઢી; ઝુપડી.

**મઢુલી,** સ્ત્રી૦ નાની ઝુપડી;

**મણ,** પુ૦ [સં.] ચાળીશ શેરનું એક વજન તે; એક વજન-તોલ.

**મણકો,** પુ૦ [ સં. मणि ] વેહ પાડેલો ગોળ દાણો કણ માળાના મણકા (૨) અંકોડો: ગઠેડો કરોડનો મણકો; કહે૦ બધાય માળાના મણકા=બધા એક સરખા.

**મણા,** સ્ત્રી૦ ખામી ઉણપ.

**મણિ** પુ૦ [ સં ઉંચું રત્ન-જવાહીર તે હીરો; કિંમતી પત્થર. (૨) કિમતી દાગીનો (૩) ચળકતો પત્થર. મણકો. (૪) ટોચનો જે સુંદર ગોળાકાર-છત્રાકાર તે; ફૂલ; તોરો (૫) ઉત્તમ ચીજ-પુરુષ તે. (૬) મોરો.

**મણિધર** પુ૦ [ સં ] નાગ; જેને માથે મણિ હોય એવો સાપ; મોટો સાપ.

**મણિબંધ** પુ૦ [ સં ] કોણી ઉપરનો હાથનો ભાગ. (૨) પોચી, કાંડું.

**મણીકો,** પુ૦ મણ ભાર વજનનુ કાટલું તે જેથી એક મણ પ્રવાહી મપાય તેનું ભરત તે.

**મત,** પુ૦ [ સં. ] અભિપ્રાય; આશય ઉદ્દેશ. (૨) અનુમોદન; સંમતિ પસંદગી (૩) વિચાર મંતવ્ય; તત્ત્વજ્ઞાનનો પ્રત્યેક પક્ષ -સાંખ્યમત. (૪) એકાદો ધર્મમાર્ગ અથવા પંથ તેઃ-બૌદ્ધમત.(૫) મતનો ઠરાવ. (૬) હઠ. આગ્રહ--મતમાં માર્યો ગયો. મતિયો=આગ્રહી (૭) અ૦ મા; નહિ.

**મતમતાંતર,** ન૦ [ સં. ] મત મત વચ્ચેનો જે ભેદ તે; ભિન્ન ભિન્ન મંતવ્યો વચ્ચેનું અંતર તે. (૨)

જુદા જુદા ધર્મમાર્ગો તે.

**મતલબ**, સ્ત્રી૦ અર્થ, સમજણ (૨) ઉદ્દેશ આશય. (૩) ઇચ્છા મુરાદ; ભાવના (૪) સાર, તાત્પર્યાર્થ; અંતરની વાત

**મતલબી**, વિ૦ અર્થસાધુ;સ્વાર્થી.

**મતવાદ**, પુ૦ [ સં. ] પોતાના મતનો આગ્રહ

**મતવાદી**, વિ૦ પોતાના વિચારને મજબુત રીતે વળગી રહેનાર

**મતવાલી**, વિ૦ [ હિં ] મદની ભરેલી ફાકડી-સ્ત્રી.

**મતવાલું**, વિ૦ પુષ્કળ; ઘણુંજ; અતિશય. ( ૨ ) મદમસ્ત, બેફિકર.

**મતસરવણી**, સ્ત્રી૦ છોકરીઓનું એક વ્રત

**મતંગ**, પુ૦ [સં.] એક ઋષિ.

**મતંગજ**, પુ૦ [સં.]હાથી; ગજ.

**મતા**, સ્ત્રી૦ [અ] માલમિલકત; પુંજી, ધન, દોલત. (૨) માલ; સાર; સત્વ. ( ૩ ) મૂલ, કિમ્મત, ( ૪ ) જણસ; વસ્તુ.

**મતાદાર**, પુ૦ જેને સાક્ષી તરીકે સહી કરવાનો અધિકાર હોય તે પટેલ; વસુલાત લઇ તેનું ભરણું સરકારને મોકલે તેનો સાક્ષીદાર તે ( ૨ ) સહી સાખ કરનારો. [ તે. મતાદારપણું.

**મતાદારી**, સ્ત્રી૦ મતાદારનું કામ

**મતાભિમાન**, [ સં ] મતને માટે અભિમાન તે; સાંપ્રદાયિક મમત્વ. ( ૨ ) પોતાના વિચાર માટેનો આગ્રહ તે; જીદ.

**મતાભિમાની**, વિ૦ સ્વમત માટે જેને આગ્રહ હોય તે ( ૨ ) પોતાના સંપ્રદાય માટે જેને પૂર્ણ આગ્રહ હોય તે. (૩) આગ્રહી, જિદ્દી; હઠીલું.

**મતારો**, પુ૦ ખાવેલ પીધેલ; જબરો. (૨) વૃદ્ધ; ઘરડો ડોસો. (૩) ડંગોરો.

**મતાલા**, પુ૦ આળસને લીધે શરીરમાં જે કસમોડા આવે છે તે. આળસની આંકડી.

**મતિ**, સ્ત્રી૦ [સં.] બુદ્ધિ; સમજણ (૨) સિદ્ધ વિચાર; અભિપ્રાય. (૩) ઇચ્છા; મનનું વલણ; ભાવના. ક્રિ૦ પ્ર૦ મતિ બગડવી=બુદ્ધિ બગડવી.

**મતિભ્રમ**, પુ૦ [ સં. ] બુદ્ધિ ફરી જાય તે; અસ્થિર મન થઇ જવું તે. (૨) સન્મતિનો નાશ થઇ જવો તે. (૩) ગાંડપણ.

**મતિમંદ**, વિ૦ [ સં ] જેની અક્કલ બહેર મારી ગઇ હોય એવું; જડ; ઓછી બુદ્ધિનું. [ ચતુર.

**મતિમાન**, વિ૦ [સં.] બુદ્ધિમાન;

**મતિયું**, વિ૦ મતવાળું; આગ્રહી; હઠીલું ; જિદ્દી.

**મતીરૂં**, ન૦ કાકડી. ચીભડું.

**મતીલું**, વિ૦ મતને પકડી રહેનાર; આગ્રહી; હઠીલું.

**મતું**, ન૦ સહી કરવી તે; દસ્તાવેજ ઉપર પોતાને કબુલ છે એવી સહી કરી આપવી તે. ( ૨ ) મારે કબુલ છે એવું દર્શાવનારી સહી.

**મત્કુણ**, પુ૦ [સં.] માકણ.

**મત્ત**, વિ૦ [ સ ] જેને કેફ ચડેલી હોય એવુ છાકટુ (૨) ઘેલુ ગાડુ (૩) ઉદ્ધત ઉ મત્ત અભિમાની ગર્વી (૪) જેને ચરબી ચડી હોય એવુ ચકચૂર

**મત્સર**, પુ૦ [ સ ] કોઇનુ સારુ ખમાય નહિ એવો જે સ્વભાવ તે, દ્વેષ ઇર્ષ્યા અદેખાઇ (૨) અભિમાન અહકાર હુ કાઇ તોર

**મત્સરી** વિ૦ મત્સરવાળુ બે-પરવા ધર્મવાળુ, કોઇને ગણે નહિ એવુ

**મત્સ્ય**, ન૦ [ સ ] માછલુ જળમા રહેનાર એક પ્રાણી

**મત્સ્યગધા** સ્ત્રી૦ [ સ ] મા છલાના જેવી જેના શરીરમાથી ગધ નીકળતી હતી એવી એક માછીની છોકરી વ્યાસમાતા પાડવોની દાદી

**મત્સ્યાવતાર**, પુ૦ [ સ ] વિષ્ણુના દશાવતારમાનો પહેલો અવતાર

**મથક** ન૦ જ્યા મોટા વેપાર ચાલતો હોય તે બદર અથવા શહેર (૨) જ્યા જ્ઞાન વિષયક ચર્ચા ઇ વગેરે ચાલતુ હોય તે સ્થાન (૩) જ્યા લશ્કરનો પ ાવ રહેતો હોય તે સ્થાન છાવણી (૪) કોઇ પણ વસ્તુનો જ્યા પડાવ રહેતો હોય તે સ્થાન મુખ્ય સ્થાન ઘર

**મથન** ન૦ [ સ ] મથવુ તે વલોવવુ તે માથાકુટ ગડમથન ઉદ્યોગ પ્રયાસ શ્રમ મહેનત

**મથની**, સ્ત્રી૦ જેમા દહીં વલો વવામા આવે છે તે પાત્ર ગોળી (૨) દહીં ભાગવાનુ ઓજાર

**મથવુ**, ક્રિ૦ સ૦ [ સ મન્થ્ ] વલોવવુ ઘુમરડવુ ડોળવુ રોળવુ ઘોળવુ (૨) ક્રિ૦ અ૦ ખૂબ મહેનત લેવી ઉદ્યમ કરવો; ગડમથલ કરવી, ગોથા મારવા

**મથાવવુ**, ક્રિ૦ સ૦ માથાકુટ કરાવવી ખૂબ પ્રયાસ કરાવવો મ-થવા દેવુ (૨) થકવવુ હરાવવુ

**મથાળી** સ્ત્રી૦ પાઘડી (૨) શિખર મથાળુ બાધવુ તે

**મથાળુ**, ન૦ ઉપરનો-શિખરનો ભાગ તે ઉપનો ઘાટ શિખર (૨) કોઇ લેખનુ સ્વરૂપ દર્શાવનાર ટુકુ નામ (૩) આશરો અદાજ સરેરાશ (૪) પાઘડી

**મથિત**, વિ૦ [ સ ] મથેલુ ડહોળેલુ વલોવેલુ

**મથોટી**, સ્ત્રી૦ શીંગડાના મૂળનો ભાગ તે (૨) માથાનો ઘાટ-આકાર

**મથોડુ** ન૦ માથુ બુડી જાય એટલુ તે છકુટ જેટલુ ઉડાણ તે

**મદ** પુ૦ [ સ ] ગર્વ અભિમાન અહભાવ (૨) ધન, યૌવન, બળ અધિકાર વગેરેનો જુસ્સો ઉન્મત્તતા ખુમારી (૩) ઇશ્કનો ઉ માદ મરડ (૪) કેફ નીશો ઘેન (૫) હાથીના ગડસ્થળમાથી નીકળતો પરસેવો (૬) તોર ૦ક [ મદભરેલુ (૨) ઘેલુ.

**મદકલ**, વિ૦ ગર્વથી ઉન્મત્ત,

**મદગળ,** પુ૦ હાથી; અજ.

**મદત,** સ્ત્રી૦ અ. । મદદ.

**મદતિયું,** વિ૦ મદદ કરનારું.

**મદદ,** સ્ત્રી૦ સહાય; કુમક. (૨) આરારો; ઓથ ટેકો. ક્રિ૦ પ્ર૦ મદદ કરવી=કામમાં ટેકો આપવો મદદ લેવી=કુમક લેવી　　[ મદદનીશ.

**મદદગાર,** વિ૦ મદદ કરનાર;

**મદદનીશ,** વિ૦ મદદગાર.

**મદન,** પુ૦ [ સં. ] કામદેવ. સ્મર. રૂ૦ પ્ર૦ મદન પુતળું=કામદેવ જેવો રૂપાળો.

**મદનફળ.** ન૦ મીંઢળ.

**મદનબાણ** ન૦ [ સ. ] કામદેવનું બાણ. એક પુષ્પ

**મદમત્ત,** વિ૦ મદથી ઘેલું થયેલું એવું; ઉન્મત્ત. (૨) કેફથી ખૂબ ખીલેલું.

**મદમાતું,** વિ૦ અંકુશમાં ન રહે એવું; બહેકેલું; ઉન્મત્ત. (૨) પુષ્ટ થયેલું; ભજરમાન.　　[પાઠશાળા.

**મદરેસા,** સ્ત્રી૦ [ અ. ] નિશાળ;

**મદવિકાર,** પુ૦ કેફની ખુમારી; અહંભાવનો જે ફેરફાર તે (૨) ચરબીનો વિકાર તે; ઉન્મત્તતા.

**મદાર** પુ૦ [ ફા ] આધાર; આશ્રય ભરોસો. (૨) હેતુ; કારણ.

**મદારત,** સ્ત્રી૦ બરદાસ્ત; પરોણા ચાકરી.

**મદારી,** પુ૦ કલંધર; પશુઓ અને જંગલી પ્રાણીઓને કેળવનાર; વાદી. (૨) હાથચાલાકીના ખેલો કરી બતાવનાર; ગારુડી; બાજીગર.

**મદાંધ.** વિ૦ [ સં. ] મદથી આંધળું : વિવેક ભૂલી ગયેલું.

**મદિરા,** સ્ત્રી૦ [ સં. ] પીવાનો દારૂ; આસવ; સુરા; મધુ.

**મદિરાક્ષી,** સ્ત્રી૦ [ સં. ] મદિરાની માફક મુગ્ધ બનાવે એવી મોહક આંખવાળી; મદભરેલી આંખવાળી. મદિરાના જેવા રંગની આંખોવાળી. (સ્ત્રી).

**મદી** વિ૦ મદવાળું; જુસ્સાવાળું.

**મદેનજર,** સ્ત્રી૦ નજર કરવા લાયક. જાહેરખબર.

**મદોન્મત્ત,** વિ૦ [ સં. ] મદથી ઉન્મત્ત થઇ ગયેલું; ઉચ્છૃંખલ; ઉન્મત્ત. (૨) પુષ્ટ. ફાટેલું; પ્રફુલ્લ અંગનું.

**મદ્ય,** ન૦ [ સં. ] દારૂ; સુરા; આસવ. (૨) મધુ; મધ.

**મદ્યપ,** પુ૦ [ સં. ] દારૂ પીનારો; દારૂડિયો.　　[ પીવો તે.

**મદ્યપાન.** ન૦ [ સં. ] દારૂ

**મદ્યપી,** પુ૦ દારૂડિયો [સંબંધી.

**મદ્રાસી,** વિ૦ મદ્રાસનું; મદ્રાસ

**મધ,** ન૦ [ સં. મધુ ] માખીએ એકઠો કરેલો ફૂલનો મીઠો રસ. રૂ૦ પ્ર૦ મધ જેવું=મીઠું; પ્રિય; રુચિકર. મધ મૂકીને ચાટવું=પંપાળી રાખવું. મધવાળી જીભ=ખુશામતિયા બોલી.

**મધપુડો,** પુ૦ માખીઓનું મીણનું ઘર; ખાજલી.

**મધમાખ,** સ્ત્રી૦ ફૂલોનો રસ એકઠો કરનારી માખી.

**મધમાખી**, સ્ત્રી૦ મધમાખ.

**મધભાગ**, પુ૦ [સં.મધ્યભાગ] વચમાંનો ભાગ તે.

**મધરાત**, સ્ત્રી૦ [સં. મધ્યરાત્રિ] રાતનો વચલો ભાગ તે; અરધી રાત.

**મધલાલ**, સ્ત્રી૦ તીવ્ર વાસના; લાલચ.

**મધવો**, વિ૦ ખાઇ પીને તાજું થયેલું; પુષ્ટ; જાડું; સ્થૂલ.

**મધુ**, ન૦ [સં.] માખીએ ફૂલનો રસ એકઠો કરીને બનાવેલું મીઠું પ્રવાહી. મધ; મકરંદ. (૨) સુરા, મદ્ય, દારૂ. (૩) મદ; વૃક્ષાદિકનો પ્રવાહી નિગાળ. (૪) અમૃત; સુધા. (૫) મહુડાનું ઝાડ. (૬) ચૈત્રમાસ. (૭) વિ૦ ગળ્યું મીઠું. (૮) એ નામનો એક રાક્ષસ.

**મધુકર**, પુ૦ [સં. મધમાખ; ભમરો. મધ બનાવનારૂં નાનું જીવડું; ષટપદ.

**મધુકરી**, સ્ત્રી૦ ભ્રમરી; મધમાખી. (૨) ઘેર ઘેર ફરીને ભિક્ષા એકઠી કરવી તે; માધુકરી.

**મધુપ**, પુ૦ [સં. મધુ પીનારો તે. ભમરો. (૨) દારૂડિયો.

**મધુપર્ક**, પુ૦ [સં.] દહીં, ઘી, પાણી, મધ અને ખાંડનું મિશ્રણ તે; અતિથિ અને જમાઇને પોતાને ઘેર આવતાં સત્કાર કરી અર્પણ કરવાનું દ્રવ્ય તે.

**મધુપાન**, ન૦ [સં.] દારૂ પીવો તે; મદ્યપાન. [દારૂડિયો.

**મધુપાની**, વિ૦ મદ્ય પીનાર;

**મધુપ્રમેહ**, પુ૦ મીઠી પિશાબનું દરદ; મૂત્રમાં ખાંડ જવી અને ઘણીવાર પિશાબ થયા કરવો તે.

**મધુમક્ષિકા**, સ્ત્રી૦ [સં.] મધમાખ

**મધુમાસ**, પુ૦ [સં.] ચૈત્રમાસ.

**મધુર**, વિ૦ [સં.] ગળ્યું ને મીઠું. (૨) પ્રિય લાગે એવું. (૩) કાનને સારૂં લાગે એવું. (૪) આંખને ગમે એવું; સુંદર; મોહક. (૫) પ્રેમ ઉપજે એવું.

**મધુરતા**, સ્ત્રી૦ [સં.] મિઠાશ; ગળપણ (૨) મનોહરતા; સુંદરતા. (૩) પ્રિય લાગવાપણું; આહ્લાદકપણું.

**મધુરા**, સ્ત્રી૦ [સં.] સાકર. (૨) જેઠીમધ. (૩) સુવા.

**મધુરૂં**, વિ૦ મીઠું; રુચિકર; મોહક સુંદર; મજેનું. પ્રિય લાગતું.

**મધુરન**, ન૦ [સં.] વૃંદાવન.

**મધુસૂદન**, પુ૦ [સં.] ભમરો. (૨) શ્રીકૃષ્ણ.

**મધૂક**, પુ૦ [સં.] મહુરો; જેને મહુડાં થાય છે તે ઝાડ. મહુડે.

**મધોમધ**, અ૦ વચમાં વચ્ચે;

**મધ્ય**, વિ૦ [સં.] વચલું. વચમાં આવેલું. (૨) ના૦ વચલો ભાગ (૩) કટિપ્રદેશ.

**મધ્યબિંદુ**, ન૦ [સં.]

લમાનુ વચનુ ટપકુ તે '"દ્

**મધ્યમ** વિ૦ વચનુ બેછેગાની વચમાનુ (૨) ના૦ સગીતના સાત સૂરમાનો એક સૂર

**મધ્યમમ્પર** અ૦ માર તેમજ નરમુ પણ નહિ એમ વચલા માર્ગનુ એમ અદાજસર

**મધ્યમા,** સ્ત્રી૦ [ સ ] વચની આગળી (૨) જુવાનીમા આવેની સ્ત્રી (૩) વાણી ઉચ્ચારવાની ચાર રીતિઓમાની ત્રીજી રીત તે (પરા, પશ્યતિ, મધ્યમા અને વેખરી.)

**મધ્યરાત્ર,** સ્ત્રી૦ [ સ ] અધી રાત મધરાત

**મધ્યરેષા** સ્ત્રી૦ [ સં ] પૃથ્વીના ગોળાના બે સરખા ભાગ કરનારી જે લીટી તે વિષુવવૃત્ત

**મધ્યસ્થ** વિ૦ [ સ ] વચનુ વચમાનુ (૨) તટસ્થ (૩) ના સવાદ પચ સમાધાનિયો મધ્યસ્થી =લવાદી. (પ્રદેશ (૨) કટિપ્રદેશ.

**મધ્યસ્થળ** ન૦ [ સ ] વચલો

**મધ્યા** સ્ત્રી૦ નાની પણ નહિ અને આધેડ પણ નહિ એવી જુવાન સ્ત્રી તે મધ્યમા

**મધ્યાન** જુ મધ્યાહ્ન

**મધ્યાહ્ન** પુ૦ [ સ ] દિવસનો વચલો સમય તે બપોર [આદર મા.

**મધ્યે** અ૦ વચ્ચે અતરાળે

**મન** ન૦ [ સ મનસ્ ] સમજવાની વિચારવાની અને ઇચ્છા કરવાની અતરિન્દ્રિય જ્યાથી લાગણીઓ ઉદ્ભવે છે તે ઇંદ્રિય (૨) સકલ્પ વિકલ્પવાળી લાગણીઓની જે વૃત્તિ તે (૩) જ્યાથી લાગણીઓનો જુસ્સો ઉભરાય છે તે અન્તર હૈયું દિલ ઉદ્ભવે (૪) ઇચ્છા મરજી ભાવ (૬) ધારણા વિચાર (૭) સ્મરણ શક્તિ (૮) સત્ય સત્યનુ જ્ઞાન તે ક્રિ૦ પ્ર૦ મન કરવુ =ઇચ્છા કરવી મન થવુ=ભાવ થવો મન મારવુ—લાગણીને દબાવી રાખવી. મનમાનવુ=કબૂલ કરવુ મન ખાટુ કરવુ =નાખુશ કરવુ મન ચોરવુ=મન લગાડીને કામ ન કરવુ મનમા આવવુ=સમજવુ મનવાળવુ=સતોષી બેસવુ મન ઉઠવુ=મન ઉતરી જવુ મન જોવુ=સામાનો ભાવ જોવો મન બેસવુ=પ્રીતિ લાગવી મન ધાલવુ= લક્ષપર લેવુ મન ઉચુ થવુ—નાખુશ થવુ મન બાળવુ=જીવ બાળવો. મનમા લાવવુ—દર ગુજર કરવી રૂ૦ પ્ર૦ મોટા મનનુ-ઉદાર મનનુ પોચુ =ગરીબ બીકણ કહે૦ મન જાણે પાપ,ને મા જાણે બાપ મન હેય ચગા તો કથરોટમા ગગા મન કહે હુ માળિયે બેસુ, અને કર્મ કહે હુ ગડીમા પેસુ

**મનકલ્પિત,** વિ૦ [ સ ] મનની કલ્પનાનુ ખાલી બુટ્ટો બનાવવી તરગી (૨) નવીજ બનાવટ હોય એવુ જોડી કાઢેલુ

**મનકામના**, સ્રી૦ [ સં ] ભા વના ઇચ્છા

**મનખા દેહ**, પુ૦ [ સ મનુષ્ય દેહ ] માણસનુ શરીર તે (૨) માણસનો અવતાર તે માણસપણુ

**મનખો**, પુ૦ માણસનો અવતાર નરદેહ (૨) જીવન જીદગી (૩) માણસપણુ

**મનગમતુ**, વિ૦ મનને ગમે તેવુ પસદ ગોઠતુ (૨) સુદર, રમ્ય (૩) ભાવતુ રસભર રૂચતુ

**મનડુ** ન૦ મન

**મનન** ન૦ [ સ ] વિચાર્યા કરવુ તે ચિતન- મનનશીલ- વચાર કરનાર [ ભુજીને

**મનપૂર્વક** અ૦ મનથી જાણી

**મનફેર** વિ૦ જરાકજ ફેર હોય તેવુ [ એવુ ગોઠતુ મનપસદ

**મનભાવતુ** વિ૦ રૂચતુ ગમે

**મનમાનતુ**, વિ૦ મનને પસદ પડે તેવુ મનને પ્રિય (૨) જોઇએ તેટલુ, પુરૂ પડી રહે એટલુ

**મનમાન્યુ**, વિ૦ જોઇએ તેટલુ પુષ્કળ (૨ મન તૃપ્ત થાય એટલુ

**મનમેળાપી** વિ૦ મળતાવડુ મન મળવા દે એવુ

**મનમોજી**, વિ મનમા જેમ આવે તેમ કરનાર તરગી વિલક્ષણ

**મનમોહન**, વિ૦ મન મોહ પામે એવુ ચિત્તને વશ કરી લે એવુ

**મનવણિયુ**, વિ૦ મનને મના વવા જેવુ

**મનવર**, સ્રી૦ પરોણા ચાકરી સરભરા

**મનવવુ** ક્રિ૦ સ૦ મનાવવુ ખુશી કરવુ રીસ ટાળી સમાધાન કરવુ

**મનવળવુ**, ક્રિ૦ અ૦ મનને સતોષ થઇ જવો ઇચ્છા મટી જવી (૨) મા ની લેવુ

**મનવો**, પુ૦ માનવ મન જેનુ નાયક છે એવો જીવા મા માણસ

**મનવાછિત** વિ૦ મનથી ઇચ્છેલુ હોય એવુ (૨) આકાક્ષિત ઇપ્સિત

**મનવાર**, સ્રી૦ [ અ ] મોટુ લશ્કરી વહાણ (૧) લડાઇનુ વહાણ (૨) સરભરા બરદાસ

**મનવેગી**, વિ૦ મનના જેવા વેગવાળુ અતિ જલદ ગતિવાળુ

**મનશિલ** પુ૦ [ સ ] પથ્થર-માથી બનેલો એક ઝેરી ક્ષાર

**મનસબદાર** પુ૦ ઘોડેસવાર લશ્કરની ટુકડીનો ઉપરી

**મનસબદારી**, સ્રી૦ મનસબ દારનુ કામ તે (૨) મનસબદારનો ઓદ્ધો તે

**મનસા**, સ્રી૦ [ સ ] ઇચ્છા ભાવના મન (૨) અ૦ મનથી

**મનસિજ**, પુ૦ [ સ ] કામ દેવ સ્મર

**મનસુબો** પુ૦ [ અ ] ધારણા વિચાર ઇરાદો ઉદ્દેશ (૩) તદબીર યુક્તિ ઘાટ.

**મનસ્વિતા**, સ્રી મનમા આવે

તેમ વર્તવાપણું; સ્વચ્છંદતા. ( ર ) ઇચ્છા; અપેક્ષા.

**મનસ્વી**, વિ. [ સ. ] મનમાં આવતા તરંગો પ્રમાણે ચાલનારું–તરંગી સ્વચ્છંદી. (ર) મન જેને વશ હોય તે. [ (ર) વિ૦ મનોહર સુંદર.

**મનહર**. પુ૦ એક રાગ; કવિત.

**મના** સ્ત્રી૦ [ આ. ] ના પાડવી તે; અટકાવ; પ્રતિબંધ, મનાઇ

**મનાઇ**, સ્ત્રી૦ મના; બંધી. નિષેધ. મનાઇ હુકમ=ચાલતું કામ અટકાવવાનો હુકમ.

**મનામણું**, ન૦ મનાવવું તે; રીસ ઉતારવાને સમજાવવું તે; સામાના મનનું સમાધાન કરવાની જે ક્રિયા તે. ( ર ) લાડ, સમાધાની; કાલાવાલા પ્રણિપત

**મનારો** પુ૦ [ આ. ] .મનારો: થાંભલા જેવું ઘણું ઉચું ચણતર; ટાંડો

**મનાવણું**, ન૦ મનામણું.

**મનાવવું**, ક્રિ૦ સ૦ મનનું સમાધાન કરવું રીસ ઉતરાવવી; સમજાવવું, સાંત્વન કરવું; કાલાવાલા કરી ખુશ કરવું [ મળી જવું, માનવું.

**મનાવું**, ક્રિ૦ અ૦ રીસ તજી

**મનિયાર**. પુ૦ ચુડગર; ચુડીઓ બનાવી વેચનાર: મણિયાર. ( ર ) ભવાઇમાંનો એક વેશ.

**મનિયારૂં**. ન૦ મનિયારનું કામધંધો તે; મણિયારું. [ મીંદડી.

**મની**; સ્ત્રી૦ મીની: બિલાડી;

**મનીઓર્ડર**, પુ૦ [ અ.] ટપાલ ખાતાની એક ઠેકાણેથી બીજે ઠેકાણે રૂપિયા મોકલી આપવાની ગોઠવણ તે. (ર) ટપાલ મારફતે આવેલાં નાણાં તે.

**મનીષા**. સ્ત્રી૦ [ સં. ] બુદ્ધિ; મતિ ( ર ) જ્ઞાન; સમજ.

**મનીહાર** પુ૦ મણિયાર. ચુડગર.

**મનીશ**, ન૦ મનુષ્ય; માણસ; આદમી.

**મનુ**, પુ૦ [ સં. ] એક ઋષિ. (ર) મનુષ્યોનો રાજા; અમુક કાળ લગી જે મનુષ્યોનું શાસન કરે છે તે મહાપુરુષ ૩ કલ્પના ચોદમા ભાગ જેટલા કાળ લગી રહેનાર જગતનો શાસક. ( ४ ) માનવ ધર્મશાસ્ત્ર બનાવનાર; હિંદુઓનો મૂળ કાયદાશાસ્ત્રી.

**મનુજ**, ન૦ [ સં. માણસ મનુષ્ય ( ર ) મનુનો વિસ્તાર–માણસ જાતિ તે

**મનુષ્ય**, ન૦ [ સં ] બે પગ ઉપર ટટાર રહી ચાલનારૂં એક બુદ્ધિશાળી પ્રાણી; માણસ. (ર) પુરુષ; નર; આદમી

**મનુષ્યગણ**: પુ૦ [ સં. ] જ્યોતિષ પ્રમાણે સત્તાવીશ નક્ષત્રોના દેવ, રાક્ષસ ને મનુષ્ય એવા ત્રણ વર્ગ પાડેલા છે તે પૈકી મનુષ્યવર્ગ. ( નવ નવ નક્ષત્રો દરેક ગણનાં ગણાય છે અને તે તે નક્ષત્રોમાં જન્મેલો માણસ તે તે ગણનો ગણાય છે. ) મનુષ્યયજ્ઞ=અતિથિને અન્નાદિથી સંતુષ્ટ કરવારૂપ

યજ્ઞ તે. મનુષ્યલોક=આ લોક; પૃથ્વી.

**મનુષ્યતા**, સ્ત્રી॰ માણસપણું; મનુષ્યત્વ. [ સાઇ; મનુષ્યતા.

**મનુષ્યત્વ**, ન॰ [ સં. ] માણ-

**મનુહાર**, પુ॰ આજીજી-કાલા-વાલા કરવા તે; મનવાર, આરાધના.

**મને**, સ્ત્રી॰ મના; મનાઇ.

**મનોગત** પુ॰ [ સં ] મનમાં રહેલું હોય તે. વિચાર; કલ્પના; અભિપ્રાય (૨) ઇચ્છા, ભાવ.

**મનોગતિ**, સ્ત્રી॰ મનનો વેગ. (૨) મનની શક્તિ [ મઝાનું.

**મનોજ્ઞ**, વિ॰ મનોહર; સુંદર;

**મનોજ્ઞતા**, સ્ત્રી॰ મનોહરતા; સૌંદર્ય.

**મનોધર્મ**, પુ॰ [ સં ] મનનું જે સ્વાભાવિક વલણ તે. (મનોધર્મમાં પ્રીતિ, ક્રોધ, અદેખાઇ વિચાર, સ્મરણ શક્તિ વગેરેનો સમાવેશ થાય છે.)

**મનોનિગ્રહ** પુ॰ [ સં ] મનને વશ રાખવું તે; સંયમ.

**મનોભંગ**, પુ॰ મનનો ઉત્સાહ ભાગી જવો તે; નાસીપાસી ઇચ્છાભંગ.

**મનોભાવ**, પુ॰ [ સં ] મનની જે ઇચ્છા તે; મનમાંની લાગણી; વૃત્તિ મતલબ (૨) આંતરિક પ્રીતિ.

**મનોભૂ**, પુ॰ [ સં. ] કામદેવ; મદન સ્મર.

**મનોમય**, વિ॰ [ સં ] મન રૂપ એવું; માનસિક મનોમય કોશ= દેહના પાંચ કોશોમાંનો એક કોશ.

**મનોયત્ન**, મનની મહેનતથી થાય તે; પ્રયોગપાઠ; અભ્યાસપાઠ; પોતાની મેળે ગણવાનું કાર્ય.

**મનોરથ**, પુ॰ [ સં. ] મનનો જે ભાવ તે, મનની ધારણા. (૨) મનના તરંગ-બુટ્ટા તે. (૩) ઠાકોરજીનું નૈવેદ્ય; ભોજનસામગ્રી:-મનોરથ પુરવો"

**મનોરમ**, વિ॰ [ સં. ] મનને આનંદ ઉપજાવે એવું; સૌંદર્ય અને ગુણથી જોનારને પ્રસન્ન કરે એવું.

**મનોરમ્ય**, વિ॰ મન રીઝે એવું; સુંદર મઝેનું. [ કરે એવું. મનોહર.

**મનોરંજક**, વિ॰ મનને રંજન

**મનોરંજન**, વિ॰ મન ખુશ થાય એવું; પ્રિય લાગે એવું.

**મનોવિકાર**, પુ॰ [ સં ] કામ ક્રોધાદિકનો જુસ્સો ચઢી આવવો તે; મનનું બદલાવું તે; લાગણીઓનો ઉછાળા થઇ આવવો તે

**મનોવૃત્તિ**, સ્ત્રી॰ [ સં. ] મનનું અમુક બાબત તરફનું વલણ તે; ઇચ્છા; ભાવના.

**મનોવેગ**, પુ॰ મનનો વેગ-ઝડપ તે (૨) મનમાં પ્રકટેલો લાગણીના તીવ્ર ઉભરો તે; મનમાં થઇ આવતી તાલાવેલી તે.

**મનોહર** વિ॰ [ સં. ] મનને હરી લે એવું; મોહ પમાડે એવું; સુંદર; રૂપાળું; ખૂબસુરત. (૨) મધુરં; પ્રિય લાગે એવું.

**મનોહારી**, વિ॰ મનોહર; સુંદર;

(૨) આકર્ષક,

**મન્મથ**, પુ૦ [ स ] મનને મથી નાખનાર કામદેવ

**મન્ય**, વિ૦ [ स ] માનનાર – પંડિત ગન્ય

**મન્યુ** પુ૦ [ स ] ક્રોધ ગુસ્સો * (૨) મનસ્તાપ

**મન્વંતર** પુ૦ [ स ] એક મનુની કારકિર્દીનો કાળ ( ૩૦૬૭૨૦૦૦૦ વર્ષનો સમય હાલ વૈવસ્વત મન્વતર ચાલે છે )

**મપારો** પુ૦ અનાજ વગેરે તોળનારો અથવા ભરનારો તે (મપારાની નાત અને અટ૦ છે ) (૨) ધક્કો

**મપાવવુ**, ક્રિ૦ સ૦ ભરાવવુ તોળાવવુ માપ-પ્રમાણ કઢાવવું (૨) કિમ્મત કરાવવી તોલ કરાવવુ

**મપાવુ** ક્રિ૦ અ૦ ભરાવુ તોળાવુ માપ થવુ પ્રમાણ નિકળવુ

**મફત** [ फा ] બદલા વગર રોકટ, અમસ્તુ (૨) બહુજ કિમ્મતે

**મફતિયું**, વિ૦ મફતનું, કંઇ મળે નહિ એવુ ફોગટિયુ

**મફલીસ** વિ૦ ગરીબ કગાલ મુફલીસ [ અતિશય, પુષ્કળ

**મબલક**, વિ૦ [ फा ] ઘણું,

**મબારખી**, સ્ત્રી૦ નાના છોકરાને તથા ઢોરને થતો એક રોગ

**મભમ** વિ૦ [ आ मुबहम् ] બાધેભારે, અસ્પષ્ટ સદિગ્ધ ઉપલક, અદબદ

**મમ** સ૦ [ स ] મારૂ મુજ

**મમઈ**, સ્ત્રી૦ માની મા, દાદી

**મમત** પુ૦ [ स ममत्व ] પોતાપણાનુ અભિમાન અને આગ્રહ તે (૨) મારાપણુ, પોતાના માટે સ્નેહ ભાવ તે (૩) આગ્રહ હઠ ક્રિ૦ પ્ર૦ મમત કરવો=આગ્રહ કરવો અભિમાનમા તણાવુ મમત મૂકવો= આગ્રહ છોડી દેવો

**મમતા**, સ્ત્રી૦ મારાપણાની માયા સ્નેહ (૨) મારૂં છે એમ માનવુ તે, મમત્વ (૩) આગ્રહ, હઠ ક્રિ૦ પ્ર૦ મમતા રાખવી–માયા રાખવી મમતામમતી=હરિફાઇ

**મમતાળુ**, વિ૦ મમતાવાળું, માયાળુ (૨) દયાળુ

**મમતાળુપણુ**, ન૦ માયા રાખવી તે (૨) દયાળુતા

**મમતી**, વિ૦ હઠીલુ, આગ્રહી

**મમતીલુ**, વિ૦ મમતી હઠીલુ, આગ્રહી

**મમત્વ**, ન૦ [ स ] મારાપણુ, હુ પણાનુ અભિમાન તે (૨) પોતાના સબધી પરતુ વહાલ તે (૩) હઠ આગ્રહ

**મમરા** પુ૦ ચોખાની ધાણી (૨) મમરો=ગર્મનુ વચન ફકડુ ક્રિ૦ પ્ર૦ મમરો મૂકવો=ચડાવવુ બે જણને કલહ થાય એવુ મર્મનુ વચન મૂકવુ ૨૦ પ્ર૦ નાનમા મમરો મૂકવો=છુપી ઉશ્કેરણી આપવી

**મમળાવવુ**, ક્રિ૦ સ૦ મોઢામા આમતેમ ફેરવ્યા કરવું, મોમા ફેરવી રસ કરીને ચૂસવું.

**મમાવો**, પુ૦ માનો બાપ, દાદો

**મમ્મો** પુ૦ [સ ] મ એવો ઉચ્ચાર ને અક્ષર તે. રૂ૦ પ્ર૦ મમ્મો ચચ્ચો=અપ શબ્દ, ગાળ.

**મય** અ૦ [ સં ] ભરપુર, બનેલુ, વિંટાયેલુ, સમાન હોય એવું, એ અર્થનો પ્રત્યય –સુખમય, ચૈતન-મય.

**મયા**, સ્ત્રી૦ માયા, સ્નેહ ( ૨ ) દયા કૃપા [ કર રશ્મિ.

**મયૂખ**, ન૦ [સ ] કિરણ;

**મયૂર** પુ૦ [સ ] મોર, કલાપી.

**મયૂરી**, સ્ત્રી૦ ઢેલ, મોરની માદા.

**મય્યત**, ન૦ મરણું; મરણ. ( ૨ ) મૈયત, મડદું.

**મર**, અ૦ હો, છોને ભલે, હશે, એવા અર્થમા વપરાય છે

**મરકત**, પુ૦ [ સં ] લીલા રંગનો કિંમતી પથરો, લીલુ નંગ

**મરકલડુ**, ન૦ મલકાતા મોનો ચાળો મંદહાસ્ય પૂર્વક કરેલું નખરું.

**મરકી**, સ્ત્રી૦ ઘણા મરણ થાય એવો મરજ; ચેપી-ઉડતો રોગ; થોડા વખતમા ઘણાઓના જીવ લઈ નાખે એવો ભયંકર આજાર –કોગળિયું, સાંકિયો તાવ, ટુંટિયુ, ઇન્ફ્લુએન્ઝા, બળિયા વગેરે. ક્રિ૦ પ્ર૦ મરકી ફાટવી=ઘણા મરણ થાય એવા રોગનુ એકદમ ફેલાવું ( ૨ ) અડદના લોટની સૂકી જલેબી, એક ખાદ્ય પદાર્થ, મરચી [ કુરંગ મૃગ શિકાર.

**મરગ**, પુ૦ [ સં. મૃગ ] હરિણ;

**મરઘી** સ્ત્રી૦ કુકડી મરઘડી; મરઘાની માદા કહે૦ મરઘીનું મોત ઢેફલે=ગરીબ સહેજે નાશ પામે.

**મરઘું**, ન૦ કુકડુ, મરઘડુ.

**મરઘો**, પુ૦ કુકડો, મરઘડો; મરઘીનો નર

**મરચી**, સ્ત્રી૦ મરચાનો છોડ. ( ૨ ) કાને પહેરવાનું એક ઘરેણુ; મોતીના લુમખાવાળી વાળી. ( ૩ ) અડદના લોટની જલેબી

**મરચુ**, ન૦ મરચીનુ ફળ ( ૨ ) વિ૦ તીખા–આકળા સ્વભાવનુ રૂ૦ પ્ર૦ મરચુ મીઠુ ભભરાવવુ=વધારીને વાત કરવી [ આજાર, વ્યાધિ, રોગ.

**મરજ**, પુ૦ [ આ મરજ ]

**મરજાદ**, સ્ત્રી૦ [ સં. મર્યાદા ] લાજ અદબ, વિવેકી વર્તન. ( ૨ ) સભ્યતા વિવેક ( ૩ ) હદ (૪) પુષ્ટિમાર્ગના વૈષ્ણવોનો ધાર્મિક આચાર

**મરજાદા**, સ્ત્રી૦ મરજાદ

**મરજાદી**, વિ૦ પુષ્ટિમાર્ગના આચારવિચારે ચાલનાર વૈષ્ણવ.

**મરજી**, સ્ત્રી૦ [ આ. मर्ज़ी ] ઇચ્છા, ખુશી ખાએશ ( ૨ ) તબિયત, મિજાજ મરજીરખું=સામાની ઇચ્છા પ્રમાણે ચાલનારું. ક્રિ૦ પ્ર૦ મરજી રાખવી=સામા માણસની ..

ચ્છાને અનુસરવુ કહે૰ મરજી પ્રમાણે થતુ હોય તો સૌ પાલખીમા બેસે

**મરજીવો** પુ૰ મોતીની છીપો કાઢવા માટે દરીઆમા ડૂબકી મારનારો, મરણની દર કાર રાખ્યા વગર કામ કરનારો મરણિયો જીવ સટોસટનુ કામ કરનારો (૨) જીવન્મુક્ત.

**મરડ** પુ૰ મરડાટ કરડાગીનુ બોલવુ તે મર્મ વચન કહેવુ તે ટકોર ઉપાલભ મેણુ ટોણો (૨) ગર્વ શેખી, (૩) કાંકરો (એનો ચુનો બને છે તે)

**મરડવુ** ક્રિ૰ સ૰ વાંકુ વાળવુ, આમળવુ ફેરવવુ (૨) આડુ પડવુ, હરકત કરવી. (૪) તાબે કરવુ.

**મરડાટ,** પુ૰ ટેકમા રહેવુ તે. (૨) આડુ બોલવુ અને ચાલવુ તે મેણારૂપે બોલવુ તે (૩) મરડ લટકે ચાળો કરવો તે અકડાઇને હીંડવુ તે (૪) વિરુદ્ધતા

**મરડાવુ**, ક્રિ૰ અ૰ વાંકાવળવુ (૨) આડા ચાલવુ (૩) નખરા કરવા (૪) જુદા પડવુ મુખ ફેરવવુ

**મરડાશીંગ** સ્ત્રી૰ એક જાતની આમળાવાળી શીંગ, એક ઔષધિ

**મરડિયો,** પુ૰ કાચા પત્થરનો કાંકરો, કંકર, મરડ

**મરડો,** પુ૰ વારવાર આમળા ઇને ઝાડો આવે ને જળસ-આમ પડે એવો એક રોગ આમ, અબ

**મરણ,** ન૰ [ સં. ] પ્રાણીના દેહમા જે ચૈતન્ય હોય છે તે જતુ રહેવુ તે નિર્જીવ થવુ તે મોત, મૃત્યુ (૨) મોટુ સંકટ તે ક્રિ૰ પ્ર૰ મરણ આવવુ=મોત થવુ મરણ પામવુ=જીવ જવો મરણ સાચવવુ= મરતી વખતના સંસ્કાર બરોબર કરવા રૂ૰ પ્ર૰ મરણ વખને આડે આવવું= મરણ થતા યાદ આવવુ, મરવા દુખ પડવુ.

**મરણઘાત,** સ્ત્રી૰ મરણ થાય એવો પ્રસંગ મોટો અકસ્માત તે

**મરણતોલ,** વિ૰ મરણ થાય તેવુ (૨) મરૂ મરૂ થઇ રહેલું હોય તેવુ

**મરણપોક** સ્ત્રી૰ મરવા માણસના કાનમા મો ઘાલી તેનુ નામ દઇને મોટેથી રોવુ મરણ જાહેર રવા મોટેથી રડવુ તે [ થાય ત્યા લગી

**મરણાંત,** અ૰ [ . ] મરણ

**મરણિયુ,** વિ૰ જીવપર આવેલુ મરવાને તૈયાર થયેલુ કહે૰ એક મરણિયો સોને ભારે [ મરવુ તે

**મરણુ** ન૰ મરણ મૃત્યુ (૨)

**મરતબો.** પુ૰ [ अ मरतब ] દરજ્જો પદવી, અધિકાર મોભો (૨) મરજાદ અદબ વજન ક્રિ૰ પ્ર૰ મરતબો સાચવવો-અદબ રાખવી

**મરદ,** પુ૰ [ फा मर्द नर, પુરુષ (૨) પતિ ધણી (૩) પુરુષાતનવાળો માણસ શૂરવીર કહે૰ મરદની ગરદમા રહી મે, પણ નામરદની

સોડમાં ના રહીએ.

**મરદવું**, ક્રિ૦ સ૦ [ સં. मर्द् ] મર્દન કરવું; ચોળવું; ઘસવું. ( ૨ ) મસળવું

**મરદંગ**, સ્ત્રી૦ મૃદંગ; એક ચર્મ વાદ્ય; પખાજ.

**મરદાઇ**, સ્ત્રી૦ મરદપણું પુરુષાતન; બહાદુરી; પુરુષાર્થ; પરાક્રમ; વીરતા. [ બહાદુરી.

**મરદાનગી** સ્ત્રી૦ મરદપણું;

**મરદાની**. વિ૦ [ फा. ] મરદને શોભે તેવું. (૨) નિડર, હિમ્મતવાળું.

**મરદામી**, સ્ત્રી૦ મરદાઇ; પુરુષાતન; બહાદુરી [ પત્ન. વીરપણું.

**મરદી**, સ્ત્રી૦ મરદાઇ. (૨) પુરુ-

**મરદુમી**, સ્ત્રી૦ મરદાઇ.

**મરદેઆદમી**, પુ૦ બહાદુર માણસ; વીરનર

**મરનાર**, વિ૦ મરણની દરકાર નહિ કરનાર; મરવાને તૈયાર. ( ૨ ) મરણ પામેલું તે. કહે૦ મરનારને ઉંચાકનારની શી ફિકર.

**મરની**, અ૦ ચાલ્યો જા; દૂર ખસ; જતો રહે. ( ૨ ) ભલે, છો.

**મરને** અ૦ ભલે; છો. ખેર.

**મરવત.** (મુરબત.), સ્ત્રી૦ સ્નેહ; પ્રીતિ. ( ૨ ) લાજ; શરમ; સભ્યતા.

**મરવું.** ક્રિ૦ અ૦ પ્રાણીનું ચૈતન્ય મુક્ત થવું; જીવ જતો રહેવો; ગુજરીજવું; મરણ પામવું. (૨) સુકાઇ-કરમાઇ જવું; ધાતુ વગેરેની ખાખ થવી. ( ૪ ) ચાલવું બંધ થવું : ઉપડી જવું:–સોગટી મરીગઇ (૫) આવવું–જવું:–એને અહિં મરવા દો=આવવા દો. જવા દો. (૬) અધીર થવું. ( ૭ ) રિબાવું; પીડાવું. ( ૮ ) લાગણી જતી રહેવી; અસર ઓછી. થઇ જવી:–ભૂખ મરી ગઇ. (૯)પચવું; ભરાવું:-ભીંતમાં પાણી મરે છે (૧૦). નુકશાન ખમવું. ખોટ આવવી.

**મરવો**, પુ૦ નાની કાચી કેરી. ( ૨ ) કોઇપણ કુમળું ફળ ( ૩ ) એક જાતનું ફૂલ ઝાડ ને તેનું ફૂલ.

**મરશિયા**, [ अ. मर्सिया ] શોકના ગીત પરજિયા; રાજિયા

**મરહુમ** વિ૦ [ फा. मरहुम ] મરણ પામેલું; ગત થયેલું સ્વગસ્થ.

**મરાઠણ**, સ્ત્રી૦ મરાઠેણ મરાઠાની સ્ત્રી તે. [ વાસી તે.

**મરાઠા**, પુ૦ મહારાષ્ટ્રના રહે-

**મરાઠી**, વિ૦ મહારાષ્ટ્ર સંબંધી

**મરામત**, સ્ત્રી૦ [ अ मरम्मत ] ઠીક ઠાક કરાવવું તે સમરાવવું તે: દુરસ્તી ટાપટીપ; સુશોભિત કરવું તે.

**મરામતી**, વિ૦ મરામતનું; ઠીકઠાક કરાવવું પડે એવું. ( ૨ ). મરામત કરનાર.

**મરાલ** પુ૦ [ सं. ] હંસ.

**મરાવવું**, ક્રિ૦ પ્ર૦ મારે એમ કરાવવું ઠોકાવવું; કુટાવવું; હણાવવું.

**મરાસ**, ન૦ વારસ; જે ખરો હકદાર હોય તે.

મરિયું ન૦ મરી (૨) નાનો પણ આકરો અને તીખો કણ તે મરી જેવું તીખું=કડક મીજાજનું એમ.

મરી, ન૦ [ પ્ર. मारिच ] એક વેલનાં તીખાં ને તમતમાં ગોળ બી; તીખાં મરિયાં. મરિચ. રૂ૦ પ્ર૦ મરી ફાકવાં=તીખું બોલવું. મરી મસાલો =ગરમ મસાલો. મરી મસાલો ભભરાવવો=વધારીને વાત કહેવી.

મરીચિ, ન૦ [ સં ] કિરણ.

મરીચિકા, સ્ત્રી૦ [ સં. ] મૃગજળ. ઝાંઝવાં.

મરીજવું, ક્રિ૦ અ૦ ગુજરીજવું; જીવ જવો; દેહાંત થવો. સ્વર્ગે જવું. (૨) સુકાવું; કરમાવું; નાશ પામવું. (૩) રિબાવું; પીડાવું. (૪) લાગણી જતી રહેવી; નહિ અસર થવી. (૫) જતું રહેવું:-મન મરી ગયું (૬) નકામું થઇ જવું:-ચામડી મરી ગઇ. (૭) ચાલતું બંધ પડવું; ઉપડી જવું—;આ સોગટી મરી ગઇ. (૮) અંદર ને અંદર સમાવું-પચવું. (૯) નુકશાનમાં આવવું. રૂ૦ પ્ર૦ મરી પડવું= મોહી પડવું; વારી જવું ;મરી ફીટવું. મરીને માર્ગ આપવો=જીવના જોખમે કામ કરવું. કહે૦ મરીને કંઇ માળવો લેવાય ? મરતાને મર ના કહેવું. મરતાએ નથી ને ગાંગો ચૂકતોએ નથી.

મરૂ, રેતાળ મદેશ;ઉજ્જડ મુલક. (૨) મારવાડ.

મરૂં, અ૦ પ્રેમમાં ઉચ્ચરાતો નિશ્ચય ઉદ્ગાર. (પારસી બોલીમાં વિશેષે વપરાય છે:—મરૂં, તમે કેમ આવ્યા નહિ ?). (૨) વારી જાઉંના અર્થમાં પણ વપરાય છે:—મરૂં, આપે શા માટે તસ્દી લીધી.

મરૂડિયો, પુ૦ ચુડગર; મણિયાર. કહે૦ હુંઠી ચુડો પહેરવા ગઇ ત્યારે મરૂડિયો માંદો પડયો.

મરૂડી સ્ત્રી૦ બાવાની નાની ઝુંપડી; મઢુલી. (૨) જુ૦ મરોડી.

મરુત, પુ૦ [સં.] પવન; વાયુ.

મરેઠણ, સ્ત્રી૦ મરાઠણ.

મરેઠી, વિ૦ મરાઠી. (૨) એક ઔષધિ.

મરેઠો, પુ૦ મહારાષ્ટ્રનો વતની.

મરો, પુ૦ મોત; ઘણાં મરણાં થવાં તે. (૨) મોત જેવું દુઃખ; માઠી દશા; હેરાનગતિ. કહે૦ બ્રાહ્મણનો વરો અને કુતરાંનો મરો.

મરોડ, પુ૦ વલણ; આકાર; ઝોક. (૨) અંગ મરડીને લટકે ચાલવું તે; છેલાઇ; વરણાગી. (૩) ટેક. (૪) વિરુદ્ધતા.

મરોડવું, ક્રિ૦ સ૦ મરડવું; મચરડવું; આંબળવું. (૨) વાળી નાખવું; (૩) હલાવવું.

મરોડી, સ્ત્રી૦ બૂચ ઉઘાડવાનો ફેરવાળો સ્ક્રુ-આંકડી તે.

મર્કટ, ન૦ [ સં. ] માંકડું; વાંદરું; વાનર; કપિ. (૨) વિ૦ દુર્બળ; સુકલકડી; એકવડા બાંધાનું.

વિ૦ (૩) અટકચાળું; અડપલું; ઉધમાતીયું; તોફાની કહે૦ મર્કટને નિસરણી આપવી=ખૂબ ચડાવવું. મર્કટને વળી મદિરા પીએ.

**મર્ત્ય**, વિ૦ [સં.] મરણશીલ; મરનારું. (૨) ના૦ જેને મરણ આવે છે એવું; માણસ. [માનવસૃષ્ટિ

**મર્ત્યલોક**, પુ૦ [સં.] મૃત્યુલોક;

**મર્દ**, વિ૦ બહાદુર; હોશિયાર; શૂરવીર. (૨) ના૦ પુરુષ. નર; આદમી

**મર્દન**, ન૦ (સં.] ચોળવું તે; રગડવું-મસળવું તે. (૨) ગદડવું તે; ખુંદવું તે.

**મર્દવું**, ક્રિ૦ અ૦ ચોળવું. રગડવું; મસળવું. (૨) ગદડવું; ખુંદવું. (૩) દાબી દેવું; કમજોર કરવું. (૪) હરાવવું; હલકું પાડવું માન તોડવું.

**મર્મ**, પુ૦ [સં.] શરીરમાંનો અતિ નાજુક અવયવ તે; સંધિસ્થાન. (૨) ગુઢાર્થ; ગુપ્તાર્થ (૩) ભાવ; રહસ્ય; હેતુ. (૪) ઉંડી સમજ; અંતઃકરણમાં રહેલું જે રહસ્ય તે. (૫) ઇંગિત; અભિપ્રાય; મતલબ. (૬) દાવ; પેચ. મર્મવચન=કટાક્ષનું ચેણું; મેણું.

**મર્મજ્ઞ**, વિ૦ [સં.] મર્મ જાણનાર; અંદરનો ભેદ જાણનાર. (૨) રસિક; રસ જાણનાર; ચતુર.

**મર્મર**, અ૦ પાંદડાંનો ખડખડાટ. (૨) પાછળથીબડબડવું તે.

**મર્મવચન**, ન૦ [ ; ગૂઢાર્થ રહેલો હોય એવું-બેજારૂપ વચન તે; કરડાગી; વ્યંગવચન.

**મર્મસ્થળ**, ન૦ [સં.] શરીરના કેટલાક અતિ નાજુક ભાગ-અવયવો તે; ખોપરી, લમણાં, સાધા વગેરે. (૨) અંતઃકરણ. [સ્થાન.

**મર્મસ્થાન**, ન૦ [સં.] મર્મ-

**મર્માળ**, વિ૦ મર્માળું; મર્મથી ભરેલું; ગુઢાર્થ યુકત.

**મર્માળું**, વિ૦ જેમાં મર્મ રહેલો હોય એવું; મર્મવાળું.

**મર્યાદ** સ્ત્રી [સં મર્યાદા] અદબ; વિવેકાચાર, સભ્યતા (૨) હદ; સીમા. [સભ્ય. વિવેકી.

**મર્યાદશીલ**, વિ૦ વિનયી;

**મર્યાદા**, સ્ત્રી૦ [સં.] વિવેક; વિનય; અદબ; સભ્યાચાર. (૨) હદ, સીમા. (૩) બંધન. અટકાવ; પ્રતિબંધ ક્રિ૦ પ્ર૦ મર્યાદા તોડવી=. અદબ તજી દેવી. મર્યાદા રાખવી= વિવેકથી વર્તવું.

**મલ**, પુ૦ [સં.] મળ શરીર માંનો કચરો. (૨) કસરતથી જેણે પોતાનાં અંગ કસેલા હોય તે; મલ્લ.

**મલકટ**, પુ૦ જરિયેલ કપડાનો કકડો; કાચળીના ઘણાક ખંડમાંનો એક ભાગ; તાલું.

**મલકવું**, ક્રિ૦ અ૦ મોં હસી રહેવું. અંતરની ખુશાલીને લ મુખ હાસ્યવાળું થઇ રહેવું.

**મલકાવવું**, ક્રિ૦ સ૦ મો હસાવવું; મુખ ઉપર હાસ્ય દેખાડવું (૨) રાજી કરવું, ખીલવવું તાન ચડાવવું

**મલકાવું** ક્રિ૦ અ૦ મંદમંદ હસવું રાજી થવું મુખ ઉપર આનંદ દભરાવો

**મલકડું**, વિ૦ નહિખાટું–નહિ મોળું એવું કુચાપાણી થઇ ગયેલું; બેસ્વાદ (દહીં) (૨) સહેજમાં મલકાઇ જાય એવું દેખાઇ જનારૂં.

**મલકુસ્તી**, સ્ત્રી૦ કસરતી માણસોનું દાવપેચથી લડવું તે, મલ્લયુદ્ધ; હાથપગના જોરવડે એક બીજા સાથે બાથંબથ્થા કરવી તે

**મલપતું**, વિ૦ આનંદભેર ધીરે ધીરે છટાદાર ચાલે ચાલતું. અંતરના આનંદથી જોનારની દૃષ્ટિ ખેંચાય તેમ લહેકાતી ચાલે ચાલતું મનમારનું વતની.

**મલબારી**, વિ૦ મલબારનું,

**મલમ** ન૦ [अ. मरहम्] ઘારા વગેરે ઉપર લગાડવાનું ઔષધ

**મલમપટી**, સ્ત્રી૦ ઘારા અને ચાદાં વગેરે ઉપર ચોડવાની મલમ લગાડેલી દવા; આગળો મલમપટો= મલમ લગાડેલા લુગડાનો કટકો ક્રિ૦ મ૦ મલમપટ્ટી કરવી=ઘા–ચાદાં વગેરે ઉપર મલમ વગેરેની આગળી ચોડવી. (૨) મન મનાવી લેવું; થાબડથીબડ કરવું.

**મલમલ**, ન૦ બારીક સુતરનું મુલાયમ કપડું; મજલિન.

**મલય**, પુ૦ [સં] હિંદના દક્ષિણ પૂર્વ કિનારાનો પહાડી પ્રદેશ અને તે પ્રદેશમાં આવેલો પર્વત મલયાનિલ =દક્ષિણ પૂર્વ દિશાનો વાયુ મલય પર્વત ઉપરથી આવતો વાયુ (મલયાનિલ વસંતાગમ સૂચવે છે.)

**મલયાગુરુ** ન૦ [સં.] મલય પર્વત અને મલબારમાં થતું સુંગધી લાકડાનું એક ઝાડ; રક્તચંદન.

**મલાઇ** સ્ત્રી૦ દૂધને ઉકાળતાં તેની ઉપર તરી આવતો તૈલી ચીકણો ભાઠો પદાર્થ તર (૨) સત્વ સાર તત્ત્વ.

**મલાજો** પુ૦ અદબ રાખવ તે. મુલાજો સભ્યતા, લાજ; વિવેક અને વિનય રાખવા તે. (૨) પડદો, અંતર

**મલાર** [સં. मल्लारी] ગાવાનો એક રાગ (કહે છે કે આ રાગગાતાં વરસાદ આવે છે.)

**મલાવડાં** ન૦ મુખ હસતું રાખી કંઇક ઇંગિત સાથે ખુશામત કરવી તે. (૨) અનુનય રીઝવણી.

**મલાવવું**, ક્રિ૦ સ૦ મોજ કરે એમ કરાવવું પ્રફુલ્લ કરી દીપાવવું (૩) લંબાવવું વધારવું (૩) રંગ પુરવો; બહલાવવું.

**મલાવો** પુ૦ મલાવવું તે (૨) વધારો ચઢાવો, બહલાવવું તે.

**મલિન**, વિ૦ [સં.] મેલું; ગંદુ. (૨) ઝાંખું (૩) ડાઘું, રજ–કચરાવાળું (૪) દુષ્ટ; કપટી.

**મલિનતા**, સ્ત્રી૦ [સં.] મેલાપણું. (૨) ઝાંખપ.

**મલિદા**, પું૦ [ફા.] ખાવાનો ઘી ખાંડથી ભરેલો પદાર્થ; સત્વદાર ખોરાક. (૨) ઘીગોળથી ભરપુર છુટો લાડુ.

**મલિકા**, સ્ત્રી૦ રાણી; રાજકર્ત્રી.

**મલુક**, વિ૦ સારું; ઉત્કૃષ્ટ. (૨) ના૦ દેશ; મુલક.

**મલેક**, પું૦ [ફા.] અમીર; ઉમરાવ. (૨) મુસલમાનમાં એક મોટો ઇલકાબ.

**મલેરિયા**, પું૦ [અં.] મચ્છરના ડંખથી ઉત્પન્ન થતો ટાઢિયો તાવ.

**મલોખું**, વિ૦ ત્રાંસી આંખે જોનારું; બાડું. (૨) જુવારના સાંઠાના ગરની લાકડી; રાડું; ફોલેલો સાંઠો.

**મલ્લ**, પું૦ કસરતથી શરીરને કસી લઇ થયેલો માણસ; કુસ્તી લડવામાં હોશિયાર માણસ; પહેલવાન. મલ્લયુદ્ધ=કુસ્તી.

**મલ્લાર**, પું૦ મલ્હાર; એક રાગ. જુ૦ મલાર. [તની વેલ.

**મલ્લિકા**, સ્ત્રી૦ [સં.] એક જા-

**મલ્લિકાક્ષ**, પું૦ [ સં. ] રાતાં મોં ચાંચ અને રાતા પંજાવાળો હંસ.

**મવડાવવું**, ક્રિ૦ પ્રે૦ સમાવવું; માય એમ કરવું; દાબીને–ઠાસીને ભરવું–ઘાલવું. [કરવું.

**મવડાવું**, ક્રિ૦ સ૦ સમાય તેવું

**મશ**, [સં. મિષ] બાનું; નિમિત્ત; જુઠો સબબ. (૨) મેશ, કાજળ



**મશક**, પું૦ [સં.] મચ્છર; ડાંસ. (૨) સ્ત્રી૦ પાણી ભરવાની ચામડાની કોથળી.

**મશગુલ**, વિ૦ [ ફા. ] કામમાં રોકાયેલા મનવાળું; ધ્યાન બદ્ધ; એકતાર.

**મશરૂ**, પું૦ એક જાતનું સુંદર રેશમી વસ્ત્ર; હીરાગળ કપડું.

**મશહુર**, વિ૦ જાણીતું; નામાંકિત; પ્રખ્યાત; પ્રસિદ્ધ; જાહેર.

**મશાગત**, સ્ત્રી૦ મહેનત; મજુરી. (૨) રોજ.

**મશાણ**, ન૦ [ સં. श्मशान ] મડદાં બાળવા દાટવાની જગા તે; સમશાન.

**મશાણિયું**, વિ૦ શ્મશાન સંબંધી. (૨) ભુંડું; અશુભ; અમંગળ. (૩) મડદું બાળવાને શ્મશાન જનારું. મશાણિયો=ડાઘુ. મશાણિયા લાડુ=થોડા ઘીના લાડુ. [સામાન વેચનારો.

**મશાણી**, પું૦ મડદાને લગતો

**મશાલ**, સ્ત્રી૦ [ अ. मशअल ] લાકડી ઉપર ચિંથરાં વિંટાળીને બનાવેલો મોટો કાકડો; એક જાતનો છુટો દીવો કે દીવી તે; મેરાયું.

**મશાલચી**, પું૦ મશાલ લઇને ચાલનારો માણસ; મશાલ ધરનારો.

**મશાલી**, પું૦ મશાલ રાખનારો; મશાલચી.

**મશાલો**, પું૦ [ સં. મિશ્રિત ] તીખી ગળી, ચટકદાર અને સુગંધવાળી કેટલીક વનસ્પતિઓ અને તેનાં

બીજ વગેરે તે; તેજાનો. ( મશાલા બે જાતના છે. એક ખારાં ખાટાં પેયમાં નાખવાનો અને બીજો ગળ્યાં મીઠાં પેય ને પાક વગેરેમા નાખવાનો પહેલામાં મીઠું, મરચું, હળદર, હીંગ, રાઇ, મેથી વગેરે, અને બીજામા બદામ, પિસ્તા, ઇલાયચી, તજ, જાયફળ, જાવંત્રી વગેરેનો સમાવેશ થાય છે. ) (૨) કોઇ ચીજ બનાવવાના જે જુદા જુદા પદાર્થો તે, સંભાર; સામગ્રી. રૂ૦ પ્ર૦ મશાલો ભભરાવવોઃ લહેજતદાર બનાવવું. (૨) વધારીને કહેવું.

**મશિયાઇ,** વિ૦ માશીનાં છોકરાં.

**મશિયેણુ,** વિ૦ માશી તરફનું.

**મશી,** સ્રી૦ શાહી; રૂશનાઇ. (૨) મેશ; કાજળ. [ ઠંઠોળી; ચેષ્ટા.

**મશ્કરી,** સ્રી૦ [ અ ] મજાક;

**મશ્કરો,** પુ૦ મશ્કરી કરનારો; ટોળી માણસ. (૨) વિદૂષક. (૩) બટક બોલો; ચેષ્ટા કરનારો; નકલી.

**મસ,** વિ૦ ઘણું; પુષ્કળ; ખૂબ; જાસ્તી. ( ૨ ) ના૦ મસો; ઢરસ.

**મસકો,** પુ૦ મસ્કો; માખણ. ( ૨ ) સાર; તત્ત્વ. ક્રિ૦ પ્ર૦ મસકો લગાડવો=ખુશામત કરવી.

**મસજીદ,** સ્રી૦ [ અ. ] મુસલમાનોને બંદગી કરવાને માટે બાંધેલું મોટું જાહેર મકાન. કહે૦ નિમાજ પઢતાં મસજીદ કોટે વળગવી=પુણ્ય કરવા જતાં પીડા થવી.

**મસતાન,** વિ૦ મસ્તાન; મદમત્ત; માતેલું. (૨) તાને ચડેલું; ફદમાતિયું; તોફાની.

**મસતી,** સ્રી૦ મસ્તી; મસ્તપણું. ( ૨ ) તોફાન; ધાંધલ; ગડબડ મસતીખોર=તોફાની.　　[ સિંહાસન.

**મસનદ,** સ્રી૦[અ.] ગાદી, તખ્ત;

**મસમસવું,** વિ૦ મઘમઘવું; ફોરવું, વાસ આપવું; સુગંધ ફેલાવવું.

**મસરકો,** પુ૦ સાંભળનારને ઝાટકો લાગે એવું મર્મ વચન કહેવું તે; કરડાકીનો બોલ, વ્યંગમાં ટોણો મારવો તે

**મસલત,** સ્રી૦ [ અ. ] એક બીજાના મત મેળવવા તે; સલાહ કરવી તે; વિચાર ચલાવવો તે; મનસુબો; ગોઠવણ; સંતલસ.

**મસલતિયો,** પુ૦ મસલત કરનારો; સલાહ આપનારો; પંચાતિયો; મંત્રી.

**મસવણી,** સ્રી૦ જવારા વાવી તેનું પૂજન કરવાનું છોકરીઓનું એક વ્રત; ગૌરી પૂજન.

**મસવાડી,** સ્રી૦ રબારી ભરવાડ વગેરે પાસેથી ઢોર ચરાવવા માટે લેવામાં આવતો કર.

**મસવાડું,** ન૦ ઘરની પછીત પાછળની જમીન તે; છીંડી; વાડો; પછવાડું.

**મસવાડો,** પુ૦ ગામ પાછળનો ભાગ; પાદર. ( ૨ ) મહીનો; માસ.

**મસળવું**, ક્રિ૦ સ૦ ચોળવું; ઘસવું; રગડવું; (૨) દાબવું; ચાંપવું. (૩) ડુંપવું; ગદડવું. (૪) મારી મારીને ચોળી નાખવું; દાબીને કચરી નાખવું.

**મસળાવવું**, ક્રિ૦ પ્ર૦ ચોળાવવું; રગડાવવું; માલીસ કરાવવી (૨) ચંપાવવું; દબાવવું.

**મસાત**, સ્ત્રી૦ ખેડવાની જમીનનો આકાર.

**મસાલો**, પુ૦ જુ૦ મશાલો.

**મસી**, સ્ત્રી૦ મશી; કાજળ; મેશ. (૨) દાંતે ઘસવાનો કાળો ભુકો; દંતમંજન. (૩) શાહી; રૂશનાઇ. (૪) ઝાડ અને વેલાઓ ઉપર થતા એક જાતના જંતુ.

**મસીદ**, સ્ત્રી૦ મસજીદ; મુસલમાનોને નિમાજ પઢવાને બાંધેલી જગા. કહે૦ મફતનું ખાવું ને મસીદે સૂવું=બિલકુલ બેફિકરા રહેવું.

**મસુર**, ન૦ એક જાતનું કઠોળ. (એની દાળ લાલ હોય છે.)

**મસુરિકા**, સ્ત્રી૦ શરીર ઉપર ફોલ્લા ફૂટી નીકળવા તે; નાના મસા જેવી ફોલ્લીઓ થઇ આવવી તે; બળિયા; શૈયડનો રોગ.

**મસો**, પુ૦ ચામડીની સપાટી ઉપર જે કઠણ ગાંઠો નીકળે છે તે; અર્શ (આખે શરીરે મસા નીકળે છે, તેમાં ગાંડના મસા અર્શ કહેવાય છે.)

**મસોતું**, ન૦ ગરમ વાસણ વગેરે પકડવાને માટે રાખવામાં આવતો લુગડાનો કકડો. (૨) અતિ મલિન તે; જીર્ણ કપડું. (૩) લીંપ ધોળવાનો લુગડાનો કકડો. [ મસ્કત સંબંધી.

**મસ્કતી**, વિ૦ મસ્કત બંદરનું;

**મસ્તક**, ન૦ માથું.

**મસ્તાઇ**, સ્ત્રી૦ મસ્તી; ધિંગાણું; તોફાન, ધાંધલ; ઉદમાત.

**મસ્તાન**, વિ૦ મદથી ઉન્મત્ત; વિફરેલ; તોફાની. (૨) ચક્ચૂર; કામમાં મશગુલ.

**મસ્તાની**, વિ૦ મસ્ત; ચક્ચૂર. વિફરેલ તોફાની; કન્માદી.

**મસ્તિષ્ક**, ન૦ [ સં. ] માથું; મસ્તક. (૨) મગજ.

**મસ્તી**, સ્ત્રી૦ મસ્તાઇ; તોફાન; ધાંધલ; ગડબડ; ધિંગાણું. [તોફાની.

**મસ્તીખોર**, વિ૦ મસ્તી કરનાર;

**મસ્લુલ**, સ્ત્રી૦ (ન૦) સાળમા વપરાતી રેશમી તારની કોકડી.

**મસ્નદ**, સ્ત્રી૦ [ फा ] બેઠક; ગાદી; પાટ.

**મહ્કુબ**, વિ૦ [ अ. ] મુલતવી; બંધ રાખેલું; તહકુબ; મોકુફ.

**મહત્**, વિ૦ [ સં. ] મોટું; વિશાળ, ભારે.

**મહતાબ**, પુ૦ [ फा. ] ચંદ્રમા (૨) એક જાતનું દારૂખાનું.

**મહત્તા**, સ્ત્રી૦ [ સં. ] મોટાઇ; મોટપણ. (૨) ઐશ્વર્ય; પ્રભાવ; પ્રતિષ્ઠા; ગૌરવ.

**મહત્ત્વ**, ન૦ [ સં. ] મોટાપણું; ગુરુત્વ; મહિમા (૨) વિસ્તાર; વિશાળતા. ( ૩ ) શોભા.

**મહર**, સ્ત્રી૦ મહેર, કૃપા; અમીદૃષ્ટિ; ( ૨ ) મર્મમાં કહેલું તે.

**મહર્લોક**, પુ૦ [ સં ] ધાર્મિક સાહિત્યમાં કલ્પેલા સાત લોકમાંનો એક લોક, કે જ્યાં લોકો પોતાની મહત્તા સાચવતા રહે છે તે.

**મહર્ષિ**, પુ૦ [ સં. ] મોટા ઋષિ, મોટા તપસ્વી-ધાર્મિક અને જ્ઞાની બ્રાહ્મણ. [ જાહેર.

**મહશુર**, વિ૦ મશહુર; પ્રખ્યાત;

**મહંત**, પુ૦ [ સં. ] ઘણા સાધુઓનો ઉપરી, મઠાધિકારી-સાધુ.

**મહા**, વિ૦ [સં.] મોટું; વિશાળ; ઉન્નત; ઉંચું; શ્રેષ્ઠ; ( ૨ ) માઘ-માહ માસ.

**મહાકાળી**, સ્ત્રી૦ મોટી કાલિકા દેવી તે; ઇશ્વરી.

**મહાજન**, પુ૦ [ સં ] મોટા માણસ; પરાક્રમી માણસ; મહા પુરુષ ( ૨ ) ન૦ આગેવાન વેપારી વગેરેનો જે સમૂહ તે. ( ૩ ) જુદા જુદા ધંધાદારીઓના આગેવાનનાં જે જુદાં જુદાં મંડળો તે; સાજનું; જમાત.

**મહાજનિયું**, વિ૦ મહાજનને લગતું-સંબંધી, જાહેરનું. ( ૨ ) ધણી વગરનું; રખડાઉ; હરાયું:-મહાજનિયું ઢોર.

**મહાજમ**, સ્ત્રી૦ જુ૦ માઝમ.

**મહાડ**, પુ૦ [ સં. મહાલય ] માઢ; મોટું મંદિર-મકાન; મેડાવાળું ઉંચું મકાન, રાજમંદિર; મહાલય. ( ૨ ) કોટવાળો મહોલ્લો; પોળ વાસ; ખડકીનો મેડો (૩) એ નામનો એક રાગ; માઢ.

**મહાત**, સ્ત્રી૦ [ ફા. ] હરાવવું; જોર તોડી નાખવું; હઠાવી દેવું (૨) કેદ કરવું; અટકાવવું; શરમિંદુ પાડી નાખવું ક્રિ૦ પ્ર૦ મહાત કરવું=હરાવવું.

**મહાતળ**, ન૦ [ સં. ] સાત પાતાળમાંનું એક પાતાળ.

**મહાત્મા**, વિ૦ [ સં. ] જેની અંદર ઉન્નત ભાવનાવાળો આત્મા રહેલો હોય એવો માણસ; પરાર્થ અને પરમાર્થ વીર હોય તે. ( ૨ ) મોટા મનનું-ખુલ્લા હૃદયનું માણસ, સખી; ઉદાર.

**મહાત્મ**, (માહાત્મ્ય), ન૦[સં.] મોટાપણું; પ્રતાપ; પ્રભાવ. (૨) યશ; કીર્તિ. ( ૩ ) ઐશ્વર્ય; ગુણગાન; મોટાઇ.

**મહાદશા**, સ્ત્રી [ સં. ] મુખ્ય ગ્રહની મનુષ્યના જીવન ઉપર લાંબો વખત ચાલતી અસર તે.

**મહાદેવ**, પુ૦ [ સં. ] મોટા દેવ; જેમાં સર્વ દેવનો સમાવેશ થતો હોય એવા દેવ; શિવ; શંકર. (૨) ભયાનક સંહાર શકિતનું સ્વરૂપ તે.

મહાનસ, ન૰ [ સં. ] રસોડું; અન્નપાણીખાનું.

મહાનુભાવ, વિ૰ [ સં. ] ઉદાર; ખુલ્લા મનવાળું; જેનું મન દયાથી ભરેલું હોય તે.

મહાન, વિ૰ મહત્; મોટું.

મહાપદ્મ, ન૰ [ સં ] સહસ્ર અબજ જેટલી સંખ્યા તે; ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦. (૨) મોટું કમળ.

મહાપાતક, [ સં. ] મોટું પાપ. ( બ્રહ્મહત્યા, સુરાપાન, સુવર્ણની ચોરી, ગુરુપત્નીગમન, અને મહા પાતકીનો સંગ એ પાંચ મહા પાતક ગણાય છે. ) [ કરનાર.

મહાપાતકી, વિ૰ મોટું પાપ

મહાપાપ, ન૰ મોટું પાપ.

મહાપ્રલય, પુ૰ [ સં. ] ચાર અબજ ને બતરીશ કરોડ વર્ષને અંતે થતે. કહેવાતો સૃષ્ટિનો સમગ્રગો નાશ તે; મોટા પ્રલય.

મહાપ્રસાદ, પુ૰ [ સં. ] દેવની પ્રસાદી. ( ૨ ) માર

મહાપ્રાણ, પુ૰ [ સં. ] જેનો ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ લેવો પડે તે અક્ષરો. ખ, ઘ, છ, વગેરે.

મહાબો, (મહોબો), પુ૰ માર; વક્કર. બોજ

મહાભાગ. વિ૰ [ સં. ] ભાગ્યશાળી; સદાચાર સંપન્ન.

મહાભારત, વિ૰ બહુ મોટું; (૨) બહુ અઘરું; કઠણ. (૩) મદત. (૪) ના૰ કૌરવ અને પાંડવ વચ્ચે થયેલા યુદ્ધ ઉપર લખાયેલું એક સંસ્કૃત વીરરસપ્રધાન મોટું કાવ્ય.

મહાભૂત, ન૰ [ સં. ] જગતની ઉત્પત્તિના મૂળ કારણ રૂપ જે પાંચ આદિ તત્ત્વ ગણાય છે તે:-પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ.

મહામાયા; સ્રી૰ સં [ પરમાત્માની આદિ શક્તિ-માયા તે. (૨)મોટી દેવતા; શક્તિ; દુર્ગા; અંબા; ભવાની.

મહામારી, સ્રી૰ જેથી મરણ વધારે થાય એવો ભયંકર જીવલેણ રોગ:- પ્લેગ, કોગળિયું, કોલેરા; મરકી.

મહાર, પુ૰ [ સં. ] ભંગી; ચંડાળ, ઢેડ, વગેરે.

મહારથી પુ૰ [ સં. ] મોટો અને બળવાન યોદ્ધો; જે મોટા રથ ઉપર બેસી દુશ્મનના મોટા સૈન્યની સામે બાઝે તે. (રથી, મહારથી ને અતિરથી એવી ચડતા પાયરીઓ છે. )

મહારાજ, પુ૰ [ સં. ] મોટો રાજા અને રૈયા રૂપ માણસ તે. ( આ શબ્દ મોટા પુરૂષને, રાજાને, બ્રાહ્મણને અને સંત સાધુ તથા આચાર્ય વગેરેને સંબોધવામાં આવે છે. )

મહારાજા, પુ૰ મોટો રાજા; રાજાઓનો રાજા તે; સમ્રાટ. મહારાજાધિરાજ=સાર્વભૌમ રાજા. (૨) વિ૰ બાળું; ઝૂંપી ગવાગમ વગરનું; ભોળિયું. ( ૩ ) આનંદી; લહેરી.

**મહારાણી**, સ્ત્રી૦ રાણીઓમાં સૌથી મોટી ને માનિતી રાણી તે; વડી રાણી.

**મહારાત્રી**. સ્ત્રી૦ [ સં. ] મહા-વદિ ચૌદશ; શિવરાત્રી. ( ૨ ) કાળી રાત; આસો વદિ ચૌદશની રાત

**મહારાષ્ટ્ર**. ન૦ [ સં. મોટું રાજ્ય તે. ( ૨ ) મરાઠાઓનું જેમાં રાજ્ય છે તે. દેશ; મરાઠાઓની ભાષા જ્યાં બોલાય છે તે મુલક.

**મહારૂં**, સ૦ મારું; મમ; મુજ.

**મહારૌરવ**. ન૦ [ સં. ] એક નરક; મહાદુઃખ ઉપજાવે એવું ગંદું અને અપ્રિય સ્થાન.

**મહાર્ઘ**, વિ૦ [ સં. ] મોટી કિંમતનું. મોંઘું. [ તાલુકો.

**મહાલ**, પુ૦ [ સં. ] પરગણું;

**મહાલકરી**, પુ૦ મહાલનો ઉપરી અધિકારી; મહાલનો વહીવટદાર.

**મહાલય**, ન૦ [ સં ] ભાદરવા વદમાં કરવાનું એક મોટું શ્રાદ્ધ. ( ૨ ) મોટું ધામ; દેવાલય. ( ૩ ) મહેલ; મંદિર.

**મહાલવું**, ક્રિ૦ અ૦ માલવું; ઘૂમવું, સ્વચ્છંદે ખાવું પીવું રમવું અને ફરવું હરવું.

**મહાવત**. પુ૦ હાથીને હાંકનારો.

**મહાવરો**, પુ૦ અભ્યાસ; વહીવટ; ટેવ આદત. ( ૨ ) સહવાસ; પરિચય. ક્રિ૦ પ્ર૦ મહાવરો કરવો=ટેવ પાડવી; અનુભવ આપ્યા કરવો.

**મહાવીર**, પુ૦ [ સં. ] મોટો વીર-પરાક્રમી પુરુષ. (૨) જૈન ધર્મના એક નામાંકિત આચાર્ય. ( પોતાનો રાજવંશી વૈભવ છોડી પ્રથમ તે પાર્શ્વનાથનાં પંથમાં જોડાયા હતા; પરંતુ એ પંથથી સંતોષ નહિ મળતાં ચાળીશ વર્ષની ઉમ્મરે તેમણે પોતાના મતનો જુદોજ સંપ્રદાય ચાલુ કર્યો હતો. )

**મહાશય**, વિ૦ [સં.] મોટા ઉદાર મનનું. ઉચ્ચ ગુણ અને ઉચ્ચ વિચાર તથા હેતુઓ વાળું. [ જેટલી સંખ્યા

**મહાશંકુ**, ન૦ દશ મહાપદ્મ

**મહિમા**, પુ૦ [સં.] પ્રતાપ, મોટાપણું યશ કીર્તિ.

**મહિમાટલું**, ન૦ માતાના ઘરની ભેટ જેમાં ભરેલી હોય તે માટલું.

**મહિયારી**, સ્ત્રી૦ દહીં વેચનારી; ગોવાળણી; ગોપી. ( ૨ ) ગોત્રજની પૂજા કરનાર સ્ત્રી તે.

**મહિયેર**. ન૦ [ સં मातृगृह ] સ્ત્રીને તેનાં માતપિતાનું ઘર-વતન-ગામ તે; પિયેર.

**મહિરૂં**. ન૦ મહિયેર; પિયેર.

**મહિલા**, સ્ત્રી૦[સં.] બાઇડી; સ્ત્રી.

**મહિષ**, પુ૦ [ સં. ] પાડો; ભેંશનો નર. (૨) એ નામનો રાક્ષસ.

**મહિષી**, સ્ત્રી૦ [ સં. ] પટરાણી; મુખ્ય રાણી. (૨) ભેંશ.

**મહી**. સ્ત્રી૦ [સં.] પૃથ્વી; ભૂમિ; ધરા; ધરિણી. (૨) ગાય ( ૩ ) દહીં.

**મહીડું**, ન૦ દહીં.

**મહીધર**, પુ૦ [સં.] શેષ નાગ; સાપ. (૨) પર્વત; પહાડ.

**મહીનો**, પુ૦ [ ફા. ] ત્રીશ દિવસનો સમય તે; માસ. ( કેટલાક સૂર્યની અને કેટલાક ચંદ્રની ગતિ પ્રમાણે મહીનાની ગણતરી કરે છે. આપણે અમાસના બીજા દિવસથી અમાસ લગીના કાળને મહીનો કહીએ છીએ, મુસલમાનો અમાસ પછી ચંદ્રદર્શન થાય; તેના બીજા દિવસથી ફરીને ચંદ્ર દેખાય ત્યાં લગીના સમયને મહીનો ગણે છે. ખ્રિસ્તીઓ ચોવીસ કલાકનો એક દિવસ એવા ૩૦-૩૧ દિવસના કાળનો મહીનો કહે છે. ) ૩૦ પ્ર૦ મહીનો ચડવો=ગર્ભ રહેવો; અટકાવ આવતો બંધ થવો. ( ૨ ) દરમાયો. પગાર. [ પતિ; રાજા.

**મહીપતિ**, પુ૦ [ સં. ] પૃથ્વી-

**મહીપાળ**, પુ૦ [ સં. ] પૃથ્વીનું પાલન કરનાર; રાજા; ભૂપતિ.

**મહુ**, સ્ત્રી૦ મૌ; મઉ; મારવાડ તરફના કંગાલ લોકનાં ટોળાં તે. (૨) ગંદુ અને કંગાલ માણસ

**મહુડાં**, ન૦ મહુડાનાં ફુલ. ( આ ફુલને દાબી ક્યારીને કાઢેલા રસમાંથી ગોળ અને દારૂ બનાવાય છે. )

**મહુડી**, સ્ત્રી૦ નાનો મહુડો. (૨) વિ૦ મહુડાનું:-મહુડી દારૂ.

**મહુડું**, પુ૦ મહુડાં

**મહુડો**. પુ૦ [ સં. મધૂક ] એક જાતનું મોટું ઝાડ.

**મહુવર**, સ્ત્રી૦ મોહ લગાડે એવા સુરનું વાજું; વાદીની વાંસળી.

**મહેક**, સ્ત્રી૦ બહેક; વાસ સુગંધ: ફોર. સોડમ. [ ફોરવું; સુગંધ ફેલાવી.

**મહેકવું**, ક્રિ૦ અ૦ સોડવું:

**મહેકાટ**, પુ૦ મહેક મહેક થઇ રહેવું તે ગંધપસાર.

**મેણું**, ન૦ કરેલો ઉપકાર સામાને કહી સંભળાવવો તે; સામાને માઠું લાગે એવી રીતે ટપ્પો મારવો તે: ટોણો: ઠોક; બોલ. ક્રિ૦ પ્ર૦ મેણું મારવું=દોષ દેખાડી આપી કરેલો ઉપકાર કહી સંભળાવવો.

**મહેતર**, પુ૦ [illegible]નો વડો તે. મહેતરાણી=[illegible] સ્ત્રી.

**મહેતલ**, સ્ત્રી૦ [illegible]: મુદત. [illegible] બાબતને માટે [illegible] નક્કી કરેલો તે.

**મહેતાજી**, પુ૦ છોકરાંને [illegible] [illegible] [illegible] [illegible] (૨) [illegible] [illegible] [illegible] [illegible]

**મહેતા[illegible]**, પુ૦ [illegible] [illegible] (૨) [illegible]

**મહેતી**, સ્ત્રી૦ [illegible] [illegible] (૨) મહેતાની સ્ત્રી.

**મહેતો**, [illegible] [illegible] ( ૨ [illegible] [illegible]

**મહેનત**, સ્ત્રી૦ [ અ. ] તનમનથી કામ કરવામાં જે બળ વાપરવું તે; શ્રમ; આયાસ. (૨) મજુરી; ચાકરી. (૩) જોર; બળ શક્તિ. (૪) પીડા સહેવી તે. ક્રિ૦ પ્ર૦ મહેનત કરવી=શ્રમ લેવો

**મહેનતાણું**, ન૦ મહેનતનો બદલો તે; મજુરી. (૨) પગાર; દરમાયો.

**મહેનતુ**, વિ૦ ખૂબ ખંતથી મહેનત કરનારું; કામગરું.

**મહેન્દ્ર**, પુ૦ [ સં. ] દેવલોકનો રાજા; ઇન્દ્ર (૨) એક પર્વતનું નામ

**મહેમાન**, પુ૦ [ ફા. ] પરોણો; અતિથિ મહેમાનગીરી=પરોણાચાકરી.

**મહેમાની**, સ્ત્રી૦ મહેમાનગીરી; આતિથ્ય; પરોણાગત.

**મહેર**, સ્ત્રી૦ [ ફા. ] દયા; કૃપા. (૨) રાજીપો; સદ્ભાવ; માયા.

**મહેરબાન**, વિ૦ દયાળુ; માયા રાખનાર; સદ્ભાવવાળો.

**મહેરબાની**, સ્ત્રી૦ માયા; કૃપાભાવ સદ્ભાવના.

**મહેરમ**, વિ૦ મનથી માનેલું તે; અંતઃકરણથી વહાલું તે.

**મહેરાબ**, સ્ત્રી૦ [ અ. ] ચણતરમાં પાડેલી કમાન; કમાન.

**મહેરામણ**, પુ૦ સમુદ્ર; દરિઓ.

**મહેલ**, પુ૦ [ અ. ] રાજાને રહેવાનું મોટું મકાન; રાજમંદિર.

**મહેલ્લો**, પુ૦ મહોલ્લો; વાસ; પોળ; પાડો; શેરી.

**મહેશ**, પુ૦ [ સં ] મોટા ઇશ; મહાદેવ.

**મહેશ્વર**, પુ૦ [ સં. ] મોટા ઇશ્વર; મહાદેવ.

**મહેસુલ**, સ્ત્રી૦ ( ન૦ ) [ સં. ] સરકાર તરફથી જમીન ઉપર લેવાતો કર તે; વજે. ( ૨ ) માલ ઉપર લેવામાં આવતી જકાત તે.

**મહેસુલી**, વિ૦ મહેસુલ સંબંધી; મહેસુલને લગતું.

**મહોત્સવ**, પુ૦ [ સં. ] મોટો ઓચ્છવ; માંગલિક સમારંભ.

**મહોત્સાહ**, પુ૦ [ સં. ] મોટો આનંદ; ઉમળકો; હોંશ; હર્ષ.

**મહોદધિ**, પુ૦ [ સં. ] મહાસાગર.

**મહોર**, સ્ત્રી૦ સોનાનો ચલણી સિક્કો; સોનૈયો. ( ૨ ) છાપ; સિક્કો; ( ૩ ) આંબાનાં ફૂલ તે-મોર.

**મહોરું**, ન૦ રૂપમાં, ગુણમાં, ચતુરાઇમાં અને વિદ્યામાં શોભી નીકળેલું એવું જે તે; નોખદાર માણસ. (૨) રમકડું; મૂર્તિમાન સ્વરૂપ. (૩) શેતરંજમાં જે જુદાં જુદાં પુતળાં હોય છે તે.

**મહોલ્લો**, પુ૦ મહેલ્લો; મોહોલ્લો; શેરી; પોળ; વાડો; વાસ; ફળિયું.

**મળ**, પુ૦ [ સં. મલ ] કચરો; મેલ; ગંદવાડ. ( ૨ ) પેટમાંનો કચરો; ગૂ; વિષ્ટા. ( ૩ ) મનનો વિકારીભાવ.

**મળકું**, વિ૦ જરા મોળું (પાણી).

**મળગુગળું**, વિ૦ સહેજ મોળું. (૨) મેલું; અસ્વચ્છ.

**મળણુ**, ન૦ મેળાપ; સહવાસ; મુલાકાત. (૨) પ્રીતિ; સ્નેહ. (૩) મેળ, સંપ:–જેવું મળણુ તેવું વલણ.

**મળતર** ન૦ મળવું તે. મળતું હોય તે, રળતર, કમાઇ; આમદાની; લાભ; નફો

**મળતાવડું**, સૌમાં હળી મળી જાય એવું, મિલનસાર; માયાળુ.

**મળતાવડું**, પુ૦ ગ્રહ અને રાશિ વગેરે બંધ બેસતાં હોવા તે; બે વચ્ચે બહુ સારો મેળ હોવો તે.

**મળતિયો**, પુ૦ મળીને કામ કરનારો, સોબતી; સાથી (૨) બીજા ના મત સાથે મળી ગયેલો હોય તે.

**મળમાસ**, પુ૦ અધિક માસ; પુરુષોત્તમ માસ.

**મળવિકાર**, પુ૦ બંધકોશને લીધે થતા શારીરિક વ્યાધિઓ વગેરે.

**મળવું**, ક્રિ૦ અ૦ [ સં. मिल् ] પ્રાપ્ત થવું; પેદાશ થવી (૨) એકઠું થવું; સાથે થવું (૩) વિચારમાં એક થવું. (૪) સ્નેહ થવો. (૫) ચટ—જોડું થવું; જામી જવું. (૬) સરખા હોવું. (૭) અનુકૂળ આવવું. (૮) જડવું; હાથ લાગવું. (૯) એ કાકાર થઇ જવું.–તેલ પાણી કહીએ ના મળે (૧૦) મુલાકાત થવી. સામસામા આવવું. ( લડાઇમાં ). રૂ૦ પ્ર૦ જીવ મળવો=એક બીજાને ગોઠવું. મળી જવું=સામાના મતમાં ભળી જવું. આવી મળવું=અચાનક યોગ બેસી જવો. કહે૦ મળ્યા નો મીર નહિ તો ફકીર. [ સવાર.

**મળસકું**, ન૦ પરોઢિયું; પ્રભાત;

**મળી**, સ્ત્રી૦ તેલ ને રજનો રગડો. (૨) હનૂમાનની મૂર્તિ ઉપરનો તેલ ને સિંદુરનો ચીકણો રગડો.

**મંકોડી**. સ્ત્રી૦ નાની આંકડી.

**મંકોડો**, પુ૦ મોટો આંકડો ( સાંકળનો ).

**મંગન**, વિ૦ માગનાર; માગણ. (૨) માગવું પડે તે.

**મંગરો**, પુ૦ ડુંગરો; ટેકરો; ટિંબો

**મંગળ**, વિ૦ [ સં. मंगल ] સારૂં; આનંદનું, કલ્યાણ કારક. (૨) ના૦ શુભકામ, આનંદનો અવસર (૩) ખુશાલીના ગીત. (૪) જશ; ફતેહ. (૫) આનંદ; મોજમઝા. (૬) કલ્યાણ; શ્રેય. (૭) એ નામનો એક ગ્રહ (૮) એ નામનો વાર; ભોમવાર.

**મંગળફેરા**, પુ૦ લગ્ન વખતે વરકન્યાએ અગ્નિની ચાર વખત પ્રદક્ષિણા કરવી તે. ક્રિ૦ પ્ર૦ મંગળ ફેરા ફરવા=પરણવું.

**મંગળમય**, વિ૦ આનંદથી ભરપુર; શુભકારક; કલ્યાણમય.

**મંગળમૂર્તિ**, સ્ત્રી૦ જેનાં દર્શન આનંદ ને ઉત્સાહ ઉપજાવે એવું જે તે; હસતા ચેરાવાળું. (૨) કલ્યાણ કરે એવું તે; ગણપતિ.

મંગળવાર, પુ૦ ભોમવાર.

મંગળસૂત્ર, ન૦ [ સં. ] પરણતી કન્યાને કંઠે વર જે સૌભાગ્યસૂત્ર પહેરાવે છે તે. સૌભાગ્ય દર્શક એક અલંકાર–કંઠી તે.

મંગળા, સ્ત્રી૦ વૈષ્ણવ મંદિરોમાં ઠાકોરજીનાં જે પહેલાં દર્શન કરવવામાં આવે છે તે. (૨) કલ્યાણ મૂર્તિ તે; શુભ કરનારી તે. ( ૩ ) હળદર. ( ૪ ) દુર્ગા.

મંગળાચરણ, ન૦ [ સં. ] ગ્રંથારંભે જે ઈશ્વર સ્તુતિ કરવામાં આવે છે તે; કાર્યનો આરંભ કરતાં પહેલાં કરવામાં આવતું શુભ આચરણ તે.

મંગળાષ્ટક, ન૦ [ સં. ] લગ્ન પ્રસંગે કલ્યાણકારક આઠ શ્લોક બોલવામાં આવે છે તે.

મંગાવવું, ક્રિ૦ સ૦ મગાવવું; આણાવવું | કામ ચલાઉ ચુલો.

મંગાળો, પુ૦ નળીઆં વગેરેનો

મંચ, પુ૦ [ સં. ] ચાર પાયાનું બેસવાનું સુંદર સુખાસન; કોચ; પલંગ; માંચો.

મંચક, પુ૦ [સં.] માંચો; ખાટલો; ઢોલિયો (૨) ખેતરમાં ઉંચે બેસવાને માટે બનાવેલી ***; માળો.

... મંછા, સ્ત્રી૦ [સં. મનીષા] ઇચ્છા; મરજી; મનનો વિચાર; અંતરનો ભાવ.

... મંજન, ન૦ સં.] ચોળીને નહાવું તે. (૨) માંજવું તે; ઉટકવું તે. ( ૩ ) દાંત સાફ કરવાનું ચૂર્ણ. (૪) દાંતે ઘસવાની મશી.

મંજરી સ્ત્રી૦ [સં] ફૂલની કળીઓનો ઝુમખો; માંજર. ( ૨ ) છોગું; કલગી. મંજરિત=માંજરો આવી ગયેલી હોય એવું. મોરેલું. | ધીધર.

મંજાર, પુ૦ [ સં. ] બિલાડો;

મંજિષ્ઠ, સ્ત્રી૦ [ સં. ] મજીઠ; એક જાતની વનસ્પતિ.

મંજીર, ન૦ [સં.] ઝાંઝર; નૂપુર;

મંજીરાં, પુ૦ કાંસીજોડાં; કરતાલ; ઝાંઝરી [ ધીરૂ. (૨) મધુર.

મંજુ, વિ૦ [ સં. ] ઝીણું; મૃદુ;

મંજુરી સ્ત્રી૦ બહાલી. સંમતિ; અનુમોદન. ( ૨ ) પરવાનગી; રજા; કબૂલ; સ્વીકાર.

મંજુલ વિ૦ [સં] નરમ; મૃદુ કોમળ (૨) મધુર;મિષ્ટ. (૩)મંદ,ધીમું.

મંજુસ. સ્ત્રી૦ મંજુસ; પેટી.

મંજૂષા, સ્ત્રી૦[સ.] પેટી. (૨) સંગ્રહસ્થાન

મંજો, પુ૦ છોકરાઓને રમવાનો રંગિત લખોટો. ક્રિ૦ પ્ર૦ મંજો ટીચવા =લખોટે રમવું. ( ૨ ) માંજો; હાથની ભૂકો ચડાવેલી પતંગની દોરી.

મંડ, ન૦ [સં] રાબડી, કાંજી.

મંડન, ન૦ [ સં ] શણગાર; શોભીતું કરે એવું તે; અલંકાર ( ૨ ) અમુક વિચારને સિદ્ધ કરવો તે; સ્થાપન; અમુક વિચારનું બળ જમાવવું તે. ( ખંડનથી ઉલટું મંડન. )

મંડપ, પુ૦ [સં.] માંડવો; લગ્નાદિક મંગળ પ્રસંગે ઘેર આવતા પરોણાઓને બેસાડવાને ઉભું કરેલું કામ ચલાઉ દિવાનખાનું. (૨) બાગમાં લીલી વેલીઓ ચડાવીને કરેલી કુંજ; લતાગૃહ (૩) વાંસ અને કપડાં બાંધીને બનાવેલો કામ ચલાઉ સુંદર તંબુ.

મંડવું ક્રિ૦ અ૦ [સં. मण्ड्] મચવું. લાગવું. (૨) શરૂ કરવું; લાગ્યા રહેવું; પાછળ પડવું.

મંડળ, ન૦ [સં. मण्डल] ગોળાકાર સપાટી; બિંબ. (૨) વર્તુલાકાર ઘેર; ગોળ અથવા ચતુષ્કોણ રચના: સ્વસ્તિકરૂપ રચના (૩) મોટો ગોળાકાર સમૂહ.–નક્ષોમંડળ (૪) ટોળું. ન્જૂથ. સંઘ.–મંત્રીમંડળ. (૫) અમુક હદમાં ફેલાયેલો રાજ્ય અમલ.–રાજ્યમંડળ (૬) શરીરનો કોઇ વર્તુલાકાર–મુખમંડળ. (૭) ચકરડું; કુંડાળું. મંડળ પુરવું=વેદી ઉપર ધાન્યની આકૃતિ રચના કરવી.

મંડલિક,[સં.] સામંત; ખંડિયો રાજા; રાજમંડળમાંનો એકાદ રાજા.

મંડળી સ્ત્રી૦ ટોળી, ન્જૂથ જોડી; સમુદાય, સંઘ. (૨) મિજલસ; રાવટું. (૩) કુંડાળું; ચક્રાકાર વર્તુલ. (૪) પેઢી; કંપની. (૫) સભા; પરિષદ.

મંડાણ, ન૦ આરંભ; શરૂઆત. (૨) પાયો (૩) પાણી ભર્યો કોરા જે લાકડાના ચોકઠા પર રહે છે તે.

મંડામણી, સ્ત્રી૦ ખાતું પાડવા માટે જે ફી લેવાય છે તે; મંડામણ.

મંડાવવું. ક્રિ૦ સ૦ નોધાવવું, લખાવવું. (૨) શરૂ કરાવવું.

મંડાવું. ક્રિ૦ અ૦ માંડેલ થવું. (૨) લખાવું. (૩) મોકાણ થવી. (૪) પરણેલી હાલતમાં આવવું. (૫) સારી સ્થિતિમા આવવું.

મંડિત, વિ૦ [સં.] અલંકૃત; શણગારેલું. [કોરનો ફેંટો; મંદિલ.

મંડિલ, ન૦ જરિયેલ–કસબી.

મંડુક પુ૦ [સં] દેડકો; ભેક.

મંડુર, ન૦ લોઢાના કાટનો ભુકો. (દવા તરીકે વપરાય છે.)

મંતર, પુ૦ મંત્ર; જાદુઇ વચન.

મંતરવું, ક્રિ૦ સ૦ મંત્રની અસર લાગુ કરવું; મંત્ર ભણીને ફુંક મારવી. (૨) છેતરવું; ભમાવવું; વશીકરણ કરવું. (૩) છુપી સલાહ આપવી.

મંતરાવું, ક્રિ૦ અ૦ છેતરાવું. (૨) સામાની સલાહમાં લેવાવું; વિશ્વાસમાં તણાઇ જવું, ભરમાવું.

મંત્ર, પુ૦ [સં.] જાદુઇ અસર ઉપજાવે એવા બોલ. (૨) દેવસ્તુતિ; ઋચા; સૂકત (૩) છુપી વિચારણા; ગોઠ (૪) એવું ચમત્કારી ઉચ્ચારણ કે જેની ધારેલી અસર ઉત્પન્ન થાય.

મંત્રશાસ્ત્ર, ન૦ [સં] મંત્રના વિધિનું શાસ્ત્ર.

મંત્રી, પુ૦ [સં.] જેની સાથે છુપી મસલત વગેરે કરવામાં આવતું

હોય તે; પ્રધાન; વજીર; દિવાન; સલાહકાર. મુખ્યમંત્રી=વડોપ્રધાન.

**મંત્રીપદ**, ન૦ [સં.] પ્રધાનપદ; વજીરાત (૨)મુખ્ય સલાહકારની પદવી.

**મંથન**, ન૦ [સં.] મથન; ગડમથલ, ખૂબ માથાકૂટ કરવી તે.

**મંથની**, સ્ત્રી૦ દહીં વલોવવાનું ઓજાર; રવાઇ. (૨) જેમા દહીં વલોવવામા આવતું હોય તે ગોળી.

**મંદ**, વિ૦ [ સં. ] ધીમું; ઠંડું. (૨) ધીરું. (૪) નરમ; શિથિલ; માંદું. ( ૫ ) ઝાંખું; નિસ્તેજ. ( ૬ ) સુસ્ત; આળસુ. ( ૭ ) આછું; હળવું.

**મંદતા**, સ્ત્રી૦ ધીમાપણું; સુસ્તી; જડતા. [ (૨) રોગ; વ્યાધિ.

**મંદવાડ**, પુ૦ માંદગી; બિમારી.

**મંદવાડિયું**, વિ૦ વારંવાર માંદું પડી જતું હોય એવું; રોગી. (૨) મંદવાડ આવે એવું; જેમાં માંદા પડી જવાય એવું.

**મંદહાસ્ય**, ન૦ [ સં. ] ધીરંધીમું મધુરહસવું તે; મુખ મલકાવવું તે. ( અટ્ટહાસ્યથી ઉલટું. )

**મંદાકિની**, સ્ત્રી૦ [સં.] ગંગાનદી. (૨) આકાશ ગંગા.

**મંદાર**, ન૦ [ સં. ] ધોળાં સુગંધીદાર ફૂલનું ઝાડ અને તેનાં પુષ્પ તે; પારિજાતક; દેવલોકમાંનું એક ઝાડ.

**મંદિર**, ન૦ [ સં. ] સુંદર ઘર. (૨) દેવાલય; દેરું. (૩) રાજમહેલ; હવેલી; રહેવાનું મેડીદાર ઘર.

**મંદિરિયું**, ન૦ મંદિર.

**મંદિલ**, ન૦ કસબી બારીક વણાટની પાઘડી તે; જારયેલ ફેંટો.

**મંદી**, સ્ત્રી૦ ભાવતાલની જે માં હાલત તે (તેજીથી ઉલટું.) [નબળું.

**મંદુ**, વિ૦ ધીમું; ધીરું, ટાઢું. ર)

**મા**, સ્ત્રી૦ [ સં. माता ] જન્મ આપનારી; જનેતા; બા; આઇ; જનની. ( ૨ ) મોટી ઉમ્મરની સ્ત્રીને સંબોધવાનો માન ભર્યો ઉદ્‌ગાર. (૩) વડિયાઇ; દાદી. ( ૪ ) દેવી; અંબા. (૫) અ ના; નહિ. [ મહાન.

**માઆઝમા**, વિ૦ [फा.] મોટું;

**માઇ**, સ્ત્રી૦ મા; બા. ( ૨ ) પ્રૌઢ સ્ત્રીને સંબોધવાનો શબ્દ; મૈયા ( ૩ ) દેવી.

**માઇકાંગલું**, વિ૦ નબળું; ગરીબ; કંગાલ. ( ૨ ) બળ વગરનું; બાયલું; માવડિયું.

**માઇલ**, પુ૦ [ अ. ] બાવનસેં એંશી ફૂટ જેટલું અંતર તે.

**માઉલું**, વિ૦ માલવગરનું; બાપડું. (૨) નબળું; હોશ વગરનું. (૨) માવડિયું.

**માએનો**, પુ૦ અર્થ; માયનો.

**માએરું**, ન૦ માહેરું; માયરું; જ્યાં વર કન્યા પરણવા બેસે છે તે ચોરી અથવા મંડપ.

**માકો**, પુ૦ભાંગરો; એક વનસ્પતિ.

**માક્ષિક**, ન૦ [સં.] ઝીણી મગતરા જેવી માખીએ બનાવેલું મધ;

કુટિયું મધ ( તે કાળું અને તેલ જેવું હોય છે. ) ( ૨ ) એક જાતની હલકી ધાતુ:–સુવર્ણમાક્ષિક, રૌપ્યમાક્ષિક.

**માખ**, સ્ત્રી૦ [ સં. माक्षिका ] છ પગનું એક નાનું ઉડતું જીવડું; માંખ. કહે૦ મધ ઉપર માખ ભમવી= કોઇની પાછળ ભમ્યા કરવું તે રુ૦ પ્ર૦ માખ બેસવું=માખ બેસે એવું ચાંદું; લાછન. નાકપર માખ બેસે તો નાક કાપે એવું=ટકીલું. માખો મારવી =નિરુદ્યમી પડી રહેવું. માખ નિચોવી લે એવું=બહુજ લોભી. માખ મારે તે માણસ મારે=નાના જીવનો ઘાત કરે તે મોટાને પણ હણે

**માખણ**, ન૦ દહીં-દૂધનું જે ચીકણું સત્વ તે; નવનીત; મસ્કો. ક્રિ૦ પ્ર૦ માખણ લગાડવું=ખુશામત કરવી. માખણિયો=ખુશામતિયો.

**માખણિયું**, વિ૦ ખુશામતિયું; સારું લગાડયા કરે એવું. (૨) માખણ જેવું સુંવાળું; મુલાયમ.

**માખળ**, ન૦ ખળીમાં આણેલા પાકનો અંદાજ કાઢવો તે.

**માખી**, સ્ત્રી૦ માખ. ( ૨ ) મધ બનાવનારી માખની જાતની ભમરી. કહે૦ માખી જુએ ચાંદું અને વૈદ જુએ માંદુ. [ રમતનો એક પ્રકાર.

**માખીપોસ**, ન૦ ભમરડાની

**માખો**, પુ૦ મોટી માખ

**માગ**, પુ૦ [ સં. मार्ग ] માર્ગ; મારગ; રસ્તો; વાટ; ( ૨ ) જગા; ઠામ. ( ૩ ) મોકળાશ; વિસ્તાર. (૪) સ્થાન; આસન. ( ૫ ) આંતરો; ગાળો; અંતરાળ; અવકાશ. ( ૬ ) પગલું; માર્ગ જોઇને શોધ કરવી તે. (૭) માગણી; ખપ; જરૂર; માંગ (૮) ઉઘરાણી. [માગનાર; યાચક; ભિક્ષુક.

**માગણ**, વિ૦ [ સં. मार्गण. ].

**માગણિયાત**, વિ૦ માગવાનો ધંધો કરનાર. ( ૨ ) લેણદાર; જેણે બીજાને નાણાં ધીરેલાં હોય તે.

**માગણી**, સ્ત્રી૦ માગવું તે; માગું ( ૨ ) ખપ; જરૂર. ( ૩ ) ભાવમાં વધવું તે. ( ૪ ) રમતમાં પાનાં ઉઘરાવવાં તે. [ માગવું; લહેણું.

**માગણું**, ન૦ માગણી. ( ૨ )

**માગતું**, ન૦ બીજો માણસ જે માગતો હોય તે, સામાને આપવાનું જે તે; ઋણ; દેવું.

**માગધ**, પુ૦ રાજવંશી ગુણગાનાર; બંદીજન. ( ૨ ) વહીવંચા ભાટ; ચારણ.

**માગધી**, સ્ત્રી૦ અંતઃપુરમાં રહેનારી બંદીજનની સ્ત્રી; ચારણી. ( ૨ ) વિ૦ મગધદેશનું–મગધસબંધી. (૩) સ્ત્રી૦ મગધમાં બોલાતી અસલી ભાષા.

**માગનાર**, વિ૦ અન્નાદિક માટે માગણી કરનાર; ભિખારી. ( ૨ ) લહેણદાર; હકદાર.

**માગરણા**, પુ૦ સૌભાગ્યવતી સ્ત્રીઓ એકઠી થઇ વરને જે વાટો કે છે તે.

**માગવું**, ક્રિ૦ સ૦ લેવાની ઇચ્છા બતાવવી; વિનવવું; આજીજી કરી કહેવું; યાચવું. (૨) આપેલું પાછું લાવો એમ કહેવું; માગી લેવું. (૩) વિનતિ કરવી. ઉછીનું લેવું. માગી ખાવું=ભીખવું કહે૦ માગી ખાવું ને મસીદે સૂવું. મો માગ્યું=જેટલાની ઇચ્છા કરે તેટલું અને તેવું.

**માગશર**, પુ૦ [ સં. मार्गशीर्ष ] વિક્રમ સંવત્સરનો બીજો મહીનો.

**માગું**, ન૦ માગવું તે, માગણી (૨) વિવાહ નક્કી કરવાનું પુછાવવું તે. (૩) ઉઘરાણી ક્રિ૦ પ્ર૦ માગું કરવું=વિવાહ માટે પુછાવવું માગું ઝીલવું=વેવાહની માગણી સ્વીકારવી.

**માઘ**, પુ૦ [ સં. ] વિક્રમ સંવત્સરનો ચોથો મહીનો; મહા મહીનો

**માઘવરો**, પુ૦ પોષ વદિ ૧ થી માઘ શુદિ ૧૫ લગી સૂર્યોદય પહેલાં સ્નાન કરવાનું એક વ્રત તે.

**માછણ**, સ્ત્રી૦ માછી જાતિની સ્ત્રી. (૨) ખલાસણ.

**માછલી**, સ્ત્રી૦ સ્ત્રી જાતિનું માછલું; માછલાની માદા.

**માછલું**, ન૦ પાણીમાં થતો એક જીવ; મત્સ્ય; મીન.

**માછી**, પુ૦ માછલાં મારવાનો અને વેચવાનો ધંધો કરનારા લોક; ધીવર; ખલાસી; મચ્છીમાર.

**માજમ**, જુઓ૦ માઝમ.

**માજર**, જુઓ૦ માંજર.

**માજરપાટ**, પુ૦ માદરપાટ; મુલાયમ વણાટનું સુતરાઉ કપડું. [ગ

**માજરવેલ**, સ્ત્રી૦ એક જાતની ડા

**માજિસ્ટ્રેટ**, પુ૦ [ અં ] ફોજદારી ગુનાઓની તપાસ કરનારો અમલદાર. કાજી; ન્યાયાધીશ.

**માઝમ**, સ્ત્રી૦ [ અા. मअजूम] ભાંગના સત્ત્વમાં બીજાં વસાણાં મેળવીને બનાવેલો કેફી પદાર્થ. (૨) [ સ. मध्यम ] મધ્ય. વચલું; પૂર્ણ સત્તાએ જામેલું. માઝમરાત=મધરાત, ગાઢ અંધારીરાત.

**માઝો**, પુ૦ મુલાજો; મર્યાદા; અદબ. (૨) હદ; સીમા.

**માટ**, ન૦ માટલું; માટીનું વાસણ (૨) અ૦ માટે; વાસ્તે

**માટડિયો**, પુ૦ નહિ બાંધેલો કુવો. થાળા વગરનો કુવો. [માટીની ગોળી.

**માટલી**, સ્ત્રી૦ નાનું માટલું;

**માટલું**, ન૦ પહોળા મોંનું માટીનું વાસણ (૨) અખાત્રીજ ઉપર માટલાનું દાન આપવું તે. ક્રિ૦ પ્ર૦ માટલું પૂરવું=કન્યાને સાસરે વળાવતાં લગનનો રૂપિયો, ઘડું, પાપડ, વડીઓ વગેરે ભરીને માટલું તૈયાર કરી આપવું.

**માટી**, સ્ત્રી૦ [ સં. मृत्तिका ] મટોડી; મૃત્તિકા; પૃથ્વીનું દ્રવ્ય. (૨) માંસ. માટી વાળવી=દાબી દેવું. (૪) ધણી પતિ; વર ભીરુનોએ માટી= નિર્બળ હોય તોપણ સત્તાવાળો તે સત્તાવાળોજ.

**માટીડો,** પુ० પુરુષ; નર; મરદ. (૨) ધણી; પતિ; વર.

**માટે,** અ० કાજે; સારુ; વાસ્તે; અર્થે. (૨) તેથી તે કારણે.

**માઠ** સ્ત્રી० એક જાતની ભાજી.

**માઠું** વિ० ખરાબ; નઠારું; ભુંડું. (૨) લાગણી દુઃખાય એવું; ખોટું. (૩) ઓછું; કમ. (૪) દુષ્ટ; ઘાતકી (૫) અશુભ. અમ ગળ.

**માઠેરું,** વિ०માઠું. ખરાબ. (૨) થોડું; લગાર; કમ; સહેજસાજ.

**માડ,** ન० નાળિયેરીનું ઝાડ. (૨) માઢ. કેળનો મંડપ. (૩) માળવાળું હિલ્લાની આગળનું મકાન; ખડકીનો મેડો.(૪)એ નામનો એક રાગ (મહાડ)

**માડી,** સ્ત્રી०મા; માતા. (વહાલથી બોલાવવામાં વપરાય છે.)

**માડ.** જુઓ મહાડ.

**માડુઆં** વિ० લાડકાં; બાળુડાં; આડુઆં. (૨) ગરીબડાં, બિચારાં.

**માણ,** ન० સીમા; હદ. (૨) મીણો; કેફ. (૩) ઘડિયાળી; પાણી ભરવાની કોઠલી. (૪) ગાગર.

**માણકમાઉ,** (માન કમાઉ), વિ० માંડકમાઉ. બેકાર; નિરુદ્યમી. આળસુ; કહે०માણકમાઉ ને વગી મોડા ઉઠયા.

**માણભટ,** પુ० તાંબાની માણ ઉપર તાલ દઇ કથા કહેનારો વ્યાસ.

**માણકી,** સ્ત્રી० ઉંચા તુખમની ઘોડી. (૨) ઘોડીનું લાડકું નામ.

**માણવક,** પુ०[ સં. ] વિદૂષક.

**માણવું,** ક્રિ० સ० અનુભવ ભોગવવું; ગમ્મત કરવી; લ્હાવો લેવો. (૨) ખમવું; સહેવું.

**માણસ,** ન० [સં. मनुष्य] આકારમાં સુંદર અને બુદ્ધિમાં ચડિયાતું બેપગું પ્રાણી; મનુષ્ય. આદમ; જન. (૨) નર; પુરુષ; આદમી. રૂ० પ્ર० માણસની ઓળ=મનુષ્ય જાતિ.

**માણસાઇ,** સ્ત્રી० માણસપણું;. માણસને યોગ્ય વર્તન (૨) ભલમન સાઇ; જનદયા. (૩) મર્દાઇ.

**માણિક્ય,** ન० [સં ] લાલ રંગનો કિંમતી પત્થર; માણેક.

**માણિયો,** પું० ઘાડવો; ઘડો; (૨) જેમાં એક મણ પ્રવાહી માય એવું વાસણ (૩)મણનું કાટલું તે. [વજન.

**માણી,** સ્ત્રી० બાર મણનું.

**માણીગર,**પુ० મા ણ જાણનારો; સુખ ભોગવી જાણનારો; રસિક નર; વિલાસી પુરુષ.

**માણેક,** ન० [ सं माणिक्य ] લાલરંગનું કિંમતી રત્ન,લાલ જવાહીર; રૂ० પ્ર० માણેક જમાની=ધણી આપે તો આપું એવી શરતવાળી જમાની. માણેક નોતરું=માનને ખાતર નોતરું.

**માણેકઠારી,** સ્ત્રી० આસો શુદિ પુનેમ તે; શરદઋતુની પૂર્ણિમા [માપ.

**માણો,** પુ० ભોગ. (૨) એક

**માત.** સ્ત્રી० [ સ. मातृ ] મા; જનની. (૨) દેવી (૩) હાર; પીછેહઠ; પાત. (મહાત )

**માતબર,** વિ૦ [ અ. ] તાજું; ભરપુર;ગબ્બર. (૨) તાલેવાન.ધનાઢ્ય.

**માતબરી,** સ્રી૦ માતબરપણું; ધનાઢ્યતા.

**માતમ.** ન૦ મોટાઇ; માહાત્મ્ય.

**માતરિશ્વા,** પુ૦ [ સં. ] વાયુ.

**માતરૂં,** ન૦ સહેજ સહેજમાં જેનાથી મુતરાઇ જવાતું હોય તેવું; મૂત્રકૃચ્છના રોગવાળું. [ સારથિ.

**માતલિ,** પુ૦ [ સં ] ઇન્દ્રનો

**માતંગ,** પુ૦ [સં.] હાથી; ગજ.

**માતંગી,** સ્રી૦ હાથીના વાહનવાળી દેવી. (૨) હાથિણી. [ દેવી.

**માતા.** સ્રી૦ મા; જનની. (૨)

**માતાજી,** સ્રી૦ મા; જનની. (૨) ઘરડી ડોશી (૩) દેવી.

**માતામહ,** પુ૦ [સં.] માનો બાપ.

**માતામહી** સ્રી૦ માની મા.

**માતું,** વિ૦ માતેલું; હૃષ્ટપુષ્ટ; જાડું. (૨) અભિમાની.

**માતુંતાતું,** વિ૦ જાડું; લોહિચાળ અને તેજદાર. (૨) અહંકારી ને વળી તુંડમિજાજી.

**માતુલ,** પુ૦ [ સં. ] માનો ભાઇ; મામો. માતુલી=મામી. [જનની.

**માતુશ્રી,** સ્રી૦ મા; માતાજી;

**માતૃકા.** સ્રી૦[સં.] દેવી; માતા.

**માતૃપક્ષ,** પુ૦ [ સં. ] માનાં માબાપ તરફનાં સગાં વગેરે તે.

**માતેલું,** વિ૦ પુષ્ટ; જાડું; સ્થૂલ. (૨) ગર્વિષ્ઠ; અભિમાની;વકરેલું;છકેલું.

**માત્ર,** એકલું એજ; ફક્ત; કેવળ

**માત્રા,** સ્રી૦ [ સં. ] વ્યંજન ઉપર મુકાતું એકાર ચિહ્ન. (૨) ઉચ્ચાર કરવામાં લાગતો કાળ તે. (૩) માપ; પ્રમાણ. (૪) ધાતુ વગેરેની ખાખ તે; રસાયન.

**માત્રામેળ,** વિ૦ માત્રાના માપ ઉપર જે પદબંધનો આધાર હોય એવું.

**માત્સર્ય,** [સં.] ઇર્ષા, અદેખાઇ. (૨) મચ્છર; તોર; છક.

**માથાઓળ,** સ્રી૦ જેઠ, દિયેર વગેરે પાસેથી ભરણપોષણ માગવાનો વિધવાનો હક તે.

**માથાકુટ,**સ્રી૦ નકામી મહેનત; ખાલી પંચાત. ભાંજગડ.

**માથાકુટિયું,** વિ૦ માથાફોડિયું; ખાલી ભાંજગડ કરી મગજ પકવી નાખે એવું, પોતાનો ઓલ ખરો કર્યા કરનારું

**માથાઝીક,** અ૦ માથાકુટ.

**માથાદીઠ,** અ૦ દરેક ને ભાગે આવે તેમ; જણ દીઠ.

**માથાફોડ,** સ્રી૦માથું ફુટી જાય એવું અટપટું કામ તે; માથાકુટ,ભાંજપંચાતી; નકામી મહેનત.

**માથાફોડિયું,** વિ૦ માથું ફૂટી જાય એવું; માથાકુટિયું. (૨) માથું ગડ; અકળાય એવું.

**માથાબાંધણું,** ન૦ ફેંટો; માથે બાંધવાનો લુગડાનો કટકો; માથે વિંટાળવાનો રૂમાલ. [એવી રીતનું.

**માથાબોળ,** વિ૦ માથું પલળે

**માથામેલી**, વિ૦ અડકાયેલી; રજસ્વલા સ્ત્રી.

**માથાવટી**, સ્ત્રી૦ [ સં. मस्तक वर्ती ] પ્રતિષ્ઠા; આબરૂ, સાખ.

**માથું**, ન૦ [સં. मस्तक] પ્રાણીઓના શરીરનો તે ભાગ કે જેમાં મોં આંખ, નાક, કાન, વગેરે મુખ્ય ઇંદ્રિયો અને જ્ઞાન તંતુઓવાળું મગજ હોય છે; શરીરનો ઉપલો પ્રધાન ભાગ; મસ્તક; ટોકું; શિર; ઉત્તમાંગ. (૨) કોઇ પણ વસ્તુનો ઉપલો ભાગ અથવા અવયવ તે; શિખર; ટોચ. (૩) કપાળઃ-માથું ફૂટ્યું (૪) જન-વ્યક્તિ.-માથાદીઠ. (૫) મગજ; ભાન; જ્ઞાન રૂ૦ પ્ર૦ માથા ઉતાર=જોખમદારી સમજીને નહિ પણ બેદરકારીથી. માથાવગરનું=નિડર, માથાની દરકાર રાખે નહિ એવું. માથાનું =પહોંચી વળે એવું; માથું ભાગે એવું. માથામાં ગજ ઘાલ્યા છે ?=ગજું શું છે. એ માથાંનું=ખળિયું; ગાંઠે નહિ એવું. માથામાં ધુમાડો રાખવો =જોર દેખાડવું; નહિ લેખવવું. માથામાં પવન ભરાવો=ગર્વ આવવો. માથું ઉંચકવું=સામે થવું. માથું ખાઇ જવું=બહુ બડબડ કર્યા કરવી. માથું મારવું=વચ્ચે ઘુસવું. માથું રંગવું= માથું ફોડી નાખવું. માથું સોંપવું=વિશ્વાસ કરવો. માથું હલાવવું=હા ના કરવી. માથે આવવું=અડકાવું; સ્ત્રીનું રજસ્વલા થવું. માથે ખેંચી લેવું= પોતાની ઉપર આરોપ લઇ લેવો. માથે નાખવું=જવાબદારી સોંપવી. માથે ચડી બેસવું=બહેકી જવું. માથે છાણાં થાપવાં=નહિ બદવું. માથે છીણી મૂકવી=બગાડી નાખવું. માથે છેડો નાખવો=નિર્લજ્જ થઇ જવું માથે ઝાડ ઉગવાં=બહુ વિતક વિતવાં. માથે ધૂળ ઘાલવી=ફજેત થવું. માથે પડવું=આરોપ આવવો; નિરુપયોગી થઇ પડવું. માથે પાણી ઘાલવું=સ્નાન કરવું. માથે પાણી ફરીવળવું=બુડી જવું. માથે ભાગવું=કાયમનું ચોંટવું. માથે મારવું=છેતરીને વળગાડી દેવું. માથે હાથ ફેરવવો=સંભાળ રાખવી; સમજાવવું; પટાવવું. માથેથી ટપલો ઉતારવો=ફરજનું કામ ગમેતેમ કરી નાખવું.

**માદક**, વિ૦ [સં.] જેમાં કેફ હોય તેવું; મદ ઉત્પન્ન કરે એવું.

**માદરપાટ**, જુઓ માજરપાટ.

**માદરબખ્ત**, વિ૦ જેની મા છિનાળ છે તે; એક ગાળ.

**માદળિયું**, ન૦ સોના રૂપાનો તકિયા જેવો નાનો ઘાટ; પોટલિયો; તાવીજ.

**માદા**, સ્ત્રી૦ [फा ] જનાવરમાં સ્ત્રી જાતિ; ઇંડાબચ્ચાંને જન્મ આપનારી (૨) જેમાં ખીલાનું-લાટનું છિદ્ર હોય તે બરડવું; માંકડી.

**માધવ**, પુ૦ [ સં ] વૈશાખ માસ. (૨) કૃષ્ણ; વિષ્ણુ. (૩) ફૂલવેલ.

**માધવિકા**, સ્ત્રી૦ માધવી; એક

**માધવી**, સ્ત્રી૦ [ સં. ] એક જાતની ફૂલવેલ.

**માધુકરી**, સ્ત્રી૦ [સં.] બ્રાહ્મણ વિદ્યાર્થીએ ઘરેઘર ફરી રાંધેલું અન્ન માગી લાવવું તે

**માધુરી**. સ્ત્રી૦ [ સં. ] મધુરતા; મિઠાશ. માધુર્ય. ( ૨ ) ભલાઇ.

**માધુર્ય**, ન૦ [ સં. ] મધુરતા; મિઠાશ. ( ૨ ) ભલપણ. ( ૩ ) નરમાસ; મસાદ.

**માધ્યમિક**, વિ૦ [ સં. ] મધ્યે આવેલું હોય એવું. [ લવાદી.

**માધ્યસ્થ્ય**, ન૦ મધ્યસ્થપણું;

**માન**, ન૦ [ સં. ] પોતાના માટે જે અભિમાન તે. ( ૨ ) બીજાને માટે જે સદ્દભાવ જણાવવો તે. ( ૨ ) પૂજા; અર્ચા; આદર; સંભાવના. (૪) તોલ; આબરૂ; યશ; કીર્તિ; પ્રતિષ્ઠા. ( ૫ ) અ૦ વાળું:– બુદ્ધિમાન.

**માનકરી**, પુ૦માનને લાયક પુરુષ; રાજાનો સોબતી; આનંદ આપનાર.

**માનતા**, સ્ત્રી૦ માનવું તે; માન્યતા. ( ૨ ) દેવ દેવીને કંઇ અર્પણ કરવાનો જે નિયમ તે; બાધા.

**માનની**. સ્ત્રી૦ માનિની; માનવતી સ્ત્રી. (૨) બૈરી; નારી.

**માનનીય**, વિ૦ [ સં. ] માનવા જેવું; પ્રતિષ્ઠિત; માનપાત્ર.

**માનપત્ર**, ન૦ [સં.] શાબાશી; જેમાં ધન્યવાદ લખેલા હોય એવો ળ; સ્તુતિપત્ર.

**માનપાન**, ન૦ ઇજત–આબરૂ; સૌભાગ્ય; પ્રતિષ્ઠા; ગૌરવ. માન અકરામ.

**માનભંગ**, પુ૦ [સં.] અપમાન; અવજ્ઞા; માનહાનિ.

**માનવ**. જુ૦ માનવી.

**માનવતી**, વિ૦ માનવાળી; પતિ સાથે રીસાયલી. (૨) સ્વમાનના અભિમાનમા રહેનારી. [આદમ.

**માનવી**, ન૦ માણસ; મનુષ્ય;

**માનવું**, ક્રિ૦ સ૦ કબુલ કરવું; હા પાડવી. (૨) હુકમ પ્રમાણે ચાલવું. ( ૩ ) માન આપવું; ગણવું. લેખવવું. ( ૪ ) સ્વીકારવું; કહ્યું કરવું; અનુકૂલ આવવું. [ શુભ દેખાવ તે.

**માનશકુન**, પુ૦ અપશુકન; અ-

**માનસિક**, વિ૦ [ સં. ] મન સંબંધી; મનને લગતું. (૨) તાર્કિક; કલ્પિત. ( ૩ ) મનમાંથી ઉપજેલું.

**માનહાનિ**, સ્ત્રી૦ માનભંગ; અપમાન; અપયશ થવો તે. ( ૨ ) તિરસ્કાર

**માની**, વિ૦ જેને સ્વમાન હોય તે; માનની દરકાર રાખનાર. ( ૨ ) મગરૂર; અભિમાની.

**માનીતી**, સ્ત્રી૦ માનવતી; જેને માટે વધુ મમતા હોય એવી પ્રિયા.

**માનીતું**, વિ૦ જેને માટે માન હોય તે; ઘણું વહાલું; ઇષ્ટ. ( ૨ ) પ્રૌઢ; ભારેખમ.

**માનુની**, સ્ત્રી૦ માનિની. (૨) સ્ત્રી.

**માનુષ**, ન૦ [ સં. ] માણસ; આદમી મનુષ્ય. [ મનુષ્યત્વ.

**માનુષતા**, સ્ત્રી૦ માણસપણું;

**માનુષી**, વિ૦ મનુષ્ય સંબંધી; માણસનું. (૨) સ્ત્રી૦ નારી; મનુષ્યસ્ત્રી.

**માન્ય** વિ૦ [ સં. ] કબુલ કરવા જેવું; માનનીય. (૨) કબુલ; મંજુર. (૩) પૂજ્ય. સંભાવિત. (૪) યોગ્ય.

**માન્યતા**, સ્ત્રી૦ માનવું તે; માનવાપણું. (૨) આબરૂ.

**માપ**, ન૦ લંબાઇ, પહોળાઇ, વિસ્તાર અને વજન વગેરેનું પ્રમાણ તે; ભારતર: માન. (૨) ભાર; વજન. (૩) ગૌરવ, પ્રતિષ્ઠા.

**માપણી**,સ્ત્રી૦ માપવું તે; માપ કરણ; (૨) માપ કાઢવાનું કામ તે. માપણી કામદાર=સરવેયર; જમીનને માપી તેનો અંદાજ કાઢનાર. માપણી ખાતું=સરવેખાતું; જમાબંધીખાતું.

**માપલું**, ન૦ ભાતું; ભાત. (૨) માપવાનું પાત્ર-પાલી, ટીપરી વગેરે.

**માપવું** ક્રિ૦ સ૦ માપ કરવું; પ્રમાણ કાઢવું; ભરવું; તોળવું. (૨) નાસીજવું. (૩) સરકી-લપસીજવું.

**માપિયું**, ન૦ માપું; ભરત; પ્રમાણ કાઢવાનું પાત્ર-પાલી, પાયેરી, વગેરે. (૨) માપવું તે.

**માપું**, ન૦ માપવું તે. (૨) માપિયું; માપ કાઢવાનું પાત્ર.

**માફ**, [ અ. મુઆફ ] ક્ષમા; દોષમુક્તિ; તિતિક્ષા. (૨) વિ૦ જવા દીધેલું; છુટું કરેલું.

**માફક**; વિ૦ [ અ. ] જેવું જોઇએ તેવું; મન ગમતું; અનુકૂળ; લાયક; યોગ્ય; (૨) અ૦ પ્રમાણે; પેઠે; મુજબ; રીતે. માફકસર=પ્રમાણસર. (૨) મધ્યમસર; નિયમસર.

**માફી**, સ્ત્રી૦ [ અ. ] ગુનેગારને જવા દેવો તે; ક્ષમા. (૨) અટકાવ નહિ હોવો તે; છોડી દેવું-જતું કરવું તે.

**માફો**, પુ૦ રથ; દેરાજેવી છત્રીવાળી ગાડી.

**માબાપ**, ન૦ મા અને બાપ; માતપિતા; જન્મ આપનાર ને પાળનાર.

**મામ**, સ્ત્રી૦ મમતા; માયા; પ્રીતિ; વહાલ. (૨) ધનમાલ; સંપત. (૩) ટેક; મમત; અહંતા.

**મામણમુંડો**, પુ૦ એક જીવડો.

**મામલત**, સ્ત્રી૦ માલમતા; કિંમતી ચીજ; ધનદોલત. (૨) ન આપી શકાય એવું તત્ત્વ હોય તે. (૩) વિસાત; દમ; જોર. (૪) [ અ મુઆમલત] ઉઘરાતનું કામ તે.

**મામલતદાર**, પુ૦ તાલુકાનો વસુલાતી અમલદાર; જમીન વગેરેની મહેસુલ ઉઘરાવી વસુલ લેનાર.

**મામલતદારી**, સ્ત્રી૦ મામલતદારનું કામ તે; મામલતદારપણું. (૨) મામલતદારની પદવી.

**આમલો,** પુ૦ પ્રસંગ; ભારે કામકાજ; ખટલો. (૨) આડંબર; ઉધામો.

**આમી,** સ્ત્રી૦ [ સં. मातुली ] મામાની સ્ત્રી તે. મામીજી=મામીસાસુ.

**આમુલ** ન૦ [અ.] ચાલુ વહેવાર; શિરસ્તો. (૨) વિ૦ ચાલુ વહેવારમાં હોય તેવું.

**આમુલી,** વિ૦ વ્યાવહારિક; સામાન્ય; ચાલુ ખરતું; નજીવું.

**આમેરૂ,** ન૦ વહુને પિયેર તરફથી જે રીત કરવામાં આવે છે તે; મહિયેર તરફની ભેટ તે ( મોસાળું ).

**આમો,** પુ૦ [ સં. मातुल. ] માનો ભાઇ તે; માતુલ. (૨) વગ કરવી તે. મામોજી=મામોસસરો.

**આયનો,** પુ૦ અર્થ; મતલબ; ભાવ; તાત્પર્ય.

**આયરૂં,** ન૦ તે મંડપ કે જેમાં વરકન્યા પરણવા બેસે છે; (૨) મૈયર; પિયેર.

**આયા,** સ્ત્રી૦ [ સં. ] ઇન્દ્રજાળ; જાદું; જેનું સ્વરૂપ ન સમજાય એવું જે કૌતુક તે; પ્રપંચ. (૨) વિશ્વની લીલા ( ૩ ) છળ; શઠતા. (૪) પ્રીતિ; સ્નેહ; વહાલ. (૫) ધનદોલત; પુંજી; ગર્થ. (૬) સુખ ભોગની ભાવના; સંસારનો મોહ. (૭) નશ્વરતા; સહેજ વારમાં લય થઇ જાય એવો જે ભાસ તે. (૮) ઢોંગ. માયામમતા=વહાલ અને મારાપણું. માયામોસો=માયાને લીધે સ્વાર્થનું બોલવું તે. (જૈનોમાં)

**આયાવાદ,** પુ૦ [ સં. ] જગતની પ્રત્યક્ષતા માયાને લીધે છે એમ માનવું તે; મોહ, ભ્રમ; પ્રપંચવાદ. (૨) શાંકર મત.

**આયાવી,** વિ૦ [ સં ] માયા-મોહ-ભ્રમ ઉપજાવે એવું; અદ્ભુત-અજાયેબ જેવું; નહિ સમજાય એવું; જાદુઇ; ઠગાઇ ભરેલ; પ્રપંચયુક્ત. (૨) નાશવંત; નહિ શકય એવું જે તે; કૃત્રિમ.

**આયાળુ,** વિ૦ પ્રેમવાળુ; વહાલ રાખનારૂં. (૨) મમતાળું; વાત્સલ્યવાળે હૃદયે વર્તનારૂં.

**આયિક,** વિ૦ [ સં. ] માયાથી ઉપજેલું; મોહ-ભ્રમરૂપ એવું. (૨) મિથ્યા ભાસરૂપ; ખોટું; નાશવંત.

**આયું,** ન૦ એક ફળ.

**આયો,** પુ૦ પૈસાનો જથો; સંગ્રહ. (૨) પુંજી; ગર્થ.

**આર,** પુ૦ મારવું તે; શરીરને વાગવું તે; ઠોક. (૨) સંહાર; મારો. (૩) અતિશય ઓલો; ધાઇ; ધમાલ:-હમણાં ઘણો માર છે. (૪) દુઃખ; શોષ. અંતરની પીડા:-છુપોમાર. (૫) [ સં. ] કામદેવ. (૬) ગેરલાભ, માર ખાવો=ઠગાવું-નુકસાની વેઠવી; ખોટ ખમવી.

**આરકણું,** વિ૦ મારે એવું; મારવાની જેને ટેવ પડેલી હોય એવું-

**મારકુટ**, સ્ત્રી૰ મારવું ને કૂટવું તે; મારપીટ (૨) અ૰ ધમધોકાર; ઉતાવળે; રમઝટ. (૩) માથાકોડ.

**મારકો**, પુ૰ [ અં मार्क. ] નિશાન (૨) મારો; ધમાલ; વિપુલતા; અતિશયતા.

**મારખાઉ**, વિ૰ મારખાય ત્યારે સીધું થાય એવું; ધોકાખાઉ.

**મારગ**, પુ૰ માર્ગ; રસ્તો. (૨) આગ; અવકાશ. બેસવાનું સ્થાન. (૩ નિકાલ; તોડ.

**મારગડો**, પુ૰ માર્ગ; રસ્તો.

**મારગી**, માર્ગી.

**મારગું**, માર્ગું.

**મારઝપટ**, સ્ત્રી૰ ઝડપથી ચાલવું તે. (૨) મારઝુડ.

**મારઝુડ**, સ્ત્રી૰ મારવું ને ઝૂડવું તે.

**મારણ**, ન૰ [ સં. ] મારવું તે; મંત્રતંત્રથી કોઇનો જીવ લેવાનો પ્રયોગ તે.

**મારપીટ**, સ્ત્રી૰ મારઝુડ; મારફાડ.

**મારફત**, સ્ત્રી૰ [ અ. ] કોઇને વચમાં રાખીને કામ કરવાની રીત તે; માધ્યસ્થ્ય. (૨) આડતિયાથી કામ લેવું તે. (૩) જેથી કાર્ય સિદ્ધ થાય તે ઉપાય (૪) અ૰ દ્વારા.

**મારફતિયું**, વિ૰ મારફતથી થયેલું. (૨) નાણાંની મારફતે થયેલું; હોય તે.

**મારફતિયો**, પુ૰ મારફતનું કામ કરનારો; બે જણની વચમાં રહીને સોદા અને વેચાણ વગેરે ગોઠવી અપાવનારો; આડતિયો; દલાલ.

**મારફાડ**, સ્ત્રી૰ મારઝુડ; મારપીટ

**મારવાડી**, વિ૰ મારવાડનું; મારવાડ સંબંધી.

**મારવું**, ક્રિ૰ સ૰ વગાડવું; વાગે-લાગે એમ કરવું; આઘાત થાય-દુઃખ થાય એમ કરવું; ટીપવું; ટપેરવું; ઠોકવું. (૨) મોત આણવું; જીવ લેવો, ચેતન જતું રહે એમ કરવું. (૩) મૃત્યુ આણવું. (૪) કોઇને કે કોઇ સ્થળે ઉડીને વાગે એમ કરવું.-ગોળી મારવી. (૫) ધાતુ બાળવી ને તેની ખાખ થાય એમ કરવું (૬) ખોસવું; પરોવવું; પહેરાવવું-શીશીને બૂચ મારવો. (૭) લુંટી લેવું; ચોરવું.-ગામ મારવું. (૮) ઝડપીલેવું:-એણે સારો શિકાર માર્યો. (૯) હરાવવું; પાડવું; પાછા હઠાવવું:-જે સામે થયા તેમને માર્યા. (૧૦)ગુસ્સાને દબાવવો;સહન કરવું:-મન મારવું (૧૧) જડવું; ઠોકી ઘાલવું:-મેખ મારવી.(૧૨) સાધવું.-ટાંકો મારવો. (૧૩) બંધ કરવું:-તાળું મારવું. (૧૪) મોટેથી ઘાંટો પાડવો:-બૂમ મારવી. (૧૫) ઇશારત કરવી:-આંખ મારવી. (૧૬) લાગણી દુખાય એમ કરવું:-મેણું મારવું. (૧૭) કુચાપત કરવું:-હાથ મારવો. (૧૮) અ૰ ક્રિ૰ ચમકવું; ચળકવું:-તેજ મારવું.

(૧૯) દુઃખવું; સળકવું:–છાતીમાં શૂળ મારે છે. ૨૦ પ્ર૦ જખમારવી=પસ્તાવું. હુચ્ચો મારવો=બંધ કરવું. તરવાર મારવી–ધાડ મારવી=પરાક્રમ કરવું. ધોલ મારવી–છક્કડ મારવી=છેતરી કાર્ય કરવું. ફાંફા મારવાં–વલખા મારવા=અમસ્તુ આમતેમ શોધ્યા કરવું. માથે મારવું=ખોટું બઝાડવું મેખ-મારવી=ઠોકી બેસાડવું. સરત મારવી=હોડ બકવી. ઠાર મારવું=ખૂન કરવું. મારી કાઢવું=તિરસ્કારથી કાઢી મૂકવું. મારીખાવું=લાચ લેવી. માર્યા માર્યા ફરવું=ગભરાયેલા ફરવું. મારેલું ઘી=રંધાતા અનાજમા સિઝાવેલુ ઘી. મારેલું માણસ=વશ કરેલું. માણસ મારી મૂકવું=જોરથી દોડાવી લઇ જવું માર=બાહોસ ધૃષ્ટ. મારમારવું=ખૂબ; પુ કળ.

**મારામાર**, સ્ત્રી૦ સામાસામી માર પડવો તે; કજિયો (૨) ઉતાવળ (૩) અ૦ હડધુત. (૪) અત્ય તપણું; રમઝટ. (૫) પરાણે, મુશ્કલીએ

**મારામારી**, સ્ત્રી૦ મારામાર; વઢવાડ; ટંટો; ધિંગાણું. (૨) તાણ, ઘટ.

**મારિષ**, પુ૦ [ સં ] નાટકમાંનો મુખ્ય નટ.

**મારૂ**, વિ૦ મરુદેશનું; મારવાડી. (૨) એ નામનો એક રાગ ઢોલામારૂ=પ્રિયરાણો; પતિ; નાયક.

**મારૂત**, પુ૦ [ સં ] પવન; વા.

**મારૂતી**, પુ૦ [ સં. ] વાયુપુત્ર; હનુમાન.

**મારેલું**. વિ૦ અંદર નાખી સીઝવેલું. (૨) ઉપકારથી વશ થયેલું હોય એવું. (૩) ખાખ કરેલું.

**મારો**, પુ૦ મારી નાંખનારો; જલ્લાદ; ઘાતક. (૨) મારફાડ; કતલ; સંહાર (૩) શસ્ત્રની રમઝટ; ઉપરા ઉપરી ઘા. (૪) ખૂબ મરણ થાય તે. મરો (૫) ખૂબ વાપર હોવો તે; પુષ્કળ ખપત.

**માર્ક**, પુ૦ [અં.] આંકો; રેખા. નિશાની. (૨) ગુણાંક; દોકડા.

**માર્ગ**, પુ૦ [ સં. ] રસ્તો; વાટ; કેડો (૨) પંથ; સંપ્રદાય, મત. (૩) રૂઢિ, રીત, વ્યવહાર. ક્રિ૦ પ્ર૦ માર્ગ કરવો=વચ્ચે થઇને ચાલ્યા જવું. માર્ગ કાઢવો=તોડ કાઢવો; નિકાલ કરવો.

**માર્ગશીર્ષ**, પુ૦ [ સં. વિક્રમ સંવતનો બીજો મહીનો; માગશર.

**માર્ગી**, વિ૦ માર્ગે ચાલનારું; પંથી, વટેમાર્ગુ. (૨) એક ધર્મપંથ; એ નામના સંપ્રદાયનું.

**માર્ચ**, પુ૦ [ અં.] ખ્રિસ્તી સનનો ત્રીજો મહીનો. (૨) કુચ, પ્રયાણ.

**માર્જન**, ન૦ [ સં ] શુદ્ધ કરવું તે; પવિત્ર કરવા પાણી છાંટવું તે. (૨) માંજવું–સ્વચ્છ કરવું તે; શોધન.

**માર્જાર**, [સં.] બિલાડો; ઘાઘરો.

**માર્જારી**, સ્ત્રી૦ બિલાડી; મીની.

**માર્જિત**, વિ૦ માંજેલું; શુદ્ધ કરેલું; સ્વચ્છ.

**માર્તંડ**, પુ૦ [સં.] સૂરજ. રવિ.

**માર્દવ**, ન૦ [ સં. ] પોચાશ; નરમાશ; ઢીલાપણું; મૃદુતા.

**માર્મિક**, વિ૦ મર્મવાળું. (૨) તીક્ષ્ણ; ચટકો લાગે એવું.

**માર્મિકતા**, સ્ત્રી૦ અર્થ ગાંભીર્ય; મર્મને અસર કરે એવી વાકચાતુરી.

**માલ**, પુ૦ [અ. વેપારની વસ્તુ. (૨) મિલકત; ધન; દોલત. (૩) કિંમત. મૂલ; સત્ત્વ; વજન. (૪) જીવ; દમ; વિસાત. (૫) ઢોર પશુધન

**માલકાંકણી**, સ્ત્રી૦ એક ઔષધિ. (એનાં બીમાંથી તેલ નીકળે છે. એ તેલ બુદ્ધિને તેજ કરે છે. )

**માલકી**, સ્ત્રી૦ માલીકપણું; ધણીપણું. [ એવુ: બાઢું.

**માલકુ** વિ૦ ત્રાસી આંખે જુએ

**માલકોશ**, પુ૦ સં ] એક રાગ.

**માલખું**. ન૦ માળખું; કાગળોના ફાઇલ. ( ૨ ) લીલું અને સત્વવાળું જુવારનું કરસણ તે.

**માલજાદી**, સ્ત્રી૦ વેશ્યા. કસબણ; હરામનો માલ ખાનારી

**માલજાગીન**, પુ૦ માલને માટે જેણે જમીનગીરી લીધી-આપી હોય તે.

**માલણ**, સ્ત્રી૦ [ સં. मालिनी ] માળીની સ્ત્રી (૨) નાકમાંની ફોલ્લી.

**માલતી**, સ્ત્રી૦ મોગરા જેવા ફૂલની એક વેલ; તેનાં ફૂલ.

**માલદાર** વિ. સત્વવાળું; તવંગર

**માલધણી**. પુ૦ માલિક; ધણી.

**માલપુડો**, પુ૦ ઘઉનો લોટ અને ગોળના પાણીનું ખીરું બનાવી ઘીમાં તળી સીઝવેલી રોટલી; માલપુવો; કાળીરોટી.

**માલમ**, પુ૦ વહાણમાંના માલનો હિસાબ રાખનારો ટંડેલ.

**માલમતા**, સ્ત્રી૦ મિલકત; ધન; સરસામાન વગેરે

**માલમિલકત**, સ્ત્રી૦ માલમતા.

**માલવું**, ન૦ નાનું માટીનું વાસણ; ઢોચકું.

**માલવું**, ક્રિ૦ અ૦ મહાલવું;

**માલિક**, પુ૦ [ અ. ] સ્વામી; ધણી; શેઠ. (૨) પરમેશ્વર; ખુદા.

**માલિકી**. જુઓ માલકી.

**માલિની**, પુ૦ [સં એકછંદ-રાગ.

**માલિન્ય**, ન૦ સં. મલિનતા; ગંદવાડ ( ૨ ) ફિકાશ; ઝાંખાશ (૩) ઉદાસીનતા. બાગાયત પાક.

**માલિયાત**, ન૦ ઉંચી જાતનો

**માલુકાર**, પુ૦ વણકર, ઢેડ.

**માલુમ**, વિ૦ [અ. मअलूम] જાણમાં આવેલું હોય એવું: વાકેફ.

**માલુ**, વિ૦ માલવાળું. નમાલું= માલવગરનું. કહે૦ માલાના મૂળગા ગયા=થોડું લેવા જતાં ઘણું ગયું.

**માલેસ**. સ્ત્રી૦ [ फा- मालिश ] ચાંપવું; રગડવું; ચોળવું તે. [વલ્લભ.

**માવ**, પુ૦વહાલો-પ્યારો પતિ;

**માવજત**, સ્ત્રી૦ [फा.] સભાળ, બરદાસ, સરભરા [ઋતુનો વરસાદ
**માવઠું**, [स माघवृष्टि] ન૦
**માવડિયુ**, વિ૦ માનુ કહ્યુ માન્યા કરે એવુ, માની સોડમા ભરાઇ રહે એવુ, બાયલુ [ભવાની
**માવડી**, સ્ત્રી૦મા (૨) દેવી, અબા
**માવત**, પુ૦ મહાવત હાથી હાકનાર, હાથીનો રખેવાળ [માવિતર
**માવતર**, ન૦માતપિતા માબાપ,
**માવરો**, પુ૦મહાવરો, અભ્યાસ, ટેવ, આદત. [થવો (૨) હદમા રહેવુ
**માવુ**, ક્રિ૦અ૦ સમાવુ, સમાસ
**માવો**, પુ૦ દૂધ બાળીને બનાવેલો ઘાટો પદાર્થ. (૨) સત્ત્વ, તત્ત્વ (૩) નરમ સુવાળુ ને ઘાટુ સત્ત્વ.
**માશી**, સ્ત્રી૦ માની બહેન.
**માશીસો**, પુ૦ માસિયો, મર નારની માસિક તિથિએ કરવામા આવતુ શ્રાદ્ધ.
**માશુક**, સ્ત્રી૦ [अ मअसूक़] પ્રિયા પુરુષ જેના ઉપર આશક હોય તે સ્ત્રી.
**માષ** પુ૦ [सं] અડદ
**માસ**, પુ૦ [स] મહીનો.
**માસલો**, પુ૦ નમુનો, વાનગી
**માસિક**, વિ૦ [सं] મહીનાનુ. દરમહીને આવતુ હોય એવુ માસિક માંદગી=અટકાવ, રજસ્વલાપણું.
**માસિયો**, પુ૦ મુએલા માણસનુ મહીને મહીને કરવામા આવતુ શ્રાદ્ધ.
**માસો** પુ૦ માશીનો વર. (૨) આઠ રતીભાર વજન તે.
**માહ**, પુ૦ માઘ મહીનો (૨) [फा] માસ, મહીનો
**માહતમ**, ન૦ [स. माहात्म्य] મોટાઇ પ્રતાપ, બળ (૨) કીર્તિ; ખ્યાતિ ૩ [फा] શોક, રુદન વિલાપ.
**માહવારી**, વિ૦ મહીના મદી. નાનુ, મહીનાવાર
**માહાડ**, પુ૦ માઠ,
**માહાત**,સ્ત્રી૦ રોડ, હાર, મડાત.
**માહાત્મ્ય**, ન૦ [सं.] મહિમા, પ્રભાવ. (૨) મોટપ. (૩) કીર્તિ, ખ્યાતિ
**માહિત**, વિ૦ [अ. माहियत] પરિચિતનુ, જાણમા આવેલુ હોય એવું.
**માહિતગાર**, વિ૦ જાણીતું; ભોમિયુ (૨) હોશિયાર, કાબેલ
**માહિતગારી**, સ્ત્રી૦ માહિતી, જ્ઞાન, વાકેફગારી અનુભવ
**માહિતી**,સ્ત્રી૦ વાકેફગારી [માછી.
**માહી**, સ્ત્રી૦ માછ ની માહીગીર=
**માહુ**, વિ૦ દુખી, કગાલ.
**માહેર**, વિ૦ માહિત, જાણીતુ, વાકેફગાર (૨) હોશિયાર, કાબેલ
**માહેરૂં**, ન૦ માયરું, લગ્નવિધિ કરવાનો મડપ,
**માળ**, પુ૦ ઘરના ભોયતળિયાના ઉપલા ભાગ પર જડેલો ભાગ, મેડો. (૨) માળા, હાર (૩) પરપરા; શ્રેણિ,ઓળ, ઘટમાળ. (૪) રેટિયાના મોટા ચક્કર ઉપર ભેરવેલી દોરી.

**માળખું,** ન૦ કાગળો–ભેરવવાનો સળિયો.

**માળવી.** વિ૦ [સં. मालवीय] માળવાનું; માળવામાં થતું. [છાજવું.

**માળવું,** ક્રિ૦સ૦ છાપરું જડવું;

**માળા,** સ્ત્રી૦ [ સં. माला ] હાર; લાંબું માળખું–હારડો. ૨૦ પ્ર૦ માળા લેવી=સંસારના પ્રપંચથી અળગા થવું; સાધુ થઈને બેસવું. માળા જપવી=વારંવાર યાદ કર્યાં કરવું. માળાનો મેર=મંડળીનો આગેવાન.

**માળિયું,** ન૦ નીચો માળ કે ચોડો નાનો મેડો.

**માળી,** પુ૦ ફૂલઝાડ ઉછેરનાર ને વેચનાર. કહે૦ માળી રૂઠયો ફુલ લેશે, ચોટલી તો નહિ લે

**માળો,** પુ૦ ઘણાં કુટુંબો રહી શકે એવું એક એકની ઉપર મેડા ચઢાવેલું મોટું મકાન તે. (૨) પંખીઓ ઉડાડવાને ઉંચે બાંધેલો માંચડો. (૩) પંખીએ બનાવેલું ઘર.

**માં,** અ૦ અંદર; માંહે; મધ્યે. (૨) મા; ના; નહિ [ માહે, મધ્યે

**માંઈ,** અ૦ માં; મહીં; અંદર,

**માંકડ,** જુ૦ માકણ. [લાલ મોંનો

**માંકડમુખો,** વિ૦ માંકડા જેવા

**માંકડમૂછો,** વિ૦ વાંકડી મૂછોવાળો. [એવું કાણાં કાણાંવાળું પાટિયું.

**માંકડિયું,** ન૦માંકણ ભરાઈ રહે

**માંકડી,** સ્ત્રી૦ લાલ મોંના વાંદરાની માદા. (૨) ઘંટીના ઉપલા પડમાં બેસાડેલો લાકડાનો કકડો. (૩) ઢોર બાંધવાના દોરડાના ગાળામાંની મોઈ. (૪) કળ; છટકાવી શકાય એવી આંકડી

**માંકડીકુકડી,** સ્ત્રી૦ એક લાંબા પગનું જીવડું (એના મૂતરથી શરીર ઉપર ફોલ્લા ઉઠે છે. )

**માંકડું,** ન૦ રાતા મોંનું વાંદરું. (૨) વિ૦ આછું રાતું:–માંકડો બળદ.

**માંકડો.** પુ૦ રાતા મોંનો વાદરો.

**માંકણ** પુ૦ [ સં. मत्कुण ] સુવા બેસવાનાં આસનોમાં થતો એક જાતનો જીવ; ખટમલ.

**માંકણિયું,** વિ૦ માંકડિયું

**માંગ,** સ્ત્રી૦ માગણી. (૨) સેંથો; (૩) આડનો સંકેત. [કારક; શુભ.

**માંગલિક** વિ૦ [ સં ] મંગળ-

**માંગલ્ય,** ન૦ મંગળકારક હોય એવું તે; શુભ; સૌભાગ્ય. (૨) કલ્યાણ.

**માંચડો,** પુ૦ ઉંચી બેસણીએ બેસાય એવો લાકડાનો પાટલો; મોટી ઉંચી પાટ. (૨) ગાડાના પૈંડાની ધરી ઉપરનો પાટલો; માંચો.

**માંચી,** સ્ત્રી૦ નાની ખાટલી; ચારપાઈ. સાંગામાંચી=ખુરશી જેવું બેસવાનું આસન.

**માંચો,** પુ૦ [ સં. मंच ] ચાર પાયાવાળી સૂવા બેસવાની એક બનાવટ તે; ખાટલો; પલંગ, ઢોલિયો. (૨) માંચડો; માળો. (૩) બાજીમાંનાં સાથિયા પાડેલાં ખાનાં. કહે૦ મરતોએ નથી ને માંચો મૂકતોએ નથી.

**માંજર**, સ્રી૦ [ સં. मंजरी ] ફૂલવાળી ડાંખળી-શાખા તે મંજરી; કલગી. (૨) જોડામાંની સુખતળી. (૩) મરઘાની લાલ કલગી. (૪) બિલાડું.

**માંજરૂ**, વિ૦ ભુરી ફીકીનું; બિલાડીના જેવી આંખવાળું.

**માંજવું**, ક્રિ૦ સ૦ ઉટકવું; ઘસીને સાફ કરવું; અજવાળવું.

**માજી**, સ્રી૦ મા; વડિયાઇ; દાદી (૨) અંબા દુર્ગા. ( કોઇપણ ઘરડી સ્રીને માનાર્થે બોલાવવામાં વપરાય છે. )

**માજી**, વિ૦ [ આ. માजी ] મરહુમ; થઇગયેલું; આગલું; પહેલાંનું.

**માજુફળ** ન૦ એક જાતનું ફળ.

**માજમી** વિ૦માજમનું વ્યસની.

**માજુર**, વિ૦ આંધળો

**માંજો**, પુ૦ લાહીમાં કાલવેલો કાચનો ભુકો ( ૨ ) કાચ પાયેલી દોરી.

**માંડ**, સ્રી૦ શોભા માટે ગોઠવેલાં વાસણ વગેરે ( ૨ ) અ૦ મુશ્કેલીથી; બહુ મહેનતે.

**માંડણ**, ન૦ નાનું તળાવડું; ખાબોચિયુ. ( ૨ ) [ સં. मण्डन ] છોકરીઓને કપાળે તારા ટપકી ચોડીને બનાવવામાં આવતી શોભા.

**માંડણી**, સ્રી૦ માંડવું-સ્થાપન કરવું તે; ગોઠવણ. (૨)મજલા-માળની હલણી.[(૨) ધીમે ધીમે. (૩) અમસ્તું.

**માંડમાંડ**, અ૦ મહા મુશ્કેલીએ.

**માંડલિક**, વિ૦[ સ ] ખંડિયું; મંડળમાંનું. (૨) સામંત.

**માંડવી**, સ્રી૦ ઘરના ત્રણ ખંડમાંનો આગલો છુટો ભાગ તે. (૨) નાનો મંડપ; ગરબા મંડપ (૩) શહેર-મહોલ્લાના વચલા ભાગમાં ચારે તરફ દરવાજાવાળું બજાર. (૪) જકાત લેવાનું ઠેકાણું. (૫) ભોંયશીંગ.

**માંડવું**, ક્રિ૦ અ૦ ચાલુ કરવું; શરૂ કરવું (૨) મૂકવું જુગતીથી ગોઠવવું. (૩) લખવું નોંધવું. ( ૪ ) જોડવું. ઉભું કરવું, સ્થાપવું ક્રિ૦પ્ર૦ મારી વાળવું=છોડી દેવું. દાનમાંડવા= ધ્યાનથી સાંભળવું. મોઢે માંડવું=પીવું. સંસાર માંડવો=ગૃહસ્થાશ્રમ ચાલુ કરવો.

**માંડવો**, પુ૦| સં. मंडप મંડપ; ચંદરવો બાંધીને બનાવેલી સુંદર બેઠક. ( ૨ ) છોકરી પરણાવવાની કન્યા.

**માંડો**, પુ૦ રોટલાની ફૂલેલી ફોપટી. પોપડો; પુડો.

**માંદગી**, સ્રી૦ ફા. બિમારી; મંદવાડ રોગ; વ્યાધિ; આજાર.

**માંદું** વિ૦ મંદવાડવાળું. આજારી; બિમાર. વ્યાધિગ્રસ્ત; રોગી.

**માંદ્ય**, ન૦ [સ.] મંદતા; શિથિલતા; ઓછપ.

**માંય**, અ૦ માં; અંદર; મહીં.

**માંસ**, ન૦ [ સં. ] પ્રાણીઓના શરીરમાંનો લોંદા જેવો રાતોપેશીદાર પદાર્થ; માટી; ગોસ.

**માંસાહારી**, વિ૦ માંસ ખાનાર.

**માંહી**, અ૦ અંદર; માં; મહીં.

**માંહે**, અ૦ માંહી.

**માંહોમાંહે**, અ૦ પરસ્પર; એક બીજામાં; અંદરઅંદર.

**માંહ્ય**, અ૦અંદર; મહીં. [લવું તે

**મિઆઉ**, અ૦ બિલાડીનું બો-

**મિચાવું**, ક્રિ૦અ૦ બિડાવું;બંધ થવું. આંખ મિચાવી=મરણ થવું. [માન.

**મિજમાન**, વિ૦ પરોણો; મહે

**મિજબાની**, સ્ત્રી૦ બે ચાર સ્નેહીએ મળી ખાન પાન ને રમતગમ્મત કરવી તે ઉજાણી; જાફત.

**મિજલસ**, સ્ત્રી૦ [અ. मिजालिस] ગમ્મતનો મેળાવડો; બેઠક, રાવણું. (૨) મંડળી, સભા; પરિષદ. (૩) કચેરી, અધિકારીઓનો સમૂહ તે. (૪) મેળો.

**મિજલસિયા**, પુ૦ મિજલસમાં ભાગ લેનારા; સભાસદ; સોબતી.

**મિજાગરાં**, ન૦ બરડવા, જેને લીધે બારણું ઉઘાડવાસ થાય છે તે.

**મિજાગરૂ**, ન૦ બરડવું.

**મિજાજ**, પુ૦ [ફા] મનનો રંગ—આવેશ તે. (૨) સ્વભાવ; પ્રકૃતિ, તબિયત. (૩) ગુસ્સો. (૪) મગરૂરી; ગરૂરી. ક્રિ૦ પ્ર૦ મિજાજ કરવો=તપી જવું; મિજાજ ખોવો=ક્રોધે ભરાવું.

**મિજાજી**, વિ૦ સહેજ વારમાં ગુસ્સો કરે એવું. (૨) ચીઢિયું. (૩) પોતાના તોરમાં મગરૂર રહેનાર.

**મિજાન**, ન૦ [અ.] અંદાજ; સુમાર; આશરો; ધડો; માપ,પ્રમાણ.

**મિટ**, સ્ત્રી૦ ટસ; એક દૃષ્ટિએ જોઇ રહેવું તે; તાકીને જોવું તે. (૨) નજર. દૃષ્ટિ ક્રિ૦ પ્ર૦ મિટ માંડવી=અનિમેષ દૃષ્ટિએ જોવું.

**મિટ્ટી** સ્ત્રી૦ [સં. मृत्तिका] માટી મટોડી મિટ્ટીમાં મળીજવું=મરણ પામવું. (૨) પાયમાલ થઇ જવું.

**મિઠાઈ**, સ્ત્રી૦ દૂધ સાકરનો ખાવાનો પદાર્થ; બરફી પેંડા વગેરે.

**મિઠું**, વિ૦ મીઠું; ગળ્યું; મધુર. (૨) આનંદ આપે એવું.

**મિઠાશ**, સ્ત્રી૦ જેમાં ગળપણનો અંશ હોય એવું તે; ગળપણ, જેમાં મીઠો રસ હોય તે, મધુરતા; માધુર્ય; પ્રસાદ.

**મિણાવું**, ક્રિ૦ અ૦ ઘેન ચઢવું; ભીણો ચઢવો. [ઘટતું હોય તેટલુંજ.

**મિત**, વિ૦ [સં] પ્રમાણસરનું;

**મિતભાષી**, વિ૦ થોડા નાનું; ઘટિત હોય તટલુંજ ભાષણ કરનાર.

**મિતવ્યય**, પુ૦ [સં] નિયમિત ખરચ; કરકસર.

**મિતાહાર**, પુ૦ થોડું જમવું તે;. જોઇએ તેટલો ખોરાક લેવો તે. [મિતાહારી=જોઇએ તેટલુંજ ખાનાર. [રીખ;.

**મિતિ** સ્ત્રી૦ [સં.] તિથિ; તા-

**મિત્ર**, પુ૦ [સં.] દોસ્ત; ભાઇબંધ; સ્નેહી;સુહૃદ. [બંધી; મૈત્રી.

**મિત્રતા**, સ્ત્રી૦ દોસ્તી; ભાઇ-

**મિત્રમંડળ**, ન૦ દોસ્તદારોની ટોળી; ભાઇબંધોનો સમુદાય.

**મિત્રાઇ**, સ્ત્રી૦ મૈત્રી; દોસ્તદારી; ભાઇબંધી.

**મિત્રાચારી**, સ્ત્રી૦ મૈત્રી. ભાઇબંધી. (૨) મિત્રના જેવો સંબંધ, ઘરવટ.

**મિથુન**, ન૦ [ સં ] જોડું; જોડકું (૨) દંપતી. (૩) એક રાશિ.

**મિથ્યા** વિ૦ [ સં. ] ખોટું; અસત્ય; જુઠું. (૨) અ૦ ફોગટ; ખાલી.

**મિથ્યાભિમાન**, ન૦ ખોટું અભિમાન, ખોટી બડાઇ. મિથ્યાભિમાની=ખાલી બડાઇખોર.

**મિનાકારી**, સ્ત્રી૦ સોના ઉપર કાચ જેવી ચકચકિત રંગિત ભાત પાડવી તે. [ દ્વેષ; વેરભાવ.

**મિનાકશો**, પુ૦ ખાર; કીનો;

**મિનારો**, ટાંડો; બુરજ.

**મિનિટ**, સ્ત્રી૦ [ સં. ] કલાકના સાઠમા ભાગ જેટલો વખત.

**મિનો**, પુ૦ સોનાપર લાલ, લીલી, ચકચકિત ભાત પાડવાનો પદાર્થ.

**મિયાન**, ન૦ મ્યાન; છરી-તરવારની ખોળી [ લખી; સુખપાલ.

**મિયાનો**, પુ૦ પેટી ઘાટની પા-

**મિયાં**, પુ૦ ઇસ્લામી ધર્મનો ગૃહસ્થ. (મુસલમાનને માનથી બોલાવતાં વપરાય છે); સજ્જન; સભ્ય.

**મિરજાં**, પુ૦ મુસલમાનોમાં એક ઉંચો ખિતાબ; અમીર; ઉમરાવ.

**મિરાત**, સ્ત્રી૦ મીર-ઉમરાવનો વૈભવ; થાપણ; મુડી; પુંજી. (૨) ધનમાલ; દોલત; પૈસો ટકો. (૩) મોંઘી ચીજ.

**મિરાસ**, સ્ત્રી૦ વારસામાં મળેલો પૈસો; મિલકત.

**મિલકત**, સ્ત્રી૦ [ સં ] ધનમાલ; પૈસો ટકો; દોલત; પુંજી.

**મિલન**, ન૦ મળવું તે; મુલાકાત.

**મિલનસાર**, વિ૦ મળતાવડું; હળી મળી જાય એવું.

**મિલનસારી**, સ્ત્રી૦ મળતાવડાપણું; હળીમળીને ચાલવાનો સ્વભાવ.

**મિલાપ**, પુ૦ સંજોગ; મેળાપ; સમાગમ. (૨) એકથી વધારે વસ્તુઓનું ભેળાઇ રહેવું તે. (૩) વિચાર વગેરેમાં એકતા હોવી તે; એકવાક્યતા.

**મિલાપી**, વિ૦ મેળાપ રાખનાર; મિલનસાર. [ રાગપણું.

**મિલાવટ**, સ્ત્રી૦ મેળવણી; એક-

**મિલાવડો**, પુ૦ મેળાવડો; મિજલસ; રાવણું.

**મિલિત**, વિ૦ [સં.] મળેલું.

**મિશ્ર**, વિ૦ [ સં. ] ભેળસેળ; એકઠું થઇ ગયેલું.

**મિશ્રણ**, ન૦ મેળવણી; (૨) જેમા બીજી વસ્તુ મેળવેલી હોય તે.

**મિષ**, ન૦ [સં.] બાનું; નિમિત્ત.

**મિષ્ટ**, વિ૦ [ સં. ] મીઠું; ગળ્યું. (૨) પ્રિય, આનંદ ઉપજાવે એવું; મધુર.

**મિષ્ટાન્ન** ન૦ [ સં ] ગળપણવાળું ભોજન; ગળ્યા સ્વાદવાળું અન્ન

**મિસરી**, સ્ત્રી૦ સાકર દાણાદાર ખાડ

**મિસલ**, સ્ત્રી૦ [ अ ] રીત, જુગતી તરેહ (૨) ઉપમા ઉદાહરણ (૩)અ૦પેઠે માફક ,ગરીબ રાંક

**મિસકિન** વિ૦ [ फा ] ન્રાવ,

**મિસાલ**, સ્ત્રી૦ મિસલ, રીત, તરેહ (૨) અ૦ પેઠે માફક

**મિસ્કિન**, વિ૦ [ अ ] બિચારૂં, ગરીબ રાંક, [રેનો ઉપરી ગજ્જર

**મિસ્તરી**, પુ૦ મિસ્રી નારીગ

**મિસ્રી**.પુ૦સારો નારીગર ગજ્જર

**મીચવું**, ક્રિ૦ સ૦ બંધ કરવું, ખીડવું, સંકોચવું રૂ૦ પ્ર૦ આંખ મી ચવી=આવળિયા કરવા, મરવું આંખ મિચામણાં=જાણ્યું ન જાણ્યું, દાંપિઝોડો'

**મીટવું**, ક્રિ૦ અ૦ મટવું સારૂ થવું (૨) પાર આવવો

**મીઠબંદર**, ન૦દરીયા કિનારાનો તે ભાગ કે જ્યાં મીઠું પાકતું હોય, અગર

**મીઠડાં**, ન૦ વહાલના આલિંગન (૨) મીઠી નજરના ઓવારણાં, દુખણાં.

**મીઠડું**, વિ૦ વહાલું, મધુર, પ્રિય, લલિત વહાલવનું ચુંબન, આલિંગન ઓવારચું  [ બોલનાર

**મીઠાબોલું**, વિ૦ સારૂ લાગે એવું

**મીઠી**, સ્ત્રી૦ વહાલની ચુમી, બોકી બચ્ચી (૨) સ્નેહાલિંગન

**મીઠું** ન૦ ખાર પાણી સુકાઇને બનતો ખારો પદાર્થ તે, લવણ; લુણ, નિમક. (૨) સત્ત્વ, બળ વીર્ય. રૂ૦ પ્ર૦ મીઠાવગરનું=સત્ત્વ વગરનું: મોળું નરમ માલવગરનું

**મીઠું**, વિ૦ સ્વાદિષ્ટ:-મીઠું પાણી (૨) મોઢામાં સ્વાદ ઉત્પન્ન કરે એવું ઉ૦ મીઠી બાજરી (૩) ગળ્યું:-મીઠો ભાત (૪) ઇન્દ્રિયને પસંદ પડે એવું -મીઠી વાસ (૫) વહાલું, ગમતું. (૬) ધીરૂ, ગંભીર. (૭) મધુર કોમળ, રસમયું વહાલસોયું કહે૦ મીઠા ઝાડનાં મૂળ કાઢવું

**મીંઢધો**, પુ૦ લઢધો, હૃષ્ટપુષ્ટ માણસ, જોરાવર ને કામ કરવે હઠે નહિ એવું તે (૨) કાસદ ખેપિયો. (૩) મુખી, અગ્રેસર

**મીંઢિયો**, પુ૦ જેના શીંગડા ગુચ્છાની પેઠે વળીને આગળ આવેલા હોય તે ઢાંગી.

**મીણ**, ન૦ મધમાખીઓ મધપુડો બનાવવામાં જે ચીકણો પીળો અને પોચો મુલાયમ પેદાર્થ બનાવે છે તે. રૂ૦ પ્ર૦ મીણ મીણ થઇ જવું =શરમથી નરમ થઇ જવું કહે૦ મીણનો પણ માટી=નબળો પોચો તોપણ સત્તાવાળો મીણ કાપડ=મીણ ચડાવેલું કપડું, મીણિયું.

**મીણબત્તી** સ્ત્રી૦ જેની અંદર નાટ ધાગેની હોય એવી મીણની બત્તી તે । રોગાન ચડાવેલું કપડું.

**મીણિયું**, ન૦ મીણ અથવા

**મીણો**, પુ૦ કેફ; નીશો; (૨) ઘેન ચડે એવો ઝેરી પદાર્થ. (૨) યૌવન, ધન, અધિકાર ઇત્યાદિનો મદ.

**મીન**, ન૦ [ सं. ] એક રાશિ. માછલું. [ કામદેવ; સ્મર.

**મીનકેતન**, પુ૦ [ सं. ] મદન;

**મીનડી**, સ્ત્રી૦ બિલાડી

**મીનડું** ન૦ બિલાડું.

**મીનમેખ**, સ્ત્રી૦ હરકત, મત્યચાય; ખાચોખચકો.

**મીની**. સ્ત્રી૦ બિલાડી. કહે૦ મીની મીની દૂધપી તો તૈયાર

**મીમાંસા**, સ્ત્રી૦[ सं. ] ઝીણવટે વિચાર ચલાવવો તે; સમાલોચના. (૨) વેદના કર્મ કાંડ ઉપર લખાયેલો સૂત્રરૂપ એક નિબંધ. (૩) ચોકશી; તલાસ.

**મીર**, પુ૦ [ फा ] મુસલમાન -શાહ-અમીર-ઉમરાવ તે. (૨) ભાટના જેવી આજીવિકા કરનાર મુસલમાન.

**મીરઅદલ** પુ૦ ન્યાયાધીશ.

**મીલ**, સ્ત્રી૦ [ અં ] કાંતવા -વણવાનું કારખાનું; ગીરણી. (૨) સામી જુંબેશ; પક્ષ:-કોઇની સામે મીલ બાંધવી નહિ.

**મીંઢાઇ** સ્ત્રી૦ મીંઢાપણું

**મીંઢીઆવળ**, સ્ત્રી૦ સોનામુખી; આવળ જેવી એક વનસ્પતિ અને તેનાં સુકાં પાન.

**મીંઢું**, વિ૦ ઉંડામનનું; સમજે જાણ બોલે બહુજ થોડું એવા સ્વભાવનું.

**મીંદડી**, સ્ત્રી૦બિલાડી.

**મીંદડું**. ન૦ બિલાડું.

**મીંજ**, સ્ત્રી૦ બિયામાંનો ગર; મગજ, ગોટલી. (૨) બીજાંશ, ઠળીયા માની દાળ.

**મીંડું**, ન૦ બિંદુ: ટપકું: શૂન્ય (૨) ઝીણી ગોળ કુંડાળી. (૩) એમાં કંઇ નહિ એવો અર્થ બતાવે છે. ક્રિ૦ પ્ર૦ મીંડું મૂકવું=લેખામાં નહિ ગણવું. મીંડું વળવું=નસંતાન જવું.

**મીંઢળ**, ન૦ એક ફળ

**મુએલું**, વિ૦ મરણ પામેલું.

**મુકટો**, પુ૦ મુગટો; સાદી કોરનું રેશમી વસ્ત્ર.

**મુકદ્દમો**, પુ૦ [ फा. ] દાવો; કજિયો; ગુનાની તપાસને લગતી બાબત; કેસ. (૨) મુદ્દાની બાબત તે.

**મુકર્રર**, વિ૦ નક્કી કરેલું; ઠેરવેલું; ખચીત, નિયત.(૨) અ૦ જરૂર; નક્કી; ખરેખર. [ જવું; ફરીજવું.

**મુકરી-જવું**, ના પાડવી; ફરી

**મુકાદમ**, પુ૦ મજુરોનો ઉપરી: નાયક; ગજજર; મુખી. (૨) દરોગો.

**મુકાદમી**, સ્ત્રી૦ મુકાદમપણું તે; મુખીપણું.

**મુકાબલ**, વિ૦ મેળવેલું; અસલ સાથે સરખાવેલું. (૨) મુકાબલો; સરખામણી.

**મુકાબલો**, પુ૦ તુલના; સરખામણી. (૨) સરસાઇ. (૩) સમોવડિયાપણું.

**મુકામ**, પુ૦ ઉતારો; પડાવ; છા. વણી; મેલાણ. ( ૨ ) વાસસ્થાન.

**મુકાવવું**, ક્રિ૦ સ૦ મેલાવવું; છોડાવવું.

**મુકુટ**, પુ૦ [સં.] રાજા વગેરેના માથાનુ જે સુંદર અને કિંમતી વેષ્ટન તે; શિરોભૂષણ, કલગીદાર સુંદર ટોપ; મુગટ ( ૨ ) મેર; ઉપરી; વડીલ.

**મુકુલ**, ન૦ [સં.] ફૂલની ખીલતી કળી. ( ૨ ) માંજરમાંનાં ખીલતાં ફૂલ.

**મુકુલિત**, કળીઓવાળુ; માજરો આવી ગયેલી હોય એવું; મહોરાઇ ગયેલું. (૨) ઉઘડેલું; ફૂલેલું; ખીલેલું.

**મુકુન્દ**, પુ૦ વિષ્ણુ ભગવાન.

**મુક્કર** વિ૦ મુકકર; નક્કી; જરૂર; અચીત

**મુક્કી**, સ્ત્રી૦ મૂઠી; મૂઠીનો ઘા.

**મુક્કો**, પુ૦ ગડદો; ઠોંસો.

**મુક્ત**, વિ૦ [સં.] છૂટેલું, બંધન-રહિત. મોકળું. રૂ૦ પ્ર૦ મુક્તકંઠે=મોટે અવાજે. મુક્તહસ્ત=ઉદાર;

**મુક્તા**, ન૦ [ સં. ] મોતી; ગોળ દાણો; મણકો.

**મુક્તાદ** ન૦ પારસીઓના પિતૃ-ઓને યાદ કરવાના દિવસો તે.

**મુક્તાફળ**, ન૦ મોતી. [માળા.

**મુક્તાવલી**, સ્ત્રી૦ [સં.] મોતીની

**મુક્તિ**, સ્ત્રી૦ [ સં. ] છુટકારો ( ૨ ) સંસાર બંધનમાંથી છૂટા થઇ જવું તે. મોક્ષ (મુક્તિના ચારપ્રકારઃ—સાયુજ્યતા, સરૂપતા, સમીપતા ને સ-લોકતા.) મુક્તિપદ=પરમ નિવૃત્તિનું સ્થાન; બ્રહ્મપદ. મુક્તિમાર્ગ=મોક્ષ-માર્ગ; જ્ઞાનમાર્ગ.

**મુખ**, ન૦ [સં.] મો: મોઢું (૨) વદન. ( ૩ ) સમુદ્રને મળતો નદીનો જે છેલ્લો ભાગ તે. ( ૪ ) બારું; વાટ; રસ્તો; નાકું; દરવાજો [ જેમાં તે.

**મુખકમળ**, ન૦ કમળના જેવું

**મુખકળા**, સ્ત્રી૦ મોંનો—ચેરાનો ઘાટ—દેખાવ તે [જેવું સુંદર મુખ તે.

**મુખચંદ્ર** પુ૦ [સં] ચંદ્રમાના

**મુખજુબાની**, સ્ત્રી૦મોઢાની સાક્ષી.

**મુખડું** ન૦ મો; મોઢું; વદન.

**મુખતેસર**, વિ૦ [ફા.] સારરૂપ; સંક્ષિપ્ત; ટુંકું.

**મુખત્યાર**, વિ૦ [ફા] પોતાની મરજીમા આવે તેમ કરવાને સત્તાવાળું. (૨) કોઇનીવતી કામ કરનાર; એલચી; વકીલ. રૂ૦ પ્ર૦ આપ મુખત્યાર=પોતાની ઇચ્છામા આવે તેમ કરી શકનાર.

**મુખત્યારનામું**, ન૦ પોતા તર-ફથી કામ કરવાની બીજાને સત્તા આપવાનો લેખ.

**મુખત્યારી**, સ્ત્રી૦ આપ અધિ-કાર. (૨) સદર પરવાનગી, કુલ અખ-ત્યાર. (૩) બીજાની પરવાનગીથી તેનું કામ કરવું તે

**મુખપરીક્ષા**, સ્ત્રી૦ મોઢામોઢ સવાલ જવાબ થાય એ પ્રમાણેની તપાસણી તે.

**મુખપાક**. પુ૦ [સં.] મોંમાં ફોલ્લા ને ચાંદીઓ પડી જાય એવો એક રોગ.

**મુખપાઠ**, પુ૦ [ સં ] મોઢે કરવું તે; મોઢે બોલી જવાય એવો જે અભ્યાસ તે.

**મુખમુદ્રા** સ્ત્રી૦ [ સં. ] મોનો શકરો મોનો ઘાટ

**મુખર**. વિ૦ [ સં. ] બોલકણું; ગટગટ બોલે એવું. બોલતા શરમાય નહિ એવું, વાચાળ (૨) ઠઠ્ઠાબાજ; મશ્કરું (૩) વાગતુ; ખડખડતુ.

**મુખરિત**, વિ૦ [ સં. ] વાગતુ; ગાજતું; ખડખડતુ (૨) વાચાળ

**મુખવાસ** પુ૦ મોને સુવાસિત કરે એવી ખાવાની વસ્તુ તે (૨) સોપારી, પાન, એલચી વગેરે વસ્તુઓ તે; તાબૂલ

**મુખસામુદ્રિક**, ન૦ [ સં. ] મોંના દેખાવ ઉપરથી સ્વભાવ પારખવાની વિદ્યા તે.

**મુખિયું**, ન૦ક્રીયણીનું મો સિવી લેવાનું સુતળીનું ગુંછળું.

**મુખિયો**, પુ૦ ઠાકોરજીની સેવાપૂજા કરતારો જે મુખ્ય માણસતે.

**મુખી**, પુ૦ ગામની વ્યવસ્થા રાખનાર ગામનો વડો તે; પટેલ. (૨) અગ્રેસર, ઉપરી.

**મુખ્ય** વિ૦ [ સં. ] જેની પ્રથમ ગણના થતી હોય એવું; સૌથી સારશ્રેષ્ઠ તે (૨) પ્રધાન; ઉત્તમ

**મુખ્યતા**, સ્ત્રી૦ [ સં ] આદ્યતા; અગ્રગણ્યતા.

**મુખ્યત્વેકરી**, અ૦ ઘણું કરી; વિશેષે કરી. [ રાજનગર.

**મુખ્યશહેર**, ન૦ મોટું શહેર;

**મુગટ**,પુ૦[સં.મુકુટ]મ થે પહેરવાનો સુંદર ને કિંમતી ટોપ શિરોવેષ્ટન; કલગી, તાજ. (૨) મુરબ્બી વડીલ.

**મુગટી** સ્ત્રી૦ નાનો મુગટો.

**મુગટો**, પુ૦ અબોટમા પહેરી શકાય એવુ રેશમી વસ્ત્ર

**મુગરી**, સ્ત્રી૦કાનનુ એક મોતીનું ઘરેણુ બુગરી લમાનોની એક જાત.

**મુગલ** વિ૦ તાતાર તરફના મુસ-

**મુગલાઇ**, સ્ત્રી૦ મુગલ પાદશાહોની કારકિર્દી તે. (૨) મુગલોની જોહાકી–સભ્યતા–ઠાઠમાઠ વગેરે.

**મુગાસાડી**, સ્ત્રી૦ મુગટાની જાતનું સ્ત્રીઓને અબોટમા પહેરવાનું રેશમી વસ્ત્ર

**મુગ્ધ**, વિ૦ [ સં ] થોડી સમજણવાળુ; બાલિશ (૨) સાલસ, સીધું; ભોળું.

**મુગ્ધા**, સ્ત્રી૦ [ સં ] નવા યૌવનમા આવેલી પણ ભોળી. રતિમા થોડી સમજવાળી સ્ત્રી; પ્રેમઘેલી;

**મુચરકો**,પુ૦ગુનેગારે વચન પાળવા માટે કરી આપવાનો લેખ તે; કરાર.

**મુછાળો**, પુ૦ જેને મૂછો આવેલી હોય એવો મરદ તે.

**મુજ**, સ૦મારું.

**મુજબ**, અ૦ [ અ.] પેઠે; માફક; પ્રમાણે (૨) વિ૦ સરખું, સમાન.

મુજમુદાર, જુઓ મજમુદાર.

મુજરે અ૦ મજરે; વગતરમાં.

મુજરો પુ૦ મજરો, નમન (૨) બહુ વિવેકભેર વદન

મુજાહામત, સ્ત્રી૦ ટીકા, વિવેચન (૨) અટકાવ પ્રતિબંધ.

મુક્તખો, પુ૦ [ ફા ] મહત્ત્વ, વજન, બોજ (૨) દરકાર, ગણના લેખું

મુજાવર પુ૦ [ ફા.] કબરની સ. ભાળ રાખનાર [દીવિઓ બ્રહ્મચારી બટુક.]

મુંજિયો, પુ૦ તરતમાજ જનોઇ

મૂઠ, સ્ત્રી૦ તરવાર હથિયાર વગેરેની પકડ તે (૨) ગીલીદંડાની રમતનો એક દાવ (૩) મૂઠી (૪) તંત્રશાસ્ત્રનો એક મારણ પ્રયોગ.

મૂઠિયું, ન૦ ચાર આગળા અને અંગુઠાથી મૂઠી વાળીને બનાવેલો કણક વગેરેનો લંબગોળ આકાર બળ્યુ

મૂઠી, સ્ત્રી૦ [ સ. મુષ્ટિ ] હાથની સાથે જોરથી આગળા વાળવા તે (૨) હાથેલીને આગળામા સમાય તેટલુ તે -મૂઠી અન્ન. (૩) મુઠ્ઠી રૂ૦ પ્ર૦ મૂઠી વાળવી =સંગ્રહ કરવો, છાનુ રાખવું મૂઠીઓ વાળીને દોડવું=ત્વરાથી નાસવું.

મૂઠીભર, વિ૦ મૂઠી ભરાય તેટલું. મૂઠીમા માય એટલુ (૨)થોડુંક ન્દ્ર.

મુડદારશિંગ, સ્ત્રી૦ એક જાતની ઓષધિ.

મુડદાલ વિ૦ [ ફા મુરદાર ] મરી ગયેલા જેવું, ચેતન વગરનું; હાલચાલીરહિત (૨) ગગકત, નિર્માલ્ય દમ વગરનું.

મુડદુ, ન૦ [ ફા ] ચૈતન્ય વગરનુ કલેવર. શબ, પ્રેત મડદું; લાશ, લોથ

મુતરડી સ્ત્રી૦ પિશાબખાનું, મુતરવાની જગા

મુતરવુ, ક્રિ૦ અ૦ મૂત્રપિંડ મારફત પ્રવાહી શરીર બહાર કાઢવો (૨)મુજવુ થરથરવુ

મુતરાણું, વિ૦ મુતરવાની હાજતવાળુ, મુતરવાની તાકીદ થઇ હોય તેવુ

મુતરાવવુ, ક્રિ૦ સ૦ મુતરે એમ કરાવવુ. પિશાબ કરાવવો (૨) ડરાવવુ, દબડાવવુ

મુતરિયું, ન૦ મુતરવાનું વાસણ

મુતલક, અ૦ [ આ મુતલક ] તદ્દન, બિલકુલ તમામ

મુતાલિક, અ૦ [ આ મુત+અલિક ] ઉતરતા ઓહ્દાનો અમલદાર, નાયબ વતી કામ કરનાર

મુદઇ, ન૦ શત્રુ, દુશ્મન (૨) પ્રતિપક્ષી વાદી

મુદત, સ્ત્રી૦ [અ. મુદ્દત] અમુક નક્કી કરેલો વખત તે પાકી મુદત= ઠરેલો વખત પુરો થયો હોય તે સમય. મુદતસર=બરોબર વખતે

મુદા અ૦ [ મ ] હ-હાસથી, આનંદથી હરખથી

મુદિત, વિ૦ [સં] હરખાયેલું;

રાજી; આનંદિત;પ્રસન્ન. (૨) ખીલેલું; ફૂલેલું.

**મુદ્દલ**, ન૦ [ अ. ] મૂળ થાપણ; મુંડી પુંજી. બ ડોળ. (૨) અ૦ લગારે લગાર. જરાએ જરા, તમામ, સાવ

**મુદ્દામ**, વિ૦ [ अ. मुदाम ] ઘણા વખતનું ચાલુ. (૨) અ૦ ખામુખા; વિશેષેકરીને; ખાસ.

**મુદ્દો**, પુ૦ [अ मुद्दआ] પુરાવો; સાબીતી. (૨) ગુનાનું મૂળ; પાયો; પત્તો. (૩) ચોરાયલો માલ.

**મુદ્રા**, સ્રી૦ [સં.] ઉપરના દેખાવની સુંદર છટા છાપ; આલોક. (૨) ચિહ્ન; નિશાની; રેખા. (૩) છાપ, સિક્કો. મહોર. (૪) છાપવાના ધાતુના અક્ષરો.(૫)એક પ્રકારની યોગક્રિયા (૭) અંગુઠી મુદ્રાલેખ=અગ્ર લેખ. તપ્તમુદ્રા =અમુક દેવના મંત્ર અથવા પગલાં કોતરેલાં ધાતુનાં બીબાંને ગરમ કરાવી ચામડી ઉપર તેનો ડામ દેવડાવવો તે

**મુદ્રાંકિત**, વિ૦ [ સં. ] છાપેલું.

**મુદ્રિકા**, સ્રી૦ [ સં. ] જેની ઉપર નામ કોતરેલું હોય એવી વીંટી.

**મુનશી**, પુ૦ ઉર્દુ ફારસી અરબી વગેરેનો શિક્ષક. (૨) લખાણનું કામ કરનાર. [ નાર; ન્યાયાધીશ.

**મુનસફ**, પુ૦ ન્યાય આપ-

**મુનસફી**, સ્રી૦ મુનસફનું કામ તે. (૨) પોતાની મરજી પ્રમાણે કરવાની છુટ-સદર પરવાનગી તે.

**મુનાસબ**, વિ૦ [ अ. ] વાજબી; યોગ્ય; ઘટિત.

**મુનિ**, પુ૦ [ સં. ] તપસ્વી; યોગી; મૌન રહી તપ કરનાર સાધુ. મુનિવ્રત=નહિ બોલવાનું વ્રત ને.

**મુનીમ** પુ૦ [ अ. ] પેઢીનું કામ કરનારો મુખ્ય ગુમાસ્તો. (૨) આડતિયો.

**મુનીમી**, સ્રી૦ મુનીમગીરી.

**મુન્ય**, ન૦ અણબોલ્યા રહેવું તે; મૌન.

**મુફત**, જુ૦ મ ફત.

**મુફતી**, પુ૦ મુસલમાન પંચાતિયો. [ લાચાર કંગાલ.

**મુફલસ**, વિ૦ [ अ. ] ગરીબ;

**મુફલસી**, સ્રી૦ ગરીબી દીનતા; કંગાલિયત. [ દેશ.

**મુફસીલ**, ન૦ બહારગામ; પર-

**મુબારક**, વિ૦ [ अ. ] ભાગ્યશાળી; સુખી; આબાદ.

**મુબારકબાદી**, સ્રી૦ સારું થયા બદલ પ્રસન્નતા બતાવવી તે; આશીર્વાદાત્મક ઉદ્‌ગાર તે; અભિનંદન; ધન્યવાદ.

**મુમતી**, સ્રી૦ જૈનયતિઓ મોંની ફાડ સામે લુગડાનો જે નાનો કકડો બાંધે છે તે.

**મુમનો**, પુ૦ મુસલમાન ધર્મમાં ગયેલા હિંદુઓની જાતિ. [ઇચ્છાવાળો.

**મુમુક્ષુ**, વિ૦ [ સં. ] મોક્ષની

**મુમ્માઈ**, સ્રી૦ (फा. मूम्माइ] માણસની ચરબીની મેળવણીથી બના-

જેવી એક દવા.

મુરખ, વિ૦ મૂર્ખ, બેવકુફ. મુર ખનો સરદાર-શિરોમણિ=અતિ મૂર્ખ

મુરખાઇ, સ્ત્રી૦ મૂર્ખતા

મુરઘી, સ્ત્રી૦ મરઘડી, કુકડી.

મુરઘો, પુ૦ કુકડો, મરઘો.

મુરચંગ, ન૦ મોરચંગ, એક જાતનું વાજું.

મુરછા, સ્ત્રી૦ મૂર્છા [વાજું.

મુરજ, ન૦ [ સં. ] એક જાતનુ

મુરત, સ્ત્રી૦ મૂર્તિ (૨) મુહૂર્ત.

મુરતિયો પુ૦ કન્યાને પરણવા આવનારો.

મુરતી, જુ૦ મૂર્તિ

મુરબ્બી, વિ૦ [ अ ] કદ્રદાનો ારો માણસ તે, વડીલ, ગુરુજન; ાલક

મુરબ્બો, પુ૦ [ अ मुरब्बा ] ાસણી પાયેલો ફળની કચુંબરનો ાથો તે,

મુરલી સ્ત્રી૦ મોરલી, વાસળી. રલીધર=કૃષ્ણ. (૨) દેવને અર્પણ લી છોકરી.

મુરવત, સ્ત્રી૦ [ आ. मुरव्वत ] ર-ઓજ, વજન, ગૌરવ પ્રતિષ્ઠા અદબ વિવેક; સભ્યાચાર શરમ.

મુરશદ, પુ૦ ગુરુ, ધર્મનો ઉપ- કરનાર; મુર્શિદ.

મુરાતબ, સ્ત્રી૦ [ अ ] ગૌરવ; ાા મોભો વજન.

મુરાદ, સ્ત્રી૦ [ अ ] ઇચ્છા, આશા, ઉમેદ

મુરારિ, પુ૦ [ स ] મુર દૈત્યનો શત્રુ તે; શ્રીકૃષ્ણ, મોરાર

મુરીદ, સ્ત્રી૦ ચેલો; શિષ્ય

મુલક, પુ૦ [ अ ] દેશ, જન- પદ, પ્રદેશ

મુલકગીરી, સ્ત્રી૦ તાબાના મુલકમા આમતેમ ફરવુ-સ્વારીએ નીકળવુ તે. (૨) મુસાફરી.

મુલકી, વિ૦ મુલક સંબધી-મુલ- કને લગતુ (૨) દિવાની, વસુલાતી મુલકીખાતુ=વસુલાતીખાતુ.

મુલતવી, અ૦ અદ્ધર; અટળદ, મોકુફ ક્રિ૦ પ્ર૦ મુલતવી રાખવુ= તરત વેળા બધ રાખવુ (૨) ઉઘ- ટતું માડીવાળવું

મુલતાની, વિ૦ મુલતાનનું, મુલતાન સબધી. (૨) મુલતાનનો રહેવાસી. [મૂલ્યવાન.

મુલદાર, વિ૦ કિંમતી, મોઘુ,

મુલવવું ક્રિ૦ સ૦ મૂલ કરવું; કિમત ઠરાવવી

મુલાયમ, વિ૦ [ अ ] સુંવાળુ : નરમ, પોચું, કુમળુ. (૨) બારીક વણાટનુ, ઝીણું.

મુલાકાત, સ્ત્રી૦ [ अ ] મેળાપ, ભેટ, સમાગમ. (૨) પરિચય, સહ- વાસ (૩) સબધ; મેળ.

મુલાજો, પુ૦ [ अ. मुलाजह ] મલાજો, મર્યાદા; અદબ આમન્યા; વિવેક.

મુલામ, ૧૦ [ अ मुलम्मअ ] સરસ, સુંદર ( ૨ ) રસવુ-ઢોળ ચડાવવો તે

મુલ્લાં પુ૦ [ फा ] મુસલમાન પંડિત ધર્મ અને ન્યાયનુ સાહિત્ય જાણનારો અને ઉપદેશ આપનારો ગુરુ

મુવાડું, ન૦ નામડુ

મુવાળ પુ૦ ઘરોબો નાતો

મુવાળો, પુ૦ નિમાળો વાળ કેશ

મુવું, વિ૦ મરી ગયું, ખેર, એવો અર્થ બતાવે છે, તિરસ્કાર અને ઉપેક્ષામા કહેવાય છે

મુશ્કેટાટ, વિ૦ વાંસા પાછળ હાથ બાંધેલા હોય એવું.

મુશ્કેલ, વિ૦ [ अ. मुशकिल ] મહાશ્રમે બને એવુ; અઘરું, કઠણ, દુ સાધ્ય, વિષમ

મુશ્કેલી, સ્ત્રી૦ મુસીબત, મહેનત પડવી તે કઠણાઇ.

મુષ્ઠી, સ્ત્રી૦ [सं] મૂઠી

મુસદ્દી, વિ૦ [ अ ] મુસદ્દો બનાવી જાણનાર, લખાણ કરવામા કાબેલ (૨) રાજ્ય કાજ કુશળ

મુસદ્દો, પુ૦ [ अ मुसव्वद ] ઉંડા અર્થ વાળી ઇબારતનુ લખાણ તે, ખરડો, લખાણની રૂપરેખા

મુસલમાની, વિ૦ [फा] મુસલમાન સબધી, મુસલમાનને લગતુ; ઇસ્લામી [ ચટાઇ.

મુસલ્લો, પુ૦ નિમાજ પઢવાની

મુસળ, ન૦ [ सं. ] ખાડવાનુ ઓજાર સાંબેલું. [ ખાડવું તે

મુસળખંડી, સ્ત્રી૦ ખાખા (૨)

મુસળધાર, વિ૦ મુસળ-સાંબેલા જેવી જાડી ધારાવાળું, પુષ્કળ જોશમાર

મુસળસ્નાન, ન૦ એવુ તેવુ સ્નાન

મુસળી, સ્ત્રી૦ [सं मुसली] એક જાતની ઔષધિ ( ૨ ) નાનુ મુસળ, બતો.

મુસળુ, ન૦ [स मुसल] ડાંગર ખાડવાનુ ઓજાર, સાંબેલુ.

મુસાફર, પુ૦ [ अ ] વટેમાર્ગું, પ્રવાસી, પંથી [તે, પ્રવાસ, પથ

મુસાફરી, સ્ત્રી૦ દેશપરદેશ ફરવુ

મુસારો, પુ૦ પગાર, દરમાયો

મુસાહિબ, પુ૦ [ अ ] સાથે રહેનારો મિત્ર [ નત, કઠણાઇ.

મુસીબત, સ્ત્રી૦ મુશ્કેલી, મહે-

મુસ્તકીન, વિ૦ [अ] મક્કમ; મજબુત. (૨) જોરાવર.

મુહૂર્ત, ન૦ [स] કોઇ સારું કામ આરંભવાનો શુભ વખત તે. (૨) બે ઘડી જેટલો સમય તે.

મુળગુ, વિ૦ બધુ, સઘળું. (૨) અ૦ તમામ, જરાએ જરા, બિલકુલ; તદ્દન.

મુળાપણી, સ્ત્રી૦ મુળાની મુડી.

મુળીયું, ન૦ ભોયમાથી રસકસ ચૂસનારું નાનું મૂળ જડ

મુળો, પુ૦ એક ધોળો કંદ

મુંગણી, સ્ત્રી૦ રાંધેલા ચોખાને ચોળી મરચું મીઠું નાખી બનાવેલી રોટલી.

મુગુ વિ૦ [ સ મૂક ] જેને વાચા ન હોય તેવુ મૂક

મુજ ન૦ એક જાતનુ ડાભ જેવુ ઘાસ (એના દોરડા વણાય છે બ્રહ્મચારી એના દોરડાનો કદોરો રાખે છે)

મુજડો પુ૦ જેને મોઢે કાળા ને શરીરે ધોળા વાળ હોય એવો વાછરો

મુઝણુ સ્રી૦મુંઝાવુ તે અમુઝણ

મુઝવણ સ્રી૦ અકળામણ ગભરામણ બેચેની વ્યગ્રતા ક્ષોભ ઉચાટ ઉદ્વેગ આકુળતા

મુઝવણી, સ્રી૦ મુઝવણ અકળામણ (૨) મુશ્કેલી ગુચવણ

મુઝારો, પુ૦ ફેફસાના સોજાનો રોગ ત્રિદોષ

મુઝાવુ, ક્રિ૦ અ૦ અકળાવુ ગભરાવુ (૨) રિબાવુ કટાળવુ (૩) ગુચાવુ [મસ્તક

મુડ, ન૦ [સ ] માથુ ડોકુ,

મુંડણ, ન૦ મુડવુ–વાળ લેવા તે, દીક્ષા દેવી તે હેરાનવવા તે

મુડન, ન૦ બોડાવવુ તે વાળ

મુંડમાળ, સ્રી૦ માથાની ખોપરીઓની માળા તે

મુડવુ, ક્રિ૦ સ૦ અસ્રાથી વાળ કાઢવા બોડવુ (૨) છેતરવુ ધુતવુ (૩) દીક્ષા આપવી શિષ્ય કરવો

મુડાવુ, ક્રિ૦ અ૦ બોડાવુ (૨) છેતરાવુ (૩) ચેલા થવુ

મુડિયો, પુ૦ મુડાયેલો ચેલો થયેલો

મુડી, સ્રી૦ થાપણ, ભડોળ (૨) પુજી રોકડ પૈસો (૩) ગરદન, ગળચી બોચી

મુડી, સ્રી૦માથુ, ડોકુ (૨) મો, મુખ મુડી નીચી કરવી=લજવાવુ.

મુડો, પુ૦ સો મણ ભાર તે

મુડો, મુડિયો બોડો (૨) પુરુષ

મૂક, વિ૦ [સ] મુગુ, અવાચક.

મૂકવુ, ક્રિ૦ સ૦ મેલવુ, મુકવુ, રાખવુ

મૂછ સ્રી૦ નાક નીચે ઉપલા હોઠ ઉપર પુરુષને જે વાળ આવે છે તે રૂ૦ મ૦ મૂછો મરડવી=કરડાકી કરવી મૂછમા હસવુ=મનમા રાજી થવુ મલકાવુ મૂછનો વાળ=માનીતો માણસ

મૂછાળુ, વિ૦ મૂછોવાળુ (૨) મરદ પ્રતાપી જોરાવર (૨) ઉમ્મર લાયક આધેડ વૃદ્ધ

મૂજી, વિ૦ કજુસ કૃપણ બખીલ (૨) મુગુ, બોલે નહિ એવુ, હોસ વગરનુ

મૂડી, મુડી

મૂઢ વિ૦ [સ] અબુજ અજ્ઞાન, (૨) ગાડુ ઘેલુ [પિશાબ

મૂતર ન૦ [ સ મૂત્ર ] મૂત્ર

મૂત્ર, ન૦ [સ ] મૂતર પિશાબ

**મૂત્રકૃચ્છ,** પુ૦ [સં.] મૂત્રપિંડને લગતો એક રોગ; વારંવાર પિશાબ થયા કરે એવો રોગ.

**મૂત્રપિંડ,** પુ૦ [સં.] શુદ્ધ લોહી અને મૂત્રને જુદાં પાડનારા બે માંસલ-પિંડ તે.

**મૂત્રલ,** વિ૦ મૂત્ર વધારે કરાવે [એવું.

**મૂત્રાશય,** ન૦ [સં.] જેમાં મૂત્ર એકઠું થાય છે તે કે થળી, ફુકકો

**મૂત્રાહ,** ન૦ જે દ્વારે મૂત્ર બહાર પડે છે તે.

**મૂર્ખ,** વિ૦ [ સં. ] અક્કલ વગરનું અભણ; ઓછી બુદ્ધિનું. (૨) સમજે નહિ એવું.

**મૂર્ખતા,** સ્ત્રી૦ મૂર્ખપણું; મુરખાઇ. ( ૨ ) અણસમજુપણું.

**મૂર્ખાઇ,** સ્ત્રી૦ મૂર્ખતા.

**મૂર્છના** સ્ત્રી૦ [ સં. ] મૂર્છા; અચેતનતા,બેશુદ્ધિ.(૨) સંગીતનો એક ભેદ.

પુતળું. છબી: તસવીર: બાવલું. ( ૨ ) સાધુ;સંત:-મંદિરમાં કેટલી મૂર્તિ રહે છે ? (૩) કોઇ પણ ચીજનો તેને મળતો આકાર તે. ( ૪ ) શરીર; દેહ.

**મૂર્ધન્ય,** વિ૦ [ સં. ] માથાને-લગતું; તાળવા ઉપરના ભાગમાંથી બોલાતું. મૂર્ધસ્થાની

**મૂર્ધસ્થાની,** વિ૦ મૂર્ધન્ય. ઋ, ટ, ઠ, ડ, ઢ. ણ ર, ને ષ એ અક્ષરો.

**મૂલ,** ન૦ [ સં. મૂલ્ય ] કિમ્મત દામ, દર; ભાવ; મૂલ્ય ( ૨ ) પારખ; પરીક્ષા; તુલના. (૩) મજુરી; મહેનતાણું. (૪) મૂળ;જડ. (૫) આદિકારણ

**મૂલક,** વિ૦ અસલ કારણરૂપ; મૂળરૂપ; પાયા-આધાર રૂપ (૨) દેશ.

**મૂલ્ય,**ન૦ સ] કિમ્મત; દામ દર.

**મૂલ્યવાન,** વિ૦ કિંમતી, મૂલ-વાળુ; મોઘુ.

**મૂષક,** પુ૦ [.સં.] ઉંદર.

**મૂસ,** સ્ત્રી૦ [ સં. મુષા ] ધાતુ

**મૂળપીઠિકા,** સ્ત્રી૦ [સં.] પ્રસ્તાવના ગ્રન્થારંભનું વખાણ
**મૂળપુરુષ** પુ૦ [સં ] વંશ-કુળનો આદિ પુરુષ તે પૂર્વજ
**મૂળાક્ષર,** પુ૦ વર્ણમાળાના મૂળ અક્ષરો સ્વર તથા વ્યંજન
**મૂળાડિયું,** ન૦ નાનું મૂળ
**મૂળી,** સ્ત્રી૦ ઝીણું મૂળ
**મૂળે,** અ૦ પહેલેથી અસલથી (૨) કંઇ હોયજ નહિ એમ
**મૃગ** પુ૦ [ સં ] હરણ કુરંગ (૨) એક નક્ષત્ર [ ચામડું
**મૃગચર્મ,** ન૦ [ સં હરણનું
**મૃગજળ** ન૦ રેતાળ જમીન ઉપર ઊભા સૂર્ય કિરણ પડતા દૂરથી પાણી જેવો ભાસ થાય છે તે મરીચિકા ઝાંઝવા
**મૃગતૃષ્ણા** સ્ત્રી૦ મૃગજળ
**મૃગનયની,** સ્ત્રી૦ મૃગના જેવા ચંચળ નેત્રવાળી સ્ત્રી
**મૃગપતિ,** પુ૦ સિંહ વનરાજ
**મૃગમદ,** પુ૦ કસ્તૂરી
**મૃગયા,** સ્ત્રી૦ [સં ] શિકાર
**મૃગલાંછન,** ન૦ [ ચંદ્રમા.
**મૃગલી,** સ્ત્રી૦ મૃગની માદા હરણી
**મૃગલોચના,** સ્ત્રી૦ મૃગનયની
**મૃગશર** ન૦ [ સં મૃગશીર્ષ ] એક નક્ષત્ર
**મૃગાક્ષી** સ્ત્રી૦ [સં ] મૃગનયની.
**મૃગાંક,** પુ૦ જેના બિંબમાં મૃગનું ચિહ્ન છે તે ચંદ્ર
**મૃગી,** સ્ત્રી૦ હરિણી (૨) એક વનસ્પતિ. (૩) એક રોગ વાયુ
**મૃગેન્દ્ર,** પુ૦ [સં ] મૃગોમાં ઇન્દ્ર જેવો તે સિંહ.
**મૃણાલ** ન૦ સં ] કમળતંતુ
**મૃણાલિની,** સ્ત્રી૦ [સં ] નલિની કમળનો વેલ ગયેલું (૨) પ્રેત શબ
**મૃત,** વિ૦ [ સં ] મુએલું, મરી
**મૃતસંજીવની** સ્ત્રી૦ [સં ] મુએલાને જીવતું કરવાની વિદ્યા-ઔષધિ.
**મૃતક,** ન૦ મડદું શબ પ્રેત
**મૃતાશૌચ** ન૦ મરી ગયેલાનું સૂતક
**મૃત્તિકા,** સ્ત્રી૦ [સં ] માટી મટોડી.
**મૃત્યુ,** ન૦ સં ] મરણ મોત.
**મૃત્યુપત્ર** ન૦ [ સં ] વસિયતનામું વિલ
**મૃત્યુલોક,** પુ૦ મરણધર્મવાળા પ્રાણીઓનું વાસસ્થાન પૃથ્વી શિવ.
**મૃત્યુંજય** પુ૦ સં ] મહાદેવ
**મૃદંગ** સ્ત્રી૦ સં હાથવતે વગાડવાનું એક ચમ વાદ્ય પખાજ
**મૃદુ,** વિ૦ [ કોમળ નરમ, સુંવાળું પોચું (૨) મધુર
**મૃદુતા** સ્ત્રી૦ મૃદુપણું કોમળતા
**મૃદુલ** વિ૦ બહુ કોમળ
**મૃન્મય,** વિ૦ માટીનું મૂર્તિ મય
**મે,** પુ૦ [સં મેઘ] મેહ વરસાદ, મેઘ મેહુલો (૨) ખ્રિસ્તી વર્ષનો પાંચમો મહીનો (૩) સ્ત્રી૦ અમલ, સત્તા
**મેક્ષણ,** પુ૦ ન્સાર હલાવવાનો લાકડાનો દંડો લાંબો ચાટવો.
**મેખ,** સ્ત્રી૦ ખીલી, લાકડાનો અ-

એક પખી (૨) પાર્વતીદેવીની માતા હિમાલયની સ્ત્રી [ ઘાટની પાકખી

**મેનો**, પુ૦ મિયાનો પેટીના

**મેમણ**, પુ૦ મુસલમાનોમાની એક જાતિ અને તે જાતિમાનો માણસ તે.

**મેમનો**, પુ૦ નાકનું જડાવ થરેણુ કાંટો ચુક [ અતિથિ

**મેમાન**, પુ૦ મહેમાન, પરોણો,

**મેર**, પુ૦ [ સ મેરૂ ] મેરૂ પર્વત (૨) માળાનો મેરો મણકો (૩) સર્વથી શ્રેષ્ઠ, મોટો ઉપરી, નાયક (૪) એક જાતના લોક

**મેરમેરાયાં**, ન૦ દિવાળીની રાતે છોકરા જે શેરડીને સાઠે મશાલ કરે છે તે (૨) બળતુ ઉબાડિયુ

**મેરાઇ**, પુ૦ દરજી સઇ, કપડા શિવવાનુ કામ કરનારો તે

**મેરાયુ**, ન૦ બળતું ઉબાડિયુ, મશાલ [દિ]વાળીની રાતે છોકરા જે જાડો બાધી દીવો કરે છે તે (૨) ઉબાડિયુ (૩) હુકકો, છોકરૂ (મશ્કરીમા)

**મેરુ**, પુ૦ [સ] એક સૌથી મોટો પુરાણમાવર્ણવેલો પર્વત

**મેરી**, સ્ત્રી૦ બેરી, સ્ત્રી, બાઇડી

**મેલ**, પુ૦ નકામો-ખરાબ પદાર્થ, મળ કચરો, બગદો, કાટ (૨) શરીરમાથી નીકળેલો કચરો (૩) પ્રવાહીમાનુ નકામું કસ્તર વગેરે તે (૪) મનમાની છુપી વાત, ઇર્ષા, દ્વેષ રીસ

**મેલડી**, સ્ત્રી૦ એક મલિન દેવી.

**મેલવુ**, ક્રિ૦ સ૦ મૂ વુ, સ્થાપવુ. (૨) છાડવુ જવુ કરવુ (૩) મુકત કરવુ મૂકી દેવુ. (૪) સરવા-સરકવા દેવુ (૫) પીરસવુ. (૬) જમે કરાવવુ રોકવુ. (૭) હવાલે રહેવા દેવુ (૮) તજવુ, છોડી દેવુ.

**મેલાણુ** ન૦ બેસવાનુ ઠામ, મુકામ થાક ખાવા-ચોભવાની જગા. (૨) છુટકારો, મુક્તિ, છુટાછેડા (૩) ડગલુ, કદમ [ સમાગમ.

**મેળાપ**, પુ૦ મિલાપ મુલાકાત,

**મેનાવવુ** ક્રિ૦ સ૦ મુકાવવું, ગોઠવાવવુ (૨) જમે કરાવરાવવુ. (૨) છોડાવવુ તજાવવુ (૪) અદર નખાવવુ પીરસાવવુ.

**મેલી** સ્ત્રી૦ ઓર જરાયુ

**મેલીવિદ્યા** સ્ત્રી૦ ભૂત પલિત કાઢવાની અને મારણજારણની વિદ્યા, કોઇનુ અહિત કરવાની મ ત્રવિદ્યા

**મેલુ**, વિ૦ ગદુ, મલિન, મેલવાળુ (૨) અશુદ્ધ અપવિત્ર (૩) અનુદાર, કપટી મીઢુ (૪) ગૂ નરક.

**મેલુ**, ન૦ ભૂત પ્રેત વગેરે તે, વળગણ (૨) નરક મળ કચરો.

**મેવલો** પુ૦ મેહુલો મેઉલો, મેહ વરસાદ મેહસ્તુતિનુ ગીત—મેવલો ગા

**મેવાડી**, વિ૦ મેવાડનુ, મેવાડ સબધી (૨) મેવાડની સ્ત્રી.

**મેવાડો**, પુ૦ એક રાગ. (૨) બ્રાહ્મણની એક નાત અને તેમાનો અકેક જણ તે.

**મેવાસ** પુ૦ મહીકાંઠાનો મુલક

**મેવાસી** વિ૦ મેવાસનુ-મેવાસ સબધી મહીકાંઠામા રહેનાર તોફાની લૂટારૂ

**મેવો** પુ૦ ખાવા જેવા લીલા અથવા સુકા મીઠા ફળ તે (આમા ખારેકી, અજીર, દ્રાક્ષ સતરા, લીંબુ કેળા અને અનનાસ વગેરેનો સમાવેશ થાય છે બદામ પિસ્તા, ચારોળી વગેરે તૈલી બીજવાળા બી પણ મેવામા ગણાય છે

**મેશ** સ્ત્રી૦ કાજળ મેશ આંજવી-આંખને કાજળ લગાડવુ

**મેષ** પુ૦ [ સ ] ઘેટો બકરો (૨) પહેલી રાશિ

**મેષોન્મેષ** અ૦ આંખ ઉઘાડવી અને મીચવી તે પલકારો

**મેસરી** વિ૦ માહેશ્વરી શૈવ-વૈષ્ણવ (૨) જેમના વ્યવહારમા જૈન અને વૈષ્ણવ એક ધર્મ ચાલે છે એવા વણિયા

**મેસુર** ન૦ એક જાતની મીઠાઇ ચણાના લોટની સુખડી [લસ મડળી

**મેહરીલ** સ્ત્રી૦ [ આ ] મિજ

**મેહબુબ** પુ૦ [ આ ] ઇશ્વર પ્રિયતમ

**મેહેલાયત**, સ્ત્રી૦ મહોલાત

**મેહેલો**, પુ૦ મહોલ્લો

**મેહુલો** પુ૦ મેઘ વરસાદ

**મેળ**, પુ૦ મળવાપણુ તે એક એક થઇ ગયેલુ હોય એવુ તે સપ (૨) ગોઠવણ સસ્થાપન બધ બેસવુ-અનુકૂળ આવવુ તે (૩) મુલાકાત મેળાપ (૪) જરૂર અગત્ય અટકળ શુમાર અડસટ્ટો (૫) લેણુ ગણતરી (૬) રોજને રોજ હિસાબ લખવાનો ચોપડો ક્રિ૦ પ્ર૦ મેળ ખાવો-એકતાર થઇ જવુ એ દિલ થવુ મુલાકાત થવી મેળ મળવો એકદિલી થવી હિસાબ મળી રહેવો

**મેળવણુ** ન૦ મેળવવુ તે મિશ્રણ (૨) દૂધ જમાવવાને તેમા નાખવા મા આવતી ખટાશ તે અખરામણ

**મેળવણી** સ્ત્રી૦ મેળવવુ તે ભેગુ કરવુ તે (૩) સરખામણી મુકાબલો તુલના

**મેળવવુ**, ક્રિ૦ સ૦ એકઠુ કરવુ ભેગુ કરવુ (૨) સરખાવવુ (૩) મેળાપ કરાવવો (૪) પ્રાપ્ત કરવુ રળવુ કબજે લેવુ (૫) સગ્રહ કરવો સચવુ (૬) એકતાર કરવુ (૭) આખરવુ

**મેળાપ**, પુ૦ મુલાકાત ભેગ સમાગમ સયોગ

**મેળાવડો** પુ૦ ઘણા માણસોનુ એક સ્થળે એકઠુ થવુ તે મિજલસ સભા પરિષદ (૨) એક બીજાને મળવાને ભેગા થયેલા માણસોનો સમૂહ તે ટોળુ મેળો

**મેળાવો** પુ૦ ઘણાનુ એકઠા થવુ તે સઘ ટોળુ જમાત

**મેળે**, અ૦ આપોઆપ; પોતે; જાતે. (૨) ખુશીથી.

**મેળો** પુ૦ મેળાપ; મુલાકાત; ભેટ. (૨) જમાવ; મેળાવડો (૩) તમાસો; કોઇ ઉત્સવની ઉજવણી નિમિત્તે ગમ્મત કરવાને ભેગા થયેલા લોકનો સમૂહ તે

**મેઢ**, પુ૦ ઘેટો.

**મેઢી**, સ્રી૦ ઘેટી, ગાડરમાદા

**મેઢું** ન૦ ઘેટું; ગાડર.

**મેઢો**, પુ૦ ઘેટો

**મેંદી**, સ્રી૦ નાના લીલા પાદડાની એક વનસ્પતિ; (અનો ફુલનું અત્તર થાય છે,) હીનો. રૂ૦ પ્ર૦ મેંદી મૂકવી=રંગ લગાડવા મેંદીની લુગદી મૂકવી; કામ ન કરવું.

**મેંદો**, પુ૦ ધોયેલા ઘઉ નો ઝીણો લોટ, પડલુદી ૧ દોસ્તી, ભાઇબંધી

**મૈત્રી**, સ્રી૦ [ સં. ] મિત્રતા,

**મૈથુન**, ન૦ [ સ. ] બેનું જોડાવું તે; નરમાદાનો સમાગમ તે.

**મૈથુની**, વિ૦ મૈથુનથી ઉપજેલી, સયોગજન્ય.

**મૈયત**, સ્રી૦ મરણ; મૃત્યુ; મોત. (૨) મોકાણ. (૩) વિ૦ મરનાર; મરી ગયેલું; મડદું.

**મૈયર**, ન૦ [ સં. માતૃગૃહ ] માબાપનું ઘર અથવા વતન તે; પિયેર; મહિયર [ બાવી. આધુડી.

**મૈયા**, સ્રી૦ મા; માતા. (૨)

**મોઇ**, સ્રી૦ બંને બાજુ અણી કાઢેલો લાકડાનો કકડો ગિલ્લી.

**મોઇલું**, ન૦ લાબું અણીવાળું બૂઠું લાકડુ. (૨) ગડબ; લાંબો સખત સોટો

**મોકલવું**, ક્રિ૦સ૦ રવાના કરવું; ભેજવું પહોંચાડવું, પ્રેરવું (૨) વળાવવુ. મગતારા; વિશાળતા.

**મોકળાશ** સ્રી૦ જગાની છૂટ;

**મોકળું**, વિ૦ છુટવાળું; ખૂબ જગા હોય એવું. (૨) ખુલ્લુ, ઉઘાડું. (૩, ઉદાર; ખુલ્લા હાથનું; સખી (૪) નિષ્કપટી, નિખાલસ.

**મોકાણ** સ્રી૦ મરનાર પાછળ સ્નેહી સંબંધીએ એકઠા થઇ રોવું કુટવું તે. (૨) પાયમાલી ખરાબી; સત્યાનાશ (૩) દિલગીર થવું પડે એવું કામ તે.

**મોકાણિયું**, વિ૦ મોકાણ કરનાર (૨) માઠું, અશુભ. (૩) હિણ પગલાનું.

**મોકૂફ**, વિ૦ [ અ. ] બંધપાડેલું; રહેવા દીધેલું. [તિ, મુલતવી રાખવું તે.

**મોકુફી**, સ્રી૦ બંધ પાડી દેવું

**મોકો**, પુ૦ તક, લાગ, પ્રસંગ.

**મોક્ષ** પુ૦ [ સં. ] સંસારની માયામાંથી છુટકારો; મુક્તિ, ઉદ્ધાર; સદ્ગતિ.

**મોખ**, પુ૦ લાગ; તાલ; અનુકુળતા; મોકો, પ્રસંગ. (૨) તંબુમાનો વાંસ. [ અગ્રે. (૨) ઉચ્ચ સ્થાને.

**મોખરે**, અ૦ સૌથી આગળ;

**મોખરો** પુ૦ ૫ક્તિની આગની જગા તે બહાર પડતી જગા (૨) ઉચ્ચસ્થાન અગ્રસ્થાન [ લટ તે
**મોગ** પુ૦ ભ ને લમણા ઉપરની
**મોગર** વિ૦ ઓડા કાઢી નાખેલી (દાળ)
**મોગરી** સ્ત્રી૦ એક જાતની લાંબી શીંગનુ શાક મૂળાની શીંગો (૨) હથોડી જેવુ લાકડાનુ ખાંડવાનુ ઓજાર મુગલ [વાસવાળુ તેલ
**મોગરેલ** વિ૦ મોગરાના ફૂલની
**મોગરો** પુ૦ ધોળા સુગધી ૧૨ ફૂલનો એક છોડવો અને તેના ફૂલ તે (આ ફૂલની કેટલીક જાતો થાય છે -બટ, હજારી, રિરકી, ને દૂધ મોગરો ) (૨) ખાંડવાનુ હથોડી જેવુ ઓજાર મોટી મોગરી (૩) નાના શિખર જેવી સુદર આકૃતિ તે કાગરો (૪) કાગરા મગરા જેવા ઘાટનુ ઘરેણુ તે (૫) દિવેટના બળતા ભાગ ઉપર બાઝેલો કાચલો
**મોગલ** પુ૦ એ નામના તુર્કસ્તાનના રહેવાશીઓ
**મોગલાઈ**, સ્ત્રી૦ મોગલોનો અમલ તે, મોગલશાહી (૨) વિ૦ મોગલોના રાજ્ય અમલ જેવુ [મોગલાઇ
**મોગલી**, વિ૦ મોગલનુ-સબધી,
**મોઘમ**, અ૦ બાંધે ભારે નામ ઠામ લીધા વગર (૨) વિ૦ ચોકસ નહિ એવુ અનિશ્ચિત.
**મોચક**, વિ૦ [ સ ] છોડવનાર
**મોચણ** સ્ત્રી૦ મોચીની સ્ત્રી
**મોચન** ન૦ [ સ ] મુકવુ તે છોડાવવુ તે [સ્પતિ સુદર
**મોચરસ**, પુ૦ એક જાતનો વન
**મોચાવુ**, ક્રિ૦ અ૦ કરમોડાવુ, અબળાઇ જવુ, સદે / વાકુ થઇજવુ
**મોચી** પુ૦ ચામડાના જોડા વગેરે સિવનાર માણસ
**મોજ** સ્ત્રી૦ [ અ ] ખાવુ પીવુ રમવુ ને આનદમા રહેવુ તે (૨) આનદ હરખ ખુશી ફુગાલી ઉલ્લાસ (૩) મઝા ગેલ રગરાગમા ગુલતાન રહેવુ તે (૪) ઇચ્છા મરજી
**મોજડી**, સ્ત્રી૦ સારી ને કિમતી જોડીઓ કપડાના ભરેલા પગરખા
**મોજુ**, ન૦ પગે પહેરવાની કપડાની-કે ઊન વગેરેના દોરાથી ગૂથેલી વસ્તુ (૨) તરગ લહેર
**મોજણી**, સ્ત્રી૦મોજવુ-માપવુ -ભરવુ તે માપણી ગણત્રી [નાર
**મોજણીદાર** વિ૦ જમીન માપ
**મોઝાર**, ( મોઝાર ), અ૦ મા માહે ( કવિતામા )
**મોજી** વિ૦મોજ કરનાર આનદી વિલાસી લહેરી (૨) મનમા આવે તેમ કરનાર મનસ્વી
**મોજીલુ** વિ૦ મોજી
**મોજુદ**, અ૦ [ અ ] તૈયાર હાજર [ એમ
**મોજે** અ૦ અમુક ગામ-સ્થાને
**મોજેજો** પુ૦ [ અ ] ચમત્કાર અદ્દ્ભુત બનાવ

**મોજો** પુ૦ મોટુ મોજુ, લોઢ ઘોડો (૨) રેનગા તણાઇ આવેનો કાપ (૩) વાટો જમીન

**મોટપ** સ્રી૦ મોટાપણુ ગારવ (૨) શોભા પ્રતિષ્ઠા (૩) મગરૂરી અહ કાર

**મોગ્મ** જુ૦ મોગપ

**મોગ્લિયો** પુ૦ વૈતરો અનાજ ભરેલા કોથળા ઉઠાવનાર

**મોટલુ**, ન૦ અનાજ ભરવાનો કોથળો મોટલો

મોટાઇ, સ્રી૦ ગોટપ [બહેન

**મોટીબાઇ**, સ્રી૦ વરની મોટી

**મોટુ** વિ૦ [સ महत्] સગળા મણી કરતા કદમા વધારે (૨) સારૂ શ્રેષ્ઠ (૩) સખ્યામા વધારે (૪) અગત્યનુ જરૂરી (૫) ઉદાર સખી (૬) સભાવિત ઇજતદાર (૭) ઉમરમા વધારે વડીલ માન આપવા યોગ્ય (૮) મહાન (૯) ભારે વજન દાર (૧૦) અતિશય પ્રૌઢ ભારે (૧૧) ખાનદાન ગૃહસ્થ આબરૂદાર – મોટા ઘર. (૧૨) અસન –મોટુ મૂળ (૧૩) ઉચ્ચ રૂ૦ પ્ર૦ મોટાભા થવુ=આગળ પડીને કામ કરવુ મોટે પાટે બેસારવુ=આગેવાન બનાવવુ મોટુ પેટ રાખવુ=સહન કરવુ મોટુ માથુ=વયે નાનુ પણ પદવીએ મોટુ [ઘાટે તાણીને

**મોટેથી**, અ૦ ઉતાવળે મોટે

**મોટેરૂ**, વિ૦ મોટુ વયોવૃદ્ધ વડીલ

**મોડા** સ્રી૦ ખાવુ-પીવુ તે ખાઉધરા વેડા

**મોડ** પુ૦ [સ मुकुट] લગ્નાદિ શુભ અવસરે સ્રીને માથે મુગટ જેવો જે ઘાટ મુ વામા આવે છે તે રૂ૦ પ્ર૦ માથે મોડ હોવો-નાયક થવુ તે

**મોડ** પુ૦ ટેક અભિમાન (૨) જીદ આગ્રહ [(૨) માનભગ કરવુ

**મોડવુ** ક્રિ૦સ૦મરડવુ ભાગવુ ≔

**મોઢલુ** ન૦ ઝાણુનો ગોળીને કરેલો ઢગ ગજ (૨) ઘાસની પુળો-ઓની ગજી ઓઘલો

**મોઢિયુ**, ન૦ મો તરફનો ભાગ તે (૨) ભરેલા વાસણમાની મો આગળની વસ્તુ તે (૩) કુતરા ને ઘોડા વગેરેને મોઢે જે જાળીદાર ગુથણની દોરડીઓ બાધવામા આવે છે તે શીકુ

**મોડી** વિ૦ મરાઠી લિપિ

**મોડુ**, વિ૦મુકરર વખત પછીનુ જોઇએ તેટલા સમય ઉપરાત તે અસુરૂ (૨) મોઢુ

**મોઢ** પુ૦ બ્રાહ્મણોની અને વાણી આની એક નાત તે

**મોઢુ** ન૦ [ સ मुख ] મુખ વદન મો (૨) ચેરો માથાનો આગળો ભાગ તે (૨) હોઠ વચ્ચેની ફાડ અને તેની અ દરનો દાત ને જીભવાળો પોકળ ભાગ તે (૩) વાસણ વગેરે ઉપરનુ બાકુ તે દ્વાર (૪) વાટ રસ્તો ક્રિ૦ પ્ર૦ મોઢુ ઉતરી જવુ= ઝાખા થઇ જવાવુ મોઢુ આવવુ= મોમા ફોલ્લીઓ થવી (૨) શરમાવુ,

મોઢું ચડાવવું=રીસે ભરાવું. મોઢે ચડાવવું=અતિશય લાડ લડાવવાં. મોઢે કરવું=યાદ રાખવું. મોઢું ભડભડવું=ખાઉ ખાઉં એમ થવું. મોઢું બહાર કાઢવું=જાહેરમાં આવવું. મોઢું સીવી લેવું=નહિ બોલવા દેવું કાળું મોઢું કરવું=શરમ ભરેલું કામ કરીને જતા રહેવું. મોઢે માગ્યું=ઇચ્છાનુસાર મોઢામોઢ=રૂબરૂ મોઢાની વાતો=હવાઈ ક્રિયા. મોઢાનું છૂટું=વાચાળ. મોઢાપર થુંકવું=તિરસ્કાર કરવો. મોઢાપરથી માખે નહિ ઉડે એવું=બાયલું: નમાલું. મોઢામાં આંગળી ઘાલવી=પરાણે બોલાવવું. મોઢેતાળું દેવું=બોલાય નહિ એમ કરવું.

**મોણ**, ન० લોટને પાવાનું ઘી [ તેલ તે

**મોત**, ન० મરણ; મૃત્યુ.

**મોતિયું**, ન० છાપરાને છેડે જ્યાંથી નેવાં પડે છે ત્યાં વળીઓ સાથે બેસાડવામાં આવતી પટ્ટી.

**મોતિયો**, પુ० મોગરો; કાંગરો. (૨) આંખની કીકી પર આવતી ભુરી છારી; પડળ (૩) જળ બિંદુ; છાંટો. રૂ० પ્ર० મોતિયા મરી જવા=હોંશ પડી જવી. મોતિયો આવવો=પડળ આવવાં. મોતિયા છૂટવા=ખૂબ પરસેવો થવો

**મોતી**, ન० [ સં. मौक्तिक ] મુક્તાફળ, છીપમાંથી નીકળતો સુંદર દાણાદાર ગોળ પદાર્થ તે; કીડિયું. રૂ० પ્ર० મોતીએ ચોક પુરવા=મોટી મોટી વાતો કરવી. ફુલાવું. મોતીએ વધાવવું=બહુ માન આપવું કહે० મોતીના પાણી ઉતર્યાં=પ્રતિષ્ઠા ગઇ તે ગઇ વીંધ્યું તે મોતી=જે થયું તે કામ. મોતીની મા રોતી=મોતીનું પાણી ઉતરી જાય એટલે થઇ રહ્યું

**મોતીચુર**, વિ० મોતી જેવી ઝીણી કળીનો લાડુ તે; મોતીયા લાડુ.

**મોતીયો** પુ० મોતીનો દાણો. (૨) કળીનો દાણો

**મોથ**, સ્ત્રી० એક ઘાસના મૂળમાં થતી સુગંધીદાર કાળી ગાંઠ તે.

**મોદ**, પુ० આનંદ; હર્ષ; ખુશી. (૨) સ્ત્રી० ગાડામાં પાથરવાની મોટી ચાદર; ખુંગણ; આથર.

**મોદક**, પુ०.[સં.] લાડુ.

**મોદવું**, ક્રિ० અ० ખુશી થવું; રાજી થવું; આનંદવું.

**મોદિક**. જુઓ મોદક.

**મોદી**, પુ० અનાજ વગેરે ચીજો વેચનારો વેપારી. (૨) કોઠારી; ભંડારી.

**મોદીખાનું**. ન० લશ્કરને ખોરાક પુરો પાડનારું ખાતું; ભંડાર; કોઠાર.

**મોનિયું**. ન० ઉપરચોટિયું આમંત્રણ; મોઢેથી નોતરું.

**મોબેદ**, પુ० પારસીઓને ધર્મક્રિયા કરાવનારો ગોર.

**મોભ**, પુ० બે કરા ઉપર રાખવામાં આવતું છાપરાનો ભારઝીલનારું જે લાંબુ આડું લાકડું તે. (૨)

મુખ્ય ટેકા; જેની ઉપર બીજાનો આધારહોય એવા મુખી,આગેવાન,વડો.

**મોભણુ**, સ્ત્રી૦ ઘર—કુટુંબની મોટી વહુ પટરાણી પાટવણુ (૨) ઘરની કરતા કરાવતા હોય તે મુખ્ય સ્ત્રી.

**મોભાઇ**, વિ૦મોભના જાડા છેડા જેવું મોભાય બુદ્ધિ=સ્થૂલ બુદ્ધિવાળુ. [પ્રતિષ્ઠિત સભાવિત.

**મોભાદાર**, વિ૦ વજનદાર;

**મોભારિયું**, ન૦ મોભ ઉપર ઢાંકવાનું પહોળું નળિયુ, મોભિયું

**મોભારો**, પુ૦ છાપરાનો સૌથી ઉંચો ભાગ તે.

**મોભિયું**, જુઓ૦ મોભારિયું

**મોભી**, વિ૦ જેની ઉપર મુખ્ય આધાર રહેતો હોય તે. ઘર અથવા કુટુંબનું સૌથી મોટું માણસ તે.

**મોભો**, મોટાપણું, પ્રતિષ્ઠા; ભારબોજ; વજન; દરજ્જો.

**મોમ** ન૦ [ फा· ] મીણુ

**મોયડી**, સ્ત્રી૦ ઢોરને બાંધવાની ગાળી મોરો–રી.

**મોર**, પુ૦ [ स. मयूर ], સુંદર રંગદાર લાંબાં પીંછાંવાળું એક મોટું પંખી, મયૂર. રૂ૦ પ્ર૦ મોર મારવો=ભારે કામ કરવું.

**મોર**, પુ૦ મહોર, મ્હોર. ઝાડોને આવતાં ઝીણાં ફૂલો

**મોરચંગ**, પુ૦ [ हिं. ] દાંતની વચમાં રાખીને વગાડવાનું એક વાજું.

**મોરચો**, પુ૦ લડવાની તડબંધી; શત્રુને બરોબર જવાબ દેવાય તે માટે સેનાના આગલા ભાગમાં કરેલી ગોઠવણુ તોપો ગોઠવી લડાઇની કડેકોટ તૈયારી કરવી તે. (૨) સેનાનો આગલો ભાગ ને તેની ગોઠવણ

**મોરથુથુ**, ન૦ [स मयूरतुत्थ] એક ઝેરી પદાર્થ; તાંબાનો કાટ ને ગંધકની બનાવટ.

**મોરલી**, સ્ત્રી૦ મુરલી; વાંસળી; બંસી મોરલીધર=કૃષ્ણ (૨) દેવને અર્પણુ કરાયેલી કન્યા. રૂ૦ પ્ર૦ મોરલી બજાવવી=ભુંગળી ફુંકીને રાંધવું.

**મોરવણુ** (મોરાણુ), ન૦ દેવતા સળગાવવાને છાણાંનો ભુકો મૂકવો તે

**મોરવું**, ક્રિ૦ અ૦ મહોરવું; આંબા આંબલી વગેરેને ફાલ આવવો.

**મોરવેલ** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ

**મોરસ**, પુ૦ દરિયા કિનારે થતી એક વનસ્પતિ (૨) ખાંડ.

**મોરાણી**, વિ૦ મુખ્ય; પ્રધાન.

**મોરાપી** પુ૦ ગુનો પકડી આપનાર મુખ્ય માણસ; સરકાર તરફનો સાક્ષીદાર.

**મોરિયો**, પુ૦ ધરો. દોરિયો. (૨) અણુખેડ જમીનમાં પાકેલાં કણુ–ચોખા; વરી.

**મોરી** સ્ત્રી૦ ગંદું મેલું પાણી જવાની નીક, ખાળ, ગટર. (૨)

મોયડી. ગાળિયું
મોરું, ન૦ જુ૦ મહોરૂં.
મોરે, અ૦ આગળ
મોરો પુ૦ સાપના મોમા થનો ગોળ ચ ની જેવો પદાર્થ તે (એમ કહેવાય છે કે એમા ઝેર ચૂસી લેવાની શક્તિ હોય છે ) [મહોલ
મોલ, પુ૦ ૮રમણ ઢબ (૨)
મોલવી પુ૦ [ફા] મુસલમાન વિદ્વાન પંડિત, મુસલમાન ધર્મશાસ્ત્ર જાણનાર. [મહોલ્લાનો ઇજારદાર
મોલ્લેદાર વિ૦ મહોલ્લાવાળો,
મોલ્લો, પુ૦ મહોલ્લો,
મોવણ ન૦ જુ૦ મોણ
મોવામો, પુ૦ ઢોરના મોમા થતો એક રાગ. [મુવાળ
મોવાળ પુ૦ ધરવટ ધરોગ્રો
મોવાળો પુ૦ મુવાળો વાળ, કેશ
મોવુ, ક્રિ૦ સ૦ ઘી અથવા તેલથી આટો કરમોવવો (૨) અનાજ સળે નહિ તે માટે તેને એર ડિયુ લગાડવુ (૩) ચોળવું ચોપડવું
મોસમ સ્ત્રી૦ ઋતુ, પાક વગેરે થવા માટેના યોગ્ય વખત.
મોસલ, પુ૦ [અ ] સરકારના હુકમથી તેડવા આવેલો ને તાકીદ કરનાર સિપાઈ [મધુરા રસવાળું એક ફળ.
મોસ્બી, સ્ત્રી૦ નારંગી: ખટ-
મોસાળ, ન૦ માનુ પિયેર
મોસાળિયાં, ન૦ મોસાળ તરફના સગા.

મોસાળુ, ન૦ મોસાળ તરફથી શુભ પ્રસંગે મળતી બક્ષીસ પોષાક વગેરે (૨) મોસાળામા ગવાતાં ગીત, મામેરુ
મોહ, પુ૦ [સં ] રૂપ ગુણ ઉપર ફિદા થઈ જવુ તે, આસક્તિ (૨) માયા અજ્ઞાન (૩) મૂર્છા બેહોશી.
મોહક, વિ૦ મોહ લગાડે એવું; સુંદર મનોહર આકર્ષક
મોહકમ, વિ૦ ઘણું મોટું; ભારે પુખ્ત (૨) મોધમ ગુપ્ત.
મોહજાળ, સ્ત્રી૦ મોહની આટી ઘૂંટી મોહપાશ
મોહન વિ૦ મોહ લગાડે એવું; સુંદર રમણીય. (૨) ન૦ કામણ વશીકરણ
મોહનમાળા, સ્ત્રી૦ સોનાના ઝીણા તારની ગુંથણીના મણકાઓની માળા
મોહબત, સ્ત્રી૦ [ફા ] પ્યાર; સ્નેહ (૨) માયા, મિત્રતા
મોહણાણુ ન૦ મોહના આંણુ
મોહરમ, ન૦ જુ૦ મહોરમ. તાબુત
મોહોરું, ન૦ જુ૦ મહોરું.
મોહોલ, પુ૦ મહેલ
મોળ, સ્ત્રી૦ મોઢામાથી જે પાણી છૂટે છે તે (લોળ) (૨) ઇંઢાણ-ણી (૩) ઇંટ કે પત્થરની હાર તે
મોળવું, ક્રિ૦ સ૦ કાપીને કકડા કરવા, સમારવુ સુધારવું.

મોળાઇ, વિ૰મોસાળતરફનાં સગાં.

મોળિયું, ન૰ કાપડાની બાંધની જરિયલ પટ્ટી. (૨) જરી અથવા કસબીકોર. (૩) શોકમાં પહેરવાનો કાળો સાહલો. (૪) કસબી ફેંટો. (૫) મોળો રોટલો. [પાતળી સેવ.

મોળી, સ્ત્રી૰ ચણાના લોટની

મોળું, વિ૰ ખારાશ અથવા ગળપણ વગરનું; સ્વાદ વગરનું. (૨) ઉત્સાહ વગરનું; મંદ, શિથિલ; નબળું

મોં, ન૰ [સં. મુખ] મોઢું; મુખ; વદન. (૨) ચેરો; માથાનો આગલો ભાગ (૩) બે હોઠ વચ્ચેની જેમાં દાંત અને જીભ હોય છે તે ફાડ. મોં ઢાંકવુ=સ્ત્રીએ મરનાર પાછળ રડવું

મોંઘવારી, સ્ત્રી૰ ઉંચે ભાવે વસ્તુઓ મળે એવો વખત તે.

મોંઘાઇ, સ્ત્રી૰ મોંઘાપણું; ઉંચો દર હોવો તે. (૨) મોંઘવારી. (૩) લાડ; માન.

મોંઘું, વિ૰ [સં. महार्घ] વધારે મૂલનું કિંમતી. (૨) લાડકું.

મોંજોણું, ન૰ મોં જોવુ તે. (૨) ગ્રાલ્લેયાની વધાઇ.

મોંજોયણું, ન૰ મોંજોણું.

મોંજોયું, વિ૰ મોં જોયા કરીએ એવું; લાડકું; એકનું એક; મોંઘું.

મોંમાગ્યું, વિ૰ યથારુચિ;ઇચ્છાનુરૂપ; ઘણું; પુષ્કળ.

મોંમાર, વિ૰ બોલવે બહાદુર; બાહોશ. [એવું; હાજી હા કરનારું.

મોંરખુ, વિ૰ મોં રાખીને બોલે

મોંવાળવું, ક્રિ૰ અ૰ મોં ઢાંકીને રોવું; મો ઢાંકીને રોવું.

મૌક્તિક. [સં] મોતી.

મૌડું, ન૰ મહુડાનું ફૂલ; મહુડું.

મૌડો, પુ૰ [સં. मधुक] મહુડો.

મૌન, ન૰ [સ] મુગું રહેવું તે; બોલવુ નહિ તે ચુપકીદી

મૌર્ખ્ય, ન૰ [સં] મૂર્ખતા.

મૌર્વી, સ્ત્રી૰પણછ; ધનુષની દોરી.

મૌલિ સ્ત્રી૰ [સં.] મથાળું; શિખર ટોચ. (૨) કલગી છોગું.

મૌલ્ય, ન૰ [સં] કિંમત, મૂલ.

મૌવર, સ્ત્રી૰ મોરલી; વાંસળી

મૌઞ્જી, સ્ત્રી૰ [સં.] મુંજની દોરી

મ્યાન, ન૰ મિયાન; તરવાર વગેરે રાખવાની ખોળી.

મ્યાનો, પુ૰ [फा] મિયાનો.

મ્યુનિસિપાલિટી, સ્ત્રી૰ [અં] સુધરાઇ. [કરમાયેલું.

મ્લાન, વિ૰ [સ] કરમાયેલું;

મ્લેચ્છ, વિ૰ [સ] હિંદુ ધર્મ નહિ માનનારો. ચાર વર્ણમાં જેનો સમાવેશ ન હોય તે.

## ય

### ય

ય. પુ૦ [સં.] ગુજરાતી ભાષાનો છવિશમો વ્યંજન. (૨) સ્પષ્ટીકરણમાં ભાર દઇ બતાવવામાં તેમજ પણ, વળી, ખી, એવા અર્થમાં શબ્દની આગળ જોડાય છે.

યકાર, પુ૦ [ સં. ] ય એવો અક્ષર અને ઉચ્ચાર. [ પિત્તાશય.

યકૃત, ન૦ [ સં. ] કલેજું;

યક્ષ, પુ૦ [ સં. ] ઘોડાના જેવાં મોંના ઉપદેવ; કુબેરના આશ્રિત અને નોકર ( ૨ ) પ્રેતયોનિનો એક મલિન પિશાચ; જક્ષ. યક્ષરાજ=કુબેર. યક્ષરાત્રિ=દિવાળી. યક્ષકર્દમ=સુગંધિ દ્રવ્યોનો લેપ.

યક્ષિણી, સ્ત્રી૦ [ સં. ] યક્ષની સ્ત્રી. ( ૨ ) દુર્ગાદેવીની પરિચારિકા. (૩) એક ભૂત જાતિની મલિન દેવતા; ભૂતડી; જક્ષણી.

યક્ષ્મા, પુ૦ [ સં. ] ક્ષયરોગ.

યખ, પુ૦ [ फा. ] બરફ; હિમ.

યગણ પુ૦ [ સં. ] પિંગળના આઠ ગણમાંનો એક ગણ.

યજન, ન૦ [ સં ] પૂજન; સેવા કરવી તે. ( ૨ ) હોમવું-બલિ આપવો તે; યજ્ઞ કરવો તે.

યજમાન, પુ૦ [ સં. ] યજન-હોમ-યજ્ઞ કરાવનારો ગૃહસ્થ તે; યજ્ઞાદિક દ્વારા બ્રાહ્મણને આશ્રય આપનારો તે. ( ૨ ) આશ્રય આપનારો; દાતા; પાળનાર.

યજમાનવૃત્તિ સ્ત્રી૦ યજમાન ઉપર આજીવિકા કરવી તે; કર્મકાંડ કરાવવાનો ધંધો; જજમાની.

યજવું, ક્રિ૦ સ૦ [ सं. यज् ] અગ્નિમાં હોમ કરવો; બલિ આપવો; હોમવું (૨) પૂજવું; સેવા કરવી.

યજુર્વેદ, પુ૦ [ सं. यजुस् ] ચાર વેદમાંનો ત્રીજો વેદ; યજ્ઞ કરવાના મંત્રોનો સમુદાય જેમાં છે તે વેદ.

યજુર્વેદી, પુ૦ [ સં. ] યજુર્વેદ ભણેલો અને તે પ્રમાણે યજ્ઞ કર્મ કરનારો બ્રાહ્મણ તે.

યજ્ઞ, પુ૦ [ સં. ] વેદમાં કહેલા વિધિ પ્રમાણે વેદમંત્રથી અગ્નિમાં હોમ કરવાનું એક કર્મ તે; યાગ; મખ; મેધ. યજ્ઞનારાયણ=યજ્ઞદેવતા; વિષ્ણુ.

યજ્ઞપશુ, ન૦ [ સં. ] યજ્ઞના અગ્નિમાં બલિ તરીકે હોમવાનું પ્રાણી તે.

યજ્ઞયાગ, પુ૦ હોમહવન; યજ્ઞવગેરે.

યજ્ઞશાળા, સ્ત્રી૦ [ સં. ] યજ્ઞ કરવાની જગા; અગ્નિ હોત્રનો ઓરડો.

યજ્ઞોપવીત, ન૦ યજ્ઞ કરીને ધારણ કરેલું સૂત્ર તે; ઉપવીત; જનોઇ; બ્રહ્મસૂત્ર.

યતિ, પુ૦ [ સં. ] સાંસારિક ઉપાધિ અળગી કરી મોક્ષને માટે યત્ન કરનારો તે; ત્યાગી; સંત (૨) છંદશાસ્ત્રમાં આવતો જે વિરામ તે. ( ૩ ) જૈન સાધુ.

યતીમ, વિ૦ [फा.] અનાથ.

**યતીમખાનું**, ન૦ અનાથાશ્રમ.

**યત્કિંચિત્**, અ૦ [ સં ] જરાક; સગારેક. (૨) સહેજ; કંઇક; લેશ; અલ્પ.

**યત્ન**, પુ૦ [ સં.] ઉદ્યોગ મહેનત; શ્રમ. કોશીશ (૨) વ્યવસાય; ઉપાય.

**યત્નતઃ**, અ૦ યત્નથી; ઉદ્યોગવડે.

**યત્ર**, અ૦ [સં.] જ્યાં; જે ઠેકાણે.

**યથા**, અ૦ [ સં. ] જેમ; જેવી રીતે; જે પ્રકારે. [ એમ અનુક્રમે.

**યથાક્રમ**, અ૦ એક પછી એક

**યથાનુક્રમ**, અ૦ જેવા અનુક્રમ હોય તેજ અનુક્રમ પ્રમાણે.

**યથાન્યાય**, અ૦ ન્યાય જેમ થતો હોય તેમ; કાયદેસર.(૨) વાજબી.

**યથાબુદ્ધિ**, અ૦ જેવી બુદ્ધિ હોય તે પ્રમાણે

**યથામતિ**, અ૦ યથાબુદ્ધિ.

**યથાયુક્ત**, અ૦ જેમ ઘટતું હોય તેમ; જેમ શોભે તેમ.

**યથાયોગ્ય**, અ૦ યથાયુક્ત; જેમ જોઇએ તેમ; ઘટતું હોય તેમ.

**યથારુચિ**, અ૦ જેવી ઇચ્છા હોય તે પ્રમાણે; મરજી માફક.

**યથાર્થ**, અ૦ વ્યાજબી; બરોબર. (૨) સાચું; ખરું.

**યથાવિધિ**, અ૦ જેવો વિધિ જોઇએ તે પ્રમાણે; વિધિપૂર્વક; બરોબર.

**યથાશક્તિ**, અ૦ શક્તિ પ્રમાણે.

**યથાશ્રુત**, અ૦ સાંભળવા પ્રમાણે.

**યથાસાંગ**, અ૦ યથાર્થ રીતે. (૨) પૂર્ણ વિધિસર; બધા અંગો સહિત.

**યથાસ્થિત**, અ૦ જેમ હોય તેમ

**યથાજ્ઞાન**, અ૦ જેવી સમજ હોય તે પ્રમાણે.

**યથેચ્છ**, અ૦ જેવી ઇચ્છા હોય તેમ; મરજી પ્રમાણે; સ્વતંત્ર રીતે.

**યથેષ્ટ** અ૦ ઇચ્છાનુરૂપ; જેમ ફાવે તેમ; જોઇતું હોય તે પ્રમાણે.

**યથોક્ત**, અ૦ જેમ કહેવાયું હોય તેમ; કહ્યા પ્રમાણે

**યદા**, અ૦ જ્યારે; જે વખતે.

**યદિ** અ૦ જો; જો કે.

**યદચ્છા**, સ્ત્રી૦ [સં.] અ૦ એની મેળે; વગર યત્ને કુદરતી રીતે; આકસ્મિક; ભાગ્ય જોગે.

**યદ્યપિ**, અ૦ [સં.] અગર જો; જો કે; કદાપિ; આમ છે તોપણ.

**યદ્વાતદ્વા**, અ૦ જેમ ફાવે તેમ; ગમે તેમ; અર્થ વગરનું.

**યમ**, પુ૦ [ સં. ] જીવને તેનાં કૃત્ય પ્રમાણે શિક્ષા કરનાર દેવ; મૃત્યુનો દેવ; કાળ; જમ. (૨) ઇંદ્રિયોને જીતવી તે; સંયમ. (૩) ભયંકર અને ઉગ્ર દેખાવનો માણસ.

**યમક**, પુ૦ [સં.] ગદ્યપદ્ય રચનામાં સજાતીય અક્ષરોની આવૃત્તિઓ આણવી તે; અનુપ્રાસ; ઝડઝમક.

**યમદૂત**, પુ૦ જમ; જમદૂત; જીવને યમરાય પાસે લઇ જનારા તેમના દૂત. [ ભેદ.

**યમન**, પુ૦ કલ્યાણ રાગનો એક

**યમપાશ**, પુ૦ [ સં. ] મૃત્યુના દેવનો ફાંસો તે; જમની દોરી

**યમપુરી**, સ્ત્રી૦ [સં.] જમપુર; યમરાજની નગરી; સંયમની. (૨) મરણ પછી જીવોને જ્યાં લઇ જવાતા કહેવાય છે તે સ્થાન; નરક.

**યમી**, સ્ત્રી૦ [સં.] યમની બહેન તે. (૨) વિ૦ જેણે ઇંદ્રિયોને કબજે રાખેલી હોય એવો માણસ.

**યવ**, પુ૦ [સં.] જવ; ઘઉંથી તરતું પણ તેનાજ જેવું એક ધાન્ય.

**યવક્ષાર** પુ૦ [સં.] જવખાર.

**યવન**, પુ૦ [સં.] હિંદુ ધર્મનો નહિ એવો માણસ; પરધર્મી માણસ; મ્લેચ્છ. [(૨) ઓસામણ.

**યવાગુ**, સ્ત્રી૦ [સં.] રાબ; કાંજી.

**યશ**, પુ૦ [સં.] ફતેહ; જય. (૨) કીર્તિ; આબરૂ. (૩) જશ; ધન્યવાદ; શાબાશી; ખ્યાતિ.

**યશસ્વી**, વિ૦ યશ પામેલ; કીર્તિમાન. [સોટી.

**યષ્ટિકા**, સ્ત્રી૦ [સં.] લાકડી;

**યંત્ર**, પુ૦ [સં.] એવી જાતની બનાવટ કે જેથી કોઇ કામ સહેલાઇથી અને ઝટ થાય; સંચો; કળ; કરામત. (૨) દેવ દેવીના મંત્રનું અથવા ચિહ્નનું બનાવેલું મંડળ.

**યંત્રકળા**, યંત્રો બનાવવાની તથા ચલાવવાની કળા-યુક્તિ.

**યંત્રણ**, ન૦ [સં.] બંધન; દાબ; રોકાણ; અટકાવ; કબજો.

**યંત્રવિદ્યા**, સ્ત્રી૦ સહેલાઇથી અને ઝટ ઘણું કામ થાય એવી બનાવટો બનાવવાની વિદ્યા.

**યંત્રશાસ્ત્ર**, ન૦ યંત્રવિદ્યા.

**યંત્રશાસ્ત્રી**, પુ૦ [સં.] યંત્ર બનાવવાનું ને સમારવાનું કામ જાણનારો.

**યંત્રિત**, વિ૦ [સં.] નિયમમાં હોય એવું; વ્યવસ્થિત. (૨) અંકુશમાં રાખેલું હોય એવું; બંધાયેલું; રોકાયેલું.

**યા**, અ૦ [ફા.] અથવા; કે.

**યાકુત**, ન૦ [ફા.] માણેક; એક જાતનો કિંમતી પથ્થર; રત્ન.

**યાકુતી**, સ્ત્રી૦ ભાંગના ઘીમાં મસાલો મેળવીને તૈયાર કરેલું માદક દ્રવ્ય.

**યાગ**, પુ૦ [સં.] દેવને અગ્નિ મારફતે બલિ-ભોગ આપવાનો પ્રયોગ તે; હોમ; હવન; યજ્ઞ; જાગ.

**યાચક**, પુ૦ [સં.] યાચના કરનાર; માગણ; ભિક્ષુક; જાચક.

**યાચના**, સ્ત્રી૦ [સં.] યાચવું-માગવું તે; ભીખ. (૨) કરગરવું તે; કાલાવાલા; પ્રાર્થના.

**યાચવું**, ક્રિ૦ સ૦ [સં.] માગવું; ભીખવું. (૨) કરગરવું; કાલાવાલા કરવા.

**યાજ્ઞિક**, વિ૦ [સં.] યજ્ઞ યાગ કરનાર, અગ્નિહોત્ર રાખનાર. (૨) ગુરુ; ગોર.

**યાચ્ઞા**, સ્ત્રી૦ [સં.] પ્રાર્થના; અરજ. (૨) કાલાવાલા; આજીજી. (૩) ભીખ; માગણી.

**યાતના**, સ્ત્રી૦ [સં.] મહા પીડા; સંકટ. [રાક્ષસ.

**યાતુધાન**, પુ૦ [સં.] દૈત્ય.

**યાત્રા**, સ્ત્રી૦ [ સં. ] દેશાંતરમાં ફરવું તે; પવિત્ર તીર્થસ્થાનોમાં દેવ-દર્શન અને સ્નાનાદિક માટે ફરવું તે; જાતરા. ( ૨ ) ઘણા લોકે સાથે મળીને ઉત્સવ કરવા કંઇ જવું તે.

**યાત્રાળુ**, વિ૦ યાત્રા કરવા ફરનાર, પ્રવાસી; તીર્થોમાં ફરનાર.

**યાત્રિક**, યાત્રાળુ.

**યાત્રી**, જુઓ યાત્રાળુ.

**યાથાર્થ્ય**, ન૦ યથાર્થતા.

**યાદ**, સ્ત્રી૦ [ फा. ] સ્મરણ; ફેમ; સરત; આગળ જે જોયું અથવા સાંભળેલું હોય તે મનમાં આણવું તે. ( ૨ ) યાદી; નોંધ.

**યાદગીરી**, સ્ત્રી૦ યાદ; સ્મરણ-ચિહ્ન; હંમેશ યાદ આવે એવી બક્ષીસ ( ૨ ) જેને જોવા સાંભળવાથી અમુક વસ્તુ કે વાત યાદ આવે એવું કાર્ય, ચિહ્ન કે એધાણી તે; સંભારણું. ( ૩ ) નામના; વખાણ ( ૪ ) સ્મરણ

**યાદદાસ્ત**, સ્ત્રી૦ સ્મરણશક્તિ; આગળ જોયેલી કે સાંભળેલી બાબત ફરીને મન આગળ ઉભી કરવાની શક્તિ તે; યાદ. [યાદ કરવાની શક્તિ.

**યાદદાસ્તી**, સ્ત્રી૦ સ્મરણશક્તિ;

**યાદી**, સ્ત્રી૦ યાદ રહેવા માટે લખી રાખેલું જે ટાંચણ તે; ટીપ, ટિપ્પણ; નોંધ. ( ૨ ) અરજી. [ માફક.

**યાદૃશ** વિ૦ [ સં ] જેવું; જેમ;

**યાન**, ન૦ [ સં ] ઉપર બેસીને જવાનું સાધન; વાહન. ( ૨ ) સ્વારી; ચડાઇ; આક્રમણ; રાજનીતિનો એક પ્રકાર.-(સંધિ, વિગ્રહ, આસન, યાન, સંશ્રય, દ્વૈધીભાવ. )

**યાને**, અ૦ અથવા; વા.

**યામ**, પુ૦ [ સં ] પહોર; ત્રણ કલાક જેટલો કાળ. ( ૨ ) ક્ષમા. ( ૩ ) અટકવું તે. [ રાત્રિ; નિશા; જામિની.

**યામનિ**, સ્ત્રી૦ [ सं यामिनी]

**યાર**, પુ૦ દોસ્ત; મિત્ર. ( ૨ ) આશક; પ્રીતમ.

**યારબાજ**, વિ૦ પ્રેમઘેલું; કામી.

**યારમાર**, વિ૦ મિત્રનોજ ઘાત કરનાર.

**યારી**, સ્ત્રી૦ દોસ્તી; મૈત્રી. ( ૨ ) સ્ત્રીપુરુષ વચ્ચેનો પ્રેમ; ઇશક. ( ૩ ) સઢ છુટા મૂકવાનો દોર.

**યાવક**, પુ૦ અળતો; લાખમાંથી બનાવેલો લાલ રંગ.

**યાવત્**, અ૦ [ स ] જ્યાંસુધી; જેટલે લગી. યાવચ્ચંદ્રદિવાકરૌ=જ્યાં લગી ચંદ્રમા અને સૂર્ય હોય ત્યાં લગી; નિરંતર.

**યાવની**, વિ૦ [ સં ] યવન સંબંધી; પરદેશી ને પરધર્મનું એવું તે.

**યાહુદી**, વિ૦ [ अ यहुदी ] હિબ્રુ લોક; જ્યુ લોક.

**યાહોમ**, અ૦ એકદમ આંધળિયાં કરીને; મરણિયા થઇને; જેમ થવાનું હોય તેમ થાય એમ કરીને.

**યાળ**, સ્ત્રી૦ કેશવાળી; સિંહ વગેરેની ગરદન ઉપરના વાળ.[ધી,કશમતી.

**યાંત્રિક**, વિ૦ [સં.] યંત્ર સંબં-

**યુક્ત**, વિ૦ [ સં ] જોડાયેલું.

યુક્તિ, સ્ત્રી૦ [સં] કળા; તદબીર; કરામત. (૨) ઉપાય; ઇલાજ. (૩) હિકમત; હુન્નર; ઇલમ. (૪) ચાલાકી; ચતુરાઇ; ખૂબી. (૫) રચના ગોઠવણ.

યુક્તિબાજ, વિ૦ યુક્તિવાળું; ચતુર. (૨) કસબી, હુન્નરી, ઇલમી.

યુગ, પુ૦ [ સં. ] પૌરાણિક રીતે પાડેલા કાળના ચાર મોટા ભાગમાંનો દરેક તે ( સત્યયુગ, દ્વાપરયુગ ત્રેતા યુગ અને કળિ યુગ ) [ દંપતી.

યુગલ, ન૦ [ સ ] જોડું; જુગલ;

યુગ્મ, ન૦ [ સં. ] જોડું ; દંપતી

યુક્ત, વિ૦ [ સં. ] યોગ્ય લાયક. (૨) યુક્ત, વાળું. જોડાયલું [વિગ્રહ.

યુદ્ધ. ન૦ [ સં. ] લડાઇ. સંગ્રામ;

યુદ્ધવિદ્યા, સ્ત્રી૦ [ સં ] લડાઇ સંબંધી વિજ્ઞાન. લડવાની કળા.

યુનાની, [ અ ] યુનાન દેશનું

યુરોપીયન, વિ૦ યુરોપ સંબંધી, યુરોપનું. (૨) યુરોપનું વતની તે.

યુવતી, સ્ત્રી૦ [સં] જુવાન સ્ત્રી; જુવતી, જુવતી, યૌવના.

યુવરાજ, પુ૦ [ સં ] જુવાન રાજકુંવર; પાટવી કુંવર. (૨) રાજાનો મોટો છોકરો; કે ભાઇ ગાદી વારસ

યુવરાણી, સ્ત્રી૦યુવરાજની વહુ તે.

યુવાન, વિ૦ [ સં. ] ઉમરમાં આવેલું, તરુણ. (૨) જુવાન માણસ.

યુવાવસ્થા, સ્ત્રી૦ [ સં ] તારુણ્ય; યૌવન, જોબન. (૨) જુવાનીનો વખત તે; યૌવનાવસ્થા.

યૂકા, સ્ત્રી૦ [ સં. ] જૂ.

યૂથ, [ સં. ] ટોળું; સમૂહ; મંડળ [બાંધવાનો થાંભલો.

યૂપ, પુ૦ [ સં. ] યજ્ઞના પશુને

યોગ [સં ] એનું જોડાવું તે. મેળાપ, મેળ; સંગમ (૨) સંધિ; સંબંધ (૩) યોજના; ઉપયોગ. (૪) રીત; પ્રકાર; રૂઢિ. ઢબ. (૫) યાન; વાહન (૬) મારફત દ્વારા (૭) બંધબેસતાપણું. (૮) લાગ. તાકાત; પ્રસંગ જોગ. (૯) બંદોબસ્ત; ગોઠવણ (૧૦) પંચાગ પ્રમાણે અમુક તિથિવાર નક્ષત્ર સાથે આવવાથી થતો પ્રકાર.

યોગ પુ૦ [સં.] ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો તે; આસન, પ્રાણાયામ, ધ્યાન વગેરે દ્વારા અંતઃકરણની ઇશ્વર સાથે એકાગ્રતા કરવાનો માર્ગ તે.

યોગક્ષેમ, ન૦ [ સં. ] કમાવું અને સારી રીતે નિભાવ ચલાવવો તે; કલ્યાણ, સુસ્થિતિ, આબાદી.

યોગમાયા, સ્ત્રી૦ દુર્ગાદેવી; (૨) પરમેશ્વરની શક્તિ તે.

યોગરૂઢ, વિ૦ [ સં. ] જેની વ્યુત્પત્તિ થઇ શકે અને રૂઢિ પ્રમાણે અર્થ થાય તે શબ્દ.

યોગાભ્યાસ, પુ૦ [સં.] યોગની પ્રક્રિયાઓનો મહાવરો પાડવો તે; આસન, ધ્યાન, પ્રાણાયામ વગેરેનો જાતે અનુભવ લેવો તે યોગાભ્યાસી =યોગનો મહાવરો કરનારો; જેને યોગની પ્રક્રિયાઓ આવડતી હોય તે.

યોગાસન. ન૦ [ સં ] સમાધિ

હોવાને યોગશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે બેસવાની જે તરેહ, તે.

યોગિની, સ્ત્રી૦ [ સં. ] ઉપદેવી; દુર્ગાદેવીની પરિચારિકા. અર્ધ દેવતા. ( ૨ ) જોગણી, મેલીદેવી. (૩) સાધુડી; તાપસી. [નારો; તપસ્વી; સાધુ.

યોગી, પુ૦ [ સં ] યોગ સાધ-

યોગીશ્વર, પુ૦ [ સં ] યોગીઓમાં ઇશ્વર જેવો તે, મોટો યોગી; મહા તપસ્વી

યોગ્ય. વિ૦ [ સં. ] વ્યાજબી; છાજતું; માફક. ( ૨ ) ઘટતું; શોભતું. ( ૩ ) સમાન. સરખું. ( ૪ ) લાયક; પાત્ર. ( ૫ ) ચતુર; દક્ષ; કુશળ.

યોગ્યતા, સ્ત્રી૦ [ સં. ] લાયકી; પાત્રતા; પ્રતિષ્ઠા. ( ૨ ) ઉચિતપણું; અર્હતા. ( ૩ ) આબરૂ. [અયોગ્ય તે.

યોગ્યાયોગ્ય, વિ૦ યોગ્ય ને

યોજક, પુ૦ [સં.] યોજના કરનાર; બનાવનાર; ઘડનાર; જોડનાર; ગોઠવનાર. [જેટલું છેટું તે.

યોજન, પુ૦ [ સં. ] ચાર ગાઉ

યોજનગંધા, સ્ત્રી૦ કસ્તુરી. (૨) મત્સ્યગંધા; વ્યાસની માતા.

યોજના, સ્ત્રી૦ [ સ. ] ગોઠવણ વ્યવસ્થા રચના. ( ૨ ) જુક્તિ; કરામત હિકમત.

યોજનીય, વિ૦ [સં.] યોજવા યોગ્ય.

યોજવું, ક્રિ૦ સ૦ [ સં યુજ્ ] જોડવું; રચવું; ગોઠવવું; બનાવવું. ( ૨ ) બેસતું કરવું; સાંધવું; મેળવવું. ( ૩ ) મૂકવું; સામેલ કરવું.

યોધ, પુ૦ [સં ] સૈનિક; લડવૈયો; સિપાઇ. (૨) શૂરવીર; પહેલવાન.

યોદ્ધો, પુ૦ સં. યોધ.

યોનિ, સ્ત્રી૦ સં. સ્ત્રીની જનનેંદ્રિય. (૨) જન્મસ્થાન. ( ૩ ) આદિકારણ; મૂળ. [ઉંડી નારી.

યોષિતા, સ્ત્રી૦ [સ. ] સ્ત્રી બા-

યૌવન, ન૦ [ ં ] જુવાની તારુણ્ય જોબન. [તરુણી જુવતી.

યૌવના, સ્ત્રી૦ [ં ] જુવાન સ્ત્રી.

યાવરાજ્ય, ન૦ [ સં. ] ગાદીવારસનું જે પદ તે; પાટવીકુંવરનો અધિકાર તે.

---

# ર

## ર

ર, પુ૦[સં. સત્તાવિશમો વ્યંજન.

રઇ, સ્ત્રી૦ રાઇ. ( ૨ ) રતિ.

રઈયત, સ્ત્રી૦ રૈયત.

રકઝક, સ્ત્રી૦ આનાકાની; હા ના; વિવાદ. ( ૨ ) ભાંજગડ; પંચાત; તકરાર. ( ૩ ) હઠ; આગ્રહ.

રકબો, પુ૦ માપેલી જમીનનો જથો.

રકમ, સ્ત્રી૦ અ અમુક આંકડો; સંખ્યા. ( ૨ ) ચીજ; વસ્તુ બાબત; બીના. (૩) કલમ. રકમબંધ=જત્થાબંધ. સામટું. (૨) રકમવાર; ક્રમસર.

રકાન, પુ૦ [ફા ] ધારો; નિયમ; કાનુન. (૨) રીતરિવાજ; ચાલ.

રકાબ, પુ૦ [અ.] પેંગડું; ઘોડાપર ચડવાનું જીનમાંનું કડું. રકાબદાર=ખીજમતદાર.

રકાબો, ન૦ જમીનનો તે ભાગ કે જેમાં ઘણ બરોબર ઉગતું ને ઉછરતું હોય નહિ; ખરાબો. [અને ઉચ્ચાર.

રકાર, પુ૦ [સં.] ર એવો અક્ષર

રકાબી, સ્રી૦ [અ.] નાની છાછર થાળી તબકડી.

રકેબી, સ્રી૦ રકાબી.

રકેડો, પુ૦ રૂકડો. (૨) ઠરાવ; નિયમ; બંદોબસ્ત.

રકત, ન૦ [સં.] રૂધિર; લોહી.

રકત, વિ૦ [સં.] લાલ; રાતું.

રકતકોઢ, પુ૦ લોહી ઝર્યાં કરે અને ચામડી ખવાતી જાય એવો એક ત્વચારોગ; રકતપિત.

રકતચંદન ન૦ [સં.] રાતા રંગની સુખડ; રતાંજળી.

રકતપિત, ન૦ એક ચેપી આજાર; રક્તકોઢ પત.

રકતબીજ, પુ૦ [સં.] એક રાક્ષસ; પોતાનું જ્યાં લોહી પડે ત્યાંથી ફરી ફરીને ઉત્પન્ન થાય એવો દૈત્ય. (૨) માંકણ.

રકતસ્રાવ, પુ૦ [સં.] શરીરમાંથી લોહી વહેતું તે. રહેવાની જગા. હૃદય

રકતાશય, ન૦ [સં.] લોહીને

રક્ષક, પુ૦ [સં.] રક્ષણકર્તા; રખવાળ પાલક. (૨) ચોકીદાર.

રક્ષણ, ન૦ [સં.] રખવાળું; બચાવ; સાચવણી; સંભાળ

રક્ષવું, ક્રિ૦ સ૦ રખવાળું કરવું; બચાવવું સંભાળવું સાચવવું; ઉગારવું. (૨) પાળવું. [સેહી.

રક્ષા, સ્રી૦ રાખ, રાખોડી; ટાઢી;

રક્ષા, સ્રી૦ [સં.] રક્ષણ; બચાવ; સંભાળ; તપાસ (૨) રક્ષણ કરે એવું જે તે; જેથી રક્ષણ થાય એવો મંત્રેલો દોરો; રાખડી. રક્ષાબંધન=આશીર્વાદ દઇ હાથને રાખડી બાંધવી તે.

રક્ષિત, વિ૦ [સં.] જેનું રખવાળું કરેલું હોય તે; સાચવેલું; આશ્રિત; પાળેલું; રક્ષણમાં લીધેલું.

રખડ, સ્રી૦ રખડવું તે; ભટકવું તે; અથડામણ; ભ્રમણ; રખડપટ્ટી.

રખડપટ્ટી, સ્રી૦ રખડ; ખાલી ફેરા મારવા તે; અથડામણ.

રખડવું, ક્રિ૦ અ૦ અહીં તહીં નકામું અથડાવું. રઝળવું (૨) નિરાશ થવું; રહીજવું ફાંફાં મારવાં.

રખડાઉ, વિ૦ રખડનારૂં; રઝળનાર; નકામું ફર્યાં કરનાર. (૨) હરાયું; સ્વેચ્છાચારી.

રખડાટ પુ૦ રખડામણ; રખડપટ્ટી.

રખડામણ, સ્રી૦ અથડામણ; ભ્રમણ નકામી રખડપટ્ટી. [રખડાટ.

રખડામણી, સ્રી૦ અથડામણ;

રખડાવવું, ક્રિ૦ સ૦ રઝળાવવું; ભમાવવું; ફેરા ખવરાવવા (૨) નહિ ફાવવા દેવું; નહિ ઠેકાણે પડવા દેવું.

રખડેલ, વિ૦ રખડતું ફરનાર; ભટકનારૂં; સ્વેચ્છાચારી.

રખતી, સ્રી૦ અણીના વખતનું કામ કરી આખરૂ સાચવવી તે; માન.

**રખપત**, સ્ત્રી૦ પત રાખવી તે; આબરૂ સંભાળવી તે.

**રખરખ** સ્ત્રી૦ અણગમાને લીધે વારંવાર બેચેની બતાવવી તે; વારંવાર ઝીણું ઝીણું રડવું તે. (૨) તલસવું-તલખવું તે.

**રખરખવું**, ક્રિ૦ અ૦ તલખવું. તલસવું વારંવાર અણગમો કર્યાં કરવો. દુઃખની બેચેનીથી રડયા કરવું તે.

**રખરખાવટ**, જુઓ રાખ રખાવટ.

**રખવાળ**, પુ૦ રક્ષક; સાચવનાર, રાખનારો. (૨) પાળક. (૩) બચાવનાર.

**રખવાળી**, સ્ત્રી૦ રખવાળનું કામ તે. (૨) સાચવવાના કામનું લવાજમ તે.

**રખવાળું**, ન૦ રક્ષણ; સંભાળ; સાચવણી ચોકી. રક્ષા; તપાસ. (૨) રક્ષણ કરવા માટેનું લવાજમ તે.

**રખાપત**, જુઓ રખાવટ.

**રખાવટ**, સ્ત્રી૦ કોઇનો અણીનો વખત સાચવી લેવો તે; કોઇનું સંભાળવું તે (૨) પક્ષપાત; તરફદારી; ઉપરાણું

**રખી**, પુ૦ ભંગિયો.

**રખું**, વિ૦ રક્ષણ કરનાર; સાચવનાર; સંભાળનાર

**રખે**, અ૦ કદાપિ; કોણ જાણે.

**રખેવાળ**, પુ૦ રખવાળ; ચોકીદાર

**રખેસર**, જુઓ રખી

**રખોળવું**, ક્રિ૦ સ૦ રાખવાળું કરવું રાખમાં રગદોળવું.

**રખો**, પુ૦ રખવાળ; રક્ષણ કરનારો. (૨) બળાવો.

**રખોટવું** ક્રિ૦ સ૦ રેખા-આંકો પાડવો; લીટા દોરવો. (૨) રખેળવું.

**રખોપિયો**, પુ૦ રખો.

**રખોપું**, ન૦ રખવાળું: રક્ષા; ચોકી. (૨) રાખવા-સાચવવાનું લવાજમ-મહેનતાણું.

**રખ્યા**, સ્ત્રી૦ રાખ; રાખોડી.

**રગ**, સ્ત્રી૦ નાની નાડી નસ; રક્તવાહિની; શિરા. (૨) મનોવૃત્તિ; પ્રકૃતિ; તબિયત. ૩) મર્મ. ભેદ. રગ જોવી=સામાની મનોવૃત્તિ જાણી જવી. રગેરગનો ભોમિયો=બધી વાતનો મર્મ જાણનારો. રગ હાથમાં આવવી= ભેદ જાણી જવો.

**રગડ**, સ્ત્રી૦ હેરાનગતિ; રંજાડ; પજવણી. (૨) ખૂબ ઘસવું-રગડવું તે; જોરથી મસળવું તે; ચંપી. (૩) મહેનત; પરિશ્રમ.

**રગડદગડ**, અ૦ જેમતેમ; આસ્તે આસ્તે; ધીમે ધીમે.

**રગડમલ**, વિ૦ રગડી રગડીને રીઢું થયેલું; કસાયેલું; હૃષ્ટપુષ્ટ થયેલું. (૨) જંગલી જેવું; ખૂબ જાડું.

**રગડવું**. ક્રિ૦ સ૦ હેરાનકરવું; પજવવું. (૨) જોરથી ચાંપવું; ચોળવું; મસળવું; માલેસ કરવું; ખૂબ દબાવવું. (૩) ખૂબ વાટવું; ઘુંટવું; લસોટવું. (૪) ગુલાટોખાતાં સરકવું.

**રગડાટ**, પુ૦ હેરાનગતિ; પજવણી; રંજાડ. (૨) વેઠ; વૈતરું. (૩) ઘોંઘાટ.

**રગડાવવું**, ક્રિ૦ સ૦ હેરાન કરાવવું; પજવાવવું. ( ૨ ) જોરથી–ભાર દઈને ઘસાવવું; માલિસ કરાવવું. ( ૩ ) ઘૂંટાવવું. ( ૪ ) ઝઘડાવવું.

**રગડાવું**, હેરાન થવું; દુઃખી થવું; ( ૨ ) ગુલાંટ ખાતાં દદડી પડવું. ( ૩ ) વટાવું. મસળાવું; ચંપાવું.

**રગડો**, પુ૦ જાડો પ્રવાહી. (૨) પ્રવાહીની નીચે ઠરેલો કચરો; કાદવ

**રગદોળવું**, ક્રિ૦ સ૦ ધૂળ ભેગું કરી નાખવું, કીચડવાળું કરવું. ખરડવું; મેલું કરવું. ( ૨ ) ખૂબ વાપરવું; ઘણી મહેનત આપવી. (૩) જમીન દોસ્ત કરી નાખવું. [એક ગણ.

**રગણ**, પુ૦ [સં.] પિંગળ પ્રમાણે

**રગત**, ન૦ [ ન. રક્ત ] લોહી; રુધિર,રક્ત. રેગતરોટી=સૈનિક નોકરીની આજીવિકા.

**રગતરોયડો**, પું૦ જેનાથી ઘા રૂઝાય એવી એક વનસ્પતિ.

**રગરગાવવું**, ક્રિ૦ સ૦ આશામાં ને આશામાં રાખ્યા કરવું; રાહ જોવરાવી; થકવી નાખવું. (૨)વિતાડવું. હેરાન કરવું. પજવવું. ( ૩ ) મહેનત આપવી. (૪) મુલતવી રાખવું.

**રગવું**, ક્રિ૦ અ૦ કરગરવું; કાલાવાલા કરવા.

**રગસિયું**, વિ૦ ધીરે ધીરે ચાલે એવું; સુસ્ત; આળસુ. [તંતી.

**રગિયું**, વિ૦ હઠીલું; મતીલું;

**રગ્ગડ**, વિ૦ ખૂબ જાડું; ધટ્ટ; ધીંગું. [રાટ; બાવરા થઈજવું તે.

**રઘવાટ**, પુ૦ ઉતાવળનો ગભ-

**રઘવાટિયું**, વિ૦ ગાભરું પડી જાય એવું; આકળા ઉતાવળિયા સ્વભાવનું બાવરૂં. રૂ૦પ્ર૦ રઘવાટિયું ભૂત=બહુ ઉતાવળિયુ. [ ઉતાવળિયું.

**રઘવાયુ**, વિ૦ ગભરાટિયું;

**રચના** સ્ત્રી૦ [ સં. ] યુક્તિસર કરેલી ગોઠવણ; બનાવટ. ( ૨ ) શોભા; ઠાઠ. ( ૩ ) વ્યવસ્થા, ચમત્કારી ઘટના:—પદરચના=કવિતા. ( ૪ ) દેખાવ, આલેક ( ૫ ) છટા; ખૂબી.

**રચવું**, ક્રિ૦ સ૦ [ સં રચ્. ] યુક્તિસર ગોઠવવું, સજ્જ કરવું; વ્યવસ્થામાં મૂકવું. (૨) ઊભું કરવું; બંધાવવું; ચણવું-ચણાવવ [તાણું.

**રચામણી**, સ્ત્રી૦રચવાનું મહેનરચાવવું, ક્રિ૦ સ૦ રચના કરાવવી; ગોઠવાવવું; વ્યવસ્થા કરાવવી; બંધાવવું. [ગોઠવેલું.

**રચિત**, વિ૦ [ સં ] રચેલું;

**રચ્યુંપચ્યું**, વિ૦ મશગુલ; એકજીવ, તલ્લીન; આસકત; ગુલતાન.

**રજ**, વિ૦ જરા; થોડું; અલ્પ; લગાર, કિંચિત.

**રજ**, ન૦ [ સં. ] અટકાવ. (સ્ત્રીનો). (૨) સ્ત્રી૦કસ્તર; ઝીણી ધૂળ; અણુ. ઠેઠ૦રજનું ગજ=કાગનો વાઘ.

**રજક**, પુ૦ [ સં ] ધોબી. ( ૨ ) [ અ. રિજક ] નિર્માણ; દાણો પાણી પ્રારબ્ધ.

**રજકણ**, ન૦રજ; અણુ; ઝીણામાં ઝીણી કણી. ( ૨ ) બારીક ધૂળ.

**રજત**, ન૦ [ સં. ] રૂપું; ચાંદી.

**રજની**, સ્ત્રી૦ [સં.] રાત; રાત્રિ.

**રજનીકર,** પુ૦ [ સં. ] ચંદ્ર; ચંદ્રમા; ચાંદો.

**રજનીચર,** વિ૦ રાત્રિએ ભટકનાર. ( ૨ ) પુ૦ રાક્ષસ; દૈત્ય; ભૂત; પિશાચ. (૩ ચોર; નઠારો માણસ.

**રજપૂત,** પુ૦ [ સં. राजपुत्र ] રાજાનો છોકરો ( ૨ ) રાજ વંશનો માણસ; ગરાસિયો; ક્ષત્રિય.

**રજપૂતાણી,** સ્ત્રી૦ રજપૂતની સ્ત્રી; ગરાસણી ક્ષત્રિયાણી.

**રજવાડું,** ન૦ કોઇ રાજાનું રાજ્ય તે; દેશી રાજ્ય. (૨) રાજાનો મહેલ

**રજવાડો,** પુ૦ કોઇ દેશીરાજ્ય; રાજ્યની મર્યાદાનો ભાગ. (૨) રાજાને રહેવાનો મહેલ.

**રજસ્વલા,** સ્ત્રી૦ [ સં. ] જેને રજ આવેલું હોય એવી સ્ત્રી, અડકાવવા ? સ્ત્રી.

**રજા** સ્ત્રી૦ [ અ. रिजा ] છૂટ; છુટી. ( ૨ ) પરવાનગી હુકમ; આજ્ઞા. ( ૩ ) મંજુરી; કબુલાત; અનુજ્ઞા. (૪) રૂખસદ ફારગતી. ક્રિ૦ પ્ર૦ રજા લેવી =મંજુરી અથવા અનુમતિ લેવી. છુટા થવું. રજા આપવી=કાઢી મૂકવું.

**રજાકજા.** સ્ત્રી૦ મોત. મરણ. ( ૨ ) દૈવયોગ ( ૩ ) અકસ્માત મોટી આફત આવી પડવી તે.

**રજાઇ,** સ્ત્રી૦ આખું આખું રૂ ભરેલું ઓઢવાનું ગોદડું.

**રજાળું,** વિ૦ [ સ. रजील ] નીચ; હલકટ (૨) બેશરમું;નિર્લજ્જ.

**રજિયું.** ન૦ રેતદાની; રેતીરાખવાની દાબડી.

**રજુ,** સ્ત્રી૦ રજ. ( ૨ ) રજાઇ.

**રજુ,** વિ૦ [ અ. रजुअ ] નજર આગળ લાવી મૂકેલું; દાખલ કરેલું; હાજર તૈયાર.

**રજુઆત,** સ્ત્રી૦ રજુ કરવું તે; નજર આગળ લાવી દેખાડવું તે (૨) કબુલાત મેળાપ. ( ૩ ) મેળવી-સરખાવી જોવું તે. (ગાર. જરાબેજરા.

**રજેરજ** અ૦ તમામ; લગારેલ-

**રજોગુણ,** પુ૦ [ સં ] કુદરતમાં રહેલા સત્વ, રજ, ને તમ એ ત્રણ ગુણ-ધર્મમાંનો બીજો ગુણ; સંસારની વાસનામાં મનનું વલણ રહેવું તે.

**રજોગુણી,** વિ૦ રજોગુણનું; રાજસીવૃત્તિનું; પ્રવૃત્તિમય સ્વભાવનું.

**રજોટી,** સ્ત્રી૦ ઝીણું રજકણ તે.

**રજોદિયું,** ન૦ માળિયું; કાતરિયું.

**રજોદર્શન,** ન૦ [ સ ] ઉમ્મરે આવતાં સ્ત્રીને જે રજ-આર્તવ જણાય છે તે, અડકાવ.

**રજોયણો,** પુ૦ જીવજંતુ તથા ધૂળ વાળવાનો જતિઓનો સાવરણો; ઓઘો.

**રજ્જુ,** સ્ત્રી૦ [સં.] દોરડી; દોરી.

**રઝળવું,** ક્રિ૦ અ૦ ભટકવું; આથડવું, રખડવું; ભમવું.

**રઝળાટ,** પુ૦ રખડાટ; અથડામણ.

**રઝળાવવું,** ક્રિ૦ સ૦ અથડાવવું; રખડાવવું. ( ૨ ) અધુરું મેલીદેવું; અધવચ છોડી દેવું.

**રઢણ,** ન૦ વારંવાર એકની એક બાબત મોઢે બોલ્યા કરવી તે; જપ;

જાપ. ( ૨ ) ઘણો અભ્યાસ રાખવો તે; મહાવરો.

રટ્ટણુ વિ૦ બગડી–સડી ગયેલું; ખરાબ થઇ ગયેલું કુત્સિત; નરસું.

રડ, સ્ત્રી૦ રઢ; લેહ.

રડકણું, વિ૦ સહેજ સહેજમાં રોઇ જાય એવું; કાંગલું.

રડતીસુરત, વિ૦ રડતા અથવા ઉદાસી ચેહરાનું (૨) ઝાંખું; કંગાલ.

રડવડવું, ક્રિ૦ અ૦ રખડવું; રવડવું.

રડવું, ક્રિ૦ અ૦ રોવું: રૂદન કરવું: દુઃખ દર્શાવવું. ( ૨ ) નિરાશ થવું નિરુપાય થઇ જવું; બળાપો કરવો હરાવું.

રડાકુટ. સ્ત્રી૦ રોવું ને કૂટવું તે. (૨) માથા ફોડ. પંચાતી.

રડાકુટો, પુ૦ રડવું અને કુટવું તે; રડાકુટ. ૨) પંચાત. ઝગડો; બળાપો.

રડારડ, સ્ત્રી૦ રડારોળ.

રડારોળ, સ્ત્રી૦ રડારડ: પોકેપોક મૂકીને રડારડ કરી મુકવી તે; રોકકળ.

રડાવવું, ક્રિ૦ સ૦ રોવડાવવું. ( ૨ ) નિરાશ કરવું; છેતરવું; વિશ્વાસઘાત કરવો.

રડીઉઠવું, ક્રિ૦ અ૦ ના હિમ્મત થઇ જવું; નિરુપાય થઇ જવું. ( ૨ ) અધુરું મૂકી દેવું; હાથ ધોઇ નાખવા; પરીજવું; હારીજવું.

રડયું. વિ૦ અભાવ અને અણગમાનો ઉદ્ગાર; વહાલસોઇ ગાળ. (આ શબ્દ માત્ર સ્ત્રીઓજ વાપરે છે. રડયું; રડયો ને રડી.)

રઢ, સ્ત્રી૦ રડ; લેહ: લગની.

રઢિયાળું, વિ૦ રૂપાળું; સુંદર. મોહ ઉપજાવે એવું, વહાલ–પ્રેમ આવે એવું.

રણ ન૦ [ સં. ] યુદ્ધ: લડાઇ; સંગ્રામ ( ૨ ) લડાઇનું મેદાન. ( ૩ ) [ऋण] દેવું; કરજ. ( ૪ ) રેતીવાળો સપાટ પ્રદેશ.

રણકાર, પુ૦ ધાતુ પાત્રને ઠોકવાથી નિકળતો અવાજ તે; રણકો. [રણકાર.

રણકારો, પુ૦ [ સ. रणत्कार ]

રણકું, વિ૦ ચોક્ખી કઠણ સપાટીવાળું; રેતી વગરનું: કોરું.

રણકો, પુ૦ રણકાર.

રણક્ષેત્ર, ન૦ [ સં. ] લડાઇનું મેદાન: રણભૂમિ.

રણજંગ, પુ૦ [ સં. रणयज्ञ ] મોટી અને સખત લડાઇ તે.

રણઝણ, સ્ત્રી૦ ધાતુના અવાજનો ઝીણો ખણખણાટ (૨) ગુંજાર.

રણઝણવું, ક્રિ૦ અ૦ ઝીણો ઝીણો ધાતુનો અવાજ થવો. વાગવું: ઠમકવું [ ઝીણો ઠણઠણાટ.

રણઝણાટ, પુ૦ ખણખણાટ;

રણતુર, ન૦ લડાઇનું વાજું; તુરી, તડકું.

રણત્કાર, પુ૦ રણકાર; રણકો.

રણથંભ, પુ૦ [સં. रणस्तम] લડાઇના મંડાણની નિશાનીનો વાવટો; લડાઇનું પગરણ દેખાડનારો થાંભલો.

રડયુંખડયું, વિ૦ આમતેમ પડેલું; અથડાતું; કોઇકજ. ( ૨ ) અ૦ કવચિત્; જવલ્લે.

**રણધીર,** વિ૦ લડાઇમાં ધીરજ રાખનાર; લડાઇમાં દઢ રહેનાર.

**રણભૂમિ,** સ્ત્રી૦ [ સં. ] લડાઇનું મેદાન; રણક્ષેત્ર.

**રણમલ્લ,** પુ૦ ખૂબ લડાઇઓ લડવાથી પાવરધો થયેલો લડવૈયો;યોદ્ધો.

**રણરણવું,** ક્રિ૦ અ૦ અવાજ નિકળવો. ખડખડવું; રણઝણવું. (૨) સણસણવું; રમરમવું.

**રણરણાટ,** પુ૦ રણરણ એવો અવાજ થવો તે; સણસણાટ.

**રણવગડો,** પુ૦ઉજડ વન; જંગલ.

**રણવટ,** સ્ત્રી૦લડાઇની ટેક. (૨) લડનારની આંટ અને રીત; યુદ્ધ કળા.

**રણવાટ,** સ્ત્રી૦ લડાઇનો માર્ગ.

**રણવાદ્ય,** ન૦ [સં.] લડાઇનાં વાજાં; શૂર ચડાવનારાં વાજાં.

**રણવાસ,** પુ૦ રાણીવાસ; અંતઃપુર. જનાનખાનું.

**રણશીંગું,** ન૦ સૈનિકોને શૂર ચડાવવા વગાડવાનું શીંગડું; તતુડું; તુરી. રૂ૦ પ્ર૦ રણશીંગું ફુંકવું=જાહેર કરવું; વખાણ કરવાં. ( ૨ ) વિ૦ કદરૂપું અને તરેહવાર આકારનું; બેડોળ.

**રણસંગ્રામ,** પુ૦ [ સં. ] ખુલ્લા મેદાનની મોટી લડાઇ.

**રણસ્તંભ,** પુ૦ [સં] લડાઇની નિશાની દાખલ ઉભો કરેલો લડાઇના વાવટાનો થાંભલો.

**રણહાક,** સ્ત્રી૦ લડાઇના મેદાનમાં હાક વગાડી દેવી તે; પોતાના પરાક્રમથી શત્રુના સૈન્યમાં ધાક પાડી દેવી તે. (૨) લડાઇની હાકિયારી; હોકારો.

**રણાંનુબંધ,**પુ૦[સં. ऋणानुबन्ध] પૂર્વ જન્મના લાગતા લેણાંનો સંબંધ તે; લેણાદેણી. [મેદાન; રણભૂમિ.

**રણાંગણ,** ન૦ [ સં. ] લડાઇનું

**રણિત,** વિ૦ ગાજતું; વાગતું; રણકાર કરતું

**રણિયું,** વિ૦ દેવાદાર; ઋણી. (૨) ઉપકાર તળે આવેલું; આભારી; ઓશિયાળું .

**રણી,** વિ૦ [સં. ऋणी] દેવાદાર.

**રણી,** સ્ત્રી૦ કણી; દાણો; લગડી; ધાતુને ગાળી પાડેલો નાનો કણ. કરચ; રવો.ક્રિ૦પ્ર૦રણી પાડવી=સોના રૂપાના રસના કણ પાડવા.

**રત,** સ્ત્રી૦ [ સં. ऋतु ] મોસમ; ઋતુ; વેળા; સમય. ( ૨ ) વિ૦ પરાયણ; લાગેલું; રચીપચી રહેલું;-ભક્તિરત.

**રતન,** ન૦ [ સં. रत्न ] જવાહીર,નંગ. (૨) ઉત્તમ એવું તે; અલંકાર રૂપ. (૩) આંખની કીકી.

**રતનજોત,** સ્ત્રી૦ એક ઔષધિ- વનસ્પતિ. [ ચળકતું.

**રતનાળુ** વિ૦ તેજસ્વી; લાલ

**રતલ,** પુ૦ અમુક ભારનું એક માપ: સાડીઆડત્રિશ રૂપિયાભાર જેટલું વજન તે; સેર.

**રતવા,** પુ૦ રાતા રંગના સોજાનો. બાળકોને થતો એક રોગ.

**રતાશ,** સ્ત્રી૦ લાલાશ, રાતાપણું. ( ૨ ) રાતા રંગનો આભાસ તે.

રતાળુ, ન૦ રાતા રંગનો કંદ; શક્કરકંદ. [ સુખડ; રક્તચંદન
રતાંજલી, સ્ત્રી૦ રાતા રંગની
રતાંધળું, વિ૦ રાતઆંધળું; જેને રાતે દેખાતું ન હોય તે.
રતિ, સ્ત્રી૦ [ સં. ] પ્રીતિ. પ્રેમ. (૨) વિષયેચ્છા (૩) કામદેવની સ્ત્રી.
રતિકેલિ, સ્ત્રી૦ [સં] પ્રેમક્રીડા.
રતિપતિ, પુ૦ [ સં. ] કામદેવ.
રતી, સ્ત્રી૦ કિંમતી ધાતુ તોળવાનું એક નાનું વજન તે; ચણોઠી; ગુંજ. (૨) ગતિ; ઝોક; વલણ. રતી-પુરરતી ભાર. જરાક.
ઋતુ, સ્ત્રી૦ [ સં. ऋतु ] રત; મોસમ; વેળા; સમય. (૨) અડકાવ.
રતુમડું, વિ૦ રાતું; લાલ (૨) સહેજ રાતું રતાશ પડતું. ।રાતોરાત.
રતોવાઇ, અ૦ રાતે ને રાતે;
રથ્યા, સ્ત્રી૦ [ સં. ] પોળ; શેરી; મહોલ્લો.
રત્ન ન૦ [સં.] કિંમત ને તેજદાર નંગ તે; જવાહીર. (૨) સૌથી સરસ હોય એવું તે; ભૂષણ રૂપ તે.
રત્નગર્ભા, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વી; ધરા; ભૂમિ [ નંગવાળું.
રત્નજડિત, વિ૦ રત્ન જડેલું;
રત્નાકર, પુ૦ [સં.] સમુદ્ર;દરિયો.
રથ, પુ૦ [ સં. ] ચાર પૈડાં ને બે ઘુમ્મટવાળી ગાડી; વહેલ. (૨) લડાઇની ગાડી.
રથકાર, પુ૦ સુતાર; શિલ્પી.
રથયાત્રા, સ્ત્રી૦ અસાડ સુદિ ૨ નો તહેવાર; જગન્નાથજીનો રથ બહાર ફરવા કાઢવો અને તે નિમિત્ત ઉત્સવ વગેરે કરવાં તે.[લડનાર મોટો યોદ્ધો.
રથી, પુ૦ [ સં. ] રથમાં બેસીને
રત્થડ. પુ૦ માટી અને છાણનું જાડું લીંપણ.
રદ, વિ૦ નકામું; નિરર્થક; બાતલ. (૨) તુચ્છ; માલવગરનું. (૩) દાંત.
રદકરવું, ક્રિ૦ સ૦ કાઢીનાખવું; બાતલકરવું. છેકીનાખવું. (૨) નહિ સ્વીકારવું.
રદન, પુ૦ [સં.] દાંત.
રદિયો, પુ૦ એક વાતને રદ કરે એવી તેની સામે રજુ કરેલી જે બીજી વાત તે; દલીલ.
રદ્દી, વિ૦ નકામું; રદ બતાલ. (૨) નકામી પડેલી રદ ચીજો તે; ભંગાર. [ રાની.
રનોડી, વિ૦ જંગલી; વગડાઉ;
રન્નાદે સ્ત્રી૦ રન્નાદેવી. જવારા વાવીને બેસાડવામાં આવતી એક દેવતા; માતા; દેવી; દુર્ગા. (૨) સૂર્યની સ્ત્રી
રપાટી,(રપેટી), સ્ત્રી૦એકદમ દોટ મૂકવી તે. (૨) સખત કામમાં લેવું તે.
રફતેરફતે, અ૦ આસ્તેઆસ્તે; ધીમેધીમે.
રફુકરવું, ક્રિ૦ અ૦ લુગડામાં વાણાતાણા જેવા તાર નાખવા; તૂણવું.
રફુગર, વિ૦ રફુ કરનાર; તૂણનાર

**રહુચક્કર** ન૦ શત્રુથી થયેલી હાનિ-નુકસાન. ( ૨ ) દાવપેચ. (૩) અચોકસ મગજનું; ગાંડું; ઘેલું. ક્રિ૦ પ્ર૦ રહુચક્કર થઇજવું=છુપાછુપ નાસી-જવું.

**રહેદહે** અ૦ આમતેમ વિખેરી નાખેલું એમ; ઉલટ સુલટ ( ૨ ) ફના-ફાતિયા; પાયમાલ; ખરાબખસ્ત.

**રબ**, પુ૦ માલિક, પ્રજા વિધાતા.

**રબારણ**, સ્ત્રી૦ રબારીની સ્ત્રી; ભરવાડણ.

**રબારી**. પુ૦ ગાયો ને બકરાં ઘેટાં વગેરે રાખનાર એકજાતિ; ગોવાળ; આહીર; ભરવાડ, રૈકો.

**રબી**. વિ૦ રવી, શિયાળુ:-રબી-પાક. ( ૨ ) ના૦ શિયાળુ પાક.

**રબ્બર**, (રબર), ન૦ એક જાતના ઝાડનો રસ.

**રભસ**, પુ૦ [ स. ] ખુશાલીનું ગાંડપણ, ગભરામણ; અતિહરખની આતુરતા. ( ૨ ) ઉતાવળ, ત્વરા.

**રમકઝમક**, સ્ત્રી૦રમત ગમતમાં વાગતા ઝાંઝરનો મઝેનો ઝમઝમાટ તે; રૂમઝુમ ચાલવું તે.

**રમકડું**, ન૦ખાવલું; પુતળું; બાળક ખુશી થાય એવી બનાવટ. (૨) મન ખીલે-આનંદ પામે એવી ચીજ-માણસ તે ( ૩ ) રંગીલું-મોજીલું-આનંદી માણસ. ક્રિ૦ પ્ર૦ રમકડું થઇ રહેવું=બીજાને વશવર્તી રહેવું.

**રમખાણ**, ન૦ તોફાન; ધાંધલ; ધિંગાણું. ( ૨ ) મોટો ઝગડો. ( ૩ ) નાસભાગ; મારામાર અને ખેંચતાણ. ( ૪ ) બંડ ફિતુર.

**રમચિયું**, ન૦ રમવી પલાળવાનું લાકડાનું ખામણિયું. | લાલમાટી.

**રમચી** (રમજી). સ્ત્રી૦ સોનાગેરૂ;

**રમઝાન** પુ૦ [ फा. ] હીજરી સંવતનો નવમો મહીનો.

**રમઝમ**, વિ૦ રૂમઝુમ.

**રમઝમાટ**, પુ૦ રૂમઝુમ; ઝાંઝરોનો ઘણુઘણાટ થઇ રહેવો તે.

**રમણ**, પુ૦ [ स. ] રમનારો તે. ભોગી; સ્વામી; પતિ નર. ( ૨ ) ન૦ રમવું તે. ગમ્મત ઉડાવવી તે. ( ૩ ) ગેલ; ગમ્મત; રંગમાં ઉશ્કેરાઇ જવું તે.--રમણે ચડવું=એકતાર થઇ જઇ તેમાંજ મંડયા રહેવું.

**રમણભમણ**, અ૦ વેરણછેરણ; આમતેમ રખડતું અને અથડાતું પડેલું હોય એમ.

**રમણિક**, વિ૦ ખુશી ઉપજાવે એવું; સુંદર. રૂપાળું. [ જુવાન સ્ત્રી.

**રમણી**, સ્ત્રી૦ સુંદર અને રમુજી

**રમણીય**, વિ૦ [ सं. ] પ્રિય લાગે એવું; સુંદર; રૂપાળું.

**રમણીયતા** સ્ત્રી૦ સુંદરતા; આનંદ ઉપજાવે એવી જે અલૌકિકતા તે; મનોહરતા.

**રમણું**, ન૦ રમવાની જગા તે; આંગણું મેદાન; ચોગાન. (૨) બાર-સાખમાંનો એક ભાગ તે

**રમત**, સ્ત્રી૦ રમવું તે. ખેલ; તમાસો. ( ૩ ) મઝા-લીલા; ક્રીડા; ગમ્મત; ગેલ.

**રમતગમત** સ્ત્રી૦ મનને આનંદ અને આરામ મળે એવી જે પ્રવૃત્તિ તે; મોજ; ખેલ.

**રમતારામ** વિ૦ જ્યાં ત્યાં ફરતું ફરનાર; એક ઠેકાણે ટકીને નહિ રહેનાર; સર્વવ્યાપી. (૨) વીતરાગી; રાગદ્વેષ વગરનું.

**રમતિયાળ** વિ૦ રમવા ઉપર જેનું મન રહેતું હોય એવું; ગમ્મતી રહેનાર. (૨) ગમતી; મોજી આનંદી

**રમતું**, વિ૦ ખેલતું; ગમ્મત કરતું. (૨) ઢીલું, અંદર ફરતું રહેતું હોય એવું.

**રમરમાટ**. પુ૦ રમ રમ એવો હવામાં અવાજ થવો તે; સડસડાટ; સપાટાબંધ. (૨) ઉતાવળી ગતિને લીધે થતો અવાજ તે

**રમરમાવવું**, ક્રિ૦ સ૦ રમ રમ એવો અવાજ થાય એમ ચલાવવું. (૨) આપટવું; મારવું; ઠોકવું; ફેંકવું.

**રમવું**, ક્રિ૦ અ૦ [ સં. रम् ] ખેલવું; ગમ્મત કરવી; ક્રીડવું. (૨) લાડવું; ગેલ કરવી. (૩) તમાસો કરવો (૪) ભટકવું; રખડવું. (૫) ભોગવું; ગમવું.

**રમસ્તાન** (રમસ્તાન), ન૦ ફાડી તોડી આમ તેમ વિખેરી નાખીને તરેહવાર સ્થિતિમાં મૂકી દેવું તે. (૨) તોફાન; રમખાણ; ધાંધલ; ધિંગાણું.

**રમળ** પુ૦ ભવિષ્ય કહેનારાઓ પાંચ ધાતુનો બનાવેલો પાસો રાખે છે તે.

**રમળી**, વિ૦ રમળનો પાસો નખાવી ભવિષ્ય કહેનાર; જોશી

**રમા**, સ્ત્રી૦ [ સં. ] સુંદર સ્ત્રી; મોજીલી સ્ત્રી. (૨) લક્ષ્મી દેવી.

**રમાડવું**, ક્રિ૦ સ૦ રમે એમ કરવું; ખેલવું (૨) પોતે રમવું ને બીજાને તેમાં ભાગ લેવરાવવો. (૩) ગમ્મત કરાવવી, ગમાડવું. (૪) આશામાં રાખવું. (૫) ચડાવવું. (૬) છેતરવું.

**રમુજ**, સ્ત્રી૦ મન ખુશ થાય એવી બાબત તે; ગમ્મત, મોજ. (૨) ટિખળ; ટોળ મશ્કરી.

**રમુજી**, વિ૦ ગમ્મતી; વિનોદી; ટિખળી, ટોળી.

**રમ્ય**, વિ૦ [ સં. ] આનંદ ઉપજાવે એવું; રમણીય; રૂપાળું; સુંદર.

**રયણ**, ન૦ [સં ] રત્ન; જવાહીર; હીરો. (૨) રાત્રિ. [ રાત; રજની.

**રયણી**, સ્ત્રી૦ [ સં. रजनी. ]

**રવ**, પુ૦ [ સં. ] નાદ; અવાજ.

**રવરવ**, અ૦ ચામડીને ઉશ્કેરે એવી અસર થાય તેમ; અકલકરાની જીભ ઉપર થતી એવી અસર તે.

**રવા**, પુ૦ ઝીણા કણ–દાણા તે. (૨) ઠરાવ. (૩) વિ૦ અનુકૂળ; યોગ્ય. (૪) સમધાત; બરાબર.

**રવાદાર**. વિ૦ દાણાદાર; કણીદાર. (૨) કિનાર પર આડેલી કાંગરીવાળું.

**રવાદારગી**, સ્ત્રી૦ રવાદારી; તરફદારી, પક્ષપાત. (૨) વખાણ. (૩) ઉચાપત કરવું; દલાલી કાઢવી તે.

**રવાનગી**, સ્ત્રી૦ વદાયગીરી; રવાના થતા માણસને ભેટ દાખલ કંઇ આપવું તે. ( ૨ ) બહારગામ જવું તે; ગમન. ( ૩ ) નિર્ગમન. નિકાસ.

**રવાના**, અ૦ વદાય. મોકલવું–જવાદેવું તે. ક્રિ૦ પ્ર૦ રવાના કરવું =મોકલવું. ( ૨ ) નિકાશ કરવું; બહાર ગામ મોકલવું. [ એમ.

**રવાને**, અ૦ વદાય; મોકલેલું

**રવાનાચિઠ્ઠી**, સ્ત્રી૦ માલ બહાર લઇજવાનો પરવાનો–પાસ.

**રવાબ**, પુ૦ રૂઆબ; દમામ (૨) એક જાતનું વાજું. [ રૂઢિ.

**રવાયો**, પુ૦ રવૈયો; ધારો; ચાલ;

**રવાલ**, સ્ત્રી૦ ઘોડા અને બળદ વગેરેની ચાલની એક તરેહ. (૨) આસ્તે; ધીરે; કુદરતી ચાલની ઢબે.

**રવિ**, પુ૦ [ સં. ] સૂર્ય; સૂરજ.

**રવિવાર**, પુ૦ [સં.] આદિત્યવાર.

**રવી**, વિ૦ રબી; શિયાળુ. ( ૨ ) ના૦ શિયાળુ પાક. (૩) કલાયત; શિન્યુ.

**રવેઉ**, પુ૦ રવિવાર. [અટારી.

**રવેશ**, પુ૦ છજું; ઝરૂખો;

**રવૈયાં**. ન૦ ચાર ઉભી ચીરી થાય એમ ચીરીને અંદર મશાલો ભરી પકવાય એવાં શાકફળ. ( ૨ ) ફળને ચીરી મશાલો ભરીને બનાવેલું શાક તે.

**રવૈયો**, પુ૦ દહીં વલોવવાનો ફૂલડાંવાળો વાંસ. ( ૨ ) ચાલ; રિવાજ; રૂઢિ.

**રવો**. પુ૦ દાણા દાણાદાર લોટ તે. (૨) ધાતુના રસનો દણ; માસલો.( ૩ ) ગોળની ચાકી. ( ૪ ) ફૂલ; પાસાં; ઢેફાં.

**રશ્મિ**, ન૦ [ સં. ] કિરણ; કર; મરીચિ. ( ૨ ) દોરી; રાશ; અછોડો.

**રસ**, પુ૦ [ સં. ] પાણી જેવો પાતળો ને રેલે એવો પદાર્થ તે; પ્રવાહી. ( ૨ ) વનસ્પતિમાંથી નિકળતું પ્રવાહી તે; નિર્યાસ. ( ૩ ) પાકેલાં ફળાદિનો પ્રવાહી. ( ૪ ) ધાતુ વગેરેને પુષ્કળ ગરમી લાગતાં તેનું પ્રવાહી રૂપ થઇ જાય તે. ( ૫ ) ખાર વગેરે કેટલીક ચીજો મેળવતાં થતું જે પાણી તે. ( ૬ ) શરીરના બંધારણમાં રહેલો જે ઢીલો ને પાણી જેવો પદાર્થ તે. ( ૭ ) શરીરમાંના પ્રવાહીઓનો તે વિકાર કે જે શરીર ઉપર જુદા જુદા રોગને નામે દેખાય છે તે. ( ૮ ) પારો. ( ૯ ) ગંધક વગેરે ખનિજ દ્રવ્યો સાથે પારાની મેળવણીથી દવા તરીકે બનતી બનાવટો. ( ૧૦ ) ખારૂં, ખાટું, મીઠું, કડવું વગેરે જીભથી પરખાતા સ્વાદ તે. ( એ ખટરસ કહેવાય છે ને તેમાં ગળ્યું, ખારૂં, ખાટું, કડવું, કષાયું અને તીખું એ છ રસનો શમાવેશ થાય છે. ) ( ૧૧ ) મનોવૃત્તિ ઉપર જુદી જુદી જાતની અસરો ઉપજાવે એવા ભાવો તે. ( આ કાવ્યરસ કહેવાય છે અને તેમાં શૃંગાર, હાસ્ય, કરુણા, વીર, રૌદ્ર, ભયાનક, બીભત્સ, વીર અને અદ્દભુત

એ નવ રસનો સમાવેશ થાય છે. ) (૧૨) છ અને નવનો સંકેત તે. (રસ=૬ અથવા ૯) (૧૩) ખૂબી, ગુણ (૧૪) અર્થ, લાભ (૧૫) ગમ્મત, મઝા. (૧૬) મમત, હઠ, ચડસ (૧૭) પ્રીતિ, અનુરાગ, પ્રેમ, ઉમળકો ક્રિ૰ પ્ર૰ રસ પડવો=સ્વાદ લાગવો, મઝા પડવી. રસ જામવો=પ્રસાદી હરવું. (૨) ગમ્મત પડવી. રસે ભરાવું=ક્ષરેરાવું. (૨) મમતે ચડવું. રસમાણવો= ભોગવવું.

**રસકપૂર**, ન૰ પારાની મેળવણીનો એક પદાર્થ; ગંધક અને પારાના ફૂલ પાડી બનાવેલી એક દવા.

**રસકસ**, પુ૰ કુદરતી રીતે પદાર્થમાંથી નિકળે તે રસ અને કૃત્રિમ રીતે કાઢેલું જે સત્ત્વ તે કસ. (૨) વસ્તુની સર્વ પ્રકારની શક્તિ તે. (૩) રસાળતા; ફળદ્રુપતા; આર્દ્રતા; અર્ક.

**રસઘિયો**, પુ૰ ઢોળ ચડાવનાર; રસી જાણનાર; ધાતુનો રસ કરી તે બીજા ઉપર ચડાવનાર.

**રસજ્ઞ**, વિ૰ [ સં. ] રસને સમજનાર; રસભોગી; રસનો અનુભવ લેનાર; રસિક [ ભરેલું; રસાળ.

**રસદાર**, વિ૰ રસવાળું; રસથી

**રસના**, સ્ત્રી૰ [સં.] રસ લેનારી ઇંદ્રિય; જીભ. (૨) સ્ત્રીઓને કમ્મરે પહેરવાની સેર; કંદોરો, મેખળા; કાંચી.

**રસનેંદ્રિય**, સ્ત્રી૰ [ સં. ] રસ ગ્રહણ કરનારી ઇંદ્રિય; જીભ.

**રસબસ** વિ૰ રસથી પરિપૂર્ણ; રસમય, રસથી ભરેલું.

**રસભંગ**, પુ૰ રસમાં ભંગ પડવો તે; રસક્ષતિ, આનંદમાં અંતરાય પડવો તે.

**રસમ**, સ્ત્રી૰ ઘણા કાળથી ચાલી આવતી રીત રિવાજ, સ્ચૈયો.

**રસમય**, વિ૰ રસથી ભરપુર; રસવાળું આનંદરૂપ.

**રસમંડળી**, સ્ત્રી૰ રસની મઝા લેનારાઓનું ટોળું; રસિકોનો મેળાવડો.

**રસરાજ**, પુ૰ [ સં. ] રસોમાં રાજા જેવો રસ તે; શૃંગાર રસ. (૨) પારો

**રસવંતી**, સ્ત્રી૰ એક ઔષધિ.

**રસવાદ**, પુ૰ મમત; ઈર્ષા

**રસવું**, ક્રિ૰ સ૰ ઢોળ ચડાવવો; પટ દેવો.

**રસસિંદુર**, ન૰ જસત, પારો અને બીજી મેળવણીઓથી બનાવેલું ચૂર્ણ.

**રસળવું** ક્રિ૰અ૰રખડવું,ભટકવું.

**રસળાટ**, પુ૰ રસળવું તે; નકામો વખત ગુમાવવો તે. [ધરા; ભૂમિ.

**રસા**, સ્ત્રી૰ રસવતી-પૃથ્વી

**રસાતળ**, ન૰ [ સં. ] સાત પાતાળમાંનું નીચેનું એક પાતાળ

**રસાયન**, ન૰ [ સં. ] પાર્થિવ વસ્તુઓ ક્યા કયાં દ્રવ્યોની બનેલી છે તે જાણવાનું અને જુદાં જુદાં દ્રવ્યોને એકઠાં કરીને નવી બનાવટો બનાવવાની જે ક્રિયા અને જ્ઞાન તે (૨) પારાની

મેળવણીવાળી દવા. રસાયનશાસ્ત્ર=રસાયનની વિદ્યા.

**રસાયની**, વિ૦ રસાયન જાણનાર.

**રસાલ**, પુ૦ [સં.] આંબો. (૨) ફળદ્રુપ (૩) રસવાળું; સ્વાદિષ્ઠ.

**રસાલદાર**. (રિસાલદાર), પુ૦ ઘોડેસ્વાર પલટણનો ઉપરી.

**રસાલો**, પુ૦ [ फा. ] ઘોડેસ્વાર પલટણ.(૨) ઘરખટલો વગેરે. [વરાવવો.

**રસાવવું**, ક્રિ૦ સ૦ ઢોળ ચડા-

**રસાળ**, જુઓ રસાલ.

**રસાળું**, વિ૦ રસવાળું; બહુજ સ્વાદિષ્ટ; રસાળ.

**રસાંજન**, ન૦ પારાના અંશવાળો સુરમો. (૨) એક જાતનું ઝાડ.

**રસિક**, વિ૦ [સં.] પ્રીતિવાળું; રસમાં જેને અભિરુચિ હોય એવું; રસને સમજનાર. (૨) રસથી ભરેલું. (૩) ભાવિક.

**રસિકતા**, સ્ત્રી૦ [સં.] રસિકપણું.

**રસિકા**, સ્ત્રી૦ [ સં. ] રસ સમજનારી સ્ત્રી; રસભોગી; વિલાસી.

**રસિયણ**, વિ૦ રસ લાલચુ; રસઘેલી; રસ લેનારી; રસ માણવાને ઉત્સુક. (૨) ચડસીલી; અનુરાગી; ભાવિક.

**રસિયું**, વિ૦ રસભોગી; હોંસીલું; શોખીલું. (૨) ચડસીલું; મમતી.

**રસિયો**, પુ૦ રસિક; વિલાસી; મોજી; રસ માણી જાણનાર.

**રસીલું**, વિ૦ રસમાં પ્રીતિવાળું; ભોગી; રસમાં એકતાર થઇ જાય એવું. (૨) સ્વાદિષ્ટ; રસથી ભરેલું.

**રસી**, સ્ત્રી૦ [ म ] દોરી; રાશ. (૨) શરીર-ઝાડ વગેરેમાંથી નિકળતું ચીકણું પ્રવાહી તે. (૩) પરુ; પાચ.

**રસીદ**, સ્ત્રી૦ [ફા.] પાવતી; પહોંચ.

**રસેલું**, વિ૦ રસ ચડાવેલું; ઢોળ ચડાવેલું.

**રસેંદ્રિય**, સ્ત્રી૦ [ સં. ] રસને ગ્રહણ કરનારી ઇંદ્રિય તે. (૨) જીભ; રસનેંદ્રિય.

**રસો**, પુ૦ જાડો-રગડા જેવો પ્રવાહી તે (૨) દોર.

**રસોઇ**, સ્ત્રી૦ રાંધવું તે. (૨) ભોજન; જમણ, ખાવાને તૈયાર કરેલી રસદાર ચીજો તે; પાક; ખોરાક.

**રસોડું**, ન૦ રસોઇ કરવાની જગા; પાકશાળા; રાંધણી, ભોજનશાળા; બબરચીખાનું; ભઠિયારખાનું.

**રસોયણ**, સ્ત્રી૦ રાંધનારી; રસોઇ કરનારી સ્ત્રી.

**રસોયો**, પુ૦ રસોઇ કરનારો પુરુષ; રાંધનારો; બબરચી; ભઠિયારો.

**રસોળી**, સ્ત્રી૦ વરસોળી. શરીરની સપાટી ઉપર ઉપસી આવેલી ગાંઠ.

**રસ્તો**, પુ૦ માર્ગ; વાટ; રાહ; ક્રિ૦ પ્ર૦ રસ્તો કાપવો=ચાલ્યા જવું. રસ્તો પાડવો=ગુંચવણ ટાળવી; રિવાજ પાડવો. [ગુપ્તભાવ.

**રહસ્ય**, ન૦ [ સં. ] મર્મ; ભેદ;

**રહિત**, વિ૦ [ સં. ] વગરનું:-

વિચારરહિત. [ (૨) પાછળ રહેવું.

**રહીજવું**, ક્રિ૦ અ૦ અકડાવું.

**રહીરહીને**, અ૦ થોડી થોડી વારે.

**રહીશ**, વિ૦ રહેવાશી; વતની; રહેનાર. [વાળું ઘર.

**રહેણાક**, પુ૦ રહેઠાણ, વસ્તી-

**રહેણી**, સ્ત્રી૦ રહેવાની રીત; આચાર; રીતભાત; વ્યવહાર. [કૃપા; દયા.

**રહેમ**, સ્રી૦ [फा] મહેરબાની;

**રહેમિયત**, સ્ત્રી૦ રહેમ; કૃપાદષ્ટિ; માયા. [ રહેઠાણ; મકાન.

**રહેવાસ**, પુ૦ રહેવાની જગા;

**રહેવાસી**, વિ૦ રહેનાર; વતની.

**રહેવું**, ક્રિ૦ અ૦ વસવું; કાયમનું ઘર કરવું. (૨) ટકવું; ઠરવું; સ્થિતિ કરવી. (૩) માવું. સમાવું; (૪) શોભવું; ખોટી થવું. (૫) બાકીહોવું; બચવું; વધવું. (૬) આચરવું; ચાલવું. [સં. रह्=છોડી દેવું-ભાગવું-નાસી જવુંનો ઉલટાઇ ગયેલો અર્થ ગુજરાતીમાં રહ્યો છે.]

**રહ્યું**, અ૦ બસ, બંધ, ખલાસ, પતીગયું એમ.

**રહ્યુંસહ્યું**, વિ૦ બાકી; બચેલું; થોડું; અવશેષ રહેલું; એંઠુંજુઠું.

**રળતર**, ન૦ કમાણી; પેદાશ; પ્રાપ્તિ. (૨) લાભ, નફો; ફાયદો.

**રળવું**, ક્રિ૦ અ૦ કમાવું; પેદા કરવું. (૨) નફો કરવો; લાભવું; ખાટવું; પ્રાપ્ત કરવું. [ રળનાર.

**રળાઉ**, વિ૦ કમાઉ; પેદાગરું;

**રળિયાત**, વિ૦ રાજી; પ્રસન્ન; ખુશ.

**રળિયામણું**, વિ૦ સુંદર; મનોહર; સુશોભિત; મન ખુશ થાય એવું.

**રળી**, સ્ત્રી૦ ખુશી; હરખ (૨) હોંશ; ઉમંગ.

**રળો**, પુ૦ રળતર; કમાણી; પેદાશ. (૨) લાભ; નફો; ફાયદો.

**રંક**, વિ૦ ગરીબ; પામર; રાંકડું. (૨) નરમ; શીળું.

**રંકરંજાડ**, સ્ત્રી૦ ગરીબોને રગડવા તે; કંગાલ માણસોને પજવવાં તે

**રંગ**, પુ૦ [ સં. ] વર્ણ; વાન; સૂર્યપ્રકાશનાં કિરણની ભિન્ન ભિન્ન સ્થિતિનો દેખાવ તે. (૨) પ્રેમ; પ્રીતિ; અનુરાગ. (૩) આનંદ; મોદ; ખુશાલી. (૪) તાન; મઝા; રમુજ. (૫) કેફ; નિશો. (૬) તરંગ; બુટ્ટો; તબિયત (૭) રાહ; ઢબ. (૮) આબરૂ; શોભા. (૯) અ૦ ધન્ય; શાબાશ :-રંગ છે, (૧૦) વનસ્પતિ અને પાર્થિવ પદાર્થોમાંથી નિકળતા જુદીજુદી જાતના રંગમાંનો પ્રત્યેક તે. ક્રિ૦ પ્ર૦ રંગ રાખવો=આબરૂ રાખવી. [ વ્યસની.

**રંગડ**, વિ૦ વિષયી; કામી. (૨)

**રંગણું**, ન૦ રંગ લગાડવાનું ઓજાર-પીછી. (૨) રંગવાનું કામ તે.

**રંગતાળી**, સ્રી૦ આનંદનો ઉછાળો; હરખના ઉભરાની તાળી.

**રંગદા**, સ્ત્રી૦ ફટકડી.

**રંગદાર**, વિ૦ રંગવાળું; સારા

રંગનું; રંગિત.

**રંગપાણી**, ન૦ કેફી પેય બનાવી પીને આનંદમાં રહેવું તે; અમલ કરી આનંદ ઉડાવવો તે.

**રંગબહાર**, પુ૦ તમાસો.

**રંગબાજી**, સ્ત્રી૦ મોજમઝા; આનંદ ઉત્સવ

**રંગબેરંગી**, વિ. ચિત્રવિચિત્ર; જુદા જુદા રંગનું. (૨) તરેહવાર. (૩) મનમાં ભ્રમ ઉપજાવે એવું, મોહક.

**રંગભૂમિ**, સ્ત્રી૦ નૃત્ય, ગાન, નાટક અને ખેલ કરનારાઓ માટે પ્રેક્ષકોની સામે બનાવેલો ઉચો ભૂમિપ્રસ્તાર તે. (૨) અખાડો; તાલીમખાનું. (૩) રણક્ષેત્ર; મહાહવાની ભૂમિ.

**રંગભેર**, અ૦ આનંદભેર, હરખભેર. ઉત્સાહ ભર્યા.

**રંગભોગ**, પુ૦ આનંદભેર સુખનો ભોગ લેવો તે.

**રંગમંડપ**, પુ૦ કોઇ ઉત્સવ, વ્રત અને રમત ગમ્મત વગેરે ઉજવવા માટે બનાવેલો સુંદર માડવો તે. (૨) રંગભૂમિ. (૩) દેવમંદિર આગળનો છુટો ચોક

**રંગમહેલ**, પુ૦ મોજ માણવાને લાયક બનાવેલું સુંદર મંદિર, રંગમહોલ. [ મઝા.

**રંગરાગ**, પુ૦ ગાનતાન; મોજ-

**રંગરાતું**, વિ૦ વિષયાનંદથી મલકાતું, રંગીલું.

**રંગરૂપ**, ન૦ વર્ણ અને ઘાટ તે; સ્વરૂપ. (૨) જાત, ભાત, આકાર, પોત ને રંગ વગેરેવાળો દેખાવ.

**રંગરેજ**, પુ૦, રંગ ચડાવવાનો ધંધો કરનારો; છીપો; ભાવસાર.

**રંગરોળ**, સ્ત્રી૦ મોજમઝાની રેલછેલ. (૨) આનંદભેર ખૂબ મંગળાચાર કરવો તે. (૩) બેહદ ખુશાલી તે.

**રંગલો**, પુ૦ મશ્કરો; હસાવી ગમત કરાવનારો; વિદૂષક.

**રંગવું**, ક્રિ૦ સ૦ રંગ ચડાવવો. (૨) રંગમાં બોળવું. (૩) અમુક વિચાર ઉપર ચડાવવું; ઉશ્કેરવું; ખીલવવું. (૪) વધારવું; મીઠું મરચું ભભરાવવું. (૫) લોહી નીકળે એમ મારવું.

**રંગાઇ**, સ્ત્રી૦ રંગવાની મજુરી; રંગામણ-મણી. (૨) રંગવાની રીત-આવડ-કસબ.

**રંગાટ**, પુ૦ રંગવું તે, રંગ ચડાવવાનું કામ ને કળા તે.

**રંગાટી**, સ્ત્રી૦ રંગવાનું કામ તે. રંગવાની જે રીત તે; રંગ આપવાની કળા. (૩) કપડાં વગેરે રંગવાનું કારખાનું તે; રંગાટીનું કામ=રંગ ચડાવવાનું કામ.

**રંગાડું**, ન૦ રંગવાળું પાણી ભરવાનું કુંડું; રંગ બનાવવાનું વાસણ. [ રી તે.

**રંગામણ**, ન૦ રંગવાની મજુ-

**રંગામણી**, સ્ત્રી૦ રંગા૦

રંગારો, પુ૦ રંગ લગાડનારો. (૨) રંગરેજ.

રંગાવવું, ક્રિ૦ સ૦ રંગ કરાવવો. (૨) અમુક અભિપ્રાયનું કરી નાખવું. (૩) લોહી નિકળે એમ મરાવવું.

રંગાવું, ક્રિ૦ અ૦ રંગવાળું થવું; રંગ ચડવો; ચિતરાવું. (૨) રાતું થવું; લોહીલુહાણ થવું; વાગવું.

રંગી, વિ૦ રંગીલું. આનંદી; મોજી; લહેરી. (૨) અનુરાગી. (૩) સ્ત્રી૦ રાતારંગની માટી; ગેરૂ; રમચી. ૩૦ મ૦ રંગીભંગી=કેફ કરનાર; વ્યસની; લહેરી.  [ રંગવાળું; રંગેલું.

રંગીત, વિ૦ [ સં. राजित ]

રંગીન, વિ૦ રંગેલું; રંગવાળું.

રંગીલું, વિ૦ મોજી; આનંદી; લહેરી. (૨) અવયવો ઉપર થઇ આવતો લાલ સોજો તે.

રંગેચંગે, અ૦ આનંદભેર; હસતે મને; ખુશીથી; વિના તકરારે.

રંગોળિયું, ન૦ જુદા જુદા રંગ ભરવાનાં ખાનાંવાળું પાત્ર; જમીન ઉપર ગડબડાવતાં કાણાંમાંથી રંગ બહાર પડે એવી બનાવટનું ભુંગળું; રંગોળી. (૨) કંકાવટી. (૩) રમચી પલાળવાનું કઠોડું.

રંગોળી, સ્ત્રી૦ રંગથી પાડેલી ઓળો તે. (૨) રંગીત ઓળો પાડવાનું ભુંગળું. ક્રિ૦ પ્ર૦ રંગોળી પુરવી=જમીન ઉપર રંગની ઓળો અને આસનનાં ખાનાં વગેરે પાડી શોભા કરવી.  [ (૨) હલવું; તુચ્છ.

રંચ, વિ૦ જરા. લગાર; રજ.

રંજ, સ્ત્રી૦ પીડા; દુઃખ; સંકટ; રંજાડ; રગડાટ; રંચ. (૨) મહેનત; મુશ્કેલી.

રંજક, વિ૦ આનંદ ઉપજાવે એવું; રિઝાવે એવું; ગોદક; આકર્ષક. (૨) સ્ત્રી૦ બંદુકની અંદરનો દારૂ સળગે એમ તેના કાન પુરવાની ભુકી; જામગરી. (૩) ઉશ્કેરણી. (૪) અટકી જવું તે.

રંજન, વિ૦ ખુશી કરે એવું; રળિયાત કરનાર; રંગ ચડાવે એવું.

રંજવું, ક્રિ૦ સ૦ [ સં. रंज् ] રંગવું. (૨) ખુશ કરવું; આનંદ ઉપજાવવો (૩) પીડવું.

રંજાડ, સ્ત્રી૦ કલેશ; સંતાપ; દુઃખ; રંજાડવું તે. (૨) બગાડ. (૩) ધિંગાણું; તોફાન.

રંજાડવું, ક્રિ૦ સ૦ રંજ પહોંચાડવી; દુઃખ દેવું; વિતાડવું; દમવું; સંતાપવું. (૨) તોફાન કરવું; માથું ફોડાવવું.  [ રંગીન.

રંજિત, વિ૦ [ સં.] રંગેલું;

રંજીદા, વિ૦ રંજથયેલું; હેરાન; કાયર; અકળાયેલું. (૨) ચિડાયેલું.

રંડવો, પુ૦ રાંડેલો પુરુષ; વિધુર. (૨) બાયલો; નામરદ; કન્યા. રાશી; બૈરી જેવો બાયડો.

રંડા, સ્ત્રી૦ [ સં.] તિરસ્કારમાં

સ્ત્રી પ્રતિ વપરાતો તુચ્છ શબ્દ. (૨) વિધવા, રાંડેલી સ્ત્રી. [ વૈધવ્ય.

**રંડાપો**, પુ૰ રાંડેલી હાલત;

**રંડાયેલું**, વિ૰ એલ-સાથ વગ-રનું; રાંડેલું, વિધુર.

**રંડાવું**, ક્રિ૰ અ૰ રાંડવું; રંડાપો આવવો; દંપતીમાંનું એક જવાથી બીજાએ એકલા થવું. [પાતર.

**રંડી**, સ્ત્રી૰ વેશ્યા; રાંડ; કસબણ;

**રંડીબાજ**, વિ૰ વેશ્યાઓના છંદમાં પડેલ, છિનાળવો; વ્યભિચારી.

**રંડીબાજી**, સ્ત્રી૰ વેશ્યાઓનો છંદ તે; રાંડોમાં ફરવું ને વિષયમાં રચી પચી રહેવું તે; વ્યભિચાર.

**રંદો**, પુ૰ લાકડું સાફ કરવાનું ઓજાર. [રાંધનારો; ભઠિયારો.

**રંધવારો**, પુ૰ રસોઇયો;

**રંધામણ**, ન૰ રાંધવાની મજુરી;

રંધામણી [ વાની મજુરી.

**રંધામણી**, સ્ત્રી૰ રસોઇ કરાવ-

**રંધાવું**, ક્રિ૰ અ૰ પાકવું; ચડવું; બફાવું; સીઝવું. ( ૨ ) તૈયાર થવું.

**રંધો**, પુ૰ રંદો.

**રંધ્ર**, ન૰ [ સં. ] છિદ્ર; કાણું. ( ૨ ) ખોડ; દોષ; દૂષણ.

**રંભા**, સ્ત્રી૰ [સં.] એક અપ્સરા; પરી; રૂપાળી સ્ત્રી. ( ૨ ) કેળ, કદળી.

**રંભોરુ**, વિ૰ [ સં. ] કેળ જેવા ઉરુવાળી; સુંદર જાંગવાળી. ( સ્ત્રી ).

**રા**, પુ૰ રાજા; રાવ; હાકેમ (૨) પ્રભુ; ઇશ્વર. (૩) સ્ત્રી૰ લક્ષ્મી. (૪) વહાર. સહાય. (૫) રાવ; ફરિયાદ.:- કોણ રા ખાય છે.

**રાઇ**, સ્ત્રી૰ એક જાતનાં મસાલાનાં બી. રૈ. ક્રિ૰ પ્ર૰ રાઇ મરચાં લાગવાં=રીસ ચડવી; લાગણી દુખાવી.

**રાઇજંગ**, પુ૰ [સં. राजसूय] રાજાનો દિગ્વિજય દર્શક યજ્ઞ તે: વિજયનો સમારંભ તે; મોટો સમારંભ.

**રાઇતીકેરી**, સ્ત્રી૰ રાઇ ચડાવી આથેલી કેરી.

**રાઇતું**, ન૰ રાઇ ચડાવેલા દહીંમાં ફળની બારીક કચુંબર નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ. ક્રિ૰પ્ર૰ રાઇતું કરવું=છુંદી નાખવું. ( ૨ ) ખરાબી કરવી.

**રાઇમરચાં-મીઠું**, ન૰ રાઇ અને મરચાં મીઠું બેઉ તે. (નબળી નજર લાગે તેના ઉતાર માટે આ બે વસ્તુ દેવતામાં નાખી ટુચકો કરવામાં આવે છે.) રુ૰ પ્ર૰ આંખમાં રાઇ મરચાં પડવાં= અદેખાઇ આવવી. (૨) એક શાપ.

**રાઉત**, વિ૰ રાવત; હોશિયાર; બહાદુર; બાહોશ; કામમાં એક્કો હોય એવું; સર્વથી ચડી જાય એવું.

**રાઉસ**, વિ૰ બરાબર; વાજબી.

**રાએણ**, સ્ત્રી૰ રાયણ; રાણ; એક જાતનું ફળ ઝાડ. (૨) રાએણનું ફળ.

**રાકા**, સ્ત્રી૰ [ સં ] પૂર્ણચંદ્રવાળી રાત્રી; પુનમની રાત. ( ૨ ) શરદ પુનમ.

**રાકાપતિ**, પુ૰[ સં] પૂર્ણિમાનો સોળે કળાનો ચંદ્રમા.

**રાકેશ**, પુ૦ [ સં ] પૂર્ણિમાનો ચંદ્ર.

**રાક્ષસ**, પુ૦ [સં.] દૈત્ય; દાનવ; અસુર. ( ૨ ) બિયામણા દેખાવનો અને દુષ્ટવૃત્તિનો તથા ક્રૂર કર્મ કરનારો માણસ.

**રાક્ષસણી**, સ્ત્રી૦ રાક્ષસની સ્ત્રી. ( ૨ ) રાક્ષસના જેવી ક્રૂર ને ભયંકર દેખાવની સ્ત્રી.

**રાક્ષસી**, વિ૦ રાક્ષસના જેવું. ( ૨ ) મોટું; ભવ્ય; જંગી. ( ૩ ) ભયંકર; વિકરાળ. ( ૪ ) પાપી; ક્રૂર; નિર્દય. ઘોર. ( ૫ ) ખરાબ; નઠારું; હીણું. ( ૬ ) કઠોર; કર્કશ. ( ૭ ) ઉત્તાન; ઉંચું. (૮) રાક્ષસ જાતિની સ્ત્રી.

**રાક્ષી**, સ્ત્રી૦ ચીરવા–ફાડવાના અણીદાર દાંત.

**રાખ**,સ્ત્રી૦વસ્તુ બળી ગયા પછી પાછળ જે ભુકો અવશેષ રહે છે તે; ખાખ; સેલી; ભસ્મ; રાખોડી; રખ્યા. ( ૨ ) રાખેલી સ્ત્રી. ( ૩ ) અ૦ કંઇ નહિ એમ, તકાસું-અમસ્તુ એમ; ફોગટ. ક્રિ૦ પ્ર૦ રાખ ચોળવી=પાયમાલ થવું ( ૨ ) આવા થઇ જવું. રાખ ચોળાવવી=નિર્ધન થઇ જાય એમ કરવું; દેવાળું કઢાવવું.

**રાખડી**, [ સં. રક્ષા ] ભૂત પ્રેતાદિથી રક્ષવા માટે મંતરેલું રક્ષાસૂત્ર ( ૨ ) બળેવને દિવસે ગુરુ સ્નેહીજન વગેરે જે દોરો બાંધે છે તે. (૩) સગર્ભા સ્ત્રીને જે મંતરેલું સૂત્ર બાંધવામાં આવે છે તે. ( રાખડી ઘણું કરીને નણંદ બાંધે છે. )

**રાખપત**, સ્ત્રી૦ કોઇનો અણીનો વખત સાચવી લેવો તે; આબરૂ; સાખ

**રાખરખાવટ**, સ્ત્રી૦ અન્યોન્ય સહાય કરવાનો વ્યવહાર તે.

**રાખવું**, ક્રિ૦ સ૦ [ સં. રક્ષ્ ] રક્ષણ કરવું; પાળવું. ( ૨ ) સંઘરવું; જાળવવું. ( ૩ ) બચાવવું; ઉગારવું. ( ૪ ) સંભાળવું; સાચવવું. ( ૫ ) રોકવું. ( ૬ ) બહાર નહિ કાઢવું; પાણું ઢંકાવવું. ( ૭ ) પડતું મૂકવું. ( ૮ ) જમાવવું; એકઠું કરવું. ( ૯ ) પોતાનું કરવું; વહોરવું. ( ૧૦ ) માન આપવું. ( ૧૧ ) અટકાવવું. ( ૧૨ ) ભોગવવું. ( ૧૩ ) છોડી દેવું; તજવું. ( બીજા ક્રિયાપદો સાથે જોડાઇ વિવિધ અર્થે વપરાય છે. )

**રાખસ**, જુઓ રાક્ષસ.

**રાખસી**, જુઓ રાક્ષસી.

**રાખેલું**, વિ૦ પાળેલું; ઉછેરેલું. ( ૨ ) કબજા-ભોગવટામાંનું. ( ૩ ) રક્ષણ કરેલું. [ ભસ્મ.

**રાખોડી**, સ્ત્રી૦ રાખ; ખાખ;

**રાખોડો**, પુ૦ રાખ; ભસ્મ.

**રાગ**, પુ૦ [સં.] સ્વર તાણીને ગાવાના જે જુદા જુદા ઢાળ તે; પદબંધ; મીઠો સ્વર; દેશી; ચાલ; પદ. (૨) અવાજ; સાદ; ઘાંટી. (૩) સુગંધિ રંગવાળો લેપ. (૪) પ્રીતિ; પ્રેમ; ઇચ્છા; અભિલાષ. (૮) ક્રોધ; ગુસ્સો; રીસ. (૯) ચીડ. (૧૦) બેસૂરું આવવું-ગોઠવું તે.

**રાગડો**, પુ૦ મોટો લાંબો રાગ કાઢવો તે. (૨) મોટેથી ગાવું અથવા રડવું તે. ભેંકડો.

**રાગણી**, સ્ત્રી૦ રાગિણી; કોમળ સૂરવાળાં જુદા જુદા રાગનાં મિશ્ર પદોવાળી મધુર રચના તે.

**રાગમાળા**, સ્ત્રી૦ જેમાં ઘણા રાગો સાથે ગવાતા હોય તે; જુદા જુદા રાગોની સમજુતી આપનારો ગ્રંથ.

**રાગાંધ**, વિ૦ [ સં. ] રાગઘેલું.

**રાગી** વિ૦ [સં.] પ્રેમી.કામના વાળું. (૨) વિષયી.

**રાગોટવું**, ના ધા. લાંબેરાગે ગાયા કરવું; રાગ કાઢયા કરવો.

**રાગોટો**, પુ૦ રાગડો.

**રાઘુ**, પુ૦ એક જાતનો પોપટ.

**રાચ**, ન૦ ઓજાર; હથિયાર. (૨) ઘરમાં વાપરવાનો સામાન.

**રાચવું**, ક્રિ૦ અ૦ ખુશીથવું; પ્રસન્ન થવું; રાજીથવું. (૨) શોભવું; સુંદર દેખાવું. [ ઓજાર.

**રાછ**, ન૦ રાચ (૨) કારીગરનું

**રાજ**, પુ૦ [સ૦] રાજા; ભૂપ. (૨) સ્વામી; શેઠ. (૩) વિ૦ સુંદર; શોભીતું; રઢિયાળું. ક્રિ૦ પ્ર૦ રાજ આવવું=સત્તા પ્રાપ્ત થવી. (૨) છેટે બેસવું ( સ્ત્રીએ ). દીવો રાજ થવો=દીવો ઓલાઇ જવો.

**રાજકદૈવક**, ન૦ આસમાની સુલતાની. [ કુંવરી.

**રાજકન્યા**, સ્ત્રી૦ [સં.] રાજ-

**રાજકવિ**, પુ૦ રાજાનો માનિતો અને આશ્રિતકવિ. [કાજ (૨) રાજનીતિ.

**રાજકાજ**, ન૦ રાજ્યને લગતું કામ.

**રાજકીય**, વિ૦ [ સં. ] રાજ્યને લગતું; રાજ્ય પ્રકરણી.

**રાજકુમાર**, પુ૦ રાજપુત્ર.

**રાજકુમારી**, સ્ત્રી૦ રાજપુત્રી.

**રાજકુંવર**, પુ૦ રાજપુત્ર.

**રાજકુંવરી**, સ્ત્રી૦ રાજપુત્રી.

**રાજગરી**, સ્ત્રી૦ ડુંગળી; પ્યાજ; કાંદા. [ ણાનું એક ખડ ધાન્ય.

**રાજગરો**, પુ૦ ઝીણા ધોળા દા-

**રાજગાદી**, સ્ત્રી૦ રાજાને બેસવાનું આસન; સિંહાસન (૨) રાજાના ઓદ્ધાનું સ્થાન. [ રાજપુરોહિત.

**રાજગોર**, પુ૦ રાજાનો ગુરુ;

**રાજચિહ્ન**, ન૦ [ સં. ] રાજા છે એમ ઓળખાય એવો જે સાજ તે (છત્ર, ચામર, છડી, અને મુગટ વગેરે). ( ૨ ) રાજ મળે એવું ભાગ્ય સૂચવનારી હાથ અને પગના તળીયામાંની રેખાઓ. (૩) રાજાના સિક્કાની છાપ.

**રાજતું**, વિ૦ શોભિતું; સુંદર; દીપતું.

**રાજતેજ**, ન૦ રાજાનું તેજ,

**રાજદરબાર**, પુ૦ [ राजद्वार ] રાજાને રહેવાનું અને દરબાર ભરવાનું મોટું ભવ્ય મકાન; રાજ મંદિર. ( ૨ ) કચેરી; રાજસભાનું સ્થાન (૩) સરકાર.

**રાજદરબારી**, વિ૦ રાજાનું અને રાજ્ય સંબંધી તે; રાજદ્વારી. ( ૨ ) સરકારી.

રાજદંડ, પુ૦ [ સં. ] રાજાના એક ચિહ્ન તરીકે ગણાતી છડી તે. (૨) રાજાએ કરેલો દંડ-શિક્ષા તે. ( ૩ ) પ્રજાને વશ રાખવાની રાજાની સત્તા તે.

રાજદૂત, પુ૦ [ સં. ] રાજાનો હજુરિયો; રાજાનો સિપાઇ. (૨) રાજાનો જાસુસ

રાજદ્રોહ, પુ૦ [સં.] રાજા અ-થવા રાજ્યને નુકસાન થાય એવો વિચાર અથવા કામ તે; રાજાને રાજ્ય પ્રતિ ભક્તિ રાખવાનો જે પ્રજાનો ધર્મ છે તેમાં બેવફાઇ કરવી તે.

રાજદ્રોહી, વિ૦ રાજદ્રોહ કરનાર.

રાજદ્વાર, ન૦ [ સં ] રાજાને રહેવાનું અને રાજકાજ કરવાનું સ્થાન તે; રાજમહેલ.

રાજદ્વારી, વિ૦ રાજા અને રાજ્યને શોભે એવું; મોટું વૈભવી.

રાજધાની સ્ત્રી૦ રાજ્યનું મુખ્ય શહેર. રાજા જેમાં રહેતો હોય તે શહેર; પાયતખ્ત, રાજનગર [( ૨ ) રજપુત

રાજપુત્ર, પુ૦ [સ.] રાજકુમાર;

રાજપુરુષ પુ૦ [ સં. ] રાજ્ય કાજમાં સલાહ આપનારો; પ્રધાન; દિવાન; રાજ્યનો અમલદાર.

રાજબીજ, વિ૦ રાજવંશનું; જેનામાં રાજ અંશ હોય એવું.

રાજભક્તિ, [ સં. ] રાજકર્તા ઉપર પ્રેમ રાખવો તે; રાજા તરફ વફાદારી રાખવી તે.

રાજભોગ, પુ૦ [ સં. ] મહા-પ્રસાદ: સ્વમંદિરોમાં ઠાકોરજીને જે મુખ્ય ભોજન ધરાવવામાં આવે છે તે. ( ૨ ) વૈષ્ણવ મંદિરમાં થતાં મુખ્ય ભોજનનાં દર્શન તે. મહેલ રાજગૃહ.

રાજમંદિર, ન૦ [ સં.] રાજાનો

રાજમાન્ય, વિ૦ રાજાથી માન પામેલું; પ્રતિષ્ઠિત. [રસ્તો.મુખ્ય માર્ગ.

રાજમાર્ગ પુ૦ [ સં ] ધોરી

રાજમુદ્રા, સ્ત્રી૦ [ સં. ] રાજાની મહોર; રાજ સિક્કો; રાજાની છાપ.

રાજયોગ પુ૦ રાજા થવા જેવો ગ્રહયોગ તે. ( ૨ ) મનને ઇશ્વરમાં એકાગ્ર કરવાનો એક સરળ માર્ગ તે.

રાજરોગ, પુ૦ અસાધ્ય અને લંબાણ મંદવાડ ચાલે એવો રોગ તે; ક્ષય રોગ.

રાજર્ષિ. પુ૦ [ સં. ] તપ કરીને ઋષિ થયેલો ક્ષત્રિય. (૨) ઋષિઓમાં રાજા જેવો તે. [ તે; રાજ્ય સમૃદ્ધિ.

રાજલક્ષ્મી,સ્ત્રી૦ રાજાની સમૃદ્ધિ

રાજવણ, સ્ત્રી૦ રાજાની રાણી; રાજ વૈભવ ભોગવનારી સ્ત્રી.

રાજવણું, ન૦ રાજકુટુંબ.

રાજવંશી, વિ૦ રાજવંશનું; ખાનદાન; વૈભવી.

રાજવી. રાજા. (૨) રાજવૈભવ-વાળું; રાજાના વૈભવ ભોગવનાર.

રાજવૈદ,પુ૦ રાજા અને રાજ્યનો આશ્રિત વૈદ; રાજાની ને રાજકુટુંબની દવા કરનારો વૈદ.( ૨ ) વૈદોમાં ઉત્તમ. દ તે.

**રાજવૈભવ** પુ૦ [સં.] રાજાના જેવી મોટી સાહેબી તે; ઉંચા પ્રકારનો ઠાઠમાઠ; મોટી જાહોજલાલી.

**રાજશ્રી**, વિ૦ રાજાના જેવાં સુખ સંપત્તિ ને વૈભવ હોવાં તે (૨) રાજાના જેવા ઐશ્વર્યવાળું.

**રાજસ**, વિ૦ [ સ. ] રજોગુણી. (૨) વૈભવી. મોજી; સુખોપભોગી.

**રાજસત્તા**, સ્ત્રી૦ [સ ] રાજાનો જે અધિકાર તે; રાજાની જે શકિત તે; રાજબળ. (૨) રાજાનો પ્રતાપ–દોર તે.

**રાજસભા**, સ્ત્રી૦ [સં.] રાજાની કચેરી; દરબાર. (૨) રાજ્ય સંબંધી વિચાર કરનારાઓની મંડળી તે. (૩) રાજ્ય સંબંધી વિચાર કરવાને ભેળા થવાનું સ્થાન તે. (૪) મોટા મોટા રાજાઓનું મંડળ તે.

**રાજસૂય**, પુ૦ [સં] સાર્વભૌમ રાજાએ બીજા રાજાઓને તાબે કરેલા છે એમ સાબીત કરી આપનારો એક યજ્ઞ; અશ્વમેધ યજ્ઞ.

**રાજહંસ**, પુ૦ [ સં. ] સૌથી મોટા અને દેખાવે સુંદર એવો હંસ.

**રાજા**, પુ૦ [ સં. राजन् ] લોક ઉપર અમલ ચલાવનારો જે શૂરવીર પ્રતાપી માણસ તે; નૃપ; ભૂપ; નરપતિ, ભૂપાળ (૨) અમુક વર્ગમાં સૌથી સરસ અને મોટું તે:–તૃણરાજ.(૩) ઉદાર ભોળો અને જેને કશી કાળજી ન હોય એવો માણસ:–એ તો રાજા છે. (૪) સ્વામી; માલીક; મુખત્યાર; વડો. (૫) મુખ્ય; શ્રેષ્ટ.

**રાજાધિરાજ**, પુ૦ સૌથી મોટામાં મોટો રાજા; સાર્વભૌમ રાજા; સમ્રાટ; શાહેનશાહ; ચક્રવર્તી રાજા.

**રાજિ**, સ્ત્રી૦ [સ.] ઓળ પંકિત; હાર. (૨) લેખા; આંકો. [સુંદર લાગતું.

**રાજિત** વિ૦ [ સ. ] શોભતું;

**રાજિયો**, પુ૦ રાજા; વડો સરદાર; રાજવી. (૨) શોક ઉપજાવે એવી હલકનો એક રાગ; મરશિયો. (૩) મોટેથી ગુણ દોષ બતાવી શોક કરવો તે; રોણું તે.

**રાજી**, વિ૦ [અ. राजि] ખુશી; પ્રસન્ન. (૨) અનુમત; અનુકૂલ; ગમતું હોય એવું.

**રાજીનામું**, ન૦ ખુશીથી કોઇ બાબત ઉપરથી હાથ ઉઠાવી લેવો તે; પોતાનો હક છોડી દેવાનું લખી દેવું તે, ઇચ્છાથી નોકરી છોડી દેવા લખી આપવું તે, ફરીયાદ પાછી ખેંચી લેવાની અરજ.

**રાજીપો**, પુ૦ રાજીપણું;પ્રસન્નતા.

**રાજીવ**, ન૦ [સં] એક જાતનું સુંદર કમળ–ફૂલ.

**રાજેન્દ્ર**, પુ૦ [સં.] રાજાઓમાં ઇન્દ્ર જેવો તે; રાજાધિરાજ.

**રાજેશ્રી**, વિ૦ રાજ્યશ્રીવાળું; રાજ્યલક્ષ્મી યુકત.

**રાજ્ય**, ન૦ [સં.] અમુક રાજાની હકુમતમાં આવેલો પ્રદેશ તે. (૨)

રાજાથી કરાતી જે પ્રજા વ્યવસ્થા તે; રાજાની સત્તા. [(૨) સરકારી.

**રાજ્યકીય**, વિ૰ રાજ્ય સંબંધી.

**રાજ્યતંત્ર**, ન૰ પ્રજા અને દેશને આબાદ રાખી તેનું પરિપાલન કરવાની સંકલના તે; રાજ્ય સત્તા ચલાવવાની પદ્ધતિ. [પદથી ઉતરી ગયેલું; પદભ્રષ્ટ.

**રાજ્યભ્રષ્ટ**, વિ૰ [સં.] રાજ્ય-

**રાજ્યમંડળ**, ન૰ રાજ્ય સંબંધી વ્યવસ્થા ને વિચાર કરનારું મંડળ.

**રાજ્યાભિષેક**, પુ૰ [સં.] રાજાને રાજગાદી ઉપર બેસાડવાની ક્રિયા તે; રાજા તરીકે જાહેર કરવું તે.

**રાજ્યાસન**, ન૰ [સ.] રાજગાદી; સિંહાસન; તખત.

**રાડ**, સ્ત્રી૰ રાડય; ચીસ; કીકિયારી; ભયની કે દુઃખની તીણી બૂમ. (૨) મોટા ભારે સાદ; ઘાંટો. (૩) કજિયો; તકરાર; લડાઇ (૪) ફરિયાદ. (૫) અનુરાગ; આસક્તિ; હેડો.

**રાડું**, ન૰ જુવાર, બાજરી, સરકટ, વગેરેનો સાંઠો તે. (૨) બરૂ. (૩) તીર; બાણ. (૪) કડિયાનું એક ઓજાર. [સ્ત્રી૰ રાયણ.

**રાણ**, ન૰ રાન; જંગલ. (૨)

**રાણી**, સ્ત્રી૰ રાજાની સ્ત્રી; મહિષી; ક્ષત્રિયાણી; રજપુતાણી. (૨) સ્ત્રીઓમાં મોટી રૂપાળી અને રૂઆબદાર સ્ત્રી તે; જેવું ચલણ-હોય તે સ્ત્રી.

**રાણીજાઈ**, સ્ત્રી૰ રાણીને પેટ જન્મેલી; કુંવરી.

**રાણીજાયો**, પુ૰ રાણીને પેટ જન્મેલો કુંવર; રાજપુત્ર.

**રાણીવાસ**, પુ૰ રાણીઓને રહેવાનો મહેલ-વાસ તે; જનાનખાનું; અંતઃપુર; રણવાસ.

**રાણો**, પુ૰ રજપુતરાજા. (૨) મોટા અને પોતાના વર્ગમાં શ્રેષ્ઠ તે. (૩) રોળી; દમામી. ક્રિ૰ પ્ર૰ દીવો રાણો કરવો=દીવો હોલવી નાખવો.

**રાત**, પુ૰ હલમ; વાળંદ; ગાંયજો (હજામને સંબોધવામાં વપરાય છે)

**રાત**, સ્ત્રી૰ [સં रात्रि] સૂરજ આથમીને ફરી ઉગે તે દરમિયાનનો વખત; નિશા; રજની. રૂ૰ પ્ર૰ રાતનો રાજા=રાતે જાગતા રહીને કામકાજ કરનાર; રાત પડે એટલે હોશીયાર થઇ ઉદ્યોગમાં વળગનાર. (૨) ધ્રુવડ. રાતવરત=રાતને વખતે.

**રાતડ**, ન૰ ખડખડિયાં; સુંવાળા.

**રાતડિયું**, ન૰ મુળાની જાતનું એક લાલકંદ; ગાજર.

**રાતડિયો**, પુ૰ રાતી જુવાર.

**રાતડી**, સ્ત્રી૰ રાત; નિશા. (૨) વિ૰ રાતાવણુંની.

**રાતદહાડો**, પુ૰ રાત અને દહાડો. (૨) અ૰ રાતે તેમજ દહાડે; ચાલુ ને ચાલુ; રોજ. (૩) વારંવાર; ફરી ફરીને.

**રાતબ**, સ્ત્રી૰ રોજ નિયમ પ્રમાણે મળતું તે; વાજે વાજું ખાવાનું

રોજ મજ્યાજ કરે તે (૨) ઘોડાને ઘી ગોળ આપવા તે [ નિશા.

**રાતલડી,** સ્ત્રી૦ રાત રજની

**રાતવાસો** પુ૦ રાત રહેવુ તે બીજે સ્થળે રાત કાઢવી તે રાતે વાસ કરવો તે

**રાતવુ**, ક્રિ૦અ૦ સાથે રાતવાસો રહેવુ

**રાતુ**, વિ૦ [ स रक्त ] ઉગતા સૂર્યના જેવા વર્ણનુ લોહિત લાલ, ચણોઠીના રગનુ, આતસી (૨) લોહીનુ ભરેલુ (૩) ઉછળતા લોહીનુ, ઉત્સાહી (૪) આસકત મગ્ન, તલ્લીન (૫) કોઇ પણ જાતની લા ણીથી ઉશ્કેરાયેનુ આકળુ ક્રોધી [રાતોવાઇ

**રાતોરાત** અ૦ રાતે ને રાતેજ,

**રાત્ર,** સ્ત્રી૦ રાત નિશા રજની

**રાત્રી,** સ્ત્રી૦ [ स ] સૂર્ય આથ મીને ફરી ઉગે તેની વચલો વખત રાત

**રાત્રીચર,** વિ૦ રાતને વખતે ભટકનાર રાતે ખોરાક શોધવા ફરનાર. (૨) રાક્ષસ દૈત્ય અસુર. (૩) ચંદ્રમા

**રાધા,** સ્ત્રી૦ વર-પ્રેમ ઘેલી સ્ત્રી (૨) ત્રણ પાયાની (૩) રાધિકા

**રાધિકા,** સ્ત્રી૦ શ્રી કૃષ્ણ પર મોહેલી એક ગોપી ભખુભાણ કુમારી

**રાન,** [ स अरण्य ] ખૂબ ઝાડીવાળો ભાગ જગલ વન (૨) ઝાડપાન રહિત ઉજ્જડ પ્રદેશ મોટુ મેદાન રણ (૩) જાગ જઘા

**રાનટી** વિ૦ જંગલી અશિક્ષિત અસભ્ય અવિવેકી, (૨) મૂર્ખ.

**રાનવુ**, વિ૦ રખડાઉ (૨) જંગલી અસ્થિર મનનુ

**રાની,** વિ૦ જગલી રાનનુ (૨) અણસમજુ અવિવેકી અસભ્ય

**રાફ,** પુ૦ રાફડો

**રાફડો,** પુ૦ જમીન ખણી માટી બહાર કાઢેલુ દર (૨) ઉધેઇએ માટી બહાર કાઢીને કરેલો મોટો ઢગલો ક્રિ૦ પ્ર૦ રાફડો ફાટવો=ઉભરાઇ નિકળવુ

**રાબ** સ્ત્રી૦ ઘેસ ઢીલુ ભરડકુ, કાજી, રાબડી [ પોચુ

**રાબડિયુ** વિ૦ રાબજેવુ ઢીલુ,

**રાબડી,** સ્ત્રી૦ લોટ ઉકાળીને બનાવેલુ પેય કાજી [ રાબડી જેવુ

**રાબડુ** ન૦ રાબડી (૨ વિ૦

**રાબેતો,** પુ૦ નિત્યનિયમ ચાલ, ધારો રિવાજ (૨) હમેશનો જે નેક હોય તે નિમણૂંક [ગામડીઓ

**રાભો** પુ૦ ગોવાળ ખેડુત,

**રામ,** પુ૦ [ स ] સૂર્યવશી દશરથ રાજાનો પુત્ર એક ઇશ્વરાવતાર સર્વત્ર વ્યાપીને રહેલો પરમાત્મા તે (૨) ઇશ્વરાશી જીવ તે (૨) હોશ જીગર, દમ, હિમ્મત, ઉમગ. (૩) વ્યાજની તેરીખના આના — આજથી રામ ચડતા થશે રૂ૦ પ્ર૦ રામરાજ્ય=પ્રજાને સુખ અને અભય હોય તેવુ રાજ્ય ક્રિ૦ પ્ર૦ રામ બોલવા=મરી જવુ રામ રમી જવા=ટાઢુ પડી જવુ, સત્વ જતુ રહેવુ. રામનુ

નામ દેવું=માયા છોડી દેવી; શાંત રહેવું કહે૦ રામ નામે પથ્થર તરે=મોટાને નામે કામ થાય રામને રુચવું નહિ અને સીતાને ઠળવું નહિ=બેઉ પક્ષ આળસુ હોવા. રામગાડિયું=નેતા વગરનું. રામગોટીલો=ખૂબ જાડું અને પીંચું રામરામ=રજા લેતા કે મળતાં કરવામાં આવતી સલામ. [ રાગિણી

**રામકળી**, સ્ત્રી૦ એ નામની એક

**રામકી**, સ્ત્રી૦ બાવી, સાધુડી

**રામગોવાળિયો**, પુ૦ નાગો નાગો ભટકે એવો નાદાન છોકરો.

**રામશ્રી**, પુ૦ એક રાગ

**રામજણી**, સ્ત્રી૦ નૃત્ય ને ગાન કરનારી સ્ત્રી; તાવફો (૨) વેશ્યા; કસબણ.

**રામડોળી**, સ્ત્રી૦ કકૅડી; ઠાકડી.

**રામઢોલ**, ન૦ મોટું ઢોલ, નોબત. (૨) ખૂબ જાડું બેડોળ દેખાય એવું સ્થૂલ તે.

**રામણદીવો**, [ સં. रामणीयक] ઉ૦ મંગળ પ્રસંગે પાસે રાખવાનો દીવો; શકુનનો દીવો.

**રામદુવાઇ**, સ્ત્રી૦ રામની આણ; રામને નામે આજ્ઞા કરવી તે.

**રામનવમી**, સ્ત્રી૦ રામજયંતી: ચૈત્ર શુદિ નોમનો શ્રી રામચંદ્રનો જન્મનો દિવસ તે.

**રામનોમી**, સ્ત્રી૦ રામનવમી

**રામપગલું**, ન૦ રામનાં પગલાં પાડેલું મિનાકારીવાળું ઘરેણું.

**રામપાત્ર**, ન૦ શકોરું; બરૂ; ચાંપણિયું; રામૈયું. (૨) ઠીકરું; તુચ્છ ચીજ.

**રામફળ**, ન૦ એક જાતનું ફળ.

**રામબાણ**, ન૦ નિષ્ફળ જાય નહિ એવું બાણ કારી-હૃદય વિંધી નાખે એવું દુઃસહ તીર. (૨) વિ૦ નિષ્ફળ જાય નહિ એવું; આબાદ અસર કરે એવું.

**રામબુઝારૂં**, ન૦ જાડું અને બેડોળ માટીનું બુઝારૂં-ઢાંકણું તે. (૨) વિ૦ રૂપ રંગ કે ઘાટ વગરનું; વરવું; તરેહવાર;

**રામરસ**, પુ૦ રામની ભક્તિરૂપી રસ; રામની રઢ તે; રામ ઉપરની અત્યંત ભક્તિનો પ્રેમ તે.(૨) મીઠું; લુણ.

**રામરાજ્ય**, ન૦ [ સં. ] રામનો અમલ તે, રામના અમલ જેવો ન્યાયી સુખકર રાજ્ય કારભાર તે; નિર્ભય-સુલેહ શાંતિનો અમલ.

**રામરોટી**, સ્ત્રી૦ રાંધેલા અન્નની ભિક્ષા; શંભુમેળાની રસોઇ. (૨) માલપુંવા.

**રામા**, સ્ત્રી૦ [ સં. ] રમણીય સ્ત્રી (૨) નારી; વનિતા; સ્ત્રી.

**રામાનુજ**, પુ [સં.] વિષ્ણુની ભક્તિવાળો, પણ વેદાંત તરફ પૂર્ણ ઝોકવાળો એક સંપ્રદાય સ્થાપનાર આચાર્ય. રામાનુજી=રામાનુજ સંપ્રદાયનું; રામાનુજના અનુયાયી.

**રામાયણુ**, ન૦ [ સં ] રામચંદ્રની કથા; રામચરિત. (૨) લંબાણ વાર્તા કે કથાનક તે; લંબાણ ટાયલું.

**રામી**, પુ૦ બાગવાન, માળી. (૨) જેની ઉપર રામ નામ છાપેલાં હોય એવી પીછોડી. [ બટેરું. રકાબું.

**રામૈયું**, ન૦ ચાપણિયું. કોડિયું;

**રામૈયો**, પુ૦ સૂંઢ વગરનો કોસ; રામનું નામ દઇને ઝીલવામાં આવતો કોસ.

**રામોશી**, પુ૦ સિપાઇ; પટાવાળો. (૨) પહેરેગીર; પગી; ચોકિયાત. (૩) લૂટારાની એક જાત.

**રાય**, પુ૦ રાજા; ધનવાન માણસ; વૈભવી જન.　　　　[ આંબળા.

**રાયઆંબળાં**, ન૦ મોટાં

**રાયકવાળ**, પુ૦ બ્રાહ્મણની એક નાત;

**રાયકો**, પુ૦ રબારી; ભરવાડ; ઊંટ રાખનાર અને ચારનારની જાત.

**રાયજાદી**, સ્રી૦ રાજકુંવરી; રાણીને પેટે જન્મેલી પુત્રી. [નો પુત્ર.

**રાયજાદો**, પુ૦ રાજકુંવર; રાજા-

**રાયણ**, સ્રી૦ એક જાતનું ફળઝાડ; રાયેણ; રાણ.　　[ સુકાં ફળ

**રાયણકોકડી**, સ્રી૦ રાયણનાં

**રાયતીકેરી**, સ્રી૦ રાઇ ચડાવીને કરેલું કેરીનું અથાણું.

**રાયતું**, ન૦ રાઇ તું; રાઇ ચઢાવેલો દહીંનો મહેો.

**રાવ**, પુ૦ રાજા. (૨) નામને છેડે વપરાતો શબ્દ — ગાજીરાવ. (૩) ભાટ લોકોની એક અટક. (૪) સ્રી૦ ફરિયાદ; અરજ. (૫) મદદ; સહાય; કુમક. (૬) ચાડી ક્રિ૦ પ્ર૦ રાવ ખાવી=દુ:ખ પોકારવું.

**રાવટી**, સ્રી૦ રાવઠી; નાનો તંબુ.

**રાવઠી**, સ્રી૦ રાવટી (૨) ઝરૂખો.

**રાવણિયો**, પુ૦ ગામની ચોકી કરનારો. (૨) રાવણું ભેગું કરનારો.

**રાવણ**, પુ૦ [ સં. ] રાક્ષસોનો રાજા. (એને દશ માથાં ને વીશ હાથ હતા. શ્રી રામચંદ્રની સ્ત્રી સીતાનું હરણ કરવાથી થયેલી લડાઇમાં રામને હાથે એનું મરણ થયું હતું) રૂ૦ પ્ર૦ રાવણ જેવું=સુજેલું; ફૂલેલું; ભારે ને ભયંકર.

**રાવણું**, ન૦ ગરાસિયા અને ગામના અગેવાનોની મિજલસ. (૨) આગેવાનોનું પંચ-જમાત. (૩) સિપાઇઓને રહેવાનું ઠેકાણું-થાણું તે. ક્રિ૦ પ્ર૦ રાવણું કરવું=મિજલસ ભરવી; કસુંબાની મંડળી કરવી.

**રાવત**, પુ૦ મરદ લડવૈયો; યોદ્ધા. (૨) ઘોડાવાળો; ચરવાદાર (૩) હોશિયાર; બાહોશ, ચાલાક.

**રાવળિયો**, પુ૦ રાવળ નામની જાતિનો માણસ તે.　　[ સંબંધી.

**રાવળું**, ન૦ રાવણું (૨) રાજા

**રાશ**, સ્રી૦ બળદ-ઘોડા વગેરેનો અછોડો; રેન; લગામ. (૨) દોરડું; લાંબી અને જાડી રસી. (૩) ભંડાળ; નિધિ; સંચય. (૪) સરખાપણું; મળ-

તાપણું. (૫) પંત્યાળું; ભાગીદારી. (૬) રાશિ. [ જાડી દોરી.

**રાશડી**, સ્ત્રી૦ અછોરો; દેન:

**રાશિ**, સ્ત્રી૦ [સં.] તારાઓનો અમુક સમૂહ: નક્ષત્રનાં ઝુમખાં. (રાશિઓ –મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર ને કુંભ એમ બાર છે.) (૨) ઢગલો; ઢગ. [ નબળું.

**રાસી**, વિ૦ તકારું: ખરાબ;

**રાષ્ટ્ર**, ન૦ [ સં. ] રાજ્ય; સરકાર. (૨) મુલક; દેશ; જનપદ.

**રાષ્ટ્રીય**, વિ૦ [સં.] રાજ્ય સંબંધી; રાજદ્વારી. (૨) પ્રજાકીય; પ્રજાનું; દેશ સંબંધી.

**રાસ**, સ્ત્રી૦ [ સં. ] ગોળ કુંડળીએ ફરતાં ગાવું ને રમવું તે; દાંડિયા રમવા તે; મોટે રાગે ગાવાનું નાનું પદ; પ્રાકૃત કાવ્ય પ્રબંધ. ( ગરબો.

**રાસડો**, પુ૦ બનેલા બનાવોનો

**રાસધારી**, પુ૦ રામચરિત અને કૃષ્ણ ચરિત ભજવી બતાવનારાઓ.

**રાસભ**, પુ૦ [ સં. ] ગધેડો;ખર.

**રાસભી**, સ્ત્રી૦ ગધેડી.

**રાસમંડળ**, પુ૦ રાસનો ખેલ કરી બતાવનારાઓનો સમુદાય.

**રાસલીલા**, સ્ત્રી૦ રાસનું ખેલન; ડયા રસ લેવા તે. (૨) કૃષ્ણ ચરિત્ર ભજવી બતાવવું તે.

**રાસુંદું**; વિ૦ રાતના પાછલા ભાગમાં દેખનારું. (૨) પહેલી રાતનું આંધળું.

**રાસો**, પુ૦ વીર રસવાળું કાવ્ય કે કથાનક

**રાસ્ત**, વિ૦ [ફા.] સાચું; સત્ય; (૨) વાજબી, યોગ્ય; નેક પ્રમાણિક.

**રાસ્તી**, સ્ત્રી૦ રાસ્તપણું; સાચવટ; ખરાપણું; ઇમાનદારી. (૨) વિ૦ વસ્તીવાળું.

**રાસ્ના**, સ્ત્રી૦ [સં.] એક ઔષધિ.

**રાહ**, પુ૦ [ફા.] રસ્તો; માર્ગ.(૨) રીત; ચાલ; ઢાળ. (૩) વાટ; ખોટી થઇ રહેવું તે. (૪) સમધારણપણું; એક સરખી ચાલ-રીત તે.

**રાહત**, સ્ત્રી૦ [ અ. ] આરામ; આસાએશ; વિસામો. (૨) નિરાંત; ઠંડક. (૩ કિફાયત; ફાયદા પડતું.

**રાહદારી**, વિ૦ માર્ગે જનાર વટેમાર્ગુ; પ્રવાસી. (૨) માલ વગેરે લઇ જવાની રજા ચિઠ્ઠી.

**રાહવટ**, સ્ત્રી૦ સ્ત્રી પુરુષે સંસાર માંડી સાથે રહેવું તે; લગ્નહકનો ભોગવટો તે; સહવાસ.

**રાહિત્ય**, ન૦ [સં.] રહિતપણું; નહિ હોવાપણું; અભાવ. ત્યાગ.

**રાહુ**, પુ૦ [ સં. ] એક ગ્રહ.

**રાળ**, સ્ત્રી૦ એક જાતની લાખ; જ્વાળા ગ્રાહી ગુંદર.

**રાળવું**, ક્રિ૦ સ૦ રાળવાળું કરવું.

**રાંક**, વિ૦ નબળું; સાલસ; નિર્ધન. (૨) ગરીબ; બિચારું; કંગાલ; નિસ્તેજ.

**રાંકડું**, વિ૦ રાંક; ગરીબ.

**રાંકું**, વિ૰ રાંકડું; ગરીબ. (૨) સહેજ સહેજમાં રોઇ જાય એવું; નિર્માલ્ય.

**રાંગ**, સ્ત્રી૰ કિલ્લાની દિવાલને લગતો નીચલો ભાગ.

**રાંગો**, પુ૰ ધીમે ધીમે ચાલનારો.

**રાંગોળી**, સ્ત્રી૰ રંગોળી.

**રાંઘો**, પુ૰ અભણ ગામડિયો; ગમાર ભુસો. [ રોગ.

**રાંઝણ**, સ્ત્રી૰ વાત રકતનો એક

**રાંઝણી**. સ્ત્રી૰ રાંઝણ.

**રાંટ**, સ્ત્રી૰ રાંટાપણું વાંકું–આડું હોવું તે; વાંધો; વિરુદ્ધતા; અવળાઇ

**રાંટું**, વિ૰ વાંકું. મરડાતું વળેલું. આડું. (૨) ખોટું; અસત્ય. અવળું

**રાંડ**, વિ૰ રાંડેલી; વિધવા. (૨) વેસ્યા; પાતર નીતિમાં પડી ગયેલું

**રાંડબાજ**. વિ૰ રંડીબાજ. અ-

**રાંડબાજી**, સ્ત્રી૰ અનીતિ; રંડી-બાજીનો છંદ.

**રાંડવું**, ક્રિ૰ અ૰ દંપતીમાંનું એક મરણ પામવાથી બીજાની એકલા પડવાની હાલત થવી તે. (૨) નાયક અથવા આગેવાનના મરણથી પાછલી સ્થિતિ જતી રહેવી તે.

**રાંડવો**, પુ૰ બાયલો; રાંડોમાં બેસી વાતો કરનારો; જનાની; નામર્દ.

**રાંડીછાંડી**, વિ૰ રાંડેલી અથવા તજેલી [સ્ત્રી; વિધવા.

**રાંડીરાંડ**, વિ૰ રાંડેલી નિરાધાર

**રાંઢવું**. ન૰ પાણી કાઢવાનું દોરડું; રસી.

**રાંદેલ**, ન૰ જવારા વાવી દેવીની પૂજાનું સ્થાપન કરવું તે રન્નાદે

**રાંધણછઠ**, સ્ત્રી૰ શીળા સાતમને દિવસે ટાઢું ખાવાને રાંધી મૂકવાની આગલી તિથિ શ્રાવણ શુદિ અથવા વદિ છઠનો દિવસ. ણું રસોડું.

**રાંધણિયું**, ન૰ રાંધવાનું ઠેકા-

**રાંધણિયો**, પુ૰ રાધનારો; રસોઇયો રાંધવાની કળા.

**રાંધણી**, સ્ત્રી૰ રસોડું. (૨)

**રાંધણું**, ન૰ રાંધવું તે; રાંધ-વાની ક્રિયા.

**રાંધવું**, ક્રિ૰ સ૰ અન્નાદિક ખા-વાને યોગ્ય થાય એમ અગ્નિ ઉપર તૈયાર કરવાં બાફવું; પકવવું સીઝ-વવું; ચડાવવું. (૨) ઉપયોગને માટે તૈયાર કરવું.

**રાંપ**, પુ૰ મોટી રાંપડી; કળપી.

**રાંપડી**, સ્ત્રી૰ કળપી ખેતરમાંથી ઘાસ કાઢી નાખવાનું ઓજાર.

**રાંપવું**, ક્રિ૰ રાંપડી ફેરવવી.

**રાંપી** સ્ત્રી૰ ચામડાં કાપવાનું મોચીનું ઓજાર.

**રિકાબી**, સ્રી૰ રકાબી.

**રિખવું**, ક્રિ૰ અ૰ ઘૂંટણીએ સીડવું; પેટે ચાલવું.

**રિઝવટ**, સ્ત્રી૰ રીઝવવાની કળા; ખુશ કરવાની કળા. [ પ્રસન્ન કરવું.

**રિઝવવું**, ક્રિ૰ સ૰ ખુશ કરવું;

**રિદ્ધિ**, સ્ત્રી૰ લક્ષ્મી; પૈસો ટકો ને તેની સાહેબી; દોલત; આબાદાની.

રિદ્ધિસિદ્ધિ=પૈસા ને સાહેબી.

રિપુ, પુ૦ [ સં ] શત્રુ; દુશ્મન. (૨) જાસુસ ભેદુ.

રિપોર્ટ પુ૦ [ અં ] હેવાલ; હકીકત વૃત્તાંત (૨) કોઇ બાબતની ટાંચણ-નોંધ તે ગપ લોકવાયકા.

રિબાવું, ક્રિ૦ અ૦ ઘણા દિવસ લગી દુઃખમાં પડયા રહેવું

રિયાસત, સ્ત્રી૦ [ અ ] રાજ્ય; હકુમત. (૨) કારકિર્દી

રિવાજ, પુ૦ ચાલ; ધારો; નિયમ; વહીવટ રસમ, પદ્ધતિ શિરસ્તો (૨) મહાવરો; અભ્યાસ (૨) આચાર.

રિશ્વત, સ્ત્રી૦ રૂશવત; લાચ.

રિષ્ટ, વિ૦ ખોટું; નઠારું; ખરાબ (૨) મૃત્યુ મોત.

રિસામણી સ્ત્રી૦ રિસાવું તે; રીસ ચડાવવી તે. ઇતરાજી; રૂશણું.

રિસામણું, ન૦ રીસ ચડાવવી તે; રિસાવું તે; ગુસ્સો ક્રોધ રિસામણાં મનામણાં=રિસાવું અને મનાવું તે.

રિસાવું, ક્રિ૦ અ૦ રીસ ચડાવવી; નારાજ થવું. (૨) ગુસ્સે થવું; ક્રોધે ભરાવું (૩) ચિડાવું.

રિસાળ, વિ૦ સહેજ સહેજમાં રિસાય એવું. રિસાળવું.

રિસાળવું, વિ૦ રીસ ચડાવે એવુ; સહેજમાં નાખુશ થાય એવું; રિસાળ.

રીકઝીક, સ્ત્રી૦ રકઝક.

રીખવું, ક્રિ૦ અ૦ દુ:ખી થવું.

રીઝ, સ્ત્રી૦ ખુશી; આનંદ; હરખ. (૨) ખુશી થઇને કંઇ આપવું તે; ભેટ બક્ષીસ. (૩) રીઝ રાજીપો; મહેરબાની. થવાનું કારણ.

રીઝવણી, સ્ત્રી૦ ખુશાલી ખુશી

રીઝવુ, ક્રિ૦ અ૦ ખુશી થવું; પ્રસન્ન થવું રાજી થવુ; રંજિત થવું.

રીઠ સ્ત્રી૦ બૂમ; રાડ; ચીસ

રીઢું વિ૦ વપરાઇને મજબુત થયેલું પાકું કઠણ. (૨) દુ:ખ વેઠીને અનુભવી થયેલું સખત થયેલું; કઠણ મનનુ ખડતલ

રીત, સ્ત્રી૦ કામકાજ કરવાનો માર્ગ; પદ્ધતિ, રૂઢિ વર્તન. (૨) ધારો; નિયમ (૩) ચાલ શિરસ્તો રસમ; રવૈયો. (૪) પ્રકાર તરેહ રીતભાત =ચાલચલગત. રીતસર=યથાવિધિ; ધારાસર યથાયોગ્ય.

રીતભાત, સ્ત્રી૦ વર્તણુક; આચરણ ચ લચલગત. (૨) કરકરિયાવર.

રીતિ સ્ત્રી૦ રીત; પ્રકાર; આચાર; પદ્ધતિ (૨) લખાણની શૈલી.

રીધ સ્ત્રી૦, રિદ્ધિ.

રીબવું ક્રિ૦ સ૦ દુ:ખ દેવું; હેરાન કરવુ; પીડવું. ક્રિ૦ અ૦ રિબાવું પીડાવું [ દસ્તાનો જથ્થો.

રીમ ન૦ [અં.] કાગળના વીશ

રીસ, સ્ત્રી૦ મનમાં અપ્રિય લાગણી થઇ આવવી તે. રોષ; ચીડ, નાખુશી. (૨) ગુસ્સો. ક્રોધ, કોપ, અણગમો; અભાવ.

રીંગણી સ્ત્રી૦ વેંગણનો છોડ; વંતાકડી ( ૨ )વિ૦ નીચીખામણીની (વ્યંગાર્થે ). [ ( ૨ ) રીંગણું.
રીંગણું, ન૦ વેંગણ; વંતાક.
રીંછ, ન૦ [ સ ઋક્ષ ] આખે શરીરે જાડાવાળવાળું એક હિંસકપ્રાણી.
રીંછડી, સ્ત્રી૦ રીંછની માદા.
રીંછડું ન૦ રીંછ. ( ૨ ) વિ૦ ખૂબ વાળવાળું તે, તોફાની.
રુચવું, ક્રિ૦ અ૦ પસંદ પડવું; ગમવું ( ૨ ) ઠીક પડવું, ફાવવું. ૩ સ્વાદ લાગવો ભાવવું
રુક્ષ, વિ૦ સં ] ખડબચડું; રૂખું: સુકું કર્કશ. (૨) કઠોર; કઠણ.
રુક્ષતા, સ્ત્રી૦ કઠોરતા; કઠણાશ.
રુચિ, સ્ત્રી૦ [સ.] ભાવ; મરજી, ચ્છા; અભિલાષ. ( ૨ ) મનોભાવ, વાદ. (૩) ઝગઝગાટ પ્રભા, કાન્તિ
રુચિકર, વિ૦ સુંદર મનોહર. ૨) ખાવાની ભાવના-ઉપજાવે એવું; સ્વાદુ
રુચિર, વિ૦ [ સં. ] સુંદર શોભિત મનોહર (૨) સ્વાદુ; મધુર.
રુજુવાત, સ્ત્રી૦ રજુઆત, હા ર કરવું તે: મો આગળ ધરી દેવું નિવેદન.
રુદન, ન૦ [ સં. ] રોવું-રડવું વિલાપ: આક્રંદ ૩૦ પ્ર૦ અરણ્ય ન=કોઇ સાંભળે નહિ એમ દુઃખ રડવું તે.
રુદય ન૦ જુઓ હૃદય.
રુદિત, વિ૦ [સં.] રડેલું; રોએલું. રડવું તે. રુદન.
રુદ્ર પુ૦ [ સં. ] શિવ, શંકર; મહાદેવ. ( ૨ ) વિ૦ ઉગ્ર; ભયંકર. ( ૩ ) ૧૧ નો સંકેત.
રુદ્રતાલ, પુ૦ [સં] ગાયનમાંનો એક તાલ, જોરથી નરઘાં ઉપર મારવામાં આવતી થાપ તે.
રુદ્રાક્ષ, સ્ત્રી૦ [સં.] હિમાલયની તળેટીમા થતું એક જાતનું ઝાડ અને તેનાં બી.
રુદ્રી, સ્ત્રી૦ મહાદેવ ઉપર અભિષેક કરતા ભણવાનો સ્તુતિપાઠ તે.
રુધિર ન૦ [સં.] લોહી. રક્ત.
રુદ્ધ, વિ૦ સં.] રોકેલું: અટકાવેલું ખાળેલું.
રુરુ ન૦ [ સં. ] એક જાતનું હરણ (એનાં ચામડાં પવિત્ર ગણાતાં.)
રુષા, સ્ત્રી૦ [ સં. ] રીસ; રાગ; ક્રોધ ગુસ્સો.
રુષ્ટ વિ૦ [ સ. ] રિસાયેલું; કુપિત. (૨) અ૦ ગુસ્સે.
રુંડ, ન૦ [ સં. રુણ્ડ ] ધડથી જુદું પડેલું મસ્તક માથું; રોકું; રુંડમાળ= માથાંની માળા રુંડમુંડ= મુંડેલું ગોળમટોળ માથું આકારની રૂપરેખા જણાય નહિ એવું ભારે; બેડોળ સ્થૂલ. રોકાણ (૨) ગુંગળાટ.
રુંધન, ન૦ [ સં. ] અટકાવ.
રૂ. ન૦ કેટલીક જાતનાં છોડવા-

માંથી નિકળતો તંતુ રૂપી પદાર્થ: ઘુર: કપાસનાં બી ઉપરના પોચા તંતુ. (કપાસ સીમળો, અને આકડા વગેરેના તંતુઓ રૂ કહેવાય છે. પરંતુ કપાસનું રૂ વધારે ઉપયોગમાં છે.)

રૂઆબ, પુ૦ [ फा. ] રોફ, ભપકો; દમામ: રોળ.

રૂઆંટી સ્રી૦ ઝીણા સુંવાળા ને ટુંકા વાળ તે; રૂંવાં.

રૂઇએ, અ૦ રીતે; પેઠે: પ્રમાણે; આસ્કતે; વડે યોગે.

રૂઈદાર, વિ૦ રૂએલ.

રૂએલ, વિ૦ જેમાં રૂ ભરેલું હોય એવું; રૂવાળું.

રૂકાર પુ૦ હ્યુલાત.

રૂકકો, સ્રી૦ સક્ષેપમાં લખેલી કોઇ મતલબ ટુંકી ચિઠ્ઠી; પરવાનો.

રૂચિત.સ્રી૦ મનનું વલણ: ઇચ્છા; ભાવ. (૨) રૂખ: તાલ: પ્રસંગ.

રૂખ, સ્રી૦ યોગ: પ્રસંગ: અનુકૂળતા. (૨) તર્ક; કલ્પના; અનુમાન; અટકળ; કયાસ. (૩) મોખ; તાલ. (૪) હેતુ. (૫) વલણ. [ તરી; કાંપ.

રૂખડું, ન૦ નાનું ઝાડ. (૨)

રૂખસત, સ્રી૦ રજા; છુટી. (૨) બરતરફી.

રૂખી, પુ૦ [ ऋषि ] તપસ્વી; તપ કરનારો વીતરાગી બ્રાહ્મણ.

રૂઝ, સ્રી૦ ચામડી આવવી તે; ઘા-ગુમડ પુરાવાં તે; રૂઝવું તે: આરામ થવો તે.

રૂઝવું, ક્રિ૦ અ૦ ઘા-ગુમડું માંસ ચામડીથી પુરાવા માંડવું: દુ:ખ દરદ મટવા માંડવું. (૨) શાતાવળવી; આરામ થવો.

રૂઝાવું, ક્રિ૦ રૂઝવા માંડવું. પુરાવું. (૨) દુ:ખ દરદ કમી થવું.

રૂઠવું, ક્રિ૦ અ૦ રીસે ભરાવું: કોપવું: ગુસ્સે થવું

રૂઉ, પુ૦ જીવ આત્મા.

રૂડું. ક્રિ૦ સારૂં; મજેનું. (૨) રૂપાળું: દેખાવડું. (૩) સુંદર:સુશોભિત. (૪) ભલું.

રૂઢ, વિ૦ વપરાઇ ને રીઢું થયેલું; અર્થમાં વપરાઇ સિદ્ધ થયેલું; વ્યુત્પન્ન લોકપ્રસિદ્ધ; ખ્યાત.

રૂઢિ, ન૦ [ सं ] દૃઢ થયેલી રીત: ઘણો વખત થયાં ચાલી રહેલો ચાલ; રિવાજ: રવૈયો.

રૂણ, ન૦ જુઓ ઋણ.

રૂતુ, સ્રી૦ જુઓ ઋતુ.

રૂપ ન૦ [ सं. ] આંખને ગમે એવો દેખાવ. સૌંદર્ય; સુરત. શિકલ; રોળ; ખુબસુરતી; કાંતિ; સ્વરૂપ. (૨) ધર્મ; સ્વભાવ; પ્રકૃતિ (૩) વલણ; ગતિ. (૪) વિ૦ જેવું:સરખું; સમાન; સમ; મય.

રૂપક, ન૦ [ सं ] કોઇ બાબતને અમુકનું રૂપ આપવું તે; ઉપમા. બનાવટ. (૨) નાટક; ખેલન. (૩) એક અર્થાલંકાર. (૪) ગાયનમાં એક તાલ.

રૂપવતી, વિ૦ રૂપાળી; સૌંદ

ચંવાન કુટડી: ખુબસુરત

રૂપાળું, વિ૦ રૂપવાળું; સુંદર; સૌંદર્યવાન; ખુબસુરત.

રૂપિયો, પુ૦ રૂપાનો ચલણી સિક્કો રૂપૈયો (૨) લક્ષ્મી; ધન.દોલત.

રૂપું ન૦ [ સં. रूप्य ] ધોળા રંગની એક ચકચકતી ધાતુ. ચાંદી રજત.

રૂપેરી, વિ૦ રૂપાનું: રૂપા જેવું.

રૂપૈયો. પુ૦ રૂપિયો રૂપાનો ચલણી સિક્કો. [સંમુખ. સમક્ષ.

રૂબરૂ, [ ફા ] હજુર; હાજર;

રૂમઝુમ, અ૦ ઠમક ઠમક ચાલુ અવાજ કરતું હોય એમ; આમતેમ ફરતાં ઝાંઝરની ઘુઘરીઓનો ચાલુ અવાજ કરવો તે. (૨)ઝીણી ફરફરે થોડો થોડો વરસાદ વરસ્યા કરતો હોય એમ.

રૂમડી, સ્ત્રી૦ એક છેડે પાતળી અને બીજે છેડે પહોળી શીંગડીને પાછી ફુંકે શરીરમાથી નઠારૂં લોહી ખેંચી લેવાને લગાડાય છે તે; ભુંગળી

રૂમવું, ક્રિ૦ અ૦ સ્વચ્છંદે ફરવું; ઘુમવું; માલવું. (૨) ઝુમવું. જેમ ફાવે તેમ મારમાર કરવું (૩) જેમ ફાવે તેમ બોલવું-ફરવું-વર્તવું વગેરે.

રૂમાટ, પુ૦ રૂમવાનો તોર તે

રૂમાલ, પુ૦ [ફા.] હાથ મોં લુછવાનો કકડો; હજુરિયો; અંગુછો.

રૂમીમસ્તકી, સ્ત્રી૦ એક જાતની ઓષધિ. (૨) એક જાતનો ગુંદર.

રૂલ, પુ૦ [અં.] નિયમ; ધારો; કાનુન (૨) વિશેષ ઠરાવ.(૩) શિરસ્તો.

રૂલર, સ્ત્રી૦ [અં] લીટીઓ દોરવાની આંકણી. (૨) રાજા; હાકેમ.

રૂવાંટી, સ્ત્રી૦ શરીર ઉપરનું કુમળા ઝીણા વાળ. રૂવાં.

રૂવાંડું. ન૦ કુમળો ઝીણો ટુંકો વાળ; રૂંવું.

રૂતું, ન૦ નાનો સુંવાળો મુંવાળો.

રૂવેલ, વિ૦ રૂ એલ; રૂભરેલું રતું

રૂવો, પુ૦ ચલિઆરાની અગ્નિ જેમાં ફરતી રહે છે તે ડટ્ટો.

રૂશનાઇ, સ્ત્રી૦ લખવાની શાહી. (૨) રોશની; દીવાઓનો ઝગઝગાટ.

રૂશવત, સ્ત્રી૦ કામ કરાવી લેવા બીજાને છુપું કઇ આપવું તે; લાંચ લાલચ ની તે.

રૂસણું, ન૦ લાડમાં રીસ રાખ-

રૂંગું ન૦ રોવું-રડવું તે: રુદન.

રૂંછડું. ન૦ટુંકો વાલ કે તાતણો.

રૂંછાં (રૂંછાડાં), ન૦ નાના વટિયા ટુંકા વાળ કે તાતણાનાં ઝુંડાં.

રૂંધવું ક્રિ૦ સ૦ અટકાવવું; રોકવું ખાળવું.

રૂંધાવું, ક્રિ૦ અ૦ રોકાવું. ખંચાવું (૨) ગુંગળાવું; એકઠાવું; ગોટાવું ઘુમાવું.

રૂંવાડું. ન૦ રૂંઆંટું.

રૂંવાન, ન૦ [फा. रवान ] રામ; મડદું.

રૂંવું, ન૦ રોમ; રૂંવાડું.

રે, અ૦ ઓ; હે; અરે. (૨) કવિતાના પદને છેડે આવતો ઉદ્ગાર.

**રેખ,** સ્ત્રી૦ [ સં. રેखા ] લીટી; આંકો. (૨) વળ. (૩) રજ; કરચ. (૪) નાની ચકતી; જડ. (૫) અ૦ લગારે; કિંચિત; જરાએ

**રેખતો,** પુ૦ ફારસી ને ઉર્દૂ કવિતાનો એક ઢાળ.

**રેખા,** સ્ત્રી૦ [ સં. ] લીટી; આંકો. (૨) શુભાશુભ દર્શક ચામડી ઉપરના છાપા તે કર્મગતિ (૩) વિષુવવૃત્તને છેદી ઉત્તર દક્ષિણ ધ્રુવ તરફ જતી લીટીઓ તે.

**રેખાંશ,** પુ૦ [ સં ] પૃથ્વીના ગોળા ઉપર એકાદ કલ્પિત સ્થળથી બીજા સ્થળ લગીનું પૂર્વ પશ્ચિમ દોરેલી રેખાઓથી મપાતું અંતર.

**રેચ,** પુ૦ પેટ અને આંતરડાંમાંનો મળ પાતળો થઇ બહાર પડવો તે. (૨) જેથી મળ પાતળો થઇ નીકળે તે ઓસડ જુલાબ. ક્રિ૦ પ્ર૦ રેચ આપ-લો=ધમકી આપવી બીવડાવવું.

**રેચક,** વિ૦ ઝાડા થાય એવું.

**રેચકું,** ન૦ મમરો; સળી ફેલું ચાંદુ..મળીને બે થાય એવું:-રેજી દાવ

**રેજી,** વિ૦ જોડકાનું એક અક

**રેજી.** ન૦ ૧ છું. જોડું જુગ્મ. (પાસા બાજીની રમતમાં) (૨) ફુમતુ: કલગો (૩) ભાલા ઉપરનો વાવટો. (૪) મોજ, ગમત રેજા ઉડાવવા=મોજ કરવી

**રેજો** પુ૦ કપડાનો એક કકડો ખંડ.

**રેઠાણુ,** ન૦ રહેઠાણુ; મુકામ; વાસ. (૨) આશ્રમ.

**રેડ,** સ્ત્રી૦ પૂંઠ ફેરો; અનુસરણ. (૨) ન૦ તેલ પાવું તે

**રેડવવું,** ક્રિ૦ સ૦ ગબડાવવું; રગડાવવું (૨) રેડે એમ કરાવવું. (પ્રવાહી) (૪) નિભાવી લેવું;ચલાવવું.

**રેડવું,** ક્રિ૦ સ૦ પ્રવાહી ॥ ધાર કરવી ઢાળવવું નામવું.

**રેઢિયાળ,** વિ૦ રખડાઉ.ભટકતું; ઢરાયું (૨) નમાલું.

**રેઢિયું,** વિ૦ જાડું; ધર; ભાષાદાર

**રેઢું,** વિ૦ રઝળતું; છુટું; બેકાર; રખડતું નધણિયાતું; સૂનું.

**રેણ,** સ્ત્રી૦ રેન; રાત; રાત્રિ (૨) રેણું: રેવ (૩)ધાતુની સાંધ મેળવવાનો મસાલો ઝાળણુ

**રેણી** સ્ત્રી૦ રાત; રાત્રિ.

**રેણી,** સ્ત્રી૦ રહેણી રહેવાની રીત. ચાલ આચરણ. વર્તણૂક, જીવન.

**રેણુ,** સ્ત્રી૦ રેતી; રજ ધૂળ.

**રેણુકબીજ,** ન૦ એક જાતની ઔષધિ [ (૨) સ્ત્રી૦ રેતી.

**રેત,** ન૦ [ સં. ] વીર્ય; ધાત.

**રેતડી,** સ્ત્રી૦ રેતરડી.

**રેતદાની,** સ્ત્રી૦ રેતી રાખવાનું પાત્ર. રજિયું; રેતદાન.

**રેતરડી,** સ્ત્રી૦ ધાતુ ઘસવાનું એક ઓજાર; કાનસ; અતરડો.

**રેતલી,** વિ૦ રેતીના ભેળવાળું; કણદાર. [ ભરાવો હોય એવું.

**રેતાળ,** વિ૦ રેતવાળું; રેતીનો

રેતિયું, ન૦ રજિયું. રેતદાની;

રેતી, સ્રી૦ નાની નાની કાંકરી વાળી રજ તે. કરકરી ધૂળ

રેન, સ્રી૦ રાત; રજની (૨) (અ૦) રાશ; લગામ.

રેફ, સ્રી૦ [ સં. ] ર નું આગલા અક્ષર ઉપર કરાતું અર્ધ વર્તુલાકાર ચિહ્ન દૃવ.

રેંકુ પુ૦ બાતમીદાર; જાસુસ;

રેલ, સ્રી૦ નદીમાં પાણી વધીને ઉભરાઇ જવું તે. પુર (૨) છોળ; પુષ્કળતા -રેલછેલ. (૩) લોઢાની સડક

રેલછેલ. અ૦ રેલીને છલકાઇ જવુ તે ચારે તરફ પથરાઇ રહેવું તે. ખૂબ ઉભરાવું તે.

રેલવું. ક્રિ૦ અ૦ પ્રવાહીનું વહેવું; રેલો ચાલવો. (૨ બને રેલાવું; પ્રસરવું પથરાવું.

રેલવે સ્રી૦ અં લોઢાની સડકનો રસ્તો; આગગાડી રેલ.

રેલાવું, ક્રિ૦ અ૦ રેલરેલા ચાલવા; વહેવું. (૨) ફેલાવું. પ્રસરવું. બધે ફરી વળવું.

રેલિયું ક્રિ૦ રેલાઇ જાય એવું. (૨ રેલનુ પુરમાં તણાઇ આવેલું.

રેલો, પુ૦ વહેણ પ્રવાહ .

રેવડી, સ્રી૦ ખાંડની ચાસણીમાં તલ નાખીને પાડેલી નાની ચકતીઓ. (૨) ફજેતી:-રેવડી દાણાદાણ

રેવતી, સ્રી૦ [સં.] એક નક્ષત્ર (૨) કુવેરની દાસ. (૩) બળદેવની સ્રી.

રેવન્યુ, સ્રી૦ [ અં. ] જમીન વગેરેના કરની સરકારી ઉપજ મહેસુલ; રેવન્યુ ખાતું=મહેસુલ વસુલ કરનારું ખાતુ .

રેવવું ક્રિ૦ અ૦ ઝાળવું: સાંધવું

રેવંચી સ્રી૦ એક વનસ્પતિનો ગુંદર. (રેવ ચીને દૂધમાં ઉકાળી પાડેલા ગાંગડા રેવંચીના શિરાને નામે ઓળખાય છે. )

રેવંત, પુ૦ ઘોડો અશ્વ.

રેવાસી, જુ૦ રહેવાસી

રેવું, જુ૦ રહેવું.

રેશમ, ન૦ ફા. એક જાતના કીડાઓની લાળના તંતુ તે; હીર. (શેતુરના ઝાડ ઉપર થતા કીડા તે ઝાડનાં પાન ખાઇ લાંબા તંતુઓ કાઢે છે તે તંતુ કાળકાપર ઉતારી લેવામાં આવે છે તેને રેશમ કહે છે. )

રેશમી, વિ૦ રેશમનું: હિરાગળ.

રેખા સ્રી૦ [ સં ] લીટી; રેખા. (૨) તાંતણા.

રેમ, વિ૦ જરા કિંચિત લગારેક.

રેસા, પુ૦ તાર; તતુ રહેણી.

રેહેણી, સ્રી૦ રહેવાની રીત;

રેહેમ સ્રી૦ રહેમ. કૃપા; દયા; મહેરબાની

રેળવું, ક્રિ૦ સ૦ છૂટું પાડી નાખવું. સમાધાન કરી દેવુ.

રેળીનાખવું, રેળી નાખવું.

રેંકડો, પુ૰ ચાર માણસ બેસે એવી બળદની ગાડી. (૨) બેંકડો; મોંઢેથી રોવું તે

રેંકવું, ક્રિ૰ અ૰ ભેંસ ગાય વગેરેનું બોલવું; બરાડવું. આરડવું.

રેંજીપેંજી, વિ૰ નમાલું; હોરા વગરનું. નબળું; પોચું; ગરીબ.

રેંટ, પુ૰ કૂવામાથી પાણી કાઢવાનું એક યંત્ર.

રેંટિયો, પુ૰ કાંતવાનું યંત્ર; રૂમાંથી તાર કાઢવાનો એક સાદો સંચો.

રેંઢુડો, પુ૰ રેંટિયો. (૨) રેંટ; ઘટમાલ.

રેંટો, પુ૰ માથે બાંધવાનો કસબી કિનારનો ફેંટો, મોળિયું; શેલું.

રેંટલો, જુ૰ રેંઢલો.

રેંઢવું, ન૰ ગાડું. શકટ

રેણુ, ન૰ ધાતુનાં વાસણ સાંધવાની ધાત ને ક્ષારની મેળવણી; ઝાગરું.

રેણવું, ક્રિ૰ સ૰ ધાતુમા પડેલું છિદ્ર કે તરડ સીજી મેળવણીથી પુરી દેવી. સાળવું. [સ્ત્રી૰ રેલ્લી=વાછરડી.

રેંડલો, પુ૰ જુવાન વાછરડો;

રેંસવું, ક્રિ૰ સ૰ કાપીનાખવું. ફાડીનાખવું ઉતરડીનાખવું.

રેંસીનાખવું, ક્રિ૰ સ૰ ફાડી-ચીરીનાખવું.

રૈ, સ્ત્રી૰ રાઈ; એક મસાલાનાં બી.

રૈકો, જુ૰ રાયકો [પ્રજા; વસ્તી.

રૈયત, સ્ત્રી૰ લોક; જનસમૂહ;

રોક, વિ૰ રોકડું; હાજરાહજુર; તરત રજુ થાય તેવું. (૨) રોકાણ.

રોકકળ, સ્ત્રી૰ રોવું ને કળકળવું તે; રડારડ

રોકડ વિ૰ રોકડું; તરત ગણાય-બતાવાય-હાજર કરાય એ. (૨) ચલણીનાણું; તાજી નગદ રકમ તે; સિક્કા.

રોકડમેળ, પુ૰ જેમાં રોકડ રકમોનો હિસાબ રાખવામાં આવતો હોય તે ચોપડો.

રોકડિયું, વિ૰ તરતજ નાણું આપવા લેવાની રીતવાળું; રોકડે વહેવાર કરનાર; હાજરાહજુર. (૨) પ્રશ્નનો બરોબર ઉત્તર આપી દેનાર; હાજર જવાબી.

રોકડું, વિ૰ તરતજ અપાય-ગણાય-વપરાય એવું; જેને માટે વાયદો થાય નહિ તેવું; તરત હાજર કરવાનું; ચાલુ ચલણનું-નાણું, સિક્કા વગેરે. (૨) તરત જવાબ દે એવું. (૩) સ્પષ્ટ; ચોકખું.

રોકણી, સ્ત્રી૰ રોકવું તે. અટકાયત; અવરોધ. (૨) રોકી રાખવું તે.

રોકવું, ક્રિ૰ સ૰ [ સં. रुध् ] અટકાવવું. ખાળવું; થોભાવવું; બેઠી કરવું. (૨) કામે વળગાડવું; નોકરીમાં રાખવું. (૩) ઘેરી લેવું; આંતરવું; ભરીપૂરવું.

રોકાણ, ન૰ રોકવું તે, અટકાવ; અવરોધ; ખાળો. (૨) કામ સોંપી ખાળવું તે. (૩) આંતરવું-ઘેરી

લેવું તે; દબાણ.

**રોકાણુ,** ક્રિ૦ સ૦ અટકવું; ખળાવું; રહી જવું. (૩) ખોટી થવું. (૩) ઘેરાવું; ગુંચાવું.

**રે કું,** વિ૦ અમુક આકારનું; અમુકના જેવું; સરખું. [કલ્પાંત.

**રોકૂટ** સ્ત્રી૦ રોવું અને કુટવું તે;

**રોખ** વિ૦ રોકડું. (૨) ના૦ ઇચ્છા; આકાંક્ષા. (૩) રૂપ.

**રોખણું,** ન૦ બખેડો; ફિસાદ. (૨) ઘોઘાટ. [બળતણ; લાકડાં.

**રોખું,** વિ૦ રોકું (૨) ના૦

**રોગ,** પુ૦ [ સં ] શરીર પ્રકૃતિનો બગાડ તે. વ્યાધિ; દરદ; આજાર. (૨) અંદરની રીસ અંતરનો આંબળો ક્રિ૦ પ્ર૦ રોગ કાઢવો=મદ ઉતારવો; મન મનાવવું. રૂ૦ પ્ર૦ રોગચાળો=રોગનો ફેલાવો તે. [ વગેરે તે.

**રોગરાઇ,** ન૦ રોગ અને વળગાડ

**રોગાન,** પુ૦ [ ફા. ] તેલ, મીણુ અને લાખ વગેરેની એક જાતની મેળવણીનું પ્રવાહી; વાર્નિશ. ક્રિ૦ પ્ર૦ રોગાન ચડાવવો=ટાપટીપ કરવી.

**રોગાની.** વિ૦ રોગાન ચડાવેલું. (૨) રોગાન ચડાવનાર

**રોગિયું,** વિ૦ રોગીલું; રોગી; રોગથી ઘેરાયેલું. (૨) રોગ ઉત્પન્ન કરે એવું.

**રોગી,** વિ૦ રોગવાળું; માંદુ; દરદી; આજારી.

**રોગીલું,** વિ૦ રોગી.

**રોગો,** પુ૦ ચુનો.

**રોચક,** વિ૦ રૂચે-ભાવે તેવું; પ્રકૃતિને અનુકૂળ આવે એવું. (૨) લહેજતદાર; સ્વાદિષ્ટ

**રોજ,** પુ૦ [ ફા ] દહાડો દિવસ. (૨) મજુરનો એક દિવસનો મુસારો તે. (૩) અ૦ હંમેશ; નિત્ય; સતત. દહાડી.

**રોજગાર,** પુ૦ રોજનો જે ધંધો વેપાર તે; આજીવિકા; નિર્વાહનું કામકાજ તે. (૨) નોકરી-ચાકરી.

**રોજગારી,** સ્ત્રી૦ધંધાદાર;વેપારી

**રોજનામું,** ન૦ રોજમેળ; રોજ ને રોજ લખાતો હિસાબ તે.

**રોજનિશી,** સ્ત્રી૦ રોજના કામની નોંધ પોથી રોજ થતા કામનું ટાંચણ; ડાયરી

**રોજમેળ,** પુ૦જેમાં રોજની જમાખરચી રકમો લખાતી હોય તે ચોપડી.

**રોજરોજ,** અ૦ હમેશ; નિત્ય; દરરોજ. [ કામ કરનાર

**રોજિંદા,** વિ૦ રોજને મુસારે

**રોજિંદું,** વિ૦ હમેશાનું રોજનું; દૈનિક

**રોજી,** સ્ત્રી૦ જે ધંધા રોજગાર ઉપર ગુજરાન ચાલતું હોય તે. (૨) ગુજરાન; આજીવિકા. (૩) રોજની આવક, પેદાશ.

**રોજો,** પુ૦ [ ફા ] મુસલમાની દીનમા કહેલો ઉપવાસ તે; દિન ભર ખવાય નહિ અને રાતે ખવાય એવો

ને ઉપવાસ તે. (૨) કબર; મુસલમાનની મોટી ધાર્મિક સમાધ.

રોઝ નo [ सं. ऋश्य ] ઘોડાની આકૃતિને મળતું એક જંગલી પ્રાણી. (૨) ઉંડી સમજ વગરનું, ભોળું; સાદુ અને સરળ

રોઝડી, સ્ત્રીo રોઝની માદા. (૨) અણસમજુ ચંચળ સ્ત્રી જેને શરીરે ખૂબ વાળ હોય અને સંસ્કારી ન હોય એવી ભોળી સ્ત્રી.

રોટલી, સ્ત્રીo ઘઉં કે બાજરી વગેરેના લોટની પાતળી ગોળ વણીને શેકેલી ચીજ; પાતળો-ઝીણો રોટલો; પાતળી ભાખરી. (૨) આજીવિકા; પોષણ; ગુજરાનનું સાધન.

રોટલો, પુo જાડી ને મોટી રોટલી તે; ભાખરી. (૨) આજીવિકા; ગુજરાન, પોષણ. ક્રિo પ્રo રોટલો થઇ જવું=વગરાઇ જવું. રોટલો વાળવો=વાળીને એવડ ત્રેવડ કરી નાખવું; લોચો કરી નાખવું રોટલા ભેગા થવું =આજીવિકા મળવી; ખાવાને વખતે જવું. રોટલા ટાળવા=કોઇની આજીવિકા ગળવી. રુo પ્રo રોટલાનું ભૂખ્યું =નાદાર; કંગાલ [ગુજરાન.

રોટી, સ્ત્રીo રોટલી; રોટલો. (૨)

રોડું વિo પરિપકવ થતા પહેલાં સુકાઇ ગયેલું; કોચું. ચીમળાયેલું (૨) કાચું હોવાથી તુરું:—રોડી સોપારી.

રોડ, વિo રગડા જેવું; ઘાડું; રાબડી જેવું. (૨) ખૂબ જાડું. (૩) [ अ ] રસ્તો. માર્ગ.

રોડું, નo પથ્થર ઇંટ વગેરેનો કકડો; ઇંટાળો; ભીંતમાંથી નિકળેલી ઇંટનો કકડો. ઢેફું.

રોડું. પુo મોટું છાબું.

રોણ (રોન), પુo જોશમાં ચાલતો કજિયો ફિસાદ બખેડો; તોફાન (૨) રાતચોકી.

રોતરડું, વિo વારંવાર રડયા કરે એવું રડકણું. (૨) સહેજ સહેજમાં રડી દે એવું. પોચું.

રોદડા, પુo રોદણા.

રોદણાં, નo રડતાં રડતાં દુઃખ કહેવું તે, જુલમ-સીતમની વાત; વિતકકાં. [ વિલપન આક્રંદ.

રોદન નo [ सं. ] રોવું તે;

રોદો, પુo ઓલામાં પડેલો ખાડો; ગર્ત. [ તિબંધ. ખાળો.

રોધ, પુo [ सं. અટકાવ; પ્ર-

રોધક વિo [ सं. ] અટકાવ કરે એવું; રૂંધનારું; ખાળો કરે એવું.

રોધન, નo [ ] રૂંધવું તે; અટકાવ ખાળો; પ્રતિબંધ

રોધવું, ક્રિo સo અટકાવવું; ખાળી રાખવું; રૂંધવું. (૨) પુરી નાખવું; રોકવું; ઘેરવું.

રોન સ્ત્રીo [ अं. ] બે ચાર સિપાઇઓએ રાતની ચોકી માટે ફરવું તે; રોણ.

રોનક, સ્ત્રીo [ फा ] છટા; ભભકાદાર દેખાવ. (૨) ઝળક; તેજ.

**રોનકદાર**, વિ૦ ઝળકદાર: સુશો-ભિત: છટાદાર. [ ઝાડ.

**રોપ**, પુ૦ રોપો: છોડવો: નાનું

**રોપણ**, ન૦ રોપવું તે: રોપાયેલી હાલત તે ( ૨ ) રોપવાનું કામ તે

**રોપણી**. સ્ત્રી૦ રોપવું તે: રોપવાનુ કામ ઘર ચાંપવાં તે: ચોંપણી.

**રોપવું**, ક્રિ૦ સ૦ નાના છોડને એક ઠેકાણેથી ઉપાડી બીજે ઠેકાણે ઘાલવા; ચાપવું. ( ૨ ) જમીનમાં દાટવું: ખોડવું; ઉભું કરવું. પાયો નાખવો. સ્થાપવું શરૂ કરવું. છોડ; રોપ

**રોપો**, પુ૦ નવો ઉગતો બાળ

**રોફ**, પુ૦ [ फा. ] સુંદર તેમજ તેજસ્વી દેખાવ: ભભકાદાર દેખાવ: ડોળ. ( ૨ ) આડંબર. પતરાજ. ( ૩ ) પ્રતાપ દમામ. કરપ.

**રોફી**, વિ૦ ટાપટીપિયું. ભભકો રાખનાર ઠાઠમાઠ કરનાર ( ૨ ) દેખાવડું. શોભિતું. (૩ શેખી-પતરાજખોર: ડોળી આડંબરી ગર્વી

**રોબ**. પુ૦ [ अं ] મોટો ઝુલતો રહે એવો ડગલો: ઓઢો; ઝબ્બો

**રોબડ**, વિ૦ અક્કલ વગરનું: બુદ્ધિહીન. (૨) અરસિક; નિરાનંદ. ( ૪ ) અચતુર; અણસમજુ.

**રોબડી**, સ્ત્રી૦ એક જાતનું ઘરેણું. (૨)લોબડી. ઊનની સુંદર સાડી; નાજુક વણાટનું સ્ત્રીઓને પહેરવાનું ઊનનું વસ્ત્ર.

**રોમ**, ન૦ [ સં. ] નાજુક નાનો ને સુંવાળો મુવાળો તે. રૂંવું રોમરાજી =ઉગામ રોમરાજી=રૂંવાંટીની હાર. રોમહર્ષ=દુઃખ, ભય, કામ વિકાર વગેરેને લીધે રૂંવાં ઉભાં થવાં તે.

**રોમાવળી**. સ્ત્રી૦[सं. रोमावलि] રૂંવાંટાની હાર: રોમરાજી. થાય તે.

**રોમાંચ**, ન૦ સ રૂવાં ઉભાં

**રોમાંચિત**, વિ૦ [ સં. ] રૂંવાં ઉભાં થયાં હોય એવું

**રોયણ** સ્ત્રી૦ રોહિણી નક્ષત્ર. ( ૨ ) ન૦ રુદન: વિલાપ.

**રોયલી**, સ્ત્રી૦ મછવો નાગરવાની નાની બિલાડી: નાનું લંગર.

**રોયું**. વિ૦ રડ્યું: પિટ્યું. (સહજ કંટાળા તરીકે સ્ત્રીઓ બોલે છે.)

**રોલ**, ન૦ [ अं.] હાજરી પત્રક; રજીસ્ટર. ( ૨ ) ચક્કર (૩) વેલણ. ( ૪ વીંટા [ સમજનું; બાળું.

**રોલુ**, વિ૦ બહાવરા જેવું. અણ

**રોવરાવવું**, ક્રિ૦ સ૦ રડાવવું; વિલાપ કરાવવો.

**રોવું**, ક્રિ૦ અ૦ [सं. रु] રડવું: રુદન કરવું. ( ૨ ) ઝીણા અવાજે ગણગણવું; શોકકરવો. કહે૦ રોતો જાય તે મુવાની ખબર લાવે

**રોશન**, વિ૦ ચળકતું, પ્રકાશિત. ( ૨ ) જાહેર. ખુલ્લું.

**રોશનાઈ**, સ્ત્રી૦ તેજનો ભભકો; ઘણા દીવાનો પ્રકાશ: રોશની. ( ૨ ) શાહી

**રોશની**, સ્ત્રી૦ તેજ; પ્રકાશ; જ્યોતિ. (૨) ભભક; ચળકાટ. (૩) શાહી.

[ ક્રોધ.

**રોષ**, પુ૦ [ સં. ] રીસ; ગુસ્સો;

**રોહ**, પુ૦ એક જાતનું ઘાસ.

**રોહડો** પુ૦ એક ઝાડ. (રોયડો.)

**રોહિણી**, સ્ત્રી૦ [સ.] એક નક્ષત્ર.

**રોળ**, પુ૦ ધમાચકડી; ધાંધળ; અવ્યવસ્થા. (૨) નુકસાન; ખરાબી; પાયમાલી. (૩) ઘણાં મરણ થવાં તે; ઘાણ, ગજબ.

**રોળવાવુ**, ક્રિ૦ સ૦ ચિડાવું; ગુસ્સે થવું; ખિજવાવું.

**રોળવું**, ક્રિ૦ સ૦ ચોળવું; મસળવું કચરી નાખવું; રગદોળવું. (૨) મારી નાખવું; પાયમાલ કરવું; ધૂળ ચાટતું કરી નાખવું.

**રોળાવું**, ક્રિ૦ અ૦ ચોળાવું; મસળાવું. (૨) રગદોળાવું; ખરડાવું. (૩) બગડવું; પાયમાલ થવું. (૪) જમીન પર લોટાવું. (૫) કામમાં વપરાવું.

**રોળીકોળી**, સ્ત્રી૦ સંધ્યા સમય; સાંઝ (૨) અંધારાવાળું.

**રોળું**, વિ૦ મલિન; અસ્વચ્છ.

**રોળો**, પુ૦ મોટી ધમાચકડી; ધોધાટ; તોફાન. (૨) ભાંજગડ; પંચાત. (૩) કમાઇ, પેદાશ.

**રોંખડી**, સ્ત્રી૦ સુતારને રંદો.

**રોંખણું**, ન૦ આંકો પાડવા-તાણવાનું ઓજાર; ટાંકણું.

**રોંચુ**, વિ૦ ગામડિયું.

**રોંચો**, પુ૦ અણસમજુ; ખેડુત; ચાસો.

[ વરનો ખત.

**રોંઢો**, પુ૦ દિવસના ત્રીજા પહો-

**રૌદ્ર**, પુ૦ [ સં. ] કાવ્યના નવ રસમાંનો એક રસ; ક્રોધથી ઉત્પન્ન થતો ભાવ.

**રૌરવ**, ન૦ [ સં. ] પાપીઓને શિક્ષા કરવાનાં નરકસ્થાનોમાંનું એક સ્થાન.

---

## લ

### લ

**લ**, પુ૦ [ સં ] ગુજરાતી મૂળાક્ષરોમાં ૨૮ મો વ્યંજન.

**લઉઓ**, પુ. લૌવો હાજર જવાબી; ચતુર ને ગંમતી માણસ; ટાળી; મરકરો

**લકવો**, પુ૦ શરીરના અમુક અંગની સંજ્ઞા જતી રહેવી તે; અર્ધાંગવાયુ; પક્ષાઘાત.

**લકાર**, પુ૦ [ સં. ] લ એવો ઉચ્ચાર અને અક્ષર.

**લકીર**, સ્ત્રી૦ લીટી; રેખા; કાપ.

**લકુંદરો**, પુ૦ વંઠેલો-લુચ્ચો માણસ; રંડીબાજ; ઇશ્કી.

**લકુંઓ**, પુ૦ નવાલો; કાળિયો. (૨) લાભ; નફો; ફાયદો.

લકકડ, ન૦ લાકડું; કાઠી. લકકડ કામ=લાકડાનું ઘડતરકામ. (૨) સુતારે કરવાનું કામ. લકકડ પીઠ=લાકડાનું બજાર લકકડકોટ=લાકડાંનો કોટ–આંતરો–વાડ. (૨) લાકડાંથી બાંધેલો પુસ્તો અથવા લાકડાંનો વાડો.

લકકડખોદ, પુ૦ લાકડાંને ચાંચ મારી કોચનારું એક પંખી; સુતારિયો વાઢો.

લકકડધકકડ, અ૦ લાકડાને જેમ ધકેલી આગળ વધારાય તેમ. (૨) ધમધોકાર; સપાટાબંધ.

લકકડશી, વિ૦ લાકડા જેવું કઠણ (ચણાના લોટને ચાસણી પાઇ સખત બાંધેલા લાડુ તે લકકડશી લાડુ)

લકકડિયું, ન૦ લાકડામાંથી બનાવેલું પાત્ર તે. (૨) લાકડાનું ખામણાવાળું કઠોડું. (૩) વિ૦ લાકડાનું.

લકકી, વિ૦ અમુક ચિહ્નથી ઓળખાતું કબુતર.

લક્ખણ, ન૦ લક્ષણ.

લક્ષ, ન૦ [સં.] એકાગ્રતા; ચોંટ; ધ્યાન (૨) ચિહ્ન, નિશાન. (૩) હેતુ; ઉદ્દેશ. (૪) મન; જીવ; ચિત્ત. (૫) સો હજાર તે; લાખ.

લક્ષણ ન૦ [સં.] જેનાવડે વસ્તુ અળખાય તે; ચિહ્ન; નિશાન. (૨) ચાલચલગત; વર્તણુક; આચરણ. (૩) વ્યાખ્યા. જેમાં ઓળખાવવાની વસ્તુનું સ્વરૂપ આપેલું હોય તે. (૪) ટેવ; લત. (૫) ગુણ, સ્વભાવ. (૬) દેખાવ; રૂપક.

લક્ષણવંતું, વિ૦ લક્ષણવાળું, સારી વર્તણુંકનું. (૨) ચતુર; ગુણવાન

લક્ષણા, સ્ત્રી૦ [સં.] એક મુખ્યાર્થના બાધથી બીજો સંબંધક અર્થ લેવાય તે.

લક્ષવસા અ૦જરૂર; નક્કી.

લક્ષવું, ક્રિ૦ સ૦ લક્ષ કરવું; ધારવું; તાકવું. (૨) આશા રાખવી; વાટ જોવી. (૩) શોધી કાઢવું. અટકળ કરવી; જાણવું

લક્ષવેધી, વિ૦ [સં.] તાકેલું નિશાન પાડનાર; તાકોડી. (૨) ધારેલો હેતુ બર લાવનાર યાની પુંજીવાળો

લક્ષાધિપતિ પુ૦ લાખ રૂપિ.

લક્ષાવધિ, વિ૦ લાખ લગી લાખો જેનો અંદાજ હોય તેવું.

લક્ષી, વિ૦ લક્ષ ઉપર ધ્યાનવાળું અમુક હેતુ રાખીને કામ કરનાર.

લક્ષ્મી, સ્ત્રી૦ [સં.] પૈસો; સંપત્તિ, દોલત. (૨) ધન આપનારી દેવી. (૩) વિષ્ણુની સ્ત્રી. (૪) શોભા; શ્રી. (૫) ભાગ્યશાળી સ્ત્રી (દસ પ્રકારની લક્ષ્મી કહેવાય છે:–રોકડ પૈસો, ખેતરજાગીર, વાહન, ઢોર, સ્ત્રી, છોકરાં, મકાન, ઘર, સુકુળમાં જન્મ, અને આબરૂ વળી બીજે પ્રકારે:–૧ ધન, ૨ પશુ, ૪ સ્ત્રી પુત્ર, ૬ આરોગ્ય, ૭ આવરદા, ૮ ઉદ્યમ, ૯ સંતોષ, ૧૦ જ્ઞાન. કહે૦ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવું.

લક્ષ્મીવાન, વિ૦ [સં.] પૈસાદાર;

ધનવાન; શ્રીમંત; તવંગર.

લક્ષ્ય, વિ૦ [ સં. ] લક્ષ આપવા જેવું નિશાન [ (૩) વિ૦ લાખ.

લખ, સ્રી૦ લત ( ૨ ) લક્ષ્મી

લખણી, સ્રી૦ યાદી ટીપ લખી આપેલ્રુ હોય એવો કાગળ, ઉપરાણાની યાદી

લખણું, ન૦ લખવાનું વતરણું; ટાંકણું; કલમ. લેખણ. ( ૨ ) લખાણ. (૩) બક્ષીસ આપવાને કરી આપેલીય દી

લખત ન૦ લખાણ લેખ. ( ૨ ) ખત; દસ્તાવેજ [આસામી લખેશરી

લખપતિ પુ૦ લાખો રૂપિયાનો

લખમી સ્રી૦ લક્ષ્મી

લખલખ અ૦ ઝળાંઝળાં. ( ૨ ) એવો અવાજ:-કુતરૂં પાણી પીએ ત્યારે લખલખ થાય છે (૩) બડબડવું.

લખલખવું ક્રિ૦ અ૦ ઝ ાઝળાં થવું; ચકચકવું; તેજમારવું. ( ૨ ) લખલખ અવાજ થવો-કુતરૂં લખલખ કરે છે.

લખલખાટ, પુ૦ ઝળાંઝળાં થઇ રહેવું તે. તેજ; પ્રભાવ; લાવણ્ય (૨) લખલખ થવું ત. ( ૩ ) બડબડાટ ( ૪ ) સંક્ષોભ; આનંદઉત્સાહ અને કામકાજ વગેરેની જે તેજી તે.

લખલૂંટ, વિ૦ પુષ્કળ, બહુજ; અતિઘણું; ભરપુર; બેશુમાર.

લખવું, ક્રિ૦ સ૦ [ પં. લિખ્ ] પર્થ સમજાય તેમ સપાટી ઉપર અક્ષરો પાડવા; ખોતરવું; કોતરવું; ખોદવું. ( ૨ ) આલેખવું; ચિતરવું. ( ૩ ) ગ્રંથ કરવો. બનાવવું. ( ૪ ) યાદ રહે એમ કરવું.

લખાણ, ન૦ લખેલું તે. લેખ. (૨) લખવાની છટા.

લખામણ, ન૦ લખવાનું મહેનતાણુ લખામણી લખાઇ.

લખામણ; સ્રી૦ લખામણ.

લખારો પુ૦ ગોલમોલ કરવું તે; બડબડાટ. તે લખવાની ઢબ.

લખાવટ, સ્રી૦ લખાણ કરવું

લખાવવું ક્રિ૦ સ૦ લખે તેમ કરવું ( ૨ ) ઝંપલાવવું. કુદીપડવું; તલપ મારવી

લખાવું ક્રિઅ૦ લખાય તેમ થવું.

લખિત, વિ૦ સં] લખેલું. ( ૨ ) ભાગ્યમાં જે લખાયેલું હોય તે.

લખિતંગ, વિ૦ લખનાર; લખાણ કરનાર

લખીઆપવું, ક્રિ૦ સ૦ દસ્તાવેજ કરી આપવો. લખીને કબુલાત આપવી.

લખેશરી વિ૦જેની પાસે લાખો રૂપિયા હોય તે. ધનવાન.

લખોટવું, ક્રિ૦ સ૦ લાખ લગાડીને ઘુંટવું લાખ ઘુંટીને ચળકતું કરવું. કાચ અથવા લાખની ગોળી.

લખોટી, સ્રી૦ મંજો; પત્થર,

લખોટો, પુ૦ મોટી લખોટી. ( ૨ ) અગત્યના કાગળોનો બીડો; મોટું સીલબંધ પરબીડિયું.

**લખ્યુંપત્રું** નં૦ લખેલો કાગળ; લખત લેખ; ખત દસ્તાવેજ.

**લગ**, સ્ત્રી૦ ઘોડિયાટ ઉપરથી મોભને લાગે ટેકો રેવાય છે તે ટેકણ; ટેકો (૨) પાછો ટેકો. (૩) લગણ; લગી સુધી

**લગડું**, નં૦ ગધેડાની પીઠપર માલ ભરવાને મૂકવામાં આવતું ચોકઠું

**લગણ**, અ૦ લગી સુધી પર્યંત

**લગત**, અ૦ લગતું સંબંધવાળું. (૨ પાસે. જોડે

**લગતી**, સ્ત્રી૦ સંબંધ લાગતું વળગતું (૨) વગ તરફેણ પક્ષ (૩) નજીક પાસે

**લગતુ** વિ૦ સબંધ ધરાવતું સાથે હોય એવું. (૨) તરફનું; પાસેનું; નજીકનું

**લગદી**, સ્ત્રી૦ લુગદી

**લગન** ૦ લગ્ન વિવાહ; સાદી

**લગનગાળો** પુ૦ લગન કરવાના શુભ દિવસો લગનની મોસમ લગન-સરા લગનપેડો=લગનનો શુભ દિવસ લખી કંકુ ભરીને બનાવેલી લગ્નપત્રિકા

**લગનિયો**. પુ૦ વરને તેડવા જનારો માણસ (૨) ડાહમાડિયો-માણસ શ્રુતિ મોહિની; ૨૮.

**લગની**, સ્ત્રી૦ લેહ ધ્યાન લક્ષ;

**લગભગ**, અ૦ બહુ પાસે લગી એમ પાસે નજીક; અડોઅડ

**લગરીક**, વિ૦ જરા. થેડું; કંઇક.

**લગવાડ**, સ્ત્રી૦ સંબંધ. લાગતું વળગતુ હોય તે. (૨) આશુકમાશુકનો સબંધ

**લગાડવું**, ક્રિ૦ સ૦ ચોપડવું; ચોળવું. (૨) અડકાડવું. (૩) ધંધે વળગાડવું; બઝાડવું (૪) બાળવું; સળગાવવું પેટવવું. (૫) લડાઇ કરાવવી. (૬) અસર કરાવવી (૭) ધ્યાન આપવું; મનપર લેવું. (૮) યોજવું; મેરવું.

**લગામ**, સ્ત્રી૦ [ फा. ] ઘોડાને તેના મોમાં જે ઘાલવામાં આવે છે તે ચોકઠું. (૨) અંકુશ. દાબ (૩) મર્યાદા. હદ. (૪) અટકાવ; પ્રતિબંધ (૫) વિવેક; શરમ

**લગાર**, વિ૦ થોડું. સહેજ; જરાક | કિંચિત.

**લગારેક** વિ૦ બહુજ થોડું;

**લગાવવું**, ક્રિ૦ સ૦ લેપવું; ચોપડવું. (૨ મારવું (૩) લાગુ પાડવું કામમાં આણવું. (૪) સોબત કરવી

**લગી**, અ૦ સુધી તક; લગણ.

**લગીર**, વિ૦ જરા થોડું.

**લગે**, અ૦ ઉત્તેજનને માટે હું, ભલે એવા અર્થમાં વપરાય છે.

**લગોલગ**. અ૦ છેક પાસપાસે; લગભગ

**લગ્ગુ** અ૦ લાગુ પાછળ લાગેલું હોય તેમ સાથે (૨) પાસે; નજીક.

**લગ્ન**, નં૦ [ સં ] વરકન્યાને

પતિપત્ની તરીકે રહેવાનો સંબંધ તે; એક બીજા સાથે જોડાવું તે, વિવાહ (૨) વરકન્યાએ પતિ પત્ની તરીકે સાથે રહેવાને શાસ્ત્રાનુસાર વિધિ કરવો તે. (૩) વિવાહનો અવસર-ટાણું તે. (૪) પાચ ઘડી જેટલો સમય તે

લગ્નકુંડળી, સ્ત્રી૦ જ્યોતિષનું. રાશિલગ્ન ઉપરથી ઉપજાવેલું ગ્રહ ચક્ર.

લગ્નપત્રિકા સ્ત્રી૦ [ સં જેમાં લગ્ન જણાવેલું હોય તેવી પત્રિકા

લગ્નમંડપ, પુ૦ [ ' લગ્નનો વિધિ કરવાને બાંધેલો માંડવો

લઘિમા, સ્ત્રી૦ [ સં યોગની આઠ સિદ્ધિઓમાની તે સિદ્ધિ કે જેવડે શરીરને હળવું કરી શકાય છે

લઘુ. વિ૦ [ સ નાનું ટૂંકું: સૂક્ષ્મ (૨) હળવું. (૩) થોડું અલ્પ: જરા (૪) ઉચ્ચારમાં ભારે નાહ એવું; હ્રસ્વ.

લઘુતા, સ્ત્રી૦ [સં.] નાનાપણું: થોડપણું. (૨) હળવી હલક તે (૩) નીચપણું.

લઘુતાઇ, સ્ત્રી૦ લઘુતા: હલકા પણું. (૨) ટુંકાણ; હ્રસ્વત્વ.

લઘુત્વ ન૦ લઘુતા; ટુંકાણ

લઘુલાઘવી, સ્ત્રી૦ એવી વિદ્યા કે જેથી નાના અને હલકા બની શકાય; ચપળતાથી છટકી જવાની કળા. (૨) એક જાદુઇ કળા, હાથચાલાકી તદબીર.

લઘુશંકા, સ્ત્રી૦ પિશાબ કરવો તે; મુતરવું તે.

લચક સ્ત્રી૦ હાથ પગના એક અવયવનું લચકાવું-મરડાવું તે: લ૦ ડતું-લટકતું થઇ જવું તે લંબાવું ૨ મચકોડ: કરમોડ.

લચકવું, ક્રિ૦ અ૦ સાંધામાં ખસી જવું વાકું વળવું નમીજવું મરડાવું: મોચાવું: કરમોડા ; લચ જવું=ઉતરવું

લચકો, પુ૦ પોચા-ઢીલા પદ ર્થનો લોંદો: પાચ આંગળાં વચ્ રહે એટલો ઢીલો ને ચોંટ જેં પદાર્થ તે. [ ખરડવું લપેડ

લચડવું, ક્રિ૦ સ૦ ચોપડવું

લચપચ, વિ૦ રસ-પ્રવાહી ભરપુર; અંદરથી પ્રવાહી ટપકે એવું તરબોળ (૨) સુંદર જેવું.

લચપચતું, વિ૦ તરબોળ લો લચકા પડે એવું. [ પસરી જવુ

લચપચવું, ક્રિ૦ અ૦ લબડવુ

લચવું, ક્રિ૦ અ૦ વચમાં જરાક નમી જવું મરડાવું (૨ આગ્રહ મૂકી દેવો. (૩) ફરી જવુ ખોભરાવું. (૪) ત્રાંસુ થઇ પડવુ એકાદ બાજુ ખસી જવું

લચંડ. વિ૦ માથાફોડિયું. (૨ વળગણ પીડા.

લચાંડ, વિ૦ માથાફોડિયું, ત શરી. (૨ એન પડાવે એવુ

લચ્છો, પુ૦ દોરાની આંટી (૨) માળો.

લછો, પુ૦ પગનું એક ઘરેણું.

**લજવવું**, ક્રિ૦ સ૦ શરમમાં નાખવું; લાજ લાગે એમ કરવું.

**લજવાવું**, ક્રિ૦ અ૦ લાજ આવવી: શરમાવું. (૨) શેહ પડવી; સંકોચ લાગવો; અચકાવું.

**લજામણી**, સ્ત્રી૦ સ્પર્શથી-સંકોચાઇ જનારી એક વનસ્પતિ.

**લજામણું**, વિ૦ લાજ આવે એવું. (૨) નહિ શોભતું; અયુક્ત લાગે એવું; નઠારૂં.

**લજાવવું**, ક્રિ૦ સ૦ શરમ પહોંચે તેમ કરવું; શરમાવવું.

**લજ્જા**, સ્ત્રી૦ [ સં. ]લાજ; શરમ (૨) મર્યાદા; અદબ. (૩) સંકોચ. (૪) ફિટકાર.

**લજ્જાળુ** વિં૦ શરમાળ. અદબવાળું: લાજે એવું; મર્યાદાશીલ. (૨) લજ્જામણીનો છોડ.

**લજ્જિત**. વિ૦ [ સં. ] લાજેલું; લજ્જા પામેલું; શરમિંદું.

**લટ**, સ્ત્રી૦ મોટા લાંબા વાળમાનો થોડાક વાળનો એક જથ્થો-ગુચ્છ તે; જટિયું; સેર; વેણી. (૨) હીર અને સૂતરની પાતળી ફુદી. (૩) પાતળી વડવાઇ. (૪) મોતીનીસેર.

**લટક**, સ્ત્રી૦ લહેકો; અંગ હિ દોળી ચાલવાની ખૂબી; અવયવોનો મોહક ને શોભીતો ઝુકાવ; લટકો; અંગ મરોડ; અંગભંગ; વાંક; મચકો; લટકોમટકો.

**લટકણુ**, વિ૦ લટકનારૂં; લટકતું; લબડતું. (૨) છંડાયેલું; અધવચ રહેલું.

**લટકણિયું**, વિ૦ લટકતું એવું; ઝુલતું એવું. (૨) ના૦ પાંદડી; લોલક; સ્ત્રીઓના કાનનું એક ભૂષણ

**લટકતુ**, વિ૦ લબડતું; ટંગાતું; ઝુલતું. (૨) નીચેથી આધાર વગરનું. (૩) ઉદ્યમ વગરનું; બેકાર (૪) અધવચ રહેલું. ક્રિ૦ પ્ર૦ લટકતું મૂકવું =અધવચ છોડી દેવું.

**લટકવું**, ક્રિ૦ અ૦ ઝુલતું રહેવું; લબડવું; ટંગાઇ રહેવું. (૨)આધાર રહિત થઇ જવું; ધારેલું નહિ પાર પડવું; નિરૂદ્યમી થવું; અંતરિયાળ રહી જવું; નિષ્ફળ થવું.

**લટકાવવું**, ક્રિ૦ સ૦ લટકે એમ કરવું, ટાંગવું; ઝુલતું રાખવું. (૨) આધાર રહિત કરવું; લબડે એમ કરવું. અદ્ધબદ્ધ-અંતરિયાળ રાખવું.

**લટકાવું**, ક્રિ૦ અ૦ ટંગાવું; ટિંગાવું, લબડવું.

**લટકાળું**. વિ૦ લટકાવાળું; શોભીતા મોહક અંગ મરોડવાળું.

**લટકું**, ન૦ છટાદાર અંગચાળો; નખરૂં; લહેકો.

**લટકો**, પુ૦ શરીરના એકાદ અવયવની મોહક છટાદાર હિલચાલ; ભાવ ભર્યો અંગ મરોડ. (૨) અભિનય; નખરૂં; ચાળો. (૩) સહેજ નમી પાછું હતું તેમ થઇ જાય એવી ચાલ. લટકો-મટકો—શરીરનો અને આંખનો ચાળો.

લટપટ, સ્ત્રી૰ ખૂબ લાડવું ને ગેલ કરવી તે ખૂબ લટી પડવું તે. (૨) ઘાલમેલ; ગાઢ સંબંધ. (૩) ઝટપટ;

લટપટિયું, વિ૰ લીસું; લટી પડે એવું. (૨) ઉતાવળું; ચચળ. (૩) ન૰ હજામની અસ્ત્રો પસવાની ચામડાની પટી [ડાળીઓનો ગુચ્છ.

લટર, સ્ત્રી૰ લટ, શાખા; નાની

લટવું, ક્રિ૰ અ૰ લટીપડવું; નમીપડવું. [વવું તે, આંટો; ફેરો.

લટાર, સ્ત્રી૰ આમતેમ ફરી આ-

લટિયાં, ન૰ છુટાવાળનો પાતળો જથ્થો; ગુંચાયેલી લટો; ભાબરાં. (૨) પાતળી શાખાઓ અને વેલના અંકુરો વગેરે. ક્રિ૰ પ્ર૰ લટિયાં પીખવાં=ભવાડો કરવો; મારવું. લટિયાં ગુંથાવાં=ઘાડા સગાઇ સંબંધમાં હોવું.

લટીપડવું, ક્રિ૰ અ૰ નમી પડવુ; આજીજી કરી દેવી. [નાચતી.

લટુરી, વિ૰. ખુશી; આનંદે

લટોઝટો, અ૰ સહેજસાજ; લેવાયું ન લેવાયું હોય તેમ; અતિ ઉતાવળે; જીજબજ.

લટ્ટુ, વિ૰ લીન; તલ્લીન; એકદમ અધીન-વશ. (૨) પરાધીન; પરવશ. (૩) એકજ વિષયમાં ચિત્ત ચોંટી રહેલું હોય એવું; મશગુલ; એકતાર. (૪) સ્તબ્ધ; કંઇ પણ કરવાને અશક્ત; નિર્બળ. (૫) ભમરડો.

લટ્ઠ. પુ૰ જાડી, ટુંકી અને મજબુત લાકડી; ઠાંગ; દંડો. (૨) વિ૰ શરીરે ભારે ને મજબુત; ધરખમ.

લટ્ઠો. પુ૰ જેમાં ગાડીનાં પઇડાં પરોવાય છે તે લોઢાનો દાંડો (૨) જાડો ને મજબુત માણસ (૩) જાડો માથરપાટ. (૪) પાટલો: ઢાળકી: મોટી લગડી.

લઠ વિ૰ લટ્ઠ.

લઠિંગો. પુ૰ શરીરે પુષ્ટ મજબુત અને મૂર્ખ એવો તે; લઠિયો (૨) લુચ્ચો.

લડકણુ વિ૰ લડાઇખોર; લડકણું.

લડકણું, વિ૰ લડે-કંકાસ કરે એવુ, લડવાડિયુ

લડત, સ્ત્રી૰ ઝગડો; તકરાર; ટંટો; કજિયો મુકરદમો. (૨) લડાઇ,

લડથડવું, ક્રિ૰ અ૰ ઉથલી પ-ડવુ; ગોથુ ખાઇ જવું; ઢળી પડવુ.

લડથડિયું, ન૰ ગોઠીમડું; ગોથું; ગુલાંટ; અડબડીયું. [પીધેલ ને હૃષ્ટપુષ્ટ.

લડધુ વિ૰ અલમસ્ત; લઠ; ખાધેલ

લડધો. પુ૰ લઠિયો; લઠ; (૨) ખાધેલ પીવેલ તોફાની મરદ.

લડબડવું, ક્રિ૰ અ૰ લટકી રહેવું; ટંગાઇ રહેવું; ઝુલવું. (૨) લાભ વગર રહી જવું; આધાર જતો રહેવો; નાસીપાસ થવું: નિષ્ફળ જવું. (૩) ખાતલ રહેવું: નહિ લેખાવું.

લડબડિયું, ન૰ લથડી પડાવું તે; ઠોકર ખાઇ પડવું તે. (૨) વિ૰ લડબડતું રહેલું હોય એવું.

લડવાડ, સ્ત્રી૰ લડાઇ; ટંટો; તકરાર, કજિયો; મારામારી; ઝગડો; બોલાબોલ.

લડવું, ક્રિ૦અ૦ગાળ'ગાળા કરવી; રાર કરવી. (૨) મારામારી કરવી; થનો અને હથિયારનો ઉપયોગ ક- l; બળ બતાવવું; કાપાકાપી કરવી. પોતાનો મત સાબિત કરવાને મ- ; વાદવિવાદ ચલાવવો.

લડવૈયો, પુ૦ લડનારો યોદ્ધો; વીર, સૈનિક; સિપાઇ. (૨) લડાઇ વામાં પાવરધો તે; લડનાર; તીબાજ.

લડસડવું, ક્રિ૦ અ૦ આમતેમ l પડવું; અડબડિયાં ખાવાં; લથ- પગે ચાલવું.

લડલડા, સ્ત્રી૦ અંદર અંદર ઇ ટંટા કર્યાં કરવો તે; લડાલડ; ઝંખાઝી; કજિયો; કંકાસ.

લડાઇ. સ્ત્રી૦ લડવું તે; શારી- તેમજ માનસિક બળ એક બીજાની મે અજમાવવાં તે; ઝગડો; તકરાર. વાદવિવાદ બોલાચાલી; કંકાસ. કજિયો. મુકદ્દમો. (૪) શસ્ત્ર લઇ મારી કરવી તે; સંગ્રામ;યુદ્ધ;જંગ.

લડાઇખોર, વિ૦ લડકણું; લડ- [ વેલું; લાડકું.

લડાક. વિ૦ લડકણું. (૨) લડા-

લડાયક. વિ૦ લડકણું; લડકારું; લડવૈયું; લડી શકે એવું. (૩) લડ- ાાં કામ લાગે એવું;લડાઇના બખ્તરનું.

લડાલડ. સ્ત્રી૦ લડાઇ કર્યાં કરવી લડલડા. (૨) રોજનો કજિયો તે.

લડાલડી. સ્ત્રી૦ લડાલડ; લડાઇ; વઢવાડ; ટંટો. ફિસાદ.

લડાવવું, ક્રિ૦ સ૦ લડે એમ કરવું; બઝાડવું.(૨) કુસંપ કરાવવો; કજિયો કરાવવો. (૩) લાડ કરવાં; વહાલથી રમાડવું;કલાવવું; પંપાળવું; હુલાવીફુલાવી રાખવું.

લડું, ન૦ ગુંછળું; આંટી. (૨) સોનીનું તાર વીંટવાનું ઓજાર.

લડ્ડુ, લાડુ.

લઢણ, સ્ત્રી૦ આચરણ; રીત; પદ્ધતિ. (૨) આદત; ટેવ.(૩)મહાવરો.

લઢવું,જુ૦લડવું. [એકઠાં કરનાર.

લણનાર, વિ૦ કણસલાં તોડીને

લણવું, ક્રિ૦ સ૦ અનાજના છોડ ઉપરથી કણસલાં તોડવાં; (૨) ગુણ લેવો; સંઘરવું. (૩) ફળ પામવું; ભોગવવું. (૪) જાણીલેવું. (૫) વીણી વીણીને ભેગું કરવું.

લત, સ્ત્રી૦ લેહ; ધ્યાન; લગની. (૨) આદત; ટેવ. (૩) વ્યસન; છંદ.

લતા, સ્ત્રી૦ [સં.] વેલ; વેલી.

લતાગૃહ, ન૦ [સં.] વેલીનો માંડવો. (૨) જેની પર વેલા ચડેલા હોય એવી ઝુંપડી. [ માંડવો; કુંજ.

લતામંડપ, પુ૦ [સં.] વેલનો

લતાડ, સ્ત્રી૦ યુક્તિથી ફરી જવું તે; ફરીને તોળવું તે.(૨) છળ; પ્રપંચ; વરકટ. (૩) ગોથાં ખવડાવી પતંગને બીજી બાજુ લઇજવો તે. (૪) માંદ- ગીથી આવેલી નબળાઇ. (૫) ફટકો;માર.

**લતાડવું**, ક્રિ૰ સ૰ ખરાબ કરવું; માઠી હાલતમાં આણવું; માર ખવડાવવો. [ વેલી.

**લતિકા**, સ્ત્રી૰ [સં.] લતા; વેલ;

**લત્તાં**, અ૰ લુગડાં અને બીજા શબ્દો.લુગડાંની સાથે જોડઇને વપરાતો એક શબ્દ–લુગડાંલત્તાં.

**લત્તો**, પુ૰ અમુક નામે ઓળખાતો ગામ અથવા દેશનો વિભાગ; જિલ્લો; ભાગ; પ્રદેશ; ક્ષેત્ર. ( ૨ ) મહોલ્લો; વાસ; પોળ; પાડો.

**લથડપથડ**, અ૰ પાણીથી ભિનાયેલ લુગડાં પગમાં અથડાતાં હોય એમ.

**લદબદ**, વિ૰ પ્રવાહીથી ભરપુર ભીંજાયલું એવું; ખૂબ પલળેલું. (૨) લીન; તલ્લીન; (૨) ચકચૂર; મસ્ત.

**લદાવવું**, ક્રિ૰ સ૰ પીઠ પર બેસાડવું; ઉપર સિંચાવવું.

**લપ**, સ્ત્રી૰ પીડા; આપદા; સંતાપ; પંચાત; ઉપાધિ; લફરું. (૨) ચીકણો માણસ; માથું પકવનારો.

**લપકારો**, પુ૰ જીભ ઉતાવળે ચાલવી તે.

**લપકો**, પુ૰ ચીકણા પદાર્થનો લોચો; ગળફો. (૨) લોંદો; લચકો. (૩) મેણું; ટોણો; બોલ.

**લપકોઝપકો**, પુ૰ સહેજ; કોઇ કામ થયું ન થયું કરી નાખવું તે. કોઇ વખત; જરાતરા.

**લપઝપ**, અ૰ ધાલમેલ; લટપટ.

**લપટ**, સ્ત્રી૰ ચપટ; ચૂંટ. (૨) તલપ. (૩) લહેર. (૪) પેચ; ફેરો.

**લપટ**, વિ૰ તલ્લીન; એકાગ્ર. (૨) એકદમ ચોંટેલું હોય એવું સજ્જડ વળગેલું; ચીવટ.

**લપટઝપટ**, સ્ત્રી૰ ઓચિંતી ઝડપ તે. ( ૨ ) લપેટઝપેટ. (૩ જે કંઇ થોડું ઘણું થયું તે ખરું એમ

**લપટવું**, ક્રિ૰ સ૰ લપેટવું વિંટાળવું; ગુંડાળવું. ( ૨ ) આંટામાં લેવું; પેચમાં–વળમાં ગુંચવી નાખવું.

**લપટાવું**, ક્રિ૰ અ૰ ચોંટી જવું; લીન થવું; ગુલતાન થઇ જવું. ફસાવું ગુંચાઇ જવું; વળગી રહેવું. ( ૩) ચિકારામાં ખરડાવું.

**લપડું**, વિ૰ ઢીલું; રમતું; અંદરના ગાળામાં ફર્યા કરતું. ( ૨) ચીકણું; લીસું; નરમ ( ૩ ) લાલચુ; લોલુપ. ( ૪ ) લાલચિયું.

**લપડવું**, ક્રિ૰ સ૰ [ સં. લિપ્] ચોપડવું; લપેડવું; લેપન કરવું.

**લેપડાક**, સ્ત્રી૰ તમાચો; લપોટ ધોલ. ( ૨ ) મેણું; ટોણો. ક્રિ૰ પ્ર૰ લપડાક મારવી=ટોણો મારવો; ફટકો મારવો; બનાવવું. [લગાડવું; ખરડવું.

**લપરડવું**, ક્રિ૰ સ૰ ચોપડવું;

**લપરડો**, પુ૰ ગાઢા પ્રવાહીનો લેપ; ઓધરાળો.

**લપલપ**, અ૰ ચપચપ; લપલપ એવો અવાજ થાય તેમ; ઝડપથી. ( ૨ ) સ્ત્રી૰ બકવાદ; બડબડ.

લપલપાટ, પુ૦ લપલપ કરવું
તે; બોલબોલ કરવું તે: બકબકાટ;
લવારો. (૨) ઉતાવળે કરી નાખવું તે.

લપલપિયું, વિ૦ લપલપ કરનારું;
વાતાવળિયું; ઉત્પાતિયું. (૨) લવરી-
ખોર; બોલકણું. [ છુપાવું.

લપવું, ક્રિ૦ અ૦ સંતાવું;

લપશિંદર, ન૦ ઘણું લાંબુ ને
ત્રાયસ્ એવું; કંટાળો આપે એવું.

લપસણું, વિ૦ લપસી જવાય
એવું; સરકણું; પગ ખસી જાય
એવું; લીસું.

લપસવું, ક્રિ૦ અ૦ સરકવું;
ખસી જવું. [ લપડાક મારનારો.

લપાટિયો, પુ૦ ઘુસટિયો;

લપાવું, ક્રિ૦ અ૦ ઓથે ભરાવું;
સંકોડાઇ બેસવું; સંતાવું; છુપાવું.

લપુડું, વિ૦ પેટમાં વાત રહે
નહિ એવું; લપલપિયું; વેવલું.

લપેટવું, ક્રિ૦ સ૦ વિંટાળવું;
ઢાંકવું; પડમા ઘાલવું; વેષ્ટન કરવું.
(૨) સંડોવવું; સામેલ કરવું; ફાંદામાં
લેવું; ગુંચવવું.

લપેટાવું. ક્રિ૦ અ૦ વિંટાવું;
ટંકાવું; વેષ્ટિત થવું. (૨) સામેલ
થવું; ગુંચાઇ જવું; ફાંદામાં પડવું.

લપેટો, પુ૦ ખૂબ કસબવાળું
વણતર, કસબથી લપેટી લીધેલા તારનો
વણાટ. (૨) લપ્પો (૩) આચ્છાદન;
ઢાંકણું; આવરણ. [ડવું; ખરડવું.

લપેડવું, ક્રિ૦ સ૦ જાડું ચોપ-

લપેડાવું, ક્રિ૦ અ૦ ચોપડાવું;
ખરડાવું.

લપેડ, વિ૦ ચોંટી જાય એવું;
ખૂબ ચીકણું; ચીવટ. (૨) સ્ત્રી૦ ચીક-
ણું-કંટાળો આપે એવું કામ; પંચાત.

લપેડવું, ક્રિ૦ સ૦ જાડું ચોપડવું;
જાડું લીપવું; ખરડવું. (૨) લેપમાં
ઢાંકી દેવું. (૩) સંડોવવું; સામેલ
કરવું.

લપેડો, પુ૦ જાડોલેપ; ઓઘરાળો.

લપોડ, વિ૦ સારી સમજ વગ-
રનો; મૂર્ખ. (૨) જાડો તેમજ ઠેકાણા
વગરનો; ઉદ્ધત ને બોજ વગરનો.૨૦પ૦
લપોડશંખ=મોટો ને બહુ બોલો મૂર્ખ.

લપ્પડ, વિ૦ લપટાઇ જાય એવું;
ચીકણું: સજ્જડ ચોંટી જાય એવું.
(૨) સ્ત્રી૦ થપ્પડ; લપડાક; ધોલ.

લપ્પનછપ્પન, સ્ત્રી૦ લપાઇ
છુપાઇને કામ કરવુ તે; છુપી ઘાલમેલ.
(૨) છુપાછુપ ચાલતી લેવડ દેવડ.
(૩) પંચાત, ગરબડ; સામું બોલચાલ
કરવું તે.

લપ્પાદાર, વિ૦ ખૂબ કસબ-
જરીવાળું; કલબી પટાવાળું.

લપ્પો, પુ૦ કસબ ચડાવેલો હોય
એવો પટો-કાપડ તે,ભરચક કસબવાળો
વણાટ.

લફડલફડ, અ૦ આમ તેમ
લબડલબડ થતું હોય તેમ. (૨)
ઝુલતું-લબડતું લટકતું-હોય એમ (૩)
ડોલતું-ફરફરતું-ડગમગતું હોય એમ.

લફડવું, વિ૦ આમ તેમ છૂટું અને લબડતું; લટકતું; ઝુલતું ને ફફડતું.

લફડવું, ક્રિ૦ અ૦ લબડવું; અથડાય એમ લટકવું; લફડલફડ થવું.

લફરૂં, ન૦ ઝરડું, પીડા રૂપ વસ્તુ ઢંઢાળો ઉપજાવે એવું અને અણગમતું તે.

લફંગાઇ, સ્ત્રી૦ લફંગાપણું; આબરૂની દરકાર વગર અનીતિએ ચાલવું તે; નફટતા; ઉદ્ધતાઇ. (૨) ધૂર્તતા; સત્યાસત્ય જોયા વગર સ્વચ્છંદે ચાલવું તે.

લફંગાવેડા, પુ૦ લફંગાની માફક વર્તવું તે; એલફેલ બોલવું તે; ઉદ્ધતાઇથી-અનીતિએ વર્તવું વગેરે તે.

લફંગું, વિ૦ જેની લુચ્ચાઇમાં સાખ હોય એવું, નિર્લજ્જ અને નીતિભ્રષ્ટ તે. [ લાળ. (૩) ઝટ.

લબ, પુ૦ [ फा॰ ] હોઠ. (૨)

લબલબ, અ૦ લપકે લપકે; ઝટઝટ.

લબડધકે, અ૦ દમમાં ને દમમાં ધમકાવીને; બળાત્કારે; ઝપાટાબંધ.

લબડવું, ક્રિ૦ અ૦ ઝુલતા રહેવું; લટકાવું; ટંગાઇ રહેવું; અધ્ધર રહેવું (૨) ધારેલું અરધેથી બગડી જવું; નિષ્ફળ જવું.

લબડાવવું, ક્રિ૦ સ૦ લબડે એમ કરવું; લટકાવવું; ટાંગવું; ઝુલાવવું. (૨) આશા ભંગ કરવું; નાસીપાસ કરવું.

લબતરૂં, (લબુતરૂં), વિ૦-પોચું અને સુંવાળું; નરમ. (૨) કૌવત વગરનું; પાતળું; કૃશ; ક્ષીણ.

લબાચિયો વિ૦ ચિંથરિયો.

લબાચો, પુ૦ મેલાં ફાટેલાં લુગડાંના લોચાનો જથ્થો; ડુચાનો જથ્થો. (૨) જેવો તેવો સર સામાન અને કપડાંનો જથ્થો.

લબાડ, વિ૦ જૂઠું; લુચ્ચું.

લબાડી, સ્ત્રી૦ જુઠાણું; લુચ્ચાઇ.

લબુલબુ અ૦ -ભયને લીધે શિથિલ થતા ને થરથરતાં એમ.

લબુકલબુક, અ૦ લબુલબુ.

લબુકિયાં, ન૦ લબુલબુ થવું તે.

લબોલું, મો; માથાનો આગલો ભાગ. (૨) ડાચું. (૩) લબાચો.

લબ્ધ, વિ૦ [ સં. ] મળેલું; પ્રાપ્ત; લાધેલું. [ ઉપજ.

લબ્ધિ, સ્ત્રી૦ પ્રાપ્તિ, લાભ;

લભ્ય, વિ૦ [ સં. ] મળે એવું; પહોંચાય-લેવાય એવું.

લમણું, ન૦ ગાલની બાજુનો કાન આગળનો માથા નીચેનો ભાગ; કપાળનાં બે પડખાં તરફનો પ્રદેશ.

લય, પુ૦ [સં.] નાશ; વિધ્વંસ; પાયમાલી (૨) જગતનો નાશ, પ્રલય. (૩) ગળીને એક રસ થઇ જવું તે. (૪) એકાગ્રતા; લીન થઇ જવું તે; એકલક્ષતા. (૫) સૂરની એકતારતા; વિરામ.

લયાનત, સ્ત્રી૦ (ન૦) શરમ; લાજ. (૨) ધિક્કાર; ફિટકાર (૩) બદદુઆ; લ્યાનત.

લલકાર, પું૦ લાંબો સૂર કાઢી ગાવું તે; છુટે મોંએ સૂર કાઢવો તે. (૨) લલિત ધ્વનિ; થનથનાટ.

લલકારવું, ક્રિ૦ સ૦ લાંબે સ્વરે ગાવું; મોટે રાગે સૂર ખેચીને ગાવું.

લલચાવવું, ક્રિ૦ અ૦ લાલચમાં નાખવું; લોભાય તેમ કરવું. (૨) ભમાવવું. (૩) મોહિત કરવું; આકર્ષવું

લલચાવું, ક્રિ૦ અ૦ લાલચમાં પડવું; લોભાવું; ચાહેના થવી. (૨) મોહિત થવું; પ્રેમ લાગવો.

લલના, સ્ત્રી૦ [ સં. વિલાસી-લહેરી-સુંદર સ્ત્રી.રસિક અને વિલાસી સ્ત્રી; પ્રેમ ઘેલી રઢિયાળી યુવતી.

લલંતિકા, સ્ત્રી૦ [સં.] નાભી લગી લટકતી રહે એવી લાંબી માળા અગર કંઠી. [ લલાટલેખ=ભાગ્યલેખ.

લલાટ, ન૦ [સં.] કપાળ ભાલ.

લલા ટિકા, સ્ત્રી૦ [સં.] સ્ત્રીઓના કપાળ પર પડી રહે એવું જડિત ઘરેણું; દામણી.

લલિત, વિ૦ [ સં. ] રંજન કરે એવું આનંદ ઉપજાવે એવું (૨) સુંદર. મનોહર; છબીલું. (૩) ચંચળ; અસ્થિર, કંપિત (૪) નાજુક. કુમળું; રઢિયાળું. (૫) એક રાગ-છંદ.

લલિતા, સ્ત્રી૦ [ સં. ] રસિક સુંદર ને નાજુક સ્ત્રી; લલના; મનોહર તરુણ સ્ત્રી (૨) રાધાની એક સખી.

લલુતા, સ્ત્રી૦ લાલચ; ચાહેના; લોભ તૃષ્ણા; આશા;આકાંક્ષા.[તૃષ્ણા

લલુપતા, સ્ત્રી૦ લાલચ; લલુતા;

લલાંપતાં, ન૦ લાડકાં સવાસલાં; ખુશામતિયાં વખાણ, (૨) મલાવડાં; હાજીહા કરવું તે (૩) લાડ-વહાલ ભર્યાં મનવણાં પ્રેમથી ફુલાવ્યા કરવું તે

લલ્લો, પું૦ લકાર; લ એવો અક્ષર અને ઉચ્ચાર.

લવ, પું૦ [ સં. ] કણ. દાણો; અણુ. (૨) અંશ. ભાગ. (૩) બિંદુ; ટીપું. (૪) નિમેષનો સોળમો ભાગ. (૫) લવારો; બકબકાટ (૬) શ્રી રામચંદ્રનો પુત્ર. (૭) વિ૦ લગાર; જરા; થોડુંક.

લવણ, ન૦ મીઠું. લુણ નિમક. (૨) તેજ; નૂર; કાંતિ. (૩) ખાહોશી.

લવરી, સ્ત્રી૦ ગમે તેમ બોલ બોલ કરવું તે; બકવાદ લવારો

લવલવ, સ્ત્રી૦ લવરી.

લવલવવું, ક્રિ૦ અ૦ નકામું બોલ બોલ કરવું; સંબંધ વગરનું ગમે તેમ બોલ્યા કરવું, બકવું; નિરર્થક બબડયા કરવું.

લવલવાટ, પું૦ લવરી, બકવાદ.

લવલી સ્ત્રી૦ [ સં ] એક જાતની વેલી, લતા. [ કિંચિત.

લવલેશ, વિ૦ જરાક. કંઇક;

લવવું, ક્રિ૦ અ૦ લવારો કરવો; બોલબોલ કરવું; બકવું; બડબડવું.

લવંગ, નં૦ [ સં. ] એક જાતનો

ગરમ તેલનો અને તેલું લાડ તે; લ-વિંગ. લવિંગિયું=લવંગના આકારનું કર્ણાભૂષણ.

લવંત્રી, સ્ત્રી૦ લવરી કરનારી.

લવાજણ, [ સં. लावण्य ] બોલવા ચાલવાની લાયકી; વિવેક; બોલીની મિઠાશ; મુલાયમપણું.

લવાજમ, ન૦ [ अ. ] અમુક મુદતે આપવાની રકમ; વરસોંદ; મુકરર કરેલા મુદતનો ભાવ તે. ( ૨ ) મજૂરી. દસ્તુરી; હકસાઇ. ( ૩ ) હપતે આપવામાં આવતું નાણું તે.

લવાદ, પુ૦ [ अ. ] વાંધો પતવી આપનાર પંચાતિયો; મ-ધ્યસ્થ. [ પંચાત.

લવાદી, સ્ત્રી૦ લવાદનું કામ;

લવાર. પુ૦ લુહાર; લોઢું ગાળ-વાને ઘડવાનો ધંધો કરનારા લોકોની નાત. લવારવાડો=લુહારોનો મહોલ્લો.

લવાદનામું, ન૦ પંચાતનામું; લવાદ નિમ્યા બદલનો લેખ.

લવારી, સ્ત્રી૦ લવારો; બકવાદ.

લવારૂં, ન૦ બકરીનું બચ્ચું. (૨) પાવળું બાળક. [ લવલવ.

લવારો, પુ૦ લવારી; બકવાદ;

લવિંગ, ન૦ લવંગ.

લવિંગિયું, વિ૦ લવંગ જેવું નાનું અને તીણું. ( ૨ ) ન૦ લવંગ જેવું નાજુક કાનની બુટનું ઘરેણું.

લજ્જ, પુ૦ [ अ ] શબ્દ; બોલ.

, પુ૦ લરૂઓ; મશ્કરો; વિદૂષક. ( ૨ ) બોલવા માટે જીભના છેડાનું હાલવું તે; લજ્જો; જીભની હિલચાલ.

લશ્કર, [ फा ] લડનારા માણ-સોનો સમૂહ; સેના; ફોજ. ( ૨ ) ઝુંડ; ટોળું; જૂથ. [ સૈનિક; ફોજનું.

લશ્કરી, વિ૦ લશ્કર સંબંધી;

લસણ, ન૦ [ સં. लशुन ] ઉગ્રવાસવાળો એક કંદ. ( મસાલા અને ઓસડમાં એનો ઉપયોગ થાયછે.)

લસણિયું, વિ૦ લસણની ભેળ-વણીવાળું. ( ૨ ) લસણ જેવું.

લસણિયો, પુ૦ લસણના રંગ-નો કિંમતી હીરો.

લસતું, વિ૦ શોભતું; સુંદર. ( ૨ ) ઢીલું; નરમ. [ લાંબુ લસરક.

લસરક, અ૦ ખૂબ લાંબું એમ:-

લસરકો, પુ૦ લાંબો લીટો; આંકો; લસરકો; ( ૨ ) ઘસરકો.

લસલસતું, વિ૦ તાજું; તાજું ને ઘીથી ભરેલું:-લસલસતી લાપશી. ( ૨ ) તેજ મારતું ને લલિત લાગતું. ( ૩ ) મોજમાં ડોલતું હોય એવું; સ્નિગ્ધ; મધુર.

લસલસવું, ક્રિ૦ અ૦ સ્નેહથી ભરપુર હોવું. ( ૨ ) તેજથી ચળકવું. ( ૩ ) મોજમાં ડોલવું.

લસલસાટ, અ૦ નિર્ભ્રાન્ત નિદ્રા આવી રહેલી હોય તેમ; સારી રીતે; કંઇપણ ખલેલ વગર; ઘસઘસાટ.

લસવું, ક્રિ૦ અ૦ ચળકવું. (૨) શોભવું; ખિલવું. (૩) રમવું; નાચવું. (૪) સરી જવું; સરકવું.

લસોટવું, ક્રિ૦ સ૦ ઘસીને વાટવું; ઘસવું; પીસવું.

લહર, સ્ત્રી૦ લહેર; તરંગ; મોજું. (૨) મંદ પવન આવવો-લાગવો તે. (૩) તુરંગ; ઉભરો; વેળ. (૪) આનંદની મોજમઝા.

લહરી, સ્ત્રી૦ તરંગ; મોજું.

લહવું, ક્રિ૦ અ૦ લહેવું; જાણવું; સમજવું. [ (૨) કમાઇ; આવપત.

લહાણુ, ન૦ ફળ; લાભ; નફો.

લહાણી, સ્ત્રી૦ બક્ષીશ આપવી તે; લહાણું આપવું તે; ઇનામ. (૨) ભેટ-ઇનામની ચીજ તે.

લહાણું, (લાણું-લ્હાણું); ન૦ દરેક ઘર અથવા કુટુંબ દીઠ ભેટ આપવી તે; ભેટની વસ્તુ. રૂ૦ પ્ર૦ લહાણું નોતરું=વ્યક્તિત્વની ગણના.

લહાવું, ક્રિ૦ સ૦ જણદીઠ કંઇ આપવું. વહેંચવું.

લહાવો, પુ૦ ઉપભોગાનુભવ; લાભ; ભોગવટો. (૨) ઓરિયો; ઓરતો.

લહિયો, પુ૦ લખવાનું કામ કરનારો; નકલ કરવાનું કામ કરનારો.

લહે, સ્ત્રી૦ લેહ; તાન; નેડો; અનુરાગ; ગોઠ. (૨) એક ચિત્ત થઇ જવાનું તે; એક ધ્યાન. (૩) આનંદ આવવો તે. (૪) સ્વાદ; લહેજત.

લહેકવું, ક્રિ૦ અ૦ હવામાં ફરફરી રહેવું; ઝુલી રહેવું; ઝુકવું.

લહેકો, પુ૦ આકર્ષણ કરે એવું જે અંગ સંચાલન તે; મજેદાર ચાળો. (૨) ચાંપીને બોલવું તે; ચાપલુશી.

લહેર, સ્ત્રી૦ લહર; લ્હેર; મંદ પવનની ઝપટ. (૨) પાણીમાં આવતાં નાનાં નાનાં મોજાં; તરંગ. (૩) વાંકી નીચી ઉંચી લીટીની ભાત; તરેહ. (૪) વિચારનો મોજો; તુરંગ; ઊર્મિ. (૫) કેફ; ઉમંગ અને આનંદની ખુમારી. (૬) સમૃદ્ધિની વૃદ્ધિ; આબાદી. (૭) મોજમઝા; આનંદ. લહેર મારવી =આનંદમાં રહેવું. (૮) મદ; આઇંતાનો ફાંકો.

લહેરિયું, ન૦ વાંકડિયા લીટાની ભાતનું સ્ત્રીઓને પહેરવાનું લુગડું. (૨) એક ઘરેણું. (૩) ખુમારી; ઝોકું.

લહેરી, વિ૦ આનંદી. મનમોજી. (૨) રંગીલું; તાની. (૩) કેફી. વ્યસની. (૪) ખ્યાલી. (૫) વિલાસી.

લહેવું, ક્રિ૦ સ૦ ધ્યાનપર લેવું; સાંભળવું. (૨) સમજવું.

લહોવું, ક્રિ૦ સ૦ લુછવું. (૨) ઘસીને સાફ કરવું. (૩) ચોંટેલું લઇલેવું.

લળકવું, ક્રિ૦ અ૦ લળવું; નીચા નમવું; ઝુકવું. (૨) ઝગકવું; તેજ મારવું. (૩) શોભવું; દીપવું. (૪) ખાવાનો ભાવ થવો.

લળવું. ક્રિ૦ અ૦ નીચું વળવું; નમવું; ઝુકવું. (૨) તેજ મારવું;

કવું. (૩) પ્રેમથી ઉભરાવું. (૪) ભારથી નમી જવાવું. ( ૫ ) સ્વાદ લાગવો; ભાવવું. [નમવું. લચી પડવું.

**લળીપડવું**, નમી પડવું; ભારથી

**લંક**, સ્ત્રી૦ ( ન૦ ) રાવણની નગરી (૨) કમરનો વાંક; મરોડ. કમ્મર આગળનો પાતળો સાંકડો ભાગ. ક્રિ૦ પ્ર૦ લંક લાગવું=લંકા જીતાવી; મોટો જય મળવો. (૨) તવંગર થઇ જવું.

**લંકા**, સ્ત્રી૦ રાવણની નગરી. હાલનો સિંહલદ્વીપ. (૨) એક જાતની આતસબાજી; દારૂખાનું. ક્રિ૦ પ્ર૦ લંકા કરવી=આગ લગાડવી; બાળવું; ફૂંકી દેવું. લંકા લૂટવી=ખૂબ ધન મેળવવું. કહે૦ લંકાની લાડી ને ઘોઘાનો વર.

**લંગડ**, વિ૦ લૂલું; લંગડાતું; ખોડું; પંગુ; પાંગળું.

**લંગડાવું**, ક્રિ૦ અ૦ ખોડાવું; લંઘાવું; રાંટું ચલાવું. [ખોડું.

**લંગડું**, વિ૦ લૂલું; પંગુ; પાંગળું.

**લંગર**, ન૦ વહાણની બિલાડી; નાંગર. (૨) પગનું ઘુઘરીઓવાળું ઘરેણું; ઝાંઝર. (૩) એક છેડે વજન બાંધેલી દોરી. (૪) હારકતાર; એક એકની પાછળ લાગેલું-વળગેલું હોય એવું જૂથ.

**લંગરવા**, ન૦ લંગર; ઓળંબો; છેડે વજન બાંધેલી છોકરાને રમવાની દોરી.

**લંગરવું**, ક્રિ૦ સ૦ લંગર નાખીને વહાણને થોભાવવું; નાંગરવું; .રવાર કરવું. (૨) એક બીજાની પાછળ જોડવું; વળગાડવું; જોતરવું. (૩) આતરવું; ફાંદામાં નાખવું.

**લંગરિયું**, વિ૦ લંગરવાળું. (૨) ના૦ ઝાંઝર; આંબળિયું.

**લંગરી**, સ્ત્રી૦ ઘુઘરીઓવાળું બાળકનું પગનું ઘરેણું. ઝાંઝરી.

**લંગાર**, સ્ત્રી૦ લાંબીહાર; પંક્તિ; ધાલ. [ખોડંગાવું.

**લંગાવું**, ક્રિ૦ અ૦ લંગડાવું;

**લંગૂર**, ન૦ [ સં. लांगूल. ] પુચ્છ; પૂછડું. (૨) વાંદરું; માંકડું.

**લંગૂરિયું**, વિ૦ પૂછડાવાળું. (૨) ના૦ માંકડું; વાંદરું. ( ૩ ) લફરું.

**લંગોટ**, પુ૦ પેંચાને સખત વાળેલી લંગોટી; કાછોટો. રૂ૦ પ્ર૦ લંગોટબંધ=બ્રહ્મચારી અવસ્થામાં.

**લંગોટિયું**, વિ૦ લંગોટી વાળીને ફર્યા કરે એવું; બાળ અવસ્થાનું; નાનું. લંગોટિયામિત્ર=બાળમિત્ર; સાથે રમનારા. લંગોટિયો વસ્તાર=લંગોટીયુધન; પુત્રસંતતિ.

**લંગોટી**, સ્ત્રી૦ એબ ઢંકાય તેમ કમ્મરે બાંધેલા દોરા સાથે પેંચાને બાંધવાનો લુગડાનો કકડો. ક્રિ૦ પ્ર૦ લંગોટી વાળવી=બાવા થવું; સંસાર છોડી દેવો. ( ૨ ) માલમિલકત ગુમાવી દેવાં.

**લંગોટો**, પુ૦ મોટી લંગોટી; કચ્છ. ( ૨ ) વેરાગી; બાવો; સાધુ.

**લંઘન**, ન૦ [ સં. ] લાંઘવું તે; લાંઘણ; ઉપવાસ.

લંઘવું, ક્રિ૦ અ૦ અપવાસ કરવો; ખોરાક નહિ લેવો. (૨) લાંઘણો કરવી. (૩) ઓળંગવું; કુદી જવું. (૪) અનાદર કરવો.

લંધી, સ્ત્રી૦ કુટાવનારી; રાજિયા ગાઇ કુટણું કરાવનારી [ધંધો કરનારો.

લંઘો પુ૦ શરણાઇ વગાડવાનો

લંછન, ન્રુ૦ [ સં. लाञ्छन ] લાંછન; લાખું, ચિહ્ન; નિશાન. (૨) ડાઘ, કલંક; કાળી ટીલી. (૩) ખોડ.

લંઠ, વિ૦ લાંઠ; દોંગું; દાડિયું. લુચ્ચું, ધૂર્ત. (૩) વંઠેલ.

લંઠોર, વિ૦ મોટી ઉમરનો કુંવારો અને ઠેકાણા વગરનો; રાંડેલો.

લંપટ, વિ૦ [ સં. ] વિષયમાં લપટાઇ ગયેલો; કામી; કામુક; લુચ્ચો; રંડીબાજ. સ્ત્રીલંપટ=વ્યભિચારી.

લંબ, વિ૦ [ સં. ] લાંબુ; દીર્ઘ. (૨) વિસ્તીર્ણ; વિશાળ (૩) ઓળંબો; લંગર. (૪) કાટખુણો કરે એવી ઉભી લીટી. લંભકર્ણ=ગધેડા. લંબોદર=ગણેશ.

લંબગોળ વિ૦ અંડાકૃતિ; મધ્ય માંથી સામસામી બે બાજુ તરફ ગોળ. યતી લાંબી સપાટીવાળું [લાંબુ અંતર.

લંબાઇ, સ્ત્રી૦ લંબાણ; દીર્ઘતા.

લંબાણ, ન૦ લંબાઇ દીર્ઘતા; (૨) છેટું; વિસ્તાર; ફેલાવો.

લંબાવવું, ક્રિ૦ સ૦ લાંબુ કરવું; વધારવું; ઘણો વખત લે એવું કરવું; દૂર લગી પહોંચાડવું.

લંબાવું, ક્રિ૦ અ૦ લાંબું થવું; વધવું; તણાવું; ખેંચાવું. [હોય એવું.

લંબુશ વિ૦ વધારે ઉંચું કે લાંબુ

લંબોચાઇ, સ્ત્રી૦ સીધી ઉંચાઇ.

લંબોદર, વિ૦ [ સં. ] લાંબા પેટવાળું. ફાંદવાળું. (૨) ના૦ ગણપતિ.

લાઇ, સ્ત્રી૦ લાહી; કાછ ખેળ.

લાઇલાજ, વિ૦લાચાર; નિરૂપાય.

લાકડ, ન૦ લાકડું; કાષ્ઠ, કાઠી. (૨) વિ૦ લાકડાનું. [તુટયાં લાકડાં વગેરે.

લાકડકુકડ, ન૦ આખાં ને ભાગ્યાં

લાકડશાઇ, વિ૦ લાકડશી.

લાકડશી, ન્રુ૦ લક્કડશી.

લાકડિયું, વિ૦ લકડિયું.

લાકડી, સ્ત્રી૦ પાતળો ને લાંબો લાકડાનો દંડો; દંડ; જેષ્ઠિકા; લાઠી; કાઠી; સોટા; ડાંગ; છડી; સોટી. ક્રિ૦ પ્ર૦ એક લાકડીએ હાંકવું=ભેદ રાખ્યા વગર એક સરખો દોર ચલાવવો. લાકડીઓ ઉડવી=લડાઇ થવી.

લાકડું, ન૦ [સં. लकुट-लगुद] ઝાડનું કલેવર; ઝાડનો ફૂલપાન વગરનો ભાગ-કકડો તે; કાષ્ઠ; (ઇમારતી લાકડું અને બળતણનું લાકડું.) ક્રિ૦ પ્ર૦ લાકડું ઘાલવું=બાબત ઘુસાડવી, આડખીલી દાખલ કરી દેવી. લાકડે માંકડું જગાડવું=યોગ્યતા જોયા જાણ્યા વગર સંબંધ બાંધી દેવો. લાકડાં લડાવવાં=ઉલટું સુલટું સમજાવી તકરાર થાય તેમ કરવું. લાકડાંમાં જવું=મરી જવું.

કહેૅ૦ લાકડાની તરવારે મહીનો ખાવો=દમમાં ને દમમાં આવડ વગર કામ કર્યે જવું.

લાક્ષણિક. વિ૦ [સં.] લક્ષણથી જાણવા જોગ જે અર્થ વગેરે તે; સાંકેતિક. લક્ષણ સૂચક. (૨) અસાધારણ સ્વભાવદર્શક; ગૌણ. (૩) પારિભાષિક.

લાક્ષા. સ્ત્રી૦ [ સં. ] લાખ.

લાખ, વિ૦ [સં.] લક્ષ; ૧૦૦૦૦૦ રૂ૦ પ્ર૦ લાખ રૂપિયાનું માણસ=આબરૂદાર પ્રમાણિક માણસ. લાખ ટકાની વાત=ખરી—અમૂલ્ય વાત. લાખ વાતની એક વાત=મુદાની વાત. કહેૅ૦ લાખે લેખા=સોએ કે હજારે નહિ પણ જ્યાં લાખે લખાણ ચાલતાં હોય તે.

લાખ, સ્ત્રી૦ [સં. લાક્ષા] ઝાડ ઉપર જીવડાંએ બનાવેલો લાલ રંગનો ચીકણો પદાર્થ. (૨) એક જાતનાં જીવડાંનાં ખોખાંમાંથી બનાવેલી લાલ-રંગની ચીકણી બનાવટ; અળતો.

લાખવું, ક્રિ૦ સ૦ લાખવાળું કરવું; લાખ ચડાવવી.

લાખિયું, વિ૦ લાખવાળું; લાખ ચડાવેલું; લાખેલું. (૨) ના૦ લાખનું કડું. [લાંછન; ગુંજ; ચિહ્ન.

લાખું ન૦ શરીર ઉપરનું ચાઠું;

લાખેણું, વિ૦ પ્રતિષ્ઠિત; આબરૂદાર; પ્રમાણિક. (૨) ઉંચા ગુણવાળું; [ ચડાવેલું.

~ ,' વિ૦ લાખેલું; લાખ

લાખોટો, પુ૦ લખોટો; લાખની સીલ મારી બીડેલો કાગળ. (૨) લાખની મોટી ગોળી.

લાગ. પુ૦ યોગ્ય વખત; સંજોગ; તક; તાલ; પ્રસંગ; તાકડો; દાવ. (૨) ટેકણ; ઝીલણ; આધાર. ક્રિ૦ પ્ર૦ લાગ આવવો= તક મળવી. લાગમાં આવવું =દાવમાં આવવું. (૩) યુક્તિ; કળ.

લાગટ, અ૦ હમેશ; ચાલુ; જારી; એક સરખું; સતત; નિરંતર.

લાગઠું, ન૦ આડો સંબંધ; યારી. (૨) ઘરવટ; પરિચય.

લાગણી, સ્ત્રી૦ અંતરમાં થતી અસર; મનોવૃત્તિ; ભાવના (૨) જ્ઞાન; બોધ; સમજ. (૩) ડંખ; દાઝ; પ્રેમ; વાત્સલ્ય; દયા. વગેરે સંબંધી અસર.

લાગત, સ્ત્રી૦ લાગેલો ખરચ; આપવું પડેલું મૂલ્ય. (૨) કર; જકાત. દાપું. [ સંબંધવાળું.

લાગતું, વિ૦ લાગેલું હોય એવું;

લાગતુંવળગતું, ન૦ સંબંધ રાખતું હોય એવું જે તે; લાગેલું અને વળગેલું હોય એવું; સ્નેહ; ઓળખાણ; સગાઇ; પરિચય. લાગતાવળગતા= સાથે જોડાયેલા અથવા સંબંધવાળા.

લાગભાગ, પુ૦ સંબંધનો જે હક અને હિસ્સો તે.

લાગલાગટ, અ૦ ચાલુ; નિરંતર; હંમેશ. (૨) ઉપરાઉપરી; સાથે સાથે. (૩) તરત; તેજ વેળાએ.

લાગલું, અ૦ તરતજ; તેજ વેળા; સાથે સાથેજ

લાગવું, ક્રિ૦ અ૦ [ સં लग् ] સંબંધ થવો, સ્પર્શ થવો; અથડાવું; અડકવું. (૨) વાગવું; આઘાત થવો. (૩) ફૂટવું; સળગવું. (૪) જણાવું; દેખાવું; ભાસવું. (૫) અસર થવી. (૬) હાજત થવી; ઇચ્છા ઉપજવી. (૭) બળવું; સળગવું. (૮) ચોંટવું; મિલવું; વળગી રહેવું; ચિકટાવું. (૯) કિંમત પડવી; ખરચ થવું. (૧૦) જડવું; પ્રાપ્ત થવું. (૧૧) સબંધી થવું; સગપણ હોવું. (૧૨) ભાસવું; દીસવું. (૧૩) કામે વળગવું; ઉદ્યોગે ચડવું; જોડાવું. (૧૪) લાગુ પડવું; અનુકૂળ આવવું. (૧૫) મચ્યા રહેવું; વળગ્યા રહેવું; કેડો લેવો. (૧૬) દુ:ખ થવું; સતાવું. (૧૭) રીસ ચડવી. (૧૮) ઉપયોગી થવું; [ બીજાં ક્રિયાપદ સાથે જોડાઇ વિવિધ અર્થે વપરાય છે.] રૂ૦ પ્ર૦પગે લાગવું=નમવું. કામ લાગવું= ઉપયોગી થઇ પડવું. ચટકો લાગવો= રીસ ચડવી. રંગ લાગવો=રસ પડવો. શાપ લાગવો; પાપ લાગવું; હાથે લાગવી; વગ લાગવી; અચંબો લાગવો! વગેરે.

લાગુ, વિ૦ લાગેલું; વળગેલું હોય એવું; સાથે જોડાયેલું. (૨) મળતું; બંધબેસ્તું; અનુકુળ આવતું (૩)મોહમાં પડેલું; અનુરક્ત (૪) ચાલુ; જારી

લાગેલું, વિ૦ અડકેલું; વળગેલું. (૨) ભાગેલું; ચોટેલું. (૩) મોહમાં પડેલું; જોડાઇ રહેલું. (૪) બળેલું, સળગેલું.

લાગો, પુ૦ હકનો કર; દાપું; વેરો; દાણ; જકાત; હાંસલ હકસાઇ.

લાઘવ, ન૦ [સં.] નાન પણું; લઘુત્વ. (૨) હળવાપણું. (૩) નીચતા. (૪) નાજુકપણું; મૃદુતા. (૫) ચપળતા; ચ ચળાઇ. (૬) ક્ષુદ્રકપણું.

લાચાર, વિ૦ [फा.] નિરુપાય; કંઇ બની શકે નહિ એવી સ્થિતિમાં; નિરાશ. (૨) ગરીબ, રાંક પામર.

લાચારી, સ્રી૦ કંઇ બની શકે નહિ એવી હાલત; નિરૂપાયતા. (૨) ગરીબાઇ.

લાછ, સ્રી૦ [સં. लक्ष्मी] લક્ષ્મી; ધન, દોલત. લાછાકુંવર=ધનવાનનો પુત્ર, પૈસાદાર વર

લાછાં, (લાગે-લાછા), ન૦ (પુ૦) હાથેળી અને પગના તળિયા ડામવા તે રૂ૦ પ્ર૦ લાછા લેવડાવવા=ત્રાસ આપવો; ગરમ રેતીપર ચલાવવું; અગ્નિ દિવ્યની એક શિક્ષા તે

લાછો, પુ૦ નરમ ને સુંવાળા રેશમની આંટી રૂ૦ પ્ર૦ હીરના લાછા જેવું=સુંવાળું અને નરમ સ્વભાવનું.

લાજ, સ્રી૦ [ સં.लज्जा ] મનનો સંકોચ તે; શરમ. (૨) અદબ, મર્યાદા; મલાજો. (૩) વહુઓ માથા ઉપરનો છેડો મોં પર ખેંચે છે તે. ઘુંઘટો; આધું ઓઢવું તે (૪) માન, પ્રતિષ્ઠા;

આબરૂ, ટેક; સાખ. ક્રિ૦ પ્ર૦ લાજ રાખવી=આબરૂ સાચવવી; માન જાળવવું. કહે૦ જેણે મૂકી લાજ તેને નાતું શું રાજ. લોકલાજ=લોકમાં નિંદા થવાનો ભય. [ યોગ્ય, લાયક

લાજમ, વિ૦ [ આ૦ ] ઘટિત;

લાજલજામણી, સ્ત્રી૦ શરમ: લજામ: સંકોચ (૨) આગળી કે પવનનો સપાટો લાગતા પાતરીઓ કર માઇ જાય એવો એક નાનો છોડ તે

લાજવાળું, વિ૦ શરમાળ. (૨) (૧) આબરૂદાર.

લાજવું, ક્રિ૦ અ૦ શરમાવું; સંકોચાવું; અદબમા રહેવું. (૨) માન ભંગનો ડર રહેવો. ટેકમાં રહેવું.

લાજા, [ સં ] ડાંગરની ધાણી; મમરા; કુરમરા. લાજહોમ=લગ્ન વિધિમાં વરકન્યા વેદીમાં જે ડાંગર હોમે છે તે વિધિ.

લાજાળી, સ્ત્રી૦ લજામણી

લાજાળું, વિ૦ લાજવાળું; શરમાળ. (૨) લજામણીનો છોડ.

લાજુલાડી, વિ૦ બહુ શરમાળ; શોં સંતાડતું ફરે એવું. (૨) લજામણીનો છોડ.

લાટ, સ્ત્રી૦ ધરી.ચાક વચ્ચે રહેતો નરો પાયો તે; લઠ્ઠો. (૨) ચરખાની ધરી. (૩) ઘાણીનું ફરતું મોટું લાકડું. (૪) લાકડી; સળિયો. (૫) તરંગ; મોજો. (૬) અ૦ સાથે; સામટી રીતે. લાટબંધ=જથાબંધ.

લાટાનુપ્રાસ, પુ૦ [સં.] કવિતાની રચનામાં આવતો એક શબ્દાલંકાર: સમ ઉચ્ચારવાળા એક વર્ગના અક્ષરનું આવર્તન તે;વર્ણપ્રાસ,યમક.

લાટી, સ્ત્રી૦ લાટ દેશની

લાટો, પુ૦ મોજો તરંગ હેલો.

લાઠી, સ્ત્રી૦ જાડી અને મજબુત લાકડી. જેષ્ટિકા: ડાંગ. (૨) લાકડાની વખાર.

લાઠો, પુ૦ ધાતુની ભારે લગડી. (૨) દગડ, (૩) તરંગ. હેલો; મોજો.

લાડ, ન૦ પ્રેમના ઉભરાથી ખેલાવવું તે; વહાલ સોયુ વર્તન; રાજીરાજી રાખવું તે. (૨) પ્રસન્ન રાખવાનાં સાધન અને વર્તન તે. (૩) હેત; પ્રેમ; વહાલ. (૪) વાણિયાની એક નાત.

લાડકડું, વિ૦ લાડકું; લાડમાં રાખેલું; અત્યંત વહાલું લાડકડી=લડાવેલી અને વહાલી છોકરી; લાડકી; લાડકવાઇ.

લાડકવાઇ, સ્ત્રી૦ લાડકી; વહાલી છોકરી. લાડકવાયો=લાડકો. લાડકવાયું =વહાલુ ને લડાવેલું.

લાડકાલાડુ પુ૦જનોઇ ને વિવાહ વગેરે અવસરે સ્નેહીસગાં વરકુપી ભેટ અપાતી મિઠાઇ તે

લાડકું, વિ૦ વહાલથી ઉછેરેલું; લડાવેલું; વહાલું લાગે એવું; લાલું; સ્વચ્છંદમાં ઉછરેલું લાડકી=લડાવેલી છોડી. લાડકો=લડાવેલો છોકરો; ખૂબ લાલન પાલન કરી વહાલમાં રાખેલો.

**લાડણી**, સ્રી૦ લાડઘેલી કન્યા; નવવધૂ. (૨) માનીતી; વહાલી.

**લાડણો**, પુ૦ લાડઘેલો-છોકરો-વર તે. લાડકો; લાડવાયો. (૨) માનીતો

**લાડલી**, સ્રી૦ લાડમાં ઉછરેલી કન્યા કે સ્રી; લાડકવાઇ. (૨) કાલી: લાડ કરે એવી; રમતિયાળ.

**લાડવણ**, સ્રી૦ લાડકી સ્રી; માનીની સ્રી.

**લાડવાઇ**, સ્રી૦ લાડકી; વહાલી.

**લાડવાયું**, વિ૦ લાડકવાયું; લાડકું; લાડમાં રાખેલું; કાલુઘેલું. લાડવાયો=લાડકો.

**લાડવું**; ક્રિ૦ અ૦ લાડ કરવું; રિસાવું, આનાકાની કરવી; માન ધરવું; ગેલ કરવી; કાલાં કાઢવાં.

**લાડવો**, પુ૦ ઘીગોળને ઘઉંના લોટનો બનાવેલો ગોળ દડા જેવો ખાવાનો પદાર્થ; લાડુ, મોદક. (૨) ગુંદણ વગેરેની ગોળાકાર ભાત તે; અંદુક. (૩) લાભ; નફો. ફાયદો; પ્રાપ્તિ.

**લાડઘેલું**, વિ૦ લાડથી [illegible] થયેલું; બાળક જેવા સ્વભાવનું [illegible] થયેલું, લાડવેલું; ચાવળું; [illegible]

**લાડાલાડ**, સ્રી૦ લાડ [illegible] તે; કાલાં કાઢયા કરવાં તે; [illegible] રિસાવું ને મનાવું તે.

**લાડી**, સ્રી૦ [illegible] માનીતી; લાડદેશની [illegible] જાતિની સ્રી-કન્યા (૨) પરણનારી કન્યા; છોકરી.

**લાડીલું**, વિ૦ લાડવાયું; લાડમાં ઉછેરેલું.

**લાડુ**, પુ૦ લાડવો.

**લાડુડો**, જુઓ લાડવો.

**લાડો**, પુ૦ લાડમાં ઉછેરેલો જુવાન છોકરો; માનીતો; લાડકવાયો છોકરો. (૨) વર; પરણેલો પરણનારો પુરુષ.

**લાણુ**, ન૦ [illegible]. લાભ; નફો; ફાયદો; ઇનામ; બક્ષીસ. પારિતોષિક.

**લાણી**, સ્રી૦ [illegible]; વહેંચી આપવું તે, [illegible] તે. (૨) વહેંચવાની વસ્તુ તે.

**લાણું**, ન૦ [illegible]; વહેંચણી, ઘણા જણને [illegible] એમ વહેંચવું તે; [illegible] વહેંચી આપવી તે. (૨) [illegible] તે. [illegible] જેમાંની વહેંચણી [illegible] તે

**લાદી**, સ્ત્રી૦ફરસબંધીના પત્થરનાં પાતળાં ચોસલાં; પત્થરની નાની અને પાતળી તખતી. (૨) ફરસ બંધી.

**લાધવું**, ક્રિ૦ અ૦ પ્રાપ્ત થવું; મળવું; જડવું; હાથ લાગવું. (૨)કાદવ સાથે વહાણ વગેરેનું ચોંટી બેસવું; અટકી પડવું; થોભી જવું.

**લાનત**, સ્ત્રી૦ શરમ; લ્યાનત.

**લાપટ**, સ્ત્રી૦ લાપોટ; થપડાક; તમાચો. લાપરિયો=અધરણિયાતને ગાલે કંકુનો હાથો મારનાર-હિયેર.

**લાપન**, ન૦ અન્વય પાડી અર્થ કરવો તે; બોલવું તે.

**લાપશી**, સ્ત્રી૦ઘીમાં શેકી ખાંડના પાણીમાં બાફેલો લોટ તે; કંસાર.

**લાપી**, સ્ત્રી૦ લાંપી.

**લાપોટ**, સ્ત્રી૦ લપડાક; તમાચો; થાપટ લપાટ.

**લાપોટિયું**, ન૦ ગળા આગળ થઇ આવતો સોજાનો એક રોગ; ગાલ પચોળું.

**લાફાલાફ**, સ્ત્રી૦ જેમ ફાવે તેમ ફેંકવું-વેડફવું-ઉડાડવું તે.(૨) મોટાઇમાં ઘણું ખરચવું તે. (૩) ફુલ; ફુલાશ. બડાશ.

**લાફાવેડા**, પુ૦ ઉડાઉવેડા; જેમ ફાવે તેમ ઉડાવવાની ટેવ તે.

**લાફુ**, વિ૦ ઉડાઉ; બહોળે હાથે ખર્ચ કરનાર.

**લાફો**, પુ૦ પોલા હાથની થાપટ; લપડાક; તમાચો; ગાલ પર થાપટ મારવી તે. (૨)લાકડાનો ચપટો કકડો.

**લાબડી**, સ્ત્રી૦ લાવરી.

**લાબરું**, ન૦ લાવરી; એક જાતનું માણી. (૨) વિ૦ પોચું ને સુંવાળું હોય એવું. (૩) કુમળું; નરમ.

**લાભ**, પુ૦ ફાયદો; નફો. લબ્ધિ; પ્રાપ્તિ.

**લાભવું**, ક્રિ૦ અ૦ [सं. लभ्] લાભ થવો; કમાવું; રળવું.

**લાભાલાભ**, પુ૦ લાભ અને અલાભ તે; નફો નુકસાન.

**લાભોજીલાભ**, પુ૦ ઉડાઉવેડા કરવા તે; ડફાંસમાં અંધેર ચલાવ્યે જવું તે.

**લામણદીવો**, પુ૦ રામણદીવો; વરની માતા વરઘોડામાં જે શકુનનો દીવો હાથમાં રાખે છે તે.

**લામા**, પુ૦ ટિબેટના બૌદ્ધ મતનો વડો આચાર્ય અથવા સાધુ.

**લાય**, સ્ત્રી૦ આગ; અગ્નિ. (૨) બળતરા; ઝાળ; તીવ્ર લાગણી.

**લાયક**, વિ૦ [फा.] યોગ્ય; ઘટિત. (૨) ગુણવાન. (૩) અનુરૂપ; સમાન.

**લાયકાત**,સ્ત્રી૦ યોગ્યતા; પાત્રતા; લાયકી.

**લાયકી**, સ્ત્રી૦ લાયકપણું; પાત્રતા; યોગ્યતા.

**લાયરી**, સ્ત્રી૦ બોલવાની બડાઇ; આડંબર; ચાપલુશી. (૨) પતરાજ; બેડસાઇ. (૩) જુઠો; બડાઇખોર; ડંફાશી. (૨) મહા મુશ્કેલી.

**લાયલેપા**,પુ૦ ત્રાસ; તોબાતોબા.

**લાર**, સ્ત્રી૰ હાર; ઓળ. પંક્તિ.

**લારી**. સ્ત્રી૰ [અં. લોઢાની સડક ઉપર ધકેલીને ચલાવાય એવી ખુલ્લી ગાડી; ઠેલણગાડી.

**લારું**, ન૰ ટોળું ધાડું; સમૂહ; મંડળ. (૨) ગાબરું, હરૂ.

**લારે**, અ૰ ઓળખંધ. હારે. (૨) સાથે; સંગાથે. ( ૩ ) ટોળે. ધાડે; સથવારે.

**લાલ**. પુ૰ છેલ-ફાંકડો જુવાન; રંગીયો હરાઝી; બાદો; વરણાગિયો. (૨) શ્રી વલ્લભાચાર્યના પુત્રો. (૩) રાતા રંગનું નંગ માણેક. (૪) વિ૰ રાતા રંગનું; રાતું

**લાલચ**, સ્ત્રી૰ લાભની આશા; લાલસા લોભ. ( ૨ ) લોભથી મોહમાં પડવું તે

**લાલચટક**, વિ૰ તેજ મારતી લાલાશવાળું, ચટકદાર લાલ રાતુંચોળ,

**લાલચુ**, વિ૰ લાલચવાળું; લાલસા રાખનારું, લઘુતાવાળું. ( ૨ ) ખાવા-ભોગવવાની ઇચ્છાવાળું.

**લાલચોળ**, વિ૰ ખૂબ રાતું.

**લાલજી**, પુ૰ ઘુંટણિયે ચાલતા શ્રીકૃષ્ણની બાળમૂર્તિ તે.

**લાલન**, ન૰ [ સં ] લાડ લડાવવું તે, હુલાવી રાખવું તે.

**લાલનપાલન**, ન૰ લાડકોડથી પાળવું - તે; ખૂબ આસનાવાસના કરવી તે. [ અગ્નિ.

**લાલબાઈ**, સ્ત્રી૰ આગ; લાય;

**લાલમલાલ**, વિ૰રાતુંચોળ ખૂબ લાલ. (૨) સુંદર; સુરેખ; ફાંકડું. (૩) આનંદ-ઉત્સાહ ઉપજાવે એવું.

**લાલસા**, સ્ત્રી૰ સં ] લાલચ; લોભ. તૃષ્ણા. (૨, ઇચ્છા આશા; કામના આતુરતા.

**લાલા**, સ્ત્રી૰ [ સં. ] મોંની લાળ. ( ૨ ) પુ૰ શુકાલા. ( ૩ ) રંગીલો માણસ [પણું ફાંકડાઇ

**લાલાઇ**, સ્ત્રી૰ છેલાઇ; રંગીલા-

**લાલાજી**, પુ૰ફક્કડ; ખુશમિજાજી; રંગીલો વર્ણાગિયો. ( ૨ ) ગૃહસ્થ. ( પંજાબ તરફનો. )

**લાલાશ**, સ્ત્રી૰ રતાશ રક્તતા. ( ૨ ) લાલ રંગનો અંશ હોય એવું.

**લાલિત્ય**, ન૰ [ સં ] સુંદરતા; શોભા, કાન્તિ લાવણ્ય; સુરેખપણું; માર્દવ માધુર્ય, લલિતપણું, ભંગી.

**લાલિયો**, પુ૰ ઢેડો; અંત્યજ;

**લાલી**, સ્ત્રી૰ લાલાશ; રક્તિમા ( ૨ ) સ્વચ્છ લોહીની તેજી તે. (૩) લાળી, જીભ; ધંદમાંનું લોલક.

**લાવ**, પુ૰લહાવ, ઓરિયો, લાભ; અભિલાષ. [કવિતા, એક રાગ.

**લાવણી**, સ્ત્રી૰ લલકારાય એવી

**લાવણીપત્રક**, ન૰ સરકારી મહેસૂલનું આસામીવાર પત્રક.

**લાવણ્ય** ન૰મૃદુતાપૂર્ણ સુંદરતા; રૂપની મોહકતા

**લાવરી**, સ્ત્રી૰ એક જાતનું પખી.

**લાવરું**, ન૰ એક પંખી, લાવરી. ( ૨ ) કૂતરાનું બચ્ચું.

**લાવલશ્કર**, ન૦સરંજામ સાથેનું મોટું લશ્કર; બધું તમામ લશ્કર.

**લાવવું**, ક્રિ૦ સ૦ આણવું; લઇ આવવું. (૨) વેચાતું લઇ આવવું. (૩) બંધ કરવું; વાસવું: ક્રિ૦મ૦લાવી મૂકવું=ઠેકાણે આણવું બેસતું કરવું.

**લાવું**, જુ૦ લહાવું.

**લાવો**, પુ૦ લહાવો.

**લાશ**, વિ૦ બરબાદ; નકામું. (૨) છેલ્લું. (૩) નુકશાનીમાં આવી ગયેલું.

**લાસ**, સ્ત્રી૦ મડદું; શબ; લોથ.

**લાસરિયાપણું**. ન૦ બોલ્યું નહિ પાળવાપણું; લપસી જવાપણું. (૨) લેણદારને વાયદા કર્યાં કરવાની ટેવ (૩) કામ કરવાની મંદતા.

**લાસરિયું**, વિ૦ ધીમું; વાયદા કરનારૂં. [વહેંચી આપવું; લહાવું.

**લાહાવું**, જુ૦સૌંને સરખે હિસ્સે

**લાહાળો**, પુ૦ લાળો.

**લાહી**, સ્ત્રી૦ લાઇ; ખેળ; કાંજી.

**લાહે**, જુ૦ લાય.

**લાહેરી**, જુ૦ લાયરી.

**લાળ**, સ્ત્રી૦ [સં. लाला] મોઢામાં ઝરતો ચીકણો પ્રવાહી

• **લાળિયું**, ન૦ કણ ભરાતું કણસલું. (૨) વિ૦ લાળ પડતી હોય તેવું ઉંદરું. (૩) ના૦ લાળથી બદન પલળે નહિ તે માટે બાળકોને ગળે બાંધવાની ગાદી.

**લાળી**, સ્ત્રી૦ કાનની નીચે લબડતી કુમળી ચામડી; બુટ. (૨) લોલક.

**લાળો**, પુ૦ અંગારો; બળતો કોયલો.

**લાંક**, પુ૦ વાંક-મરોડ.

**લાંગ**, પુ૦ એક જાતનું કઠોળ. (એનો દાણો વટાણા જેવડો પણ જરાક ચપટો થાય છે.)

**લાંગક્લોથ**, ન૦ [ अ. ] લાંબો પાટ; એક જાતનું સુતરેલ કપડું.

**લાંગર**, ન૦ લંગર; વહાણ થોભાવવાની ખિલાડી.

**લાંગરવું**, ક્રિ સ૦ લંગર નાખીને અટકાવવું; વહાણ થોભાવવું.

**લાંઘ**, સ્ત્રી૦ લાંઘણ કરવી તે; ભૂખ્યા રહેવું તે; ઉપવાસ. [રહેવું તે.

**લાંઘણ**, સ્ત્રી૦ ઉપવાસ; ભૂખ્યા

**લાંઘણી**, સ્ત્રી૦ ગાડીના ધુંસરા નીચે મૂકવાની ઘોડી

**લાંઘણું**, ન૦ દેણદાર દેવું પતાવે ત્યાં લગી લેણદારે ભૂખ્યા તરસ્યા તેને આંગણે બેસી રહેવું તે. લાંઘણું ઘાલવું=ખાવાપીવાના સોગન લઇ બેસવું.

**લાંઘવું**, ક્રિ૦ અ૦ ભૂખ્યા તરસ્યા, બેસી રહેવું;ઉપવાસ કરવો.[(૨)લાંઘણું

**લાંઘો**, પુ૦ લાંઘણ ઉપવાસ.

**લાંચ**, સ્ત્રી૦ કામ કાઢી લેવા સારૂ કોઇને છાનુ માનું કંઇ આપવું તે; રૂશવત.

**લાંચખાઉ**, વિ૦ લાંચિયું; લાંચ-રૂશવત લેનારૂં.

**લાંચખોર**, વિ૦ લાંચ ખાઉ.

**લાંચવું**, ક્રિ૦ અ૦ નમીજવું; વાંકાવળવું. (૨) રૂશવત આપવી.

**લાંચિયું**, વિ૦ લાંચ લેનારૂં.

**લાંછું**, વિ૦ કમી. ઓછું; ન્યૂન.

**લાંછું**, ન૦ લાંછન; ડાઘ; બટ્ટો.

**લાંછો**, પુ૦ વાંધો, હરકત; નડતર

**લાંપ**, પુ૦ [અ. લૅંપ] દીવો; બત્તી.

**લાંપડું**, ન૦ સૂકું ઘાસ; ચીમળાયેલું ઘાસ.

**લાંપી**, સ્ત્રી૦ સફેતાને એરંડિયામાં ઘુંટીને બનાવેલી ચીકણી લુગદી

**લાંબટંગિયો**, વિ૦ જેના પગ લાંબા હોય તે. ડાંગરના છોડ; બડઘો.

**લાંબભાત**, પુ૦ આગલા વર્ષના

**લાંબીટુંકી**, વિ૦ આડીઅવળી; એલફેલ. (૨) પંચાતી; ચિકારા (૪) તકરાર

**લાંબીનજર**, સ્ત્રી૦ દૂર લગીનો -પરિણામનો વિચાર કરવો તે આગળ શું થશે તેનો વિચાર રાખવો તે; અગમચેતી.

**લાંબું**, વિ૦ [સં. लम्ब] સીધી રીતીએ આગળ વધેલું; વધારે લંબાણ હોય એવું. (૨) ઘણું; મોટું; દીર્ઘ. (૩) ઉંચું. (૪) વિસ્તારવાળું; ફેલાવાળું. (૫) અ૦ આઘે; છેટે; દૂર. ક્રિ૦ પ્ર૦ લાંબા થવું=સૂઈ જવું; પાયમાલ થઇ જવું.

**લાંભવું**, ન૦ લાંસું; વિભાગ; અંશ; હિસ્સો. (૨) પાડેલા સરખા ભાગમાંથી કયો કોણે લેવો તે નક્કી કરવાને નાખવામાં આવતી ચીઠ્ઠી તે.

**લાંભું**, ન૦ જુઓ લાંસવું

**લિખિત**, વિ૦ [સં.] લખેલું.

**લિથોગ્રાફ**, પુ૦ શિલાછાપ; પત્થર ઉપર અવળા અક્ષર લખીને બીજા કાગળ પર છાપવાની કળા.

**લિપિ**, સ્ત્રી૦ [સં.] મનોગત વાતચિત જણાવવાની લેખન કળા; ભાષામાં બોલાતા બોલને વર્ણ રૂપે લખવાની રીત. લિપિધારા=ઔરણી; લખવાની કળા.

**લિપ્ત**, વિ૦ [સં.] લીપાયેલું; ખરડાયેલું (૨) ચોપડેલું. (૩) મશગુલ; તલ્લીન; તદાકાર; વ્યાસ; સંમિશ્ર રચીપચી રહેલું; આસક્ત.

**લિપ્સા**, સ્ત્રી૦ [સં.] ઇચ્છા; વાંછા; મન કામના; આશા.

**લિમોત્સવ**, પુ૦ લીંબડો ખાવાનો મહોત્સવ; ચૈત્રશુદિ પડવો.

**લિયાકત**, સ્ત્રી૦ યોગ્યતા; લાયકાત.

**લિલમ**, ન૦ કાનની વાળી વગેરેમાં પરોવવામાં આવતો લીલા રંગનો હીરો અથવા કિંમતી રત્ન; લીલક.

**લિલવટ**, ન૦ કપાળ; ભાલ.

**લિલાણુ**, ન૦ લીલાપણું; તાજી વનસ્પતિ. (૨) લિલોતરીથી ભરપુર જગા. (૩) વિ૦ લિલું; ભીનું; આર્દ્ર.

**લિલામ**, ન૦ હરરાજી; છોળણી; લિલાઉ.

**લિલાસું**, ન૦ ચામડીપર પરેલું લીલા રંગનું ચાઠું; ચકામું.

**લિલાશ**, સ્ત્રી૦ વનસ્પતિની તાજગી; વનસ્પતિમાની આર્દ્રતા (૨) લીલારંગની છટા–ભભક; નીલત્વ. (૩) ભિનાશ; આર્દ્રતા.

**લિલાંઉ**, ન૦ લિલામ; હરરાજી; ઘણા ગ્રાહકો વચ્ચે કિમ્મત પોકરાવી જે વધારે આપે તેને માલ વેચવાની રીત તે. [ભાજીપાલો; બકાલું.

**લિલોત્તરી**, સ્ત્રી૦ તાજી વનસ્પતિ;

**લિસોટી**, સ્ત્રી૦ [ સં. લિખ્ ] ઝીણી નાની રેખા, લીટી; પાતળો ટુંકો –ઉઝરડો. [આકો; અવળો લીટો.

**લિસોટો**, પુ૦ મોટો ને વાંકો

**લિસ્ટ**, ન૦ [અં ] યાદી; ટીપ.

**લિંગ**, ન૦ [ સં. ] ચિહ્ન; નિશાની. (૨) જાતિ દર્શક સંજ્ઞા. (૩) મહાદેવનું બાણુ; (૪) પુરુષની ઇદ્રી.

**લિંગદેહ**, પુ૦ [ સ ] સૂક્ષ્મદેહ; ઇંદ્રિય, પ્રાણુ, મન અને બુદ્ધિ સમન્વત અદશ્ય જીવ; કર્મસંસ્કાર જેને વળગેલા હોય એવો જીવાત્મા.

**લિંગશરીર**, ન૦ [સ.] લિંગદેહ.

**લિંગાયત**, વિ૦ ગળામાં શિવલિંગ રાખનારા લોક.

**લિંટ**, સ્ત્રી૦ શ્લેષ્મ; નાકમાંથી નિકળતો ચીકણો મળ.

**લિંટિયું**, વિ૦ લિંટ ગળ્યા કરતું હોય એવું. (૨) લિંટ લોવાનો રૂમાલ.

**લિંબોઇ**, સ્ત્રી૦ પહોળા મોનું એક વાસણ. (૨) લિંબોળી.

**લિંબોટી**, સ્ત્રી૦ એક જાતનો સોનાનો દાગીનો.

**લિંબોળી**, સ્ત્રી૦ લીંમડાનું રાયણ જેવું પણ કડવા રસથી ભરેલું ફળ.(એ પાકતા મહેજ ગળ્યું થાય છે.

**લીક**, સ્ત્રી૦ લીટી; પંકિત; હાર. (૨) હદ; સીમા.

**લીખ**, સ્ત્રી૦ જૂઓના ઝીણાં ઇડા (૨) ઝીણા જંતુના ઇંડાં.

**લીખિયું**, ન૦ લીખ કાઢી નાંખવાની ઝીણા દાંતાની કાંસકી.

**લીટી**, સ્ત્રી૦ સીધો આકો, રેખા છેકો. ( ૨ ) હાર; પંકિત; ઓળ- (૩) પદ; કડી. ( ૪ ) થોડુંક લખેલું હોય તે. ( ૫ ) પા રૂપિયાનો અથવા આખ વસ્તુના ચોથા ભાગનો સકેત. ( ૬ ) રેખા; આંક. ( ૭ ) હદ, સીમા.

**લીટો**, પુ૦ જાડી લીટી; આકો, ઉઝરડો. ( ૨ ) છેકો

**લીદ**, સ્ત્રી૦ પશુઓની લીંડા જેવી હગાર; હાથી, ઘોડા, અને ગધેડાંની લાદ. [ રિયો.

**લીધરો**, પુ૦ લખાચિયો; ચિથ-

**લીધે**, અ૦ માટે; કાજે; વાસ્તે.

**લીન**, વિ૦ [ સં ] તલ્લીન એકતાર. (૨) ગુંથાઇ ગયેલું; ગરકાવ ( ૩ ) લેહ લાગેલી હોય એવું; એકાગ્રચિત્ત.

**લીપણ**, ન૦ લીપેલું તે; છાણ માટીનો લેપ તે. કહે૦ ધૂળ ઉપર લીપણ=અફળ કામકાજ.

**લીપવું**, ક્રિ૰ સ૰ છાણમાટીની ગાર કરવી; લેપ કરવો; ચોપડવું; લગાડવું. (૨) કોઇ ઢીલા પદાર્થ બીજા પદાર્થ ઉપર લગાડવો.

**લીમડો**, જુઓ લીંબડો.

**લીલ**, સ્ત્રી૰ શેવાળ, ચાલુ પાણી રહેવાથી ભીંત અને પત્થર વગેરે ઉપર બાઝની નાની અને સુંવાળી ચીકણી વનસ્પતિ (૨) નદી વગેરેમાં થતી રેશમના તાર જેવી સુંવાળી વનસ્પતિ. (૩) વાછડી [છાલનું.

**લીલછોયું**, વિ૰ લીલું, લીલી

**લીલજાસું**, ન૰ લીલાશું; ચાંદું.

**લીલવણ**, સ્ત્રી૰ લીલોતરી. તાજી વનસ્પતિ [તાજી ભાજી વગેરે.

**લીલવણી** સ્ત્રી૰ લીલોતરી.

**લીલવા**, પુ૰ વાલ પાપડીમાંના દાણા; કઠોળના લીલા દાણા.

**લીલવેણુ**, સ્ત્રી૰ સુકાતા પણ લીલું રહે એવી સળીનું ઘાસ

**લીલવો**, પુ૰વાલ પાપડીનો લીલો કણ; કોઇ પણ કઠોળનો લીલો દાણો.

**લીલા**, સ્ત્રી૰ [ સં ] ક્રીડા ખેલ, તમાસો. (૨) અદ્‌ભુત કરામત; ખુબી ચમત્કારી બનાવ. (૩) વેશ અવતાર. સ્વાંગ (૪) વિલાસ વિનોદી ગમ્મત. ક્રિ૰ પ્ર૰ લીલા કરવી= વિલાસ કરવો (૨) સ્વર્ગે જવું.

**લીલાલહેર**, સ્ત્રી૰ આબાદી. આનંદ-મંગળ હોવાં તે; મોજમઝા; પૂર્ણ સુખરૂપતા. (૨) આનંદ ઉપજાવે એવું; પૂર્ણત્વ. [ભાંગનું પાણી.

**લીલાંપાણી**, ન૰ ઘુંટેલી

**લીલીઘોડી**, સ્ત્રી૰ ભાંગ. (૨) ભાંગની કેફ. (૩) સુંદર ઘોડી.

**લીલીપીઠ**, સ્ત્રી૰ શાક બજાર; બકાલું.

**લીલું**, [ સં. नीलम् ] વનસ્પતિ જેવા રંગનું; મોરથુથાના રંગનું; આસમાની અને પીળો રંગ એકઠો કરવાથી જે રંગ બને છે તેના રંગનું. (૨) પાણીવાળું; ભીનું; આર્દ્ર. (૩) રસકસ ભરેલું તાજું (૪) પૈસાટકાવાળું. (૫) સારૂં; ઉજળું. ક્રિ૰ પ્ર૰ લીલું કરવું=સારૂં કરવું. લીલું પીળું થવું=એકદમ ગુસ્સે થઇ જવું (૨) છેલ-ફક્કડ બનવું.

**લીસું**, વિ૰ નરમ, કણ વગરનું; લપટું; ચીકટ ને સુંવાળું. (૨) નહિ ખડબચડું; સાફ હાથ સરકી જાય એવું. (૨) લસરિયું.

**લીંડી**, સ્ત્રી૰ મળની ગોળી; ગોળીના આકારની હગાર.

**લીંડીપીપર**, સ્ત્રી૰ લીંડી જેવા આકારની ઝીણી પીપર; એક ગરમ ઔષધિ. [ગધેડાં ને ઘોડાનો મળ.

**લીંડું**, ન૰ [ સં. लोष्ट ઇંટ

**લીંબડી**, સ્ત્રી૰ નાનો લીંબડો.

**લીંબડો**. પુ૰ [ સં. निम्ब ] લીમડો; એક જાતનું મોટું ઝાડ, (એનાં સર્વાંગ કડવાં હોય છે. બીજો મીઠો લીંબડો થાય છે, તે જાત તદ્દન જુદી છે.)

**લીંબુ**, ન૦ [ સં. निम्ब ] ખાટા રસથી ભરપુર એક જાતનું નાનું ફળ. (૨) નારંગી જેવડું મીઠા રસથી ભરેલું ફળ. ( મીઠું લીંબુ લીલા-મેવામાં ગણાય છે. )

**લુઓ**, પુ૦ લુવો, કણકનો ગોળો; કણકનો રોટલી વણવા કરેલો પીંડો.

**લુખસ**, સ્ત્રી૦ ચામડી લુખી પડી જઇ ખણુજ આવ્યા કરે એવો એક ત્વચારોગ; ખુજલી.

**લુખિયું**. ન૦ તમાકુ પીવાની માટીની ભુંગી; નાની ચલમ.

**લુખું**, વિ૦ [ સં रुक्ष ] જેમાં સ્નેહાંશ અને સુંવાળાપણું ન હોય એવું; રસકસ વગરનું; રુક્ષ. (૨) ચોપડયા વગરનું; ગળે વળગે એવું. (૩) શાકાદિ વગરનું એકલું. (૪) તેજ વગરનું. (૫) ધન વગરનું; ખાલી.

**લુગડું**, ન૦ વસ્ત્ર; વસન; આડા ઉભા તંતુઓ ગુંથીને બનાવેલું પટ. (૨) સાડલો.

**લુગત**, ન૦ શબ્દકોષ સમૂહ.

**લુગદી**. સ્ત્રી૦ ઘુંટીને બનાવેલી ઢીલી ગોળી; લોચો.

**લુચ્ચાઇ**, સ્ત્રી૦ ખંધાઇ; ઠગ-વિદ્યા, લુચ્ચાપણું. (૨) દોગાઇ;કપટથી છેતરવું તે; અનીતિ; ધૂર્તતા.

**લુચ્ચું**, વિ૦ ખંધું; કામ કાઢી લે એવું; પક્કું; ઠગ. (૨) જુગતી-વાળું; છળભેદ જાણનાર. (૩) વ્યભિચારી.

**લુછણિયું**, ન૦ લુછવાનું કપડું: અંગુછો.

**લુછવું**, ક્રિ૦ સ૦ સાફ કરવું.

**લુણ**, ન૦ મીઠું; નિમક; સબ-રસ. (૨) ખાધાનું એહશાન ક્રિ૦ પ્ર૦ લુણ ઉતારવું=વરના માથા પર મીઠું ફેરવવું. ( વરને કોઇની નજર લાગે નહિ તે માટે બહેન તેના પાછળ બેસી એક વાડકીમાં મીઠાના કાંકરા ભરીને તેના માથા પર ફેરવ્યા કરે છે, તે લુણ ઉતારનારી-લુણારી કહેવાય છે. ) [ ચોરિયાં; અથાણું.

**લુણચાં**, ન૦ લુણ ચડાવેલાં

**લુણહરામ**, વિ૦ કૃતઘ્ની, જેનું ખાય તેનુંજ ખોદનાર; નિમકહરામ, લુણહરામી=કૃતઘ્નતા.

**લુણી**, સ્ત્રી૦ એક જાતની ભાજી.

**લુણો**, પુ૦ જમીન-ભીંત વગે-રેમાં રહેલા ખારને લીધે વરસાદની મોસમમાં ભીનાશ આવવી તે; માટી વગેરેમાંના ક્ષારનું ઓગળવું તે; ભીંતને છારી વળવી તે.

**લુપ્ત**, વિ૦ [ સં. ] નાશ પામે-લું; હરી ગયેલું; વચમાથી જતું રહેલું.

**લુપ્તોપમા**, સ્ત્રી૦ [ સ. ] અપૂર્ણ ઉપમા; વચમાં એકાદ અંગ રહી જતું હોય એવી ઉપમા

**લુબ્ધ**, વિ૦ [ સં. ] લોભાયેલું;

**લુબ્ધક**, પુ૦ [ સં. ] લોભાયલો; જેને લાલચ લાગેલી હોય એવો; શિકારી; વ્યાધ.

**લુબ્ધાવું**, ક્રિ૦ અ૦ લોભાવું; લલચાવું.

**લુમ**, સ્ત્રી૦ ફળ ભરેલી ડાળી; લુંબ. ઝુમખું. (૨) ડાળીએ લાગેલો ફળોનો મોટો જથ્થો તે. (૩) સાળ.

**લુમખું** ન૦ ઘણાં ફળફૂલ અને પાનવાળો ગુચ્છ; માંજર; ઝુમખું.

**લુલરી**, સ્ત્રી૦ દાસી; ચાકરડી.

**લુલી**, સ્ત્રી૦ જીભ.

**લુલું**, વિ૦ લંગડું; ખોડું. (૨) ઉભું રહી શકે નહિ એવું; નિર્બળ; અશક્ત.

**લુવાણી**, સ્ત્રી૦ લુવાણાની સ્ત્રી.

**લુવાણો**, પુ૦ રજપૂતમાંથી બનેલી વેપાર કરનારી એક જાતિ.

**લુવાર**, પુ૦ લુહાર; લોઢું ઘડનારાઓની એક નાત.

**લુવારણ**, સ્ત્રી૦ લુવારની સ્ત્રી.

**લુવો**, પુ૦ કણકનો નાનો ગોળો; લુઓ

**લુશ**, વિ૦ નરમ; ઢીલું શિથિલ.

**લુશલુશ**, અ૦ ઉતાવળે. ઝટઝટ; જલદી.

**લુંગી**, સ્ત્રી૦ નાની પિછોડી–રૂમાલ. (૨) મુસલમાનો કાછડી ખોસ્યા વગર કેડ વિંટે છે તે કપડું.

**લુંચન**, ન૦ વાળ ટૂંપી નાખવા તે. [નાખ્યા હોય એવું.

**લુંચિત**, વિ૦ જેના વાળ ટૂંપી

**લુંચી**, સ્ત્રી૦ દોડતાં દોડતાં એકદમ ઉલટા ફરી જવું તે.

**લુંટ**, સ્ત્રી૦ [ સ. लुट् ] લુંટવું તે ચોરી. (૨) લુંટેલી માલમતા વગેરે. (૩) અપહરણ. [ લુટારો.

**લુંટણિયો**, પુ૦ લુંટ પાડનારો;

**લુંટફાટ**, સ્ત્રી૦ લુંટવું ધાડ પાડવી, ચોરી કરવી વગેરે

**લુંટવું**, ક્રિ૦ સ૦ સં. लुट् ] જબરજસ્તીથી સામાની પાસેથી માલમતા વગેરે લઇ લેવી; બળાત્કારે છીનવી લેવું. (૨) દરોડો પાડી જે હાથમાં આવે તે ઉપાડી જવું. (૩) સામાની સારી વસ્તુ વગર પૂછયે લઇ લેવી.

**લુંટાઉ**, વિ૦ લુંટી લેવા જેવું; લુંટવું. (૨) નધણિયાતું.

**લુંટારૂ**, પુ૦ [ સં. लुटक ] લુટારો; ચોર; દરોડો પાડનારો.

**લુંટારો**, પુ૦ ચોર; તસ્કર; જોર વાપરી બીજાની માલમિલકત હરી લેનારો.

**લુંટાલુંટ**, સ્ત્રી૦ જેમ હાથ લાગે તેમ જે તે લુંટી લેવું તે; પરાયો માલ જેને જેમ ગમે તેમ જોર વાપરી લઇ લેવો તે; ઘણા જણે એક સાથે કોઇ ગામ કે ઘરમાં પેસી જે કંઇ જડે તે લઇ લેવું તે.

**લુંટાવવું**, ક્રિ૦ સ૦ કોઇ લુંટે તેમ કરાવવું. (૨) વેડફી નખાવવું; રફેદફે કરાવવું. [પડવું.

**લુંટાવું**, ક્રિ૦ અ૦ લુંટનો ભોગ

**લુંડાપણું**, ન૦ દાસત્વ; ગુલામગીરી.

**લુંડી**, સ્ત્રી૦ ઘરનું કામકાજ કરનારી ચાકરડી; ગુલામડી.

**લુંડો**, પુ૦ ઘરનું કામકાજ કરનારો ચાકર, ગુલામ. [ભરાવાવાળીડાળી.

**લુંબ**, સ્ત્રી૦ ઝુમખું; ફળ ફૂલના,

**લૂ**, સ્ત્રી૦ ઉનાળાના બહુ ગરમ પવનનો ઝપાટો (૨) ઉનો પવન લાગવાથી આવતો તાવ.

**લૂક**, સ્ત્રી૦ ગરમ પવનનો ઝપાટો લાગવાથી આવતી બિમારી, લૂ.

**લૂટ** જુઓ લુંટ.

**લૂટવું**, જુઓ લુંટવું.

**લૂટારો**, જુઓ લુટારો.

**લે**, સ્ત્રી૦ લેહ, રઢ; અનુરાગ; આસક્તિ, લગની; મોહિની. (૨) સ્વાદ, રસ (૩) એક્તાન-એકતાર થઇ જવું તે, તલ્લીનતા. (૪) ચડસ; વ્યસન ટેવ; આદત. (૫) ગમ્મત, મઝા.

**લેખ**, પુ૦ [ સં. ] લખેલું તે; લખાણ. (૨) ખત, કરાર, વગેરે

**લેખક**, પુ૦ લખનારો, લેખ ઉપજાવી કાઢનારો. (૨) લહિયો, લખનાર.

**લેખણ**, સ્ત્રી૦ [ સ લેખિની ] કલમ, ટાકણું પીછી.

**લેખન**, ન૦ ખોતરવું-કોતરવું તે; ખોદેલું હોય એવું જે તે. (૨) લખેલું તે; લખાણ.

**લેખપત્ર** ન૦ લખાણ (૨) ખત; દસ્તાવેજ સંબંધી જે લખાણ વગેરે તે.

**લેખવવું**, ક્રિ૦ અ૦ ગણવું; ગણકારવું; દરકાર રાખવી; હિસાબમાં લેવું.

**લેખવું**, ક્રિ૦ અ૦ લેખવવું.

**લેખા**, સ્ત્રી૦ લીટી રેખા.

**લેખાવટિયો**, પુ૦ ચોપડા વગેરે લખનારો માણસ; લેખક; લખાણ કરનારો. (૨) ગણિત જાણનારો; જોશી; ગણક [ લેખણ.

**લેખિની**, સ્ત્રી૦ [ સ ] કલમ;

**લેખું** ન૦ લખાણ (૨) મોંએ ગણાય એવો હિસાબ (૩) ગણતરી, ગણના, હિસાબ. (૪) પ્રમાણ, ગજું.

**લેખે**, અ૦ હિસાબે; મુજબ (૨) વાસ્તે; અર્થે. ક્રિ૦ પ્ર૦ લેખે લાગવું= સાર્થ થવું.

**લેજત**, સ્ત્રી૦ લહેજત; મઝા; ગમ્મત (૨) સ્વાદ, રસ;

**લેઝો**, પુ૦ આખ ઉઘડે ને બંધ થાય એટલો વખત; નિમેષ; પળવાર. (૨) પલકારો. [ થોડીવાર સુવું.

**લેટવું**, ક્રિ૦ અ૦ આળોટવું;

**લેણ**, ન૦ લહેણું; માગતું (૨) ગીલીદંડાની રમતમાનો એક દાવ. (૩) લે એવું.-જીવલેણ.

**લેણદાર**, વિ૦ માગનાર, આપેલું પાછું લેનાર, લેણિયાત.

**લેણદેણી**, સ્ત્રી૦ લેવાદેવાનો પૂર્વ સંબંધ; ઋણાનુબંધ.

**લેણિયાત**, વિ૦ લેણદાર; માગનાર; આપેલું પાછું લેવાનો હકદાર; મીરનાર.

**લેણું**, ન૦ આ જન્મનું અથવા પેલા જન્મનું માગતું તે; પાછું લેવાને

આપેલું હોય તે. (૨) બીજાની પાસેથી લેવાનો સંબંધ; સુખ થાય એવો સબંધ. [ (૨) વ્યાકુળતા.

**લેતાણ**, સ્ત્રી૦ ગભરામણ; લેમેલ.

**લેપ**, પુ૦ [ સં ] લીપણ; લેપન; ખરડ. (૨) પાતળો થર; લપેડો. (૩) ખરડ કરવાનું ઓસડ. લુગદી.

**લેપટી**, સ્ત્રી૦ લોંદા જેવા દ્રવ્યની

**લેપડો**. પુ૦ પોપડો, થથરડો; થર.

**લેપન**. ન૦ લેપ કરવો તે; લગાડવુ-ચોપડવું તે. લેપ. ખરડ

**લેપવું**, ક્રિ૦ સ૦ લગાડવું. ચોપડવું. (૨) લાગવું; વળગવું; ઢાંકવું. (૩) ઓળંગવું કૂદી જવું

**લેપ્રો** પુ૦ લોંદો. લપકો.

**લેબાસ**, પુ૦ [ फा ] પોશાક; પહેરવેશ. (૨) પહેરવા ઓઢવાની રીત–ઢબ.

**લેભાગુ**, વિ૦ લઇ પડેલું; હોશિઆરી વગરનું ઉપરચોટિયા જ્ઞાનવાળું. (૨) પારકું લઇ પોતાનું બતાવનાર, રોડા જેડી કરનાર

**લેમેલ**, સ્ત્રી૦ ઉતાવળ; ગભરામણ; ધાઇ. (૨) મરવાની તૈયારી (૩) લેતાણ

**લેર** સ્ત્રી૦ લહેર; 'પવનનો મંદ મંદ તરગ. (૨) પાણીપર આવતી નાની છોળો; ઝીણી તરંગમાળા; (૩) આનંદી વિચારનો ઉછાળો; ગમ્મતનો ઉભરો. (૪) કેફની. ખુમારી. (૫) ઉંઘતી અસર; ઉભરો. (૬) આનંદ; મોજ; ગમ્મત; સ્વાસ્થ્ય ક્રિ૦ પ્ર૦ લેરે ચડવું=ઉત્સાહે ઉભરાવું; સ્વચ્છંદતાએ બોલવું ચાલવું તે લેર કરવી=આનંદે સુખ ભોગવવું. લેરમાં હોવું=સુખી હોવું.

**લેરખડું**, ન૦ લેરખું; ઝુમખું. (૨) વિ૦ લેર કરનારૂં.

**લેરખું**, ન૦ ફૂલ-ફળ ભારથી નમી રહેલી ડાળીનું ઝુમખું; મંજરી; માંજર; લુમખું. [ લુગડું.

**લેરિયું**, ન૦ લહેરની ભાતવાળું

**લેરી**, વિ૦ મનમોજી; તરંગી; આનંદી (૨) વાયે ચડે એવું; વાચલ, ઠેકાણા વગરનું.

**લેલી** સ્ત્રી૦ લાલ રંગની ચકલી.

**લેલું**, ન૦ કડિયાનું કેલ પાથરવાનું ઓજાર.

**લેલુંટ**, વિ૦ લેવાય ને લુંટાય તેવું, ન ધણિયાતું. (૨) લેવા લુંટવાની છૂટ હોય એવું.

**લેલુર** વિ૦ ઉંચે ઘેરાયેલું (૨) ખૂબ લાબું પહોળું ને પહોચતું એવું.

**લેવટાં**, ન૦ નાનાં માછલાં

**લેવડ** સ્ત્રી૦ લેવાનો વ્યવહાર.

**લેવડદેવડ**, સ્ત્રી૦ લેવા દેવાનો વ્યવહાર; આપલે; લેણદેણ.

**લેવડાઉ**, વિ૦ છિનાળ.

**લેવડાવવું**, ક્રિ૦ સ૦ લઇ લે એમ કરાવવું, ઉપડાવવું; ઉઠાવરાવવું. (૨) ખરીદ કરાવવું. (૩) લે-ધારણ કરે એમ કરાવવું.

**લેવાદેવા,** અ૦ કોઈ પણ જાતનો સંબંધ; લાગતું વળગતું.

**લેવાવું,** ક્રિ૦ અ૦ શરીરે સુકાવું; ફીકા પડી જવું. (૨) ઘુંટાવું.

**લેવું,** ક્રિ૦સ૦ ગ્રહણ કરવું; ધરવું; પકડવું, ધારણ કરવું. (૨) ઉપાડવું; ઉંચકવું. (૩) અંદર દાખલ કરવું. ગળવું. (૪) ખેંચવું; વળગવું. (૫) કબુલ કરવું. (૬) ખરીદવું. કબજે કરવું. (૭) આણવું; લાવવું (૮) તોડી પાડવું હરવું. (૯) ધમકાવવું. (૧૦) ઉચ્ચારવું; બોલવું. રડવું. (૧૧) અસર કરવી. (બીજા ધાતુઓ સાથે મળતાં જુદા જુદા અર્થ થાય છે, ક્રિ૦ પ્ર૦ કામ લેવું=કામ કરાવવું. મોં લેવું=મોં આવી જાય એવી દવા લેની પત લેવી=આબરૂ ભાગવી. પણ લેવું=ટેક રાખવો; નહિ કરવાનો ઠરાવ કરવો. ગુણ લેવો=આભાર માનવો. ચપ્પણ લેવું=થાડી ખાવી; ભીખ માગવી; બનવું. લોહી લેવું=તાજા થવું. લહાય લેવી=દેવાળું કાઢવું. હાય લેવી=શાપ લેવો. મન લેવું=ભેદ લેવો.

**લેવુદેવું,** ન૦ લેણદેણ.

**લેશ,** વિ૦ કિંચિત; જરાક; રજ.

**લેસ,** સ્ત્રી૦ જરિયેલ કોર-પટી તે. (૨) લુગડાની છુટી કોર. [રાગ.

**લેહ,** સ્ત્રી૦ તલ્લીનતા; તાન;

**લેહકવું,** ક્રિ૦ અ૦ ઝુલવું; લબડવું. (૨) મરોડે ઊલવું; હિલોળવું.

**લેહકો,** પુ૦ અવયવનો ઝુકાવ; મરોડદાર હિલોળ, ચાળો; મરોડ; લટકો. [મરાઠુલ.

**લેહલીન,** વિ૦ એકતાર. તલ્લીન;

**લેહેજત,** સ્ત્રી૦ [ આ लज्जत् ] રસ; સ્વાદ ખુબી (૨) મઝા ગંમત; મિઠાશ.

**લેહેજો,** પુ૦ [ આ૰ लहज] આંખ મિચાઇને ઉઘડે એટલો અલ્પ વખત; ક્ષણ; પળ

**લેહેણું,** ન૦ માગણું (૨) લેણ-દેણ. (૩) બીડીંની દોરી વણતાં એક પછી એક અકેકું છોડું આપવું તે.

**લેહેર,** સ્ત્રી૦ લહેર; લેર.

**લેહેરિયાં,** ન૦ વાંકી ચુકી હારો; લેહેરની ભાત [ મોજ. ગુલાબી.

**લેહેરી,** વિ૦ વાયલ; તર ગી. (૨)

**લેહેવું,** ક્રિ૦ સ૦ જાણવું; સમ-જવું. (૨) પિછાણવું; ઓળખવું.

**લેંઘાવું,** ક્રિ૦ અ૦ ખોડાવું; લંગડાવું [ચોરણી.

**લેંઘી,** સ્ત્રી૦ બાળકની સુંથણી;

**લેંઘું,** વિ૦ જરા ગાંડા જેવું; દાધારીંગું; ભોળું. [સુંથણો.

**લેંઘો,** પુ૦ ચોરણો; સુરવાળ;

**લેંમી,** સ્ત્રી૦ જાપડી રોટલી, મોટી સુંવાળી-પોચી રોટલી

**લો,** અ૦ લોહ; લોહું.

**લોક,** પુ૦ [ સં.] માણસો; જન-સમૂહ. (૨) વસતિસ્થાનઃ-માનવલોક, દેવલોક. (૩) દુનિયા; જગત; ખલક; આલમ; સૃષ્ટિ. (૪) પ્રજા; રૈયત.

(૫) કોમ, જાતિ, વર્ગ વગેરેમાં વહેંચાયલો માનવસમૂહ:-કોળીલોક. ત્રણ લોક=સ્વર્ગ મૃત્યુ અને પાતાળ. સાતલોક=ભૂર, ભુવર, સ્વર; મહર; જન, તપ અને સત્ય. ભૂર્લોકમાં બીજા સાત લોક ગણાય, એટલે ચૌદ લોક થાય છે. [ ( કવિતામાં )

**લોકડિયાં**, ન૦ સાધારણ લોક.

**લોકપાળ**, પુ૦ [ સં. ] આઠ દેવતા; પ્રજાઓનું-પિતૃઆદિલોકનું રક્ષણ કરનાર દેવ. (૨) રાજા.

**લોકપ્રિય**, વિ૦ [ સં. ] જન સમુદાયનો પ્રેમ જેણે મેળવેલો હોય તે; લોકને વહાલું.

**લોકમત**, પુ૦ [ સં. ] વસ્તીમા જે સારો ખોટો વિચાર બોલાતો હોય તે; લોકનોઅભિપ્રાય

**લોકલાજ**, સ્ત્રી૦ લોકની શરમ; લોકમા સારૂ ખોટું બોલાય તેનો જે ડર તે.

**લોકવાયકા**, સ્ત્રી૦ લોકમાં ચર્ચાતી વાત; ગપ; અફવા.

**લોકાઈ**, સ્ત્રી૦લોકપણું,પરાયાપણું.

**લોકાચાર**, પુ૦ લોકમાં ચાલતો આચાર વ્યવહાર; રૂઢિ; રીત; ચાલ.

**લોકાપવાદ**, પુ૦ [સં.] લોકમાં બુરૂં બોલાવું તે; લોકમાં નિંદા થતી હોય તે.

**લોકાયત**, પુ૦ [સં.] ચાર્વાક મત ઇશ્વર નહિ માનનારાઓનો એક સંપ્રદાય; નાસ્તિક મત.

**લોકીક**, ન૦ કોઇના મરણ ટાણે દુઃખ વિસરાવવા જવું તે; રોવા કે કાણ કરવા જવું તે; ખરખરો.

**લોકો**, પુ૦ લોક; જન; જનતા; પ્રજા; રૈયત; માણસો.

**લોકોત્તર**, વિ૦ [ સં. ] લોકમાં ઉત્તમ ગણાતું હોય એવું; લોકમાં ન હોય એવું, અલૌકિક.

**લોકોપકાર**, પુ૦ [ સં. ] સૌ લોકનું સારૂં કરવું તે; સાર્વજનિક કલ્યાણ. [લોહ.

**લોખંડ**, [ સં. લોહ ] લોઢું;

**લોખંડી**, વિ૦ લોખંડનું. (૨) લોખંડના જેવું દૃઢ; સખત; મજબુત. (૩) કઠણ.

**લોચક**, વિ૦ લોચા જેવું પોચું. (૨) ન૦ લોચો; લોંદો; પિંડ; ગોળો. (૩) સ્તન, કુચ. (૪) સુતારનું હથિયાર. (૫) કાજળ. (૬) સાપની કાચળી.

**લોચન**, ન૦[સં.] આખ; નેત્ર; નયન. (૨) ચુંટી નાખવું-તોડી નાંખી દેવુ -ઉતારી લેવું તે:-વસ્ત્રલોચન.

**લોચના**. સ્ત્રી૦ બેચેની, અસુખ.

**લોચવું** ક્રિ૦ અ૦ ચોળોટવું; ગોથાં ખાવા; ચુંથાવું. (૩) ચઢાવું; તલસવું. (૪) બોલબોલ કરવું.

**લોચાવું**, ક્રિ૦ અ૦ લોચા જેવું થઇ જવું; ચુંથાવું. (૨) મિંચાવું; પાંપણો બિડાઇ જવી.

**લોચો**, પુ૦ [ સં. लुच् ] લોંદો; હચકો; (૨) કબુચો; લેગું

થઇ ગયેલું કપડું કે બીજો પદાર્થ તે. (૩) મુલાયમ નહિ થઇ જતાં મોમાં આમ તેમ ઘોળાયા કરઇ તે (૪) ગોટાળો (૫) નહિ સમજાય એવું કરી નાખેલું તે. (૬) વાંધો; તકરાર. ક્રિ૦ પ્ર૦ લોચા વાળવા=ગોટાળો કરવો. અસ્પષ્ટ બોલવું; ગલ્લાંતલ્લાં કરવાં. લોચા કાઢવા=ચોકખું કરવું. લોચો પોચો=ગોંદા લચકા જેવું. કહે૦લોચો પોચો માડીનો ને છેલ છબિલો લાડીનો.

લોટ. પુ૦ [સં. લોષ્ટ.] બારીક ભુકો, આટો: ચૂર્ણ. (૨) જેર. રેત; કચુંબર; ગર. [ વાસણ; ટોચકું.

લોટકો, ન૦ માટીનું નાનું

લોટણ. ન૦ લોટવું તે: લુંઠન; આળોટવું તે. (૨) વિ૦ લોટવું હોય તેમ ઉડનારૂં; કબુતરની એક જાત

લોટપોટ વિ૦ બધું શરીર ઢાંકીને સુતેલું–ગોટમોટ થઇ પડેલું. (૨) નિસત્ત્વ થઇ પડેલું

લોટવું, ક્રિ૦ અ૦ [ સં. લુંઠ્ ]. સુતા સુતા આળોટવું ( ૨ ) સુવું.

લોટિયું, પંડીના થાળામાંથી લોટ વાળી લેવાનું લુગડું. ( ૨ ) વિ૦ લોટાના તળિયા જેવું; બોડું. રોડું.

લોટિયો, વેપારી વહોરાની એક જાત; લોટા જેવા બોડા માથાવાળો.

લોટી, નાનો લોટો; કસેલી.

લોટો, પું૦ ધાતુનું નાનું પાણી ભરવાનું પાત્ર; કળશિયો; તાંબિયો.

૨૦ પ્ર૦ લોટે જવું=ઝાડે ફરવા જવું.

લોઢ, પુ૦ મોજું. તરંગ; છોળ. (૨) હિંદોળો; હિલ્લોળ. (૩) મળ વગેરેનો કઠણ ગઠ્ઠો (૪) લોઢાની લાટ; લોખંડનો પાટડો.

લોઢવું, ક્રિ૦ સ૦ પીલવું; કપાસ ને રૂ જુદાં પાડવાં.

લોઢી, સ્ત્રી૦ તવી, તવો.

લોઢું, ન૦ [ સં. લોહ. લોખંડ, પોલાદ; (૨) ઓજાર; હથિયાર; અસ્ત્રો.

લોથ, સ્ત્રી૦ લાસ; મડદું; શબ. (૨) ટટાર રહી ન શકે એવું થઇ ગયેલું તે નિસત્ત્વ; લોચા જેવું થઇ ગયેલું તે. ( ૩ ) વિ૦ બેહોશ; નરમ થઇ ગયેલું.

લોથડી, સ્ત્રી૦ રોકેલી ભાખરી, (૨) વિ. અશક્ત; નરમ.

લોથડો, પુ૦ શિકારી પશુના મોમાં આવે એટલો માંસનો લોચો. (૨) લબડતો માંસલ ભાગ

લોથવું, ક્રિ૦ અ૦ આમતેમ આળોટવું ગોથાંમાર્યા કરવા. લોટયા કરવું. (૨) આરામ માટે વલખાં મારવાં; અજંપો કર્યા કરવો.

લોથિયું, વિ૦ લોથ જેવું; માલ વગરનું; નિઃસત્ત્વ; નકામું.

લોધર, ન૦ [ સં. લોધ્ર ] એક ઝાડ; તે ઝાડનું છોડિયું.

લોધો, પુ૦ લાંબો ને મજબુત બાંધાનો માણસ; લઠ્ઠ.

લોપ, પુ૰ [સં.] નહિ દેખાવું તે; જતું રહેવું તે; અભાવ.

લોપડચોપડ, ન૰ ચીકટ; ઘી તેલ વગેરે ચીકણાં દ્રવ્યો તે (૨) એવો ચીકણો પદાર્થ એક વાસણમાંથી બીજામાં નાખતાં ચોંટી રહેવું તે.

લોપવું, ક્રિ૰ સ૰ ઓળંગવું; ઉથાપવું; નહિ માનવું; અવજ્ઞા કરવી.

લોબડી, સ્રી૰ ઊનનું બારીક વણાટનું સુંદર વસ્ત્ર. સ્રીઓને પહેરવાની સુંદર ધાબળી.

લોબાન, પુ૰ એક જાતનો ગુંદર.

લોભ, પુ૰ [ સં. ] કોઈ વસ્તુ મેળવી લેવાની તીવ્ર લાગણી-ઇચ્છા તે; તૃષ્ણા; લાલચ. ( લાલચમાં નાખવું.

લોભાવવું, ક્રિ૰ સ૰ લલચાવવું;

લોભાવું, ક્રિ૰ અ૰ લોભમાં પડવું; લાલચુ થવું.

લોભિયું. વિ૰લોભી, તૃષ્ણાવાળું.

લોભી, વિ૰ લાલચુ.

લોમ, ન૰ [ સં. ] રોમ; વાળ; કેશ; રૂંવું; નિમાળો.

લોમડી, સ્રી૰ જુઓ લોબડી.

લોમવિલોમ, વિ૰ ઊં-ધું સુલટું; અવળું સવળું. ( ૨ ) સમવિષમ.

લોયું, ન૰ નાની પેણી; લોઢી.

લોલ, વિ૰ ચંચળ, ઝુલતું ને રમતું. ( ૨ ) સુંદર; સુરેખ. ( ૨ ) ઝરબાની લીટીને છેડે વપરાતો શબ્દ.

લોલક, ન૰ ઝુલતું લટકણિયું; પંટની ઝબ; લોલિયું; પેંડ્યુલમ.

લોલણી, સ્રી૰ લટકાળી સ્રી; લાડલી; સુંદર સ્રી.

લોલા, સ્રી૰ જીભ

લોલુપ, વિ૰ [ સં. ] લાલચુ; લોભિયું ઇચ્છાવાળું; ઇચ્છુ

લોવું, ક્રિ૰સ૰લુછવું ઘસી કાઢવું.

લોહ. ન૰ સં.] લોઢું; લોખંડ. લોહકાન્ત=ચમકપહાણ.

લોહચુંબક. ન૰ ચમકપહાણ; અયસ્કાન્ત લોઢાને ખેંચવાના ગુણવાળું એક દ્રવ્ય.

લોહર, વિ૰ લાંબો ને જાડો લોઢાનો સળિયો. (૨) પાતળો લાંબો માણસ.

લોહવું, જુઓ લોવું લૂછવું.

લોહિત વિ૰લાલ રંગનું.રાતું.

લોહિયાળ, વિ૰ લોહીથી ખરડેલું; ખુબ લોહી હોય એવું.

લોહિયાળું, વિ૰ લોહીવાળું; લોહીથી ખરડાયેલું હોય એવું.

લોહી, ન૰ [સં. लोह] પ્રાણીઓના શરીરમાં ફરતું રહેતું લાલ પ્રવાહી તે; રુધિર; રક્ત; ખૂન. (૨) તુખમ. (૩) સગપણ. ક્રિ૰ પ્ર૰ લોહી આવવું=શરીર ભરાવું. લોહી ઉકળવું=ક્રોધ ચડવો. લોહી ફીકું પડવું=ફીકાં પડી જવું. રૂ૰ પ્ર૰ લોહીનું તરસ્યું=દુઃખ દેનાર. લોહીનો કોળિયો=ચોકના અવસરનું જમણ. ભીનું લોહીનું=લજ્જા આવે એવું.

લોહીલુહાણ, વિ૰ લોહીલોહી થઇ ગયેલું; લોહીના ઓપવાવાળું

લાળિયું: ન૦ કાનની બુટનું ઘરેણું (૨) કણુસલું. ।ભાગ તે.

લોળો, પુ૦ જીભના ટેરવાનો

લોંકડી, સ્ત્રી૦ એક નાનું ચોપગું જનાવર.

લોંઠ, વિ૦ વશ રહે નહિ એવું; તોફાની મસ્તાની. (૨) ખંધું, ધૂર્ત.

લોંઠાઇ, સ્ત્રી૦ લોંઠપણું. (૨) ખંધાઇ. જાડાઇ લુચ્ચાઇ. (૩) શઠતા.

લોંઠિયું, વિ૦ લોંઠ.

લોંઠો, પુ૦ લોંઠ માણસ; ઢાંગો (૨) ધૂર્ત; કામ કાઢી જાય એવો. (૩) ચાર; રાખેલો.

લોંડાપણું, ન૦ ગુલામગીરી; દાસત્વ. ।રાખેલી દાસી; ચાકરડી.

લોંડી સ્ત્રી૦ ઘરકામ કરવાને

લોંડો, પુ૦ ગુલામ; દાસ; ચાકર; ઘરકામ કરવાને રાખેલો માણસ.

લોંદો, પુ૦ લચકો; ચીકણા પદાર્થનો લોચો.

લૌકિક વિ૦ [સં.] લોકમાં ચાલતું; સાધારણ. (૨) દુનિયાદારી. (૩) ખરખરો.

લ્યાનત, સ્ત્રી૦ ધિક; ફટ; શરમ; ફિટકાર (૨) નામોશી; બદનામી; લપાનત.

# વ.

## વ.

વ, પુ૦ [સં. વ્] ગુજરાતી મૂળાક્ષરોમાંનો ૨૯ મો વ્યંજન. (૨) અ૦ અથવા; વા. (૩) અને.

વઇદ, પુ૦ [ સ. વૈદ્ય ] દવા કરનારો ચિકિત્સક; વૈદ.

વઇદું, ન૦ દવા આપવાનું કામ તે; રોગ જોઇ તેના પ્રતીકાર માટે ઉપચાર કરવાનું કામ તે; વૈદું.

વઇશાખ, પુ૦ [ સં. વૈશાખ ] વૈશાખ; વિક્રમ સંવતનો સાતમો મહીનો.

વઉ, સ્ત્રી૦ [ સં. વધૂ ] વહુ; પરણેલીસ્ત્રી-પત્નીઃબાઇડી; ધણિયાણી. (૨) છોકરાની, ભાઇની, ભાણેજ ભતરીજાની કે સ્નેહી સંબંધીની પરણેતર સ્ત્રી તે

વઉઆર, ન૦ વહુવર; પતિપત્ની; ધણી ધણિયાણી. (૨) નવું પરણેલું જોડું.

વઉઆરૂ, ન૦ વહુવારૂ; સાસરિયાંમાં વહુરૂપે રહેતી જુવાન સ્ત્રી; પાકી સમજણ વાળી નહિ એવી વહુ.

વકટ, ન૦ [ તે. વકટુ=એક ] ગીલી દંડાની રમતમાં અંતર ગણવામાં એકની સંખ્યા તરિકે વપરાય છે.

વકરવું, ક્રિ૦ અ૦ [ સં. વિ+કૃ ] ફરી જવું; વિકાર પામી બદલાવું;

પલટાઇ જવું; વિપરીત થઇ જવું. (૨) ફાટવું; બહેકવું; વિકરાળ થવું; જોરાવર થવું; જબરાથવું બહુ મોટા વધી જવું. (૩) જોરથી ફુટી નિકળવું; ફાલવું.

વકરો, પુ૦ [સં. विक्रय] વેચવું તે. (૨) વેચાણ. (૩) વેચાણથી ઉપજેલા પૈસા તે. (૪) વેચાણને લગતું નામું તે (૫) કિંમત આપીને લીધેલું હોય તે.

વકારવું ક્રિ૦ અ૦ વકરે એમ કરવું; ચડાવવું ઉશ્કેરી મૂકવું (૨) બહેકાવવું (૩) બળ આણવું.

વકાલત, સ્રી૦ [અ વકીલનું કામ તે વકીલાત.

વકાલતનામું. ન૦ વકાલત કરવાની સત્તાનો લેખ; મુખત્યારનામું.

વકાસ, પુ૦ ખીલવું તે; (૨) અવકાશ; તરડ; ખોલ.

વકાસવું, ક્રિ૦ સ૦ ફાડવું; પહોળું કરવું ઉઘાડવું (૩) ક્રિ૦ અ૦ ઉઘડવું; ખીલવું પ્રફુલ્લવું. ક્રિ૦ અ૦ મોં વકાસવું=આશ્ચર્ય સાથે જોયા કરવું, નાસીપાસ થવું.

વકી, સ્રી૦ [અ. साकिअ] સંભવ; જોગ. (૨) વાટ; વાયદો; રાહ. (૩) ઉમેદ; આશા; ધારણા. (૪) અંદાજ; મદાર.

વકીલ. [અ.] પર રાજાના દરબારમાં રાખેલો મસલતિયો; એલચી. (૨) આડતિયો; મુખત્યાર; પક્ષકાર તરફની દલીલો કરનાર સનંદી માણસ.

વકીલાત સ્રી૦ વકીલનું કામ.

વકુફ, સ્રી૦ [અ.] સમજ; અકલ (૨) ડહાપણ; શાણપણ. બેવકુફ=સમજવગરનું

વકકર, પુ૦ [ અ. वक्र ] ભાર બોજ. માન મર્તબો વજન (૨) દાબ; રોફ. (૩) લાયકીવાળી રીતભાત. (૪) વિ૦ કપરૂં; તોફાની; વહી ગયેલું; વર્ણસંકર —વક્રરનો પિંડ

વક્તવ્ય, વિ૦ [ સં. ] બોલવા જેવું બોલવાને યોગ્ય. (૨) ભાષણ; ઉક્તિ.

વક્તા, વિ૦ [ સં. ] બોલનાર; ભાષણકાર કથા કરનાર.

વક્તૃત્વ ન૦ [સં.] બોલવાની છટા; બોલવાની સફાઇ. [મુખ; વદન.

વક્ત્ર, ન૦ [ ગ. ] મોં; મોઢું;

વક્ર, [ સં. ] વાંકું આડું. (૨) વળેલું (૩) ઉલટું. વિરૂદ્ધ.

વક્રતા, સ્રી૦ [ સં. ] વાંકાપણું; વાંક આડ

વક્રી, વિ૦ [ સં. ] વાંકુ થવું તે. વક્રીભવન=વાંકું થવું.

વક્રોક્તિ, સ્રી૦ [સં] કટાક્ષનું બોલવું. (૨) વાંકું કહેવું; મેણું; ટોણો. (૩) એક કાવ્યાલંકાર.

વક્ષઃસ્થળ, ન૦ [ સં. ] છાતી; પાંસળીઓની પેટી (૨) હૃદય; ઉર.

વક્ષ્યમાણ, વિ૦ [સં] આગળ કહેવામાં આવનારૂં; બોલાતું. (૨)દ્વેષ.

વખ, ન૦ [સ. विष] વિષ; ઝેર.

**વખત**, પુ૦ [અ. वक़्त्] કાળ.

**વખવખ**, સ્ત્રી૦ ખાઉંખાઉં; ભૂખના વલખા વલોપાત (૨) કણુકણુ રગરગ (૩) વિણાચુંટા.

**વખવખવુ**, ક્રિ૦સ૦ ખાઉ ખાઉં કરવું; ખાવાના વલખા મારવા (૨) રગરગ કરવું, કણુકણવું

**વખવખાટ**,પુ૦વલોપાત. વલખા (૨) ખાઉધરા વેડા. (૩) કણુકણાટ.

**વખવાદ**. પુ૦ વિખવાદ; દ્વેષ. ઝેર. (૨) ટંટો; કજિયો

**વખાણ**, ન૦ [સ.] ગુણ ગાવા તે. તારીફ; સ્તુતિ; પ્રશંસા; શાબાશી

**વખાણવુ**. ક્રિ૦ સ૦ તારીફ કરવી, ગુણ ગાવા. (૨) પ્રશંસા કરવી.

**વખાણું**, ન૦ ઉખાણું; કહેવતરૂપ થઇ પડેલી જે શિખામણ તે. કહેતી.

**વખાર**, સ્ત્રી૦ વેચવાનો માલ રાખવાનું સ્થાન, કોઠાર; કોઠી. ક્રિ૦ પ્ર૦ વખારે નાખવુ=સંભાળ ન લેવી.

**વખારિયો**, વિ૦વખારનો માલીક; માલની વખારો ભરનાર મોટા વેપારી. ૨) વખાર ઉપર રહેનારો નોકર

**વખારી**. વિ૦ વખારિયો. છપ્પન વખારી=મોટા વેપારી.

**વખુ**, વિ૦ અમુક પક્ષનું. ખેંચનાર-હિત સાચવનારઃ-પિયરવખુ

**વખુટું**, વિ૦ વિખુટું; જુદું પડેલું; છુટું પડી ગયેલું.

**વખેરવું**, ક્રિ૦ સ૦ વિખેરવું; છુટું કરી નાખવુ; વેરી નાખવું; (૨) પાથરવું, પહોળું કરી નાખવું. (૩) છિન્નભિન્ન કરી નાખવુ.

**વખો**. પુ૦ વિપત્તિ; હેરાનગતિ; સંકટ.

**વખોડવું** ક્રિ૦ સ૦ ખોડ કાઢવી; નિંદવું. ધિક્કારવું; રદ ગણવું.

**વખોરો** પુ૦ પુ૦ ટેબલ-કબાટ વગેરેનુ ખાનું (૨) પાન પેઠી

**વગ**, સ્ત્રી૦ [फ़ा.] સારો સંબંધ; સિફારશ (૨) લાગ; તક; અવસર; યોગ (૩) જગા; માગ (૪) પક્ષ; તરફેણ; પરિચય (૫) સત્તા. ટેકો. રૂ૦ પ્ર૦ વગેવગે કરવું=સગવડ હોય તે પ્રમાણે કરવુ. વગે કરવુ=ઠેકાણે પાડવું.

**વગડવું**. વાગવું.

**વગડાઉ**, વિ૦ જંગલી; રાની.

**વગડો**, જંગલ; રાન.

**વગદાં**. ન૦ ફાંફાં; વલખા.

**વગર** અ૦ [अ.] સિવાય. વિના.

**વગવસીલો**. પુ૦ વગ અને વસીલો; સર સિફારસ; મોટાની સહાય.

**વગસગ**, સ્ત્રી૦ વગ; વસીલો; સિફારશ, (૨) સમાવેશ થાય એવી જગો, સગવડ.

**વગળ**, ન૦ [સં. विगाल] ભેગ; મેળવણી; મિશ્રણ. (૨) ભ્રષ્ટતા (૩) કપટ.

**વગાડવું**, ક્રિ૰ સ૰ ગબ્દ નિકળે એમ કરવું; અવાજ થાય એમ કરવું. (૨) આઘાત થાય એમ કરવું; અથડાય–અફળાય એમ કરવું.

**વગિયું**, વિ૰ વગનું; તરફેણનું; પક્ષનું (૨) ઓળખીતું સંબંધનું. (૩) ના૰ તરફદારી; પક્ષપાત.

**વગું**, અ૰ પડખે, તરફે. (૨) ના૰ બાજુ; તરફેણ. [ભરાવું.

**વગુતવું**, ક્રિ૰ અ૰ ગુંચાવું;

**વગુતી**, વિ૰ (સ્ત્રી૰) ભટકતી; રખડતી. [ બીજા સર્વે એમ; ઇત્યાદિ.

**વગેરે**, અ૰ અમુક અમુક અને

**વગો**, પુ૰ જથો; અમુક ભાગની જગા. [ નિંદા; ફજેતી.

**વગોણું**, ન૰ [ સં. विगर्हणा ]

**વગોવવું**, ક્રિ૰ સ૰ નિંદા કરવી; ફજેત કરવું ખરાખોટા દોષ બહાર મૂકવા. [ફરીને ચાવવું; મમળાવવું.

**વગોળવું**, ક્રિ૰ સ૰ વાગોળવું;

**વઘરકું**, ન૰ [ સં. विघ्न ] હરકત; અડચણ. (૨) વિઘ્ન; આડખીલી; અપાય. (૩) વિ૰ નીંદી કાઢેલું; સેળભેળ થઇ ગયેલું; બગડ્યા જેવું.

**વઘરણું**. ન૰ વિઘ્ન; હરકત. અડચણ. (૨) આડખીલી.

**વઘરો**. પુ૰ [ સં. विग्रह ] ટંટો; કજિયો. (૨) વિઘ્ન.

**વઘળવું**, ક્રિ૰ ઝરવું.

**વઘાર**, પુ૰ મરચાં રાઇ ને હીંગ વગેરે તેલમાં કકડાવી દાળ–શાક વગેરેમાં છમકારવાં તે. (૨) વચ્ચે બોલી ઉઠવું તે; મમરો; ટુચકો.

**વઘારણી**, સ્ત્રી૰ હીંગ. (૨) વઘાર કરવાની ઢબ.

**વઘારવું**, ક્રિ૰ સ૰ વઘાર કરવો; છમકારવું. (૨) લાભ થવો· ફળ મેળવવું; નફો કરવો. (૩) ધુણી દેવી.

**વઘારિયાં**, વિ૰વઘારેલાં અથાણાં.

**વચકલું**, ન૰ વાંકું; આડું; વાંધો.

**વચકવું**, ક્રિ૰ અ૰ વચ્ચેથી છેડાઇને જવું; સરકવું; રિસાવું; છટકી જવું. [છટકી જવું. (૨) છેડાવું.

**વચકાવું**, ક્રિ૰ અ૰ રિસાવું;

**વચકેલ**, વિ૰ વંઠેલ; આડે માર્ગે ઉતરી પડેલું. છટકેલ. (૨) અટક-ચાળું; આડું; રિસાયેલું. (૩) તોફાની.

**વચકો**, પુ૰ બોદિલી. (૨) વહેમ. (૩) વાંધો )

**વચગાળે**, અ૰ વચ્ચે; દરમિયાન; મધ્યે. (૨) અંતરાળે. (૩) અવકાશમાં; મહીંમહીં.

**વચગાળો**, પુ૰ વચમાંનું અંતર; વચલો ભાગ; આંતરો.

**વચન**, ન૰ [સં.] શબ્દ; બોલ. (૨) વાણી; ભાષણ; કથન. (૩) કબુલાત; કોલ. (૪) પ્રતિજ્ઞા; પણ; ટેક. (૫) મેણું; ટાણો. (૬) પ્રમાણ વાક્ય; ઉદાહરણ. (૭) વ્યાકરણમાં એક અને અનેક એવી સંખ્યા બતાવવાની સંજ્ઞા. [ પ્રમાણ.

**વચનિકા**, સ્ત્રી૰ ઉદાહરણ;

**વચનીય**, વિ૦ કહેવા જોગ: બોલવાને યોગ્ય (૨) ઠપકાને યોગ્ય (૩) ન૦ કહેતી મેંણું; ટાણો. (૪) નિંદાપાત્ર. વચનીયતા=દૂષણ. નિંદા.

**વચમાં**, અ૦ વચ્ચે.

**વચરમાવું**, ક્રિ૦ અ૦ કરમાવું; તાજગી જતી રહેવી, ચિમળાવું.

**વચલાવાંધાનું**, વિ૦ મધ્યમ સરવું; સાધારણ હાલતનું; માધ્યમિક

**વચલું**, વિ૦ વચમાંનું; ગધ્યમ. (૨) ના૦ વચમાં જે હોય તે

**વચવચ**, સ્ત્રી૦ બડબડાટ.

**વચવચાટ**, પુ૦ બડબડવું તે, બોલબોલ કરવું તે:

**વચળવું**, ક્રિ૦ અ૦ છકી જવું; મર્યાદા બહાર જતા રહેવું. (૨) વિઘ્ન નડવું; હરકત પડવી; કથળી જવું. (૩) ડાગળી ખસી જવી; ચળી-બહેકી જવું. વચળેલ=બહેકી ગયેલ; ફાટી ગયેલું; નિર્લજ્જ.

**વચાળું**, ન૦ વચ્ચેની ખાલી જગા; બે વસ્તુ વચ્ચે રહેલો અવકાશ.

**વચેટ**, વિ૦ વચલું; મધ્યમ.

**વચ્ચે**, અ૦ બન્ને બાજુ સરખું અંતર હોય તેવે ઠેકાણે. (૨) કોઇ કામ અથવા વાતને વચલે ભાગે. (૩) વચમાં; દરમિયાન; અંદર; માં.

**વચ્ચોવચ**, અ૦ મધ્ય ભાગે; વચ્ચે, [બચ્ચું; વાછરડું.

**વચ્છ**, પું૦ [સં. વત્સ] છોકરું;

**વછનાગ**, પુ૦ [સં. વત્સનાભ] વચ્છનાભ. એક ઝેરી ઓષધિ

**વછિયાત**, પુ૦ માલ ખરીદ કે વેચાણ કરવા નીકળેલો વેપારી; આડતિયો

**વછુટવું**, ક્રિ૦ અ૦ છૂટું પડવું. (૨) ફુટવું સ્ફોટ સાથે છૂટી પડવું. (૩) વિયોગ થવો. જોખું.

**વછુટું**, વિ૦ જુદું, છૂટું અળગું;

**વછેરી**, નાની ઘોડી. ઘોડીનું માદા બચ્ચું. [નાનો ઘોડો;

**વછેરો**, પુ૦ ઘોડીનું નર બચ્ચું;

**વછો**, પુ૦ [સં. વિયોગ] વિજોગ; જુદાઇ. (૨) વિચ્છેદ; ભેદ; ફાટફુટ.

**વછોડવું**, ક્રિ૦ સ૦ જોરથી અળગું કરવું; આઘું ખસેડવું. (૨) છોડવું; ફોડવું. [વિયોગી.

**વછોયું**, વિ૦ વિખુટું પડેલું;

**વજન**, ન૦ [અ.] ભારેપણું તે; તોલ; ભાર. (૨) તોળવાનું કાટલું; જોખ. (૩) ભારબોજ; મોભો; માન. (૪) પ્રભાવ; ગૌરવ; શેહ; વકકર. (૫) દબાણ. (૬) વગ

**વજનદાર**, વિ૦ ભારે; વજનવાળું, બોજદાર; સંગીન. (૨) માન આબરૂ ને શેહ પડે એવું; પ્રતિષ્ઠિત.

**વજનસર**, વિ૦ જોઇએ તેટલું: ઘટતા વજનનું.

**વજરબટું**, ન૦ એક જાતનું કઠણ બી; જેથી નજર લાગે નહિ એવું મનાતું એક જાતનું કાળું બી.

વજા, સ્ત્રી૦ ગતિ; બુદ્ધિ (૨) વૃત્તિ; વલણ. (૩) ફાંફાં; વલખાં; ભ્રમણા. [ વજાવવું.

વજાડવું, ક્રિ૦ સ૦ વગાડવું;

વજીફદાર, વિ૦ જેને વજીફો-ઇનામી જમીન મળેલી હોય તે; જમીનદાર; જાગીરદાર.

વજીફો, પુ૦ ઇનામ દાખલ મળેલી જમીન; બાગ બગીચો બનાવવા જેવી જમીનનો કકડો.

વજીર, પુ૦ [ અ. ] પાદશાહને સલાહ આપનારો મુખ્ય મસલતિયો; પ્રધાન; મંત્રી. (૨) શેતરંજમાંનું પાદશાહથી ઉતરતી પંક્તિનું મોરું.

વજીરાઇ, સ્ત્રી૦ વજીરપણું; પ્રધાનનો અમલ અને કારકિર્દી.

વજીરાત, સ્ત્રી૦ વજીરાઇ; પ્રધાનપદું. (૨) વજીર તરીકેની સાહેબી.

વજીરી,સ્ત્રી૦વજીરાત.[ મોં ધોવાં તે

વજુ, ન૦ વઝુ; હાથ પગ અને

વજુદ, ન૦ સત્ય; ખરાપણું. (૨) વાસ્તવિકતા; વિશ્વાસ કરવા જેવું તે. (૩) મૂળ; આધાર. (૪) વિ૦ સાચું; ખાતરી લાયક.

વજે, સ્ત્રી૦ ગણોત; પાકેલા અનાજ વગેરેમાં હિસ્સો પાડીને લેવાતી હિસ્સુલ તે.

વજેવળતિયું, વિ૦ ભાડું જમે થાય અને વ્યાજ ખાતે મંડાય એવી શરતવાળું ખાતું.

વજ્જર, ન૦ વજ્ર.

વજ્ર, ન૦ [ સં. ] ઇંદ્રનું આયુધ. (૨) એક અતિ કઠણ અને મજબુત હથિયાર. (૩) વિદ્યુત; વિજળી. (૪) હીરો (૫) દીટું; ફૂલની ડાંડી.

વજ્રદંતી, સ્ત્રી૦ એક ઔષધિ.

વજ્રલેપ, પુ૦ એવો લેપ કે જે કદી ઉખડે કે ખરે નહિ. (૨) વિ૦ સખત; ખરેખર સજ્જડ; જેમાં પવન કે પાણી પણ પેસી શકે નહિ એવું.

વજ્રી, વિ૦ [ સં. ] વજ્રને ધારણ કરનાર; ઇન્દ્ર.

વટ,પુ૦[સં.] વડ;એક મોટું ઝાડ.

વટ, પુ૦ (સ્ત્રી૦) ટેક; પણ (૨) આબરૂ; ધીર. (૩) ધીરધાર કરવાની જગા-સ્થાન તે:-નાણાવટ.

વટક, સ્ત્રી૦ઉપરામણી; વધારાની રકમ. (૨) નુકસાની, ખોટ; બદલો. ક્રિ૦ મ૦ વટકવાળવી=બદલો વાળવો.

વટકવું, ક્રિ૦ અ૦ વટકી જવું; વંઠાવું; છટકી-જવું.

વટલવું, ક્રિ૦ અ૦ પરજાતિ ને પરધર્મ સ્વીકારવો;જાતિભ્રષ્ટ-પતિતથવું.

વટલાવવું, ક્રિ૦ સ૦ વટલે એમ કરવું; સ્વધર્મ કે કુળાચાર તજાવવો.

વટલાવું, ક્રિ૦ અ૦ વટલીજવું; જાતિભ્રષ્ટ થવું.

વટલેલ, વિ૦ વટલેલું.

વટલો, વિ૦ નરસું; પાજી.

વટલોઇ, સ્ત્રી૦ ઝારી જેવું વાસણ; તાંબડી; પાણી ભરવાની નળી.

વટવું, ક્રિ૦ અ૦ થઇ ચુકવું; જતું રહેવું; પસાર થઇ ગયેલું હોવું.

(૨) પાછું હઠવું; ઓસરવું. (૩) નાસીજવું; સંતાઇજવું. વધી જવું= આગળ થઇ જવું; સરસાઇ કરવી

**વટહુકમ** પુ૦ સર્વ જણ તરફ લખેલો હુકમ, મુખ્ય હુકમ.

**વટંતર** વિ૰ ધર્માણુયાત, રૂપિયાનું વ્યાજ નહિ ને ઘરનું ભાડું નહિ એવું. [ એક જાતનુ કઠોળ.

**વટાણા**, પુ૦ [ સં वातान ]

**વટાણું**, ન૦ ધૂળિયા પાટી ઉપર લખવાની લાકડાની કલમ, વતરણું.

**વટાવ**, પુ૦ [હિં] વળતર; કંઇ ઓછું લેવું અથવા કાપી આપવું તે. (૨) મોટા સિક્કાનું પરચુરણ લેતાં જે ઓછ આવે તે. (૩) વેચાણ ઉપર વળતર આપવું લેવું તે.

**વટાવવું**, ક્રિ૦ સ૦ એક જાતનું નાણું આપી બીજી જાતનું પરચુરણ નાણું લેવું; ખુ[illegible]વો, (૨) હુંડી, નોટ, વગેરેનાં [illegible]નાં. (૩) પસાર કરવું; [illegible] (૪) ફેરવવું; ઝી [illegible]વવું.

[illegible] **વટાવું**, [illegible] ઊંટ થવો. (૨ [illegible] (૩) ખૂબ મહે[illegible]

**વટાળ**, પુ૦

**વટાળવું**, [illegible] ભ્રષ્ટ કરવો; આચાર ખપતું ખાય તેમ મત ધર્મમાં લઇ અ૦ ટપી જવું;

**વટાળો** પુ૦ વટાળ; ભ્રષ્ટતા.

**વટિકા**, સ્ત્રી૦ [ સ. ] ગોળી.

**વટી**, વિ૦ ટેકવાળુ. (૨) ધીર[illegible] ધાર કરનાર –નાણાવટી. (૩) ધારણ કરનાર: કંઠાવટી (૪) ગોળી.

**વટીક**, અ૦ પણ; સુદ્ધાંત.

**વટુકાર**,પુ૦ ઠ ગ;રીતભાત,વટુકો.

**વટુકો**, પુ૦ ઠંગ; વટુકાર.

**વટું**, વિ૦ ત્વ ને પણ્ના અર્થમાં શબ્દની આગળ જોડાય છે:– પ્રધાનવટું.

**વટેણું**, ન૦ વતરણું; વટાણું.

**વટેમાર્ગુ**, વિ૦ વાટે જનાર; રાહદારી; મુસાફર; પ્રવાસી.

[illegible] [સં. વટ [illegible]ની છાયા [illegible] ઝાડ.

[illegible]

મોટાં ઝાડની ડાળે ઉંધે માથે લટકી રહે છે ) [ટંટો. કજિયો.

વડવાડ, સ્ત્રી૰ વઢવાડ લડાઇ;

વડવાડિયું વિ૰ ટંટાખોરિયું; લડકણું. (૨) વડગાડિયાં=એક જાતનાં પંખી; વડવાગળાં

વડવાનળ, પુ૰ [સં. वडवानल] સમુદ્રમાં રહેલો અગ્નિ (૨) જળમાંની પૌરાણિક અગ્નિદેવતા. (એનું મોં ઘોડી જેવું ને શરીર જ્વાલારૂપ કહેવાય છે. )

વડવું, ક્રિ૰ અ૰ બોલચાલ કરવી; કજિયો કરવો; બાઝવું; લડવું. (૨) ક્રિ સ૰ ઠપકો આપવો; ખીજવું.

વડવો, પુ૰ બાપ અથવા માનો બાપ; દાદો; આજો. વડવા=પૂર્વજો.

વડસસરો, પુ૰ સસરાનો અથવા સાસુનો બાપ.

વડસાવિત્રી, સ્ત્રી૰ વટસાવિત્રી; એ નામનું જેઠ શુદમાં આવતું એક વ્રત.

વડસાસુ, સ્ત્રી૰ સસરા કે સાસુની મા.

વડહસ્થ. વિ૰ મહાબાહુ; બળવાન; સમર્થ. (૨) જમણો હાથ; મોટો સહાયક.

વડાઇ, સ્ત્રી૰ મોટાઇ. (૨) આબરૂ; ઇજ્જત; કીર્તિ. (૩) અભિમાન; પતરાજ; ફૂલાશ.

વડાગરૂ, વિ૰ દરિયા કિનારા ઉપર ખોદેલા કુવાઓના ખારા પાણીને સુકવીને બનાવેલું; પાસાદાર; ગાંગડું. ( મીઠું ). [દાસી.

વડારણ સ્ત્રી૰ ગોલી; ખવાસણ;

વડાવડ, સ્ત્રી૰ લડાલડ. (૨) એક બીજા સાથે ટંટો કર્યા કરવો તે.

વડાવડી, સ્ત્રી૰ લડાલડી; ટંટો; કજિયો. [ માની મા દાદી.

વડિયાઇ, સ્ત્રી૰ બાપની અથવા

વડિયો, પુ૰ પ્રતિસ્પર્ધિ; સામાવાળિયો. (૨) પોતાની સમાન હોય એવો લીરૂ; સમો વડિયો.

વડી, સ્ત્રી૰ [ સં वटी ] ગોળી; ગરગોલી; (૨) ચોળાની દાળને વાટી મસાલો નાખી તેની નાની લુગદીઓ બનાવી સુકેવેલી જે તે.

વડીલ, વિ૰ મોટું; માનનીય; પૂજ્ય; મુરબ્બી. (૨) ગુરુજન; કુટુંબ –સગાંસ્નેહી–ઓળખીતામાં જે મોટું માણસ તે. ( ૩ )પુ૰ વડવો; દાદો; પૂર્વજ. વડીલોપાર્જિત=વડીલોએ પેદા કરેલું ; વારસે મળેલું.

વડું, વિ૰ મોટું. ( ૨ ) વૃદ્ધ; મોટું; ઉત્તમ; શ્રેષ્ઠ. ક્રિ૰ અ૰ વડું કરવું=બુઝાવવું (દીવો).

વડું, ન૰ અડદનું ટૂબરું, તેલમાં તળેલી અડદની જાડી તીખી પૂરી.

વડે, અ૰ એ; થી. ( ૨ ) મારફત; લીધે; દ્વારા; યોગે; સાધને.

વડેરો, જુ૰ વડરો.

વઢકણું, વિ૰ લડવાડિયું; કજિયાખોર.

વઢવાડ, સ્ત્રી૰ લડાઇ; મારામાર.

(૨) પાછું હઠવું; ઓસરવું. (૩) નાસીજવું; સંતાઇજવું. વટી જવું= આગળ થઇ જવું; સરસાઇ કરવી

**વટહુકમ**, પુ૦ સર્વ જણ તરફ લખેલો હુકમ; મુખ્ય હુકમ.

**વટંતર** વિ૦ ધરાણિયાત, રૂપિયાનું વ્યાજ નહિ ને ઘરનું ભાડું નહિ એવું. [ એક જાતનું કઠોળ.

**વટાણા**, પુ૦ [ સં. વાતાન ]

**વટાણું**, ન૦ ધૂળિયા પાટી ઉપર લખવાની લાકડાની કલમ, વતરણું.

**વટાવ**, પુ૦ [હિં] વળતર; કંઇ ઓછું લેવું અથવા કાપી આપવું તે. (૨) મોટા સિક્કાનું પરચુરણ લેતાં જે ઓછ આવે તે. (૩) વેચાણ ઉપર વળતર આપવું લેવું તે.

**વટાવવું**, ક્રિ૦ સ૦ એક જાતનું નાણું આપી બીજી જાતનું પરચુરણ નાણું લેવું; ખુરદો કરવો. (૨) હુંડી, નોટ, વગેરેનાં રોકડ નાણાં કરવાં. (૩) પસાર કરવું; ઓળંગવું; છોડવું. (૪) કચરાવવું; ઝીણું કરાવવું; ભંગાવવું.

**વટાવું**, ક્રિ૦ અ૦ ભુકો થવો; લોટ થવો. (૨) કચરાવું; છુંદાવું. (૩) ખૂબ મહેનત લેવી; ઘસાવું.

**વટાળ**, પુ૦ વટલાવું તે; ભ્રષ્ટતા.

**વટાળવું**, ક્રિ૦ સ૦ ધર્મ છોડાવવો; આચાર મુકાવવો. (૨) નહિ ખપતું ખાય તેમ કરવું. (૩) પોતાના મત ધર્મમાં લઇ આવવું. (૪) ક્રિ૦ અ૦ ટપી જવું; આગળ થવું.

**વટાળો** પુ૦ વટાળ; ભ્રષ્ટતા.

**વટિકા**, સ્ત્રી૦ [ સં. ] ગોળી.

**વટી**, વિ૦ ટેકવાળું. (૨) ધીરધાર કરનાર:-નાણાવટી. (૩) ધારણ કરનાર:-કંઠાવટી. (૪) ગોળી.

**વટીક**, અ૦ પણ; સુદ્ધાંત.

**વઠુકાર**,પુ૦ ઠગ;રીતભાત;વટુકો.

**વઠુકો**, પુ૦ ઢંગ; વટુકાર.

**વટું**, વિ૦ ત્વ ને પણુંના અર્થમાં શબ્દની આગળ જોડાય છે:-પ્રધાનવટું.

**વટેણું**, ન૦ વતરણું; વટાણું.

**વટેમાર્ગુ**, વિ૦ વાટે જનાર; રાહદારી; મુસાફર; પ્રવાસી.

**વડ**, પુ૦ [સં. વટ ] સારી છાયા આપનારું એક મોટું અને ઘટાદારઝાડ.

**વડકણું**, વિ૦ વઢકણું; તકરાર કરે એવા સ્વભાવનું; વડવાડિયું; લડકણું; ટંટાખોર; વડકારું.

**વડકારૂં**, વિ૦ વડકણું.

**વડકાવવું**, ક્રિ૦ સ૦ ખીજવવું. (૨) ધમકાવવું. (૩) વઢવું.

**વડભીરૂ**, પુ૦ મોટા સાથી; વડો મિત્ર; ટોળીનો આગેવાન.

**વડવા**, પુ૦ પિતૃઓ; પૂર્વજો. [સં.] સ્ત્રી૦ ઘોડી.

**વડવાઇ**, સ્ત્રી૦ વડના ડાળમાંથી ફૂટીને લબડતાં મૂળિયાં; વડની જટા.

**વડવાગોળ**, સ્ત્રી૦ [ સં. વલ્ગુલી ] એક જાતનું રાત્રિચર પંખી. (આ પંખી આખો દિવસ-

મોટાં ઝાડની ડાળે ઉંધે માંથે લટકી રહે છે ) [ટંટો. કજિયો.

વડવાડ સ્ત્રી૦ વઢવાડ લડાઇ;

વડવાડિયું વિ૦ ટંટાખોરિયું; લડકણું. (૨) વડવાડિયાં=એક જાતનાં પંખી; વડવાગળાં

**વડવાનળ**, પુ૦ [સં. वडवानल] સમુદ્રમાં રહેલો અગ્નિ. (૨) જળમાંની પૌરાણિક અગ્નિદેવતા. (એનું મોં ઘોડી જેવું ને શરીર જ્વાળારૂપ કહેવાય છે. )

વડવું, ક્રિ૦ અ૦ બોલચાલ કરવી; કજિયો કરવો; બાઝવું; લડવું. (૨) ક્રિ સ૦ ઠપકો આપવો; ખીજવું.

વડવો, પુ૦ બાપ અથવા માનો બાપ; દાદો; આજો. વડવા=પૂર્વજો.

વડસસરો, પુ૦ સસરાનો અથવા સાસુનો બાપ.

**વડસાવિત્રી**, સ્ત્રી૦ વટસાવિત્રી; એ નામનું જેઠ શુદમાં આવતું એક વ્રત.

વડસાસુ, સ્ત્રી૦ સસરા કે સાસુની મા.

વડહથ. વિ૦ મહાબાહુ; બળવાન; સમર્થ. (૨) જમણો હાથ; મોટા સહાયક.

વડાઇ, સ્ત્રી૦ મોટાઇ. (૨) આબરૂ; ઇજ્જત; કીર્તિ. (૩) અભિમાન; પતરાજ; ફૂલાશ.

વડાગરૂ, વિ૦ દરિયા કિનારા પર ખોદેલા કુવાઓના ખારા પાણી સુકવીને બનાવેલું; પાસાદાર; ગાંગડું. ( મીઠું ). [ દાસી.

વડારણ સ્ત્રી૦ ગોલી; ખવાસણ;

વડાવડ, સ્ત્રી૦ લડાલડ. (૨) એક બીજા સાથે ટંટા કર્યા કરવો તે.

**વડાવડી**, સ્ત્રી૦ લડાલડી; ટંટો; કજિયો. [ માની મા દાદી.

**વડિયાઇ**, સ્ત્રી૦ બાપની અથવા

**વડિયો**, પુ૦ પ્રતિસ્પર્ધિ; સામાવાળિયો. (૨) પોતાની સમાન હોય એવો બીજ. સમો વડિયો.

**વડી**, સ્ત્રી૦ [ સં वटी ] ગોળી; ગરગોલી; (૨) ચોળાની દાળને વાટી મશાલો નાખી તેની નાની લુગદીઓ બનાવી સુકવેલી જે તે.

**વડીલ**, વિ૦ મોટું; માનનીય; પૂજ્ય; મુરબ્બી (૨) ગુરુજન; કુટુંબ -સગાંસ્નેહી-ઓળખીતામાં જે મોટું માણસ તે. ( ૩ ) પુ૦ વડવો; દાદો; પૂર્વજ. વડીલોપાર્જિત=વડીલોએ પેદા કરેલું; વારસે મળેલું.

**વડું**, વિ૦ મોટું. ( ૨ ) વૃદ્ધ; મોટું; ઉત્તમ; શ્રેષ્ઠ. ક્રિ૦ પ્ર૦ વડું કરવું=બુઝાવવું (દીવો).

વડું, ન૦ અડદનું ઢેબરૂં; તેલમાં તળેલી અડદની જાડી તીખી પૂરી.

વડે, અ૦ એ; થી. ( ૨ ) મારફત; લીધે; દ્વારા; યોગે; સાધને.

**વડોવો**, જુ૦ વડવો.

વઢકણું, વિ૦ લડવાડિયું; કજિયાખોર.

**વઢવાડ**, સ્ત્રી૦ લડાઇ; મારામાર.

**વઢવું**, ક્રિ૦ અ૦ તકરાર કરવી; વિવાદ કરવો.

**વઢાવું** ક્રિ૦ અ૦ કપાવું, છેદાવું.

**વણ** અ૦ વિના વગર; સિવાય. પુ૦ કપાસનો છોડ, વેણ

**વણકર**, પુ૦ તંતુઓનું લુગડું બનાવનાર, વણવાનો ધંધો કરનારી એક નાત

**વણકરી**, સ્ત્રી૦ વણવાની મજુરી, વણાઇ. [ ઓથ.

**વણછો**, પુ૦ છાયો, છાંયડો. (૨)

**વણજ**, ન૦ [ सं वाणिज्य. ] વેપાર; ધંધો; વ્યવહાર.

**વણજાર**, સ્ત્રી૦ વેપારી માલની પોઠ; કાફલો. (૨) એક સામટો આવેલો માલનો જથો; માલની આવજાનો વહેવાર.

**વણજારી**, સ્ત્રી૦ વણજારાની સ્ત્રી. (૨) વેપારીની સ્ત્રી; શેઠાણી; વેપારણ. [ વેપારીનું; બજાર;

**વણજારૂં**, વિ૦ વણજારમાંનું;

**વણજારો**, પુ૦ બળદોની પીઠપર માલ ભરી દેશ પરદેશ લઇજનાર વેપારી (૨) દેશ પરદેશ વેપાર ખેડનારી એક નાત.

**વણતર**, ન૦ વણવું તે; વણાટ. (૨) વણવાની તરેહ-રીત તે. (૩) પોત; કુમાશ.

**વણવું**, ક્રિ૦ સ૦ તંતુઓને એક બીજા સાથે આંબળીને લાંબો દોર બનાવવો. (૨) આડા ઉભા તંતુઓ સાળ પર ચડાવી કપડું બનાવવું. (૩) કણકના લુવાને વેલણ વતે દબાવી દબાવીને પાતળો ને મોટો ગોળ આકાર કરવો. (૪) વિસ્તારવું; વધારવું; ખીલવવું. (૫) ચગદી-દાબીને રોટલા જેવું કરી નાખવું; પાયમાલ કરવું. (૬) કેળવવું; કચરવું; ગદડવું, છુંદવું; ખુંદવું.

**વણસવું**, અ૦ ક્રિ૦ બગડવું; ખરાબ થઇ જવું; કચળી જવું. (૨) નાશ પામવું; પાયમાલ થઇ જવું; સુકાવું; કરમાવું. [(૨) નાશ.

**વણસાડ**, પુ૦ બગાડ નુકસાન.

**વણસાડવું**, ક્રિ૦ સ૦ ભેળાડવું; ખરાબ કરી નાખવું; બગાડવું. (૨) પાયમાલ કરવું; નાશ કરવું; મટાડવું; ફિટાડવું.

**વણાઈ**, સ્ત્રી૦ વણવાનું મહેનતાણું; વણનારનું લવાજમ; વણામણી. (૨) વણવાની કારીગરી; વણાટ.

**વણાટ**, પુ૦ વણાઇ; વણતર.

**વણાવવું**, ક્રિ૦ સ૦ કોઇ વણે તેમ કરવું.

**વણિક**, પુ૦ વેપારથી આજીવિકા ચલાવનાર જુદી જુદી નાતના હિંદુ લોકો; વાણીયા; તેમાંનો કોઇ પણ એક; વાણીયો.

**વણિયર**, ન૦ નોળના જેવું ભારે પૂછડાવાળું એક રાત્રિચર પશુ.

**વત**, અ૦ પેઠે; માફક; પ્રમાણે. (૨) જેવું; સરખું; સમાન.

વતડવું, ક્રિ૦ અ૦ વતરડવું; વલુરવું. (૨) નખથી ચામડી ખણી નાખવી, ઉઝરડી નાખવું.

વતન, ન૦ પોતાનું મૂળ ગામ કે દેશ, અસલ રહેઠાણ; જન્મભૂમિ. (૨ વંશપરંપરા આજીવિકા ચાલ્યા કરે તેમ મળેલી જમીન; જાગીર, ગિરાસ.

વતનદાર, વિ૦ જાગીરદાર.

વતનવાડી, સ્ત્રી૦ રાજ્યસેવાના બદલામાં મળેલી જમીન વગેરે તે; સ્થાવર મિલકત.

વતની, વિ૦ રહેવાસી; રહીશ.

વતરડવું, વતડવું; વલુરવું. (૨) નખથી ખણવું.

વતરણું, ન૦ લખવા-ચિતરવા -કોતરવાનું ઓજાર, કલમ, પીંછી, ટાંકણું.

વતરેક, (વતરક;) અ૦ [ સં. વ્યતિરેક ] સિવાય; વગર, વિના.

વતરેગ, અ૦ વિના; વગર; સિવાય. [ મજુર; ગોટલિયો.

વતાગરો, પુ૦ વૈતરો, હેલકરી;

વતાડવું, ક્રિ૦ સ૦ વિતાડવું; ગુમાવવું (૨) સતાવવું; પજવવું.

વતાવવું, ક્રિ૦ અ૦ છેડવું; અડપલું કરવું; અડવું; ચાદવું કરવું. (૨) સળી કરવી; ચીડવવું; છંછેડવું.

વતિપાત, પુ૦ જુઓ વ્યતીપાત.

વતિપાતિયું, વિ૦ અડપલું; ચાંદવું; જંપીને બેસે નહિ એવું; ઉછાંછળું. (૨) ચંચળ. (૩) વિઘ્ન કરે એવું. [ (૨) બદલે, માટે.

વતી, અ૦ થી. થકી, એ; વડે.

વતું, માથાના વધેલા વાળ; હજામત. [ (૨) મારફતે.

વતે, અ૦ થી; થકી; એ; વડે.

વતેસર, વિ૦ લંબાણવાળું; વિસ્તારવાળું. (૨) ના૦ લફરું, લંબાણ વાત;—વાતનું વતેસર

વતોડ, સ્ત્રી૦ વલુર, ખણુજ; ચેળ. (૨) ખુજલીનો રોગ.

વતોડવું, ક્રિ૦ અ૦ વલુરવું; ખણવું; ખંજવાળવું. (૨) નખથી ચીરી નાખવું

વત્તું, વિ૦ ઘણું, વધારે, પુષ્કળ.

વત્સા, સ્ત્રી૦ પુત્રી; દીકરી; બાળકી. (૨) વાછડી.

વત્સ, ન૦ [ સં. ], બાળક; છોકરું, બચ્ચું. (૨) વાછરડું.

વત્સર, પુ૦ [ સં. ] વર્ષ.

વત્સલ, વિ૦ [ સં. ] માયાળુ; પ્રેમ રાખનાર. [ ભક્તિ.

વત્સલતા, સ્ત્રી૦ [ સં. ] પ્રેમ;

વધાવો, પુ૦ આશિષ અને સંમતિની ભેટ, ખુશાલીની બક્ષીસ; વધામણી (૨) અમુક ધારણા બાંધી નાખેલા દાણામાં એકી આવવી તે (૩) મંગળસૂચક પાસો તે.

વધુ, વિ૦ વધારે; ઘણું; પુષ્કળ.

વધૂ, સ્ત્રી૦ વહુ.

વધેરવું, ક્રિ૦ સ૦ બલિદાન આપવું; ભોગ આપવો. (૨) દેવની

**વનરાજ.** પુ૦ [ સં ] વનનો રાજા; સિંહ. (૨) મોટા-કેશવાળી-વાળો વાઘ.

[ રાત્રિચર પંખી.

**વનવાગળું,** ન૦ વાગોલ; એક

**વનવાસ,** પુ૦ [ સં. વનમાં જઇ રહેવું તે. (૨) દેશવટો.

**વનવાસી,** વિ૦ [ સં. ] વનમાં રહેનાર; તપસ્વી વગેરે.

**વનવિહાર,** પુ૦ [ સં ] વનમાં ફરવું તે. (૨) બગીચાની મઝા લેવી તે.

**વનસ્પતિ,** સ્ત્રી૦ [ સં. ] જમીન પર ઉગતાં ઘાસ, મોલ, છોડવા અને ઝાડપાન વગેરે; લીલોતરી; ઝાડપાલો; ઉદ્‌ભિજ્જ. વનસ્પતિવિદ્યા=ઝાડપાલા સંબંધી જ્ઞાન.

**વના,** અ૦ વગર; સિવાય; વિના.

**વનિતા,** સ્ત્રી૦ [ સં. ] નારી; સ્ત્રી; બાઇડી.

**વનેખા,** પુ૦ પીડા; દુઃખ; સંકટ. (૨) મુશ્કેલી, આફત; હેરાનગતી, (૩) અડચણ; આપદા. (૪) ફજેતા.

**વનેચર,** વિ૦ વનચર; જંગલી; રખડાઉ. (૨) દમઅકકલ.

**વનો,** પુ૦ [ સં. विनय ] વિનય; સભ્યતા.

[ ખરાબ કરી નાંખવી.

**વનૈડવું,** ક્રિ૦ સ૦ બગાડવું;

**વનૈડો,** પુ૦ બગાડો; ઝગડો; વાંધો; વાદ. (૨) ફજેતો; ભવાડો.

**વપત.** સ્ત્રી૦ [ સં. विपत्ति. ] વિપત્તિ; દુઃખ; પીડા. (૨) મુશ્કેલી; હેરાનગતિ; આપદા; અડચણ હરકત.

**વપન,** ન૦ [ સં ] મુંડન, વાળ બોડાવી નાખવા તે. (૨)હજામત;વદુ.

**વપની,** સ્ત્રી૦ વપન કરવાનું ઓજાર; અસ્ત્રો. (૨) વણવાનું સાધન.

**વપરાવું,** ક્રિ૦ અ૦ કામમાં આવવું. (૨) ખરચાવું. (૩) ઘસાવું; ઓછું થવું.

**વપરાશ,** સ્ત્રી૦ વાપર; ઉપયોગ. (૨) ખપત. (૩) ઘાસ; ઘસારો.

**વપા,** સ્ત્રી૦ [ સં. ] મજ્જા; હાડકામાં રહેલો ચીકણો રસ; ચરબી.

**વપુ,** વિ૦ [ સ. ] શરીર; તન.

**વફા,** સ્ત્રી૦ [ અ. वफा. ] વચનને વળગી રહેવું તે; પ્રમાણિકપણું; સન્નિષ્ઠા. (૨) ભક્તિ; શ્રદ્ધા; વિશ્વાસ.

**વફાદાર,** વિ૦ વચનને વળગી રહેનાર; પ્રમાણિક. (૨) વિશ્વાસુ; ભક્તિવાળું; સન્નિષ્ઠ.

**વફાદારી,** સ્ત્રી૦ વચનને વળગી રહેવાપણું; પ્રમાણિકતા; ભક્તિ;શ્રદ્ધા.

**વબો,** પુ૦ મહત્તા; ભાર. (૨) મર્યાદા; અદબ. (૩) ઠાઠ; વૈભવ.

**વમન,** ન૦ [ સં. ] ઉલટી થવી તે; ઓકારી.

**વમળ,** ન૦ પાણીમાં થતાં કુંડાળાં; આવર્ત; ભમરી. (૨) વિચારની ગુંચ; ભ્રમ; ડામાડોળ હાલત.

**વમાસવું,** ક્રિ૦ સ૦ પશ્ચાત્તાપ કરવો; પસ્તાવું; વિચારમાં પડવું; વિમાસવું.

પ્રસન્નતા માટે પશુ, શ્રીફળ, વગેરે તેની આગળ કાપવુ-ફોડવુ તે; વધ કરવો ભોગ દેવો. [ યોગ્ય.

વધ્ય, વિ૦ [ સં. ] વધ કરવાને

વન, ન૦ [ સં ] ખૂબ ઝાડપાનથી ભરેલું ક્ષેત્ર; બાગ, બગીચો; વાડી ( ૨ ) ઝાડી, વગડો, જંગલ, અરણ્ય. ( ૩ ) જળ, પાણી.

વનકુલ, ન૦ ઝાડની છાલના રેસાનુ વસ્ત્ર; વલ્કલ.

વનચર, વિ૦ વનમા રહેનાર પ્રાણી. ( ૨ ) રાક્ષસ. ( ૩ ) વાનર.

વનદેવતા, સ્રી૦ [ સં. ] વનની દેવી; વનમા રહેનારી જે શકિત તે.

વદ , સ્રી૦ વદિ; કૃષ્ણપક્ષ; અંધારિયું. [ ( ૨ ) ચેરો.

વદન, ન૦ [ સં. ] મુખ; મોં.

વંદવું, ક્રિ૦ સ૦ [ સં. વદ્ ] બોલવું; કહેવું. ( ૨ ) કબુલ થવું.

વદંતી, સ્રી૦ વાણી. ( ૨ ) વાત; કહેણ

વદા, વિ૦ ૧વદાય.

વદાડ, પુ૦ વાયદો

વદાય, સ્રી૦ વિદાય.

વદાયગીરી, સ્રી૦ વિદાયગીરી.

વદિ. સ્રી૦ જુ૦ વદ

વદી, સ્રી૦ જુ૦ વદ.

વદી, સ્રી૦ ગણિતમાં આગળ ઉમેરવાનો ઉપલા સ્થાનનો અંક.

વદા, જુ૦ વદી.

વધ, પુ૦ [ સં. ] કોઈને મારી-કાપી નાખવું તે (૨) પશુને હોમવું તે

વધઘટ, સ્રી૦ વધારો ઘટાડો.

વધતું, વિ૦ વધારે પડતું. (૨) મોટું થતુ.

વધરાવવું, ક્રિ૦ સ૦ ઉમેરાવવું.

વધરાવળ. સ્રી૦ વૃષણ ઉપરનો સોજો, વૃષણ વૃદ્ધિનો રોગ, અંતર્ગળ.

વધવું, ક્રિ૦ અ૦ [ સં. વૃધ્] મોટું થવું. ( ૨ ) બાકી રહેવું. ( ૩ ) આગળ ધસવું. ( ૪ ) ચડવું. ( ૫ ) ભેટવું. ( ૬ ) નફો રહેવો. ( ૭ ) ઉગવું.

વધાઇ, સ્રી૦ જુ૦ વધામણી.

વધામણાં, ન૦ જુ૦ વધામણી. ( ૨ ) મંગળ પ્રસંગ.

વધામણી, સ્રી૦ શુભ વર્તમાન. (૨) મુબારકબાદી. (૩) બક્ષીસ.

વધારવું, ક્રિ૦ સ૦ ઉમેરવું; મેળવવું. ( ૨ ) ફેલાવવું. ( ૩ ) ભારે કરવું. ( ૪ ) ચડાવવું. [જ્યાદે.

વધારે, અ૦ વિશેષ; અધિક;

વધારો, પુ૦ ઉમેરો. ( ૨ ) પુરવણી; સાંધણુ.( ૩ ) પેદાશ; નફો. (૪) બાકી; શેષ. (૫) વૃદ્ધિ; ચડતી.

વધાવવું, ક્રિ૦ સ૦ ભકિતથી અક્ષત વગેરે છાંટવું. ( ૨ ) આશીર્વાદથી છાંટવું.

વનપ્રિયા, સ્રી૦ [સં.] કોકિલા; કોયલ. [ મોટો હાર.

વનમાળા, સ્રી૦ [સં.] ફુલનો

વનમાળી, પુ૦ શ્રી કૃષ્ણ.

**વનરાજ**, પુ૦ [ સં ] વનનો રાજા; સિંહ. (૨) મોટા-કેશવાળી-વાળો વાઘ. [ રાત્રિચર પંખી.

**વનવાગળું**, ન૦ વાગોળ; એક

**વનવાસ**, પુ૦ [ સં. વનમાં જઇ રહેવું તે. (૨) દેશવટો.

**વનવાસી**, વિ૦ [ સં ] વનમાં રહેનાર; તપસ્વી વગેરે.

**વનવિહાર**, પુ૦ [ સં ] વનમાં ફરવું તે. (૨) બગીચાની મઝા લેવી તે.

**વનસ્પતિ**, સ્ત્રી૦ [ સં. ] જમીન પર ઉગતાં ઘાસ, મોલ, છોડવા અને ઝાડપાન વગેરે; લીલોતરી; ઝાડપાલો; હર્બલ્ઝ. વનસ્પતિવિદ્યા=ઝાડપાલા સંબંધી જ્ઞાન.

**વના**, અ૦ વગર; સિવાય; વિના.

**વનિતા**, સ્ત્રી૦ [ સં. ] નારી; સ્ત્રી; બાઇડી.

**વનેખા**, પુ૦ પીડા; દુઃખ; સંકટ. (૨) મુશ્કેલી; આફત; હેરાનગતી. (૩) અડચણ; આપદા. (૪) ફજેતો.

**વનેચર**, વિ૦ વનચર; જંગલી; રખડાઉ. (૨) કમઅક્કલ.

**વનો**, પુ૦ [ સં. विनय ] વિનય; સભ્યતા. [ ખરાબ કરી નાંખવી.

**વનૈડવું**, ક્રિ૦ સ૦ બગાડવું;

**વનૈડો**, પુ૦ બગાડો; ઝઘડો; વાંધો; વાદ. (૨) ફજેતો; બખાડો.

**વપત**, સ્ત્રી૦ [ સં. विपत्ति ] વિપત્તિ; દુઃખ; પીડા. (૨) મુશ્કેલી; હેરાનગતિ; આપદા; અડચણ હરકત.

**વપન**, ન૦ [ સં ] મુંડન, વાળ બોડાવી નાખવા તે. (૨) હજામત;વતું.

**વપની**, સ્ત્રી૦ વપન કરવાનું ઓજાર; અસ્ત્રો. (૨) વણવાનું સાધન.

**વપરાવું**, ક્રિ૦ અ૦ કામમાં આવવું. (૨) ખરચાવું. (૩) ઘસાવું; ઓછું થવું.

**વપરાશ**, સ્ત્રી૦ વાપર; ઉપયોગ. (૨) ખપત. (૩) ઘાસ; ઘસારો.

**વપા**, સ્ત્રી૦ [ સં. ] મજ્જા; હાડકામાં રહેલો ચીકણો રસ; ચરબી.

**વપુ**, વિ૦ [ સં. ] શરીર; તન.

**વફા**, સ્ત્રી૦ [ अ. वफा ] વચનને વળગી રહેવું તે; પ્રમાણિકપણું; સન્નિષ્ઠા. (૨) ભક્તિ; શ્રદ્ધા; વિશ્વાસ.

**વફાદાર**, વિ૦ વચનને વળગી રહેનાર; પ્રમાણિક. (૨) વિશ્વાસુ; ભક્તિવાળું; સન્નિષ્ઠ.

**વફાદારી**, સ્ત્રી૦ વચનને વળગી રહેવાપણું; પ્રમાણિકતા; ભક્તિ;શ્રદ્ધા.

**વભો**, પુ૦ મહત્તા; ભાર. (૨) મર્યાદા; અદબ. (૩) ઠાઠ; વૈભવ.

**વમન**, ન૦ [ સં. ] ઉલટી થવી તે; ઓકારી.

**વમળ**, ન૦ પાણીમાં થતાં કુંડાળાં; આવર્ત; ભમરી. (૨) વિચારની ગુંચ; ભ્રમ; ડામાડોળ હાલત.

**વમાસણું**, ક્રિ૦ સ૦ પશ્ચાત્તાપ કરવો; પસ્તાવું; વિચારમાં પડવું; વિમાસવું.

**વય**, સ્રી૦ [ સં. ] ઉમ્મર; જીવનકાળ. ( ૨ ) આયુષ્ય; આવરદા.

**વયણ**, ન૦ વચન; વેણ; બોલ.

**વયસ્ય**, પુ૦ [ સં ] મિત્ર; દોસ્ત સોબતી

**વયસ્યા**, સ્રી૦ સરખી વયની સાહેલી, સખી, સૈયર. [ શ્રેષ્ઠ.

**વર**, વિ૦ [ સં. ] સારું; ઉત્તમ;

**વર**, પુ૦ પરણવા યોગ્ય છોકરો. ( ૨ ) પતિ; સ્વામી, ધણી ( ૩ ) અભીષ્ટ; શુભાશિષ; દેણગી:–વરદાન.

**વરક**, પુ૦ સોના રૂપાના પાતળાં પાનાં; વરખ.

**વરકન્યા**, ન૦ વિવાહિત છોકરો છોકરી; પરણતું સ્રી પુરુષનું જોડું.

**વરખ**, પુ૦ વરક. (૨) એક રાશિ; વૃષભ

**વરખડી**, સ્રી૦ એક ઝાડ.

**વરખાસન**, ન૦ વર્ષાસન

**વરખે**, અ૦ વરસમા.

**વરઘેડ**, સ્રી૦ વરઘોડાની સામે ઘોડે બેસીને જતી કન્યા સાથેનું સરઘસ. (૨) જાનને ઘેરવા કન્યાવાળા તરફથી સામે ગાડીઓ જાય છે તે

**વરઘેડીયો**, પુ૦ વરઘેડમાં ગયેલો.

**વરઘોડો**, પુ૦ વરનો ઘોડો; (૨) પરણવા જતા વરની સવારી; સરઘસ. ( ૩ ) ફજેતી; ધાંધલ,

**વરચવું**, કંટાળવું; કાયર થવું.

**વરચસ**, પુ૦ બીજાને ઓશિયાળું કરવાની રીસ. [ છાડેલું.

**વરજવું**, વર્જવું; તજવું;

**વરજંગ**, પુ૦ મોટી લડાઇ.

**વરજોજો**, પુ૦ ઉચાટ; સંતાપ; ફિકર. ચિંતા; પીડા.

**વરડવું**, ક્રિ૦ સ૦ ઉઝરડવું; ખોતરી લેવું. ( ૨ ) વર્ગ પાડવા.

**વરડું**, ન૦ ફૂટેલો કઠોળનો દાણો. ( ૨ ) વ્યંજન સાથે જોડાતું ઉકારનું ચિહ્ન.

**વરડાં (વૈડાં)**, ન૦ બ૦ ફણગા ફુટેલા કઠોળના દાણા.

**વરણ**, સ્રી૦ [ સં. વર્ણ. ] જાતિ; પ્રકાર. ( ૨ ) પુ૦ રંગ. ( ૩ ) અક્ષર. વરણસંકર=જુદી જુદી જાતિનું; મા અને બાપ જુદા વર્ણનાં હોય એવું; મિશ્ર લોહીનું. ( ૪ ) ખરાબ.

**વરણાગિયું**, વરણાગી કરીને ફરનારું; ટાપટીપિયું; છેલિયું.

**વરણાગી**, સ્રી૦ છેલાઇ; ટાપટીપ; રૂપાળા દેખાવાને માટે શણગાર સજવામાં ચાપચીપ કરવી તે; શોભા.

**વરણાવરણી**, સ્રી૦ માણસની જાત પ્રમાણે જુદા જુદા તફા હોવા તે;

**વરત**, ન૦ [ સં. વ્રત ] ઇચ્છિત વસ્તુ મેળવવા માટે નિયમ–સંયમ રાખીને કોઇ દેવનું પૂજન કરવું તે. ( ૨ ) માનતા; બાધા. ( ૩ ) નિયમ; પણ; સંકલ્પ. ( ૪ ) પુ૦ કોસ ખેંચવાનો જાડો દોર. (૫) દોરની ચરાઇ.

**વરતડી**, સ્રી૦ પાતળો વરત–દોર તે.

**વરતણિયો**, પુ૦ ગામનું રખવાળું કરનારો; પગી, ગામનો ચોકીદાર (૨) વળાવો, પસાયતો.

**વરતલો**, પુ૦ કાપલો; બાળોતિયું.

**વરતવું**, ક્રિ૦ અ૦ [ સં. વર્ત્ ] વર્તવું; ચાલવું; આચરવું. (૨) પારખવું; જાણવું. (૩) બનવું; થવું.

**વરતારો**, પુ૦ ભવિષ્યમાં બનનારા બનાવો કહેવા તે; અનુમાન; અગમચેતી.

**વરતાવવું**, ક્રિ૦ સ૦ ફેલાવવું; પ્રસિદ્ધ કરવું. (૨) ધંધે લગાડવું. (૩) ઉડાડી દેવું; વેડફી નાખવું. (૪) આપી દેવું. (૫) ચલાવવું.

**વરતાવું**, ક્રિ૦ અ૦ પોષાવું; વપરાવું; જણાવું; પરખાવું.

**વરદ**, વિ૦ વરદાન આપનાર; દાતા, દયાળુ.

**વરદાઈ**, વિ૦ વર આપનાર; કૃપાળુ. (૨) જેને વરદાન મળેલું હોય એવું.

**વરદાન**, ન૦ દેવ દેવીનું વચન; આશીર્વાદ; દુવા; કૃપાપ્રસાદ; વર.

**વરદાયી**, જુઓ વરદાઈ.

**વરદાળી**, વિ૦ સારા ઉપનામો વાળી; મોટા મોટા ઇલકાબ-બિરુદ ધારણ કરનારી.[(૩) રજા; પરવાનગી.

**વરદી**, સ્ત્રી૦વરધી; હુકમ; આજ્ઞા.

**વરધ**, સ્ત્રી૦ સારા અવસરને માટે નક્કી કરેલા દિવસની આડે રહેલા દિવસ.

**વરધસુંવાળું**, ન૦ જનનાશૌચ; બાળકનો જન્મ થવાથી લાગેલું વૃદ્ધિ સૂતક

**વરધસાંકળી**, સ્ત્રી૦ બાળકની કોટે પહેરાવાતી વર્ષોવર્ષ એક એક અંકોડો વધારતા જવાની સાંકળી તે; બાળકનો મરણભય ટાળનારી સાંકળી.

**વરમ** પુ૦ સોજો.

**વરમાળ**, સ્ત્રી પસંદ કરેલા વરને કન્યા જે ફૂલહાર પહેરાવે છે તે. (૨) હસ્તમેળાપ કરાવી વર કન્યાના કંઠમાં જે સુતરની આંટી નાખવામાં આવે છે તે.

**વરરાજા** પુ૦ રાજા જેવા ઠાઠમાઠથી પરણવા જનારો; પરણવા જતો જુવાન. [સુરત; નરસું; નઠારું.

**વરડું**, વિ૦ બેડોળ, કદરૂપું; બદ-

**વરવું**, ક્રિ૦ અ૦ પસંદ કરવું; પરણવું, ચુંટી કાઢવું.

**વરશી**, સ્ત્રી૦ મરનારની પહેલી વાર્ષિક તિથિ (૨) એ તિથિએ કરવામાં આવતી ક્રિયા; બ્રહ્મભોજન તે.

**વરસ**, ન૦ [ સં. વર્ષ. ] બાર મહીના જેટલો કાળ; સાલ; પૃથ્વીને સૂર્યનો પાછળ ફરતાં જે વખત લાગે છે તે.(૨) વાર્ષિક મુસારો; સાલિયાણું

**વરસગાંઠ**, સ્ત્રી૦ જન્મદિવસ; સાલગીરી.

**વરસવું**, ક્રિ૦ અ૦ [સં. વર્ષ્.] વેરાતું વેરાતું ઉંચેથી પડવું; આકાશમાંથી નીચે છંટાવું-વરસાદ પડવો. (૨) ઉદાર થવું અને આપવું; મહેરબાની કરવી; નવાજેશ કરવી; છુટે હાથે વેરવું.

**વરસાણુ**, ન૦ વર્ષો વર્ષ અમુક ધર્મભાગ આપવો તે; વાર્ષિક બક્ષીસ તે; સાલિયાણું; વર્ષાશન.

**વરસાદ**, પુ૦ [ સં. वर्षा ]આકાશમાંથી બિંદુરૂપે જે પુષ્કળ પાણી પડે છે તે. મેઘ; વૃષ્ટિ. મેહ. (૨) ઉંચેથી ધારાની માફક ઘણું પડવું તે.

**વરસાવવું**, ક્રિ૦ સ૦ ઉચેથી નીચે પડે એમ કરવું; પાડવું; વેરવું; નાખવું. (૨) ઉદારતા બતાવવી; તુઠવું.

**વરસુંડી**, સ્ત્રૃ૦ બળદ વગેરેની ખાંધે પડેલા આંટણનો પાક; ગરદનનો રોગ. (૨) કંઠમાળ.

**વરસોવરસ**, અ૦ દરવરસ; પ્રતિવર્ષ; દરહંમેશા. [ રસોળી.

**વરસોળી**, સ્ત્રી૦ માંસની ગાંઠ;

**વરસોત**, જુઓ૦ વરસોદ.

**વરસોદ**, સ્ત્રી૦ ઉધડ ઠરાવેલું વાર્ષિક મહેનતાણું

**વરસોધ**, સ્ત્રી૦ જુઓ૦ વરસોદ.

**વરંગો**, પુ૦ ઢોરને થતો એક રોગ.

**વરાક**, વિ૦ [ સં. ] કંગાલ; ગરીબ. (૨) નીચ; હલકટ; અધમ.

**વરાગડું**, વિ૦ વડાગરું-મીઠું.

**વરાટી**, સ્ત્રી૦ [ સં. वराटिका ] કોડી; નાની મજબુત છીપ.

**વરાડ**, સ્ત્રી૦ ભાગ; હિસ્સો; વાંટો.

**વરાડું** ન૦ [ સં. विराट ] દોરડું; દોરી; રજ્જુ.

**વરાઢ**, સ્ત્રી૦ લડાઇ કજિયો; ટંટો. (૨) ભાગ; વરાડ.

**વરાઢવું**, ક્રિ૦ સ૦ લડાવવું; કજિયો કરાવવો (૨) ના૦ દોરડું; રાઢવું.

**વરાઢિયો**, પુ૦ એક જાતનો વેલો ને તેના ફૂલ. (એમ કહેવાય છે કે એ વેલો જેના ઉપર નાખ્યાં હોય તેને લઢાઇ થાય )

**વરાણિયે**, અ૦ વડે; થી. (૨) આધારે; લીધે.:—પગ વરાણિયે=પગવડે—પગને આધારે.

**વરાત**, સ્ત્રી૦ (ફા.) હિસ્સે ભાગ. (૨) પૈસા આપવાની ચિઠ્ઠી. (૩) જાન.

**વરાધ**, સ્ત્રી૦ નાનાં છોકરાંને થતો એક જીવ લેણુ રોગ; ન્યુમોનિયા; ત્રિદોષ; ભારે સસણી.

**વરાધે**, અ૦ બાને; મિષે.

**વરાપ**, સ્ત્રી૦ થોડા વખતની અટકાયત; વિશ્રામ; અવકાશ; રાહત. (૨) લલપ; ઇચ્છા; આતુરતા.

**વરાપિયું**, ન૦ કોરી ડાંગર વાવીને કરેલું ધરૂ.

**વરાવવુ**, ક્રિ૦ સ૦ પરણાવવું. (૨) સુંદી કઢાવવું; આમંત્રવું. (૩) આપીદેવું.

**વરાવું**, ક્રિ૦ અ૦ વરેલું થવું. (૨) વરણીમાં આવવું. [ સુવર.

**વરાહ**, ન૦ [ સં ] ભુંડ; ડુક્કર;

**વરાળ**, સ્ત્રી૦પાણી અથવા બિનારાં ગરમ થતાં તેમાંથી ધોળા વાયુરૂપ જે ધુમાડી નિકળે છે તે; બાષ્પ; બાફ.

**વરાળિયું**, વિ૦ વરાળવાળું; જેમાંથી વરાળ નિકળે એટલું ગરમ.

**વરાં**, ન૦ વેળા, વખત

**વરાંગ** ન૦ સં] મસ્તક; માથું.

**વરાંગના**, સ્ત્રી૦ [ સં ] સુંદર શરીરવાળી સ્ત્રી [ સ્ત્રી; સુંદરાંગી.

**વરાંગી**, સ્ત્રી૦ સુઘડ ને સુંદર

**વરાંસવું**, ક્રિ૦ અ૦ પસ્તાવું; પાછળથી અફસોસ થવો. (૨) ભરોંસે ભૂલવું; છેતરાવું.

**વરાંસે**, અ૦ ભરોંસે. (૨) મિષે; ભમે. ( ૩ ) વરે; આશ્રયે. [.વિશ્વાસ.

**વરાંસો**, પુ૦ ભરોંસો; આશ્રય;

**વરિયાળી**, સ્ત્રી૦ જીરાની જાતનાં સુગંધિદાર બિયાં; એક વસાણું.

**વરિષ્ટ**, વિ૦ [સં.] વડું, સર્વોત્તમ.

**વરી**, ના૦ સાઠી જુવાર. ( ૨ ) એક ખડધાન્ય; મોરીઓ.

**વરીડો**, પુ૦ નદી અથવા તળાવના સુકા તળિયામાં ખણેલો ખાડો.

**વરુણ**, પુ૦ [સં] પાણીનો દેવ; પશ્ચિમ દિશાનું રક્ષણ કરનારો દેવ.

**વરુણી**, સ્ત્રી૦ ક્રિયા–કર્મ કરવાને બ્રાહ્મણ ચુંટી કાઢવો તે; ચુંટણી; વરણી.

**વરૂ**, ન૦ કુતરાના જેવું માંસાહારી જંગલી પ્રાણી; વૃક; નાર.

**વરૂડ**, ન૦ પલાળીને કૂટવા દીધેલી ડાંગર; ફણગાવેલી ડાંગર.

**વરે**, અ૦ સાથે; સોઅતે.

**વરેઠી**, સ્ત્રી૦ જુ૦ વરોડી.

**વરેડું**, ન૦ દોર; દોરડું.

**વરો**, પુ૦ નાતનું જમણ. (૨) ખર્ચ; વાપર–વાવર તે.

**વરોટો**, પુ૦ મોટો ગોળ પત્થર; રોલ; કાંકરેટ દબાવવાનો ગોળ પત્થર.

**વરોઠી**, સ્ત્રી૦ વરેડી; કન્યાને માંડવે લગ્નની ખુશાલીમાં વરવાળા તરફથી અપાતું જમણ.

**વરોલ**, ન૦ વાંઝિયાપણું. ( ૨ ) ભમરો. વરોલા=ભમરી. ( ૩ ) બરોળ; ડાબા પડખામાં પેટ નીચેનો એક અવયવ.

**વરોળવું**, ક્રિ૦ સ૦ વલોવવું.

**વર્ગ**, પુ૦ [સં.] સજાતીય વસ્તુઓનો સમુદાય, જત્થો (૨) ભાગ; વિભાગ; ટુકડી. (૩) મંડળ. (૪) ખંડ; પ્રકરણ. ( ૫ ) એક સંખ્યાને તેજ સંખ્યાએ ગુણવી તે.:–૯ × ૯=૮૧ તે ૯ નો વર્ગ.

**વર્ગમૂળ**, ન૦ [ સં. ] ગણિત પ્રમાણે વર્ગની મૂળ સંખ્યા; તે સંખ્યા કાઢવાની જે રીત તે.

**વર્ગીકરણ**, ન૦ [ સં. ] સરખે સરખી વસ્તુઓને એક જત્થે કરવી તે; વસ્તુઓ જાતવાર જુદી પાડવી તે.

**વર્ગીય**, વિ૦ [ સ ] સજાતીય; એકજ વર્ગનું. [લેગ, છોડી દેવા જેવું.

**વર્જનીય**, વિ૦ [ સ. ] તજવા

**વર્જવું**, ક્રિ૦ સ૦ તજવું; છોડી દેવું. ( ૨ ) રદ કરવું.

**વર્જિત**, વિ૦ [સં.] તજી દીધેલું; ત્યાગ કરેલું. [ લેગ; તજવા લાયક.

**વર્જ્ય**, વિ૦ [ સં. ] ત્યાગ કરવા

**વર્ણ**, પુ૦ [સં] રંગ. (૨) અક્ષર; હરફ. દસ્તક. (૩) સ્ત્રી૦ નાત જાત; ગુણ કર્માનુસાર પાડેલા મનુ યના વર્ગો—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર તે.

**વર્ણન**, ન૦ [ સં. ] કોઇ વસ્તુને તે જેવી હોય તેવી જણાવવી તે. બ્યાન હકીકત, વિવેચન (૨) તારીફ; વખાણ પ્રશંસા.

**વર્ણનીય**, વિ૦ [ સં. ] વર્ણન કરવા જોગ. વિવેચન કરવા લાયક. (૨) જેનું વર્ણન કરવાનું હોય તે. (૩) વખાણવા લાયક.　　[ મૂળાક્ષરો.

**વર્ણમાળા**, સ્રી૦ અક્ષરમાળા;

**વર્ણવું**, ક્રિ૦ સ૦ વર્ણન કરવું; હકીકત જણાવવી. (૨) વખાણવું.

**વર્ણસગાઇ**, સ્રી૦ કવિતામાં એકજ સ્થાનના વર્ણોનું એક પછી એક આવવું તે.

**વર્ણસંકર**, વિ૦ જેનાં માબાપ ફેર હોય એવું; વ્યભિચારથી ઉત્પન્ન થયેલું.

**વર્ણાવર્ણ**, વિ૦ વર્ણ ને અવર્ણનું જેમાં ઠેકાણું ન હોય એવું. (૨) સાભુ મેળો; સેળભેળ; ખીચડો.

**વર્ણાશ્રમ**, પુ૦ [સં.] ચાર વર્ણ અને ચાર આશ્રમ તે. વર્ણાશ્રમ ધર્મ=ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મ.

**વર્ણોચ્ચાર**, પુ૦ [સં.] અક્ષરનું સ્પષ્ટ ઉચ્ચારણ તે.

**વર્તણુક**, સ્રી૦ વર્તન.

**વર્તન**, ન૦ [ સં ] વર્તવાની રીત; ચાલચલણ; આચરણ. (૨) ચરિત; વર્તણુક આચાર.

**વર્તમાન**, વિ૦ [ સં. ] ચાલુ; ચાલતું. (૨) આધુનિક. હમણાંનું; ચાલુ જમાનાનું. (૩) ના૦ સમાચાર; ચાલતી વાત કે ચર્ચા તે. વર્તમાનકાળ =ચાલતો સમય.

**વર્તમાનપત્ર**, ન૦ જેમાં ચાલુ સમયના સમાચાર છપાતા હોય એવું પત્ર; છાપું.

**વર્તવું**, ક્રિ૦ અ૦ [ સં. વૃત્. ] ચાલવું; આચરણ કરવું; વ્યવહરવું; વર્તન કરવું. (૨) હોવું; રહેવું; થવું; બનવું. (૩) ક્રિ૦ અ૦ પારખવું; જોવું; જાણવું.

**વર્તારો**, પુ૦ વરતારો; ભવિષ્યમાં બનનારા બનાવ સંબંધીઅનુમાન (૨) અંદાજ; આશરો; અડસટો.

**વર્તાવવું**, ક્રિ૦ સ૦ પરખાવવું; અનુમાન કરાવવું. (૨) ભવિષ્યમાં શું બનશે તે જોવરાવવું. (૩) વહેંચવું. (૪) ઉઘાડવું. (૫) વળગાડી દેવું; માથે મારવું; બનાવવું.

**વર્તિક**, પુ૦ શ્રાવકલોકોનો જતિ.

**વર્તી**, વિ૦ [ સં. ] વર્તનાર; ચાલનાર.

**વર્તુલ**, ન૦ [ સં. ] કુંડાળું; ગોળચકરડું. (૨) વિ૦ ગોળ.ગોળ આકારનું.

**વર્ધક**, વિ૦ [ સં. ] વધારનાર.

વર્ધન. [ સં. ] વધારવું તે.

વર્ધમાન, વિ૰ વધતું રહેલું; વધે જતું; ચઢતી દશામાં આવતું; આબાદ થતું, ઊગતું. [મોટું થયેલું.

વર્ધિત. વિ૰ [ સં. ] વધેલું;

વર્મ, ન૰ [ સં. ] રક્ષણ કરનાર-કવચ તે, બખતર. [(૨) મુખ્ય, પ્રધાન.

વર્ય, વિ૰ [ સં. ] ઉત્તમ, શ્રેષ્ઠ.

વર્ષ, ન૰ [ સં. ] બાર મહીના જેટલો કાળ તે. (૨) ઉમ્મર; વય.

વર્ષણ, ન૰ વરસવું તે; વરસાદનું મોટે જત્થે ઉપરથી નીચે પડવું તે.

વર્ષફળ ન૰ વર્ષ દરમિયાન શું ફળ મળશે તે સંબંધીનો વરતારો.

વર્ષા, સ્ત્રી૰ છ ઋતુઓમાંની વરસાદની ઋતુ; ચોમાસું; વર્ષાકાળ.

વર્ષાસન, ન૰ વરખાસન, વરશોંદ, રાજા કે ગૃહસ્થ તરફથી મળતી વાર્ષિક આજીવિકા; સાલિયાણું,જીવાઇ.

વલણ, ન૰ મનનો ઝોક; મરજી; ઇચ્છા; મનોવૃત્તિ, (૨) મરોડ,વાંક. (૩) કવિતામાં આવતો ઉથલો. (૪) જુવારના હુખેડી લીધેલા છોડ.

વળતદાળિયું, ન૰ એવું લખત કે જ્યાં લગી વ્યાજ ને મુદ્દી વસુલ થઇ જાય ત્યાં લગી ખેતરમાં થતા દાણા વાળી લેવાતા જાય તે.

વલદે, અ૰ [ અ. ] દીકરો-પુત્ર એમ. (મહંમદમિયાં વલદે રહેમાનખાન અર્થાત્ મહંમદમિયાં તે રહેમાનખાનનો દીકરો)

વલય, ન૰ [ સં. ] સ્ત્રીઓને કાંડે પહેરવાનાં કંકણ, બલોયાં.

વલવલ, સ્ત્રી૰ બોલ બોલ કરવું તે, ટાયલું, મિથ્યા ભાષણ. (૨) ચંચળતા. (૩) ચિબાવલાવેડા ને ચાળા.

વલવલતું, વિ૰ બોલબોલ કરે એવું; ટાયલું કરનારું. (૨) ચંચળ; ચિબાવલું (૩) વિલપતું.

વલવલવું, ક્રિ૰ સ૰ બોલબોલ કરવું; ટાયલું કર્યા કરવું. (૨) વિલાપ કરવો. (૩) વલખાં મારવાં.

વલવલાટ, પુ૰ વલોપાત; હાયવોય. (૨) સળવળાટ. ચામડી ઉપર થતી ખણવા જેવી જે લાગણી તે.

વલવલિયું, વિ૰ બોલ બોલ કરનારું. (૨) વલોપાત કરતું. (૩) ટાયલું કર્યા કરે એવું

વલંદો પુ૰હોલાંડનો રહેવાસી; ડચ (૨) લુચ્ચો માણસ [ગુંચાવું.

વલંબાવું. ક્રિ૰ અ૰ રોકાવું;

વલી, પુ૰[અ.] બંદો; ઓલિયો. (મુસલમાનમાં)

વલુર, સ્ત્રી૰ ખણજ; ચેળ

વલુરવું, ક્રિ૰ અ૰ ખણખવું ઉઝરડા ભરવા, ખંજવાળવું.

વલુંધવું, ક્રિ૰ સ૰ વળુંધવું; વળગવું. (૨) લાગુ થવું.

વલુંધેું, વિ૰ વળુંધેલું. (૨) અ૰ વડે, લીધે. [હાલ; દશા. વેતરણ

વલે સ્ત્રી૰ સ્થિતિ; અવસ્થા;

વલેણુ ન૰ વણિયર.

**વશ્ય,** વિ૦ વશ કરાય એવું; અધીન. [ કુટણું. (૩) દરખાસ્ત.

**વસટાળું,** ન૦ વિષ્ટિનું કામ. (૨)

**વસટાળો,** પુ૦ ભડવો. (૨) સમજાવટ કરાવનારો.

**વસતી,** સ્રી૦ [ સં. ] વસવું તે; વાસ. (૨) રહેવાનું સ્થાન; રહેઠાણ. (૩) લોક સંખ્યા. (૪) બાળબચ્ચાંનો વધારો; માણસોનો ભરાવો.

**વસતીપત્રક,** ન૦ માણસો વગેરેની સંખ્યાની ગણતરી કરવી તે; વસતી ગણત્રીની નોંધ.

**વસતીવાડી,** સ્રી૦ છોકરાં છૈયાં; બાળબચ્ચાં [ આગ.

**વસતેવ,** પુ૦ અગ્નિ; દેવતા;

**વસન,** ન૦ [સં.] વસ્ત્ર; કપડું; લુગડું.

**વસમું,** વિ૦ મુશ્કેલ; અઘરૂં; કઠણ.

**વસલ્લો,** પુ૦ કપડું વણતાં આવેલી ગુંચ; જાળું. (૨) બારદાન; ગુણપાટ. (૨) ભાગ; વસલો. [ શક.

**વસવસો,** પુ૦ અંદેશો; ખતરો;

**વસવાયું,** ન૦ વસાવેલું માણસ તે; કારીગર,લોક-સોની, સુતાર,લુહાર, કુંભાર, મોચી, સઇ, સાળવી, મોચી, તથા હજામ વગેરે.

**વસવાસ,** સ્રી૦ સરસાઇ; ચડસાચડશી; સ્પર્ધા. [વાસ કરવો; રહેવું.

**વસવું,** ક્રિ૦ સ૦ [ સં. વસ્ ]

**વસંત,** પુ૦ (સ્રી૦) [ સં. ] ૭ ઋતુ ઓમાંની એક; મીન અને મેષ રાશિમાં સૂર્ય હોય તે કાળ; વનસ્પતિને ખીલી ઉઠવાની મોસમ. (૨) એ નામનો એક રાગ. (૩) કન્યાને આપવામાં આવતી વસ્ત્રાલંકારની ભેટ. (૪) આનંદનો સમય; જુવાનીની બહાર.

**વસંતતિલકા,** પુ૦ [સં.] ચૌદ અક્ષરનો એક ગણ મેળ છંદ.

**વસંતપંચમી,** સ્રી૦ માઘ શુદિ પંચમી. ( આ દિવસથી વસંત ઋતુની શરૂઆત થવા માંડે છે. )

**વસંતપૂજા,** સ્રી૦ વસંત આવવાથી ખુશી થયલા લોક ઇશ્વરનો ઉપકાર માનતાં જે આનંદ ઉત્સવ અને ધર્મ દાન નિમિત્તે પૂજન વગેરે કરે છે તે; હોળીનો ઓચ્છવ.

**વસંતિયું,** ન૦ વસંત ઋતુમાં પહેરવા જેવું સુંદર ઝીણું પોતનું વસ્ત્ર; મુલાયમ પોતનું વસંતની શોભાવાળું સુંદર ફૂલેવાર વસ્ત્ર.

**વસા,** પુ૦ ટકા; દોકડા-વિશવસા, સોવસા. (૨) ચરબી; મેદ.

**વસાણું,** ન૦ વનસ્પતિની વસ્તુ; દવા; ઓસડ. (૨) શરીરને સુધારી દઢ કરે એવા ઔષધિ નાંખીને બનાવવામાં આવેલો પાક.

**વસાત,** સ્રી૦ વિસાત; માલ; પુંજી. (૨) હિસાબ; ગણતરી; લેખું; કિંમત.

**વસાવવું,** ક્રિ૦ સ૦ વાસ કરાવવો. (૨) ખરીદ કરવું; વેચાતી લઇ રાખવું; ઉપયોગ માટે સંઘરવું.

વલો, પુ૦ ઝંખના. (૨) જોઈએ તેવી હિલચાલ થવી તે.

વલોણાવારે, અ૦ દર ત્રણ ચાર દિવસે; હમેશ, વારંવાર.

વલોણું, ન૦ દહીંને વલોવવું તે; દહીં ભાગીને માખણ કાઢવું તે. (૨) ડોળાડોળ ધુમાધુમી ઘોળાઘોળ.

વલોપાત પુ૦ રડતા રડતા વલવલ કરવું તે. સંતાપ ચિંતા; હાયવોય; આક્રંદ. [કરતાર.

વલોપાતિયું, વિ૦ વલોપાત

વલોરવું, ક્રિ૦ સ૦ વલુરવું.

વલોવવું, ક્રિ૦ સ૦ માખણ કાઢવા માટે રવાઇથી દહીંને લાગવું. (૨) ડોળી નાખવું; ઘુમરડવું; ઉથલપાથલ કરી નાખવું; ચચંવું; સુંથવું; મંથન કરવું; મથવું.

વલ્કલ, ન૦ [સં.] ઝાડની અંતર છાલના રેસાઓમાંથી બનાવેલું વસ્ત્ર; શણિયું.

વલ્મીક, પુ૦ [સં.] જંતુએ જમીન ખણી દરની આગળ કરેલો માટીનો ઢગ. રાફડો.

વલ્લભ, વિ૦ [સં.] વહાલું; પ્રિય. (૨) પુ૦ પતિ; સ્વામી. (૩) આશક; પ્રીતમ; યાર.

વલ્લભા, વિ૦ વહાલી; પ્રિયતમા. (૨) પત્ની; વહુ. (૩) માશુક

વલ્લભી, વિ૦ [સં. વલ્લભીય.] વલ્લભ સંપ્રદાયનું. (૨) એક રાજવંશ.

વલ્લંખડખા, (વહ્લાંખલાં), અ૦ સરખેસરખું; પુરું થઇ ગયું એમ; નહિ લાગતું વળગતું.

વલ્લરી સ્ત્રી૦ વેલ; લતા.

વલ્લવ, પુ૦ ગોપ, ગોવાળિયો.

વલ્લી, સ્ત્રી૦[સં. વેલ; વેલી;લતા.

વલ્લું, વિ૦ પહોળું; ચોડું. (૨) ફંટાયું; રાંઢું. વલ્લું ચાલવું= પહોળે પગે ચાલવું. રાંઢું ચાલવું.

વવરાવું, ક્રિ૦ અ૦ વપરાવું; ખપવું. ખરચાવું. [વવળે એવું.

વવળતું, વિ૦ વવળાટ કરતું;

વવળવું, ક્રિ૦ અ૦ ખજવાળવું પડે એમ થવું; ખૂંચવું.

વવળાટ. પુ૦ વવળવું તે; ખૂંચવું તે; ખણજ; ખંજવાળ; ચેળ.

વવાવું, ક્રિ૦ અ૦ છેતરાવું; ઠગાવું. (૨) રોપાવું.

વવ્વો, પુ૦ વકાર. (૨) વિવેક.

વશ, વિ૦ [સં.] જીતેલું અધીન; તાબેદાર; અનુકૂળ. (૨) મુગ્ધ; મોહિત.

વશા, સ્ત્રી૦ [સં.] વાંઝણી સ્ત્રી. (૨) હાથણી [લીધે.

વશાત, અ૦ [સં.] થી-થકી.;

વશિયર, પુ૦વિષધર; સાપ.નાગ

વશિષ્ઠ, પુ૦ એક મોટા પ્રસિદ્ધ વૈદિક ઋષિ; સૂર્યવંશના મુખ્ય ગુરુ.

વશીકરણ, ન૦ [સં.] વશ કરવું તે; વશ કરવાની વિદ્યા.

વશેક. વિ૦ વિશેષ. (૨) મળતા વશેક=મળતી રાશિ હોય એમ; સારો મેળ હોવો તે.

**વશ્ય,** વિ૦ વશ કરાય એવું; અધીન [ કુટવું. (૩) દરખાસ્ત.

**વસટાળું,** ન૦ વિષ્ટિનું કામ. (૨)

**વસટાળો,** પુ૦ ભડવો. (૨) સમજાવટ કરાવનારો.

**વસતી,** સ્ત્રી૦ [ સં. ] વસવું તે: વાસ. (૨) રહેવાનું સ્થાન; રહેઠાણ. (૩) લોક સંખ્યા. (૪) બાળબચ્ચાંનો વધારો; માણસોનો ભરાવો.

**વસતીપત્રક,** ન૦ માણસો વગેરેની સંખ્યાની ગણતરી કરવી તે; વસતી ગણત્રીની નોંધ.

**વસતીવાડી,** સ્ત્રી૦ છોકરાં છૈયાં; બાળબચ્ચાં [ આગ.

**વસતેવ,** પુ૦ અગ્નિ; દેવતા;

**વસન,** ન૦ [સં.] વસ્ત્ર; કપડું; લુગડું.

**વસમું,** વિ૦ મુશ્કેલ; અઘરૂં; કઠણ.

**વસલો,** પુ૦ કપડું વણતાં આવેલી ગુંચ; જાળું. (૨) બારદાન; ગુણપાટ. (૨) ભાગ; વસલો. [ શક.

**વસવસો,** પુ૦ અંદેશો; ખતરો;

**વસવાયું,** ન૦ વસાવેલું માણસ તે: કારીગર,લોક–સોની, સુતાર, લુહાર, કુંભાર. ઘાંચી, સઇ, સાળવી, મોચી, તથા હજામ વગેરે.

**વસવાસ,** સ્ત્રી૦ સરસાઇ; ચડસાચડશી; સ્પર્ધા. [વાસ કરવો; રહેવું.

**વસવું,** ક્રિ૦ સ૦ [ સં. વસ્ ]

**વસંત,** પુ૦ (સ્ત્રી૦) [ સં. ] ૭ ઋતુ ઓમાંની એક; મીન અને મેષ રાશિમાં સૂર્ય હોય તે કાળ; વનસ્પતિને ખીલી ઉઠવાની મોસમ. (૨) એ નામનો એક રાગ. (૩) કન્યાને આપવામાં આવતી વસ્ત્રાલંકારની ભેટ. (૪) આનંદનો સમય; જુવાનીની બહાર.

**વસંતતિલકા,** પુ૦ [સં.] ચૌદ અક્ષરનો એક ગણ મેળ છંદ.

**વસંતપંચમી,** સ્ત્રી૦ માઘ શુદિ પંચમી. ( આ દિવસથી વસંત ઋતુની શરૂઆત થવા માંડે છે. )

**વસંતપૂજા,** સ્ત્રી૦ વસંત આવવાથી ખુશી થયલા લોક ઇશ્વરનો ઉપકાર માનતાં જે આનંદ ઉત્સવ અને ધર્મ દાન નિમિત્તે પૂજન વગેરે કરે છે તે; હોળીનો ઓચ્છવ.

**વસંતિયું,** ન૦ વસંત ઋતુમાં પહેરવા જેવું સુંદર ઝીણા પોતનું વસ્ત્ર; મુલાયમ પોતનું વસંતની શોભાવાળું સુંદર ફૂલેવાર વસ્ત્ર.

**વસા,** પુ૦ ટકા; દોકડા–વિશવસા સોવસા. (૨) ચરબી; મેદ.

**વસાણું,** ન૦ વનસ્પતિની વસ્તુ; દવા; ઓસડ. (૨) શરીરને સુધારી દૃઢ કરે એવા ઔષધિ નાંખીને બનાવવામાં આવેલો પાક.

**વસાત,** સ્ત્રી૦ વિસાત; માલ; પુંજી. (૨) હિસાબ; ગણતરી; લેખું; હિમ્મત.

**વસાવવું,** ક્રિ૦ સ૦ વાસ કરાવવો (૨) ખરીદ કરવું; વેચાતી લઇ રાખવું; ઉપયોગ માટે સંઘરવું.

**વસાવું**, ન૦ વસ્તીનું રખેવાળું કરવું તે (૨) રખેવાળી કરવાનું મહેનતાણું. (૩) રહેવાનું; ટકાવું.

**વસાવો**, પુ૦ ભીલની એક જાત.

**વસિયત**, સ્ત્રી૦ [ અ. ] વારસા તરીકે આપવું (૨) વારસો.

**વસિયતનામું**, ન૦ મરનારે પોતાની મિલકતની વ્યવસ્થા માટે કરેલો લેખ; મૃત્યુપત્ર; વિલ.

**વસી**, ગામ વસાવીને રહેનાર; બંદોબસ્ત રાખનાર; અનાવલ બ્રાહ્મણની એક જાત.

**વસીલો**, પુ૦ [ અ. ] લાગવગ; સુસંબંધ. (૨) ટેકો; ઠુંકુ; મદદ. (૩) યોગ; સંધિ. (૪) મારફત.

**વસુ**, પુ૦ [ સં. ] પૈસો; ધન; દ્રવ્ય; લક્ષ્મી. (૨) આઠની સંખ્યાનો સંકેત.

**વસુકવું**, ક્રિ૦ અ૦ ગાય ભેંસે દૂધ દેતા બંધ થવું; વસુકી જવું.

**વસુધા**, સ્ત્રી [ સં. ] પૃથ્વી; ધરા; જમીન.　　　　[ પૃથ્વી.

**વસુમતી**, સ્ત્રી૦ [સં.] વસુધા;

**વસુલ**, ન૦ (સ્ત્રી૦) જમે આવેલી રકમ. (૨) આવક; આમદાની; મહેસુલ. (૩) જમીન ઉપરનો કર કે ભાડું.

**વસુલદાર**, વિ૦ ઉઘરાવનાર; આમદાથી ભેગી કરનાર.

**વસુલાત**, સ્ત્રી૦ જમીન ઉપર લેવાતો કર; જમાબંધી; મહેસુલ. (૨) વસુલ લેવું તે.　　　[ વસુધા; ધરા.

**વસુંધરા**, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વી;

**વસો**, પુ૦ જમીનનું એક માપ; વિંઘાનો ૨૦ મો ભાગ. (૨) અંશ; વિભાગ. (૩) આખર; સાખન્તે વસા હર્યો.

**વસ્ત**, જુ૦ વસ્તુ.

**વસ્તારણ**, સ્ત્રી૦ વસ્તાર વાળી સ્ત્રી; પુત્ર પૌત્રાદિકવાળી; પનોતી.

**વસ્તારી**, વિ૦ બચરવાળ; કુટુંબ કબીલાવાળું.

**વસ્તી**, સ્ત્રી૦ વસતી; પરિવાર; પુત્રાદિક તે. (૨) રૈયત; પ્રજા; લોક; જનતા. (૩) એક સ્થાને રહેનારો સમુદાય.

**વસ્તુ**, સ્ત્રી૦ [સં.] પદાર્થ; ચીજ. (૨) વિષય; વાર્તા; વૃત્ત; હકીકત.

**વસ્તુત:**, અ૦ [સં.] ખરી રીતે; મૂળ સ્વરૂપે.

**વસ્તેવ**, પુ૦દેવતા; આગ,અગ્નિ.

**વસ્ત્ર**, ન૦ [સં.] લુગડું; કપડું; પદ. રૂ૦ પ્ર૦ વસ્ત્રલોચન=લુગડાં વગેરે સૌ લુંટી લેવું તે.

**વહન**, ન૦ વહેવું તે; લઇ જવું તે; ચલાવવું તે. (૨) ચલન; ગમન.

**વહવાવું**, ક્રિ૦ અ૦ છેતરાવું; ઠગાવું; વહાવું.

**વહાડ**, પુ૦ ઝટકો; જખમ; ઘા, વાઢ (૨) કાપ; ચીરો; છેદ; (૩) ધાર; કાપણી. (૪) કાપેલો છેડો. (૫) કાપણીને યોગ્ય થયેલું શેરડીનું વાવેતર. રૂ૦ પ્ર૦ વહાડકાપ=પ્રાણીના શરીર ઉપર છેદાદિક ક્રિયા કરવી તે. (૨) કકડા કરવો તે; કાપકુપ. વહાડકુ

ટિયું=વાઢકાપ કરી તોફાન કરનાર. ક્રિ૦ પ્ર૦ વહાડ મૂકવો=કાપવું. ( ૨ ) ઓછું કરવું.

**વહાડવું**, ક્રિ૦ સ૦ કાપવું; વાઢવું. (૨) બાતલ કરવું. [ ઉમળકો.

**વહાડિયો**, પુ૦ વાઢિયો; ગળકો;

**વહાડી**, સ્ત્રી૦ વાઢી; ટુંકા નાળચાની ઝારી.

**વહાણ**, ન૦ જહાજ; બારકસ; નાવ. રૂ૦ પ્ર૦ વહાણ કમાવું=મોટો વેપાર ખેડવો; સારી કમાઇ કરવી.

**વહાણુઈ**, સ્ત્રી૦ પાવડી; ખડા.

**વહાણવટી**, પુ૦ વહાણો ખેડનારો; દેશ પરદેશનો વેપાર ખેડનાર. (૨) વહાણ રાખનાર અને ચલાવનાર તે; વહાણનો માલીક. ( ૩ ) મોટા દરિયાઇ વેપારી.

**વહાણવટું**, ન૦ વહાણ રાખી દરિયાઈ સફરો કરવા કરાવવાનું અને માલની આયાત નિકાસ કરવાનું કામ તે. ( ૨ ) વહાણવટીપણું

**વહાણું**, ન૦ પ્રાત:કાળ; ઉપ:કાળ; સવાર. (૨) પ્રભાત, પરોઢિયું; મળસકું.

**વહાર**, સ્ત્રી૦ મદદ; કુમક; ઉપરાણું. (૨) સહાય; આશ્રય (૩) દાદફરિયાદ; પોકાર. [ પ્રીતિ.

**વહાલ**, ન૦ પ્રેમ, માયા; સ્નેહ;

**વહાલપ**, સ્ત્રી૦ પ્રેમ; વહાલ. ( ૨ ) માયાળુપણું.

**વહાલી**, વિ૦ ( સ્ત્રી૦ ) પ્રિયા; પ્રિયતમા; વલ્લભા.

**વહાલું**, વિ૦ પ્રિય; પ્રેમપાત્ર; ઉમળકો આવે એવું.

**વહી**, સ્ત્રી૦ વઇ; લખવાની ચોપડી; કિતાબ. (૨) પેઢીનામું; વંશાવળી; પાછલો ઇતિહાસ. (૩) ખુદાનો સંદેશો.

**વહીજવું**, ક્રિ૦ અ૦ [સં. वह्] વહેવું; લઇ જવું; ઉંચકી જવું. ( ૨ ) વહન થઇ જવું; રેલવું. ( ૩ ) વીતીજવું; જતું રહેવું. ( ૪ ) ઉચ્છૃંખળ થઇ જવું; ઉદ્ધત થઇ જવું.

**વહીતરું**, ન૦ વૈતરું; મહેનત; મજુરી. ( ૨ ) મહેનતાણું.

**વહીતરો**, પુ૦ વૈતરો; મજુર; મહેનત કરનાર. [ શારદાપૂજન

**વહીપૂજા**, સ્ત્રી૦ ચોપડાપૂજન;

**વહીલાવવું**, ક્રિ૦ સ૦ ઉપાડી લાવવું; ઉંચકી લાવવું.

**વહીલેવું**, ક્રિ૦ સ૦ સહી લેવું; નિભાવી લેવું. ( ૨ ) છેતરી લેવું.

**વહીવટ**, પુ૦ લેવડદેવડનું નામું રાખીને કામ કરવું તે. ( ૨ ) કારભાર કરવો તે; બંદોબસ્ત રાખવો તે. (૩) ચાલતો વ્યવહાર; શિરસ્તો. રવૈયો. (૪) સંબંધ; પ્રસંગ; વ્યવસ્થા.

**વહીવટી**, વિ૦ વહીવટનું; ચોપડાને લગતું; બંદોબસ્તથી ચલાવવાનું

**વહીવટદાર**, પુ૦ વહીવટ કરનારો; કારભારી; વ્યવસ્થાથી કામ ચલાવનારો ( ૨ ) તાલુકાનો મુખ્ય અમલદાર; મામલતદાર.

**વહીવંચો**, પુ૦ પેઢીનામું રાખનાર; વંશાવળી રાખનાર અને પૂર્વજોનાં પરાક્રમોની નોંધો વાંચી આજીવિકા ચલાવનાર એક જાતિ; બારોટ; ભાટ.

**વહુ**, સ્ત્રી૦ [સં. વધુ]. (૩) સ્ત્રી; પત્ની; ધણિયાણી; બૈરી; ભાર્યા.

**વહુવર**, ન૦ [સં. વધુવર] વહુ ને વર. (૨) નવું પરણેલું જોડું. (૩) જુવાન નવોઢા સ્ત્રી.

**વહુવારૂ**, ન૦ વહુવર; જુવાન–માનિતી વહુ. (૨) વહુ રૂપે હોવું તે.

**વહેતું**, વિ૦ રેલતું; વહીજતું; પ્રવાહમાં ચાલતું; ગતિ કરતું. રૂ૦ પ્ર૦ વહેતી નીક=ચાલુ પ્રવાહ; ચાલુ ઉદ્યોગ; વહેતીસેર=ચાલુ; ચાલ્યાજ કરતું. ક્રિ૦ પ્ર૦ વહેતું મૂકવું=છૂટું મૂકી દેવું. (૨) સ્વચ્છંદે ચાલવા દેવું.

**વહેમ**, પુ૦ શક; સંદેહ. (૨) ભ્રમ; ભ્રાંતિ; શંકા; (૩) અવિશ્વાસ. (૪) વસવસો; દગદગો.

**વહેમી**, વિ૦ વહેમવાળું.

**વહેર**, પુ૦ લાકડાને વહેરતાં પડતો લોટ જેવો ભૂકો.

**વહેરણ**, ન૦ વહેરવું તે. (૨) વહેરામણ. (૩) વહેરવાનું ઓજાર; કરવત.

**વહેરણિયો**, પુ૦ વહેરનારો.

**વહેરવું**, ક્રિ૦ સ૦ લાકડાની ચીપો, પાટિયાં વગેરે પાડવાની ક્રિયા કરવી; દુઃખ દેવું; રિબાવવું.

**વહેરાઇ**, સ્ત્રી૦ વહેરામણું; વહેરામણી. (૨) વારાહી; દેવી.

**વહેરામણ**, ન૦ વહેરાઇ.

**વહેરામણી**, સ્ત્રી૦ વહેરામણ.

**વહેરો**, પુ૦ ભેદ; આંતરો; તફાવત. (૨) જુદાઇ.

**વહેલ**, સ્ત્રી૦ વેલ; માફો; સુંદર-ગાડી; રથ. (૨) ન૦ એક મોટું માછલું.

**વહેલું**, વિ૦ ઉતાવળું; જલદી; સત્વર. (૨) અમુક વખત પહેલાં.

**વહેવડાવવું**, ક્રિ૦સ૦ વહે-રેલો ચાલે એમ કરવું. રેલાવવું; ધાર ચાલે એમ કરવું. (૨) લેવરાવવું; ઉંચકાવરાવવું; ઉપડાવવું.

**વહેવરામણ**, ન૦ વહેવાની મજુરી; (૨) તણામણ. [ ડાવવું.

**વહેવરાવવું**, ક્રિ૦ સ૦ વહેવ-

**વહેવાઇ**, પુ૦ વરકન્યાના બાપ, જે સંબંધે ઓળખાય છે તે.

**વહેવાણ**, સ્ત્રી૦ વરકન્યાની માતાઓની પરસ્પર સગાઇ.

**વહેવાર**, પુ૦ લેવડદેવડ અને બીજું કામકાજ કરવાનો સામસામે વહીવટ તે. (૨) ચાલ; રિવાજ; રવૈયો. (૩) પરસ્પર જમવા જમાડવા વગેરેનો સંબધ. (૪) સાખ; આંટ.

**વહેવારિયો**, પુ૦ લેવડદેવડમાં ચોખવટવાળો માણસ; સાહુકાર; વેપારી

**વહેવારીકું**, વિ૦ સાધારણ; વચગાળાનું હોય એવું.

**વહેવારૂ**, વિ૦ વહેવારમાં શોભે એવું; સર્વ સાધારણ. (૨) શક્ય; બની શકે એવું.

**વહેવું**, ક્રિ૦ સ૦ [ સં. वह् ] ઉંચકવું; ઉપાડવું. (૨) વેઠવું; સહન કરવું; સહેવું. (૩) નિભાવવું; ચલાવવું. (૪) ક્રિ૦ સ૦ પ્રવાહે ચલાવું; રેલવું. (૫) ઘસડાઇ જવું; તણાવું; ખેંચાઇજવું; ખરી-સરીજવું.

**વહેળો**, પુ૦ વહેતા પાણીનો નાનો પ્રવાહ; નાની નદી; ઝરણું; ઝરો. (૨) જ્યાં થઇને પાણી જતું હોય તે ખોદાયેલી જમીન.

**વહેંચણ**, સ્ત્રી૦ વાંટણી; વહેંચણી; ભાગ પાડવા તે. (૨) વિભાગ; હિસ્સો; ફાળો.

**વહેંચણી**, સ્ત્રી૦ વહેંચણ.

**વહેંચવું**, ક્રિ૦ સ૦ ભાગ-હિસ્સા પાડવા; જુદું કરવું; વાંટવું; નિરાળું કરવું. (૨) મતભેદ પડવો.

**વહેંચાવું**, ક્રિ૦ અ૦ ભાગ થવા; જુદું થવું-પડવું. (૨) ફુટ પડવી.

**વહોણું**, અ૦ વગર; વિના; વિહોણું.

**વહોરત**, સ્ત્રી૦ વોરત; ખરીદ; વેચાણ. (૨) વહોરવું-માગવું તે. (૩) વહોરવામાં આવેલું અન્ન વગેરે તે. (૪) લેખમ.

**વહોરતિયો**, પુ૦ ખરીદનાર; ગ્રાહક. (૨) વહોરનાર-યતિ; શ્રમણ.

**વહોરવું**, ક્રિ૦ સ૦ વોરવું; ખરીદ કરવું; વેચાતું લેવું. (૨) સંઘરવું; એકઠું કરવું. (૩) માગી લાવવું; આણવું; લઇ આવવું.

**વહોરો**, પુ૦ હિંદુમાંથી વટલેલ મુસલમાનની એક નાત; હોરો; વોરો.

**વહ્નિ**, પુ૦ [સં.] અગ્નિ; દેવતા.

**વહ્યુંજવું**, ચાલ્યાજવું; ખેંચાઇજવું; તણાવું; નકામું જતું રહેવું. (૨) છેતરાવું; ઠગાવું.

**વળ**, પુ૦ આંબળો; આંટો; ફેર. (૨) મમત. (૩) કસ; આગ્રહ. (૪) અંટસ; કીનો; ખાર. (૫) જુગતી; પ્રપંચ. (૬) લાગ; દાવ; તાકડો. (૭) પક્ષ; સંબંધ. (૮) ઉતાર; ઢાળ. ક્રિ૦ પ્ર૦ વળ દેવો=આંબળવું; ચડાવવું. વળ ચડાવવો=ફરફેરવું; મમત કરાવવો. વળ ઉતારવો=દ્વંદ્વ તોડવું. રૂ૦ પ્ર૦ વળેવળે=લાગે લાગે; યુક્તિએ. વળકવળ=યુક્તાયુક્ત.

**વળકો**, પુ૦ ગરમી લાગવાથી વરાળ વળવી તે; બફાવું-ચડવું તે. (૨) શાન્ત પડવું તે; વિશ્રામ મળવો તે.

**વળગણ**, ન૦ નિસ્બત; સંબંધ; જોડાણ. (૨) પ્યાર; પ્રેમની ગાંઠ. (૩) ભૂતાદિકથી સપડાવું તે; વળગાડ.

**વળગણી**, સ્ત્રી૦ ઓળવણ; કપડાં મૂકવા-સુકવવાની દોરી કે વાંસ.

**વળગવું**, ક્રિ૦ અ૦ બાઝવું; ચોટવું. (૨) ભેટવું. (૩) વિંટાવું; લપેટાવું. (૪) આગ્રહથી લાગ્યા

રહેવુ (૫) તકરાર કરવી (૬) મન-શરીરમા દાખલ થવુ રૂ૦ પ્રે૦ ગળે વળગવુ=માથે પડવુ પાપ વળગવુ દુર્વ્યસન પડવુ ક્રિ૦ પ્ર૦ ભૂત વળગવુ=શરીરમા ભૂત આવવુ, સમણા લાગવી (૭) રોકાવુ

**વળગાડ** પુ૦ ભૂતાદિકનો સચાર

**વળગાડવુ**, ક્રિ૦ સ૦ અગાડવુ, ચોટાડવુ ભેટાડવુ (૨) સોપવુ ભેરવવુ, માથે નાખવુ (૩) લપેટવુ વિટાળવુ લગાડવુ

**વળણ** ન૦ વલણ વૃત્તિ મનનો ઝોક (૨) મરોડ (૩) વાક (૪) રાગનો ઉથલો

**વળતદાણિયુ**, ઉપજમાની ખેતરની દાણ અને મુદ્દલમા પૈસા વળતા જાય એવી શરતે રાખેલુ ગીરો ખેતર

**વળતર**, ન૦ બદલા તરીકે જે કઇ મજરે આપવાનુ હોય તે હક સાઇ વટાવ અવેજ

**વળતી**, અ૦ પછી ફરીથી

**વળદાર**, વિ૦ આબળાવાળુ, મરોડદાર ટેકીલુ, મમતી આમલી (૩) અ ટસિયુ (૪) પેચદાર આટી ઘુટી વાળુ [ ચેળ ચટપટ ચચવળ

**વળવળ**, સ્ત્રી૦ ખુજલી ખણજ

**વળવળવુ**, ચામડીપર સ્પર્શની અસર થવી સળવળવુ (૨) ધીમી ખણજ આવવી

**વળવળાટ**, પુ૦ સળવળાટ (૨) સ્પર્શની અસર ખણજ

**વળવુ**, ક્રિ૦ અ૦ પાછા ફરવુ (૨) વાકુ થવુ, નમવુ, મરડાવુ (૩) સીધા થવુ, માનવુ (૪) મહાવરો પડવો ઠરવુ ઠસાવુ (૫) સુધરવુ મરોડમા આવવુ (૬) તાજા થવુ આરોગ્ય આવવુ (૭) ગઠાવુ. (૮) પાકવુ, કામ થવુ, સરવુ (૯) બાઝવુ, લેહાવુ

**વળાવવુ**, ક્રિ૦સ૦ વદાય કરવુ, મોકલવુ (૨) કાઢી મૂકવુ, દૂર કરવુ (૩) માર્ગે પાડી આવવુ. (૪) ઝાડુ કઢાવવુ સાફ કરાવવુ,

**વળાવિયો**, પુ૦ વળાવો વાટ દેખાડનારો

**વળાવુ**, ક્રિ૦ અ૦ વાકુ થવુ - કરાવુ (૨) ના૦ રક્ષક અને સોમિયા તરીકેનુ કામ તે (૩) સોમિયાનુ મહેનતાણુ

**વળાવો**, પુ૦ રસ્તો દેખાડનારો તેમજ રસ્તે રક્ષણ કરનારો સોમિરો

**વળિયા** ન૦ દબાણ વગેરેના આકા-નિશાન તે આબળા છાપા, ચાઠા (૨) આટણ (૩) વસણા. (૪) થર પડ (૫) બાળના નાના કડા

**વળિયુ**, ન૦ ડાઘ

**વળી**, સ્ત્રી૦ પાતળો લાબો સોટા

**વળી**, અ૦ પણ અને (૨) વળી ફરીથી, પાછુ

**વળીજવુ**, વાકુ થવુ નમવુ (૨) સમજી જવુ ઠેકાણે આવી જવુ. (૩) પક્ષમા જતા રહેવુ.

વળું, ન૦ થર પડ પોપડો (૨) અસ્તર પરથાર-તળિયું. (૩) ખોળ (૪) મડળ સમુદાય, (૫) શાહ ઢાળ પક્ષ [ સાગટો.

વળો, પુ૦ જાડી લાગી વળી,

વળોક, પુ૦ વિવેક, રીતભાત (૨) ઘા', મરોડ

વળોટ, પુ૦ જુઓ વળોક

વળોટવુ, ક્રિ૦ ચડિયાતા થવુ. (૨) ઓળગવુ.

વક, પુ૦ વાક, આડુ વલણ.

વકાઇ, સ્ત્રી૦ આડાઇ, અવળાઇ, (૨) વિરોધ, વિરૂદ્ધતા (૩) હઠ, આગ્રહ.

વકાવુ, ક્રિ૦ અ૦ વાકુ થવુ, રિસાવુ (૨) વળવુ, વાન આવવો (૩) સહકારમાથી દૂર ખસી જવુ.

વગ, સ્ત્રી૦ [ સ ] કલાઇ, એક ધાતુ

વચક વિ૦ [ સ ] ઠગ, કપટી, છેતરનાર છળ કરનાર. (૨) ન૦ વાચન [ બચવુ.

વંચવુ, ક્રિ૦ અ૦ ઉગરી જવુ,

વચાર, ન૦ કમર, વચનો ભાગ

વંચાવુ, ક્રિ૦ અ૦ ઉકલવુ (અક્ષરવુ). વાચી શકાવુ. (૨) ચર્ચાવુ. નિંદા થવી, ફજેતી થવી

વચાલો, પુ૦ અવાવરો ખુણો. ખાચી-અગવડ જગા

વછી, સ્ત્રી૦ ખપાટાની બારી

વઝા, સ્ત્રી૦ [સં. वन्ध्या] વા ઝણી સ્ત્રી [જોરદાર પવન વાવાઝોડુ.

વટોળ, પુ૦ ઘુમરી લેઇ ફરતો

વટોળિયો, પુ૦ વટોળ.

વઠ, પુ૦ શરીરમા વાયુના ગોળા વળવા તે (૨) તાણ, આકડી.

વઠવુ, ક્રિ૦ અ૦ મર્યાદા બહાર જવુ; બહેકવુ, બગડવુ.

વઠીજવું, ક્રિ૦ અ૦ બગડી જવું.

વંઠેલ, વિ૦ વઠેલું, છટકીગયેલુ

વંડળ, પુ૦ [ સ व्यंडल ] વ્યડલ હીજડો

વંડી, સ્ત્રી૦ માટીનો નાનો કોટ. (૨) વાડો, આતરી લીધેલી જગા

વંડો. [ સં वरण्ड ] મોટી વંડી; માટીનો કોટ (૨) દીવાલથી આતરી લીધેલુ મોટુ ખુલ્લુ સ્થાન. (૩) પોળ, પારો, મહોલ્લો (૪) વાડી, ધર્મશાળા

વત વિ૦ વાન વાળું.

વંતરી, સ્ત્રી૦ ભૂત થયેલી વિધવા, ડાકણ (૨) નઠારી વડકણી સ્ત્રી

વંતાક, ન૦ વેગણ, રીંગણા

વદન, ન૦ [ સ ] વદવુ તે. નમન

વંદનીય, વિ૦ [ સ ] વદન કરવા જોગ. (૨) નમવા લાયક

વદવું, ક્રિ૦ સ૦ પગે લાગવુ. નમવુ પ્રણામ કરવો

વદિત, વિ૦ વદન કરેલુ.

વદો, પુ૦ વાદો, શત

વંદ્ય, વિ૦ [ સં. ] વંદન કરવા લેગ, પૂજ્ય; નમવા યોગ્ય. (૨) વખાણવા લાયક

વંધ્યા, વિ૦ [ સં. ] વાંઝણી, છોકરા ન થયા હોય એવી સ્ત્રી.

વંશ, પુ૦ [ સં ] એક પુરુષથી પુત્ર, પૌત્ર, વગેરે રૂપે ચાલેલી જે પરંપરા તે, કુળ, ગોત્ર (૨) સંતતિ, બાળ બચ્ચા, પરિવાર.

વંશજ, વિ૦ વંશમાં જન્મેલું.

વંશાવળી, સ્ત્રી૦ [ સં ] વંશમાં થયેલા પુરુષોની યથાક્રમ નોંધ તે; પેઢીનામુ [વિસ્તારબતાવતું પેઢીનામું.

વંશવૃક્ષ, ન૦ [ સં ] વંશનો

વંશી વિ૦ વંશનું, કુટુંબનું.

વંશી, સ્ત્રી૦ વેણુ, વાંસળી, બંસી.

વા, પુ૦ [ સ वायु. ] વાયુ, પવન (૨) સાંધા દુખે એવો એક રોગ (૩) મનસ્વી તુરંગ, લહેર, મનનો ફરો (૪) મગરૂરી (૫) જીવ, ચૈતન્ય ક્રિ૦ પ્ર૦ વા આવવો=સાંધા દુખવા (૨) તરંગ ચઢવો વા કાઢી નાખવો=મારવુ, ધમકાવવું. વાખાતુ = રખડતુ. વા નીકળી જવો=મરી જવું (૨) થાકી જવુ. વા વાવો=અસર થવી (૨) અમુક જાતના વિચાર ની ખૂબ પ્રવૃત્તિ થવી, ધેલછા આવવી.

વા અ૦ અથવા, કિંવા, યા. (૨) વાહ.

વાઇ, સ્ત્રી૦ એક વાયુરોગ, (એથી શરીર ખેંચાય છે, મોઢે ફીણ આવે છે અને હાથપગ તણાય છે. ) ફેફરું; હિસ્ટીરિયા.

વાઉં, સ્ત્રી૦ પગને તળિયે પડતા ચિરાડા તે, વિયા. (૨) વિ૦ વાયલ; ઢંગ વગરનુ.

વાએજ, જુઓ વાયજ.

વાક, સ્ત્રી૦ [સં.] વાણી, બોલી; (૨) વચન, બોલ. વાક્ચાતુરી=બોલવાની ચતુરાઇ. વાકપટુતા=બોલવાની છટા.

વાક, પુ૦ (સ્ત્રી) કસ, ચિકાશ; સાર. (૨) દમ, બળ, જોર, સત્ત્વ.

વાકડવું, વિ૦ સહેજ કકડું. (૨) હઠીલુ (૩) સહેજમાં વાંકુ પાડે એવું [ વાકેફ, જાણીતું.

વાકફ, વિ૦ [ અ० वाकिफ. ]

વાકેફ, વિ૦ માહિતગાર, જાણીતુ; સોભિયુ [ખબર. (૨) પ્રવીણતા.

વાકેફગારી, સ્ત્રી૦ માહિતી જાણ

વાક્ય, ન૦ [ સ ] પૂર્ણ અર્થ બતાવતો એકથી વધારે શબ્દનો સમૂહ (૨) વચન, કથન. વાક્યરચના =વાક્ય બનાવવાની કળા વાક્યાર્થ =વાક્યનો મુખ્ય અર્થ

વાગ્વિદગ્ધા, સ્ત્રી૦ [સં.] સંકેતની વાણી બોલવામાં ચતુર સ્ત્રી; એક નાયિકા

વાખ પુ૦ તાડછાના સાંઠા જેવા રેસા. (૨) શીંગની બાજુની નસ.

વાખરો, પુ૦ ઘરગતુ સરસામાનઃ- ધરવા ખરો

**વાખડ**, વિ૦ વા લાગતાં ખદખદે એવું-વાથી ઉભળતું-આંખનું એક દરદ.

**વાખો**, પુ૦ વખો; ભૂખમરાની પીડા; આપદા. ( ૨ ) કમબખ્તી; મુશ્કેલી; સાંસા. [ ઘોડાની લગામ.

**વાગ**, સ્ત્રી૦ વાણી; બોલી. (૨)

**વાગડિયું**, વિ૦ વાગડનું. (૨) ન૦ અમુક તરેહનું છાપેલું છાયલ.

**વાગવું**, ક્રિ૦ અ૦ અથડાવું; ટિચાવું; પછડાવું. ( ૨ ) ઇજા થવી; આઘાત લાગવો. ( ૩ ) અવાજ નીકળવો; અંદરથી-અવાજ થવો.

**વાગળું**, ન૦ એક રાત્રિચર પંખી; વનવાગોળ.

**વાગીશ**, પુ૦ [સં.] બૃહસ્પતિ.

**વાગીશ્વરી**, સ્ત્રી૦ [ સં. ] સરસ્વતી; શારદા.

**વાગો**, પુ૦ વાધો; અજાથી ઘુંટણ લગીનો મોટો ડગલો. (૨) પોશાક.

**વાગોળ**, સ્ત્રી૦ રાત્રિચર એક પંખી.

**વાગોળવું**, ક્રિ૦ અ૦ ખાધેલું મોંમાં લાવી ફરીને ચાવવું; ચમળવું; ધીરેધીરે ચાવીને ખાવું. ( ૩ ) મનન કરવું.

**વાઘ**, પુ૦ [ સં. વ્યાઘ્ર ] પીળા રંગનું કાળા ચટાપટાવાળું એક હિંસક પશુ.

**વાઘણ**, સ્ત્રી૦ વાઘની માદા.

**વાઘબકરી**, સ્ત્રી૦ કાંકરીઓની એક રમત. ( ૨ ) તરતાં પાણીમાં રમાતી અથવા જમીન ઉપર ખેલાતી એક રમત. [ બારશનો તહેવાર.

**વાઘબારશ**, સ્ત્રી૦ આસો વદ

**વાઘમારૂ**, વિ૦ વાઘ મારનાર. ( ૨ ) બહાદુર; શૂરવીર. ( ૩ ) ફિશારીખોર; મોટી બડાશની વાતો કરનાર; બાયલો.

**વાઘરણ**, સ્ત્રી૦ વાઘરીની સ્ત્રી; ફુવડ;-નઠારી-ગંદી સ્ત્રી.

**વાઘરી**, પુ૦ [ સં. वागुरिक ] પશુ પંખીઓ પકડી આજીવિકા કરનારો; શિકારી; પારધી. (૨) એ લોકની એક નાત. ( ૩ ) એ જાતિનો એકાદ માણસ.

**વાઘાંબર**, [ સં. ] વાઘના ચામડાનું વસ્ત્ર; આસન તરીકે વપરાતું વાઘનું ચામડું; વાઘાંબરી=શિવા; પાર્વતી દેવી.

**વાઘેણ**, સ્ત્રી૦ વાઘણ.

**વાઘેર**, પુ૦ ઓખામંડળમાં વસતી એક શૂરવીર જાત.

**વાઘેલો**, પુ૦ રજપૂતની એક પેટા જાતિ-શાખા.

**વાઘો**, પુ૦ વાગો. [ બાષા.

**વાચ**, સ્ત્રી૦ વાચા; વાણી; બોલી;

**વાચક**, વિ૦ બોલનાર; બોલતું. (૨) દર્શક; બોધક. ( ૩ ) વાંચનાર. અવાચક=જેને વાચા ન હોય તે.

**વાચન**, ન૦ વાંચવુ તે; પાઠ કરવો તે. ( ૨ ) વાંચવાની ઢબ તે.

**વાચસ્પતિ**, પુ૦ બૃહસ્પતિ; દેવના ગુરુ.

વાચા, સ્ત્રી૦ [સં] બોલી વાણી (૨) બોલવાની શક્તિ

વાચાળ વિ૦ છટાદાર બોલનારૂં, બહુ બોલુ [ બોલી સબંધી

વાચિક, વિ૦ [સં] વાણીનું.

વાચ્ય, વિ૦ [સં] બોલવા જેવું (૨) બોલેલું, કહેલું

વાચ્યાર્થ, પુ૦ [સં] શબ્દના ઉચ્ચારથીજ શબ્દનો જે અર્થ સમજાનો હોય તે. ઉંડો અર્થ નહિ તે.

વાછટ, જુઓ વાછટ.

વાછડુ, ન૦ ગાયનું બચ્ચું

વાછરડી, સ્ત્રી૦ ગાયનું માદા બચ્ચુ, નાની ગાય વાછડી

વાછરડુ, ન૦ વાછડુ

વાછરડો, પુ૦ ગાયનુ નર બચ્ચુ, વાછરો, વત્સ

વાછરૂ, ન૦ ગાયનુ બચ્ચું

વાછલ વિ૦ [સં वत्सल] વહાલુ, પ્યારૂ (૨) લાડકું, લાડમા ઉછેરેલુ. [વરસાદના છાંટા

વાછંટ, સ્ત્રી૦ પવનથી ફંટેલા

વાછ ટિયું, ન૦ વરસાદની છાટ આવતી અટકાવતારૂં પાટિયુ-ટાટુ.

વાછુટ, સ્ત્રી૦અધોવાયુ,પાદવુ તે.

વાજ, તોબા, ત્રાસ, હેરાન ગતિ. ક્રિ૦પ્ર૦ વાજ આવવું=તોબા પોકારવી

વાજબી, વિ૦ [ अ. वाजिब ] યોગ્ય બરોબર, યુકત (૨) ખરૂ, સત્ય, રાસ્ત (૩) ઉચિત, લાયક.

વાજવુ, ક્રિ૦ અ૦ વાગવું અવાજ નીકળવો ખડખડવું, ગાજવું. રૂ૦ પ્ર૦ વાજતે ગાજતે=મંડી ધામ ધુમથી (૨) જાહેરરીતે

વાજંતર, ન૦ વાજા; વાદિત્ર

વાજિયા, વિ૦ પાણી પાઇને પકવેલા ઘઉ ઘઉની એક જાત

વાજિત્ર ન૦ વાજું વાદિત્ર.

વાજી, પુ૦ ઘોડો અશ્વ હય રૂ૦પ્ર૦ વાજીબુલ વજુદ=પોતાની મેળે હયાતીમા આવેલુ

વાજીકરણ, ન૦ પુરુષત્વ આપનારી ઔષધક્રિયા (૨) વિ૦ બળ-વીર્યવર્દ્ધક ઔષધ

વાજુ, ન૦ અવાજ કાઢે એવી બનાવટ વાદ્ય, વાજિત્ર (૨) મંડળ ટોળુ -વકેલ વાજું. (૩) જમાવટ [વાવાઝોડુ.

વાઝડુ, ન૦ પવનનુ તોફાન.

વાઝોડુ, ન૦ વાવાઝોડુ.

વાટ, સ્ત્રી૦ રસ્તો, માર્ગ, પથ. (૨) પ્રતીક્ષા રાહ (૩) દિવેટ, બત્તી, કાકડો (૪) ગાડીના પૈડાનો પાટો. ક્રિ૦પ્ર૦ વાટ ઉકલી=ખરાબ થવુ, જતા રહેવું વાટ જોવી=રાહ જોવી વાટ પડવી=રસ્તો પડવો વાટ પાડવી=છીંડુ પાડવું ધાડ પાડવી વાટમારૂ=લુટારો.

વાટકી, સ્ત્રી૦ વાડકી છાલિયુ.

વાટખરચ, ન૦ વાટમા થનારૂં ખરચ, મુસાફરી દરમિયાન લાગતુ ખરચ

**વાટખરચી**, સ્ત્રી૦ મુસાફરી દર-મિયાન ખરચવાની રકમ.

**વાટણિયો**, પુ૦ વાટવાનો ગોળ પથરો; ઉપરવટણો.

**વાટણી**, સ્ત્રી૦ વાંટણી; વહેંચણી.

**વાટણો**, પુ૦ વાટવાનો ગોળ પથ્થર. [હાવી લૂટનાર; ચોર.

**વાટપાડુ**, પુ૦ વાટ–રસ્તે અટ-

**વાટમારુ**, પુ૦ મુસાફરોને મારીને લૂટીલેનાર; ધાડપાડુ.

**વાટલા**, પુ૦ અરધાથી નાના ચોખાના કણ; મોટી કણકી.

**વાટવું**, ક્રિ૦ સ૦ લસોટવું; કચ-રવું; કુટવું; ખાડવું. (૨) વહેંચવું; ભાગ પાડવા.

**વાટવો**, પુ૦ પાન સોપારી અને પૈસા વગેરે રાખવાની ખાનાં પાડેલી દોરીવાળી કોથળી. [મુસાફર.

**વાટસરૂ**, પુ૦ વાટે સરનારો;

**વાટિકા**, સ્ત્રી૦ [સં.] બગીચો; વાડી; ઉદ્યાન [ (૨) વાડકી

**વાટી**. સ્ત્રી૦ નાળિયેરની કાચલી.

**વાટુઓ**, પુ૦વાટવો.[એક વાસણ.

**વાટું**, ન૦ ઓધરણાના ઘાટનું

**વાટો**, પુ૦ ગોળ લાંબો વિંટલો. (૨) ચુનાનો થર–પ્લાસ્તર. (૩) ચામડીની કરચલી; વલ્લી. (૪) તરંગ; લોઢ.

**વાડ**, સ્ત્રી૦ વાઢ. (૨) કાંટાવાળાં ઝાડ વાવીને કરેલો આંતરો; ઝાંખરાની આડ. (૨) મહોલ્લો, વાસ; ફળિયું; પારો; વાડો.

**વાડકી**, સ્ત્રી૦ નાનું છાલિયું; પ્યાલી. ૨૦ પ્ર૦ વાડકી વહેવાર= રાંધેલું આપવા લેવાનો વહેવાર.

**વાડકો**. પુ૦ મોટી વાડકી; કાં-સિયો; છાલિયું; કટોરો.

**વાડવ**, પુ૦ [ સં. ] બ્રાહ્મણ.

**વાડવું**, ક્રિ૦ સ૦ વાઢવું; કાપવું; છેદવું. (૨) ચીરવું. (૩) નડું પાડવું (૪) આતલ કરવું.

**વાડિયું**. ન૦ વાદિયું; ખજૂર ભરવાનો સાદડીનો થેલો.

**વાડી**, સ્ત્રી૦ [ સં. वाटिका ] બાગ. બગીચો; ઉદ્યાન. (૨) કન્યાને માથે ફુલનો શણગાર કરવો તે. (૩) ન્યાતીઓ ઉતારેલું જમણવાર માટેનું ખુલ્લું મકાન. (૪) હુંકા નાળચાની ઝારી.

**વાડો**, પુ૦ ચોમેર વાડથી આંત-રી લીધેલું ચોગાન (૨) ઘરની પાછળની બંધિયાર ખુલ્લી જગા. (૩) મહોલ્લો; પારો; પોળ; શેરી; વાસ. (૪) મહેલ; હવેલી; મોટું ઘર. (૫) સંડાસ; દ્વાજખાનું; પાયખાનું; જાજરૂ. (૬) પક્ષ; તડ. તફો; સમૂહ; જૂથ. ક્રિ૦ પ્ર૦ વાડો વાળવો=ટોળું બાંધવું. વાડેજવું=ઝાડે જવું.

**વાડોલિયું**, ન૦ નાનો વાડો. (૨) નાનાં ઝાડના રક્ષણ માટે તેની આસપાસ કરેલો વાડનો આંતરો.

**વાઢ**, પુ૦ ચીરો; કાપ; ઘા; જખમ. (૨) કાપવાની શક્તિ. (૩)

ધાર; તીક્ષ્ણતા. ( ૪ ) શેરડીનું ખેતર-વાવેતર. ( ૫ ) કોલું; શેરડી પીલવાનું યંત્ર; ચીચોડો.

**વાઢકુટિયો**, પુ૦ પોતાના શરીરના કોઇ ભાગ પર ચપ્પુ મારી લોહી કાઢીને ભીખ માગનારો ફકીર; ફકીરની એક જાત. ( ૨ ) તોફાની; આરફાડ કરનાર.

**વાઢવું**, ક્રિ૦ સ૦ કાપવું; જુદું પાડવું; કાપી નાખવું. ( ૨ ) ચીરવું; ફાડવું; ખાતલ કરવું; કાઢી નાખવું.

**વાઢિયું**, ન૦ વાઢિયું.

**વાઢિયો**, પુ૦ ઉત્કટ ઇચ્છા; સ્વાદ; ભરકો. ( ૨ ) ચડસ; મોટા ઉમળકા; ઉછરંગ. ( ૩ ) સુતાર; કાપનારો; વાઢો.

**વાઢી**, સ્ત્રી૦ ઘી વગેરે ભરવાનું નાળચાવાળું વાસણ; ઝારી.

**વાઢો**, પુ૦ વાઢનારો-સુતાર.

**વાણ**, સ્ત્રી૦ વાણી; બોલી. (૨) ફાયદો-લાભ થાય એમ મળવું તે; કિફાયત ( ૩ ) ન૦ વનસ્પતિ રેસાઓની દોરી ( ૪ ) સ્ત્રી૦ કસર; ટાંચ; કમીના; ઓછપ.

**વાણિજ્ય**, ન૦ [ સં. ] માલ લેવા આપવાનો ધંધો; વેપાર.

**વાણિયણ**, સ્ત્રી૦ વાણિયાની સ્ત્રી.

**વાણિયાશાહી**, વિ૦ વણિકની ઢબ-નીતિ રીતિનું. ( ૨ ) ન૦ વાણિયાની માફક કામકાજ ચલાવવું તે; કરકસરિયો શાંત અને ખામોશવાળો કારભાર તે.

**વાણિયો**, પુ૦ [ સં. वणिक ] વેપાર ધંધો કરનારી એક જાતિ; વૈશ્ય; વણિક. ( ૨ ) વેપારી; મોદી.

**વાણી**, સ્ત્રી૦ [ સં. ] વાચા; બોલી. (૨) ભાષા. ( ૩ ) રાગ. ( ૪ ) સરસ્વતી.

**વાણું**, ન૦ વહાણું.

**વાણો**, પુ૦ વણતરમાં નંખાતા જે આડા તાંતણા તે. (ઉભા તાંતણા તે 'તાણો.')

**વાણોતર**, પુ૦ ગુમાસ્તો; વેપારીનું કામ કરનાર નોકર; મહેતો.

**વાત**, પુ૦ [ સં. ] પવન; વાયુ. ( ૨ ) શરીરમાંહેલો વાયુ અને તેથી ઉત્પન્ન થતા રોગો.

**વાત**, સ્ત્રી૦ [ સં. वार्त्ता ] વાર્તા; કથા; કહાણી; ગાથા. ( ૨ ) બીના; હકીકત. ( ૩ ) ઇતિહાસ; તવારીખ. (૪) બ્યાન; વર્ણન. ( ૫ ) સમાચાર; ખબર. (૬) વિષય; બાબત. (૭) વિનંતિ; અરજ. ( ૮ ) ચર્ચા; કુથલી. (૯) ગપ; ખોટી અફવા; ગપાટો. (૧૦) હાલત; સ્થિતિ. (૧૧) મુદ્દો; ધારણા; દરખાસ્ત. (૧૨) શિખામણ; કહેણ. (૧૩) મંત્ર; ખાનગી બાબત. ક્રિ૦ પ્ર૦ વાત ઉડાવવી=મુદ્દાનો વિષયભૂલ્યો દેવો; ગપ ચલાવવી. વાત કહેવી=રસ પડે એવો બનાવ કહી સંભળાવવો. વાત ચાલવી=ગપ ચાલવી; ચર્ચા ચાલવી, વાત ફોડવી=ખાનગી બાબત જાહેર કરવી. વાત મારીજવી=મુદ્દાની બાબત

ઉઘે જવી.' રૂ૦ પ્ર૦ વાત કરવાનું ઠેકાણું=જેની આગળ ખાનગી વાત કરી હૈયું હળવું કરી શકાય એવું વિશ્વાસુ સ્નેહી માણસ. વાતનું વતેસર=કાગનો વાઘ કરવો તે. વાતે વળગું=વાતમાં ગુલતાન થઇ જવું.

**વાતગરૂં**, વિ૦ વાત કર્યા કરવાની ટેવવાળું; વાતોડું. [ગડ; પાકું.

**વાતગુલ્મ**, ન૦ [ સં. ] આંધળું

**વાતઘ્ન**, વિ૦ [ સં. ] વાયુને હઠાવનારૂં; વાતહારક.

**વાતચીત**, સ્ત્રી૦ કામકાજ સંબંધી કંઇ બોલવું તે; વાત; ખાનગી મસલત.

**વાતજ્વર**, પુ૦ [ સં. ] પેટમાંનો વાયુ વિકારી થવાથી આવતો તાવ.

**વાતડ**, સ્ત્રી૦ લાંબી લાંબી વાત; ટાયલું. (૨) વા તૈડ=નહિ દેખાય એવી તરડ–ચીર.

**વાતરક્ત**, ન૦ [ સં. ] વાયુના પ્રકોપથી અવયવો સુજી તેમાંથી પાણી જેવી લાલ રસી ઝર્યા કરે એવો એક રોગ; પત.

**વાતાયન**, સ્ત્રી૦ [ સં. ] બારી.

**વાતાવરણ**, ન૦ [ સં. ] પૃથ્વીની આસપાસ વિંટાયેલું વાયુનું આવરણ. (૨) સંસ્થિતિ; હાલત; સંજોગ.

**વાતી**, સ્ત્રી૦ વાટ; દિવેટ; બત્તી.

**વાતુલ**, પુ૦ વાનો ગોટો; પવનનો ઝોળો. (૨) વિ૦ વાવાળું; વાયલ.

**વાતોડું**, વિ૦ વાતગરૂં; વાચાળ.

**વાત્સલ્ય**, ન૦ [ સં. ] વત્સલતા; મમતા; માયા. (૨) દયાળુતા.

**વાદ**, પુ૦ [સં.] પ્રશ્નોત્તર રૂપે જે સંભાષણ થાય તે. (૨) સામ સામે તકરાર કરવી તે; ભાંજગડ; ચર્ચા; ઊહાપોહ. (૩) કજિયો; ટંટો. (૪) ફરિયાદ (૫) સ્પર્ધા; સરસાઇ; હરીફાઇ (૬) છંદ, મમતા. [(૨) વાતું.

**વાદન**, ન૦ [ સં. ] વગાડવું તે.

**વાદવિવાદ**, પુ૦ [ સં. ] સામ સામી પ્રશ્નોત્તરરૂપે જે ભાષણ તે; વાદ; સંભાષણ. (૨) તકરાર; ભાંજગડ; પંચાતી.

**વાદળ**, ન૦ વરાળનો સમૂહ; અભ્ર; આભલું; મેઘ મંડળ. (૨) આકાશ. (૩) અવરોધ; આડખીલી. (૪) ભય–સંકટ વગેરેનો ઘેરાવો. (૫) છાયા; ઢાંકણ; આવરણ. ક્રિ૦ પ્ર૦ વાદળાં આવવાં=વરસાદનાં પગરણ થવાં. વાદળ ઘેરાવું અથવા ચડવું=ભય ઝઝુમી રહેવો. વાદળ વિખરાવું=સંકટ ઉતરી જવું. રૂ૦ પ્ર૦ દળવાદળ-ખૂબ ભરાવો.

**વાદળી**, સ્ત્રી૦ વરાળનો આકાશમાં ધુમાતો સમૂહ; નાનું વાદળું. રૂ૦ પ્ર૦ વાદળી તાપ=વાદળીઓમાં થઇને પડતો કડક તડકો; ચોમાસાનો આકરો તડકો. (૨) વિ૦ વાદળાના જેવા રંગનું; ભરૂં.

**વાદળી,** સ્ત્રી૦ દરિયાઇ પ્રાણીનું મધપુડા જેવાં કાણાંવાળું પોચું અને સુકું શરીર-ખોખું.

**વાદળું,** ન૦ વાદળ. (૨) અણુગમતું આવરણ. (૩) સંકટ; દુઃખ.

**વાદિત્ર,** ન૦ વાજું, ઢોલ, ભુંગળ, સારંગી, વગેરે વાદ્ય.

**વાદી,** વિ૦ વાદ કરનાર; વકરારી. (૨) ફરિયાદ કરનાર, દાદ માગનાર. (૩) એક વાતને સમર્થન કરવાના આગ્રહવાળું. (૪) ગારૂડી; ખેલાડી; જાદુગર; સાપ, નોળ વગેરે પ્રાણીને પાળી ખેલ કરાવનાર. [બાજીગર.

**વાદીગર.** પુ૦ ગારૂડી; ખેલાડી;

**વાદીલું,** વિ૦ વાદે ચડી જાય એવું. (૨) મમતી. (૩) ચડસીલું; છંદીલું. [વાજિંતર.

**વાદ્ય.** ન૦[સં.] વાજું; વાજિત્ર;

**વાધણ,** સ્ત્રી૦ હેડકી; અટકેલા શ્વાસનું રહી રહીને બહાર નીકળવું તે

**વાધણી,** સ્ત્રી૦ વાધણ; હેડકી.

**વાધર,** ન૦ વાધરડી [વાધરી.

**વાધરડી.** સ્ત્રી૦ ચામડાની પટી;

**વાધરી,** સ્ત્રી૦ વાધરડી.

**વાધવું,** ક્રિ૦ અ૦ વધવું; આગળ ધપવું, કલ્યાણ થવું. (૨) બનવું.

**વાન,** અ૦ વાળું'ને અર્થે વપરાતો પ્રત્યય.:-ધનવાન.

**વાન,** ન૦ શરીર. દેહ; બાંધો. (૨) શરીરનો વર્ણ; રંગ (૩) સ્વરૂપ. (૪) ટાઢથી ફાટેલી ચામડી. ક્રિ૦ અ૦ વાન વળવું=શરીર ઘાટમાં આવવું; ભરાવું. કહે૦ સોળે સાન ને વિશે વાન.

**વાનગી,** સ્ત્રી૦ થોડી ને સારી નવાઇની ચીજ; નમૂનો; માસલો.

**વાનપ્રસ્થ,** પુ૦ [ સં. ] મનુષ્ય જીવનની એક અવસ્થા. ત્રીજો આશ્રમ; ( ધર્મ શાસ્ત્રોમાં ચાર આશ્રમ કહેલા છે-બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ. )

**વાનર,** પુ૦ [ સં. ] માણસના આકારનું પણ પુછડાવાળું એક પ્રાણી; મર્કટ; માંકડું; કપિ; વાંદરું ૨૦ પ્ર૦ વાનરચેષ્ટા=ચાંદવાં કરવાં તે.

**વાનરું,** વિ૦ જંગલી; રાની.

**વાની,** સ્ત્રી૦ જાત; પ્રકાર. (૨) કુમળી જુવારનો પોંખ. (૩) રાખ; છાર. (૪) ચિતાની રાખ; વાની. બાળની ચિતાની રાખને નદીમાં નાખી ટાઢી વાળવી

**વાનીર,** ન૦ [ સં. ] એક જાતનું પાણીમાં થતું ઘાસ; નેતર.

**વાનું,** ન૦ ચીજ; વસ્તુ; જણસ. (૨) વાત; બાબત. (૩) ઠપકાનાં વચન; વાકપ્રહાર (૪) વિનવવું તે; આજીજી. વિનંતિ. (૫) રીત; પ્રકાર; જાત.

**વાનો.** પુ૦ એક જાતનો સુગંધિદાર પદાર્થ. (ધુપેલ-પીઠી વગેરેમાં પડે છે.) ક્રિ૦ પ્ર૦ વાનો ઘાલવું=પીઠી ચોળવી. [ આકારી.

**વાન્તિ.** સ્ત્રી૦ [ સં. ] ઉલટી;

**વાપર**, પુ૦ વપરાવું તે; ખરચ થઇ જવું તે; ખપ; વપરાશ; ખરચ. ( ૨ ) ઉપયોગ. ( ૩ ) ભોગવટો.

**વાપરવું**, ક્રિ૦ સ૦ વાવરવું: ખરચવું; ખપમાં લેવું. ( ૨ ) ઉપયોગ કરવો; ભોગવવું. ( ૩ ) રોકવું.

**વાપી**, સ્ત્રી૦ [સં.] વાવ; વાવડી.

**વાફો**, પુ૦ [સં. बाष्प] બાફો; બીજે બાફ આપવાને બનાવેલી ખાતર ને માટીવાળી પોચી જમીન; ક્યારો.

**વા–અસ્તુ**, વિ૦ સગું, સંબંધી, સ્નેહી ને ઓળખીતું. [ભળિયું; બાકું.

**વા આફું**, ન૦ વા આવે એવું

**વામ**, સ્ત્રી૦ બે હાથ પહોળા કરી છાતી સાથે મપાતી જે લંબાઇ તે. (૨) વિ. [સં] સુંદર; મનોહર. (૩) ડાબું: ( ૪ ) ઉલટું; અવળું:–વામમાર્ગ. કુ૦ પ્ર૦ વામકૂક્ષિ કરવી=જમીને ડાબે પાસે સૂઇ રહેવું. [કદરૂં; નીચું.

**વામણું**, વિ૦ ઠીંગણું; ટુંકા

**વામતા**, સ્ત્રી૦ અધમતા; હલકાઇ, નીચપણું.

**વામન**, વિ૦ [ સં. ] ઠીંગણું: નીચું: ટુંકું. (૨) ના૦ વિષ્ણુનો પાંચમો અવતાર. વામનદ્વાદશી=ભાદરવા શુદ બારસનો દિવસ.

**વામમાર્ગી**, વિ૦ વામ–ઉલટા માર્ગવાળા સંપ્રદાયને માનનાર તે. (વેદમાર્ગથી ઉલટો માર્ગ–સંપ્રદાય છે તેને માનનાર.) ( ૨ ) દેવીભકત;

**વામવું**, ક્રિ૦ સ૦ બાર ઓજી કરવાને કાઢી નાખવું; કમી કરવું. (૨) ઉલટી કરવી.

**વામવું**, ક્રિ૦ ઓછું કરવું; ઘટાડવું. (૨) મટવું; શમીજવું.

**વામા**, સ્ત્રી૦ [સં.] સ્ત્રી૦ બાઇડી; નારી. (૨) લક્ષ્મી. (૩) સરસ્વતી.

**વામાંગ**, ન૦ [સં] ડાબું અંગ તે; શરીરની જે ડાબી બાજુ તે. (૨) સ્ત્રી; પત્ની.

**વામાદામા**, પુ૦ સંશયમાં વખત ગાળવો તે. (૨) આનાકાની; ગલ્લાંતલ્લાં. [ભજનાર.

**વામી**, વિ૦ વામમાર્ગી; દેવીને

**વામોરુ**, વિ૦ [સં] સુંદર સાથળ વાળી સ્ત્રી

**વાય**, પુ૦ વાયુ પવન. (૨) અ૦ હાય (૩) વાહવાહ કહે૦ આય તેની વાય=મળતરની વાહવાહ

**વાયક**, ન૦ [પ્રા.] વચન; વેણ; વાક્ય; બોલ; કહેણ.

**વાયજ**, સ્ત્રી૦ મૌલાઓ ઇસ્લામી ધર્મ સંબંધી જે ઉપદેશ દે છે તે; ઉપદેશ; ભાષણ.

**વાયડું**, વિ૦ વાયુ ઉત્પન્ન કરે એવું; બાદી કરે એવું (૨) મમતી; જિદ્દી. (૩) વહેમી; તરેહવાર સ્વભાવનું

**વાયણું**, ન૦ વરકન્યાને અને સીમંતિનીને હોંસનું જમણ આપવું તે; ખુશાલીનું જમણ

**વાયદાસર**, અ૦ નક્કી કરેલે વખતે મુદત પ્રમાણે; અવધિને દિવસે.

**વાયદો**, પું૦ [અ. વઅદ.] મુકરર કરેલો વખત; મુદત; અવધિ. ક્રિ૦ પ્ર૦ વાયદો બાંધવો=મુદત ઠરાવવી. કહે૦ આગસ્તના વાયદા=ખોટા વાયદા.

**વાયન**, ન૦ એક સુપડામાં ફળ, કંકુ અને કાંસકી મૂકી બ્રાહ્મણને દાન માં આપવું તે. [ ચોમાસું.

**વાયરૂં**, ન૦ ખરડિયું: કોરડું

**વાયરો**. પું૦ વાયુ: પવન. ક્રિ૦ પ્ર૦ વાયરે ચઢવું=ફરફેરાઇ જવું: વિચારના તરંગો ઉપર ઉડવું. (૨) ખૂબ ખીલવું.

**વાયલ**, વિ૦ વાતુલ; વિચારના હુલરામાં આવે તેમ કરનારૂં; તુરંગ આવે તેમ વર્તનારૂં: ચંચળ: વહેમી; તરંગી. (૨) ઝીણું મુલાયમ પોતનું વસ્ત્ર.

**વાયલી**, વિ૦ વાયલ: તરંગી: તરેહવાર.

**વાયવ્ય**, વિ૦ [ સં. ] પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેનો ખુણો.

**વાયસ**, પું૦ [સં.] કાગડો. વાય. સાન્ન=શ્રાદ્ધમાં કાગડાને નાખવાનું અન્ન. (૨) ઉડી જાય એવું એક ઝાડ- માંથી નિકળતું તેલ; ટરપેનટાઇન.

**વાયુ**, પું૦ [સં.] વા; પવન. (૨) બાદી: અપચો. વાયુચક્ર=પૃથ્વીની આસપાસ વિંટાયેલું વાયુનું પડ; વાતા- વરણ. વાયુચર=વાયુમાં ફરનારૂં પંખી.

**વાયુ**ં, ન૦ દીવો મૂકવાનું માં- ટીનું ફાનસ.

**વાર**, પું૦ ત્રણ ફુટની લંબાઇનું માપ; યાર્ડ.

**વાર**, પું૦ [ સં. ] સાત ગ્રહોનાં નામ ઉપરથી પાડેલાં સાત દિવસનાં નામ તે:-રવિ ઉપરથી રવિવાર, મંગળ ઉપરથી મંગળવાર, વગેરે; અઠવાડિ- યાના સાત દિવસમાંનો એક દિવસ તે. (૨) ન૦ વારિ; પાણી; જળ

**વાર**, સ્ત્રી૦ ઢીલ; ખોટી. (૨) સમય; વેળા. (૩) ખેપ; પાળી: ફેરો; આવૃત્તિ. (૪) મુજબ; પ્રમાણે. (૫) તરત; આ ઘડીએ જ. (૬) વહાર: કુમક; મદદ.

**વારણ**, ન૦ [સં.] વારવું તે; અટકાયત: રોકાણ: રોધ. (૨) હાથી; ગજ. [નંદન: મીઠડાં; ઓવારણાં.

**વારણાં**, ન૦ વહાલનાં અભિ-

**વારતા**, સ્ત્રી૦ વાર્તા; કથા; કહેણી.

**વારતેહેવાર**, પું૦ વ્રત ઉત્સવનો દિવસ; આનંદનો અવસર.

**વારવું**, ક્રિ૦ સ૦ અટકાવવું; મના કરવી; રોલાવવું.

**વારસ**, વિ૦ [ અ ] મરનારની પછી આવનાર; મિલકતનો હકદાર. (૨) પું૦ ઉત્તરાધિકારી; દાયાદ; ઔરસ અથવા દત્તક.

**વારસનામું**, ન૦ મરનારે પો- તાની મિલકત અમુકને મળે એવા હે- તુથી કરેલો લેખ તે; વસિયતનામું.

**વારસો**, પું૦ [ અ. ] મરનારની માલ મિલકત તેના વારસને મળી હોય તે; ગીરાસ: વતન: દાયભાગ. (૨)

માલમિલકત; ધન, પૈસો વગેરે તે. (૩) પરંપરાએ ઉતરી આવેલું તે.

**વારંટ**, ન૦ [ અં. ] ગુનેગારને એકદમ પકડી લાવવાનો તાકીદનો હુકમ.

**વારંવાર**, અ૦ વારેઘડીએ; ફરી ફરીને.

**વારાણસી**, [ સં. ] કાશી; બનારસ.

**વારાફરતી**, અ૦ જેમ વારો આવે તેમ; એક પછી એક; ક્રમ પ્રમાણે.

**વારાફેરા**, પુ૦ વારંવાર આવવું જવું તે; આંટા ખાવા તે.

**વારાંગના**, સ્ત્રી૦ [સં.] ગણિકા, વેશ્યા.

**વારિ**, ન૦ [ સં. ] જળ; પાણી.

**વારિજ**, ન૦ [ સં. ] પાણીમાં ઉત્પન્ન થયેલું તે; કમળ; પદ્મ; પોયણું.

**વારિજા**, સ્ત્રી૦ [ સં. ] પાણીમાંથી ઉત્પન્ન થયેલ-સમુદ્રપુત્રી; લક્ષ્મી; રમા; વિષ્ણુની પત્ની.

**વારિધિ**; પુ૦ [ સં. ] સમુદ્ર; સાગર; દરિયો.

**વારિનિધિ**, પુ૦, [ સં ] પાણીનો ભંડાર; સમુદ્ર; સાગર; દરિયો.

**વારી**, સ્ત્રી૦ વારો; પાળી. (૨) શેરડીનો રસ ઉકાળવાનું બળતણ.

**વારી**, અ૦ વિભાગ પાડેલું હોય તેમ; વિગત જુદી પાડી હોય તેવું:—જાતવારી.

**વારીજવું** ક્રિ૦ અ૦ ફીદા ફીદા થઇ જવું; ખુશ ખુશ થઇ જવું. (૨) મોહી પડવું; ઓવારણાં લેવાં (૩) વારી જાઉં; બલા લઉં એવા અર્થમાં.

**વારુણી**, સ્ત્રી૦ [સં.] વરુણ સંબંધીની-પશ્ચિમ દિશા. (૨) મદિરા.

**વારુ**, વિ૦ સારું; મજેનું; સુંદર. (૨) અ૦ ઠીક; સારું; હા; અસ્તુ. (૩) ભલે; વાહ; ઓહો.

**વારેઘડીએ**. અ૦ વારંવાર; ઘડીએ ઘડીએ.

**વારેદાર**, વિ૦ વારાવાળું; જેનો વારો હોય તે. (૨) કર ઉઘરાવનાર. (૩) ક્રમાનુસાર કામ ઉપર ચઢનાર. (૪) અનુક્રમે જેનો જેનો હક હોય તે.

**વારેવારે**, અ૦ વારંવાર; ઘડીએ ઘડીએ; રહી રહીને. હંમેશ.

**વારો**, પુ૦ કામ કરવાને ઠરાવેલો ક્રમ; પાળી. (૨) વેપારીઓએ પાળવાની રજાઓમાં એકાદ જણે દુકાન ખુલ્લી રાખવાને ગોઠવેલો અનુક્રમ તે; પાળી; વારી. (૩) દાવ; અનુક્રમ તે; પાળી; વારી; લાગ (૪) ખેપ; ફેરો. (૫) અંત્યેષ્ટિ. કહે૦ સો વારા સાસુના તો એક વારો વહુનો.

**વાર્તા**, સ્ત્રી૦ [ સં. ] વાત; કથા; કહાણી; ગાથા. (૨) સમાચાર; ખબર. (૩) બનાવ. (૪) હકીકત; વૃત્તાંત.

**વાર્તિક**, ન૦ [ સં. ] સૂત્રાદિ ઉપરની લંબાણ ખુલાસાવાર સમજાતી; વિવેચનવાળી ટીકા. (૨) બાતમીદાર; ચાર.

**વાર્ષિક,** વિ૦ [સં.] વરસે વરસે આવતું; વર્ષ સંબંધી. ( ૨ ) વરસ દિવસનું.

**વાર્ષ્ણેય,** પુ૦ [સં.] વૃષ્ણીવંશ નો પુરુષ; શ્રીકૃષ્ણ.

**વાલ,** પુ૦ એક જાતનું કઠોળ; ઝાલર; ઓળિયા. ( ૨ ) ત્રણ રતિભાર જેટલું વજન તે. ( ૩ ) વહાલ; પ્યાર; પ્રેમ.

**વાલપાપડી,** સ્ત્રી૦ વાલની શીંગ.

**વાલશ,** સ્ત્રી૦ આગના પાકના ખૂંપરા બાળવામા આવ્યા હોય એવી જમીન.

**વાલમ,** વિ૦ વહાલો; વલ્લભ; પ્રિયજન. ( ૨ ) બ્રાહ્મણની એક નાત.

**વાલિયા,** પુ૦ ઝોળી બાંધવાની દોરી; ઉારણાંની દોરા. (૨) તાજવાંની દોરીઓ-સાટા. ( ૩ ) નેતરાં.

**વાલી,** વિ૦ [આ ] રક્ષક; પાલક; મુરબ્બી; વડીલપણાનો જેને હક હોય તે; શરણ આપનાર; હિમાયતી. ( ૨ ) સ્વામી; ધણી; માલીક. ( ૨ ) વહાલી; વલ્લભા પ્રિયા.

**વાલીઘોડો,** પુ૦ મજબુત બાંધાનો ને સારી જાતનો-આધાન માટે ખાસ રાખેલો ઘોડો.

**વાલુકા,** સ્ત્રી૦ [સં.] રેતી. વાલુકાયંત્ર=રેતી ગરાવી વખત માપવાની શીશી.

**વાલું,** [ સં. ] વહાલું; વલ્લભ; પ્રિય; પ્યારું. ( ૨ ) હેત ઉપજે એવું. ( ૩ ) મનને પસંદ પડતું; મનગમતું. ( ૪ ) માનીતું.

**વાલેસરી,** વિ૦ વહાલ રાખનારું. (૨) હિતસ્વી, શુભચિંતક. (૩) આપ્ત.

**વાલોળ,** સ્ત્રી૦ જાડા વાલની પાપડી.   [ થાય છે તે વેલો.

**વાલોળિયો,** પુ૦ જેને વાલોળ

**વાવ,** સ્ત્રી૦ [સં. વાપિકા.] ઢાળ પડતાં પગથિયાં વાળો લંબાણ કુવો.

**વાવટો,** પુ૦ધ્વજ; પતાકા; નેજો. વાવટા કાઠી=ધજાનો દંડ; ઝંડો. ક્રિ૦ પ્ર૦ વાવટો ચડાવવો=જય ચિહ્ન રોપવું. ( ૨ ) જાહેર કરવું.

**વાવડ,** પુ૦ સમાચાર; ખબર. ( ૨ ) ભાળ; પત્તો.   [ વાવ.

**વાવડી,** સ્ત્રી૦ વાપિકા; નાની

**વાવડીંગ,** ન૦ એક જાતની ઓસડમાં વપરાતી વનસ્પતિ ને તેનાં મરી જેવાં બિયાં.

**વાવણિયો,** પુ૦ ખેતરમાં અનાજ ઓરવાનું ઓજાર; ફડકો; ચાઓગ; તરફેણ.   [ ઓરણી; ઓરવું તે.

**વાવણી,** સ્ત્રી૦ વાવવું તે;

**વાવર,** પુ૦ પ્રસાર; કોઇએક રોગનો ઉપાડ. ( ૨ ) વપરાશ. ખપ; ઉપયોગ.

**વાવરવું,** ક્રિ૦ સ૦ ખરચવું; ઉડાડી દેવું.

**વાવલાં,** ન૦ વલખાં; ફાંફાં. (૨) જસવાયાને ખેડી ખાવા આપેલી જમીના પસાયતું. [આંખમાં પડેલું ઝીણું કૂતરું.

**વાવલું,** ન૦ પસાયતું. ( ૨ )

વાવવું, ક્રિ૦ સ૦ બિયાંને જમીનમાં નાખવાં; રોપવું. (૨) ઉત્પન્ન થાય, ફળે, કે ઉગીનીકળે એમ કરવું.

વાવંટોળ, ન૦ વંટોળિયો ચક્રવાત; વાનું તોફાન.

વાવા, વિ૦ સારું; મજેનું; સરસ; સુંદર. (૨) અ૦ વાહવાહ.

વાવાઝોડું ન૦ પવનનું મોટું તોફાન; વાવંટોળ.

વાવાદળ. ન૦ જોરથી પવન ચાલવો અને વાદળ ચડી આવવાં તે. (૨) જોરથી પવન ફુંકાવો ને સાથે સાથે વરસાદ પડવો તે. (૩) સંકટ; મોટી આફત.

વાવું, ક્રિ૦ અ૦ વહેવું; પવન ફુંકાવો. (૨) શરીરને હવા લાગવી. (૩) વાગવું; બજવું; અવાજ નિકળવો. (૪) ખેંચાવું; તણાવું. (૫) વિયાવું. પ્રસવ થવો.

વાવું, ક્રિ૦ સ૦ સમજાવવું; પટાવવું; છેતરવું. (૨) ફોસલાવવું; ઠગવું. (૩) વગાડવું; બજાવવું.

વાવેતર, ન૦ વાવવું તે. (૨) વાવેલું તે; કરસણ. (૩) જેમાં વાવેલું હોય તે જમીન (૪) પાક.

વાસ, પુ૦ સ્ત્રી૦ [ સં. ] ગંધ; પરિમળ; બો. (૨) વસ્ત્ર.

વાસ, પુ૦ [સં.] વસવું તે; રહેવું તે; રહેઠાણ. (૨) વસ્તી; (૩) મહોલ્લો; પોળ, વાડો (૪) ઘર; મકાન. સ્થાન. (૫) આશ્રમ; મુકામ. (૬) ઘરખટલો. ક્રિ૦ પ્ર૦ વાસ પુરવો=રહેવા જવું.

વાસકસજ્જા, સ્ત્રી૦ અષ્ટ નાયિકાઓમાંની એક નાયિકા; રૈયા તૈયાર કરી પ્રીતમની વાટ જોયા કરતી હોય એવી નાયિકા.

વાસકુંડ, પુ૦ [ સં. ] બંડી; કબજો; બદન. (૨) ચોળી; પોલકું.

વાસણ, ન૦ ઠામ; ભાંડ; પાત્ર; ભાજન. વાસણકુસણ=વાસણ વગેરે.

વાસના, સ્ત્રી૦ [ સં. ] ઇચ્છા; ભાવના; મન. (૨) ગંધ; પરિમળ.

વાસર, પુ૦ [ સં. ] દિવસ; દહાડો; વાર; દિન.

વાસરમણિ, પુ૦ [સં.] સૂર્ય; રવિ; આદિત્ય.

વાસરવું, ક્રિ૦ અ૦ પાદવું.

વાસવ, પુ૦ [ સં. ] ઇંદ્ર.

વાસવું, ક્રિ૦ સ૦ બંધકરવું; ઢાંકવું; અડકાવવું. (૨) વગાડવું; બજાવવું. (૩) ક્રિ૦ અ૦ વાસવાળું થવું; ફોરી રહેવું.

વાસંતી, સ્ત્રી૦ [ સં. ] વસંત ઋતુમાં ફાલનારી એક ફુલવેલ. (૨) વિ૦ વસંત ઋતુ સંબંધી.

વાસિત. વિ૦ [સં.] વાસવાળું; પરિમલ યુક્ત, ફોરીરહેલું. સુગંધીદાર.

વાસી. વિ૦ રહેનાર; વાસ કરનારું. (૨) જુનું; પડી રહેલું; નહિ તાજું. (૩) કરમાયેલું; ચીમળાયેલું; (૪) બગડી ગયેલું; વાસમારતું.

વાસીદું, ન૦ ઢોરનું છાણ. (૨) કચરો; પુંજો; ઝાડુ. [મોટો નાગ.

વાસુકિ, પુ૦ નાગનો રાજા;

વાસુદેવ, પુ૦ વસુદેવનો પુત્ર; કૃષ્ણ. [વાસો રહેનારો.

વાસુપિયો, પુ૦ ખેતરમાં રાત-

વાસેલ, વિ૦ વાસી રાખેલું ખેતર; સાંખું; કાજળી; કાનવી; પડતર રાખેલું.

વાસો, પુ૦ વાસ કરવો તે, રાત રહેવું તે. (૨) વાસર; દિવસ. (સારા નક્ષત્રની ગણતરીમાં 'વાસો' કહેવાય છે—પાંચ વાસા થયા.)

વાસ્તવ, વિ૦ [ સં. ] બરોબર; યોગ્ય; ઉચિત. (૨)સાચું; ખરું; વાજબી

વાસ્તવિક, વિ૦ જેવું જોઇએ તેવું; ખરેખરું; વાજબી; યોગ્ય.

વાસ્તવ્ય, વિ૦ [ સં. ] વસવાને યોગ્ય એવું. (૨) વાસ કરનાર; રહેવાસી.

વાસ્તુ, ન૦ [ સં. ] નવા ઘરમાં રહેવા જવું તે.

વાસ્તુપૂજન, ન૦ નવા ઘરમાં રહેવા જતા પહેલાં કરવામાં આવતી હોમાદિક ક્રિયા.

વાસ્તુવિદ્યા, સ્રી૦ શિલ્પ શાસ્ત્ર; મકાન બાંધવા સંબંધી વિદ્યા.

વાસ્તુશાંતિ, સ્રી૦ વાસ્તુપૂજન.

વાસ્તે, અ૦ કાજે; માટે; અર્થે; સારુ; લીધે.

વાહ, અ૦ વાહ; શાબાશ; ધન્ય. (૨) શરમ ભરેલું છે એમ; (૩) અરે! હા! ૨૦ પ્ર૦ વાહવાહ=બહું સારું, ધન્ય ધન્ય; શાબાશીનો ઉદ્ગાર (૨) ઠીક; સાધારણ;

વાહક, વિ૦ વહી જનાર; ઉંચકીને લઇ જનાર. (૨) હાંકનાર; ચલાવી જનાર.

વાહન, ન૦ જેની ઉપર બેસી દૂર જવાય તે:—ઘોડો, બળદ, ઉંટ, હાથી વગેરે પ્રાણીઓ અને રથ વગેરે ગાડાં ગાડીઓ તથા હોળી પાલખીઓ તે.

વાહવું, વાવું; છેતરવું; ઠગવું.

વાહિની, વિ૦ વહેનારી; વહીજનારી. રક્તવાહિની=લોહીને વહેનારી નાડી. (૨) નદી; (૩) સેના.

વાહી, વિ૦ વહેવું તે; વહેનારું. (૨) વાહિની. [ જંગલી; ગાંડું.

વાહીઆત, સ્રી૦ (આ.) મૂર્ખ;

વાળ, પુ૦ બાલ; સુવાળા; કેશ.

વાળણ, ન૦ ઉતાર; વાળવું તે. (૨) વાળી કાઢેલો કચરો.

વાળવું, ક્રિ૦ સ૦ વાંકું કરવું; નમાવવું; મરડવું. (૨) ગોળાકારે બનાવવું; વીંટો કરવો. (૩) હલ્લી કરવી; ગોઠવવું; સંકેલવું. (૪) શાળ પડે તેમ કરવું; બીડવું. (૫) ગોળગાંઠ બાંધવી:-અંબોડો વાળવો. (૬) પાછું ફેરવવું; બીજી દિશા તરફ ફંટાવવું. (૭) રડવું. છેડો વાળવો-મોં ઢાંકીને રડવું. (૮) શ્રાદ્ધ કરવું. વરસી વાળવી=વાર્ષિક શ્રાદ્ધ કરવું. (૯) અ-

સર ન કરે એમ કરવું; ઉતારવું. (૧૦) તુચકો કરવો; માથે ઉતારવું.:-દાણા વાળવા. (૧૧) ગોળો કરવો.:-લાડુ વાળવો. (૧૨) ખીચડો કરવો. (૧૩) ઉંધું ખણવું; બગાડી નાખવું. (૧૪) જોરવાળું કરવું. (૧૫) સુધારવું; ઠરાવવું; મરોડદાર કરવું.:-અક્ષર વાળવા. (૧૬) ઉભરો શમાવવો; દિલાસો દેવો. (૧૭) પાછું આપવું; ભરપાઇ કરવું. (૧૮) જવાબ દેવો. (૧૯) બદલો લેવો. (૨૦) કચરો કાઢવો; સાફ કરવું; ઝાડુ દેવું. (૨૧) વિખરાએલા કેશને હોળીને ઠીકઠાક કરવા. ક્રિ. પ્ર. હાથ વાળવા=કુટવું. પગ વાળવા=થાક ખાવો. મન વાળવું=સંતોષ પકડવો. જીભ વાળવી=અઘરા ઉચ્ચાર કરતાં શીખવું. કમર વાળવી=મહેનત ઉઠાવવી. વાળી આપવું=માગતા પેટે માલ જમે આપવો. વાળી લેવું=અદલો વસુલ કરી લઇને આપવું. (૨) વગર સહાયે ઉંચકી લેવું.

**વાળંદ**, પુ૰ હજામ; નાપિક.

**વાળાકુંચી**, સ્ત્રી૰ જાડા બરસટ વાળની સોનીની પીછી; જાડા વાળનો આપણિયો.

**વાળાગરણું**, વિ૰ શેળભેળવાળું; મિશ્ર. (૨) બાદલું; તકલાદી.

**વાળિયો**, પુ૰ અનાજ ઉપણતાં રહેલો કચરો; ઉપણો.

**વાળી**, સ્ત્રી૰ નથ; વેસર; નાસાભૂષણ.

**વાળુ**, સ્ત્રી૰ રેતી.

**વાળુ**, ન૰ રાતનું ભોજન; વિયાળુ.

**વાળું**, અ૰ (પ્રત્યય) યુક્ત; સહવર્તમાન.:-ગુણવાળું.

**વાળો**, પુ૰ ધાતુ વગેરેનો તાર; તાંતણો. (૨) વનસ્પતિનો તાર જેવો રેસો. (૩) એક જાતની વનસ્પતિનાં લાંબા તાર જેવાં સુગંધીદાર મૂળિયાં. (૪) એક જાતનું સુગંધીદાર ઘાસ ને તેની સળીઓ. (૫) પાણી મારફત શરીરમાં ગયેલો તંતુ જેવો એક જીવડો કે જે અંદર ગયા પછી શરીરનાં એકાદ ભાગને સુજાડી નારું પાડી ધીરે ધીરે બહાર નિકળે છે.

**વાંક**, પુ૰ વાળેલાપણું; વક્રતા; વાંકાપણું; વાંકાશ. (૨) રાંટ; વળ; મરડાટ; તેડાઇ.

**વાંક**, પુ૰ સ્ત્રીઓને કોણી ઉપર પહેરવાનું એક જાળીદાર ઘરેણું; વાંકડુ

**વાંક**, પુ૰ ગુનો; અપરાધ; દોષ; તકસીર. (૨) ખોટ-ડ; ભૂલ. (૩) રાંટ; મરડાટ. વાંક કાઢવો=ભૂલ કાઢવી. (૪) દૂષણ.

**વાંકડવું**, વિ૰ વાંકું; વળેલું એવું. (૨) ખોટું લાગવું તે; વિરૂદ્ધ લાગવું તે.

**વાંકડવેલું**, વિ૰ વેલા જેવું-વાંકું; ગુંથણીના વાકડા આંટાઓવાળી વીંટી.

**વાંકડી**, વિ૰ સેવરધની; સારી જાતની સોપારી.(૨)ફકકડ;સરસ.(સ્ત્રી.)

**વાંકડું**, ન૦ સ્ત્રીઓએ કોણી ઉપર પહેરવાનું એક ઘરેણું; વાંક; પોંચાવાંક. (૨) હાથની વચલી આંગળીએ પહેરવાનું એક ઘરેણું; વેઢ, ઘોડો.

**વાંકડો**, પુ૦ વરને આપવાની રોકડ પૈઠણ, પહેરામણી; વરને આપવા ઠરાવેલી રોકડ રકમ.

**વાંકસાથીઓ**, પુ૦ મોટો સાથીઓ; સાથિયાની એક તરેહ. (૨) મંડળ; રેખાચિત્ર.

**વાંકાઇ**, સ્ત્રી૦ વાંકાપણું; વાંકાશ. (૨) છેલાઇ ટેડાઇ. (૩) આડાશ; વિ-વિરુદ્ધ આગ્રહ; હઠીલાઇ.

**વાંકાબોલું**, વિ૦ બોલીને ફરી જનારૂં; આડાબોલું. (૨) જુઠું; અપ્રમાણિક. (૩) નિંદક; ભુંડું બોલનારૂં. [ (૨) આડાઇ (૩) વિરુદ્ધતા.

**વાંકાશ**. સ્ત્રી૦ વાંકાઇ; વક્રતા.

**વાંકું**, વિ૦ વળેલું; વાંકવાળું; (૨) ઉલટું; અવળું, વિરુદ્ધ. (૩) જુઠું; ખોટું. (૪) બાંકું; છેલ; ટેડું; ફાંકડું. (૫) વિચિત્ર વલણનું. (૬) કુટિલ. ક્રિ૦ પ્ર૦ વાંકું ચાલવું=વિરુદ્ધ વર્તવું; અનીતિએ ચાલવું. વાંકી નજરે જોવું =છાનામાના જોવું. વાંકુ પડવું=નાખુશ થવું (૨) ઉંધું પડવું. વાંકું બોલવું= બોલીને ફરી જવું; નામુકર જવું. રૂ૦ પ્ર૦ વાંકો દહાડો=કમબખ્તીનો સમય. વાંકી નજર=કટાક્ષ; ઇતરાજી.

**વાંકુંચુંકું**, વિ૦ આડું તેડું; સહેજસાજ વાંકું. (૨) અયોગ્ય લાગે એવું. (૩) ગાળા ગાળનું; વધારે પડતું.

**વાંકુંટૈડ**, વિ૦ બહુજ વાંકું થઇ ગયેલું હોય એવું; વળીગયેલું

**વાંકુંવસમું**, વિ૦ આડુંતેડું; અયોગ્ય અને આકરૂં; કઠણ.

**વાંકુંવરણાગિયું**, વિ૦ ટેડાઇ ને ટાપટીપવાળું; અકકડપણે વર્તનારૂં; મરોડમાં રહેનારૂં.

**વાંગલાં**, ન૦ વલખાં; ફાંફાં.

**વાંઘું**, ન૦ જમીન ખોદાઇ જઇને પડેલો લાંબો અને ઉંડો ખાડો; કોતર.

**વાંઘો**, પુ૦ [સં. वर्ग] વર્ગ; પંક્તિ. (૨) જાત; તરેહ.

**વાંચન**, ન૦ [સં. वाचन] વાંચવું તે; ઉકેલવાની ઢબછબ તે; પઠન; (૨) ચિહ્નનો અર્થ સમજવો તે. (૩) કહેવું તે. (૪) અભ્યાસ; જ્ઞાન; માહિતી. [ક્રમાનુસારી ચોપડીઓ

**વાંચનમાળા**, સ્ત્રી૦ વાંચવાની

**વાંચનાલય**, ન૦ [સં. वाचन आलय] વાચનશાળા; ગ્રંથાલય; પુસ્તકશાળા; લાયબ્રેરી. (૨) અભ્યાસગૃહ.

**વાંચવું**, [સં. वाच्] અક્ષરે લખેલી ભાષા સમજાય તેમ ઉકેલવી. લખેલું જોઇને સમજવું અને બોલવું; મોટેથી ઉકેલવું. (૨) અભ્યાસ કરવો; જ્ઞાન મેળવવું; સમજવું; જાણવું; ભણવું. (૩) કહેવું; ભાખવું. (૪) ઇચ્છવું; ચિંતવું. [ભાવના; કામના.

**વાંછના**, સ્ત્રી૦ [સં.] ઇચ્છા;

**વાંછા**, સ્ત્રી૦ [સં.] વાંછના.

**વાંછિત**, વિ૦ [ સં. ] ઇચ્છેલું; ધારેલું; અભિલષિત.

**વાંઝ**, સ્ત્રી૦ અફળદ્રુપતા; પ્રજોત્પત્તિ નહિ થવાપણું તે.

**વાંઝણી**, વિ૦ [ સં. वन्ध्या ] જેને પ્રજા ન થતી હોય એવી માદા-સ્ત્રી તે.

**વાંઝણું**, વિ૦ પોતાની જાતિ વધારવાને-પ્રજોત્પત્તિ કરવાને અશક્ત. (૨) ન ફળે-ફુટે એવું તે.

**વાંઝિયાઆરૂં**, વિ૦ વાંઝિયાનું; બીનવારસી. ( ૨ ) વાંઝણું ઘર-કુટુંબ તે. (૩) નિર્વંશ જતો રાખી આપનારૂં એકનું એક બહુજ મોઘું છોકરૂં.

**વાંઝિયું**, વિ૦ જેને છોકરાં ન થયા હોય એવું; પ્રજોત્પાદનની શક્તિ રહિત; અફળ રહે એવું; જેમાંથી નફો થાય નહિ એવું.

**વાંટ**, સ્ત્રી૦ વહેંચણી; ભાગ પાડવા તે. (૨) ભાગ; હિસ્સો; ફાળો. (૩) નૈવેદ્યની પ્રસાદી. [ભાગ પાડવા.

**વાંટવું**, ક્રિ૦ સ૦ વહેંચવું;

**વાંટો**, પુ૦ ભાગ; હિસ્સો. (૨) ગરાસમાં મળેલી જમીનનો ભાગ; રાજસેવાના બદલામાં મળેલી બીન-કરવાળી જમીન.

**વાંઢો**, પુ૦ કુંવારો; વગર પરણેલો પુરૂષ (૨) વિધુર; રંડાયેલો. (૩) કુટુંબ વગરનો માણસ. વાંઢી= વગર પરણેલી સ્ત્રી.

**વાંતરવું**, ક્રિ૦ સ૦ વિખેરી. વ ઘેરી નાખવું; અગાડી નાખવું. (૨) વેતરવું. કાપવું. (૩) કરડવું.

**વાંતરી**, સ્ત્રી૦ ઉન અને કાગળ વગેરેને કરડી ખાનારાં એક જાતનાં જીવડાં

**વાંતિ**, સ્ત્રી [સં. ] ઉલટી.

**વાંદર**, પુ૦ [ સં. वानर. ] માણસને મળતી આકૃતિનું એક વન. ચર પ્રાણી; વાનર; કપિ; મર્કટ. વાંદર ચેષ્ટા=અટકચાળાં. વાંદર વેડા=વાંદ-રાની માફક ચાળા કરવા તે.

**વાંદરી**, સ્ત્રી૦ વાંદરની માદા; મોજલી.(૨ )ખેડોળ ને ચિબાવલી સ્ત્રી

**વાંદરૂં**, ન૦ વાંદર; મર્કટ; કપિ વાનર. કહે૦ વાંદરને નિસરણી આપવી=મૂર્ખને ઉશ્કેરણી આપવી.

**વાંદરો** પુ૦ નર વાનર; કપિ ( ૨ ) કળ; ચાંપ; ઘોડો ( ૩ ) તાળાને ખીલો; ઉલાળો. ( ૪ ) સળગાવતા આમતેમ કુદે ને ઘુમરી ખાય એવી આતસબાજી.

**વાંદો**, પુ૦ ભેજવાળી જગોમાં થતો રાતી પાંખવાળો જીવડો; ઝલ વંદો. ( ૨ ) એક ઝાડમાં બીજી જાતનો છોડ ઉગે તે

**વાંધર**, વિ૦ વૃષણ વિકારવાળો બળદ; જેના વૃષણ વધી ગયેલા હોય એવો આખલો.

**વાંધો**, પુ૦ હરકત; અડચણ. ( ૨ ) બાધ; મત ભેદ. ( ૩ ) વિરોધ;

તકરાર. (૪) શક; વહેમ. (૫) દોષ; ભૂલ; ખોડ.

**વાંકુળ**, વિ૦ વાંયલ; જેમ તેમ વિવેક વગર વધારે બોલે એવું; અસ્થિર સ્વભાવનું. (૨) ફોગટ; અમથું. (૩) માલ વગરનું.

**વાંકુળાઇ**, સ્ત્રી૦ મનની અસ્થિરતા; વાયેલપણું. (૨) ઉડાઉપણું.

**વાંસ**, પુ૦ [ સં. વંશ. ] ઉભા સોટા જેવી પેરેપેરે પાન ને ગાંઠવાળી એક વનસ્પતિ; વંશ; કીચક; વેણુ. (૨) લાંબો ગાંઠદાર સોટો; વળો. (૩) ૭-૮ હાથ જેટલું પરિમાણ-માપ તે. (૪) છેડે લાકડાનું ફૂલ જડેલો દહીં ભાંગવાનો વાંસઃ—વલોણાનો વાંસ. રૂ૦ પ્ર૦ વાંસ ફરેલા=ઘરમાં કંઇ નહિ હોવું.

**વાંસકપૂર**, ન૦ વાંસમાંથી નીકળતો કપૂર જેવો ધોળો પદાર્થ; વંશલોચન.

**વાંસડો**, પુ૦ વાંસ; લાંબો સોટો.

**વાંસફોડો**, પુ૦ વાંસને ફાડનારો; વાંસને ચીરી તેનાં કાંબડાં કરનારો. (૨) વાંસની ટોપલીઓ વગેરે બનાવનારો.

**વાંસલડી**, સ્ત્રી૦ ફુંકવાથી વાગે એવી વાંસની ભુંગળી; વાંસળી; પાવો; વેણુ; બંસી.

**વાંસલો**, પુ૦ લાકડા છોલવાનું [સુતારનું ઓજાર.

**વાંસળી**, સ્ત્રી૦ વેણું; બંસી; પાવો. (૨) હારે એક એક રૂપિયો રહે એવી મજબુત કપડાની લાંબી કોથળી.

**વાંસી**, સ્ત્રી૦ એક છેડે દાતરડા જેવું ફણું બેસાડેલો વાંધ; એક ઓજાર.

**વાંસે**, અ૦ પાછળ; પૂઠે.

**વાંસો**, પુ૦ બરડો; પીઠ. રૂ૦ પ્ર૦ વાંસો ભારે થવો=માર ખાવાનાં લક્ષણ થવાં. [ વાડો.

**વાંસોડ**, ન૦ વાંસનું વન; વાંસ-

**વિ**, અ૦ [ સં. ] જુદાઇ, અભાવ, ફેરફાર, વિવિધતા, વિરોધ, પ્રતિકૂળતા, ચલન, ફેલાવો અને પુષ્કળપણું વગેરે બતાવનારો ઉપસર્ગ:—વિયોગ, વિધવા, વિકાર, વિસ્મરણ વગેરે.

**વિઆવું**; ક્રિ૦ અ૦ બચ્ચાંને જન્મ આપવો; જણવું.

**વિકટ**, [ સં. ] અઘરું; મુશ્કેલ. (૨) કઠણ; જબરું. (૩) ભયંકર; (૪) અણઘડ. [લાગે એવું; બિયામણું.

**વિકરાળ**, વિ૦ [ સં. ] બીક

**વિકલ્પ**, પુ૦ [ સં. ] અપવાદ; તફાવત. (૨) અનિશ્ચય; ઢચુપચુ. (૩) બેમાંથી ગમે તે એક ચાલી શકે એવું તે. (૪) કલ્પનામય વિચાર; તર્કવિતર્ક.

**વિકસવું**, ક્રિ૦ અ૦ [ સં. ] ઉઘડવું; ફૂલવું. (૨) પહોળું થવું.

**વિકળ**, વિ૦ [ સં. ] આતુર; આકળું; બહાવરું.

**વિકળતા**, સ્ત્રી૦ વિકળપણું; આતુરતા; અકળામણ.

**વિકળા**, સ્ત્રી૦ કળાનો સાઠમો ભાગ; ક્ષણથી પણ થોડો વખત.

**વિકાર**, પુ૦ [ સં. ] અસલ સ્થિતિમાં થતો જે ફેરફાર તે: બગાડ. (૨) રોગ; લાગણી. (૩) વિપરીતતા; વિપર્યય.

**વિકારી**, વિ૦ વિકારવાળું; બગડીગયેલું. (૨) વિકાર ઉત્પન્ન કરે એવું; રોગી; અપથ્ય. (૩) ખરાબ ભાવનાવાળું; કુત્સિત.

**વિકાસ**, પુ૦ [ સં. ] ખીલવું તે; ઉઘડવું–ફૂલવું તે; ઉદ્ઘાટન; (૨) ખુલ્લું થવું તે; ફેલાવ; પ્રસવ આવિષ્કાર. (૩) તેજોમયતા; ચળકો.

**વિકાસવાદ**, પુ૦ વનસ્પતિ અને પ્રાણિઓ વગેરે દેશ, કાળ અને પારસ્થિતિને લઇને વધતાં અને ખીલતાં જાય છે એવો મત; ઉત્ક્રાન્તિવાદ. (યુરોપમાં ડાર્વિન નામના વિદ્વાને ગયા સૈકામાં આ મત પ્રતિપાદન કર્યો ત્યાર પછી ઘણાં શાસ્ત્રોને તે લગાડવામાં આવ્યો છે.)

**વિકાસ**, પુ૦ [સં.] ઉઘડવું તે; ફૂલવું–ખીલવું તે. (૨) તેજ; પ્રકાશ. (૩) હરખ; આનંદ.

**વિકાસવું**, ક્રિ૦ અ૦ ખીલવું; ફૂલવું; ઉઘડવું. (૨) ક્રિ૦ સ૦ ઉઘાડવું; પહોળું કરવું; ફાડવું.

**વિકાસી**, વિ૦ ફૂલનારું; ખીલનારું. (૨) ખુલતું; પહોળું. (૩) આનંદ આપે એવું.

**વિકીર્ણ**, વિ૦ [ સં. ] વેરાયલું; ફેલાયલું, વિખરાયેલું. (૨) ઉડાડેલું; ફેંદાયેલું.

**વિકૃત**, વિ૦ [સં] બગડી ગયેલું; ખરાબ; બેડોળ; તરેહવાર. (૨) વિકાર પામેલું.

**વિકૃતિ**, સ્રી૦ [ સં. ] વિકાર; વિક્રિયા; બગાડો.

**વિકૃષ્ટ**, વિ૦ [ સં. ] ખેંચેલું; તાણેલું; વાળી નાખેલું. (૨) ઘસડેલું.

**વિક્રમ**, પુ૦ [ સં. ] પરાક્રમ; પુરુષાર્થ; શૌર્ય. (૨) પરાક્રમવાળું; સૌભાગ્ય; જાહોજલાલી. (૨) પગલું; કદમ. (૩) ઉજ્જનનો પરાક્રમી પરોપકારી મોટો રાજા. વિક્રમ સંવત= વિક્રમ રાજાએ ચલાવેલો સંવત્સર.

**વિક્રય**, પુ૦ [ સં. ] વેચાણ: મૂલ્ય લઇને આપવું તે. (૨) નફરો.

**વિક્રાંત**, વિ૦ [ સં. ] પરાક્રમી; બહાદુર. (૨) આક્રમણ કરી ગયેલું. (૩) ઉશ્કેરાયલું.

**વિક્રિયા**, સ્રી૦ [ સં. ] વિકાર: વિકૃતિ. (૨) બગડવું તે.

**વિક્ષેપ**, પુ૦ [ સં. ] આંતરો; ખતરો; આડ; અડચણ; હરકત; અટકાવ. (૨) વ્યવધાન. (૩) વાર; વિલંબ. [વિષ;વખ.

**વિખ**, ન૦ [ સં. વિષ. ] ઝેર:

**વિખડું**, ન૦ વિખ.

**વિખરવું**, ક્રિ. અ૦ [સં. વિષ્કિર] વેરાવું; છુટું છુટું પડવું; ખરવું.

**વિખરાવું**, ક્રિ૦ અ૦ વેરાવું; ફેલાવું; પથરાવું. (૨) આમ તેમ છુટું છુટું થઇ જવું.

**વિખવાદ**, પુ૰ કજિયો; તકરાર; વેરઝેર. [ સ્ત્રી. (૨) વિષકન્યા.

**વિખિયા**, સ્ત્રી૰ ઝેરીલી કુલટા

**વિખે**, અ૰ વિષે; માં. (૨) વિષે; સંબંધે; અર્થે.

**વિખેરવું**, ક્રિ૰ સ૰ છૂટું પાડવું; વિખેરી નાખવું.

**વિખ્યાત**, વિ૰ [ સં. ] નામાંકિત; પ્રખ્યાત; નામીચું.

**વિખ્યાતિ**, સ્ત્રી૰ [સં.] નામાંકિતપણું; પ્રખ્યાતિ; પ્રસિદ્ધ. (૨) યશ; કીર્તિ; આબરૂ.

**વિગત**, સ્ત્રી૰ સારી રીતે જાણેલું એવું તે; બીના; હકીકત; તપસીલ. (૨) માહિતી. જાણ.

**વિગતવાર**, અ૰ સઘળી હકીકત સાથે; તપસીલવાર; ખુલાસાઓ સાથે.

**વિગેરે**, અ૰ વિગેરે; આદિ લઇને એમ.

**વિગ્રહ**, પુ૰ [ સં. ] તકરાર; ઝગડો. લડાઇ; વઢવાડ. (૨) શરીર; દેહ. (૩) વ્યાકરણમાં-સમાસના શબ્દો જુદા પાડવા તે (૫) અંશ; ભાગ; ટુકડો. (૬) આકાર, સ્વરૂપ.

**વિગ્રહવાન**, વિ૰ શરીર-દેહધારી પ્રાણી.

**વિઘરવું**, ક્રિ૰ અ૰ વેરાઇ જવું; જુદું પડી જવું; છૂટી જવું. (૨) તાપથી ઓગળીજવું.

**વિઘરાણું**, ક્રિ૰ અ૰ વિઘરવું; વેરાઇ જવું. (૨) ઓગળી જવું.

**વિઘરો**, પુ૰ કજિયો; ઝગડો; ટંટો. (૨) કુસંપ.

**વિઘાત**, પુ૰ [સં.] મારવું તે; ઘા કરવો તે; ઘાત; સંહાર. (૨) હાર; નાશ.

**વિઘાતક**, વિ૰ તોડી પાડનાર; નાશ કરનાર. (૨) પાયમાંથી કરે એવું; ઉચ્છેદક.

**વિઘ્ન**, ન૰ [સં.] વાંધો; હરકત; અડચણ; નડતર; આડખીલી; પ્રત્યવાય. (૨) સંકટ; વિપત્તિ; દુઃખ. (૩) મુશ્કેલી; વિડંબના.

**વિઘ્નહર**, વિ૰ વિઘ્નને હરનાર; ગણપતિ.

**વિઘ્નિત**, વિ૰ વાંધામાં આવી પડેલું. (૨) કોઇ કારણે અટકેલું.

**વિચક્ષણ**, વિ૰ [ સં. ] તરત સમજી જાય એવું. (૨) ચાલાક. (૩) ભણેલું; શાણું. (૪) નહિ ગાંજ્યું જાય એવું; કાબેલ.

**વિચરવું**, ક્રિ૰ અ૰ [સં. विचर] જવું; ચાલવું; બહાર જવું; નિકળવું.

**વિચાર**, પુ૰ [ સં. ] ઇંદ્રિયો મારફત જણાયેલી બાબત ઉપર મનમાં ચાલતો જે વ્યાપાર તે; ચિંતન; મનન. (૨) અભિપ્રાય; મત; નિશ્ચય; ઠરાવ. (૩) ઉદ્દેશ; હેતુ. આશય. (૪) વિવેક; સભ્યતા. મર્યાદા. (૫) કલ્પના; તર્ક; મનસુબો. (૬) ચિંતા; ફિકર; કાળજી. (૭) ધ્યાન; લક્ષ. (૮) પશ્ચાત્તાપ.

વિચારક, વિ૦ વિચાર કરનાર.

વિચારણા, સ્ત્રી૦ વિચાર કરવો તે. (૨) પરીક્ષા; તપાસ.

વિચારવું, ક્રિ૦ સ૦ વિચાર કરવો; મનમાં વ્યાપાર ચલાવવો; સાર અસાર સમજવો.

વિચારિત, વિ૦ વિચારેલું; ચિંતેલું. (૨) મનથી નક્કી કરેલું.

વિચારી, વિ૦ વિચારશીલ; વિચારવાળું. (૨) ડાહ્યું; શાણું.

વિચિ, સ્ત્રી૦ તરંગ; લહેર; મોજું. [ ચાલાક.

વિચિક્ષણ, વિ૦ વિચક્ષણ; ચતુર;

વિચિત્ર, વિ૦ [સં.] વિવિધતાવાળું; ભાત ભાતનું; તરેહવાર. (૨) અજાયબ જેવું; અદ્ભુત, નવલ. (૩) ઘાટ વગરનું. (૪) ચંચળ મનનું.

વિચિત્રતા, સ્ત્રી૦ વિચિત્રપણું; તરેહવારપણું. [ બેભાન.

વિચેતન, વિ૦ [સ] ચેતનારહિત;

વિચેષ્ટ, વિ૦ નિશ્ચેષ્ટ; બેભાન; સંજ્ઞારહિત.

વિચેષ્ટા, સ્ત્રી૦ [ સં. ] ચેષ્ટા; મશ્કરી. (૨) અડપલું. (૩) વિક્રિયા; જડતા. [પડેલું; ફાટી તુટી ગયેલું.

વિચ્છિન્ન, વિ૦ [ સં. ] જુદું

વિચ્છેદ, પુ૦ [સં.] છેદ; કાપ; ા. (૨) કાપીને જુદું પાડવું તે. (૩) જુદાઇ; વિજોગ.

વિછળવું, ક્રિ૦ સ૦ પાણીએ પંખાળવું; પાણી નાખીને ધોવું. (૨) ઉછાળવું; ચમકવું. (૩) છેતરવું; ઠગવું. (૪) ઝાપટી નાખવું; ખંખેરવું.

વિછુઆ, (વિછુવા), પુ૦ સ્ત્રીઓને પગને અંગુઠે પહેરવાનું ઘરેણું; વીંછીના આકારનાં ફૂલ.

વિછોહ, પુ૦ જુદું પાડવું તે; અળગું રાખવું તે; વિજોગ; જુદાઇ.

વિજણવાર, પુ૦ વીંજણાનો પવન. વિરણવાળા=એક જાતના ઘાસનાં સુગંધિદાર મૂળિયાંના વાળા તે.

વીજણો, પુ૦ [ સં. વ્યજન ] પંખો; હવામાં હલાવ્યાથી વાની લહરીઓ આવે એવી બનાવટ.

વિજન, વિ૦ [ સં. ] જ્યાં મનુષ્યનો સંચાર ન હોય એવું; ઉજ્જડ. (૨) એકાંત; જ્યાં કોઇ હોય નહિ એવું; વેરાન.

વિજય, પુ૦ [સં.] જીત; ફતેહ; જય. (૨) એ નામનો વિષ્ણુનો પોળિયો.

વિજયા, સ્ત્રી૦ [ સં. ] દુર્ગાપાર્વતીની સખી. (૨) ભાગ.

વિજયાદશમી, સ્ત્રી૦ આસો શુદિ દશમનો તહેવાર,દશરા. (મુસાફરો અને યતિઓ વગેરે જેઓ ચોમાસું એક ઠેકાણે અટકી રહ્યા હોય તેમને પ્રયાણ કરવાનો દિવસ.)

વિજયાનંદ, પુ૦ [ સં. ] જીત થયાની ખુશાલી.

વિજયી, વિ૦ [ સં. ] જીતેલ; ફતેહ મેળવેલી હોય એવું; ફતેહમંદ; જયવંત; યશસ્વી.

**વીજળી**, સ્ત્રી૦ [ સં. વિદ્યુત. ] વાદળાં એક બીજા સાથે અથડાવાથી આકાશમાં તેજનો જે ભભુકો થતો દેખાય છે તે; વીજ; વિદ્યુત. (૨) એક તેજોમય શક્તિ;ઇલેક્ટ્રીસિટી; રાસાયનિક સંયોગથી અથવા ઘર્ષણથી ઉત્પન્ન થતી એક શક્તિ.

**વિજાતિ**, સ્ત્રી૦ પર નાત-જાત તે.

**વિજાતીય**, વિ૦ [ સં. ] બીજી નાત જાતનું. [ તોડ.

**વિજાપરો**, પુ૦ છુટકો; નિકાલ;

**વિજારી**, સ્ત્રી૦ જારીને છુપાવવાની કળા-ચંચળાઇ તે.

**વિજોગ**, પુ૦ [ સં. વિયોગ. ] જુદાઇ; વિરહ; અળગું-વિખુટું -દૂર રહેવું તે. (૨) નહિ મુલાકાત હોવી તે; અતડા રહેવાપણું તે; નહિ સંસર્ગ -સોબત તે.

**વિજોગણ**, સ્ત્રી૦ પતિથી દૂર પડેલી સ્ત્રી; વિજોગી; વિરહિણી.

**વિજોગી**, વિ૦ વિયોગી; વિરહી; સ્વજનથી વિખુટું; દૂર પડેલું; વિજોગ વાળું.

**વિજ્ઞપ્તિ**, સ્ત્રી૦ [સં.] વિનંતિ; અરજ; આજીજી; વિજ્ઞાપના.

**વિજ્ઞાત**, વિ૦ [સં.] સારી રીતે જાણેલું; વિદિત.

**વિજ્ઞાન**, ન૦ [ સં. ] સવિશેષ જે જ્ઞાન તે; ઉંડું અને સ્વચ્છમતિનું જ્ઞાન તે; તત્વજ્ઞાન. (૨) શાસ્ત્રીય જ્ઞાન; વિષયના અંગેઅંગનું અનુભવમાં આવેલું જ્ઞાન; તત્ત્વ અને વસ્તુસ્થિતિને લગતું પૂર્ણ જ્ઞાન.

**વિજ્ઞાનમયકોશ**, પુ૦ [ સં. ] શરીરમાં કલ્પેલા પાંચ કોશમાંનો તે કોશ કે જે જ્ઞાનને હૃદયમાં ઉતારે છે; ગ્રહણ કરેલા જ્ઞાનનો વિવેક કરી તેને ધારણ કરવાની શક્તિ તે.

**વિજ્ઞાનિક**, વિ૦ વિજ્ઞાનનું; વિજ્ઞાન સંબંધી; શાસ્ત્રીય.

**વિજ્ઞાની**, વિ૦ વિજ્ઞાન જાણનાર; ઉંડા તત્ત્વનો વિચારક; શાસ્ત્રી; જ્ઞાની.

**વિજ્ઞાપના**, સ્ત્રી૦ [ સં. ] બહુ વિવેકથી વિનવવું તે; વિજ્ઞપ્તિ.

**વિટ**, પુ૦ [ સં. ] શઠ; ધૂર્ત; ઠગ. (૨) ભડવો. (૩) મળ; વિષ્ઠા.

**વિટપ**, સ્ત્રી૦ [સં.] ડાળી; પલ્લવ; શાખા. (૨) વૃક્ષ; ઝાડ. [ઝાડ.

**વિટપી**, ન૦ [સં.] શાખાવાળું;

**વિટલ**, વિ૦ ન ટળે એવું; અવિચળ; દૃઢ. (૨) મૂર્ખ; અણસમજુ.

**વિટંગા**, સ્ત્રી૦ કુલટા.

**વિટંબણા**, સ્ત્રી૦ [સં. વિડંબન] પીડા; દુઃખ; સંકટ. (૨) મુશ્કેલી; હરકત; નડતર. (૩) માથાફોડ; પંચાતી; તકરાર.

**વીટો**, પુ૦ વીંટલો; ગોળ ઘડી. (૨) આંટી; ગુંછળી. [ તાર; કૃષ્ણ;

**વિઠ્ઠલ**, પુ૦ [સં.] વિષ્ણુનો અવ-

**વિડંબન**, ન૦ [ સં. ] પીડા; સંકટ; આપદા. (૨) મુશ્કેલી; અડચણ. (૩) પંચાતી; ગુંચવણ, વિટંબન

**વિડારવું**, ક્રિ૦ સ૦ [સં. વિ+દાર્] ચીરવું; ફાડવું. (૨) મારી નાખવું. (૩) શમાવવું; ઓછું કરવું.

**વિણ**, અ૦ વિના; વગર; સિવાય.

**વિણવું**, ક્રિ૦ સ૦ અનાજમાંથી કાંકરા વગેરે કાઢી નાખવાં. (૨) સારું જોઈને ઉપાડી લેવું. (૩) ઘણામાંથી પસંદ કરી લેવું. (૪) એકઠું કરી લેવું. (૫) ચુંટી લેવું; તોડવું; વેડવું; ઉતારવું.

**વિણાપુંદા**, પું૦ ચલોપાત; વ્યાકુળતા; અકળામણ; ગભરામણ; ઉત્તાપ; ચિંતા; બેચેની; વ્યગ્રતા.

**વિણામણ**, ન૦ અનાજ વગેરેમાંનું કસ્તર. (૨) ખોડખાંપણ; દોષ; (૩) વીણવાનું મહેનતાણું તે.

**વિણામણી**, સ્ત્રી૦ વિણામણ.

**વિતથ**, વિ૦ ખોટું; અસત્ય.

**વિતનુ**, પું૦ [સં.] અનંગ; કામ; સ્મર. (૨) વિ૦ ઘણું ઝીણું. (૩) સુંદર. (૪) નાજુક.

**વિતર્ક** પું૦ [સં] ઉડતા વિચાર; તરેહવાર તર્ક. (૨) કલ્પના; તરંગ. (૩) ભ્રાન્તિ; અંદેશો. (૪) અટકળ; ધારણા. [તમાનું બીજું પાતાલ.

**વિતલ**, ન૦ [સં.] સાત પાતા-

**વિતંડ**, ન૦ પાખંડ; ફેલ

**વિતંડા**, પું૦ ખોટો વાદ; બકવાદ.

**વિતાડવું**, ક્રિ૦ સ૦ દુઃખ દેવું; પજવવું; હેરાન કરવું.

**વિતાન**, ન૦ [સં.] ચંદરવો; છત.

**વિત્ત**, ન૦ [સં.] સત્વ; બળ; હીર; કૌવત. (૨) ધન; દોલત; પૈસોટકો. (૩) માલ મિલકત; (૪) સાર; કસ. (૫) રસ; પાણી; હીર. (૬) છત.

**વિદગ્ધ**, વિ૦ [સં.] બળેલું; દાઝેલું. (૨) ચતુર; હોશિયાર; કાબેલ; મુસદ્દી. (૩) ધૂર્ત; પહોંચેલું (૪) આવડવાળું.

**વિદગ્ધતા**, સ્ત્રી૦ હોશિયારી; ચતુરાઇ. (૨) આવડત; કારીગરી; વૈદગ્ધ્ય

**વિદગ્ધા**, વિ૦ ચતુર-કાબેલ સ્ત્રી. (૨) કાવ્યશાસ્ત્ર પ્રમાણે ચતુર નાયિકા.

**વિદલ**, વિ૦ બે ભાગે વહેંચાયેલું-

**વિદાય**, વિ૦ વળાવેલું; મોકલેલું વદાય

**વિદાયગીરી**, સ્ત્રી૦ મોકલવું-વળાવવું તે. (૨) રજા આપવી તે (૩) વળાવતા ભેટ-આશિષ આપવી તે .

**વિદારક**, વિ [સં.] વિદારનાર; ફાડનાર; ચીરનાર. (૨) ટાળનાર; મટાડનાર; ભાગનાર

**વિદારણ**, ન૦ [સં.] વિદારવું-ફાડવું તે. (૨) વિ૦ ટાળનાર; તોડનાર; મટાડનાર; ભાગનાર.

**વિદારવું**, ક્રિ૦ સ૦ ફાડવું; ચીરવું. (૨) મટાડવું; ટાળવું. (૩) નાશકરવું.

**વિદિત**, વિ૦ [સં.] માહિત; જાણેલું; જણાવેલું. [પ્રાચીન નગર.

**વિદિશા**, સ્ત્રી૦ મધ્ય દેશનું એક

વિદુર, વિ૦ [સં.] ડાહ્યું; શાણું; બહુશ્રુત. (૨) કંગાલ; ગરીબ; દીન. (૩) પાંડવોના કાકા. વિદુરવેડા= કંગાલિયત બતાવ્યા કરવી તે.

વિદૂષક, પુ૰ [ સં. ] બહુરૂપી; ગમ્મતી માણસ; હાજરજવાબી માણસ. (૨) મશ્કરો; રંગલો; હાસ્ય ઉપજાવે એવું બોલનાર રમુજી પાત્ર.

વિદૂષકપણું, ન૰ વિદૂષકનું કામ; મશ્કરાનું કામ. (૨) વિદૂષકવેડા; બે મિત્ર કે દંપતી વચ્ચે ગમ્મતી તકરાર થાય એમ કરવાપણું.

વિદેશ, પુ૰ [ સં. ] પોતાનો જન્મદેશ નહિ તે; પરદેશ.

વિદેશી, વિ૦ બીજા દેશનું; પરદેશી.

વિદેહી, વિ૦ [સં.] શરીરને ઉ-ગતી માયા જેને ન હોય એવું; દેહને વળગેલા સંસારનો તેમજ દેહનો અહં-કાર તજ્યો હોય એવું; જીવનમુક્ત. (૨) મૃત; મરી ગયેલું.

વિદ્ધ, વિ૦ [ સં. ] વિંધાયેલું; વેહ પરેલો હોય એવું. (૨) વપરાયેલું. (૩) અનુભવી; જેણે દુઃખ સહન કર્યું હોય એવું.

વિદ્યમાન, વિ૦ જીવતું; હયાત. (૨) નજર સામે હોય એવું; હાજર; સમક્ષ; પ્રત્યક્ષ.

વિદ્યા, સ્ત્રી૦ [ સં. ] સારી રીતે જાણવાનું જે તે. (૨) ઊંડું જ્ઞાન અને જ્ઞાન લેવા જેવું ભણતર તે. (૩) સુશિક્ષા; કેળવણી. (૪) આવડત. ઇલમ; હુનર; કળા. (૫) બરમાંના દેરા. ચાર વિદ્યા=આન્વિક્ષિકી, ત્રયી, વાર્તા ને દંડનીતિ પાંચમી આત્મવિદ્યા. ચૌદવિદ્યા=૧ ઋગ્, ૨ યજુસ્, ૩ સામ, ૪ અથર્વ (ચારવેદ), ૫ શિક્ષા, ૬ કલ્પ, ૭ વ્યાકરણ, ૮ નિરુક્ત, ૯ છંદ, ૧૦ જ્યોતિષ (૭ અંગ) ૧૧ ધર્મશાસ્ત્ર, ૧૨ મીમાંસા, ૧૩ તર્ક અથવા ન્યાય ને ૧૪ પુરાણ. અવિદ્યા= અજ્ઞાન; માયા; મેલી વિદ્યા=મંતરતં-તર સંબંધી જ્ઞાન.

વિદ્યાગુરુ, પુ૰ વિદ્યા ભણાવ-નારો; આચાર્ય; શિક્ષક; મહેતાજી.

વિદ્યાધર, પુ૦ કૈલાસ પર્વત ઉપર રહેતા અર્ધ દેવલોકની એક જાતિ. વિદ્યાધરી=વિદ્યાધરની સ્ત્રી.

વિદ્યાભ્યાસ, પુ૰ જ્ઞાનને માટે બોધ-શિક્ષા લેવી તે; ભણવું તે.

વિદ્યાલય, ન૰ [ સં ] શાળા; પાઠશાળા; જ્યાં વિદ્યાભ્યાસ કરાવ-વવામાં આવતો હોય તે સ્થાન.

વિદ્યાર્થી, પુ૰ ભણનાર; નિશા-ળિયો; શિષ્ય. [પાઠશાળા નિશાળ

વિદ્યાશાળા, સ્ત્રી૦ વિદ્યાલય;

વિદ્યુત, સ્ત્રી૦ [ સં. ] વીજળી; વાદળાં એક બીજા સાથે અથ-ડાવાથી ઉત્પન્ન થતો અગ્નિ; ઘર્ષણા-ગ્નિનો ભભુકો; ચપળા.

વિદ્રાવણ, ન૦ [ સં. ] ગળીને પાણી થયેલું હોય તે; અમુક દ્રવ્ય

જેમા ગાળેલું હોય તે પાણી-પ્રવાહી (૨) ઓગળવું તે, પ્રવાહી કરવું તે

**વિદ્રુમ**, ન૦ [ સં ] પ્રવાલ, પરવાળુ (૨) પરવાળાનું ઝાડ, એક રત્ન વિશેષ (૩) કિસલય; કુપળ

**વિદ્વજ્જન**, ન૦ [ સ ] વિદ્વાન માણુસ, પંડિત.

**વિદ્વત્તા**, સ્ત્રી૦ [ સં ] વિદ્વાનપણું; પંડિતાઇ. (૨) જ્ઞાન

**વિદ્વાન**, વિ૦ [ સ. ] વિદ્યા ભણેલું. જ્ઞાની, પંડિત વિબુધ

**વિદ્વેષ**, પુ૦ [ સ ] ઝેર, ખાર, અદેખાઇ, ઇર્ષ્યા.

**વિધવા**, સ્ત્રી૦ [ સં ] જેનો પતિ મરી ગયો હોય તે સ્ત્રી રાંડીરાંડ

**વિધવિધ**, વિ૦જુદી જુદી જાતનું, બહુ પ્રકારનું.

**વિધાતા**, પુ૦ [ સં ] બ્રહ્મદેવ, બ્રહ્મા પ્રજાપતિ (૨) ભા ગ્યદેવતા દૈવ.

**વિધાત્રી**, સ્ત્રી૦ ભાગ્ય નિર્માણ કરનાર દેવતા કર્મ દેવતા, દૈવ

**વિધાન**, ન૦ [ સ ] વિધિ, ...ત, પ્રકાર (૨) સેવા, ઉપાસના (૩) ઉપાય, ઉપચાર (૪) ક્રિયા, ...સ્કાર. (૫) વળગાડવું તે

**વિધિ**, પુ૦ [ સ ] બ્રહ્મદેવ પ્રજા...તિ. (૨) ભાગ્ય દેવતા. (૩) ...ાર, રીતિ પદ્ધતિ (૪) આજ્ઞા, ...દેશ શાસ્ત્રપ્રમાણ (૨) સસ્કાર

**વિધિનિષેધ**, પુ૦ આમ કરવુ અને આમ ન કરવુ, એવી શાસ્ત્રની જે આજ્ઞા તે

**વિધિયુક્ત**, વિ૦ [સ.] શાસ્ત્રમા બતાવેલી પદ્ધતિ અનુસાર.

**વિધિવત**, અ૦ વિધિ પ્રમાણે, શાસ્ત્રમા કહેલી રીતે

**વિધુ** પુ૦ [ સ ] ચંદ્ર ચદ્રમા; શશી વિધુવદની=ચંદ્રમુખી

**વિધુર**, વિ૦વોગી (૨) ર ડાયેલો.

**વિધુરૂં**, વિ૦ વિયોગી (૩) ગભરાયેલું.

**વિધુત**, વિ૦ [ સં ] ફેંકી દીધેલું, ખ ખેરેલું (૨) કંપિત

**વિધૃત** વિ૦ [ સં ] ધરી રાખેલુ, ઉપાડેલું

**વિધેય**, વિ૦ [ સ ] કરવાજોગ. (૨) આધીન તાબાનું (૩) આજ્ઞાધારક.

**વિધ્યર્થ**, અ૦ [ સ. ] ઇચ્છા, સ ભાળ વગેરેનો, ક્રિયાકાળદર્શક અર્થ

**વિધ્વંસ** પુ૦ [ સ ] નાશ, પાયમાલી, ખરાબી. (૨) પ્રતિકુળતા. વિધ્વંસીં=નાશ કરતાર.

**વિનતા**, સ્ત્રી૦ [સ ] ગરુડ અને અરુણની માતા

**વિનતિ** સ્ત્રી૦ [ સં. ] વિન તિ.

**વિનય**, પુ૦ [ સ ] નમ્રતા દેખાડવી તે, વિવેક સભ્યતા, સજ્જનાઇ.

**વિનવવુ**, ક્રિ૦ અ૦ વિન તિ કરવી (૨) કરગરવું, કાલાવાલા કરવા

**વિનષ્ટ**, વિ૦ [ સં. ] બગાડી નાંખેલું; નાશ કરેલું–ખરાબખસ્ત; ફનાફાનિયા.

**વિનંતિ**, સ્ત્રી૦ વિનતિ; વિન. યથી કહેવું તે; અરજ; કાલાવાલા; આજીજી.

**વિના**, અ૦ વના; વગર; સિવાય.

**વિનાયક**, પુ૦ [ સં ] ગણપતિ; ગણેશ; ગજાનન.

**વિનાશ**, પુ૦ [સં. નાશ; પાયમાલી થવી તે. ( ૨ ) તદ્દન પાયમાલી. કહે૦ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

**વિનાશક**, વિ૦ નાશકારક; વિધ્વંસક. [ ભંગુર.

**વિનાશી**, વિ૦ નાશ પામે એવું;

**વિનિપાત**, પુ૦ [ સં. ] પતન; પડવું તે; અવનતિ; પરાજય; પાત.

**વિનિમય**, પુ૦ [ સં. ] અદલો-બદલો; સાટું; મોંબદલો. (૨) મૂકવું તે; નિક્ષેપ.

**વિનિયોગ**, પુ૦[સં.] સ્વકર્મનો ઉત્સર્ગ કરવો તે, ત્યાગ. બીજી બાબત સાથે યોજના કરવી તે; જોડી દેવું તે; નિમણુંક; યોજના; સાધન.

**વિનીત**, વિ૦ [ સં. ] નમ્ર; સૌમ્ય; વિનય સંપન્ન. વિવેકી. મર્યાદ શીલ; સભ્ય. સુશિક્ષિત, સુધરેલું. (૩) પાળેલું.

**વિને**, પુ૦વિનય; સલુકાઇ; વનો.

**વિનોદ**, પુ૦ [ સં. ] આનંદમાં રહેવું તે; મોજ; ગમ્મત. ( ૨ ) રમુજ; મઝા; ( ૩ ) ઠઠ્ઠામશ્કરી; મજાક.

**વિનોદી**, વિ૦ આનંદી; ગમતી; રમુજી. ( ૨ ) ઠઠ્ઠા મશ્કરી કરી વખત ગાળે એવું; લહેરી.

**વિન્યાસ**, પુ૦ [ સં. ] મૂકવું તે. વ્યવસ્થા પૂર્વક ગોઠવવું તે. ( ૨ ) સ્થાપના.

**વિપક્ષ**, પુ૦ [ સં. ] સામોપક્ષ; વિરોધી લોક; સામાવાળિયા. ( ૨ ) શત્રુ; દુશ્મન.

**વિપત**, સ્ત્રી૦ [ સં. ] દુઃખ પીડા. (૨) આફત; મુશ્કેલી; વિડંબના.

**વિપત્તિ**, સ્ત્રી૦ [ સં. ] વિપદ્; પીડા ( ૨ ) મુશ્કેલી; વિટંબણા.

**વિપથ**, પુ૦ [.સં] અવળો માર્ગ- આડો રસ્તો.

**વિપરીત**, વિ૦ [ સં ] ઉલટું; અવળુ; વિરુદ્ધ; ઉંધું. ( ૨ ) સામુ; પ્રતિકૂલ.

**વિપરીતતા**, સ્ત્રી૦ ઉલટાપણું; વિપર્યય. ( ૨ ) પ્રતિકૂલતા

**વિપર્યય**, પુ૦ [ સં. ] પલટો; વ્યત્યય; વિપરીતતા ( ૨ ) ફેરફાર. ( ૩ ) અડચણ.

**વિપર્યાસ**, પુ૦ [સં.] વિપર્યય. ( ૨ ) શત્રુતા, વિરુદ્ધતા. (૩) ફેરફાર; વક્રિયા [ પળનો સાઠમો ભાગ.

**વિપળ**, સ્ત્રી૦ [ સં. વિપલ. ]

વિપાક, પુ૦ [સં.] સારી રીતે પાકી જવું તે; પરિપકવતા; પર્યંત. (૨) છેવટ; પરિણામ. (૩) રુચિ; લહેજત; સ્વાદ.

વિપાશા, સ્ત્રી૦ પંજાબમાંની એક નદી; બિયાનદીનું પૌરાણિક નામ.

વિપિન, ન૦ [સં.] વન; અરણ્ય.

વિપુલ, વિ૦ [સં.] મોટું; વિશાળ, વિસ્તીર્ણ. (૨) પુષ્કળ; ખૂબ. (૩) ઊંડું.

વિપુલતા, સ્ત્રી૦ મોટાપણું; વિસ્તીર્ણતા. (૨) પુષ્કળપણું.

વિપ્ર પુ૦ [સં.] બ્રાહ્મણ; ઋષિ.

વિપ્રયુક્ત વિ૦ પ્રિયજનથી છુટું હોય તે; વિરહી, વિજોગી

વિપ્રયોગ, પુ૦ [સં.] પ્રિયજનનો સહવાસ નહિ તે, જુદાઇ; વિજોગ. (૨) જુદાપણું; ફાટફુટ. [વિરહી

વિપ્રયોગી, વિ૦ [સં.] વિયોગી;

વિપ્રલબ્ધ, વિ૦ [સં.] ઠગાયેલું; વંચિત (૨) નિરાશ, નાસીપાસ થઇ ગયેલું. [વિયોગ સંબંધી

વિપ્રલંભ, પુ૦ [સં] વિપ્રયોગ-

વિપ્રિય, વિ૦ [સં] અપ્રિય; અણખામણું.

વિપ્લવ, પુ૦ પૂરમાં બોળાઇ નાશ પામવું તે, જળપ્રલય (૨) પ્રજામાં બખેડો થઇ રહેવો તે; ઉથલપાથલ; અંધાધુંધી. (૩) અરિષ્ટ; પાયમાલી.

વિફરવું, ક્રિ૦ અ૦ મિજાજ ખોવો; ઉશ્કેરાવું; ફાટવું; બહેકવું; વકરવું.

વિફળ, વિ૦ [સં. विफल.] નિષ્ફળ; નકામું; ખાલી; મિથ્યા.

વિબુધ, પુ૦ [સં.] પંડિત; જ્ઞાની. (૨) દેવ; સુર.

વિભક્ત, વિ૦ [સં.] સમુદાયથી જુદું પરેલું; અળગું થયેલું. (૨) વહેંચાઇ ગયેલું.

વિભક્તિ સ્ત્રી૦ [સં.] વ્યાકરણના કારક પ્રત્યયો; નામનો ક્રિયા સાથેનો સંબંધ દેખાડનારા પ્રત્યયો.

વિભવ પુ૦ [સં.] ઐશ્વર્ય; સાહેબી; વૈભવ; જાહોજલાલી; આબાદી.

વિભા, સ્ત્રી૦ [સં] પ્રભા; પ્રકાશ. (૨) શોભા. (૩) કિરણ.

વિભાકર, પુ૦ [સં.] સૂર્ય; રવિ.

વિભાગ, પુ૦ [સં.] ભાગ; હિસ્સો, વાંટો [વહેંચી શકાય એવું.

વિભાજ્ય વિ૦ [સં.] ભાગી-

વિભાવ, પુ૦ [સં] રસ ઉત્પન્ન કરે એવો ભાવ તે. ઉશ્કેરનારું કારણ તે; વસ્ત્ર, શૃંગાર, વગેરેથી જે ભાવનાનો પ્રાદુર્ભાવ થાય તે. (૨) પ્રેમ; માયા.

વિભાવના, સ્ત્રી૦ [સં.] એક અર્થાલંકાર. (૨) ધારણા; કલ્પના. (૩) પદાર્થના ગુણવિષે વિચાર તે.

વિભાવરી, સ્ત્રી૦ [સં.] રાત્રિ.

વિભાવું, ક્રિ૦ અ૦ શોભવું; પ્રકાશવું. [એ બોલી.

વિભાષા, સ્ત્રી૦ [સં.] વિકલ્પ.

**વિભિન્ન**, વિ૦ [ સં. ] જુદું: છૂટું પડેલું; અલગ; (૨) છેદાયલું.

**વિભિન્નતા**, સ્ત્રી૦ જુદાપણું.

**વિભીષિકા**, [ સં. ] ભય; બીક. (૨) ખોટો વહેમ.

**વિભુ**, વિ૦ [સં.] સર્વવ્યાપક; નિત્ય. (૨) પુ૦ પરમેશ્વર.

**વિભૂતિ**, સ્ત્રી૦ [ સં. ] સંપત્તિ; ઐશ્વર્ય. (૨) આબાદી; કલ્યાણ; શ્રેય. (૩) મસાણી (૪) યજ્ઞની ભસ્મ;

**વિભૂષણ**, ન૦ [ સં. ] શણગાર; અલંકાર; ઘરેણું. (૨) શ્રી; શોભા.

**વિભૂષિત**, વિ૦ [સં.] અલંકૃત; શણગારેલું.

**વિભેદ**, પુ૦ [સં.] જુદાઇ; આંતરો; ભેદ. (૨) છેદ; ક્ષત. (૩) વિરોધ; વેર; અંટસ

**વિભ્રમ**, પુ૦ [સં.] ચિત્તની અનવસ્થા. વહેમ; શક; ભ્રાન્તિ; ( ૨ ) સ્ત્રીઓનો એક ભાવ; મનની મોજ;ચેલછા.

**વિભ્રાન્ત** [ સં. ] ગુંચવાયેલું; બેશુદ્ધ; નિઃસંજ્ઞ. [ ઇર્ષ્યારહિત.

**વિમત્સર**, વિ૦ મત્સરરહિત;

**વિમર્ષ**, પુ૦ [સં.] મનમાં વિચાર્યા કરવું તે; વિવાદ; આલોચન; મતન કરવું તે. (૨) નહિ સહન થવાપણું;ચીડ; નાખુશી. [ચોકખું; સ્વચ્છ.

**વિમળ**, વિ૦ [સં.] મળરહિત;

**વિમળતા**, સ્ત્રી૦ સ્વચ્છતા.

**વિમાચીઠી**. સ્ત્રી૦ એક, ઠેકાણાનો માલ બીજે ઠેકાણે સહીસલામત પહોંચે તે માટે કરાવેલી વીમાની ચીઠી તે.

**વિમાન**, [ સં ] આકાશમાં ઉડે એવું વાહન; આકાશયાન; બલૂન.

**વિમાની**, વિ૦ વિમાન ચલાવનાર. (૨) વિમાન ચલાવવાની કળાને જાણનાર. [ વાનો ધંધો કરનારો.

**વિમાવાળો**, પુ૦ વિમો ઉતાર-

**વિમાસણ**, સ્ત્રી૦ પાછળથી થતી ચિંતા કે વિચાર તે;પશ્ચાત્તાપ; પસ્તાવો.

**વિમાસવું**, ક્રિ૦ સ૦ પશ્ચાત્તાપ કરવો; પસ્તાવું; પાછળથી ચિંતા કરવી.

**વિમુક્ત**, વિ૦ [ સં. ] છૂટું: મોકળું; સ્વતંત્ર. (૨) ત્યક્ત; તજેલું.

**વિમુખ**. વિ૦ [સં.] મોં ફેરવી બેઠેલું; વિરુદ્ધ. ( ૨ ) અળગું; જુદું. (૩) દૂર રહેલું; પ્રતિકૂળ.

**વિમુખતા**, સ્ત્રી૦ અવળાઇ; જુદાઇ; વિરુદ્ધતા.

**વિમુગ્ધ**, વિ૦ [સં.] બહેબાકળું; ગભરાયેલું; ભ્રાન્ત, ( ૨ ) ઘેલું; મોહ પામેલું. [ઓછી અક્કલનું. મૂર્ખ.

**વિમૂઢ**, વિ૦ [સં.] અણસમજુ;

**વિમો**, પુ૦ હકસાઇ લઇ જીંદગી અને માલની નુકસાનીનું જોખમ માથે લેવું તે. [ વ્યોમ; નભ.

**વિયત**, ન૦ [ સં. ] આકાશ;

**વિયા**, સ્ત્રી૦ પગ ફાટવા તે; વાઢ.

**વિયાણ**, વિ૦ વિયાતી:-વરસ વિયાણ. (૨) ના૦ વિયાવું તે;

**વિયાવું**, ક્રિ૦ અ૦ બચ્ચાને જન્મ આપવો; પ્રસવવું; જણવું.

વિયાણું, જુ. વાણું.
વિયોગ, પુ૦ [સં.] પ્રિયજનની જુદાઇ; વહાલામાંથી વેગળા હોવું તે.
વિયોગિની, સ્ત્રી૦ વિરહિણી; વિજોગણ.
વિયોગી, વિ૦ પ્રિયજનથી દૂર પડેલું; અલગ રહેલું; વિખૂટું; વિરહી.
વિરકત, વિ૦ [સં.] જેણે માયા મોહ તજી દીધાં હોય એવું; સંસારની આસકિતરહિત; નિઃસ્પૃહ; બેદરકાર; ત્યાગી.[ઉપર નહિ ભાવ હોવો તે.
વિરકિત, સ્ત્રી૦ ત્યાગ; સંસાર
વિરચિત, વિ૦ [સં.] રચેલું; બનાવેલું. (૨) સરજેલું. [લેવો તે.
વિરતિ, સ્ત્રી૦ [સં.] આરામ
વિરમવું, ક્રિ૦ અ૦ અટકવું; થોભવું; જંપવું; નિરાંતે બેસવું; આરામ લેવો.
વિરલ, વિ૦ [સં.] આછું; ઝાંખું. (૨) દુર્લભ; કવચિત બનતું હોય એવું.(૩) કોમળ.[ઓછપ.(૨)દુર્લભતા.
વિરલતા, સ્ત્રી૦ આછાપણું;
વરલું, વિ૦ કવચિત બની આવતું હોય એવું; અસાધારણ.
વિરવણ, ન૦ વિરણવાળો; એ નામના સુગંધિદાર ઘાસનાં મૂળ.
વિરસ, વિ૦ [સં.] રસ વગરનું; બેસ્વાદ.
વિરહ, પુ૦ વિજોગ; જુદાઇ. (૨) પ્રિયજનના સહવાસ વગર થતી લાગણી.
વિરહાતુર, વિ૦ વિજોગથી અકળાયેલું; વહાલાંની જુદાઇથી વ્યાકુળ.

વિરહિણી, સ્ત્રી૦ પતિથી દૂર પડેલી સ્ત્રી;વિજોગણ. [જનથી વિખૂટું.
વિરહિત, વિ૦ વિજોગી; પ્રિય-
વિરહી, વિ૦વિરહવાળું; વિજોગી.
વિરંચિ, પુ૦ [સં.] બ્રહ્મા.
વિરાગ, પુ૦ [સં.] સંસાર ઉપરનો પ્રેમ ઊઠી જવો તે; વૈરાગ્ય.
વિરાગી, પુ૦ ત્યાગી; વૈરાગી; સાધુ-સંત. (૨) સંસાર ઉપરની માયા વગરનું.
વિરાજમાન, વિ૦શોભાયમાન; તેજ મારતું; દેદીપ્યમાન. (૨) બેઠેલું; બિરાજેલું.
વિરાજવું, ક્રિ૦ અ૦ [સં. विराज ] શોભવું; દીપવું; ખિલવું. (૨) પ્રકાશવું. (૩) બેસવું.
વિરાજિત, વિ૦ [સં.] શોભતું; સુંદર લાગતું. (૨) સુશોભિત.
વિરાટ, વિ૦ [સં.] મોટું; વિશાળ. ભવ્ય. (૨) બ્રહ્માંડ; વિશ્વરૂપે ઇશ્વરનો દેહ.
વિરામ, પુ૦ [સં.] આરામ; વિશ્રામ. (૨) જંપ; અટકાવ. (૩) અંત; અવસાન; મરણ. વિરામચિહ્‌ન =વિશ્રામ લેવાની નિશાની (વાચનમાં): અલ્પવિરામ=થોડીવાર થોભવાનું તે; અને પૂર્ણવિરામ=પુરો શ્વાસ મૂકી દઇને અટકવાનું ચિહ્‌ન તે.
વિરામવું, ક્રિ૦ અ૦ અટકવું; થોભવું; બંધ પડવું. (૨) આરામ લેવો; થાક ખાવો; જંપવું. (૩) ... થવું; મરીજવું.

વિરાવ, પુ૦ [ સં. ] ધ્વનિ.
**વિરુદ્ધ** વિ૦ [ સં. ] ઉલટું; સામું; પ્રતિકૂલ. (૩) અયોગ્ય; અવળું; જુદા વિચારનું. [પ્રતિકૂલતા.
**વિરુદ્ધતા**, સ્ત્રી૦ સામાપણું;
**વિરૂપ**, વિ૦ કદરૂપું; વરવું; બદસીકલ. [ બેડોળપણું; બદસીકલ.
**વિરૂપતા**, સ્ત્રી૦ બેસુરતપણું;
**વિરેચન**, ન૦ જુલાબ; રેચ. (૨) દસ્ત થાય એમ કરવું તે; મળશુદ્ધિ.
**વિરોચન**, પુ૦ એક રાક્ષસ રાજા; વિષ્ણુ ભકત પ્રહ્લાદનો પુત્ર.
**વિરોધ**, પુ૦ [સં.] વેર; અંટસ; દ્વેષ. (૨) વિરુદ્ધતા; સામાવાળિયાપણું; વિપક્ષતા. (૩) લડાઇ; ટંટો; તકરાર. (૪) અટકાવ; અવરોધ; વારણ. (૫) અભાવ; દુશ્મનાઇ. (૬) સંકટ; આફત. (૭) અવળાઇ. (૮) એક બીજાથી ઉલટાસુલટી હોવું તે. (૯) એક અલંકાર ( સાહિત્યમાં ).
**વિરોધી**, વિ૦વેરી; દ્વેષીલું; ઝેરી. (૨) સામાવાળિયો; પ્રતિપક્ષી; દુશ્મન. (૩) તકરાર કરે એવું.
**વિલક્ષણ**, વિ૦ [સં.] ઢંગધડા વગરનું; તરેહવાર. (૨) અદ્ભુત; નવાઇનું; અલૌકિક.
**વિલપન**, ન૦ [સં.] રુદન; શોક કરવો તે. (૨) બડબડાટ.
**વિલપવું**, ક્રિ૦ સ૦ રડવું; શોક કરવો; આક્રંદ કરવો.
**વિલય**, પુ૦ [સં.] ગળીને પ્રવાહી થઇ જવું તે; દ્રાવણ. (૨) નાશ પામવું તે. (૩) પાયમાલી; પ્રલય.
**વિલસવું**, ક્રિ૦ અ૦ [સં.] સુંદર દેખાવું; ઝળકી રહેવું; શોભવું; વિરાજવું. (૨) હવામાં ઉડવું. (૩) આનંદમાં રમવું; ક્રીડા કરવી.
**વિલસિત**, વિ૦ [ સં. ] રમત ગમતવાળું; વિનોદી.
**વિલંબ**, સ્ત્રી૦ વાર; ખોટી; ઢીલ.
**વિલાત**, વિલાયત; વતન, સ્વદેશ
**વિલાપ**, પુ૦ [ સં. ] રોવું તે; શોક કરવો તે. (૨) અંતરના દુઃખનો પોકાર; દીનતા પૂર્ણ રુદન.
**વિલાયત**, સ્ત્રી૦ (ન૦) સ્વદેશ; વતન; જન્મભૂમિ. (૨) તુર્ક પ્રજાનો અસલ દેશ. (૩) યુરોપિયન લોકનો દેશ.
**વિલાયતી**, વિ૦ વિલાયતનું; વિલાયતમાં બનેલું (૨) તરેહવાર; ઠેકાણા વગરનું; વિચિત્ર.
**વિલાવું**, ક્રિ૦ અ૦ કરમાવું; મંદ પડી જવું; ઉતરી જવું. (૨) પીગળવું ગળીજવું.
**વિલાસ**, પુ૦ [ સં. ] આનંદી ખેલન; રસિક રમત. (૨) મોહક હિલચાલ; લટકો. (૩) તાન ભરી રંગબાજી; લટકમટક.
**વિલાસી**, વિ૦ રમતિયાળ; મોજીલું; આમ્મદી; રંગી; ક્રીડાસક્ત. (૨) લહેરી; ગુલાબી; ચેનચાળાવાળું; નખરાંબાજ; રસિક.
**વિલિયું**, ન૦ અરધો રૂપિયો.

**વિલીન,** વિ૦ [ સં. ] તન્મય; તદાકાર. ( ૨ ) બીજામાં ભળી-ગળી ગયેલું.(૩) નાશ પામી ગયેલું;એકાકાર.

**વિલુબ્ધ,** વ૦ [સં.] લોભાયેલું; આકર્ષિત ખેંચાયેલું.

**વિલેપન,** ન૦ [સં.] ચોપડવું તે; લેપ.

**વિલોકણી,** સ્ત્રી૦ વિલોકન છટા-ખૂબી તે. ( ૨ ) નિરીક્ષા; તપાસણી.

**વિલોકન,** ન૦ [ સં. ] જોવું તે; નિરખવું તે. અવલોકન.

**વિલોકનીય,** વિ૦ [સં.] જોવા-જોગ, સુંદર. ( ૨ ) તપાસવું.

**વિલોકવું,** ક્રિ૦સ૦ જોવું; નિહાળવું.

**વિલોચન,** ન૦ [ સં. ] નેત્ર; આંખ; નયન (૨) તપાસવું.

**વિલોમ,** વિ૦ [સં] ઉલટ ક્રમવાળું; વિપરીત; અસમ; વ્યસ્ત.

**વિલોલ,** વિ૦ [ સં ] હાલતું; કંપતું ફરફરતું (૨) તરલ; ચંચળ.

**વિલોલતા,** સ્ત્રી૦ ચંચળતા; તરલતા અસ્થિરતા.

[ઇચ્છા, (૨) પૃચ્છા.

**વિવક્ષા,** સ્ત્રી૦ [સં.] બોલવાની

**વિવક્ષિત,** વિ૦ બોલવા ધારેલો અર્થ તે; મનમાં બોલવા માટે ઇચ્છેલું.

**વિવર,** ન૦ [સં.] છિદ્ર; કાણું; દર. (૨) પોલાણ; ગુફા.

**વિવરણ,** ન૦ [ સં. ] લંબાણ ખુલાસો કરવો તે; વ્યાખ્યાન, સ્પષ્ટીકરણ. વિવેચન, ટીકા [કરેલું; તજેલું.

**વિવર્જિત,** વિ૦ [ સં. ] ત્યાગ

**વિવર્ણ,** વિ૦ [સં.] બેરંગ,ફીકું. (૨) બેડોળ; કદરૂપ. (૩) હાલી ચંચરનું; ઉત્સાહ રહિત.

**વિવર્ત,** પુ૦ [ સં. ] ચક્રાકાર ફરવું તે. (૨) ભ્રમ; ભ્રાન્તિ જ્ઞાન; મિથ્યાજ્ઞાન. (૩) વિકૃતિ; વિકાર.

**વિવર્તન,** ન૦ ફરી જવું તે; ઉલટસુલટ થઇ જવું તે (૨) ફેરફાર; પ્રત્યાવર્તન.

**વિવર્ધિત,** વિ૦ [સં.] વધેલું; ઉમેરાયેલું. વિસ્તાર પામેલું.

**વિવશ,** વિ૦ [ સં. ] બીજાને વશ હોય એવું; પરાધીન; તાબેદાર; વ્યાકુળ.

[ રવિ; આદિત્ય.

**વિવસ્વત્,** પુ૦ [ સં ] સૂર્ય;

**વિવાદ,** પુ૦ [ સં. ] બે જણ કે બે પક્ષ વચ્ચેનું સામસામે મુદ્દાસર બોલવું તે. ઉહાપોહ, વિચારની તકરાર; (૨) કજિયો; તકરાર. (૩) બોલચાલ.

**વિવાદી,** વિ૦ વાદ કરનાર; તકરારી.

[ દેશનિકાલ.

**વિવાસન,** ન૦ [સં.] દેશવટો;

**વિવાહ,** પુ૦ [સં.] વરકન્યાનો સંબંધ કરવો તે; વેસવાળ; સગાઇ. (૨) પરણાવવાની તૈયારી વગેરે. (૩) પાણિગ્રહણ; લગ્ન; વરકન્યાને એક બીજા સાથે જોડવાં તે.

**વિવાહવાજન,** ન૦ વિવાહ અને તેને લગતી ધામધુમ તે. ( ૨ ) વાજાં વાગતાં હોય અને મોટી ધામધુમ થઇ રહી હોય એવું તે.

[ કરેલું.

**વિવાહિત,** વિ૦ પરણેલું; લગ્ન

**વિવિધ**, વિ૦ [ સં. ] અનેક પ્રકારનું; બહુવિધ. [ (૨) વિસ્તૃત.

**વિવૃત**, વિ૦ ઉઘાડું; ખુલ્લું.

**વિવેક**, પુ૦ [ સં. ] સારાસાર સમજવાની શક્તિ તે; સદસદ્ વિચાર. ( ૨ ) સભ્યાચાર, વિનય; મર્યાદા; મલાજો ( ૩ ) જ્ઞાન; ડહાપણ ( ૪ ) કરકસર

**વિવેકી**, વિ૦સભ્ય; વિનયવાળું; વિવેકથી વર્તનાર. (૨) સમજુ; ડાહ્યું

**વિવેચન**, ન૦ [ સં. ] વિગતે સમજાવવું તે, સ્પષ્ટીકરણ; ટીકા, ચર્ચા.

**વિશ**, જુઓ વીસ.

**વિશદ**, વિ૦ [ સં ] ચોકખું; સ્વચ્છ; નિર્મળ ( ૨ ) સ્પષ્ટ; ખુલ્લું. ( ૩ ) શ્વેત; ધવલ.

**વિશાખા**, ન૦ એક નક્ષત્ર.

**વિશારદ**, વિ૦ [સં.] નિપુણ; કુશળ; જાણીતું. (૨) દક્ષ; ચતુર.

**વિશાળ**, વિ૦ [ સં. ] બહોળું; મોટું; લાંબુ, વિસ્તીર્ણ.

**વિશાળતા**, સ્ત્રી૦ વિસ્તીર્ણતા; બહોળાપણું. ( ૨ ) મોટાઇ.

**વિશાંપતિ**, પુ૦ [ સં. ] રાજા; નૃપ; રાજાનો વરો.

**વિશિષ્ટ**, વિ૦ [ સં. ] બીજાથી વધારે સારૂં તે, ઉત્કૃષ્ટ; ઉત્તમ ( ૨ ) અસાધારણ

**વિશુદ્ધ**, વિ૦ [સં.] વિશેષ શુદ્ધ, પવિત્ર. ( ૨ ) ચોકખું; ભેળ વગરનું. વિશુદ્ધતા=પવિત્રતા. [પવિત્રતા

**વિશુદ્ધિ**, સ્ત્રી૦ સારી શુદ્ધિ,

**વિશે**, અ૦ વિષે; માં. ( ૨ ) સંબંધી બાબત. [અમુક; ખાસ.

**વિશેષ**, વિ૦ ઘણું; બહુ. ( ૨ )

**વિશેષણ**, ન૦ [ સં.] સંખ્ય અને ગુણ બતાવનાર શબ્દ; પ્રકાર દર્શક શબ્દ. [મુખ્યત્વે કરીને; ખસુસ.

**વિશેષતઃ**, અ૦[સં.] ઘણું કરીને

**વિશેષતા**, સ્ત્રી૦ વધારેપણું; ઉત્કૃષ્ટતા; શ્રેષ્ઠતા. [ઘણું કરીને.

**વિશેષેકરીને**, અ૦ ખસુસ કરીને;

**વિશેષ્ય**, ન૦ [સં.] વિશેષણનો જેની સાથે અન્વય થતો હોય તે. (૨) વિશેષે કરીને જાણવા જોગ વિષય તે.

**વિશ્રંભ**, પુ૦ વિશ્વાસ.

**વિશ્રામ**, પુ૦ વિસામો; આરામ. (૨) થાકીને બેસવું તે; વિસામો લેવો તે.

**વિશ્રામવું**, ક્રિ૦ અ૦ આરામ લેવો; થાક ખાવો; દમખાવો.

**વિશ્રાંતિ**, સ્ત્રી૦ [સં.] વિશ્રામ; આરામ. (૨) થોભવું તે; દમ ખાવો તે.

**વિશ્રુત**, વિ૦ [ સં. ] જાણીતું; પ્રખ્યાત ( ૨ ) વિદિત.

**વિશ્લેષ**, પુ૦ [સં.] જુદાપણું; ભેદ, અંતર. (૨) વિજોગ. [સૃષ્ટિ.

**વિશ્વ**, ન૦ [સં.] બ્રહ્માંડ, જગત;

**વિશ્વકર્મા**, પુ૦ [ સં. ] દેવનો શિલ્પી. ( ૨ ) કારીગર; સુતાર.

**વિશ્વસનીય**, વિ૦ [સં.] વિશ્વાસને યોગ્ય. ખાતરીનું

**વિશ્વંભર**, વિ૦ [ સં.] વિશ્વનું ભરણપોષણ કરનાર, પરમેશ્વર

**વિશ્વાત્મા,** પુ૦ વિશ્વનો આત્મા પરમેશ્વર.

**વિશ્વામિત્ર,** પુ૦ ગાધીરાજાનો પુત્ર; એક મોટા રાજા. (૨) એક ક્ષત્રિય ઋષિ.

**વિશ્વાસ,** પુ૦ [ સં ] ભરોંસો; ખાતરી; ઇતબાર. (૨) શ્રદ્ધા; આકીન; પ્રતીતિ; પ્રત્યય; નિષ્ઠા; વિશ્વાસઘાતી; વિશ્વાસ આપીને ફરી જનાર.

**વિશ્વાસી,** વિ૦ વિશ્વાસુ; વિશ્વાસ રાખે એવું; પ્રામાણિક. (૨) ક્રીસ્તી; ઇસુના ધર્મને માનનાર.

**વિશ્વાસુ,** વિ૦ વિશ્વાસ કરવા જોગ; પ્રામાણિક.

**વિશ્વેશ્વર,** પુ૦ વિશ્વનો ઇશ્વર તે; પરમેશ્વર. (૨) કાશીમાંના મુખ્ય મહાદેવ.

**વિષ,** ન૦ સં.] ઝેર; હાલાહલ. (૨) અત્યંત કડવું દ્રવ્ય તે; વખ.

**વિષણ્ણ,** વિ૦ [ સં. ] ખિન્ન; ઉદાસ. (૨) ફીકું; ઉતરી ગયેલું; નિસ્તેજ. [ ભુજંગ.

**વિષધર.** પુ૦ [ સં. ] સાપ;

**વિષમ,** વિ૦ [ સં. ] મુશ્કેલ; કઠણ, કષ્ટસાધ્ય. (૨) અસમ; ઉંચુંનીચું. (૩) ઉલટું; વિરુદ્ધ. (૪) દારુણ. [(૨) ન્યૂનાધિકતા; અસમતા.

**વિષમતા,** સ્ત્રી૦ કઠણાઇ; મુશ્કેલી

**વિષય,** પુ૦ [ સં. ] ઇંદ્રિયને ગ્રાહ્ય બાબત; ઇંદ્રિયોથી જે કર્મ કરી શકાય તે. (૨) મનોવૃત્તિ; વસ્તુ; વાત. (૩) દેશ; મુલક; જમીન.

**વિષયાનંદ** પુ૦ [ સં. ] ઇંદ્રિયોને પોતાના કર્મના ભોગથી થતો આનંદ તે; ભોગાનંદ તે.

**વિષયાંધ,** વિ૦ વિષયની લાલચમાં અંધ. [ ભોગી; કામી

**વિષયી,** વિ૦ વિષયાસક્ત; વિષય

**વિષયે,** અ૦ વિષે; માં; અંદર. (૨) સંબંધે.

**વિષાદ,** પુ૦ [ સં. ] ઉત્સાહ ભંગ થવાથી થતી જે દુઃખદ લાગણી તે; શોક; દિલગીરી. (૨) આપદા; દુઃખ

**વિષુવવૃત્ત,** ન૦ [સં.] ગોળના બે સરખા ભાગ કરનારી લીટી તે. (૨) પૃથ્વીના ગોળાના ઉત્તર દક્ષિણ બે સરખા ભાગ દેખાડનારી રેખા.

**વિષૂચિકા,** સ્ત્રી૦કોલેરા;કોગળીયું

**વિષે,** અ૦ વિશે.

**વિષ્કંભક,** પુ૦ [ સં ] નાટકની વસ્તુનો આગળ આવનારો વૃત્તાંત જેમાં ઇશારા રૂપે જણાવવામાં આવેલો હોય એવો અગ્રલેખ.

**વિષ્ટર,** પુ૦ [ સં. ] દર્ભાસન.

**વિષ્ટિ,** સ્ત્રી૦ [ સ. ] સમાધાનીની વાત, સંધિ માટેની ખટપટ.

**વિષ્ઠા,** સ્ત્રી૦ [સં.;મળ; ગૂ; નરક

**વિષ્ણુ,** પુ૦ [ સ.] પરમેશ્વર; સત્વગુણનું સ્વરૂપ; સૃષ્ટિનું પાલન કરનાર દેવ.

**વિષ્ણુતેજ,** ન૦ વિષ્ણુનું ઐશ્વર્ય. (૨) ઘી.

**વિષ્ણુપદ**, ન૦ [ સં. ] આકાશ; ગગન; વ્યોમ.

**વિસમવું**, ક્રિ૦ અ૦ ગરમી હળ-રવી. શાંત પડવું; શમવું. (૨) આરામ મળે એમ થવું (૩) ઉભરણ ઉતરી જવું.

**વિસરભોળું**, વિ૦ સહેજવારમાં ભૂલી જાય એવું; ભૂલકણું. (૨) નિષ્કપટી. [ ભૂલવું. ચૂકવું.

**વિસરવું**, ક્રિ૦ સ૦[ પ્ર વિસ્મર્]

**વિસર્ગ**, પુ૦ [ સં ] સ્વર આગળ મૂકવામાં આવતાં બે ટપકાં ( : ), ( ૨ ) ત્યાગ; દાન.

**વિસર્જન**, ન૦ [સં.] છોડી દેવું તે, જતું કરવું તે. (૨) ત્યાગ; દાન. (૩) કાગ બાંધ કરી છુટા પડી જવું તે.

**વિસર્જનીય**. વિ૦ [ સં. ] છોડી દેવા જેવું; આપી દેવા જેવું.

**વિસંજ્ઞ**, વિ૦ [ સં ] સંજ્ઞા રહિત એવું. બેભાન. અચેત.

**વિસંવાદ**, પુ૦ [ સં ] મિથ્યા-ભાષણ નકામો ઝગડો. (૨)મિથ્યારોપ.

**વિસાત**, સ્ત્રી૦ ઉપયોગિતા, સ-ત્વ; સાર. (૨) માલ. મિલ્કત. દમ

**વિસામો**, પુ૦ [ સં. વિશ્રામ ] થાક ખાવો તે; થોડી વાર કામથી ફારગ થઇ બેસવું તે ( ૨ ) શાભવાની જગા.

**વિસાર**, પુ૦ વિસારો ભુલાવું તે.

**વિસારવું**, ક્રિ૦ સ૦ વિસરવું; ભૂલીજવું. (૨) મનમાંથી કાઢી નાખવું.

**વિસારો**, પુ૦ વિસાર, વિસ્મ-ણ; વિસ્મૃત. [ પ્રસરવું; વધવું.

**વિસ્તરવું**, ક્રિ૦ અ૦ ફેલાવું;

**વિસ્તાર**, પુ૦ [ સં. ] ફેલાવો; પ્રસાર; વધારો; વિશાળતા. ( ૨ ) પરિવાર. [ વધારવું; લંબાવવું.

**વિસ્તારવું**. ક્રિ૦ સ૦ ફેલાવવું;

**વિસ્તીર્ણ**, વિ૦ વિશાળ.

**વિસ્તીર્ણતા**, સ્ત્રી૦ વિશાળતા; મોકળાશ.[ પહોળું. વિશાળ; ફેલાયેલું.

**વિસ્તૃત**, વિ૦ [ સં. ] મોટું;

**વિસ્ફોટક**, પુ૦ [ સં. ] લોહી વિકારનો એક ત્વચા રોગ.

**વિસ્મય**, પુ૦ [ સં. ] અજબ લાગવું તે. આશ્ચર્ય; અચંબો; અચ-રતી; તાજુબી. [ જવું તે; વિસ્મૃતિ

**વિસ્મરણ**, ન૦ [ સં ] ભૂલી

**વિસ્મિત**, વિ૦ વિસ્મય પામેલું; ચકિત; આશ્ચર્યાન્વિત. યાદ રહેવું તે.

**વિસ્મૃતિ**. સ્ત્રી૦ વિસ્મરણ; નહિ

**વિશ્રંભ**, વિ૦ [ સં. ] વિશ્વા-સ, ભરોસો ( ૨ ) પ્રેમ; પ્રીતિ.

**વિહગ**, ન૦ [ સં. ] પક્ષી; પંખી.

**વિહરવું**, ક્રિ૦ અ૦ આનંદે મહાલવું. ખેલવું; ક્રીડા કરવી.

**વિહંગ**, ન૦ [ સં. ] પંખી.

**વિહંગમ**, ન૦ [ સં. ] પંખી;

**વિહાર**, પુ૦ [સં.] રમત; ખેલ; ક્રીડા. ( ૨ ) આનંદે હરવું ફરવું તે; (૩) મુસાફરી કર્યા કરવી તે; ભ્રમણ.

**વિહારી** વિ૦ વિહાર કરનાર; ફરનાર. (૨) આનંદ માણનાર; ખે-લાડી; ક્રીડા કરનાર.

**વિહીન**, અ૦ [ સં. ] વગર.

**વિહુણું**, વિ૦ વિખુટું; વગરનું.

**વિહોણું**, વિ૦ વિખુટું; છુટું; વગરનું; અજાણું. (૨) એકલું.

**વિહ્વલ**, વિ૦ [સં.] અકળાયેલું; ગભરાઇ ગયેલું; બાવરૂં પડી ગયેલું. (૨) આરત; આકરૂં; ગાભરૂં; ભારે લાગણીવાળું; વિષયઘેલું.

**વિહ્વલતા**, સ્ત્રી૦ ગભરાટ; અકળામણ (૨) બાવરાપણું. (૩) અતિ આતુરતા; વિષયઘેલછા; અત્યાસક્તિ. (૪) ગુંચવણ. [બેબાકળ.

**વિળાલો**, પુ૦ બાવરો; વેવલો;

**વીખ**, ન૦ [ સં. વિષ ] ઝેર; હલાહલ. ( ૨ ) ખાર; દ્વેષ; અંટસ. વીખવાદ=દ્વેષ–ખારની લડાઇ.

**વીચિ**, સ્ત્રી૦ તરંગ.

**વીજ**, સ્ત્રી૦ વીજળી.

**વીજન**, પુ૦[સં.] વીંઝણો; પંખો.

**વીણ**, અ૦ વગર; સિવાય; વિના.

**વીણા**, સ્ત્રી૦ [ સં. ] એક તંતુવાદ્ય; બીન; તંબુરો. વીણાપાણિ=નારદ.

**વીત**, ન૦ વિત્ત, ધન; પૈસો. [દુઃખ

**વીતક**, ન૦વીતેલું હોય તે;વિપત્તિ;

**વીતરાગ**, વિ૦ [સં.]જેનો સંસાર ઉપરનો પ્રેમ ઉડી ગયેલો છે એવું; શાંત; સંયમી. (૨) જૈન તિર્થંકર.

**વીતવું**, ક્રિ૦ અ૦ વિપત્તિ પડવી; દુઃખ થવું. ( ૨ ) ગુજરવું; પુરું થવું; પસાર થઇ જવું.

**વીતાડવું**, ક્રિ૦ સ૦ દુઃખ દેવું; હેરાન કરવું. [શેરી.

**વીથિ**, સ્ત્રી૦ કુંજ; બાગમાંની

**વીમો**, પુ૦ અમુક હકસાઇથી જીંદગી કે માલમિલકતનું જોખમ રાખવું તે; જીંદગીને માટે અમુક હકસાઇથી અમુક રકમ ભરી આપવાનો ઠરાવ તે; માલ વગેરેના જોખમનો બદલો આપવાનું સાટું તે..

**વીર**, વિ૦ [ સં. ] શૂર; પરાક્રમી; બહાદુર. ( ૨ ) ના૦ મરદ માણસ; લડવૈયો; જોધ. (૩)ઉગ્ર સ્વભાવનું એક ભૂત. વીર મૂકવા=ભૂત વળગાડવું.

**વીરડો**, પુ૦ વરીડો; નદી કે તળાવના સુકા તળમાં પાણી કાઢવા માટે ખોદેલો ખાડો.

**વીરણ**, સ્ત્રી૦ સુગંધવાળાં મૂળિયાંની એક વનસ્પતિ. એનાં મૂળિયાં વાળા કહેવાય છે. [પરાક્રમ; પૌરુષ; મરદાઇ.

**વીરતા**, સ્ત્રી૦ વીરપણું; શૌર્ય;

**વીરત્વ**, વીરતા. [પત્ની.

**વીરપત્ની**, સ્ત્રી૦ શૂરવીર પુરુષની

**વીરરસ**, પુ૦ [ સં ] શૌર્ય ઉશ્કેરે એવો કાવ્ય કે લખાણનો ભાવ; પરાક્રમ કરવાને પ્રેરે એવું વર્ણન; કાવ્યના નવરસમાંનો એક રસ.

**વીરવિદ્યા**, સ્ત્રી૦ મરદાનગીને લગતું શિક્ષણ. ( ૨ ) બળવાન ભૂત સાધવાની મંત્રવિદ્યા. ( ૩ ) લડાયક તાલીમ. [(૨) બળની વાહ વાહ.

**વીરશ્રી**, સ્ત્રી૦ પરાક્રમની તે

**વીરહાક**, સ્ત્રી૦ જોરથી હાક પાડવો તે; જુસ્સાભેર હોકારો લડવા માંડવું તે. (૨) ત્રાડીને એ

લડવું કે જેથી રણ ગાજી રહે. (૩) એવી ત્રાડ કે જેથી શત્રુના હૃદયમાં ત્રાસ પડે. [વેલ; વેલી.

**વીરુધ**, સ્ત્રી૦ [સ.] એક જાતની

**વીરો**, પુ૦ ભાઈ; બંધુ.

**વીર્ય**, ન૦ [ સં. ] શુક્ર; ધાતુ; બીજ. (૨) બળ; શક્તિ; કૌવત. (૩) મર્દાઈ; શૌર્ય. (૪) તેજ; કાન્તિ. (૫) ગૌરવ. [જોરાવર.

**વીર્યવાન**, વિ૦ બળવાન;

**વીર્યહીન**, વિ૦ નિર્બળ, અશક્ત; શૌર્ય રહિત. (૨) પૌરુષરહિત.

**વીલ**, ન૦ અરધો રૂપીયો; કાદિયું; (સંકેતમાં.) (૨) વારસનામું; વસિયતનામું.

**વીલાં**, ન૦ એક જાતનાં પખી.

**વીલુ**, વિ૦ ફીકું; ઝાંખું; વિસ્તેજ. (૨) ઓશિયાળું; શરમિંદું; ખિન્ન. (૩) વિશુદ્ધ; છુટું; રઝળતું.

**વીશ**, વિ૦ [ સં. विंशति ] બે વાર દસ દસ તે; ૨૦ ૩૦ પ્ર૦ વીસવસા =પૂરેપૂરું; પૂર્ણ; ખચીત; જરૂર.

**વીશી**. સ્ત્રી૦ વીશ વીશનો સમુદાય તે. (૨) ભોજન ગૃહ. પૈસા આપીને જમવાનું ઠેકાણું. (૩) વિ૦ પ્રમાણિક; સત્યવાદી ડાહ્યું. વ્યવહાર કુશળ.

**વીંઘુ**, ન૦ વીંઘો, સો હાથ લાંબી અને સો હાથ પહોળી જમીન. જમીનનું એક માપ.

**વીંઘો**, પુ૦ વીઘું.

**વીંઘોટી**, સ્ત્રી૦ વીંઘાને હિસાબે જમીન ઉપર લેવાતો કર કિસ્ત; સાંથ; મહેસુલ.

**વીંછી**, પુ૦ [સ. वृश्चिक] ઝેરી. ડંખવાળો એક જીવ; વીછુ; વિંછુડો.

**વીંઝવું**, ક્રિ૦ સ૦ હવામાં આમતેમ ફેરવવું; હલાવવું.

**વીંઝણું**, ન૦ ચમરી. [વીંટો.

**વીંટલો**, પુ૦ ગોળ વાળેલી ઘડી;

**વીંટવું** ક્રિ૦ સ૦ લપેટવું.

**વીંટાવું**, ક્રિ૦ અ૦ લપેટાવું.

**વીંટાળવું**, ક્રિ૦ સ૦ વીંટવું; લપેટવું; એકઠું કરવું; ગુંડાળવું.

**વીંટાળો**, પુ૦ ગુંડાળો; વીંટીને બનાવેલો ગોળ ઘાટ; વીંટો.

**વીંટી**, સ્ત્રી૦ મુદ્રિકા; અંગુઠી. રૂ૦ પ્ર૦ વીંટીમાંનું નંગ=હાબેલ; પહેલું ચેલું; ઉસ્તાદ. (૨) અળવીતરું; ચાંદવું. છુચ્ચું. વીંટી બદલવી=વિવાહિત થવું.

**વીંઢારવું**, ક્રિ૦ સ૦ પાલવવું; નિભાવવું; ચલવવું. (૨) સંભાળીને સાથે રાખ્યા કરવું; અગવડ સહીને ચલાવવું. [નાખું.

**વીંધ**, પુ૦ વેહ; ભોક; કાણું;

**વીંધણું**, ન૦ સુતારનું ભોક પાડવાનું ઓજાર

**વીંધવું**, ક્રિ૦ સ૦ કાણું પાડવું; વેહ પાડવો શારવું. (૨) કોરવું. (૩) ઘા કરવો (૪) પિંજવવું; ભારે દુખ થાય એમ કરવું.

**વીંધારો**, પુ૦ વીંધનારો; વેહ પાડનારો; મોતી વીંધનાર તે.

**વીધાવું**, ક્રિ૦ અ૦ વેહવાળા થવું, શરાવું, કોચાવું, ધવાવું, છેદાવું (૨) કામના ઓઝામા કુટાવું, અનુભવ થવો પળોટાવું, પાવરધા થવું.

**વુજુ** ન૦ વજુ હાથ મો ધોવા તે.

**વુજુદ**, ન૦ હયાતી (૨) તત્ત્વ.

**વુઠવું**, ક્રિ અ ત્રુઠવું (૨)વરસવું.

**વુઠવું**, ક્રિ૦ અ૦ જવું

**વૃક**, ન૦ [સં] વરૂ, નાર

**વૃકોદર**, પુ૦ વરૂના જેવા પેટ વાળો, ભૂખાળવો. (૨) ભીમસેન.

**વૃક્ષ**, ન૦ [સ] ઝાડ, તરુ (૨) છોડવો. (૩) વનસ્પતિ, ઉદ્ભિજ્જ

**વૃત્ત**, ન૦ [સં.] વળેલી આકૃતિ, વર્તુલની લીટી (૨) વર્તુળ, ગોળાકૃતિ (૩) આચરણ, વર્તણૂક, રીતભાત. (૪) ચરિત ચાલ (૫) કવિતાના માપનો એક પ્રકાર, છંદ (૬) કામ, ઉદ્યોગ (૭) બાબત, વાત (૮) ખબર, સમાચાર (૯) હકીકત, ઇતિહાસ.

**વૃત્તાન્ત**, ન૦ [સ.] હકીકત, વિગત, વર્ણન (૨) કથા કહાણી, ઇતિહાસ, પ્રકરણ (૩) વર્તણૂક, રીતભાત

**વૃત્તિ** સ્રી૦ [સ] ધધો, વ્યાપાર; આજીવિકા ઉદ્યમ (૨) અત કરણનુ વલણ; મનનો ભાવ (૩) પ્રકાર, પદ્ધતિ (૪) ટીકા, વિવરણ, ટિપ્પણ (૫) શબ્દાર્થનો બોધ કરનારો પ્રકાર. (૬) વાણીની અમુક પ્રકારની રચનાઓ તે (૭) નિદ્રા.

**વૃત્યનુપ્રાસ**, પુ૦ [સં] એકને એક જાતના અક્ષરોની આવૃત્તિથી આવતી વાણીની શોભા તે. ઝડઝમક, એક શબ્દા લંકાર.

**વૃત્ર**, પુ૦ એક રાક્ષસ (એને ને ઇન્દ્રને લડાઇ થઇ હતી)

**વૃથા**, અ૦ [સં.] મિથ્યા નિરર્થક, ફોગટ (૨) નકામું, નિષ્ફળ.

**વૃદ્ધ**. વિ૦ [સં.] ઘરડું, ઉમરે પહોચેલુ, જરઠ, જૈફ. (૨) વડીલ, વડવાઓ. [ જૈફી.

**વૃદ્ધતા**, સ્રી૦ ઘરડપણ, જરા,

**વૃદ્ધત્વ**, ન૦ [સ] ઘડપણ, જૈફી

**વૃદ્ધા**, સ્રી૦ [સં] ઉમરે પહોચેલી સ્રી, ડોશી [પણ, જરાવસ્થા, જૈફી.

**વૃદ્ધાવસ્થા**, સ્રી૦ [સં] ઘરડ

**વૃદ્ધિ**, સ્રી૦ [સ] વધારો ઉમેરો (૨) અભ્યુદય, આબાદી વૃદ્ધિશ્રાદ્ધ =જન્મ પ્રસંગે કરવામા આવતી પિતૃતર્પણની ક્રિયા તે

**વૃદ્ધિગત**, વિ૦ વધી ગયેલુ; વિસ્તાર પામેલું. [ડ ખવાળો એક જીવ.

**વૃશ્ચિક**, પુ૦ [સં.] વીછી, ઝેરી

**વૃષણ** ન૦ અંડ; ગોળીની કોથળી.

**વૃષભ** પુ૦[સ] ગોધો, પોઠિયો; આખલો, સાઢ. (૨) બીજી રાશિ

**વૃષભધ્વજ**, પુ૦ મહાદેવ, શિવ, શંકર [ ધર્મભ્રષ્ટ સ્રી.

**વૃષલી**, સ્રી૦ પતિત સ્રી; શદ્રા,

**વૃષ્ટિ**, સ્રી૦ [સં] વરસાદ: (૨) કોઇ પણ વસ્તુનું ખૂબ આવી પડવુ તે.

**વૃંદ**, ન૦ [ સં. ] ટોળું; જથ્થો; સમુદાય. [તુળશી. (૨) જલંધરની સ્ત્રી·

**વૃંદા**, સ્ત્રી૦ [સં] એક વનસ્પતિ;

**વૃંદારક**, વિ૦ [ સં. ] સુંદર; મનોહર; રમણીય. ( ૨ ) ઉત્તમ; શ્રેષ્ઠ; મુખ્ય. ( ૩ ) દેવ.

**વૃંદાવન**, ન૦ [ સં. ] તુળશીનું વન. ( ૨ ) મથુરા પાસેનું એક ધામ.

**વે**, પુ૦ [ સં. વેધ ] વેહ; છિદ્ર; કાણું; નાકું. ( ૨ ) દર; પોલ; વિવર.

**વે**, સ્ત્રી૦ વય; ઉમર.

**વેકળો**, પુ૦ વહેળો. (૨) નાળું.

**વેખળ**, વિ૦ સ્વમાન રહિત; ગાંભીર્યરહિત. ( ૨ ) અસભ્ય; મશ્કરું; નિર્લજ્જ.　　　　[ કાઢવા.

**વેખંડ**, સ્ત્રી૦ એક ઔષધિ;

**વેગ**, પુ૦ ગતિ; ઝડપ;ઝોસ; જવ; ત્વરિતપણું. ( ૨ ) ગતિનો ઉભરો (૩) દોટ. ( ૪ ) ચંચળાઇ. ( ૫ ) ધક્કો; આચકો.　　　　[ ચસકા.

**વેગ**, પુ૦ સણકા; વાયુના સોક;

**વેંગણી**, સ્ત્રી૦ વંત્યાકડી.

**વેંગણું**, ન૦ વંત્યાક; રીંગણું.

**વેંગરવું**, ક્રિ૦ સ૦ વેઠવું; સહન કરવું. ( ૨ ) પાળવું; નિભાવવું.

**વેગળાઇ**, સ્ત્રી૦ છેટું; અંતર. ( ૨ ) દૂર હોવું તે. ( ૩ ) જુદાઇ.

**વેગળું**, વિ૦ દૂર; છેટે; આઘું. ( ૨ ) છુટું; જુદું.　　　[ અંતરે.

**વેગળે**, અ૦ આઘે; છેટે; લાંબે

**વેગું**, વિ૦ વંગ; જડસું.

**વેચતુ**ં, વિ૦ કિંમત આપ્યે મળે એવું; વેચાતું.

**વેચવું**, ક્રિ સ૦ કિંમત લઇને આપવું. ( ૨ ) ગુમાવવું.

**વેચાઉ**, વિ૦ વેચવા મૂકેલું; કિંમત લઇને આપી દેવાનું હોય એવું. ( ૨ ) વેચવાનું જે તે.

**વેચાણ**, ન૦ વેચવું તે; કિંમત લઇને આપવું તે. ( ૨ ) જેટલું વેચેલું હોય તેટલું તે. ( ૩ ) વેચતાં ઉપજેલી કિંમત.　　　[ અધાટિયું; ખરીદેલું.

**વેચાણિયું**, વિ૦ વેચાણ લીધેલું;

**વેચાતું**, વિ૦ વેચાઉ; વેચાવા મૂકેલું.　　　　[ ખરીદાતું.

**વેચાવું**, ક્રિ૦ અ૦ કિંમતે મળવું;

**વેજા**, પુ૦ નિશાન; નેજા. ( ૨ ) હરકત; દુ:ખ; વિપત. ( ૩ ) પ્રજા.

**વેજાં**, ન૦ ફાંફાં; વલખાં.

**વેજાણું**, ન૦ પાણી અટકાવવાનો બંધ. ( ૨ ) આડસર. ( ૩ ) વિ૦ ઘણું જ મોટું.

**વેઠ**, સ્ત્રી૦ વગર દામનું વૈતરું; જેમાં કંઇ વળતર ન હોય એવી મહેનત; ફરજિયાત કામ કરાવવું તે. (૨) નડતર; હરકત; પીડા. ( ૩ ) નકામો ભાર વહેવો તે. ઉઠવેઠ=ચાકરી;બરદાસ.

**વેઠવું**, ક્રિ૦ સ૦ સહન કરવું; ખમવું; ભોગવ્યા કરવું.

**વેઠાવું**, ક્રિ૦ અ૦ સહન થવું; સહેવાવું; ખમાવું; સંખાવું.

**વેઠિયાવાડ**, વિ૦ વેઠ કરવાની

માફક જેમ તેમ; ઢંગ વગરનું; બળાત્કારે કરેલું. [લવાજમનો નોકર.

વેઠિયો, પુ૦ વેઠ કરનારો; વગર

વેડફવું, ક્રિ૦ સ૦ ઉડાડી દેવું. (૨) ગુમાવવું; અકારણ જતું કરવું.

વેડમી, સ્ત્રી૦ તુવેર કે ચણાની દાળનો માવો બે પડમાં નાખી કરેલી રોટલી; પૂરણપોળી; ગળી રોટલી.

વેડવું, ક્રિ૦ સ૦ વીણવું; ઉતારવું; તોડી લેવું; ચૂંટવું. (૨) ફળ મેળવવું; પામવું; લણવું; લાભ કાઢવો

વેડાવવું, ક્રિ૦ પ્ર૦ ફળ ઉતરાવવાં; ચુંટાવવું, વિણાવી લેવું.

વેડાંગ, પુ૦ ઘોડો; અશ્વ; હય.

વેડી, સ્ત્રી૦ કેરી તોડી લેવાની છેડે જાળીદાર ઝોળીવાળી લાંબી લાકડી; આંકડીવાળો વાંસ.

વેડુર, વિ૦ વાંકડું; સુંદર.

વેડો, પુ૦ કેરી વગેરે ફળ ઉતારનારો.

વેઢ, પુ૦ વેડ. બેથી વધારે આંટાની અંગૂઠી. (૨) વેઢો; કાપો; આંકો

વેઢવવું, ક્રિ૦ સ૦ મુકાબલો કરવો; મેળવવું.

વેઢો, પુ૦ આંગળાં પરનો કાપો; એક એક સાંધા લગીની પેર (૨) ઝટ ફાટે નહિ એવી લાકડાની ગાંઠ.

વેઢલો, પુ૦ સ્ત્રીઓને કાને પહેરવાનું એક ઘરેણું.

વેણ, ન૦ વચન; બોલ. (૨) વેણુ. વાંસળી; મોરલી (૩) ગુંથેલો ચોટલો. (૪) વહેણ; પાણીનું વહેવું તે. (૫) નાળું. (૬) જનનનો દુખાવો; ગર્ભને બહાર ધકેલવાને થતું આકુંચન. (૭) કપાસનો છોડ.

વેણી, સ્ત્રી૦ [ સં. ] માથાના વાળનો ચોટલો. (૨) અંબોડા પર બાંધવાનો સુંદર ગજરો. (૩) કમાડનાં પાટિયાં પર જડવામાં આવતી લાંબી ચીપ; * [ (૨૦) વાંસ.

વેણુ, સ્ત્રી૦ વાંસળી; મોરલી.

વેણુકા, સ્ત્રી૦ વાંસળી. (૨) વાંસની ઝાડી. [ ગાડી.

વેણું, ન૦ પાણી ભરી લાવવાની

વેત, પુ૦ ઘાટ. મોખ, ત્રેવડ.

વેતન, [ સં ] મહેનતાણું; રોજ. (૨) દરમાયો; પગાર (૩) છૂવાઇ; વરખાસન.

વેતર, ન૦ વિયાવું તે એક એક વારનું જણતર તે. ક્રિ૦ પ્ર૦ વેતરે આવવું=પશુમાદાને આધાનકાળ આવવો.

વેતરણ, સ્ત્રી૦ જુગતી. ગોઠવણ; તજવીજ; ત્રેવડ. (૨) વલે; ઘાટ.

વેતરવું, ક્રિ૦ સ૦ બંધબેસતો ઘાટ થવા માટે કપડાને કાતરવું. (૨) કાપીકુપીને ઘાટમાં લાવવું; બેસતું આવે તેમ કરવું. (૩) (વ્યંગમાં) બગાડવું.

વેતસ, ન૦ નેતર. (૨) બરૂ.

વેતા, પુ૦ ઢંગ; ભલીવાર (૨) સારી સમજ; ડહાપણ. (૩) આવડ; કાર્યચાતુર્ય.

વેતાળ, પુ૦ [ સં. वेताल ]

એક ઉપદેવ. (૨) પિશાચનો રાજા. (૩) ભૂતની એક જાતિ; આગિયો વેતાળ (૪) દ્વારપાળ; હનુમાન્‌રયો.

**વેત્તા,** વિ૦ [ સં. ] જાણનાર.

**વેત્ર,** ન૦ [ સં. ] નેતર; વેતસ; બરૂ (૨) છડી. [દ્વારપાળ.

**વેત્રધર,** પુ૦ [ સં ] છડીદાર;

**વેત્રાસન,** ન૦ [ સં. ] નેતરનું ગુંથીને બનાવેલું આસન; ખુરશી.

**વેદ,** પુ૦ [ સં. ] જ્ઞાન. (૨) આર્ય પ્રજાનું આદિ ધર્મ પુસ્તક. (વેદ ચાર છે—ઋગ્, યજુસ્, સામ અને અથર્વ. વેદત્રયી એમ પણ કહેવાયછે.)

**વેદના,** સ્ત્રી૦ [ સં ] પીડા; દુઃખ; કળતર.

**વેદમૂર્તિ,** વિ૦ જાણે વેદ હોય એવું; વેદની પ્રતિકૃતિ રૂપ. વેદ ભણેલો હોવાથી તેના જેવો એમ.

**વેદાંત,** ન૦ [ સં ] વેદમાંનું તત્ત્વજ્ઞાન. ઉપનિષદનું જ્ઞાન; તત્ત્વ વિચારણાનાં છ દર્શનમાંનું છેલ્લું દર્શન; વેદમાંનું જે રહસ્ય જ્ઞાન તે

**વેદાંતી.** વિ૦ વેદાંતના મતને માનનાર અદ્વૈતવાદી; તત્ત્વજ્ઞાની.

**વેદિકા,** સ્ત્રી૦ [ સં. ] વેદી. હોમ કરવાને બનાવેલી માટીનીઓટલી.

**વેદિયો,** પુ૦ વેદનો પાઠ કરનારો; વૈદિક કર્મકાંડ કરાવનારો; વેદપાઠી. (૨) વ્યવહારની સમજ વગરનો માણસ.

**વેદી,** સ્ત્રી૦ [ સં.] હોમ કરવાનો નાનો કુંડ. (૨) જમીનની સપાટીથી સહેજ ઉંચો માટીનો ચોરસ ઓટલો.

**વેદોક્ત,** વિ૦ [ સં. ] વેદમાં કહેલું હોય તે [ વેદિતવ્ય.

**વેદ્ય,** વિ૦ [ સં.] જાણવા જેવું;

**વેધ,** પુ૦ [ સં. ] વીંધેલું તે; છિદ્ર, વેહ. (૨) સૂર્ય ચંદ્રનું જેટલું ગ્રહણ થાય તે. (૩) દોષ; બાધ. (૪) ગ્રહાદિકની ગતિ અને તેમના ભ્રમણ વગેરેનું પ્રમાણ તે.

**વેધન,** ન૦ [ સં. ] વીંધવું તે. (૨) વીંધવાનું ઓજાર; વીંધણું.

**વેધવું,** ક્રિ૦ સ૦ વીંધવું.

**વેધશાળા,** સ્ત્રી૦ [ સં. ] ગ્રહાદિકની ગતિ નિરખવાનું સ્થાન.

**વેધા,** પુ૦ [ સં મહદેવ; પ્રજાપતિ; બ્રહ્મા.

**વેધી,** વિ૦ વેધવાળું; દોષવાળું. (૨) વીંધે એવું; નિશાન પર જઇ વાગે એવું; વીંધી નાખે એવું.

**વેધ્ધુ,** વિ૦ નિશાન બાજ;વેધનાર.

**વેન,** ન૦ [ સં. ] વહન; વહેવું તે. (૨) વાહન; યાન; વહેલ. (૩) હાર, પરંપરા. (૪) એક પ્રાચીન સુધારક રાજા; મનુનો પૌત્ર.

**વેપથુ,** ન૦ [ સં. ] કંપ; ધ્રુજ; થરથરાટ

**વેપલો,** પુ૦ વેપાર. (તિરસ્કારમાં)

**વેપાર,** પુ૦ માલ વેચવા સાટવાનો ધંધો તે; રોજગાર; ઉદ્યમ. (૨) સંસારની પ્રવૃત્તિમાં રહેવું–

વર્તવું તે; જીવન વ્યવહાર સંબંધી વ્યવસાય. ૨૦ પ્ર૦ વેપાર માંડવો= સંસાર ચલાવવો. [ધંધાદારી.

વેપારી, વિ૦ વેપાર કરનાર;

વેર, ન૦ [ સં. वैर. ] દુશ્મનાઇ; શત્રુવટ. (૨) ખાર; ઝેર; અદાવત; દ્વેષ. (૩) વહેરતાં થયેલો લાકડાનો ભુકો; વહેર (૪) અ૦ લગી; સુધી; પર્યંત.

વેરણ. સ્રી૦ વેરી; શત્રુ; દુશ્મન; દુઃખ દેનારી-સ્રી. (૨) વિ૦ વેરાયેલું; વિખરાઇ ગયેલું. (૪) વહેરવું તે.

વેરણખેરણ, વિ૦ વેરાયેલું; અસ્તવ્યસ્ત; આમતેમ ખરેલું.

વેરણિયો, પુ૦ વહેરવાનું કામ કરનારો. [ બુદ્ધિ; ખાર.

વેરભાવ, પુ૦ વેર લેવાની

વેરવી. પુ૦ વેરી; દુશ્મન; શત્રુ.

વેરવું, ક્રિ૦ સ૦ છુટું છુટું પડે તેમ કરવું; વિખેરી નાખવું. (૨) ઢાળવું (૩) પાથરવું. (૪) ઉડાડી દેવું; વાવરી નાખવું. (૫) વહેરવું; કરવતથી કાપવું.

વેરાગણ, સ્રી૦ બાવી; સાધુડી.

વેરાગી, પુ૦ બાવો; સાધુ; જેણે સંસારની માયા છોડી દીધી હોય તે.

વેરાતું. વિ૦વિખરાતું,આમ તેમ છુટું છુટું ખરતું હોય તેવું પથરાતું.

વેરાન. વિ૦ ઉજ્જડ; નિર્જન; વસ્તી વગરનું. (૨) ના. જંગલ; રાન.

વેરી, વિ૦ વેર રાખે એવું; દુશ્મન; શત્રુ

વેરે, અ૦ સાથે; સંગાથે; જોડે.

વેરો, પુ૦ રાજ્ય કર; જકાત. (૨) મહેસુલ; (૩) અંતર; ભેદ; ફરક.

વેલ, સ્રી૦ [ સં. वल्ली. ] વેલી; લતા. (૨) વેલી જેવી ભાત; (ભરત–છાપ વગેરેની) (૩) વહેલ; રથ; માફો. [વતરણું.

વેલણ, ન૦ રોટલી વણવાનું

વેલણિયું, વિ૦ વેલણ જેવું.

વેલા, સ્રી૦ આપદા; વિપત્તિ. (૨) વેળા; વખત; મુકરર સમય. (૩) ખરાબ વખત; દુર્ભાગ્ય. (૪) સમુદ્ર કિનારાની હદ.

વેલિયું, ન૦ સોના રૂપાના તારની કડી. (૨) વિ૦ ઢંગવગરનું; સાદું.

વેલી, સ્રી૦ નાનો વેલો; લતા.

વેલું, વિ૦ વહેલું. (૨) ઉતાવળું. (૩) અ૦ જલદી; ઝડપથી; વગર વિલંબે.

વેલો, પુ૦ મોટી વેલ; જેની શાખાઓ જમીન ઉપર પથરાય અથવા ઝાડને વળગી ઉંચે ચડે એવી જાતની વનસ્પતિ.

વેવ, સ્રી૦ એક જાતની વેલ. (એનો રસ દૂધની માફક જામી જાયછે.)

વેવડાવવું, ક્રિ૦ સ૦ વડે-એમ કરવું; રેલો ચલાવવો. (૨) બહેકાવવું; ફટાડવું; છકી જાય એમ કરવું.

વેવરામણ, ન૦ વહી રૂપાળી

લઈ જવું તે. (૨) વહી-લઈ જવાની મજુરી.

**વેવલાં**, ન૦ ફાંફાં; વલખાં. (૨) તરણાં; વેલનાં ડાંખળાં.

**વેવલું**, વિ૦ સાદું; ટાપટીપ વગરનું; દાધારીંગું; સાબડભોળું.

**વેવાઇ**, પુ૦ વહેવાઇ; વરકન્યાના બાપ એક બીજાને સામસામે ઓળખે તે સગાઇ. [ સ્ત્રી; વહેવાણ.

**વેવાણ**, સ્ત્રી૦ વરકન્યાની માતા.

**વેવાર**, પુ૦ વહેવાર; આચાર.

**વેવારિયો**, પુ૦ વહેવારિયો.

**વેવીશાળ**, ન૦વિવાહ કરવાથી થયેલો બંધ તે; વાગ્દાન. સગાઇ. (૨) જ્યાં છોકરો છોકરી દીધેલાં હોય તે કુટુંબ સાથેનો સંબંધ. વેવીશાળિયો=વિવાહ કરનારો.

**વેશું**, ક્રિ૦ સ૦ વહેવું.

**વેશ્યા**, સ્ત્રી૦ [ સં. ] ગણિકા; વારાંગના; પાતર.

**વેષ**, પુ૦ [ સં. ] બીજાના જેવું બનવું તે; સોંગ. (૨) સુહાગણના ચિહ્ન રૂપ શણગાર તે.

**વેષધારી**, વ૦ બીજાના જેવો વેશ ધારણ કરનાર; સોંગ લેનાર; ઢોંગી. (૨) ઠગ; લુચ્ચું.

**વેષ્ટન**, વિ૦ [ સં. ] વિંટાળેલું; છવાયેલું; આચ્છાદિત (૨) ઘેરાયેલું.

**વેસણ**, ન૦ ચણાનો લોટ. કઠોળનો આટો. (૨) ચણા અથવા કઠોળના આટાનું ખીરું.

**વેસર**, સ્ત્રી૦ નથ; વાળી; વીંટલી બુલાખ. (૨) ન૦ ખચ્ચર.

**વેસરી**, સ્ત્રી વાળી; નથ

**વેસવાળ**, ન૦ વિવાહ સંબંધ; સગાઇ; વાગ્ દાન. [નાકું- (૩) દર.

**વેહ**, પુ૦ વેધ; કાણું; સાર. (૨)

**વેળ**, સ્ત્રી૦ વેળા; સમય. (૨) તાણ; આંકડી. (૩) તરંગી ભાવના; વિચારનો ઉછાળો.

**વેળા**, સ્ત્રી૦ વખત; સમય (૨) ટાણું; સંધિ; પ્રસંગ. (૩) ઢીલ; વાર. વિલંબ. (૪) મુશ્કેલીનો વખત; દુર્ભાગ્ય.

**વેળાસર**, અ૦ વખતસર; સમય ઉપર. (૨) ઉતાવળે; જલદી; વહેલાં.

**વેળિયું**, ન૦ કાને પહેરવાનું કડી જેવું ઘરેણું. (૨) વહેળિયું; ઝરણું; નાળું.

**વેળુ**, સ્ત્રી૦ રેતી ધૂળ.

**વેળો**. પુ૦ વહેળો. નાળું.

**વેંગણ**, ન૦ વંતાક, રિંગણું.

**વેંગણી**, વેંગણું.

**વેંચણ**, સ્ત્રી૦ વહેંચણ; વાંટણી. (૨) ભાગ; ફાળો. [પાડવા; વાટવું.

**વેંચવું**, ક્રિ૦સ૦ વહેંચવું; ભાગ

**વેંત**, સ્ત્રી, અંગુઠાના ટેરવાથી ટચલી આંગળીના ટેરવા જેટલી લંબાઇ તે; બિલસ્ત. [ ટુંકુ. (૨) ઠિંગણું.

**વેંતિયું**. વિ૦ વેંત જેવડું

**વૈ**, સ્ત્રી૦ મોટું અને ઉંડું દર. (૨) કોળનૈ; ઉંદરિયું.

**વૈકલ**, વિ૦ વિકળ; વણેલ,ઘેલું.

**વૈકલ્પિક**, વિ૦ [ સં. ] વિકલ્પ-વાળું બેઉ પ્રકારે લખાય-થાય એવું.

**વૈકલ્ય**, ન૦ [ સં. ] વિકળતા; ઘેલછા. ( ૨ ) ગુંચવાડો; ગરબડ.

**વૈકુંઠ**, ન૦ [ સં. ] વિષ્ણુનું નિવાસસ્થાન.

**વૈકુંઠવાસી**, વિ૦ વૈકુંઠમાં જઇ વસેલું; મુએલું; સદ્ગતિ પામેલું.

**વૈકૃત**, વિ૦ વિકૃતિ પામેલું; બગડી ગયેલું; અસલ રૂપરંગ ને વિચાર બદલાઇ ગયેલા હોય એવું.

**વૈખરી**, વિ૦ [ સં. ] સ્પષ્ટ ઉચ્ચારવાળું; ચોકખું. ચાર પ્રકારની વાણી પૈકી ચોથી તે:-પરા, પશ્યતી, મધ્યમા અને વૈખરી

**વૈચિત્ર્ય**, ન૦ [ સં. ] વિચિત્રતા ( ૨ ) નવાઇ, અદ્ભુતતા. ( ૩ ) તરેહ-વારપણું.

[ વાવટો-ધ્વજ.

**વૈજયંત**, પુ૦ [ સં ] ઇન્દ્રનો

**વૈજયંતિક**, પુ૦ વાવટો ધરનાર —ઉડાડનાર.

**વૈજયંતી**, સ્રી૦ કાળી તુળશી. ( ૨ ) તુલસીની મંજરીઓની વિષ્ણુની માળા.

**વૈજાત્ય** વિ૦ [ સં. ] વિજાતી-યતા; માણસ વગેરેની જાતમાં થયેલી સંકરતા.

**વૈજ્ઞાનિક**, વિ૦ [ સં. ] વિજ્ઞાન સંબંધી- ઉચ્ચ જ્ઞાનનું; શાસ્રીય.

**વૈતનિક**, પુ૦ [ સં ] પગાર લઇને કામ કરનાર; દરમાયાદાર. (૨) મજુર; દાડિયું.

**વૈતરણી**, સ્રી૦ યમલોકના માર્ગમાં આવતી એક નદી. (૨) બંગા-ળાના ઉપસાગરને મળતી એક નદી અને તે નામનું તીર્થ.

**વૈતરું**, ન૦ ખૂબ મહેનત પડવી તે; શકિત ઉપરાંત કામ કરવું પડે તે; મજુરી; વેઠ.

**વૈતરો**, પુ૦ મજુર.

**વૈતાલિક**, પુ૦ [ સં. ] સ્તુતિ પાઠથી રાજાને જાગ્રત કરનારો; માગધ; ભાટ, ચારણ.

**વૈતાલ**, પુ૦ વેતાળ.

**વૈદ**, પુ૦ વૈદ્ય.

**વૈદક**, ન૦ રોગ પારખવાની ને મટાડવાની વિદ્યા. ( ૨ ) વૈદ્યનું કામ.

**વૈદગ્ધ્ય**, ન૦ [ સં. ] ચતુરાઇ; પ્રવીણતા. ( ૨ ) કારીગરી. ( ૩ ) ધૂર્તતા.

**વૈદર્ભ**, વિ૦ વિદર્ભનું. ( ૨ ) વિદર્ભ દેશનો રાજા, દમયંતીનો પિતા. વૈદર્ભી=દમયંતી; રુક્મિણી

**વૈદિક**, વિ૦ [ સં. ] વેદનું. ( ૨ ) વેદ ભણેલો; વેદ વિધિએ ક્રિયા કરાવનાર; વેદિયો.

**વૈદું**, ન૦ વૈદ્યનું કામ તે.

**વૈદૂર્ય**, ન૦ [ સં. ] નીલું રત્ન; આસમાની હીરો-મણિ

**વૈદેશિક**, વિ૦ [ સં. ] પર-દેશનું; વિદેશી.

**વૈદેહી**, સ્ત્રી૦ [ સં ] જાનકી, સીતા

**વૈદ્ય**, વિ૦ [સં ] ચિકિત્સક, હકીમ તબીબ દાક્તર [ સબંધી

**વૈદ્યુત**, વિ૦ [ સં ] વીજળી

**વૈધરત**, ન૦ એક યોગ વૈધત

**વૈધર્મ્ય**, ન૦ [ સં ] વિધર્મતા, પરધર્મપણું અધર્મતા. (૨) આચારભેદ ( ૩ ) ભિન્નતા

**વૈધવ્ય** ન૦ [ સં ] રંડાપો વિધવાપણું

**વૈધૃત**, સ્ત્રી૦ [ સં ] વૈધરત

**વૈનીતક**, ન૦ [ સં ] પાલખી, સુખપાલ ડાળી.

**વૈપરીત્ય** ન૦ [ સં ] વિપરીતપણું ઉનગાઇ ( ૨ ) ખરાબી

**વૈપુલ્ય**, ન૦ [ સં ] વિપુલતા પુષ્કળપણું

**વૈભવ** પુ૦ [ સં ] સાહેબી ઠાઠમાઠ (૨) ધનસામગ્રી વગેરેનો ખૂબ ભરાવ ( ૩ ) ઐશ્વર્ય પ્રતાપ કીર્તિ

**વૈભવી** વિ૦ વૈભવવાળું સાહેબીવાળું ઠાઠમાઠથી રહેનારે, ભોગી

**વૈભોગ**, પુ૦ વૈભવ (૨) મોજ

**વૈમાન**, ન૦ વિમાન વાયુવાહન આ કાશમા ચાલનાર યાન

**વૈમાનિક** વિ૦ [ સં ] વિમાન સંબંધી ( ૨ ) વિમાન ચલાવનાર

**વૈયાકરણ** વિ૦ [ સં ] પુ૦ વ્યાકરણ શાસ્ત્ર જાણનાર [વેર દ્વેષ

**વૈર**, ન૦ [સં ] દુશ્મનાઇ, કીનો

**વૈરકૃત્ય**, ન૦ [ સં ] જુદાઇ વિરક્તિ [ (૨) ઓછપ, ખોટ, અછત

**વૈરલ્ય**, ન૦ [ સં ] વિરલતા

**વૈરાગ**, પુ૦ વૈરાગ્ય

**વૈરાગી**, પુ૦ વૈરાગી, બાવો, જોગી સાધુ

**વૈરાગ્ય** પુ૦ [ સં ] સંસારની માયા મમતા રહિતપણું, આસક્તિનો અભાવ [બંધી ( ૨ ) ઘણું મોહ.

**વૈરાટ**, ન૦ [ સં ] વિરાટ સં-

**વૈરી**, વિ૦ [ સં ] વેરી, દુશ્મન.

**વૈરૂપ્ય**, ન૦ [ સં ] વરવાપણું, બેરાળપણું [કિમરા (૨) કદરૂપાપણું.

**વૈવર્ણ્ય**, ન૦ [ સં ] વિવર્ણતા,

**વૈવસ્વત** પુ૦ [ સં ] હાલ ચાલતા મન્વન્તરનો આદિ કર્તા સાતમો મનુ [ સંબંધી લગ્ન બાબત

**વૈવાહિક**, વિ૦ [ સં ] વિવાહ

**વૈશંપાયન**, પુ૦ [ સં ] વ્યાસનો એક વિદ્વાન શિષ્ય, જનમેજય રાજાને એણે મહાભારત સંભળાવ્યું હતું

**વૈશાખ**, પુ૦ [ સં ] કાર્તિકથી સાતમો મ હેનો ઉનાળાનો બીજો મહીનો

**વૈશેષિક** ન૦ [ સં ] કણાદ મુનિએ બનાવેલું એક શાસ્ત્ર

**વૈશ્ય** વિ૦ [ સં ] ત્રીજી વર્ણના આર્ય લોક, વેપાર ધંધો કરતાર એક જાતિ

**વૈશ્વદેવ** ન૦ [ સં ] જમતા પહેલા વિશ્વેદેવને બલિ આપવાનું તે કર્મ.

વૈશ્વદેવિયું, ન૦ વૈશ્વદેવને બલિ આપવાને અગ્નિ રાખવાનું પાત્ર.

વૈશ્વાનર, પુ૦ [ સં. ] દેવતા; અગ્નિ

વૈષમ્ય, ન૦ [ સં ] વિષમતા; અસમતા; ભેદભાવ; ન્યૂનાધિકતા. (૨) હઠધારી; મુશ્કેલી.

વૈષ્ણવ, વિ૦ [ સં. ] વિષ્ણુ ભક્તિના સંપ્રદાયને માનનારો; વિષ્ણુ ભક્ત; વિષ્ણુ સંબંધી.

વૈષ્ણવી, સ્ત્રી વિષ્ણુની શક્તિ.

વૈહાયસ, વિ૦ [ સં. ] હવામાં ચાલે એવું; આકાશ માર્ગે જાય એવું.

વૈહાસિક, પુ૦ [ સં. ] મશ્કરો; હસાવનારો; ભાંડ. [વહેણ; નાળું.

વોંકળો, પુ૦ પાણીનું નાનું

વોડકી, સ્ત્રી૦ નાની ગાય; મોટી વાછડી.

વોડકું, ન૦ જુવાન વાછરડું.

વોણ, ન૦ નાળું; વહેણ. (૨) હેઠું પાણી ભરાઇ રહે એવો લાંબો ખાડો.

વોણું, અ૦ વિનાનું; વિહોણું.

વોરત, સ્ત્રી૦ વહોરત. ખરીદી.

વોરતિયો, પુ૦ વહોરતિયો; ખરીદ કરનારો;

વોરવું, ક્રિ૦ સ૦ વહોરવું.

વોરો, પુ૦ વહોરો.

વોહ, પુ૦ વહેણ. (૨) પાણીને જવાનો માર્ગ.

વ્યક્ત, વિ૦ [ સં. ] સમજી શકાય એવું; સ્પષ્ટ; ખુલ્લું; સ્ફુટ; ઉઘાડું.

વ્યક્તિ, સ્ત્રી૦ [ સં. ] એક જણ.

વ્યગ્ર, વિ૦ [ સં. ] અસ્થિર ભયવાળું; ગભરામણમાં પડેલું; વ્યાકુળ; ગુંચવાયેલું; ચિંતાતુર; વિહ્વલ.

વ્યગ્રતા, સ્ત્રી૦ વિહ્વલતા; અસ્વસ્થતા. [ પંખો.

વ્યજન, પુ૦ [ સં. ] પીંછણો;

વ્યતિક્રમ પુ૦ [ સં ] વિપર્યાસ વ્યત્યાસ; પલટો. (૨) આજ્ઞા વગેરેનું ઉલ્લંઘન; ઉલટો ક્રમ.

વ્યતિરિક્ત, વિ૦ [સં.] જુદું; અળગું. (૨) બીજું; ઇતર; ભિન્ન. (૩) વગર; સિવાય.

વ્યતિરેક, પુ૦ [સં.] ભિન્નત્વ; જુદાપણું. (૨) ત્યાગ, વર્જન.

વ્યતિપાત, પુ૦ [ સં. ] સત્તાવિશ યોગમાંનો એક યોગ. (૨) આડખીલી; ફાંસ.

વ્યતિપાતિયું, વિ૦ જંપીને બેસે નહિ એવું; તોફાની; મસ્તીખોર.

વ્યત્યય, પુ૦ [ સં. ] ઉલટાપણું; વિરુદ્ધતા. (૨) આડખીલી. (૨) અવળાઇ. [ દુ:ખ. (૧) મનસ્તાપ

વ્યથા, સ્ત્રી૦ [ સં ] પીડા,

વ્યથિત વિ૦ [ સં. ] પીડિત; દુ:ખી. (૨) ખિન્ન, ક્લાન્ત.

વ્યભિચાર, પુ૦ [ સં ] સ્વીકારેલા નિયમની વિરુદ્ધ જવું તે (૨) છિનાળું; જારકર્મ [ચારી સ્ત્રી; છિનાળ.

વ્યભિચારિણી, સ્ત્રી૦ વ્યભિ-

**વ્યભિચારી**, વિ૦ છિનાળવું; (૨) કાવ્ય રસને લગતા કેટલાક ભાવ તે.

**વ્યય**, પુ૦ [ સં. ] ખરચ; ખપત. (૨) વાપર. [ નિરર્થક; ફોગટ.

**વ્યર્થ**, વિ૦ [ સં. ] નકામું;

**વ્યલીક**, વિ૦ [ સં. ] ખોટું; ખરાબ. (૨) ન કરવા યોગ્ય; અકાર્ય. (૩) કૃત્રિમ; બનાવટી; અસત્ય.

**વ્યવસાય**, પુ૦ [સં.] વ્યાપાર; ધંધો; ઉદ્યોગ; પ્રવૃત્તિ.

**વ્યવસ્થા**, સ્ત્રી૦ [ સં. ] બંદોબસ્ત; ગોઠવણ; નિયમસર મૂકવું, ચલાવવું અને રાખવું તે.

**વ્યવસ્થાપક**, પુ૦ [સં.] વ્યવસ્થા કરનારો, બંદોબસ્ત રાખનારો; નિયમસર ચલાવનારો. [ ઠીક; રીતસરનું.

**વ્યવસ્થિત**, વ૦ યથાક્રમ; ઠીક-

**વ્યવહાર**, પુ૦ [ સં ] વહેવાર; વહીવટ; રૂઢિ; રવૈયો. (૨) ધંધો; ઉદ્યોગ

**વ્યવહારિક**, વિ૦ વ્યાવહારિક.

**વ્યવહાર્ય**, વિ૦ [ સં ] વહેવારમાં મુકાય એવું. (૨) નિયમસર ચલાવવા જેવું.

**વ્યષ્ટિ**, સ્ત્રી૦ [સં.] જુદી જુદી ઘણી વસ્તુઓમાંનું એકાદ જુદું અંગ કે; વ્યક્તિ.

**વ્યસન**. ન૦ [ સં. ] દુઃખ; આપદા; સંકટ. (૨) માદક પદાર્થ લેવા નહિ આદત. (૩) છંદ; લત.

**વ્યસની**, વિ૦ દુઃખી. (૨) માદક પદાર્થ લેવાની ટેવવાળું; બંધાણી.

**વ્યસ્ત**, વિ૦ [ સં. ] આમતેમ ફેંકાયેલું; વિખેરી નાખેલું. (૨) ઉલટું; વિપરીત. (૩) વહેંચી નાખેલું.

**વ્યંઢળ**, પુ૦ [ સં. ] નપુંસક.

**વ્યાકરણ**, ન૦ [ સં. ] ભાષા બોલવાના અને લખવાના નિયમોનું શાસ્ત્ર. [ જાણનાર; ભાષાશાસ્ત્રી.

**વ્યાકરણી**, વિ૦ વ્યાકરણ

**વ્યાકુળ**, વિ૦ [ સં. વ્યાकुल. ] ક્ષુબ્ધ મનવાળું; ગભરાયેલું; બાવરું; વિહ્વલ. [ ગભરામણ; મુંઝવણ.

**વ્યાકુળતા**, સ્ત્રી૦ વિહ્વલતા;

**વ્યાખ્યા**, સ્ત્રી૦ [ સં. ] લક્ષણ; પદાર્થનો અર્થ સમજાવવાની વાક્ય રચના.

**વ્યાખ્યાન**, ન૦ [સં.] વિવેચન; ટીકા; સમજૂતી. (૨) ભાષણ; વિગતવાર વિષય પ્રતિપાદન કરવો તે. (૩) વ્યાખ્યા કરવી તે.

**વ્યાઘ્ર**, પુ૦ [ સં. ] માંસાહારી અને જંગલી ક્રૂર પ્રાણી; વાઘ; શેર.

**વ્યાજ**, ન૦ ધીરેલાં નાણાં ઉપર મુદ્દતના પ્રમાણમાં લેવામાં આવતો બદલો તે. (૨) [સં.] બહાનું; મિષ; ઢોંગ. (૩) યુક્તિ; તદબીર; કપટ.

**વ્યાજખાઉ**, વિ૦ મોટે વ્યાજે નાણાંની ધીરધાર કરનાર; વ્યાજ ઉપર કમાઇ કરનાર; આકરું વ્યાજ લેનાર.

**વ્યાજવટંતર**, ન૦ વ્યાજ અને વટાવ વગેરેની ઉપજ તે.

**વ્યાજવટું**, ન૦ વ્યાજ અને વટાવ મળે એવો ધંધો.

**વ્યાજુચીઠી,** સ્ત્રી૦ વ્યાજ લેવાની શરતે ધીરેલી રકમ માટેનું લખાણ તે.

**વ્યાધ,** પુ૦ [ સં. ] પારધી; શિકારી; હિંસા કરનારો.

**વ્યાધિ,** પુ૦ [ સં. ] રોગ; આજાર; મરજ; દરદ. (૨) દુઃખ; પીડા.

**વ્યાન,** પુ૦ [ સં. ] શરીરમાંના પાચ વાયુઓમાંનો ત્રીજો વાયુ. (પાંચ વાયુ,–પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન. )

**વ્યાપક,** વિ૦ [સં.] વ્યાપી રહેનાર.

**વ્યાપવું,** ક્રિ૦ અ૦ ફેલાવું; પથરાઇ રહેવું; પ્રસરવું.

**વ્યાપાર,** પુ૦ [ સં. ] પ્રવૃત્તિ; વ્યવહાર. ( ૨ ) માનસિક ગડમથલ. (૩) ધંધો; રોજગાર; વ્યવસાય,વેપાર.

**વ્યાપ્ત,** વિ૦ [ સં. ] સર્વત્ર ફેલાઇ ગયેલું; ચારે તરફ પ્રસરી રહેલું; વ્યાપેલું. ( ૨ ) પૂર્ણ. (૩) ખ્યાત.

**વ્યાપ્તિ,** સ્ત્રી૦ [ સં. ] ફેલાવ; પ્રસર; વ્યાપકતા; જેનો અહોળો પ્રસાર હોયતે; ભરપુરતા. [મૂર્ખપણું.

**વ્યામોહ,** પુ૦ [ સં. ] અજ્ઞાન;

**વ્યાયામ,** પુ૦ [ સં. ] શરીરને લાગતો શ્રમ; કસરત. (૨) થાક.

**વ્યાયોગ,** પુ૦ [ સં. ] નાટક-રૂકનો એક પ્રકાર.

**વ્યાલ,** પુ૦ [ સ. ] સાપ; નાગ; અહિ (૨) ચિત્તો; વાઘ.

**વ્યાવહારિક,** વિ૦ [સં.] વહેવાર; વહાર સંબંધી.

**વ્યાણું,** ક્રિ૦ અ૦ વિયાવું; પ્રસૂત થવું; જણવું.

**વ્યાસ,** પુ૦ [સં.] પરાશર અને સત્યવતીના પુત્ર. ( ૨ ) મધ્ય રેખા; ગર્ભસૂત્ર. ( ૩ ) જાડાઇ. (૪) વિસ્તાર.

**વ્યાસંગ,** પુ૦ [ન.] બહુ આસક્તિ. આસંગો; હેળ; હેડો. (૨) વિદ્યાકળાનો ઘણો પરિચય; ઘણો અભ્યાસ. (૩) પૂર્ણભક્તિ. [ગોઠણો.

**વ્યુત્ક્રમ,** પુ૦ [સ.] ઉલટો ક્રમ

**વ્યુત્પત્તિ,** સ્ત્રી૦ [ સ. ] સારી રીતે જાણવું તે; જ્ઞાન. ( ૨ ) શબ્દની મૂલોત્પત્તિ સંબંધી જ્ઞાન તે.

**વ્યુત્પન્ન,** વિ૦ [સં.] પૂર્ણ જ્ઞાનવાળુ ; જાણકાર; માહિતગાર; નિષ્ણાત.

**વ્યૂહ,** પુ૦ [ સં ] લશ્કરની ગોઠવણ; સૈનિકોની અલેલ હાર રચના

**વ્યોમ,** ન૦ [ સં. ] આકાશ; ગગન; નભ. [નાર–ઉડનાર; પંખી.

**વ્યોમચર,** ન૦ આકાશમાં ફર-

**વ્રજ,** ન૦ [ સં. ] ગાયો અને ગોવાળનું સ્થાન–ગામ તે; (૨) ગોપાળકૃત્તિના લોકો જે ઠેકાણે પગ નાખે છે તે સ્થાન. [ કરવું.

**વ્રજવું,** ક્રિ૦ અ૦ જવું; ગમન

**વ્રણ,** ન૦ [ સં ] ચામડી પર પડેલો ક્ષત–કાપ–ચાંદું તે; ઘા; છિદ્ર; કાણું; નારૂં.

**વ્રત,** ન૦ [ સં. ] ઉપોષણાદિક નિયમ પાળવા તે; બાધા. ( ૨ ) કરવા ન કરવાનો આગ્રહ તે.

વ્રતાળ, જુ૰ વ્રતી

વ્રતી, વિ૰ [ સં. ] જેણે વ્રત લીધેલું હોય એવું; વ્રત પાળનારું. (૨) બ્રહ્મચારી; નિયમવાળું; તપસ્વી; સાધુ.

વ્રાત્ય, વિ૰ [ સં ] સોળ વર્ષ લગી જેને ઉપવીત સંસ્કાર થયો ન હોય તેવો; સંસ્કાર વગરનો; બહિષ્કૃત. (૨) શૂદ્રથી ક્ષત્રિયાણીને પેટે જન્મેલો તે.

વ્રીડા, સ્ત્રી૰ [સં.] લાજ; શરમ.

વ્રીહિ, પુ૰ [સં.] ડાંગર; ચોખા; ભાત;

વ્રેહ, પુ૰ વિરહ; વિયોગ.

વ્હાર, સ્ત્રી૰ વહાર; મદદ; કુમક.

વ્હેલ, સ્ત્રી૰ વહેલ; રથ; સુંદર ગાડી. ( ૨ ) ન૰ [ અં. ] મોટો મગરમચ્છ.

## શ.

### શ.

શ, [ સં ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો ૩૦ મો વ્યંજન( ૨ ) કલ્યાણ.

શક, પુ૰ [ સં] કોઇ પ્રજાપ્રિય રાજાના સમયથીમાંડીને વર્ષવાર જે કાળ ગણના કરવામાં આવે છે તે; સંવત્સર. ( ઘણું કરીને શાલિવાહનના સંવત્સર સાથે શક અથવા શાકે શબ્દ લખાય છે: ) ( ૨ ) વહેમ; સંશય; ભ્રાંતિ; શંકા. ( ૩ ) એ નામના શૂરવીર લોક; સિથિયન. ( ૪ ) દાબ; ધાક

શકટ, ન૰ [સં. ] ગાડું. શકટ-વ્યૂહ=ગાડાને આકારે કરાતી સૈન્યની ગોઠવણ

શકટી, સ્ત્રી૰ ગાડી ( ૨ ) શગડી;

શકરો, પુ૰ [સં. શ્યેન.] ચંચળ શિકારી પંખી. શકરોબાજ=શકરાની જાતિનું ઝડપથી શિકાર કરનારું એક મોટું પંખી. ( ૨ ) ચંચળ ને બાહોશ માણસ; બડો ઉઠાઉગીર.

શકલ, પુ૰ [ સં. ] કકડો. ( ૨ ) સિક્કલ, ચહેરો;

શકવું, ક્રિ૰ અ૰ શક્તિમાન થવું; સંભવિત હોવું.

શકંચો, પુ૰ સકંચો—જો; દાબવાનું યંત્ર; ભાડો. ( ૨ ) હેડ. ( ૩ ) સંકડામણ.

શકાર, પુ૰ [સં.] શ એવો અક્ષર અને ઉચ્ચાર, (૨) સ્વાદ; લહેજત; મઝા. ( ૩ ) સત્વ; સાર; લાભ.

શકારિ, પુ૰ [ સં.] શક લોકોનો દુશ્મન; વિક્રમાદિત્ય.

શકુન, ન૰ [સં.] શુકન; શુભાશુભ ફળ સૂચક દેખાવ; સ્ફુરણ ચિહ્ન. (૨) પ્રશ્ન.

શકુનિ, ન૰ એક પંખી. ( ૨ ) દુર્યોધનનો મામો. મામો શકુનિ=અવળે માર્ગે દોરનાર; મહા ખટપટી ને પ્રપંચી માણસ

**શકુંત**, ન૦ [ સં ] પખી (એના બોલ અથવા ગતિ ઉપરથી શકુન લેવાય છે.)

**શકુંતલા**, સ્ત્રી૦ [ સં. ] વિશ્વામિત્ર અને મેનકાથી ઉત્પન્ન થયેલી અને શકુંત-પખીઓએ વનમા સાચવેલી એક કન્યા, દુશ્યન્તની સ્ત્રી; ભરતની માતા. [છે કે એવા અર્થમા

**શકે**, અ૦ જાણે જાણેકે, શકા થાય

**શકોરૂં**, ન૦ ચાપણિયુ; રામપાતર બટેરૂ.

**શકકાદાર**, વિ૦ જેના ચેહરાનો દેખાવ ઘાટદાર અને છાપ પડે તેવો હોય તે (૨) ઘાટીલુ, રૂપાળુ.

**શકકો**, પુ૦ સિકકો, છાપ, મહોર (૨) સુદર ભવ્ય મુખવટો (૩) સુંદર ઘાટીલો દેખાવ, ચેરો ક્રિ પ્ર૦ શકકો પાડવો=છાપ પાડવી, અમલ બેસાડવો શાબાશી મેળવવી [સમર્થ

**શકત**, વિ૦ [ સં ] શકિતવાળુ;

**શકિત**, સ્ત્રી૦ [સ] બળ સામર્થ્ય, જોર તાકાત, કૌવત (૨) સત્ત્વ, કસ, દૈવત (૩) સાર, જીવ, દમ (૪) મનોબળ પહોચ. (૫) સત્તા (૬) ગુણ અસર (૭) માયા, પ્રકૃતિ (૮) દેવી માતા. [સમર્થ.

**શકિતમાન**, વિ૦ શકિતવાળુ;

**શકિતહીન**, વિ૦ બળરહિત, અસમર્થ. [કરાય તેવુ; સંભવિત.

**શકય**, વિ૦ બની શકે એવુ;

**શક્ર**, પુ૦ [સં.] ઇન્દ્ર, દેવલોકનો રાજા [ અમુક માણસ.

**શખસ**, પુ૦ [સં ] સખ્સ પુરુષ

**શગ** સ્ત્રી૦ [ સં શૃગ. ] ટોચ, શિખર (૨) ઉપરનો ઉચો ઘુમટદાર ભાગ (૩) કળી જેવો આકાર, જ્યોત.

**શગડી**, સ્ત્રી૦ નાની સગડી; અંગીઠી

**શચી**, સ્ત્રી૦ [ સં. ] ઇન્દ્રાણી.

**શઠ**, વિ૦ [સ ] બખીલ, ધૂર્ત; લુચ્ચુ. (૨) ગુણ જાણે નહિ એવુ; કઠણ છાતીનુ (૩) નિર્દય દુષ્ટ

**શઠતા**, સ્ત્રી૦ બખીલાઇ, શઠપણું

**શઠત્વ**, ન૦ શઠપણું, ધૂર્તતા.

**શણ** ન૦ [સ ] ભીંડીની જાતનો રેસાદાર એક રોપો અને તેની છાલ. (આની છાલના દોરડા અને કપડા બને છે. )

**શણગટ**, પુ૦ઘુંઘટો છેડો, લાજ

**શણગો** પુ૦ અકુર, ફણગો. શણગાવુ=અકુરિત થવુ.

**શણવુ**, ક્રિ અ૦ સાભળી લેવું; સુણવું. (૨) ખાનગી વાત સમજી લેવી, રહસ્ય સમજી જવુ.

**શણિયુ**, ન૦ શણના રેસામાથી બનાવેલુ કપડું. અંબોટિયું (૨) શણના છોડની છાલ ઉતારી લીધેલી સૂ/ સાડી. [ સંખ્યા, સૈકું.

**શત**, વિ૦ [ સ ] સો-૧૦૦ની

**શતક**, ન૦ [ સં. ] સોનો સમુદાય (૨) સૈકું; સદી.

શતક્રતુ, વિ૦ [સં.] સો યજ્ઞ કરનાર. (૨) ઇન્દ્ર

શતઘ્ની, સ્ત્રી૦ [સં.] એકજ સપાટે સો જણને મારે એવું એક પ્રાચીન અસ્ત્ર;પથ્થરના ગોળા ફેંકવાની એક અસલી તોપ.

શતધા, અ૦ સો રીતે, [નક્ષત્ર.

શતભિષા, સ્ત્રી૦ [સ.] એક

શતપદી, વિ૦ સો પગવાળું: બહુપગી [રાનો સમુચ્ચય.

શતસાઇ, સ્ત્રી૦ સાતસો દોહ-

શતંજીવી, વિ૦ સો વર્ષ જીવે એવું. [વનસ્પતિ.

શતાવરી. સ્ત્રી૦ એક ઔષધિ-

શત્રુ. પુ૦ [સં.] દુશ્મન; અરિ; વેરી (૨) સામા પક્ષનું; હરીફ.

શત્રુતા, સ્ત્રી૦ દુશ્મનાઇ; વેર; શત્રુવટ;

શત્રુતાઇ, સ્ત્રી૦ શત્રુતા; દુશ્મનાઇ.

શત્રુવટ, સ્ત્રી૦ દુશ્મનાવટ; વેર. (૨) અદેખાઇ; ખાર.

શનિ, પુ૦ [સં.] સૂર્યમંડળમાંના નવ ગ્રહોમાંનો એક ગ્રહ. (૨) સાત વારમાંનો એક વાર. (૩) એક જાતનો કિમ્મતી પથ્થર; નીલમણિ.

શનિવાર, પુ૦ સાત વારમાંનો એક વાર. [અદેખાઇ; ઝેરવેર

શનિશ્ચર, પુ૦ શનિ. (૨)

શનેઉ, પુ૦ શનિવાર.

શનૈઃ, અ૦ [સં.] ધીમે; આસ્તે; હળવે હળવે.

શનૈશ્ચર, જુઓ શનિશ્ચર.

શપથ. પુ૦ [સં.] સોગન; કસમ. [માછલી.

શફરી, સ્ત્રી૦ [સં.] નાની

શબ, પુ૦ [સં.] જીવરહિત કલેવર; મુડદું; મડું.

શબ્દ, પુ૦ [સં.] અવાજ; સૂર. (૨) બોલ; વચન; સુખન. (૩) અર્થ સમજાય તેવા અક્ષરોનો સમુચ્ચય. (૪) કપડો; મેણું.

શબ્દયોગી: વિ૦ બીજા શબ્દો સાથે સંબંધ દેખાડનારો અવ્યય.

શબ્દવેધી. વિ૦ શબ્દ સાંભળીને તે પદાર્થ ઉપર નિશાન મારે એવું: અવાજ તરફ લક્ષ દઇ ગોળી કે તીર મારવામાં બાહોશ માણસ.

શબ્દશાસ્ત્ર, ન૦ [સં.] શબ્દસિદ્ધિને લગતું શાસ્ત્ર; વ્યાકરણ શાસ્ત્ર.

શબ્દાલંકાર, પુ૦ [સં.] કવિતામાં શબ્દ રચનાથી અલંકાર-શોભા આણવી તે; ઝડ ઝમક, પ્રાસ, વગેરે.

શમ, પુ૦ [સં.] મનના જુસ્સાઓને દાબી રાખવાનું બળ; ધૈર્યવૃત્તિ; ઇન્દ્રિયોને શાંત રાખવા મન ઉપરનો કાબુ [ક્ષમા; ધીરજ; ખામોશી.

શમતા, સ્ત્રી શાંતિ; ટાઢક. (૨)

શમન, ન૦ શમવું તે; સાંત્વન.

શમનલાડુ, પુ૦ મરણ વખતે જે લાડુનું દાન અપાય છે તે.

શમવું, ક્રિ૦ અ૦ જોસ મંદ પડવો; નરમ પડવું; ટાઢું પડવું:

શાંતથવું. (૨) ઠંડું થવું; વિસમવું. (૩) સીઝવું.

**શમશમાકાર**, વિ૦ ઇંદ્રિયોનો વ્યાપાર બંધ પડી ગયેલો હોય એવું; જેવું ને તેવુંજ મંદ; સંજ્ઞા વગેરે રહિત. (૨) કશી હીલચાલ કે અવાજ થતો ન હોય એવું; શાંત.

**શમશેર**, સ્ત્રી૦ [ फा. ] તરવાર: અસિ શમશેરબહાદુર=તરવાર ચલાવવામાં બહાદુર; એક ઇલકાબ. (૨) ગંજીફાનાં પાનાંમાંનો એક રંગ.

**શમસુલઉલમા**, વિ૦ (આ.) વિદ્વાનોમાં સૂર્ય જેવો. (૨) મહામહોપાધ્યાય.

**શમાવવું**, ક્રિ૦સ૦ ટાઢું પાડવું: શાંત કરવું; ઉતરવું. (૨) સિઝાવવું (૩) નરમ પાડવું

**શમી**, સ્ત્રી૦ [ सं. ] કાંટાવાળું એક ઝાડ; સમડી; ખીજડો; (એનાં ડાળાંની સમિધ થાય છે. ઋષિઓ એના લાકડાની શારણીએ અગ્નિ ઉત્પન્ન કરતા.)

**શયન**, ન૦ [ स.] સુવું તે. (૨) પથારી, બિછાનું. (૩) સુવાનું સ્થાન.

**શયનગૃહ**, ન૦ [ स ] સુવાનો ઓરડો.

**શયનીય**, વિ૦ સુવાજોગ

**શય્યા**, સ્ત્રી૦ [ सं. ] પથારી; બિછાનું; સેજ.

**શર**, પુ૦ [ सं. ] તીર; બાણ.

**શરણ**, ન૦ [ सं. ] ઓથ: આશ્રય. (૨) સહાયતા; કુમક.

**શરણાગત**, વિ૦ [ सं. ] શરણે આવેલું; આશ્રિત. [ ઇચ્છનાર.

**શરણાર્થી**, વિ૦ શરણ લેવા

**શરણું**, ન૦ શરણ.

**શરત**, સ્ત્રી૦ પ્રતિજ્ઞા; હોડ, બોલી

**શરદ**, સ્ત્રી૦ [ सं. शरद् ] છ ઋતુઓમાંની એક ઋતુ. (૨) વિ૦ ભીનું-ઠંડી અસર વાળું. (૩) ભેજવાળું.

**શરદપુનમ**, સ્ત્રી૦ આસો શુદિ પુનમ; માણેકઠારી.

**શરદી** સ્ત્રી૦ ઠંડી હવાની અસર; ટાઢક. (૨) ભેજવાળી હવાથી થતી અસર. (૩) સળેખમ. [ બાણો.

**શરધિ**, પુ૦ [ सं. ] બાણનો

**શરબત**, પુ૦ [ फा. ] લીંબુ અને નારંગી વગેરે ફળનો રસ પાતળી ચાસણી સાથે મેળવીને બનાવેલું પેય.

**શરભ**, પુ૦ [स.] એક કહેવાતો આઠ પગો મૃગ. (૨) શલભ; તીડ.

**શરમ**, સ્ત્રી૦ [ फा. शर्म ] સંકોચ; લાજ. (૨) ટેક; આબરૂ. (૩) લાંછન; સ્થાનત. (૪) ધિક્કાર.

**શરમાવવું**, ક્રિ૦ સ૦ સંકોચમાં નાખવું; શરમ પાડવી. (૨) માન રખાવવું. (૩) ઝાંખું પાડવું; લજાવવું

**શરમાવું**, ક્રિ૦ અ૦ સંકોચાવું; લાજવું. (૨) નીચું જોવું; ઝાંખું. પડવું.

**શરમાળ**, વિ૦ વિવેકી-સ્વભા-

વનું; લજ્જાળુ; શરમાય–સંકોચાય એવું.

**શરમિંદગી**, સ્ત્રી૦ શરમ; હીણપત્તી. [પડી ગયેલું; ફીકું.

**શરમિંદું**, વિ૦ શરમથી ઝાંખું

**શરમો**, પુ૦ શેરડીનો કકડો; પીઠું જડેરી. [ ચાપટું; ઝડી

**શરવડું**, ન૦ સરવડું; નાડું

**શરવું**, વિ૦ ઝટ સાંભળે એવું; બહુજ ધીમો અવાજ સાંભળી શકે એવું. ( ૨ ) ઝટ ચેતી–સમજી જાય એવું; ચંચળ. (૩) મીઠા સ્વાદનું.

**શરાધ**, ન૦ [સં. श्राद्ध.] શ્રાદ્ધ; પિતૃતર્પણ.

**શરાધિયાં**, ન૦ શ્રાદ્ધપક્ષ; ભાદરવા શુદિ ૧૫ થી વદિ અમાસ લગીની તિથિઓ; પિતૃપક્ષ.

**શરાપ**, પુ૦ [સં. शाप.] શાપ; અંતરનો કકળાટ; બદદુવા.

**શરાબ**, પુ૦ [ફા.] પીવાનો દારૂ;

**શરાવલું**, ન૦ ચાપણિયું; શકોરૂં.

**શરાવવું**, ક્રિ૦ સ૦ કાણું પડાવવું. ( ૨ ) સરાવવું.

**શરાવું**, ક્રિ૦ અ૦ કાણાંવાળા થવું; નપાવું; રગડાવું.[કામઠું; ચાપ.

**શરાસન**, ન૦ [ સં. ] ધનુષ;

**શરી**, સ્ત્રી૦ સ્વાદ ઉશ્કેરે એવી રીઠીવાસ.

**શરીગત**, વિ૦ સહાયક, સાથે રહેનાર; સાથી.

**શરીફ**, પુ૦ [ફા.] પવિત્ર; પાક.

**શરીર**, ન૦ [ સં. ] દેહ; તન; કલેવર; બદન. ( ૨ ) તંદુરસ્તી ક્રિ૦ પ્ર૦ શરીર ભરાવું=લોહિયાળ થવું. ( ૨ ) તાવ આવવો. શરીર વળવું= તંદુરસ્તી સુધરવી. શરીર બગડવું= માંદગી થવું. શરીર લેવાવું=દુર્બળ થઇ જવું.

**શરીરી**, વિ૦ [ સં. ] દેહી; જેને શરીર છે તે; જીવ. (૨) શરીર સંબંધી.

**શરૂ**, વિ૦ [ અ. ] ચાલુ; ચાલતું; મંડાયેલું. જારી. (૨) એક જાતનું ઝાડ

**શરૂઆત**, સ્ત્રી૦ આરંભ; મંડાણ.

**શરૂવો**, પુ૦ [સં. स्रुव.] યજ્ઞમાં ઘી હોમવાનો લાકડાનો ચાટવો. [શરેહ.

**શરે**. પુ૦ [અ.] મુસલમાની કાયદો;

**શર્કરા**, સ્ત્રી૦ [ સં ] સાકર; ખાંડ. [ શરમ; લાજ.

**શર્મ**, ન૦ સુખ; આનંદ. ( ૨ )

**શર્મિષ્ઠા**, સ્ત્રી૦ વૃષપર્વા નામના દૈત્યની પુત્રી ને યયાતિરાજાની બીજી રાણી. [ રજની.

**શર્વરી**, સ્ત્રી૦ [સં.] રાત્રિ; રાત;

**શલભ**, ન૦ [ સં. ] તીતીઘોડો; તીડ

**શલાકા**, સ્ત્રી૦ [ સં. ] સળી; પાતળી ને ગોળ સળેકડી. ( ૨ ) રંગવાની પીંછી. (૩) ટાંકણું.

**શલાટ**, પુ૦ પત્થરફોડો; શિલાઓ ઘડનારો.

**શલ્ય** ન૦ [ સં ] તીર; બાણ; ભાલો. (૨) મેખ; ખીલી. (૩) કાંટા-

શલ્યા, સ્ત્રી૦ [સં. શિલા] શિલા; પથ્થરની છાટ. [ શવયાન=ઠાઠડી.

શવ, ન૦ [ સં. ] મુડદું; શબ.

શવલ, વિ૦ [ સં. ] બહુરંગી.

શશ, ન૦ [સં.] સસલું; શશધર-શશલાંછન=ચંદ્રમા.

શશશૃંગ, ન૦ [ સં. ] સસલાનું શીંગડું. [ ચંદ્ર.

શશાંક, પુ૦ [ સં. ] ચંદ્રમા;

શશિકાંત, પુ૦ [ સં. ] એક જાતનો પત્થર; ચન્દ્રકાન્ત.

શશિમુખી, વિ૦ ચંદ્રના જેવા સુંદર મુખવાળી-સ્ત્રી; ચંદ્રમુખી.

શસ્ય, ન૦ [ સં. ] લીલી ચાર; ઘાસ; તૃણ. (૨) મોલ. [ આયુધ.

શસ્ત્ર, ન૦ [ સં. ] હથિયાર;

શસ્ત્રવિદ્યા, સ્ત્રી૦ હથિયાર કેમ વાપરવાં તે સંબંધી જ્ઞાન; ધનુર્વેદ.

શસ્ત્રવૈદ્, ન૦ શરીર ઉપર વાઢ-કાપની વિદ્યા;શસ્ત્રથી રોગ મટાડવાનું તે.

શહેર ન૦ નગર, પુર; બજારો-વાળું મોટું ગામ.

શહેરી, વિ૦ શહેરનું; નાગરિક.

શળ, પુ૦ કાગળ કે કપડાની ઘડીથી પડેલો આંકો; દાંસિયો; ઘડી; વળ (૨) આઘાત; ચામડીપર ઉઠેલો આંકો; સળ.

શળી, સ્ત્રી૦ [ સં. શલાકા ] પાતળી લાંબી ગોળ સાંઠી; શલાકા; સળી; ચીપ; સળેકડી-ડું. (૨) પાવ-લાનો સંકેત; પાલ. (૩) ટુચ્ચીજ; તૃણ. (૪) નમગરી; ખોરણું; ચાંદવું.

શંકનીય, વિ૦ [ સં ] શંકા કરવા જેવું; શંકાભરેલું; સંદેહવાળું.

શંકર, પુ૦ [ સં ] મહાદેવ.

શંકરાચાર્ય, પુ૦ અદ્વૈતમત ચલાવનાર એક આચાર્ય; વૈદિક વિધિ અને વર્ણાશ્રમ ધર્મની પરંપરા ફરીને લોકમાં ચાલુ કરાવનાર છઠ્ઠી સૈકામાં થયેલા એક મોટા આચાર્ય. (૨) એમની ગાદીઓપર આવતા આ-ચાર્યો પૈકી કોઇ એક.

શંકરાભરણ, પુ૦ એ નામનો એક રાગ. [ વહેમ ખાવો.

શંકવું, ક્રિ૦ અ૦ શંકા આણવી;

શંકા, સ્ત્રી૦ [સં] શક; સંદેહ; વહેમ (૨) કલ્પિતભય; સંશય.

શંકાવું, ક્રિ૦ અ૦ શંકા આણવી; વહેમાવું. (૨) શરમાવું.

શંકાસ્પદ, વિ૦ [ સં. ] શંકા પડે એવું; સંશયવાળું.

શંકિત વિ૦ જેને સંશય પડેલો હોય એવું.

શંકી, વિ૦ સંશયવાળું; વહેમી.

શંકુ ન૦ [ સં. ] ટૂંઝવાળો ઉભો આકાર;ઉપરથી અણીદાર ભાલોડું. (૨) નીચેથી જાડી ને છેડે પાતળી શલાકા. (૩) એક મોટી સંખ્યા.

શંખ, પુ૦ [ સં. ] ગોળ વળાં-દાર દરીયાઇ માછલીનું ઘર. (૨) એ આકારનું આંગળાં પરનું ચિહ્ન. (૩) વિ૦ મૂર્ખ; ઠોઠ. (૪) જેની

પાસે કંઇ હોય નહિ એવો; ખાખી અંગાળી. શંખ ફુંકવો=દેવાળું કાઢવું. તૈયારી બતાવવી. શંખસારથી=ખરે-ખરો મૂર્ખ.

શંખજીરૂં, ન૦ એક ઔષધિ.

શંખણી, જુ. શંખિની.

શંખલા, સ્રી૦ [ સં. શૃંખલા ] બેડી; સાંકળ; બંધન; હેડ.

શંખલી, સ્રી૦ નાનો શંખ.

શંખલો, પુ૦ મોટો શંખ.

શંખાલો, પુ૦ શરમ. ( ૨ ) સંકોચ. ( ૩ ) વહેમ ( ૪ ) સૂગ.

શંખિની, સ્રી૦ શંખણી. કંકાશિયણ ખરાબ સ્રી.

શંડલી, સ્રી૦ સાડી [શિવ;શંકર.

શંભુ, પુ૦ [ સં ] મહાદેવ;

શંભુમેળો, પુ૦ ઘણી જાતિઓનો એક સાંમટો સમુદાય; ખીચડો.

શંશ્રિત, વિ૦ [ સં. ] કહેલ. ( ૨ ) દૂષિત.

શા, વિ૦ શાહનું ટુંકું રૂપ.

શાઉકાર, જુ૦ સાહુકાર.

શાઉકારી, જુ૦ સાહુકારી.

શાઉડી. સ્રી૦ ઇંડા દરમાં રહેતું અણીદાર સિસોળિયાંવાળું એક પ્રાણી.

શાક, ન૦ લીલોતરી; ફળ મૂળ ને પાંદડાં વગેરે બાફીને ખવાય વી લીલી વનસ્પતિ.

શાકણી, સ્રી૦ એક જાતની પિશાચ સ્રી; ભૂતડી. (૨) ઠલકી જોગણી.

શાકભાજી, સ્રી૦ કંદમૂળ અને ફળ પાન વગેરે તે. [દુર્ગા;અંબા.

શાકંભરી, સ્રી૦ એક દેવી;

શાકુનિક. વિ૦ [ સં. ] શકુન સંબંધી. ( ૨ ) શકુન જોઇ પરિણામ કહેનારો; જોશી. [ રહ્યું એમ.

શાકે, અ૦ શાલિવાહન સંવત્સ-

શાક્ત, વિ૦ શક્તિ સંબંધી; દેવીને લગતું. ( ૨ ) શક્તિ ઉપાસક; દેવીભક્ત.

શાખ. સ્રી૦ સાખ; અવટંક; અટક. ( ૨ ) આબરૂ; ઇજ્જત. ( ૩ ) વટ; વહેવાર. ( ૪ ) કબુલાત; સાક્ષી.

શાખા, સ્રી૦ [ સ.] ડાળ; ડાળી. ( ૨ ) ફાંટો; વિભાગ. ( ૩ ) મોટા વિષયનું પ્રકરણ. ( ૪ ) વેદમંત્ર ભણવાની એક પદ્ધતિ. (૫) સમૂહ; ટોળી.

શાખિયું, જુ૦ સાખ; આંબા ઉપરજ પાકપર આવેલી કેરી.

શાગરિત, પુ૦ [ ફા. શાગિર્દ ] સાથે કામ કરનારો; સહાયક; મદદનિસ- ( ૨ ) સાથી રાખેલો માણસ. ( ૩ ) શિષ્ય; ચેલો.

શાજોગ, વિ૦ શાહજોગ; લઇ આવનારને તરતજ નાણાં આપવાં પડે એવો-લેખ, હુંડી, ખાતુ વગેરે.

શાઠય, ન૦ [ સં. ] શઠપણું; શઠતા. ( ૨ ) અખીલાઇ.

શાણ, ન૦ [ સં. ] ચાર માસા ભારનું વજન.

શાણકું, ન૦ ચાપણિયું; શકોરૂં. (૨) ભાખ ભાગવાનું કોડિયું.

**શાણુપણુ**, ન૦ ડહાપણ; દાક્ષિણ્ય. ( ૨ ) સભ્યતા; વિવેક; શિષ્ટાચાર. ( ૩ ) સારી સમજ.

**શાણું**, વિ૦ ડાહ્યું; વિવેકી; સભ્ય. ( ૨) વિચારીને કામ કરે એવું.

**શાતા**, સ્ત્રી૦ શાંતિ; ટાઢક; સંતોષ. ( ૨ ) નિરાંત

**શાદી**, સ્ત્રી૦ [फा.] લગ્ન; વિવાહ.

**શાદ્વલ**, ન૦ [ अ. ] લીલોતરી પૂર્ણ નાનું સ્થળ.

**શાન**, સ્ત્રી૦ [अ.] ચેરાનો દેખાવ; શિકલ; રૂપ; ઘાટ; આકાર. (૨) મનોહરતા; ભભક; સારા દેખાવનું.

**શાનદાર**, વિ૦ છટાદાર; ઘાટીલું.

**શાનસોગાત**, સ્ત્રી૦ છેલાઇ. ફાંકડાપણું. ( ૨ ) માલ; હીર; સત્ત્વ. (૩) બાહોશી; હોશિયારી.[ક્રેમ; શીદને·

**શાને**, અ૦ શા માટે; શે કાજે;

**શાપ**, પુ૦ [सं.] બીજાનું બુરૂં ઇચ્છવું તે; બદદુવા દેવી તે.

**શાપિત**, વિ૦ બદદુવા પામેલું; શાપ દેવાયેલું.

**શાબાન**; પુ૦ [फा.] મુસલમાની વર્ષનો આઠમો મહિનો.

**શાબાશ**, અ૦ ઉત્તેજન આપવું અથવા વખાણ કરવાં તે; વાહવાહ.

**શાબાશી**, સ્ત્રી૦ ધન્ય, શાબાશ, એમ કહેવું તે; ધન્યવાદ; વાહવાહ.

**શાબિત**, વિ૦ [ अ. ] પુરવાર કરેલું; ખાતરીનું; સિદ્ધ. (૨) મક્કમ; પાકું; મજબુત. જુઓ૦ સાબુત,

**શાબિતી**, સ્ત્રી૦ પ્રમાણ; દાખલો; સાબીતી.

**શાબુત**, વિ૦ અસલ હાલતમાં. રહેલું; નહિ બગડેલું; સાબુત.

**શાબુતી**, સ્ત્રી૦ મજબુતી; અખંડતા. ( ૨ ) સાબીતી; પુરવારી.

**શાબ્દિક**, વિ૦ [ सं. ] શબ્દ સંબંધી; ઉચ્ચારને લગતું.

**શામળ**, વિ૦ શ્યામળ; કાળું.

**શામળું**, વિ૦ કાળું.

**શામિલ**, વિ૦ ભળેલું; જોડાયેલું.

**શાયડી**. જુઓ૦ શારડી.

**શાયર**, પુ૦ [फा.] સાયર; કવિ; વિદ્વાન; પંડિત. [ સુતાર;

**શાયી**, વિ૦ શયન કરનાર;

**શાર**, વિ૦ કાણું; વેર. છિદ્ર; બાકું·

**શારડી**. સ્ત્રી૦ શાર પાડવાનું સુતારનું ઓજાર. ( ૨) રિબાવે અથવા દમ્યા કરે એવું તે. [ પાડવાનું યંત્ર·

**શારડો**, પુ૦ મોટી શારડી; શાર

**શારદ**, જુઓ૦ શારદા.

**શારદા**. સ્ત્રી૦ [ सं. ] વિદ્યાની-જ્ઞાનની દેવી; સરસ્વતી. [ ઋતુનું.

**શારદીય**. વિ૦ [ सं. ] શરદ

**શારવું**. ક્રિ૦ સ૦ કાણું પાડવું; કરવું. ( ૨ ) કટુ વચનથી દમવું; થોડું થોડું દુઃખ દીધા કરવું.

**શારંગ**, ન૦ ધનુષ; કામઠું. ( ૨ ) વિષ્ણુનું ધનુષ. (૩) એક રાગ.

**શારિ**, પુ૦ [सं.] દાવ રમનારો. ( ૨ ) પાસો; અક્ષ. [ સંબંધી

**શારીર**, વિ૦ [ सं. ] શરીર

**શારીરિક**, વિ૦ [ સં ] શરીર સંબંધી. [ સિંહ

**શાર્દૂલ** પુ૦ [ સં ] વાઘ,

**શાર્દૂલવિક્રીડિત**, પુ૦ [ સં ] ઓગણીસ અક્ષરનો એક છંદ.

**શાલ**, સ્ત્રી૦ [ ફા ] ઉંચી જાતનું ભરેલી કિનારનું ઓઢવાનું ઊનનું વસ્ત્ર, શાલ જોટા શાલદુશાલા= ઉંચી શાલો જોટે આવે છે તેથી શાલ જોટા અથવા શાલદુશાલા એમ કહેવાયછે.

**શાલ**, પુ૦ [ સં.] સાગનું ઝાડ જુ૦ સાળ [ પુતળી

**શાલભંજિકા**, સ્ત્રી૦ [ સં ]

**શાલા**, સ્ત્રી૦ [ સં. ] બાંધેલું સ્થાનિક મકાન, ઘર આશ્રમ. ( ૨ ) નિશાળ, અધ્યયન મંદિર.

**શાલિ** સ્ત્રી૦ [ સં. [ ડાંગર. સાળ, ભાત

**શાલિગ્રામ**, પુ૦ વિષ્ણુ તરીકે પૂજાતો કાળો લીસો પત્થર.

**શાલિની**, પુ૦ [ સં ] અગિયાર અક્ષરનો એક છંદ.

**શાલિવાહન**, પુ૦ એ નામનો એક દક્ષિણનો પ્રખ્યાત રાજા, જેના નામથી શક ચાલે છે

**શાલિહોત્ર**, પુ૦ [સં.] ઘોડાની પરીક્ષાને લગતો ગ્રન્થ

**શાલ્મલિ**, સ્ત્રી૦ [સં ]ખિજડો

**શાવક**, ન૦ [ સં. ] બાળ, બચ્ચું ( ૨ ) શ્રાવક, જૈન

**શાવડી**, જુ૦ શાહડી.

**શાશ્વત**, વિ૦ [સં ] હમેશાનું નિત્ય.

**શાસક**, વિ૦ [ સં ] શાસન કરનાર અમલદાર; સજા કરનાર

**શાસન**, ન૦ [ સં ] શિક્ષા સજા ( ૨ ) અમલ, રાજ્ય, કારકિર્દી. ( ૩ ) આજ્ઞા હુકમ.

**શાસનીય** વિ૦શિક્ષા કરવાલાયક અમલ કરવા જેવું; આજ્ઞા કરવાલાયક.

**શાસિત**, વિ૦ [ સં. ] હુકમમાં રાખેલું. (૨) શિક્ષા આપેલું,ઉપદેશેલું

**શાસ્તા**, પુ૦ [સં] શિક્ષા કરનાર; હુકમ-અમલ ચલાવનાર, રાજા

**શાસ્ત્ર** ન૦ [ સં. ] કોઇપણ વિષયનું ધોરણસર કરેલું નિબંધન તે

**શાસ્ત્રાર્થ**, પુ૦ [ સં ] પૂર્વાપર વિચાર ચલાવી કરવામાં આવતો શાસ્ત્રનો અર્થ તે ( ૨ ) શાસ્ત્રના મુદ્દા ઉપર ચલવવામાં આવતી ચર્ચા.

**શાસ્ત્રી** પુ૦ [ સં ] શાસ્ત્ર જાણનારો પંડિત વિદ્વાન

**શાસ્ત્રીય**, વિ૦ [ સં ] શાસ્ત્ર સંબંધી, શાસ્ત્રના ધોરણને અનુસરતું.

**શાહ** પુ૦ [ ફા ] મુસલમાન રાજા ( ૨ ) નાણાવટી, વટવાળો પ્રામાણિક ગૃહસ્થ આબરૂદાર.

**શાહજાદી**, સ્ત્રી૦ રાજપુત્રી

**શાહજાદો**, પુ૦ પાદશાહનો પુત્ર.

**શાહજીરૂ**, ન૦ ખડી જેવી એલચી.

**શાહજોગ**, વિ૦ તરત નાણાં આપવા પડે એવા વહેવારવાળી (૨) ખરું, સ્વીકારવા જોગ, પ્રામાણિક ખત.

**શાહવટ**, સ્ત્રી૦ નાણાવટીપણું; ચોકખો વહેવાર; પ્રામાણિકપણું.

**શાહી**, સ્ત્રી૦ રૂશનાઇ; શાઇ.

**શાહી**, વિ૦ રાજકાજને લગતું; રાજદરબારી; રાજાને શોભે એવું.

**શાહુકાર**, પુ૦ વહેવારિયો; શરાફ; વેપારી; નાણાવટી; પ્રામાણિક ગૃહસ્થ.

**શાહુકારી**, સ્ત્રી૦ શાહુકારપણું. (૨) પ્રામાણિકતા; સાચવટ; સાહુકારી.

**શાહુડી**, જુઓ શાઉડી.

**શાહેદ** પુ૦ [ फा ] સાક્ષી આપનારો; સાખ પુરનારો.

**શાહેદી**, સ્ત્રી૦ સાક્ષી; શાહેદનું કહેવું તે; સાખ; પુરાવો.

**શાળ**, સ્ત્રી૦ શાલિ; ડાંગર; ભાત. ( ૨ ) લુગડાં વણવાનું યંત્ર.

**શાળા**, સ્ત્રી૦ [ સં. शाला. ] નિશાળ; મદરેસા ( ૨ ) જગા; મકાન.

**શાળિયું**, ન૦ હલકી ડાંગર; શાઠી ભાત. [ સાળી.

**શાળી**, સ્ત્રી૦ ડાંગર; ભાત. ( ૨ )

**શાળોપયોગી**, વિ૦ શાળાના કામનું; અભ્યાસના ખપનું.

**શાંકરી**, વિ૦ મહાદેવિયા; શંકરમતના ( ૨ ) શંકર સંબંધી

**શાંત**, વિ૦ [ સં. ] જુસ્સા વગરનું, ઠંડું ( ૨ ) ધીમું; નરમ. (૩) ઘોંઘાટ વગરનું; ચૂપ; નીરવ.

**શાંતતા**, સ્ત્રી૦ શાંતપણું; શાંતિ. ( ૨ ) ચુપકીદી, નીરવતા; મંદપણું.

**શાંતનુ**, પુ૦ ભીષ્મ; શંતનુનો પુત્ર; ગાંગેય.

**શાંતિ**, સ્ત્રી૦ [ સં. ] શાંતતા; શાંતપણું; અનુદ્વેગપણું; નચિંતાઇ. ( ૨ ) ધીરજ. (૩) સ્વાસ્થ્ય; આરામ; નિરાંત.

**શિકલ**, સ્ત્રી૦ [ फा. ] ચેરો; મુખાકૃતિ. ( ૨ ) આકાર; ઘાટ; સ્વરૂપ.

**શિકસ્ત**, સ્ત્રી૦ [ फा. ] મહાત; પરાભવ; હાર. ( ૨ ) નસિયત; ધડો.

**શિકાર**, પુ૦ [ फा ] જનાવર પાછળ તેને મારવા જવું તે; મૃગયા; આખેટ. ( ૨ ) ખોરાક; ભક્ષ. ( ૩ ) ચોટ મારીને લેઇ લેવું તે. (૪) મારવા જેવાં જંગલી જનાવરો વગેરે.

**શિકારવું**, ક્રિ૦ સ૦ સ્વીકારવું; કબુલ રાખવું.

**શિકારી**, પુ૦ શિકાર કરનારો; પારધી, વ્યાધ. (૨) વિ૦ ગરીબ પ્રાણીઓને પોતાના ખોરાક માટે મારનાર. ( ૩ ) શિકાર કરવાને યોગ્ય જનાવર તે. ( ૪ ) શિકાર સંબંધી.

**શિકારૂ**, જુઓ શિકારી.

**શિકે**, અ૦ સિકે; સુદ્ધાં; સાથે.

**શિકોતર**, ન૦એક જાતની ભૂતડી.

**શિકોતરી**, સ્ત્રી૦ શિકોતર.

**શિકોતરૂં**, ન૦ નઠારું-વળગ્યું વછૂટે નહિ એવી જાતનું ભૂત. (૨) એક જાતનું ફળ.

**શિક્કાઇ**, વિ૦ સિક્કાઇ; સક્કાઇ; રાજાની મહોરવાળો સિક્કો તે.

શિક્ષક, પુ૦ [ સં. ] ગુરૂ; મહેતાજી; ભણાવનારો; માસ્તર; ઉસ્તાદ.

શિક્ષણ, ન૦ શિક્ષા આપવી તે; ભણાવવું તે; બોધ; ઉપદેશ.

શિક્ષણીય, વિ૦ શિખવવા જેવું જે તે; બોધ લેવા જોગ. ( ૨ ) સજા કરવા લાયક.

શિક્ષા, સ્ત્રી૦ [સં.] જ્ઞાન આપવું તે; બોધ; ઉપદેશ. ( ૨ ) શિખામણ. (૩) વિજ્ઞાન; વિદ્યા. ( ૪ ) સજા; શાસન; દંડ. [ પામેલું; સંસ્કૃત; સુધરેલું.

શિક્ષિત, વિ૦ ભણેલું. શિક્ષા

શિખ, સ્ત્રી૦ [સં શિક્ષા.] શિક્ષા. (૨) વળાયગીરી; રજા.(૩) આશિષ, ભેટ.

શિખર, ન૦ [સં.] શૃંગ; ટોચ; ઉપરનો છેડો; મથાળું.

શિખરબંધી, વિ૦ મથાળાબંધ; શિખરવાળું.

શિખરિણી, પુ૦ [ સં. ] સત્તર અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

શિખવણી, સ્ત્રી૦ શિખવવું તે; ઉશ્કેરણી, ભંભેરણી. ( ૨ ) ચેતવણી.

શિખવવું, ક્રિ૦ સ૦ શિખવાડવું. સમજાવવું; ભણાવવું (૨) ભંભેરવું; ઉશ્કેરવું; ચડાવવું.

શિખવું, ક્રિ૦ સ૦ [સં શિક્ષ્ ] શિક્ષા લેવી; જ્ઞાન મેળવવું; જાણવું; ભણવું; અનુસરવું લેવો.

શિખંડ, પુ૦ શ્રીખંડ; નિવારેલા દહીંમાં ખાંડ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ. [પુચ્છ ( ૨ ) મોર; મયૂર.

શિખંડી, પુ૦ દ્રુપદ રાજાનો

શિખા, સ્ત્રી૦ [ સં ] ચોટલી; પુરુષના માથા પરના ગાંઠ વળે એવા લાંબા કેશ. ( ૨ ) કલગી; છોગું. ( ૩ ) શંક્વાકાર ટોચ ( ૪ ) જ્યોત; રાગ

શિખાઉ, વિ૦ શિખનાર; શિખઉ; અજ્ઞાન; અનુભવ લેતું હોય એવું.

શિખાડવું, ક્રિ૦ સ૦ શિખવાડવું; ભણાવવું; બતાવવું.

શિખામણ સ્ત્રી૦ શિક્ષા; બોધ. ( ૨ ) સમજ; સલાહ. (૩) ચેતવણી.

શિખી, પુ૦ મોર; મયૂર.

શિતાબ, પુ૦ એક વનસ્પતિ.

શિતાબી, સ્ત્રી૦ ઉતાવળ; ત્વરા.

શિથળ, વિ૦ નરમ; ઢીલું; પોચું. (૨) નિર્બળ; શક્તિહીન. (૩) પાકેલું.

શિથિલ, વિ૦ [સં.] જુ૦શિથળ.

શિફારસ, સ્ત્રી૦ [ફા.] લાગવગ; ભલામણ; સોંપણ; વગ ચલાવવી તે.

શિબિકા, સ્ત્રી૦ [સં.] પાલખી; પડદાવાળી ડોળી [ વસ્ત્રગૃહ.

શિબિર, પુ૦ [ સં. ] તંબુ;

શિયળ, ન૦ શીલ; પોતાના પતિને વફાદાર રહેવું તે; સતીત્વ. ( ૨ ) ઇંદ્રિય નિગ્રહ; સંયમ; બ્રહ્મચર્ય. ( ૩ ) શુચિતા; નમ્રતા.

શિયાવિયા, વિ૦ ડુંખવાણા પડી જવું તે; દબાઇ ઢીલા થઇ જવું તે. (૨) શરમિંદા થઇ જવું તે. (૩) બહાવરું; ખિન્ન; ગભરાયલું.

શિયાળ, સ્ત્રી૦ કોલ્હું; શિયાળવું; કુતરાની જાતનું એક જંગલી પ્રાણી.

**શિયાળવું**, ન૦ શિયાળ.

**શિયાળુ** વિ૦ શિયાળાનું શિયાળામાં પાકનારું. (૨) ઠંડું; ટાઢું.

**શિયાળો**, પુ૦ ટાઢની મોસમ; ઠંડી ઋતુ; હેમંત ને શિશિર ઋતુ.

**શિર**, ન૦ [ સં. ] માથું, મસ્તક; ઉત્તમાંગ. ( ૨ ) શિખર; શૃંગ, ટોચ; મથાળું (૩) લશ્કરની આગલી હાર.

**શિરચ્છેદ**, પુ૦ માથું કાપી નાખવું તે.

**શિરછત્ર**, ન૦ માથાનું ઢાંકણું; પાલક; સંભાળનાર; વડીલ. (૨ ઉપરી; આશ્રયદાતા; પોતાની શોભારૂપ જે તે

**શિરજોર**, વિ૦ માથું ઉંચું કરે એવું બળવાન, બાપ બળના અભિમાનથી કામ કરનાર; માથાફરેલ.

**શિરજોરી**, સ્ત્રી૦ સરજોરી; બળાત્કાર; પોતાના બળે કામ લેવાપણું તે.

**શિરતાજ**, પુ૦ શિરછત્ર; માથાનો મુગટ ( ૨ ) વડીલ, ઉપરી.

**શિરનામું**, ન૦ સરનામું; કામ કાણ સાથે નામ નિશાનની ઓળખ તે.

**શિરપાવ**, પુ૦ [ ફા. ] સરપાવ; પાકની ભેટ. (૨) ધન્યવાદ; શાબાશી.

**શિરપેચ**, પુ૦ માથાપરનું કિંમતી ઘરેણું; સુંદર તોરો; કલગી

**શિરબંધી**, વિ૦ તહેનાતનું-લશ્કર ), કિલ્લાપરના રક્ષણ માટેની રટણ ( ૨ ) ખંડિયા રાજ્યને ખરચે મેરૂં સમારેલું લશ્કર

**શિરસ્તેદાર**, પુ૦ અમલદારના હાથતળે કામ કરનાર મુખ્ય કારકુન; ચીટનીસ.

**શિરસ્તેદારી**, સ્ત્રી૦ શિરસ્તેદારનું કામ શિરસ્તેદારનો હોદ્દો.

**શિરસ્તો**, પુ૦ [ ફા. ] પ્રથા; નિયમ; ધારો; રીત; ચાલ; રવૈયો.

**શિરા**, સ્ત્રી૦ રગ નસ ( ૨ ) જેમાં બગડેલું લોહી વહે છે તે નસ.

**શિરાણું**, ન૦ ઓશીકું; ઉપધાન.

**શિરામણ**, ન૦ નાસ્તો, સવારનું સહેજસાજ ખાવું તે.

**શિરામણી**, સ્ત્રી૦ શિરામણ.

**શિરાવવું**, ક્રિ૦ સ૦ જમવું (સવારનું ); નાસ્તો કરવો; ખાઇજવું.

**શિરી**, સ્ત્રી૦ [ ફા. ] મિઠાશ; શરી; સુગંધ અને સ્વાદ બેઉની લહેજત.

**શિરીષ**, ન૦ [ સં. ] એક જાતનાં ઝાડનાં સુંદર ફૂલ [ બિંદુ.

**શિરોબિંદુ**, ન૦ [ સં. ] ઉપરનું

**શિરોમણિ** પુ૦ માથાના શણગારરૂપ જે તે; કલગીમાંનું રત્ન; મુગટમણિ. ( ૨ ) સર્વોત્તમ તે.

**શિરોરુહ**, પુ૦ [ સં. ] માથાના વાળ; કેશ.

**શિલક**, સ્ત્રી૦ ખરચ જતાં રહેલી બાકી; જણુસ; અવશેષ; સીલક.

**શિલા**, સ્ત્રી૦ [ સં. ] લાંબો ને પાતળો પત્થર; છાટ.

**શિલાછાપ**, સ્ત્રી૦ પત્થર ઉપર અવળા અક્ષર પાડી તે ઉપરથી બીજા કાગળ ઉપર છાપ લેવી તે.

ખાવાનો પદાર્થ. (૨) ચાસણીમાં કોઇ દ્રવ્યનો ભૂકો નાખીને બનાવેલો લોંદા જેવો પદાર્થ. [મથાળું; ટોચ; શિખર.

**શીર્ષ**, ન૦ માથું; મસ્તક. (૨)

**શીશો**, પુ૦ [ફા.] પ્રવાહી ભરવાનું કાચનું પાત્ર; બાટલી; કુંપો.

**શીળ**, જુઓ શિયળ.

**શીળા**, જુઓ શિલા.

**શીળી**, સ્ત્રી૦ માતા; શૈયડ; બળિયાકાકા જુઓ શીતળા.

**શીળું**, વિ૦ નરમ સ્વભાવનું; વિવેકી; સભ્ય. (૨) ગરીબ; દીન. (૩) ઠંડું; ટાઢું.

**શીળો**, પુ૦ શાંત સ્વભાવનો વિવેકી માણસ. (૨) શેળો; આખે શરીરે કાંટાવાળું એક નાનું પ્રાણી.

**શુક**, પુ૦ [સં.] પોપટ. (૨) વ્યાસના પુત્ર; બાળ બ્રહ્મચારી અને એક મોટા વિદ્વાન.

**શુકન**, ન૦ શકુન. (૨) વચન.

**શુકર**, પુ૦ [અ. शुक्र्] એહેસાન; ઉપકાર. શુકર ગુજારવો = ઉપકાર માનવો.

**શુક્રાચાર્ય**, પુ૦ એક ઋષિ; દૈત્યગુરુ; શુક્ર. (૨) વિ૦ કાણું.

**શુક્લ**, વિ૦ [સં.] ધોળું.

**શુક્લ**, પુ૦ બ્રાહ્મણોને કર્મ કરાવનારો પુરોહિત.

**શુક્લપક્ષ**, પુ૦ શુદપક્ષ; જેમાં ચંદ્રની કળાઓ વધતી જાય છે તે પક્ષ અજવાળિયું. [ શુદ્ધ; પુનિત.

**શુચિ**, વિ૦ [સં.] પવિત્ર;

**શુદ**, જુઓ શુક્લપક્ષ; અજવાળિયું.

**શુદ્ધ**, વિ [સં.] ચોક્ખું; સ્વચ્છ. (૨) પવિત્ર; (૩) ભૂલ વગરનું; દોષ રહિત. (૪) ખરું; ભેળ વગરનું; અસલ.

**શુદ્ધાન્ત**, ન૦ [સં.] સ્ત્રીગૃહ; અંતઃપુર; જનાનખાનું. (૨) રંગમહેલ.

**શુદ્ધિ**, સ્ત્રી૦ [સં.] ધર્મક્રિયા કરી પવિત્ર થવું તે; પ્રાયશ્ચિત કરી શુદ્ધ થવું તે; (૨) સ્વચ્છતા. (૩) ખરાપણું. (૪) ચોક્ખું ભાન; સંજ્ઞા (૫) જાગૃતિ.

**શુદ્ધિપત્ર**, ન૦ [સં.] ગ્રન્થમાંની ભૂલોની યાદી તે.

**શુધબુધ**, સ્ત્રી૦ શુદ્ધિ અને બુદ્ધિ; ભાન અને સમજ. (૨) કર્તવ્યાકર્તવ્ય [illegible] મતિ. (૩) સન્મતિ.

[illegible] સ્ત્રી૦ [સં.] કુતરી.

[illegible] કલ્યાણ;

**શિલાજીત,** પુ૦ પત્થરનો રસ; એક ઔષધિ. [ શુંદર.

**શિલારસ** પુ૦ એક જાતનો

**શિલાલેખ,** પુ૦ [સં. ] પત્થરપર કોતરેલું લખાણ. [તીર. ( ૨ ) ભમરો.

**શિલીમુખ,** પુ૦ [ સં. ] બાણ;

**શિલીન્ધ્ર,** ન૦ [ સં ] બિલાડીનો ટોપ; કુતરાનો કાન; ભૂછત્ર; સડતાં લાકડામાંથી ફૂટી નિકળતી એક જાતની વનસ્પતિ. [ખાનું; શસ્ત્રાગાર.

**શિલેખાનું,** ન૦ [ ફા. ] તોપ-

**શિલોંછ,** પુ૦ [ સં. ] ખેતર વગેરેમાં પડેલા કણ વીણી લેવા તે. શિલોછવૃત્તિ=વેરાયેલા કણ વીણી લાવી તે પર આજીવિકા કરવી તે.

**શિલ્પ,** ન૦ [ સં. ] ઘર વગેરે બનાવવાની કળા [લુહાર, સલાટ વગેરે.

**શિલ્પકાર,** પુ૦ કારીગર; સુતાર;

**શિલ્પશાળા,** સ્રી૦ કારીગરી શિખવાનું સ્થાન, કળાભવન. (૨) કોઠય-

**શિલ્પશાસ્ત્ર,** ન૦ કારીગરીને લગતી વિદ્યા. [જાણનારો.

**શિલ્પશાસ્ત્રી,** પુ૦ શિલ્પશાસ્ત્ર

**શિલ્પી,** પુ૦ કારીગર; સુથાર.

**શિવ,** પુ૦ [ સં. ] કલ્યાણકારી દેવ; મહાદેવ. ( ૨ ) પરમાત્મા. (૩) ન૦ કલ્યાણ.

**શિવનિર્માલ્ય,** વિ૦ શિવ ઉપરથી ઉતરેલું; શિવાર્પણ થઇ ગયું હોય એવું. ( ૨ ) નહિ ઉપયોગ કરવા જેવું.

**શિવરાઇ,** પુ૦ શિવાજી મહારાજે ચલાવેલો સિક્કો.

**શિવરાત,** સ્રી૦ શિવરાત્રી.

**શિવરાત્રી,** સ્રી૦ [ સં. ] શિવજયંતી; માઘ વદિ ૧૪ ને દિવસે શિવનું જે વ્રત થાય છે તે.

**શિવા,** સ્રી૦ [ સં. ] પાર્વતી; દુર્ગા. ( ૨ ) શિયાળ. [ સિવાય.

**શિવાય,** અ૦ વગર; વિના;

**શિવાલય,** ન૦[સં.]શિવનું દહેરું.

**શિશમ,** પુ૦ કાળું કઠણ લાકડું.

**શિશિર,** પુ૦ [ સં.] ઠંડા પવનવાળી ઋતુ; શિયાળાના બીજા બે મહિનાનો કાળ તે. [છોકરું. ( ૨ ) બચ્ચું.

**શિશુ,** ન૦ [ સં. ] બાળક;

**શિષ્ટ,** ન૦ [ વિ૦ ] કેળવાયેલું; સુસંસ્કૃત;સુધરેલું; પ્રતિષ્ઠિત; સભ્ય; વિવેકી; ( ૨ ) ડાહ્યું; સમજુ; ચતુર.

**શિષ્ટાઇ,** સ્રી૦ શિષ્ટપણું; શિષ્ટાચાર; વિવેકી વર્તન. ( ૨ ) વિશિષ્ટ કહેણ.

**શિષ્ટાચાર,** પુ૦ સભ્ય ચાલ ચલગત; સુઘડ રીતભાત (૨) આદરસત્કાર.

**શિષ્ય,** પુ૦ [ સં. ] વિદ્યાર્થે ગુરુને ઘેર રહેલો બાળબ્રહ્મચારી ( ૨ ) ચેલો; ઉપદેશ લેનારો.

**શિષ્યા,** સ્રી૦ વિદ્યાર્થીની; શિખનારી; અભ્યાસ કરનારી. (૨) ચેલી.

**શિસ્ત,** વિ૦ અનુકૂળ પડતું; લાયક. ( ૨ ) ધોરણ; ધારી; ( ૩ ) મુખ્ય રેખા.

**શિંગ**, ન૦ શીંગડું. (૨) સ્ત્રી૦ દ્વિદલ અનાજનાં બી વાળી પાપડી.

**શિંગડી** સ્ત્રી૦ નાનું શીંગડું. (૨) બંદુકનો દારૂ ભરવાની ભુંગળી.

**શિંગડું**, ન૦ પશુના માથાપર ફૂટી નિકળતો મોટો અસ્થિ અંકુર (૨) શિંગ શિંગડાના આકારનું વાદ્ય.

**શિંગડિયો વછનાગ**, પુ૦ શિંગ જેવો કળાદાર વછનાગ [ પીપુડી.

**શિંગી**, સ્ત્રી૦ નાના શિંગડા જેવી

**શિંગોટી**, સ્ત્રી૦ શીંગડાનું વલણ તે. (૨) નાનું શિંગડું. (૩) જે ઠેકાણેથી શિંગડાં ફુટે છે તે માથા પરનો ભાગ. [એક વેલ.

**શિંગોડી**, સ્ત્રી૦ પાણીમાં થતી

**શિંગોડું**, ન૦ તલાવડામાં થતી એક વેલનું ફળ. (ફળાહારમાં શિંગોડાં ને તેનો લોટ વપરાય છે. )

**શી**, સ૦ કયી, શું. (૨) કેવી; કેવા પ્રકારની.

**શીકર**, ન૦ [ સં. ] પાણીના ઝીણા કણ; છાંટ; ફરફર.

**શીકું**, ન૦ દોરી કે તાર ગુંથીને બનાવેલી અધ્ધર લટકાવાય એવી ઝોળી.

**શીખ**, સ્ત્રી૦ [ સં શિક્ષા. ] શિખામણ; બોધ; સારી સલાહ. (૨) આજ્ઞા; હુકમ. (૩) વદાય.

**શીઘ્ર**, વિ૦ [ સં. ] સત્વર; જલદી. તરત.

**શીઘ્રકવિ**, પુ૦ તાબડતોબ કવિતા બનાવી દે એવી શક્તિવાળો કવિ. શીઘ્ર કવિતા=પૂછતાં વેંત બના વેલી કવિતા.

**શીઘ્રબોધ**, પુ૦ તત્કાળ જે જ્ઞા થાય તે. (૨) ગાંજો. ( ગાંજાની ચલ પીનારને વ્યંગમાં શીઘ્રબોધી કહે છે.

**શીડવું**, ક્રિ૦ સ૦ સજ્જડ બ કરવું; ડાટો મારીને સીવી લેવું. (૨ પૂરવું; ઉઘડે નહિ એમ કરવું.

**શીત**, વિ૦ [ સં. ] ટાઢું; ઠંડું (૨) ટાઢ; ઠંડી. (૩) શરીર ઠંડુ પડવું ને પરસેવો છૂટવો તે.

**શીતકટિબંધ**, પુ૦ પૃથ્વીન ગોળાપરનો તે પટો કે જેમાં ખૂબ ટા પડે છે. [ ઠંડીની મોસમ

**શીતકાળ**, પુ૦ [સં.] શિયાળો

**શીતળ**, વિ૦ [ સં. ] ટાઢું ઠંડું. (૨) ભેજવાળું. (૩) ગરમી રહિત. (૪) નરમ; પોચું; મંદ આળસુ; ધીમું.

**શીતળા**, સ્ત્રી૦ [ સ. शीतला એક જાતનો બહુ જ ચેપી તાવ. (અ મરજમાં સખત તાવ આવ્યા પછ શરીરે ધોળા મોંના ફોલ્લા થઇ આવે છે. આઠ દિવસે ફોલ્લા નરમ પડ તાવ ઉતરવા માંડે છે. (૨) ઠંડા બક્ષનારી દેવતા. ( શ્રાવણી સાતમે લોકો એનું વ્રત કરી ટાઢું ખાય છે.

**શીદ**,અ૦શા માટે; શા સારૂ;કેમ શાને. (૨) કયાં; કહિં; કયે ઠેકાણે

**શીરો**, પુ૦ ઘીમાં લોટ શેકી ખાંડ કે ગોળનું પાણી નાખી સીઝવેલો

ખાવાનો પદાર્થ. (૨) ચાસણીમાં કોઇ દ્રવ્યનો ભુક્કો નાખીને બનાવેલો લોંદા જેવો પદાર્થ. [મથાળું: ટોચ; શિખર.

**શીર્ષ**, ન૦ માથું; મસ્તક. (૨)

**શીસો**, પુ૦ [ फा ] પ્રવાહી ભરવાનું કાચનું પાત્ર; બાટલી; કુંપો.

**શીળ**, જુઓ શિયળ.

**શીળા**, જુઓ શિલા.

**શીળી**, સ્ત્રી૦ માતા; શૈયડ; બળિયાકાકા જુઓ શીતળા.

**શીળું**, વિ૦ નરમ સ્વભાવનું; વિવેકી; સભ્ય. (૨) ગરીબ; દીન. (૩) ઠંડું; ટાઢું.

**શીળો**, પુ૦ શાંત સ્વભાવનો વિવેકી માણસ. (૨) શેળો; આખે શરીરે કાંટાવાળું એક નાનું પ્રાણી.

**શુક**, પુ૦ [ સં. ] પોપટ. (૨) વ્યાસના પુત્ર; બાળ બ્રહ્મચારી અને એક મોટા વિદ્વાન.

**શુકન**, ન૦ શકુન. (૨) વચન.

**શુકર**, પુ૦ [અ. शुकूर्] જેજેકાર: ફતેહ. (૨) ઉપકાર. શુકર ગુજારવો= ઉપકાર માનવો.

**શુકરાના**, પુ૦ શુકર; જેજેકાર.

**શુક્તિ**, સ્ત્રી૦ [ સં. ] એક જાતની માછલીનું ઘર; છીપોલી; છીપ.

**શુક્ર**, પુ૦ [ સં. ] સૂર્ય મંડળનો એક ગ્રહ. (૨) એ નામનો વાર. (૩) એક ઋષિ—દૈત્યોના પુરોહિત; શુક્રાચાર્ય; ભાર્ગવ.(૩) વીર્ય. [એક જ

**શુક્રવાર**, પુ૦ સાત વારમાં

**શુક્રાચાર્ય**, પુ૦ એક ઋષિ; દૈત્યગુરુ; શુક્ર. (૨) વિ૦ કાણું.

**શુક્લ**, વિ૦ [ સં. ] ધોળું.

**શુક્લ**, પુ૦ બ્રાહ્મણોને કર્મ કરાવનારો પુરોહિત.

**શુક્લપક્ષ**, પુ૦ શુદપક્ષ; જેમાં ચંદ્રની કળાઓ વધતી જાય છે તે પક્ષ; અજવાળિયું. [ શુદ્ધ; પુનિત.

**શુચિ**, વિ૦ [ સં. ] પવિત્ર;

**શુદ**, જુઓ શુક્લપક્ષ; અજવાળિયું.

**શુદ્ધ**, વિ [સં.] ચોકખું; સ્વચ્છ. (૨) પવિત્ર; (૩) ભૂલ વગરનું; દોષ રહિત. (૪) ખરું; ભેળ વગરનું; અસલ.

**શુદ્ધાન્ત**, ન૦ [ સં. ] સ્ત્રીગૃહ; અંતઃપુર: જનાનખાનું. (૨) રંગમહેલ.

**શુદ્ધિ**, સ્ત્રી૦ [ સં. ] ધર્મક્રિયા કરી પવિત્ર થવું તે; પ્રાયશ્ચિત કરી શુદ્ધ થવું તે; (૨) સ્વચ્છતા. (૩) ખરાપણું. (૪) ચોકખું ભાન; સંજ્ઞા (૫) જાગૃતિ.

**શુદ્ધિપત્ર**, ન૦ [સં.] ગ્રન્થમાંની ભૂલોની યાદી તે.

**શુધબુધ**, સ્ત્રી૦ શુદ્ધિ અને બુદ્ધિ: ભાન અને સમજ. (૨) કર્તવ્યાકર્તવ્ય નિર્ણાયક મતિ. (૩) સન્મતિ.

**શુની**, સ્ત્રી૦ [ સં. ] કુતરી.

**શુભ**, ન૦ [ સં. ] કલ્યાણ; મંગળ; શ્રેય. (૨) પુ૦ પંચાંગમાંનો એક યોગ. વિ૦ કલ્યાણકારક; સુખદાયક. [illegible] સભાગ્યવાળું. (૪) [illegible]તક; શુભેચ્છક

[illegible] ઇચ્છનાર;

**શુભેચ્છુ**, વિ૦ શુભેચ્છક.

**શુભ્ર**, વિ૦ [ સં. ] ધોળું; શ્વેત; ધવલ (૨) ઉજળું; તેજસ્વી

**શુમાર**, પુ૦ [ ફા. ] આશરો; અડસટો; સુમાર; અંદાજ. (૨) સંખ્યા પ્રમાણ (૩) વિચાર, ચોકશી.

**શુમારે**, અ૦ આશરે અંદાજે.

**શુલ્ક**, ન૦ [સં.] સ્ત્રીને બક્ષીસ તરીકે જે મળેલું તે; સ્ત્રીધન. ઘરખરચમાંથી બચાવેલી મિલકત.

**શુરૂ**, વિ૦ [ ફા. ] આરંભેલું; ચાલુ. (૨) ના૦ એક જાતનું ઝાડ.

**શુષ્ક**, વિ૦ [ સં. ] સુકું. જેમાં ચીનાશ ન હોય એવું; કોરૂં (૨) તવાઇ ગયેલું દુર્બળ. (૩) રસવગરનું.

**શુષ્કતા**, સ્ત્રી૦ સુકાપણું. (૨) નીરસતા

**શું**, સ૦ માણસ સિવાય બીજાં બધા નામને બદલે વપરાતું પ્રશ્નાર્થક સર્વનામ; કિયું. (૨) વિ૦ કેવું; કેવા પ્રકારનું. (૩) અ૦ કંઇ નહિ, હિસાબમા નથી એમ. (૪) નહિ જાણેલી આબત માટે પ્રશ્ન પૂછવામાં વપરાય છે.

**સુંઠ**, સ્ત્રી૦ [ સં. શુંઠિ ] સુકવેલા આદુના ગાંઠિયા; સુકું આદું.

**સુંઢ**, સ્ત્રી૦ [સં શુંડા.] હાથીનું પગલગી નીચું ને પોલું ભુંગળા જેવું નાક. [ભિલાન (૨) સુપ: છાદ્યમાનું.

**શુંઢમૂંઢ**, વિ૦ સંસ્કારહિત;

**શુંઢવું**, ક્રિ૦ સ૦ જવાને માટે ઠાઠમાઠ સાથે તૈયાર થવું.

**શુંઢિયું**, વિ૦ શુંઢ જેવું ચામડા વગેરેની બનાવટવાળું (૨) જુવારની એક જાત. [ ડુક્કર, વરાહ.

**શૂકર**, ન૦ [ સં. ] સૂકર; ભુંડ;

**શૂદ્ર**, પુ૦ [ સં. ] ચાર મુખ્ય વર્ણોમાંની એક વર્ણ—જ્ઞાત. (૨) એ જાતનો માણસ.

**શૂદ્રા**, સ્ત્રી૦ શૂદ્ર જાતિની સ્ત્રી.

**શૂનકાર** પુ૦ જ્યાં કશું હોય નહિ એવાપણું; ઉજ્જડપણું. (૨) નીરવતા; ઘોંઘાટ નહિ હોવાપણું (૩) બેભાન અવસ્થા તે. (૪) ગમે એવું નહિ તે ૫) વિ૦ ખાલી; નીરવ; ઉજ્જડ સુનકાર

**શૂન્ય**, સ્ત્રી૦ (ન૦) [સં] મીંડું; ગિંડું. ટપકું (૨) ખાલીપણું; કંઇ નહિ હોવાપણું. (૩) આકાશ

**શૂન્ય**, વિ૦ ખાલી રિક્ત, ઠાલું; સૂનું. (૨) રહિત; વગરનું.

**શૂન્યવાદી** પુ૦ [ સં. ] જગત કે ઇશ્વર કંઇ છેજ નહિ એવું માનનારો; નાસ્તિક.

**શૂર**, ન૦ [ સં. ] બળ; ઉમરો; લાગણીનો ઉછાળો; જોસ. (૨) બહાદુરી; હિમ્મત; શૌર્ય. (૩) પુ૦ યોદ્ધો; લડવૈયો; બહાદુર માણસ. (૪) આગળ પડતા હરકોઇ ગુણવાળું —દાનશૂર.

**શૂરવીર**, પુ૦ બહાદુર, હિમ્મતવાન. (૨) યોદ્ધા લડવૈયો; બળવાન.

**શૂરાતન**, ન૦ શૌર્ય શૂરતા. (૨) બહાદુરી; બળ [જુસ્સાદાર.

**શૂરૂં**, વિ૦ શૌર્યવાળું; બહાદુર. (૨)

**શૂરો**, પુ૦ યોદ્ધો; લડવૈયો; લડાઇમાં તરત ઝંપલાવે એવો માણસ.

**શૂર્પ**, ન૦ [ સં. ] સુપડું.

**શૂળ**, સ્ત્રી૦ [ સં. શૂલ. ] અણીવાળો સળિયો; કાંટો. (૨) ન૦ શરીરમાંના વાયુનો સણકો.

**શૂળી**, સ્ત્રી૦ અણીવાળો મોટો જાડો સળિયો. લોખંડનો કાંટો. શૂળીએ ચડાવવું=શૂળી પરોવાઇ જાય એમ કરવું; શૂળીથી મારી નાખવું. (૨) ડંખ્યા કરે એવી પીડા આપવી.

**શૃગાલ**, ન૦ [ સં. ] શિયાળ; કોલહું. [ વાની આંકડી; અંકુશ.

**શૃંખિ**, સ્ત્રી૦ [ સં ] હાથી હાંક-

**શૃંખલા**, સ્ત્રી૦ [ સં. ] સાંકળી; સાંકળ. (૨) બેડી.

**શૃંખલિત**, વિ૦ સાંકળથી બંધાયેલું; સંકળાયલું; ગુંથવાયેલું. (૨) કડીબંધ; આંકડે આંકડે બેઠેલું. (૩) બેડીમાં પડેલું.

**શૃંગ**, ન૦ [સં.] પર્વત વગેરેની ટોચ, શિખર. (૨) શિંગડું.

**શૃંગાર**, પુ૦ [ સં. ] શોભા આપે એવું જે તે; અલંકાર વગેરે; શણગાર. (૨) શોભિતી ગોઠવણ; ઘરેણું વગેરેની યથાસ્થાન પહેરવાની વ્યવસ્થા. (૩) સ્ત્રી પુરુષનો વિલાસ; પ્રેમભાવ; રતિ. (૪) પ્રેમ—રતિનાં વર્ણનથી ઉપજતો રસ; કાવ્યના નવ રસમાંનો એક રસ.

**શૃંગારી**, વિ૦ ઇશ્કી; શૃંગારપ્રિય; કામી. (૨) શૃંગાર રસથી ભરેલું.

**શૃંગી**, વિ૦ શિંગડાવાળું; પશુ. (૨) પર્વત. [ આપવી તે.

**શેક**, પુ૦ અગ્નિથી શરીરને ગરમી

**શેકવું**, ક્રિ૦ સ૦ દેવતા ઉપર ગરમ કરવું; (૨) શરીરને ગરમી આપવી. (૩) સંતાપવું; ચાલુ ઉદ્વેગ કરાવવો; ચિંતા કરાવ્યા કરવી.

**શેખચલ્લી**, વિ૦ શેખસલ્લી; મનસુબા કર્યા કરનાર; તરંગી; ન બને એવા મનોરથ કરનાર; મોટી મોટી અભિલાશાઓ કરી રાજી થનાર. (૨) આળસુ.

**શેખદાર**, પુ૦ કુમાવિશદારનો કારકુન (એ ગામની રેજુઆત, ઝાડની હરરાજી અને માપણી વગેરેનું કામ કરે છે.) [ તોરો; છોગુ; શિરપેચ.

**શેખર**, પુ૦ [ સં. ] હાર; માળા;

**શેખસલ્લી**, જુઓ શેખચલ્લી.

**શેખાઇ**, સ્ત્રી૦ પતરાજી; ગરૂરી; શેખી; બડાઇ.

**શેખી**, સ્ત્રી૦ શેખાઇ; પતરાજ.

**શેખીખોર**, વિ૦ પતરાજ ખોર; અહંતા દેખાડનાર. [ (૨) પલંગ.

**શૈજ**, સ્ત્રી૦ શય્યા; બિછાનું.

**શેઠ**, પુ૦ [ સં. શ્રેષ્ટી. ] મોટો આબરૂદાર વેપારી; સાહુકાર; તવંગર માણસ. (૨) સ્વામી; ધણી. માલીક. (૩) ઉપરી; વડો; મુખી; મુરબ્બી.

**શેઠાઇ**, સ્ત્રી૦ શેઠપણું. (૨) શેઠનો દરજ્જો. (૩) ન્યાતો મંડળો વગેરેના આગેવાન તરીકેનું કામ તે. (૪) શેઠ પણાનો લહાવો.

**શેઠાણી** સ્ત્રી૰ શેઠની સ્ત્રી (૨) ઘરની વડી સ્ત્રી માલીક સ્ત્રી મોટા માનવાળી સ્ત્રી [મોટા વેપારી ગૃહસ્થ

**શેઠિયો**, પુ૰ શેઠ સાહુકાર

**શેઢો** પુ૰ ખેતરની હદ ઉપરની પાળ-પાળી-તે બે ખેતર વચ્ચેનો આતરો (૨) ખેતરોના વિભાગો માનો માર્ગ, પગથી

**શેણે** અ૰ શાથી કેમ શા માટે (૨) શામા શાકપર

**શેતરંજ**, પુ૰ ચતુરાઇ ભરેલી એક રમત ચતુરંગ બુદ્ધિબળની રમત (એમા ઉટ હાથી વગેરેના સોગઠા હોય છે)

**શેતરંજી**, સ્ત્રી૰ રંગદાર પટ્ટા પાડીને વણેલુ જાડપોતુ પાથરણુ

**શેતાન**, (સેતાન), પુ૰ [ અ ] ભયકર ક્રૂર કર્મ કરનારો દેવદૂત (૨) ભૂત જીન ખવીસ રાક્ષસ દૈત્ય (૩ દુષ્ટ ધૂર્ત્ત ઢોંગી માણસ

**શેતાનિયત**, સ્ત્રી૰ શેતાની શેતાનપણુ

**શેતાની** સ્ત્રી શેતાનિયત

**શેતુર**, ન૰ એક જાતનુ ઝાડ (૨) એ ઝાડનુ ફળ

**શેર** પૈ૰ અમુક વજન મણના ૪૦ મા ભાગ જેટલુ વજન (૨) ૫ ત્યાળાનો ભાગ

**શેર**, પુ૰ વાઘ, સિહ

**શેરડી**, સ્ત્રી૰ ઇસ શેલડી ઇક્ષુ જેના રસમાથી ગોળ અને ખાડ બને છે તે વનસ્પતિ.

**શેરિયાં**, ન૰ શણના બિયા

**શેરિયુ**, વિ૰ શેર ભાર માય તેવુ પાત્ર શેર જેટલા વજનનુ

**શેરી**, સ્ત્રી૰ ઘરોની ઓળવચ્ચેનો રસ્તો મહોટલો પોળ અથવા પારો ફળિયુ ગલી [ લોબાન

**શેરીલોબાન**, પુ૰ સુગધિવાળો

**શેરો**, પુ૰ અરજી ઉપર ઉપરી અધિકારીએ લખેલુ ટુકુ લખાણ ટુકો જવાબ કે હુકમ

**શેલડી** સ્ત્રી૰ જુ૰ શેરડી

**શેલારી**, સ્ત્રી૰ સળી રેશમનુ સુદર શેલુ, શાલ તરીકે વાપરવાનુ સુદર ઉપવસ્ત્ર

**શેલી** સ્ત્રી૰ ચકમકથી દેવતા પાડવાની દોરડી સોઇતો (૨) ફકીર લોકો કોટમા નાખી દોરી પહેરે છે તે સેલી

**શેલુ**, ન૰ કસબી કોરપાલવવાળો બારીક સુંદર વણાટનો ખેસ કસબી ઉપરણો ઉત્તરીય વસ્ત્ર

**શેલો**, પુ૰ દોહતી વખતે ગાય ભેસના પાછલા બે પગ બાધવા તે (૨) પગે આટી નાખીને બધાય એવો દોરડાનો ફન્ડો (શેલો વાળવો એમ કહેવાય છે)

**શેલોત** પુ૰ ગામનુ વસુલ ઉઘરાવનારો મહેતો, તલાટી

**શેવ**, (સેવ), સ્ત્રી૰ કણકને વણીને કાઢેલા તાર (એને સુકવી રખે અને જ્યારે ખાવી હોય ત્યારે ખદખદતે

પાણીએ બાફી ઓસાવી ઘી-ગોળ-ખાંડ નાખીને ખાય છે (૨) ચણાની કણકને ઝીણા ઝારામાં ઘસીને બનાવેલા તંતુ જે તળીને ખવાય છે.

**શેવગાહિયા**, પુ૦ ચણાના સેવણની ઝીણા ઝારાએ પાડેલી ને તળેલી તે સેવો, અને જાડી કળીઓ તે ગાઠિયા.

**શેવટ**, ન૦ છેડો અંત; આખર. (૨) પરિણામ; ફળ (૩) નિકાલ

**શેવડો**, પુ૦ શ્રમણ બુદ્ધ-જૈન-ધર્મનો સાધુ

**શેવાળ**, સ્ત્રી૦ પાણીમાં રહેતાં પગથિયાં વગેરે ઉપર બાઝતો ચીકણો ને લીસો નાજુક વનસ્પતિનો થર. લીલ. (૨) તાજાં શાકભાજી અને પાણી ગરમ થતાં તેમાંથી નીકળતી ઊની વરાળ.

**શેવાળિયું**, વિ૦ શેવાળવાળું; શેવાળ બાઝી હોય એવું (૨) વરાળિયું.

**શેશુ**, વિ૦ હાળપડતું સહેજનમતું.

**શેષ**, વિ૦ [ સં. ] વધેલું; બાકી રહેલું; બચેલું. (૨) વાનગી (૩) પ્રસાદ

**શેષનાગ**, પુ૦ મોટો સાપ; નાગનો રાજા; પુરાણો પ્રમાણે જેના માથાપર પૃથ્વી રહેલી છે તે મોટો સર્પ.

**શેષશાયી**, વિ૦ શેષનાગપર સૂતેલા વિષ્ણુ.

**શેહ**, સ્ત્રી૦ [ સં. ] રોક; પ્રતિબંધ; અટકાવ; અંતરાય. (૨) બાઇ જવું તે; છાયા પડી જવી તે; ભય. છાપ (૩) શરમ લાગવી તે.

**શેહેનશાહ**, પુ૦ [ સં. ] મોટો રાજા; સમ્રાટ; ચક્રવર્તી રાજા.

**શેહેનશાહી**, વિ૦ શેહેનશાહની કારકર્દીનું (૨) બાદશાહી

**શેહેર**, ન૦ [ સં. ] મોટા વેપારનું અને ઝાઝી વસ્તીનું સ્થાન તે નગર.

**શેહેરી**, વિ૦ શેહેરનું. (૨) નાગરિક; સારી રીતભાતનું સભ્ય; વિવેકી.

**શેહેવત**, ન૦ વિષયસુખની ઇચ્છા;

**શેકડો**. સેંકડો; ઘણા સો.

**શૈત્ય**, ન૦ [ સં. ] શીતળતા; ઠંડક (૨) ટાઢ; શીત.

**શૈથિલ્ય**, ન૦ [ સં. ] શિથિલતા નરમાશ; ઢીલ; ઢંઢાપણું. (૨) નબળાઈ. કમજોરી.

**શૈલ**, પુ૦ [ સં. ] પર્વત. પહાડ.

**શૈલી**, સ્ત્રી૦ ઢબ; ઇમારત. રીતિ.

**શૈવ**, વિ૦ [ સં. ] શિવ-શંકર સંબંધી; (૨) શિવભક્ત. નાનપણ.

**શૈશવ**, ન૦ [ સં. ] બચપણ;

**શોક**, પુ૦ [ સં. ] ખેદ; દિલગીરી.

**શોકકારક**, વિ૦ ખેદકારક; દિલગીરી ઉપજાવે એવું. (૨) પ્રતિસ્પર્ધી.

**શોક્ય**, સ્ત્રી૦ પતિની બીજી સ્ત્રી.

**શોખ**, પુ૦ [ अ. शवक़ ] હોંસ; ચાહ; ઇચ્છા; કોડ. (૨) મન ગમતી વસ્તુનો ભોગ; મોજમજા.

**શોખી**, વિ૦ સુખાનંદની ઇચ્છાવાળું; હોંશીલું; ઉમેદી; મોજી; કોડીલું.

**શોખીલું**, વિ૦ શોખવાળું.

**શોચ**, પુ૦ શોક; ખેદ. (૨) ફિકર; કાળજી. (૩) અફસોસ; પશ્ચાત્તાપ

**શોચના**, સ્ત્રી૦ શોચ, શોક. (૨) ચિંતા. (૩) અફસોસ.

શોચનીય, વિ૦ શોચ કરવાયોગ્ય; અફસોસકારક.

શોચ્ય, વિ૦ [ સં. ] શોક કરવા જેવું; દિલગીરી ભરેલું.

શોણિત, ન૦ [ સં. ] લોહી.

શોથ, સ્ત્રી૦ સોજો; લોહીનો જમાવ થઇ ચામડી સૂજી તે.

શોધ, સ્ત્રી૦ [ સં. ] ખોળ; તપાસ; તજવીજ; તલાસ. ( ૨ ) પત્તો; ભાળ.

શોધક, વિ૦ શોધ કરનાર; ઢુંઢનાર; તલાસ કરનાર. ( ૨ ) નહિ જાણમાં હોય એવી વસ્તુ જાણમાં લાવનાર. ( ૨ ) શોધ કરે એવું; નિરીક્ષણ કરવાની ટેવવાળું.

શોધખોળ, સ્ત્રી૦ શોધવું અને ખોળવું તે; તપાસ કરવી; નહિ જણાયેલી બાબત જાહેરમાં લાવવી અથવા તેમ કરવાનું કામ તે.

શોધન, ન૦ [ સં. ] શોધવું તે; ખોળ. ( ૨ ) તપાસ; તલાસ. ( ૪ ) પરીક્ષા ( ૪ ) દુરસ્તી.

શોધવું, ક્રિ૦ સ૦ ખોળવું; ઢુંઢવું. ( ૨ ) તપાસ કરવી. ( ૩ ) પરીક્ષા કરવી. ( ૪ ) દુરસ્ત કરવું. ( ૫ ) મેળ કાઢી નાંખી કોઇ વસ્તુને ચોકખો કરવી.

શોધાશોધ, સ્ત્રી૦ ખોળંખોળા.

શોધિત, વિ૦ શોધી કાઢેલું.

શોધ્ય, પુ૦ એક વનૌષધિ. ( ૨ ) ચોખ્ખુ કરેલું; સુધારેલું; દોષ વગરનું. [ સં. ] નાનો પતંગ; કીટ.

શોભન, વિ૦ શોભારૂપ; સુંદર; ઉત્તમ; તેજસ્વી.

શોભતું, વિ૦ શોભા આપે એવું; મઝેનું. ( ૨ ) લાયક; ઘટતું; છાજતું.

શોભવું, ક્રિ૦ અ૦ સારું દેખાવું; સુંદર લાગવું. ( ૨ ) ઘટવું; વાજબી લાગવું

શોભા, સ્ત્રી૦ [ સં. ] સારો-સુંદર દેખાવ. ( ૨ ) પ્રતિષ્ઠા આબરૂ. ( ૩ ) લાજ; મલાજો. ( ૪ ) સૌંદર્ય; સુંદર.

શોભાયમાન, વિ૦ શોભાવાળું.

શોભિત, વિ૦ શોભે એવું; શોભા આપતું. ( ૨ ) ખિલતું; ઘટતું.

શોભિતું, વિ૦ શોભતું; સારું દેખાતું; ખિલતું.

શોર, પુ૦ ઘોંઘાટ; કોલાહલ; ગડબડ. ( ૨ ) અવાજ, ધ્વનિ

શોરબકોર, પુ૦ ઘોંઘાટ; કોલાહલ.

શોષ, પુ૦ [ સં. ] સુકાવું તે; ( ૨ ) પ્યાસ તરસ ( ૩ દુર્બળતા; કરમાઇજવું તે; ઉતરી જવું તે.

શોષણ, ન૦ [ સં. ] સુકાઇ જવું તે; રસાદિકનું ખેંચાઇજવું તે.

શોષવું, ક્રિ૦ સ૦ ચૂસવું; ખેંચવું; પીવું. ( ૨ ) દુ:ખદેવું; સંતાપવું.

શોષાવું, ક્રિ૦ અ૦ સુકાવું. (૨) દુર્બળ થવું. (૩) સંકોચાત થઇજવું. ઘટીજવું. (૪) કરમાવું. [સોળ; ૧૬.

શોળ, વિ૦ [ સં. ષોડશ- ]

શૌચ, ન૦ [ સં. ] સ્વચ્છતા; દોષ વગેરેનું માર્જન;શુદ્ધતા.(૨) પ્રાયશ્ચિત્ત; પવિત્રતા.

**શૌરસેની**, સ્ત્રી૦ શૂરસેન દેશની ભાષા એક પ્રાકૃત ભાષા

**શૌર્ય**, ન૦ [ સં ] શૂરત્વ બળ, ઉત્સાહશક્તિ (૨) પરાક્રમ, બહાદુરી

**શ્મશાન**, ન૦ [ સ ] મડદાં ઠેકાણે પાડવાનું સ્થાન મસાણ પ્રેતભૂમિ

શ્મશાન વૈરાગ્ય-તાજું મરણ થતા સંસાર ઉપર આવેલો ક્ષણિક અભાવ, થોડીવાર ટકે એવો વૈરાગ

**શ્મશ્રુ**, સ્ત્રી૦ [ સં ] પુરુષના ઉપલા હોઠ ઉપરના વાળ મૂછ

**શ્યામ**, વિ૦ [સ ] કાળું. (૨) પુ૦ કનૈયો, કહાન (૩) પ્રીતમ

**શ્યામકર્ણ**, પુ૦ કાળા કાન અને કાળા પૂછડાવાળો ઘોડો [ નીલુ.

**શ્યામળ**, વિ૦ શામળુ કાળું,

**શ્યામા**, સ્ત્રી૦ [ સં ] લીલીના ભરાવાથી સહેજ ઘેરા વર્ણની સ્ત્રી, સોળ વર્ષની જુવાન સ્ત્રી.

**શ્યામિકા** સ્ત્રી૦ [ સં ] કાળાપ કાળાશ (૨) ધાતુ વગેરેનો મેલ [સાળો.

**શ્યાલક**, પુ૦ [સં ] વહુનો ભાઈ,

**શ્યાલી** સ્ત્રી૦ સાળી, વહુની બહેન [ માર્લાપક્ષી.

**શ્યેની**, સ્ત્રી૦ સમળી એક શિકારી

**શ્રદ્ધા** સ્ત્રી૦ [ સ ] આસ્તિક બુદ્ધિ વિશ્વાસબુદ્ધિ આસ્થા; આસ્તામ ભરોસો, પતીજ. (૨) ભક્તિભાવ.

**શ્રદ્ધાળુ** વિ૦શ્રદ્ધાવાળુ, વિશ્વાસી, આસ્તિક, ભક્તિમાન.

**શ્રમ**, પુ૦ [ સં. ] મહેનત, આયાસ, રંજ, જહેમત, વૈતરું; યત્ન: મહેનત (૨) થાક, અશક્તિ

**શ્રમણ**, પુ૦ [ સં. ] બૌદ્ધભિક્ષુ. જૈન ધર્મનો સાધુ નરવણુ

**શ્રમિત**, વિ૦ થાકેલું, શ્રમ ચડયો હોય એવું

**શ્રવણ**, ન૦ [સં ] સાંભળવાની ઇંદ્રિય કાન (૨) સાંભળવું તે (૩) બાવીસમું નક્ષત્ર

**શ્રાદ્ધ**, ન૦ [ સં ] પિતૃઓની તૃપ્તિ માટે કરાતી તર્પણ ક્રિયા. પૂર્વજોને પિંડ આપવા તે.

**શ્રાપ** પુ૦ શાપ બદદુવા

**શ્રાવક**, પુ૦ જૈનધર્મનો માણસ.

**શ્રાવણ**, પુ૦ [ સં ] વિક્રમ સંવતસરનો દસમો મહીનો

**શ્રાવણી**, સ્ત્રી૦ શ્રાવણ મહીનાની પુનમ બળેવ નાળિયેરી પૂર્ણિમા

**શ્રાવિકા**, સ્ત્રી૦ શ્રાવકની સ્ત્રી જૈન ધર્મ પાળનારી સ્ત્રી

**શ્રાવ્ય**, વિ૦ [ સં. ] સાંભળવા યોગ્ય (કાવ્યના બે પ્રકાર છે -શ્રાવ્ય અને દ્રશ્ય) (કંટાળા ભરેલું (૨) શ્રાદ્ધ

**શ્રાંત**, વિ૦ [ સં ] થાકેલ,

**શ્રી**, સ્ત્રી૦ [ સં ] લક્ષ્મી (૨) સંપત્તિ, દોલત, દ્રવ્ય (૩) શોભા, ભભક સૌંદર્ય (૪) કીર્તિ, ખ્યાતિ મહિમા (૫) ઐશ્વર્ય, વૈભવ, જાહોજલાલી (૬) સુભાગ્ય, ચડતી (૭) ધર્મ, અર્થ અને કામ એ ત્રણ અર્થસિદ્ધિ. (૮) શુભસૂચક આશય-શ્રીકારશી

**શ્રીકંઠ**, પુ૦ [સં ] મહાદેવ, શંકર,

**શ્રીકાર**, વિ૰ સુંદર; મઝેનું. (૨) સરસ; ઉત્તમ.

**શ્રીખંડ**, પુ૰ દહીંમાં ખાંડ નાખીને બનાવેલો ખાવાનો એક પદાર્થ; શીખંડ. (૨) [ સં. ] ચંદન; સુખડ.

**શ્રીધર**, પુ૰ [ સં. ] વિષ્ણુ; લક્ષ્મીને ધારણ કરનાર; પ્રભુ.

**શ્રીપાત**, પુ૰ સંન્યાસી; ત્યાગી. (૨) ઓઘ સાધુ.

**શ્રીપતિ**, પુ૰ લક્ષ્મીપતિ; વિષ્ણુ.

**શ્રીફળ**, ન૰ નાળિયેર. (૨) બીલું; બીલીનું ફળ.

**શ્રીમંત**, વિ૰ ધન, પદવી, યશ અને ઉત્તમતાવાળું; સુભાગી (૨) પૈસાદાર; ગૃહસ્થ.

**શ્રીમંતાઈ**, સ્ત્રી૰ ગૃહસ્થાઈ; શ્રીમંતપણું. (૨) જાહોજલાલી; વૈભવ

**શ્રીમાન**, વિ૰ ભાગ્યશાળી; સુખી; પૈસાદાર.(સંવત્સરમાંનો એક સંવત્સર.

**શ્રીમુખ**, ન૰ સ્વમુખ. (૨) સાઠ

**શ્રીયુક્ત**. વિ૰ બડભાગી, ધનવાન અને યશસ્વી. શ્રીયુત.

**શ્રીયુત**. જુઓ શ્રીયુક્ત, શ્રીમાન.

**શ્રીરંગ**, પુ૰ વિષ્ણુ, ભગવાન

**શ્રીરાગ**, પુ૰ એક રાગ

**શ્રીવત્સ**, પુ૰ વિષ્ણુભગવાનની છાતીમાં જે ચિહ્ન છે તે.

**શ્રુત**, વિ૰ [ સં૰ ] સાંભળેલું.

**શ્રુતકીર્તિ**,વિ. નામાંકિત,પ્રખ્યાત.

**શ્રુતિ**, સ્ત્રી૰ [ સં. ] સાંભળવાની ઇંદ્રિય; કાન; શ્રવણ (૨) વેદ; શાસ્ત્ર.

**શ્રુતિકટુ**, વિ૰ કાનને કડવું લા એવું; કઠોર. [લાગે એવું; મીઠ

**શ્રુતિસુખ**, વિ૰ કાનને સુખ ક

**શ્રુવ**, પુ૰ [ સં. ] યજ્ઞમાં હોમવાનો લાકડાનો ચાટવો; રાશવો

**શ્રેઢી**, સ્ત્રી૰ આગળ વધ્યા કરે તે; ગણિતની એક રીત. [ ઓ૰

**શ્રેણી**, સ્ત્રી૰ ( મ. ] પંક્તિ; હા

**શ્રેય**. પુ૰ [સં.] કલ્યાણ; પુણ્ય હિત; શુભ. [એવું; કલ્યાણ કાર

**શ્રેયસ્કર**, વિ૰ [ સં ] શ્રેય ક

**શ્રેષ્ઠ**, વિ૰ [ સં. ] સર્વોત્તમ.

**શ્રેષ્ઠતા**, સ્ત્રી૰ ઉત્તમતા; સરસ

**શ્રેષ્ઠી** વિ૰ શેઠ; વરો.

**શ્રોણિ**. સ્ત્રી૰ [ સં. ] થાપો નિતંબ [ શ્રવણ કરનાર

**શ્રોતા**, વિ૰ [ સં. ] સાંભળના

**શ્રોત્ર**, પુ૰ [ સં ] કાન,શ્રવણ

**શ્રોત્રિય**, વિ૰ વેદ ભણેલો વેદોક કર્મ કરનાર.

**શ્લથ**. વિ૰ [ સં. ] છૂટી ગયેલું ઢીલું પડી ગયેલું; શિથિલ; પોચું. (૨) નરમ. (૩) થાકી ગયેલું [સ્તુતિ.

**શ્લાઘા**, સ્ત્રી૰ [ સં. ] વખાણ

**શ્લાઘ્ય**, વિ૰ વખાણવા લાયક

**શ્લિષ્ટ**. વિ૰ [ સં. ] જોડેલું; ચોટેલું; મઝેનું. (૨) દ્વિઅર્થી.

**શ્લીપદ**, ન૰ [ સં૰ ] પગનો જાડા થઈ જાય એવો એક રોગ

**શ્લેષ** ન૰ [ સં૰ અર્થ. (૨) જેમાં હોય એવું વચન.

**શ્લેષ્મ**, ન૦ [ સં. ] નાકમાંનો ચીકણો રસ; કફ. ( ૨ ) સળેખમ.

**શ્લોક** પુ૦ સં.] કવિતા; ચાર ચરણનું પદ, પૂર્ણ વિચારવાળું પદ.

**શ્વપચ**, પુ૦ [ સં. ] ચંડાળ; ભંગી ( ૨ ) નીચ જાતિનો માણસ.

**શ્વશુર** પુ૦ [ સં. ] સસરો.

**શ્વશ્રૂ**, સ્ત્રી૦ [ સં ] સાસુ.

**શ્વસત**, વિ૦ શ્વાસ લેતું; હાંફતું- થાકી ગયેલું ( ૨ ) શ્વાસ.

**શ્વાન**, પુ૦ કુતરો.

**શ્વાનનિદ્રા**, સ્ત્રી૦ કુતરાના જેવી ઉંઘ. તરત જાગ્રત થઇ જવાય એવી ઉંઘ.

**શ્વાપદ**, ન૦ હિંસક પશુ

**શ્વાસ** પ૦ ( સં ) નાકથી વાયુ લેવો મૂકવો તે શ્વાસોચ્છ્વાસ. ( ૨ ) એક કફજનિતરોગ; દમ.

**શ્વાસોચ્છ્વાસ** પુ૦ ( સં. ] શ્વાસ લેવો ને મૂકવો તે.

**શ્વેત**, વિ૦ (સં૦) ધોળું; સફેદ

**શ્વેતાંબરી**, વિ૦ ધોળાં વસ્ત્રવાળ. જૈન સાધુઓના એક જાત.

---

# ષ

**ષ**

**ષ** પુ૦ [ સં. ] ગુજરાતી મૂળાક્ષરોમાં એકત્રિશમો વ્યંજન.

**ષટ્ક**, ન૦ છકડું છનો સમૂહ.

**ષટ્કર્મ**, ન૦ [ સં ] કોઇપણ છ કર્મ. (બ્રાહ્મણનાં છ કર્મ અધ્યયન, અધ્યાપન દાન, પ્રતિગ્રહ, યજન અને યાજન, તાંત્રિક છ કર્મ-જારણ, મારણ, ઉચ્ચાટન, મોહન, સ્તંભન, અને વિધ્વંસન)

**ષટ્કોણ**, વિ૦ છ ખુણાવાળું.

**ષટ્ચક**, ન૦ જેમાં છ ચક-કુંડળી હોય તે; વિ૦ છ કુંડળીવાળું.

**ષટ્પદ**, પુ૦ [ સ. ] ભમર; ભમરો. ( ૨ ) છ પગવાળું પ્રાણી. (૩) છપદવાળું કાવ્ય; છપ્પો.

**ષટ્શાસ્ત્ર**, ન૦ છ દર્શન શાસ્ત્રો: સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા ને વેદાંત.

**ષડ્ગુણ**, પુ૦ રાજ્ય નીતિના છ ગુણ-સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ, ને સમાશ્રય.

**ષડ્રસ**, પુ૦ [સં.] છ રસ.

**ષડ્રિપુ**, પુ૦ [સં.] છ શત્રુઓ: કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર.

**ષડ્ઋતુ**, પુ૦ (સ્ત્રી૦) છ ઋતુઓ વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, ને શિશિર.

**ષડંગ** ન૦ [ સં. ] છ અંગ.

**ષણ્માસ** પુ૦ [સં.] છ મહીના.

**ષષ્ટિ**, વિ૦ [ સં. ] સાઠ; ૬૦.

**ષષ્ઠી**, સ્ત્રી૦ [ સં. ] છઠ; પખવાડિયાનો છઠ્ઠો દિવસ.

**ષંઢ**, વિ૦ [ સં. ] નપુંસક; હિજડો; ખોજો.

**ષોડશ**, વિ૦ [ સં૦ ] સોળ; ૧૬.

**ષોડશોપચાર**, વિ૦ સોળ પ્રકારના ઉપચાર સહિત.

# સ

## સ

**સ** પુ૦ [ સં. ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાં બત્રિશમો વ્યંજન. (૨) અ૦ સહિત, સહ અને સાથેઅર્થ બતાવનારો ઉપસર્ગ:–સપ્રમાણ, સકુટુંબ (૩) સુ; સારૂં ને ઉત્તમ અર્થ બતાવે છે–સપૂત. સજ્જન; (૪) સ્વ; પોતાનું: સધામ=સ્વધામ; પોતાનું ધામ.

**સઈ**, પુ૦ દરજી; મેરાઇ; કપડાં શીવવાનો ધંધો કરનારી એક નાત. (૨) સ્ત્રી૦ સખિ; સાહિયર બહેનપણી. (૩) વિ૦ [ સં. सदृश ] સમાન; સરખું જેવું. (૪) પાંચ માપ. (૫) કબુલ; મંજુર (૬) નામાક્ષર પાડવા તે; પોતે સંમત છે અથવા પોતાને કબુલ મંજુર છે એમ જણાવવાને હસ્તાક્ષર કરવા તે; સહી.

**સઈયર**, સ્ત્રી૦ સૈયર; સહિયર.

**સઈયદ**, પુ૦ [ અ ] સૈયદ.

**સઉ**, વિ૦ [ સં. सर्व. ] સૌ.

**સકડવું**. ક્રિ૦ સ૦ જકડવું.

**સકન**, પુ૦ [ સં. शकुन ] શુકન. (૨) ગાડાની આડખીલી.

**સકરકંદ**, પુ૦ જમીનની અંદર થતો એક ગળપણવાળો કંદ; શકરિયાં.

**સકરમી**, વિ૦ ભાગ્યશાળી.

**સકરિયું**, ન૦ સકરકંદ.

**સકરુણ**, વિ૦ કરુણાયુકત; દયા; કરુણા ઉપજાવે એવું

**સકરો**, પુ૦ શકરો.

**સકલાત**, સ્ત્રી૦ [તુર્કે. सुकलात] જાડા તંતુનું પણ મુલાયમ કાપડ.

**સકર્મક** વિ૦ [સં.] જેને કર્મ હોય એવું ક્રિયાપદ

**સકળ**, વિ૦ [ સં. सकल ] સર્વ; બધું; તમામ.. (૨) સંપૂર્ણ.

**સકંચો–જો** પુ૦ સંચો યંત્ર. (૨) ભીડો; સખત પકડવાળો ભીડો.

**સકંટક**, વિ૦ [ સં. ] કાંટાવાળું; વિષમ; ખુંચ્યા કરે એવું; ચિંતા રાખવી પડે એવું.

**સકામ**, વિ૦ [ સં. ] જેમાં ઇચ્છા હોય એવું; સ્વાર્થયુકત.

**સકાર**. પુ૦ સારાપણું; સુકાર્યતા; સ્વાદુતા. (૨) ચતુરાઇ; વખાણવા જેવું તત્વ. (૩) સ એવો ઉચ્ચાર અને અક્ષર.

**સકારણ**, વિ૦ સહેતુક; કારણસર.

**સકારવું**, જુઓ સ્વીકારવું.

**સકારો**, પુ૦ શાળના તંતુઓને સરખા રાખનારી લાકડી કે ચીપ તે.

**સકાવો**, પુ૦ [ અા. ] પાણી લેવાની જગા; પાણી લેવાનું માપ. (૨) પકડ; દાબવાનો સાંચો.

**સકાશ**, પુ૦ [ સં. ] પાસેપણું; સાન્નિધ્ય. નિકટતા.

**સકાળ**, પુ૦ સુકાળ; સારા પાકનું વર્ષ (૨) સવાર; પ્રભાત.

**સકુમાર**, વિ૦ સુકુમાર.

**સકૃત**, ન૦ [ સં. ] સુકૃત. (૨) અ૦ એકજવાર. [ભેર; કોપ સહિત.

**સકોપ**, વિ૦ [ સં. ] ગુસ્સા-

**સકોમળ**, વિ૦ સુકોમળ; નાજુક.

**સકોરૂં**, ન૦ શકોરૂં.

**સક્કર**, સ્ત્રી૦ સાકર; સક્કરખોર= સાકર ખાનારો જીવડો.

**સક્કરટેટી**, સ્ત્રી૦ ગલ્યા ગરનું એક આરિયાની જાતનું ફળ.

**સક્કરપારો**, પુ૦ ગળપણ નાખીને બનાવેલી ભાખરીનો તળેલો કકડો.

**સક્કસ**, વિ૦ સખત; મજબુત.

**સક્કાઇ**, વિ૦ સરસ છાપવાળું; સિક્કાદાર; સુંદર. (૨) ચોકખું સોહું.

**સક્કો**, પુ૦ શિક્કો; સુંદર છાપ; ચહેરો (૨) સાખ; શેહ; દાબ. (૩) રોફ; ભભકો. (૪) પત્થરની ક્ષખોટી.

**સક્તુ**, પુ૦ [ સં. ] શેકેલી ધાણીનો લોટ; સાથવો. સાતુ. [કરતું.

**સક્રિય**, વિ૦ ક્રિયા યુક્ત; કામ

**સખણું**, વિ૦ [ સં. ] અડપલાં નહિ કરે એવું ડાહ્યું; સભ્ય; સાલસ.

**સખત**, વિ૦ [ ફા. ] સખ્ત; કઠણ; કઠોર. (૨) દૃઢ; મજબુત. (૩) કરડું. (૪) મહેનત કરવી પડે એવું; થકવી નાખે એવું. (૫) નિર્દય. (૬) અઘરૂં; મુશ્કેલ.

**સખતાઇ**, સ્ત્રી૦ કડકાઇ; સખતી; કઠોરતા; કરડાઇ (૨) જુલમ; નિર્દયતા (૩) આકરાપણું. (૪) બંધી; પ્રતિબંધ.

**સખતી**, સ્ત્રી૦ સખતાઇ.

**સખલાત**, સ્ત્રી૦ [ તુર્કી ] સકલાત; એક જાતનું ગરમ કાપડ; બનાત.

**સખા**, પુ૦ મિત્ર; દોસ્ત; સાથી; ભેરિયો. (૨) સ્નેહી. [ વગેરે.

**સખાવત**, સ્ત્રી૦ દાન; બક્ષીસ

**સખાવતી**, વિ૦ દાનેશ્વરી; ઉદાર; દાતા. (૨) સખાવતનું; દાનનું.

**સખી**, સ્ત્રી૦ [ સં.] બહેનપણી; સાહેલી. (૨) સ્ત્રીનો વેશ લઇને ગાનારો પુરુષ. [ખેરાતી; દાનવીર.

**સખી**, વિ૦ દાનેશ્વરી; ઉદાર;

**સખીભાવ**, પુ૦ સ્ત્રીરૂપે પરમેશ્વર ઉપર ભક્તિ રાખવી તે. (૨) સ્ત્રીના જેવો સ્વભાવ ને હિલચાલ તે; બાયલાપણું. [સુકન; વચન; ભાષણ.

**સખુન**, પુ૦ [ અ.] બોલ; વેણ;

**સખ્ય**, ન૦ [ સં. ] મિત્રતા; દોસ્તી. (૨) સરખાપણું; સાદૃશ્ય.

**સગ**, સ્ત્રી૦ શગ; શિખા; ટોચ.

**સગટો**, પુ૦ સાલ્લો પહેરતાં કુખે ખોસવાનો છેડો; સરંગટો.

**સગડ**, સ્ત્રી૦ ખબર; બાતમી. (૨) થાગ. (૩) કેડો; પૂઠ.

**સગડી**, સ્ત્રી૦ [ સં. શકટી ] શગડી; અંગારા રાખવાની ચાલણસુલી.

**સગડો**, પુ૦ ચાળેલો પકુંનો લોટ.

**સગણ**, પુ૦ પિંગળ પ્રમાણે એક ગણ; બે લઘુ ને એક ગુરૂ તે.

**સગન**, પુ૦ ધુંસરું બાધવાને હળના દાંડાને છેડે જે ખીલો મારેલો હોય તે. [ સંબંધ.

**સગપણ**, ન૦ સગાઇ; લગ્ન

**સગરણ** સ્ત્રી૦ તક; લાગ. પ્રસંગ.

**સગરામ**, ન૦ છત્રીવાળી ગાડી.

**સગર્ભા**, સ્ત્રી૦ [ સ. ] ગર્ભવતી.

**સગર્વ**, વિ૦ ગર્વભેર. (૨) ગર્વી; અભિમાની; મગરૂર.

**સગવડ**, સ્ત્રી૦ અનુકૂળતા; સુગમતા; સોઇ, જોગવાઇ. (૨) ફુરસદ; અવકાશ (૩) મોકળાશ. (૪) લાગ; તક.

**સગવાડ**, સ્ત્રી૦ સગાઇ; સગપણ.

**સગાઇ**, સ્ત્રી૦ સગપણ. (૨) વેવાહ [ ઉમરનું; નાનું.

**સગાર**, વિ૦ [ ફા. ] કાચી

**સગુણ**, વિ૦ [ સં. ] ગુણયુક્ત; સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોરા જેનામાં હોય તેવું; જગતના વ્યવહારમાં કર્તારૂપે રહેલું તે.

**સગું**, વિ૦ કુટુંબ અને લગ્નાદિક સંબંધવાળું; જેની સાથે સગાઇ સંબંધ હોય તે.

**સગોત્ર**, વિ૦ એકજ ગોત્રનું; પોતાના ગોત્રનું; કુટુંબી (૨) બાંધવ.

**સઘન**, વિ૦ ગાઢ, ઘનઘોર થઇ રહેલું સજ્જડ; નિબિડ.

**સઘળું**, વિ૦ બધું; તમામ; સર્વ

**સચરાચર**, વિ૦ [ સ. ] ચર અને અચર સર્વ; જડચૈતન્યમય સઘળું; જગતમાં છે તે તમામ.

**સચિત્ર**, વિ૦ [ સં ] ચિત્રસહિત.

**સચિવ**, પુ૦ [ સં. ] પ્રધાન; મંત્રી; વજીર; દિવાન. [ વજીરાત.

**સચિવતા**, સ્ત્રી૦ પ્રધાનપદું;

**સચેતન**, વિ૦ ચેતનાયુક્ત; જેને સંજ્ઞા હોય એવું; સાવધ; જીવતું.

**સચૈલ** વિ૦ [ સં. ] સચેલ; કપડાંસહિત. માથાબોળ

**સચોટ**, વિ૦ આબાદ. અચૂક; નિષ્ફળ ન્યય નહિ એવું. (૨) અકસીર.

**સચોડું**, અ૦ તદ્દન; બિલકુલ.

**સચ્ચરિત** ન૦ સદ્વર્તન. સદાચાર. (૨) વિ૦ સદાચારી; સારીચાલનું.

**સચ્ચિદાનંદ**, પુ૦ [ સં ] સત્ ચિત્ અને આનંદસ્વરૂપ તે; બ્રહ્મ.

**સજ**, સજ્જ; તૈયાર.

**સજડ**, વિ૦ ન ખસે એવું; મજબૂત; જકડ; સજ્જડ. (૨) પાસે પાસે દબાયેલું એવું. (૩) સખત. (૪) પાર પડે એવું; જબરૂં; સચોટ. (૫) જડવત થઇ ગયેલું. (૬) મરી

ગયેલું. નિર્જીવ (૭) અકડાયેલ અશક્ત રહી ગયેલું.

**સજન**, ન૦ સુજન. (૨)સ્વજન.

**સજનતા**, સ્ત્રી૦ સુજનતા

**સજની** સ્ત્રી૦ સખી, સાહેલી, સૈયર બહેનપણી (૨) પ્રિયા કાન્તા

**સજવું** ક્રિ૦ સ૦ ઘરેણાં અને વસ્ત્ર વગેરે પહેરવાં તે (૩) હથિયારને ધાર કાઢવી (૪) ક્રિ૦ અ૦ તૈયાર થવું પરવારવું [ જળયુક્ત

**સજળ** વિ૦ પાણીવાળું.

**સજા** સ્ત્રી૦ શિક્ષા શાસન નસિયત (૨) દંડ નુકસાનપૂરક બદલો

**સજાઇ** સ્ત્રી૦ સામગ્રી તૈયારી

**સજાત** વિ૦ સુજાત, સારી જાતનું કુલીન ખાનદાન

**સજાતિ** વિ૦ સ્વજાતિ, સમાન

**સજાતીય** વિ૦ [ સ ] એક જાતનું; સમજાતિનું

**સજાપો**, પુ૦ તંદુરસ્તી આરોગ્ય

**સજાય**, (સઝાય) સ્ત્રી૦ શિખામણ, બોધ (૨) સમજણ

**સજાયો** પુ૦ છાર, છર અસ્ત્રો

**સજાવવું** ક્રિ૦ સ૦ શણગાર વગેરે પહેરાવી તૈયાર કરવું, શણગારવું, શોભાવવું ધરાવવું (૨) હથિયારને ધાર કઢાવવી [શિક્ષણીય

**સજાવાર** વિ૦ સજા કરવાલાયક,

**સજીવ**, વિ૦ જીવવાળું

**સજીવન** વિ૦ સજીવ, જીવતું. (૨) ફરીને જીવ પામેલું, તાજું, લીલું. (૩) અમર અખૂટ

**સજીવારોપણ** ન૦ [સં] નિર્જીવમાં સજીવપણાનો આરોપ કરવો.

**સજ્જુ**, વિ૦ [મ સયુત] તૈયાર કરેલું, સાધનો સાથેનું

**સજોડ** ક્રિ૦ જોડ સાથેનું, સાથી વાળું, જોડીદારસહિત (૨)સ્ત્રી પુરુષની જે જોડ તે

**સજોડું**, ન૦ પોતાના સાથી સાથે હોવું તે પતિપત્નીનો એક સાથ તે વહુવર, દંપતી

**સજ્જ** અ૦ । સં તૈયાર તત્પર

**સજ્જડ**, વિ૦ સજડ મજબુત દૃઢ ચપટ

**સજ્જતા**,સ્ત્રી૦ તૈયારી, તત્પરતા,

**સજ્જન** ન૦ [ સ૦ ] સારુ માણસ ઉંચા કુળનું અને સારી ચાલનું મનુષ્ય; ખાન દાન માણસ

**સજ્જનતા**, સ્ત્રી૦ સજ્જનપણું.

**સજ્જનાઈ** સ્ત્રી૦ સજ્જનપણું

**સજ્જા**, સ્ત્રી૦ [ સ ] પોષાક, બખતર (૨) શય્યા સુવાનો સરંજામ (૩) મરનારના તેરમાને દિવસે સુવા બેસવાની સામગ્રીનું જે દાન દેવાય છે તે

**સજ્જિત**, પુ૦ [ સ ] ગજ્જ કરેલ, તૈયાર કરેલું (૨) ધારણ કરેલ. પહેરેલ (૩) ધાર કાઢેલું

**સટ**, પુ૦ એક બીજા સાથે બેસતી ચીજોનો જાથો તે.

સટકાવવું, ક્રિ૦ સ૦ સાટકા મારવા; ફટકાવવું. (૨) દોરો ભરવો; શીવવું. ( ૩ ) જોરથી છોડીદેવું.

સટકિયું, ન૦ સરકિયું; સરે એવી ગાંઠ તે.  [સોટી.

સટકો, પુ૦ લાકડી ( ૨ ) છડી;

સટરપટર, અ૦ ગમે તેમ; સફાઇબંધ નહિ એમ; અવ્યવસ્થિત.

સટવું, ક્રિ૦ અ૦ ગુપચુપ દૂર ખસીજવું ( ૨ ) નાસીજવું.

સટાક સ્ત્રી૦ ચામડાની પટ્ટીને હવામાં છટકાવીને કરવામાં આવતો અવાજ. ( ૨ ) અ૦ તરત.

સટાકાબંધ, અ૦ તરત, એકદમ; સટ. ( ૨ ) આવેશમંધ: સપાટામાં.

સટીક, વિ૦ ટીકાસહિત: સમજુતી સાથે  [ નાસી જવું.

સટીજવું, ક્રિ૦ અ૦ ગુપચુપ

સટોડિયો, પુ૦ સટ્ટો કરનાર.

સટોસટ, અ૦ ઉપરાઉપરી; તરત.

સટ્ટાખોર, વિ૦ સટોરિયો.

સટ્ટો, પુ૦ અમુક વાયદે અમુક ભાવે આપવા લેવાની સરતે માલ લેવાનો ધંધો તે. તેજીમંદીનો ધંધો. (૨) પ્રત્યક્ષ માલ વગર ફક્ત મોઢાના બોલથી આપવા લેવાનો ધંધો કરવો તે. સટ્ટો મારી જવું=ઉઠાવી જવું.

સડ, વિ૦ જડ; સ્તબ્ધ; તંગ; કઠણ:—પેટ સડ થઇ ગયું. ( ૨ ) સ્તબ્ધ, દિઙ્મૂઢ ( ૩ ) અ૦ ઝડપથી. ( ૪ ) ના૦ સડો.

સડક, સ્ત્રી૦ ટેકરા ખોદી ખાડા ખૈયા પુરીને બનાવેલો સીધો સપાટ માર્ગ; મોટો બાંધેલો રસ્તો ( ૨ ) વિ૦ સ્તબ્ધ, દિઙ્મૂઢ: જડ: આભું.

સડકો પુ૦ સડાકો; સબડકો; પ્રવાહી ખોરાક જોરથી મોંમાં લેતાં થતો અવાજ.

સડવું. ક્રિ૦ અ૦ કોહી જવું; બગડવું: સળવું ( ૨ ) સરડવું.

સડસડવું, ક્રિ૦ અ૦ ઘી તેલમાં પાણી બળવું; તળાવું; ઉકળવું. (૨) સડસડ એવો અવાજ થવો.

સડસડાટ, અ૦ સપાટાબંધ; રેલાની પેઠે, ઝડપથી; વગર ખંચાયે; કડકડાટ ( ૨ ) સટસડ થવું તે.

સડસડાવવું ક્રિ૦ સ૦ સડસડ થાય એમ કરવું; ( ૨ ) ધમકાવવું; ફટકાવવું

સડસઠ વિ૦ સાઠને સાત. ૬૭.

સડાકો, પુ૦ ચાબુકનો અવાજ. (૨) સબડકો (૩) નાકથી ઉંચો પવન લેતાં થતો અવાજ.

સડો પુ૦ કોહ સડવું તે; બગાડ.

સઢ, પુ૦ પવન ભરાય ને ગતિ મળે તે માટે વહાણના કુવા થાંભલાને બાંધવામાં આવતું કપડું.

સણકો, પુ૦ અણી ભોંકાતી હોય એવું દરદ; શૂળ; ખટકો. ( ૨ ) ભાવનાનો ઉછાળો; ઇચ્છા; મરજી.

સણુગટ, પુ૦ સણગટ; ઘુઘટ; છેડો, સરંગટ.

**સણગો**, પુ૦ પલાળેલા દાણા માંથી ફૂટી નિકળતો ફણગો, અંકુર.

**સણસણ** અ૦ તેલમાં બળતા પાણીનો અવાજ થતો જાય તેમ.

**સણસણવું**, ક્રિ૦ અ૦ સણસણ થવું; લીલોતરી અને પાણીનું ચડવું.

**સણસણાટ**, પુ૦ પાણી બળતાં ને હવા ચિરાતા થતો અવાજ.

**સણસાર**, પુ૦ ચાબુકનો સડેજ અવાજ. (૨) ઇસારો. નિશાની. (૩) ધીમો ધસારાનો અવાજ. પગરવ.

**સણસારવું**, ક્રિ૦ સ૦ ઇસારો કરવો; ચાબુક ફેરવી હાંકવું.

**સણસારો**, પુ૦ સાન; ઇસારો: અણસારો. (૨) ધીમા ધસારાનો અવાજ.

**સણુંગ**, સ્ત્રી૦ જમીન ખણીને કરેલો સાંકડો માર્ગ; સુરંગ. સુગદો. (૨) વિ૦ અંકુરવાળું; ફણગા ફુટેલા હોય એવું; સણગાયેલું.

**સણંદ** સ્ત્રી૦ [અ. सनद्] સનદ: સનંદ. પરવાનો; રજાચીઠ્ઠી. (૨) માલીકપણાનો સરકારે કરી આપેલો દસ્તાવેજ.

**સણીજી**, વિ૦ હણીજ: સગપણના સંબંધવાળી. સણીજો=સગો.

**સત**, વિ૦ [સં. सत्य] સાચું: ખરૂં. (૨) વાસ્તવિક; યથાર્થ. (૩) નં૦ દૈવત. (૪) સતીત્વનો ખરેખરો ઉભળો. (૫) સાર. કસ. સત્વ.

**સતજુગ**, પુ૦ [સં. सत्ययुग] ચાર જુગમાંનો પહેલો જુગ.

**સતત**, અ૦ [સં.] સદૈવ; નિરંતર; હમેશા.

**સતગી**, સ્ત્રી૦ ટીપ; નોંધ. યાદી (૨) માલની કિંમતનું સરતિયું. [હાથમ.

**સતર**, સ્ત્રી૦ [અ.] લીટી, ઓળ;

**સતાર**, પુ૦ [ફા. सितार] છ તારનું એક તંતુવાદ; સિતાર.

**સતારો**, પુ૦ ભાગ્ય; નસીબ; (૨) ગ્રહ; ગ્રહમળ (૩) તારો.

**સતાવણી**, સ્ત્રી૦ પજવણી, પીડા, (૨) હેરાનગતિ

**સતાવવું**, ક્રિ૦ સ૦ પજવવું; વિતાડવું: દુઃખ દેવું; હેરાનકરવું. (૨) ચીડવવું. [પ્રામાણિક માણસ.

**સતિયો**, પુ૦ સત્ય બોલનારો;

**સતી**, સ્ત્રી૦ પતિવ્રતા; સદ્ગુણી સ્ત્રી. (૨) પાર્વતી.

**સતીત્વ**, ન૦ સતીપણું;

**સતું**, વિ૦ સાચું; સત્ય એજ ખરું છે એમ માનનારું. (૨) છતું; પ્રકટ. (૩) સાબવો.

**સતોસતિયું**, વિ૦ કોઇને માથે જોખમ ન હોય એવું; ઠેકાણા વગરનું.

**સત્ત**, ન૦ સત્ય, સાચ. (૨) વિ૦ સત્ય; સાચું (૩) ઉત્તમ; શ્રેષ્ઠ.

**સત્કર્મ**, ન૦ [સં.] સારું કામ; હિતનું કામ.

**સત્કાર**, પુ૦ [સં.] આદરમાન; વિવેક. (૨) પૂજા; આતિથ્ય.

**સત્કારવું**, ક્રિ૦ સ૦ સત્કાર કરવો; સંમાન કરવું. (૨) સ્વીકારવું.

સત્કૃત. વિ૦ [ સં. ] સત્કાર કરાયેલું. (૨) સ્વીકારેલું.(૩) પુણ્યકર્મ.
સત્ક્રિયા. સ્ત્રી૦ [ સં. ] સત્કર્મ.
સત્તમ, વિ૦ [સં.] ઉત્તમ. શ્રેષ્ઠ.
સત્તર, વિ૦ દસ ને સાત; ૧૭.
સત્તા, સ્ત્રી૦ [ સં. ] અસ્તિત્વ; હોવાપણું. (૨) ધણીપણું; સ્વામિત્વ. (૩) બળ. જોર; કૌવત; શક્તિ (૪) અધિકાર; હક. (૫) અમલ; હાકમી. (૬) ધન; પૈસો.
સત્તાણું, વિ૦ નેવું ને સાત. ૯૭.
સત્તાધારી, વિ૦ સત્તાવાળું; શક્તિમાન (૨) જેને સત્તા હોય તે.
સત્તાવન વિ પચાસનેસાત;૫૭.
સત્તાવાન, વિ૦ સત્તાવાળું. (૨) બળવાન. અધિકારી. [ ૨૭.
સત્તાવિશ, વિ૦ વિશ ને સાત;
સત્તો, પુ૦ સાત ટપકાંવાળું પત્તું.
સત્પાત્ર, વિ૦ [ સં. ] સારું ન; યોગ્યતાવાળું; ઉત્તમ પાત્ર.
સત્પુત્ર. પુ૦ [ સં. ] સારો દીકરો, સદ્ગુણી પુત્ર. [સારો માણસ.
સત્પુરુષ. પુ૦ [ સં. ] સજ્જન;
સત્ય, ન૦ [ સં ] સાચ; ખરાપણું; તથ્ય (૨) ચાર યુગમાંનો પહેલો યુગ. કૃતયુગ. (૩) વિ૦ સાચું; વાસ્તવિક. ખરું. [પણું. (૨) પ્રમાણિકતા.
સત્યતા, સ્ત્રી૦ સાચવટ; ખરા-
સત્યયુગ. પુ૦ [ સં ] સતયુગ.
સત્યલોક પુ૦ [ સં ] સૌથી ઉપલી-સાતમી ભૂમિકા; સાત લોકોમાં ઉપલો લોક.
સત્યવાદી, વિ૦ સાચું બોલનાર.
સત્યશીલ વિ૦ સાચું બોલવાના સ્વભાવનું; ખરાને વળગી રહેનાર.
સત્યાનાશ, ન૦ સાવ પાયમાલી થઇ જવી તે; ધૈદાન મેદાન થઇ જવું તે. (૨) એક શાપ. બદદુવા. [ ૮૭.
સત્યાશી, વિ૦ એંશી ને સાત;
[ અથર્વવેદનો અભ્યાસકાળ.
સત્ર, [ સં. ] યજ્ઞ, યાગ. (૨)
સત્રશાળા, સ્ત્રી૦ યજ્ઞશાળા.
સત્વ, ન૦ [ સં. ] માયાના ત્રણ ગુણોમાંનો એક ગુણ (૨) મૂળ સ્વભાવ. (૩) બળ. શક્તિ; કૌવત; હીર; (૪) સાર; કસ. (૫) વસ્તુ; પદાર્થ; દ્રવ્ય. (૬) જીવ; પ્રાણ.
સત્વર, અ૦ [સં.] જલદી;તરત; શીઘ્ર; ઝટ. [ ત્વરા; ઝડપ.
સત્વરતા, સ્ત્રી૦ ઉતાવળ; ધાઇ;
સત્સમાગમ, પુ૦ સારા માણસનો મેળાપ; સંતસમાગમ.
સત્સંગ, પુ૦ સારા માણસની -સાધુસંતની સોબત.
સત્સંગી, વિ૦ સંત-સાધુનો સંગાતી, જ્ઞાનીની સોબતવાળો. (૨) સ્વામીનારાયણ સંપ્રદાયનો માણસ.
સથરપથર, અ૦ જેમ તેમ; વિખરાયેલું હોય તેમ. (૨) વિ૦ અવ્યવસ્થિત; ગુંચવાયેલું; ગભરાયેલા જેવું.
સથવારો, પુ૦ સંગાથ; સંગ; સોબત. સાથ. (૨) સંઘ; કાફલો.(૩) એક જાત ને તે જાતનો માણસ.

સદગરવું, ક્રિ૦ સ૦ માનવું; માંડવું; પત કરવું. (૨) સ્વીકારવું.

સદન, ન૦ [ સં. ] ગૃહ; ઘર; મંદિર; ધામ. (૨) રહેઠાણ.

સદય, વિ૦ દયાવાળું; કૃપાળુ.

સદર, વિ૦ [ અ સદ્ર ] મુખ્ય; મોટું; વડું. (૨) ઉત્તમ; શ્રેષ્ઠ. (૩) કુલ.

સદરઆગીન, પુ૦ ઊંચા દરજ્જાનો ઇનસાફી અમલદાર.

સદરપરવાનગી, સ્ત્રી૦ મોટામાં મોટી છૂટ; કોઇ પણ જાતની આંટી વગર જેમ ગમે તેમ વર્તવાની છૂટ. (૨) કુલ મુખત્યારી.

સદરબજાર, ન૦ મોટું બજાર. (૨) છાવણીમાંનું બજાર.

સદરહુ, વિ૦ આગળ જણાવવામાં આવેલું એવું; ઉપરોક્ત; પૂર્વોક્ત.

સદરો, પુ૦ ટુંકી બાંયનું ખુલતું પહેરણ. [ રૂચવું.

સદવું, ક્રિ૦ અ૦ માફક આવવું:

સદસત્, વિ૦ ખરું ખોટું; સારુંનરસું. [ સભ્ય.

સદસ્ય, પુ૦ [ સં. ] સભાસદ.

સદળ, વિ૦ દળવાળું; જાડુ સ્થૂલ

સદળું, વિ૦ જાડું; દળવાળુ.

સદા અ૦ [સં.] હંમેશા; નિત્ય; નિરંતર, રોજ. [ સદ્વર્તન.

સદાચરણ, ન૦ સારું આચરણ;

સદાચરણી. વિ૦ સારી ચાલ-ચલગતનું. [આચાર-રીતભાત.

સદાચાર, પુ૦ [સં.] સારો

સદાચારી. વિ૦ સારા આચાર-વાળું; સચ્ચરિત

સદાનંદ, પુ૦ હરહંમેશ આનંદ હોવા તે (૨) વિ૦ સદાય આનંદમાં રહેનારું.

સદાબહું. વિ૦ સમુગ્રું; તમામ. (૨) આખું; બધું. (૩) હંમેશનું.

સદાવડું. જુઓ સદાબડું.

સદાવ્રત, ન૦ અન્નક્ષેત્ર; અન્નદાન. (૨) અન્નદાન દેવાનું વ્રત (૩) અન્નદાન દેવાનું સ્થાન.

સદાશિવ, પુ૦ મહાદેવ; શંકર.

સદાસર્વદા, અ૦ હરહંમેશ; નિત્ય; નિરંતર. [શતક.

સદી, સ્ત્રી૦ સો વર્ષનો કાળ; સૈકું;

સદીસા. અ૦ વેળાસર; સવેળા.

સદૃશ. વિ૦ [ સં. ] સરખું; જેવું; સમરૂપ. [ નતા; સમરૂપતા.

સદૃશતા. સ્ત્રી૦ સાદૃશ્ય; સમા-

સદૈવ, અ૦ [સં.] હંમેશ; સદા; નિરંતર [ (૨) હરહંમેશ.

સદોદિત, વિ૦ નિત્ય પ્રકાશમય.

સદ્ગતિ, સ્ત્રી૦ મોક્ષ; ઉદ્ધાર; સારી ગતિ થવી તે.

સદ્ગુણ પુ૦ સારો ગુણ; રીતભાત વગેરેનું સારાપણું.

સદ્ગુણી, વિ૦ સારા ગુણવાળું; સદાચારી. [માણસ; સજ્જન ગુણવાન

સદ્ગૃહસ્થ. પુ૦ પ્રતિષ્ઠિત

સદ્ધર્મ, પુ૦ સાચો ધર્મ; સારો માર્ગ. [ સમજ; શુદ્ધબુદ્ધિ.

સદ્બુદ્ધિ, સ્ત્રી૦ સન્મતિ, સારી

સદ્દભાવ, પુ૦ [સ ] સારો ભાવ. (૨) સ્નેહ. માયા; પ્રીતિ; પ્રેમભાવ.

સદ્મ, અ૦ [સં.] ઘર. ગૃહ. મંદિર.

સદ્ય અ૦ [સં] વરત; તાબડ-તોબ, તત્ક્ષણ ...ચરગત, સચ્ચરિત.

સદ્વર્તન, ન૦ [સં.] સારી ચાલ.

સદ્વાસના, સ્ત્રી૦ [સં.] સારી ઇચ્છા; ઉંચો મનોભાવ.

સદ્વૃત્ત, ન૦ સદ્વર્તન; સારી ચાલ. (૨) વિ૦ સારી ચાલનું; સુશીલ.

સધન, વિ૦ ધનવાન; પૈસાદાર.

સધરવું, ક્રિ૦ અ૦ સુધરવું; સારૂં થવું. (૨) સાંગોપાંગ પાર ઉતરવું.

સધર્મિણી, સ્ત્રી૦ સાથે રહીને ધર્મમાં વર્તનારી સ્ત્રી; પત્ની.

સધર્મી, વિ૦ સમાન ધર્મનું. ૪) સરખા ગુણનું; સરખી અસર રનારે એવું.

સધવા, સ્ત્રી૦ જેનો સ્વામી જીવતો હોય તે; સૌભાગ્યવતી સ્ત્રી; ...તનવાળી સ્ત્રી.

સધામ, ન૦ સ્વધામ; પોતાનું સુખસ્થાન તે; સ્વર્ગ.

સધારવું, ક્રિ૦ અ૦ જવું; વદાય ...; સિધારવું.

સધાવવું, ક્રિ૦ અ૦ સિધાવવું; ...; વદાય થવું. (૨) ક્રિ૦ અ૦ ...ર ઉતરાવવું; સિદ્ધ કરાવવું.

સધ્ધર, વિ૦ શક્તિમાન; બળવાન. ) ભારે. (૩) મઝ્મ; પૈસાદાર; ...ગાંઠવાળું.

સન. પુ૦ [અ. सन्] સંવત; શક (૨) ખ્રિસ્તી સંવત્સર. (૩) સાલ; વર્ષ.

સનદ, સ્ત્રી૦ જુઓ સણંદ.

સનમ, સ્ત્રી૦ માશુક; પ્રીતમ.

સનમના, વિ૦ ગમગીન, ઉદાસ; નાખુશ; દિલગીર.

સનાતન, વિ૦ [સં] અવિનાશી; સદોદિત; અનાદ્યનન્ત; અચળ; હંમેશ જેવું અને તેવુંજ રહેનારૂં; પ્રાચીન; જુનામાં જુનું.

સનાથ, વિ૦ [સં.] જેને માથે વડીલ, રાજા કે સ્વામી હોય તે. નિરાશ્રિત નહિ એવું; સુભાગી. (૨) સધવા; સુવાસણ. (૩) કૃતકૃત્ય.

સનાદ, વિ૦ નાદીલું; છંદી (૨) સુલક્ષણ; પાંશરૂં; સીધું; સખણું.

સનાન, ન૦ સ્નાન (૨) સગાં સંબંધીના મરણથી નહાવું તે. સનાનના સમાચાર=માઠા ખબર.

સનાનિયું, વિ૦ સનાનવાળું; અભડાયેલું; અશુભ સૂચક.

સનેડો, પુ૦ સ્નેહ; પ્રેમ.

સનેપાત, પુ૦ [સં. सन्निपात.] શરીરમાંના વાત પિત્ત ને કફ બગડી જવાથી થતી ભયંકર માંદગી. (૨) બેભાકળાપણું; ભારે ગભરામણ.

સન્નિકર્ષ, પુ૦ [સં.] પાસે હોવું તે; સામીપ્ય. [સમીપતા.

સન્નિધિ. સ્ત્રી૦ [સં.] પાસેપણું;

સન્નિપાત, પુ૦ [સં.] સનેપાત; (૩) જમાવ; મિલાપ; ઐક્ય.

સન્માન. ન૦ સારું માન મળવું તે; આદરસત્કાર [સારું માન પામેલું.
સન્માનિત, વિ૦ સત્કારાયેલું;
સન્માર્ગ, પુ૦ [સં] સારો માર્ગ; સુપંથ
સપટાવવું, ક્રિ૦ સ૦ જકડવું; સજ્જડ કરવું, કબજામાં લેવું.
સપડાવવું, ક્રિ૦ સ૦ ફસાવવું; ફાંદામાં લેવું ઘેરી લેવું; ધમકાવવું.
સપડાવું, ક્રિ૦ અ૦ ફસાવું; ઝલાવું, આંટીમાં આવવું. [વેરી.
સપત્ન, પુ૦ સં. દુશ્મન, શત્રુ;
સપત્ની, સ્ત્રી૦ પતિની બીજી સ્ત્રી, શોક્ય.
સપથ, પુ૦ સોગન; સમ;
સપન ન૦ સ્વપ્નું; સ્વપ્ન.
સપનું, ન૦ સ્વપ્ન.
સપરમું, વિ૦ માંગલિક; શુભ; રૂડું; ખુશાલીનું (૨) જબરૂં; બળવાન.
સપરાણું, વિ૦ સઘળું; બધું.
સપરિવાર, વિ૦ પરિવાર સહિત.
સપસપ, અ૦ ચપચપ; ઝડપથી.
સપાટ, વિ૦ ખાડા ટેકરા વગરનું; એક સરખું. (૨) તમામ; બધું.
સપાટ, સ્ત્રી૦ [પોટું.] સ્ત્રીઓ વગેરેને પગમાં પહેરવાની ઝટ નિકળી જાય એવી પાની તરફના બંધ વગરની જોડીઓ. [ઝટ; તાબડતોબ.
સપાટાબંધ, અ૦ ત્વરતું,
સપાટિયું, ન૦ વાંસ અથવા સાગની ચીપ.

સપાટી સ્ત્રી૦કોઈ પણ ચીજનો ઉપલો એક સરખો ભાગ ઉપલુંપાસું.
સપાટો, પુ૦ ઝડપ; ત્વરા (૨) પવનનું જોરથી ફુંકાવું તે (૩) ચાબુકનું જોરથી વાગવું તે. (૪) ધમાધોકાર કામ ચલાવવું તે.
સપાડું, ન૦ આભાર; એહસાન; ભાર; પાડ (૨) વગ. ભરામણ [બરાબ
સપારે, અ૦ બરોબર; ઠીક; ઠરો
સપાસપ, અ૦ ઉપરાઉપરી, એક, પછી એક; સપાટાબંધ, ચપોચપ.
સપુરું, વિ૦ સમુળગું; લગારપણ. તમામ. [રૂમાં વધારો કરે એવો દીકરો;
સપૂત, પુ૦ સારો છોકરો આબ-
સપેત, વિ૦ સફેદ; ધોળું; શ્વેત.
સપ્ટેમ્બર, પુ૦ [અં.] ખ્રિસ્તી સંવત્સરનો નવમો મહીનો.
સપ્ત, વિ૦ સાત; ૭.
સપ્તક ન૦ સાતનો સમુદાય.
સપ્તકોણુ, વિ૦ જેને સાત ખુણા હોય એવું.
સપ્તદ્વીપ, પુ૦ [સં.] સાત બેટ (પૌરાણિક સાહિત્યમાંના):-જંબુ,કુશ, પ્લક્ષ,શાલ્મલી, ક્રૌંચ,શાક અને પુષ્કર
સપ્તધાતુ, સ્ત્રી૦ સાત ધાતુઓ:- સોનું, રૂપું, તાંબું, લોઢું, કલાઈ, સીસું અને જસત. (૨) શરીરના, બંધારણમાંનાં સાતતત્વો:-રસ, રક્ત, માંસ, મજ્જા, ચરબી, હાડ અને વીર્ય.
સપ્તપદી, સ્ત્રી૦ [સં.] વિવાહમાંનો એક અગત્યનો વિધિ; વરકન્યાએ સાત પગલાં સાથે ચાલવાં તે.

સપ્તપર્ણ, વિ૦ સાત પાદડાંવાળું. (૨) એક જાતનું ઝાડ

સપ્તમી, સ્ત્રી૦ સાતમી તિથિ, સાતમ (૨) સાતમી વિભક્તિ.

સપ્તર્ષિ, પુ૦ [સં.] મુખ્ય સાત ઋષિઓ. (૨) એ નામથી ઓળખાતા સાત તારાઓનું ઝુમખું. સાત ઋષિઓ:—કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ, ને વસિષ્ઠ

સપ્તશતી સ્ત્રી૦ સાતસે શ્લોકનો એક સમુદાય તે; ચંડીપાઠ.

સપ્તસ્વર, પુ૦ [સં.] ગાયનના મૂળ સાત સ્વરઃ—સા,રી,ગ,મ,પ,ધ,ની.

સપ્તાહ, ન૦ [સં.] સાત દિવસનો સમુદાય, અઠવાડિયું. (૨) સાત દિવસમાં ભાગવત પારાયણ કરવું તે [સજડ. બાજોતું.

સપાટ, વિ૦ બેસતું, તંગ.

સફર, સ્ત્રી૦ [અ] વહાણનું એક બંદરેથી બીજે બંદરે જવું તે; મુસાફરી. (૨) વહાણ ખેડવાનો ધંધો

સફરજન, ન૦ એક જાતનું ફળ.

સફરી, વિ૦ સફર કરનાર; દરીઆમાં મુસાફરી કરનારું. (૨) માંછલી.

સફળ. વિ૦ [સં. सफल.] ફળવાન; સિદ્ધ; કૃતકાર્ય. (૨) પ્રમાણ રૂપ.

સફા, અ૦ સારું; સ્વચ્છ; નિર્મૂળ (૨) ખલાસ, તમામ.

સફાઇ, સ્ત્રી૦ સ્વચ્છતા; નિર્મળતા. (૨) નહિ ખડબચડાપણું. (૩) બોલવાની સ્પષ્ટતા; છટા. (૪) બડાઇ ચાતુર્ય. (૫) ટાપટીપ; ભભક. (૬) ચોખવટ

સફાઇદાર, વિ૦ સફાઇવાળું; સુરેખ સ્વચ્છ (૨) સુંવાળું. ગડબડ, ગંદકી કે કચરથી વગરનું. સાફ

સફાળું, વિ૦ ફાળ પડી હોય એવું: બેબાકળું ગભરાયેલું. (રમત.

સફીલ, સ્ત્રી૦ ભોદરાની એક

સફીલ, સ્ત્રી૦ પડોશ સાથે લાગી હોવાપણું. સાથેના ઘર સાથે આપણા ઘરની લાગેલી ભીંત.

સફીલદાર, પુ૦ પડોશી; જેના સાથે આપણી હદ જોડાયેલી હોય તે.

સફેત. (સફેદ) વિ૦ [ફા.] ધોળું ધવ. (૨) ચળકતું ઉજળું.

સફેતી, સ્ત્રી૦ ધોળી ભુકી (૨) ધોળાશ, ઉજ્જ્વલતા. (૩) ધોળું સુરેખ પડ. (૩) ઇંડામાનો ગર. [ચાક.

સફેતો, સફેનો; ધોળો ભુકો;

સબક, ન૦ પાઠ; ધડો.

સબજી, સ્ત્રી૦ ભાગનું લીલું પાણી

સબજો, પુ૦ એક સુગંધિઝાડ ડમરો

સબડકો. પુ૦ ચાગળામાંનું પેય ચુસતાં થતો અવાજ. (૨) લહેજતથી આગળા ભરી ચુસવું તે.

સબડવું. ક્રિ૦ અ૦ બગડવું; પડી રહેવું. (૨) રઝળવું. (૩) વિકૃત થવું; સડવું; કોહવું., [ એમ.

સબડાક, અ૦ સબડકો થાય

સબડાવવું, ક્રિ૦ સ૦ ખોરાક મોંમાં ચૂસીલેવો

વડું; બગાડવું. કોહરાવવું. [બાંધાવું.

સબધું, વિ૦ મજબુત; સારા

સબબ, પુ૦ [ અ. ] કારણ; હેતુ; ઉદ્દેશ. ( ૨ ) બહાનું; તકરાર; મુદ્દો. (૩) અ. માટે; વાસ્તે; તેથી; કારણકે.

સબર, અ૦ રહો, થોભો, અટકો એમ. ( ૨ ) સબુર.

સબરસ, ન૦ મીઠું; નિમક; સર્વે રસ જેનામાં હોય તે.

સબળ, વિ બળવાન; જોરાવર.

સબળું, વિ૦ બળવાન.

સબુદ્ધિ, સ્રી૦ સુબુદ્ધિ; સારી મતિ. ( ૨ ) અ૦ બુદ્ધિપૂર્વક.

સબુર, સ્રી૦ ધીરજ; સબુરી. (૨) અ૦ થોભો. રહો. એવા અર્થમાં.

સબુરાઇ, સ્રી૦ સબુરી.

સબુરી, સ્રી૦ ધીરજ; ધીમાશ; ધીરા રહેવું તે. ( ૨ ) સહન શક્તિ.

સભય, વિ૦ ભયભરેલું.

સભર, વિ૦ ભરપુર; સર્વત્ર ભરેલું. ( ૨ ) તદ્દન; પૂરેપૂરું.

સભા, સ્રી૦ [ સં. ] વિચાર કરવાને કે ભાષણ સાંભળવાને એકઠા થયેલા માણસોનો સમૂહ; મેળાવડો.

સભાપતિ, પુ૦ અધ્યક્ષ; પ્રમુખ.

સભાસદ, પુ૦ સભામાંનો દરેક.

સભ્ય, વિ૦ [ .] વિવેકી; ડાહ્યું; ૦. ( ૨ ) સભાસદ.

સભ્યતા, સ્રી૦ વિવેક; ડહાપણ; ધર્મ; શિષ્ટતા. વિનય.

સમ, પુ૦ શપથ; સોગન. ( ૨ ) સરખું; સમાન; બરોબર.

સમઇ, સ્રી૦ પીત્તળની દીવી.

સમકાલીન, વિ૦ એકજ કાળે બનેલું એક વખતનું.

સમક્ષ, અ૦ રૂબરૂ. નજર આગળ.

સમગ્ર વિ૦ [ સં ] સઘળું; બધું; તમામ. [બાજુ સરખી હોય એવું.

સમચોરસ, વિ૦ જેની ચારે

સમચ્છેદ, પુ૦ સરખા છેદ તે; સરખા છેદ પાડવાની રીત.

સમજ, સ્રી૦ સમજણ

સમજણ, સ્રી૦ સમજ; જ્ઞાન; અર્થ ગ્રહણ કરવાની શક્તિ; અક્કલ; બુદ્ધિ (૨) ખુલાસો. ( ૩ ) ડહાપણ; શાણપણ.

સમજણું, વિ૦ સમજદાર. (૨) ડાહ્યું; દક્ષ. ( ૩ ) ચતુર. ( ૪ ) ઉમ્મર લાયક; અનુભવી [સમજુ.

સમજદાર, વિ૦ સમજણું;

સમજવું, ક્રિ૦ સ૦ માનવું; પિછાણવું. ( ૨ ) યથાર્થ જ્ઞાન લેવું; અર્થ ગ્રહણ કરવો. ( ૩ ) ખરા ખોટા-ની તુલના કરવી. ( ૪ ) શિક્ષા લેવી; સુબોધ કરવી; આગ્રહ છોડવો.

સમજાવવું, ક્રિ૦ પ્રે૦ સમજે એમ કરવું; મનાવવું; પટાવવું. ( ૨) શાંત કરવું; નરમ પાડવું. (૩) જ્ઞાન આપવું; બોધ કરવો.

સમજુ, વિ૦ સમજણું; ડાહ્યું; વિવેકી. [સમજણું.

સમજુક, વિ૦ સમજુ; વિવેકી;

સમજુત: સ્રી૦ સમજ આપવી તે; ભ્રમ કે વિરોધ મટાડવો તે. (૨)

શિખામણ; બોધ; ઉપદેશ. (૩) સુલેહ; સંધિ સમાધાન.(૪) ખુલાસો.

**સમજુતી**, સ્ત્રી૦ સમજ ૧. (૨) અર્થ બોધ; ટીકા; ખુલાસો.

**સમડી**, સ્ત્રી૦ એક પંખી; બાજની માદા. (૨) એક વૃક્ષ; ખીજડી; શમી,

**સમડો**, પુ૦ સમડીનો નર; બાજ. (૨) એક વૃક્ષ ખીજડો (૩) કામણ ટુમણિયો બાવો. [ઉમેરવાની વસ્તુ.

**સમણ**, ન૦ સમોવણ; ઠમેરણ;

**સમણી**, (સમાણી) સ્ત્રી૦ સોનીનું ઓજાર; નાનો ચીપીયો.

**સમણું**, ન૦ સ્વપ્ન; સ્વપનું.

**સમતલ**, વિ૦ સરખી સપાટીવું; ભૂમિકા સરખી હોય એવું (૨) સપાટ ભૂમિકા તે;

**સમતા**. સ્ત્રી૦ સમત્વ; સરખા. (૨) ધીરજ; શાંતતા.

**સમતોલ**, વિ૦ સરખા વજનવું; ું; બરાબર. (૨) એક સપાટી પર એવું. [સમાનતા; સરખાપણું.

**સમત્વ**, ન૦ [ સં. ] સમતા;

**સમદરસોસ**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ.

**સમદર્શી**, વિ૦ [ સં. ] સૌની એક સરખી નજરે જોનાર; પપાતી.

**સમદૃષ્ટિ**, સ્ત્રી૦ એક સરખી નજ- ; સમવિષમપણે નહિ જોનાર.

**સમદો**, પુ૦ તાજું ચામડું; સાદું રનું અને આખું ચામડું.

**સમધાત**, વિ૦ અંદાજસરનું; મધ્યમસરનું; માફકસર હોય એવું.

**સમન**, પુ૦ [ અ. ] હાજર રહેવાનું ફરમાન-હુકમ તે.

**સમન્વય**, પુ૦ [ સ. ] એક સરખો ક્રમ; સંબંધવાળા શબ્દાર્થનો અનુક્રમ; પરસ્પરનો સંબંધ.

**સમન્વિત**, વિ૦ સમન્વય કરેલો હોય એવુ; સંબંધ ગોઠવેલું.

**સમભાગ**, પુ૦ સરખો ભાગ.

**સમભાવ**, પુ૦ એક સરખો ભાવ; સમવૃત્તિ; તદ્રૂપતા. (૨) એક સરખું વહાલ-પ્રેમ તે.

**સમય**, [ સં. ] કાળ; વખત; વેળા. (૨) મોસમ; ઋતુ. (૩) લાગ; સંધિ; અવસર.

**સમયસૂચકતા**, સ્ત્રી૦ સમયને યોગ્ય-તત્કાળ કાર્ય કરવાની બુદ્ધિ તે.

**સમયાનુસાર**, અ૦ સમય પ્રમાણે; જેવો વખત હોય તેવું. (૨) વિ૦ સમયને અનુકૂળ.

**સમર**, ન૦ [ સં ] યુદ્ધ; લડાઇ.

**સમરણ**. ન૦ [ સં. स्मरण ] યાદ કરવું તે. (૨) રટણ; નામનો ઉચ્ચાર કરવો તે.

**સમરણી**, સ્ત્રી૦ જપમાળા; સ્મરણ કરવાની નાની માળા; બેરખો.

**સમરથ**, વિ૦ સમર્થ; બળવાન.

**સમરપણું**, ન૦ વૈષ્ણવધર્મની શુદ્ધાચાર મર્યાદા તે.

**સમરવું**, ક્રિ૦ સ૦ સ્મરવું; સ્મરણ કરવું; નામ જપ્યા કરવું.

**સમરાવવું**, ક્રિ૦ દુરસ્ત કરાવવું; મરામત કરવી સુધારવું.

**સમરાંગણ**, ન૦ લડાઇનું મેદાન.

**સમરી**, સ્ત્રી૦ અં ] ટુંકીનોંધ.

**સમર્થ**, વિ૦ બળવાન; જોરાવર (૨) નિપુણ; કાબેલ (૩) આબરૂદાર પૈસાદાર (૨) મોટું; ભારે.

**સમર્થક**, વિ૦ સમર્થન કરનાર; પુરવાર કરનાર (૨) પુરવારીની દલીલો.

**સમર્થતા**, સ્ત્રી૦ સમર્થપણું; શકિતમાનપણું.

**સમર્થન**, ન૦ [ સં ] દલીલોથી પુરવાર કરવું તે; પુરવારી. (૨) પુરવારીની દલીલો વગેરે તે.

**સમર્પણ**, ન૦ આપી દેવું તે; સોંપવું (૨) પોતાનું સ્વામિત્વ છોડી દઇ બીજાને ભેટ આપવું તે.

**સમર્પણી**, વિ૦ જેણે સર્વસ્વ અર્પણ કરી દીધેલું હોય તે; પુષ્ટિ માર્ગ પ્રમાણે મર્યાદા-ધર્મ પાળનાર તે.

**સમર્પવું**, ક્રિ૦ સ૦ સામાને આપી દેવું; ઉત્સર્ગ કરવો. (૨) ભક્તિથી આપવું. [કરેલું.

**સમર્પિત**, વિ૦ [ સં. ] અર્પણ

**સમલો**, પુ૦ ટપકી મૂકેલી ટાપી.

**સમવયસ્ક**, વિ૦ [ સં.] સરખી ઉમ્મરનું; બરોબરિયું.

**સમવાય**, પુ૦ [ સં. ] સંગ્રહ; સમૂહ. (૧) જૂથ; જમાવ (૨) પરસ્પર અભેદ સંબંધ.

**સમવિષમ**, વિ૦ સરખું ને નહિ સરખું એવું; વધુઓછું; નાનું મોટું.

**સમવિષમતા**, સ્ત્રી૦ ભિન્નભાવપણું ભેદ ન્યૂનાધિકતા

**સમવું**, ક્રિ૦ અ૦ શાંતથવું; હોલાવું; બુઝાવું [ને ઠંડીવાળું.

**સમશીતોષ્ણ** વિ સરખી ગરમી

**સમશેર**, સ્ત્રી૦ જુ. શમશેર.

**સમષ્ટિ**, સ્ત્રી૦ [સં ] ઘણી વ્યક્તિઓનો સમુદાય વિરાટરૂપ, આખું જગત.

**સમસ્માકાર**, વિ૦ નીરવ; ઘોંઘાટરહિત (૨) જેમનુ તેમ રહેલું હોય એવું. તેજી રહિત; શૂન્યકાર

**સમસાન**. ન૦ શ્મશાન.

**સમસાનિયું**, વિ૦ગડદાને ઓઢેલું ને તેની સાથે જનારૂં.(૨)અશુભ;અમંગળ

**સમસ્ત**, વિ૦ સઘળું; બધું; તમામ, સમગ્ર. (૨) આખું; પૂર્ણ.

**સમસ્યા**, સ્ત્રી૦ થોડામાં ઘણું સમજવાનું હોય તે; ઇશારો; સાન સંકેત, નિશાની. (૨) પૃચ્છા; ઉખાણો. (૩) ગૂઢાર્થ સૂચક પદ.

**સમંજસ**, વિ૦ [ સં.] બરાબર; ખરૂં; યોગ્ય (૨) સારૂં; ઉત્તમ. (૩) પ્રમાણિક; સાચું.

**સમાકાર**, વિ૦ એક સરખા આકારનું તે; સમરૂપ; સમઘાત. (૨) શાંત; મૌન.

**સમાગમ**, પુ૦ [ સ. ] સાથે મળવું તે; મેળાપ; મિલન. (૨) સંગતિ; સોબત; સંયોગ.

**સમાચાર**, પુ૦ ખબર; હકીકત; બાતમી; વર્તમાન. (૨) હાલત સંબંધી પૂછપરછ.

**સમાજ**, પુ૦ [ સં. ] સમુદાય; સમૂહ ગણ; મંડળી. (૨) સભા; પરિષદ્ (૩) સાજનું; જમાત.

**સમાજી**, વિ૦ સમાજમાં જોડાયેલો; સમાજનો અનુયાયી (૨) 'આર્ય સમાજ' નો અનુયાયી.

**સમાણુ** જુ૦ સમણુ; ઉમેરણનું ણી. (૨) સમાસ થાય એટલું તે.

**સમાણી**, પુ૦ સે.નીનું એક નાર, સમણી. [ બરોબરિયું.

**સમાણું**, વિ૦ સરખું; સમાન;

**સમાધ**, સ્ત્રી૦ સંન્યાસી અથવા સંતને જ્યાં દાટ્યા હોય તે જગા ર બનાવેલી દેરી વગેરે તે; સમા- િ જગા

**સમાધાન**, ન૦ [ સં. ] સમ- થવો તે; વિરુદ્ધતાનું મળવું તવેડો. નિકાલ; છુટકારો; સુલેહ. ) ખુલાસો. (૫) વિષયાદિકમાંથી વાળી લેવું તે.

**સમાધાની**, વિ૦ લવાદ, સમા- કરાવી આપનાર. (૨) પુ૦ તેયો. સુલેહણી કરનારો; વ્યવસ્થા ા. (૩) સ્ત્રી૦ સમાધાન, . (૪) સુલેહ; સંપ.

**માધિ**, સ્ત્રી૦ [ સં. ] પ્રાણવા- બાડમાં ચડાવી એકચિત્ત થવું મુક આસને બેસી બ્રહ્મપર થવું. :રમાં એકાગ્રતા કરવાની એક (૨) એક ધ્યાનતા. (૩) માધ.

**સમાધિસ્થ**, વિ૦ [ સં. ] સમાધિ લઇ બેઠેલું; એકધ્યાન થયેલું. (૨) ગત મુએલું. [સરખું. બરાબર

**સમાન**. વિ૦ [ સં ] સમ;

**સમાનતા**, સ્ત્રી૦ સરખાપણું; સદૃશતા. (૨) બરોબરી; સ્પર્ધા.

**સમાનશીલ**, વિ૦ [ સં. ] સરખા ગુણવાળું; સરખા સ્વભાવનું.

**સમાનાર્થ**, વિ૦ સરખા અર્થવાળુ-

**સમાનિકા**, સ્ત્રી૦ આઠ અક્ષરના પદવાળો એક છંદ.

**સમાનોદક**, વિ૦ [ સં. ] જેની શ્રાદ્ધાંજલિ પહોંચતી હોય એવું; ચૌદથી એકવિશ પેઢી, વગીનું; એક ગોત્રનું. [પૂર્ણ; ખલાસ, પાર.

**સમાપ્ત** વિ૦ [ સં. ] પુરૂં;

**સમાપ્તિ**, સ્ત્રી૦ [ સં. ] પૂર્ણ- તા; આખર; છેવટ; અંત (૨) પૂર્ણાહુતિ [સ્મરણ કરવા બેસે છે તે.

**સમાયક**, સ્ત્રી૦ જૈન ધર્મીઓ

**સમાર**, પુ૦ સમારવું તે; દુરસ્તી. (૨) જમીન સરખી કરવાનું ખેડુતનું એક ઓજાર-પાટીયું.

**સમારકામ**, ન૦ દુરસ્તી; મરામત-

**સમારંભ**, પુ૦ [ સં.] આરંભ; ધામધુમથી કામની શરૂઆત કરવી તે.

**સમારવું**, ક્રિ૦ સ૦ દુરસ્ત કરવું; સુધારવું. (૨) છીનવું; મોળવું. (૩) ટાપટીપ કરવી; શણગારવું.

**સમારાધન**, ન૦ [ સં. ] સારી રીતે આરાધન કરવું તે; પૂર્ણ શ્રદ્ધાથી ભક્તિ કરવી તે; શુશ્રૂષા; પરિચર્યા; સેવા.

સમાલવું, ક્રિ૦ સ૦ સાચવવું; સંભાળવું. (૨) તપાસ રાખવી. (૩) બચાવવું; રક્ષણ કરવું. (૪) સાવચેત રહેવું. [ જગા; વગ.

સમાવ, પુ૦ સમાવેશ; સમાસ;

સમાવર્તન, ન૦ [ સં.] વિદ્યાર્થીએ ભણીને પાછા આવવાનો સંસ્કાર.

સમાવું, ક્રિ૦ અ૦ માવું; અંદર ને અંદર પુરાવું. (૨) નરમ પડવું; ઓછું થવું; દબાવું. [ સંગ્રહ; વગ.

સમાવેશ, પુ૦ [ સં. ] સમાસ;

સમાસ, પુ૦ [ સં. ] એકથી વધારે શબ્દ મળીને થયેલું એક પદ

સમાસ પુ૦ સમાવું તે; સંગ્રહ; વગ; સગવડ; સમાવેશ. (૨) હળીમળી જવું તે; વાસ કરવો તે. [અર્થાલંકાર.

સમાસોક્તિ, સ્ત્રી૦ [સં.] એક

સમાહાર, પુ૦ [ સં. ] સંગ્રહ; જથ્થો. (૨) સંયોગ. (૩) સંક્ષેપ.

સમિતિ, સ્ત્રી૦ [ સં. ] મંડળી; ટોળી. (૨) સભા. [હોમવાનાં કાષ્ઠ

સમિધ, સ્ત્રી૦ [ સં. ] યજ્ઞમાં

સમિયાણો, પુ૦ સામિયાનો; માંડવો; મંડપ; તંબુ; ડેરો.

સમીકરણ, ન૦ [ સં. ] સરખું કરવું તે. (૨) ગણિતમાં બેઉ બાજુ સરખી કરવાની રીત તે.

સમીચીન, વિ૦ [ સં. ] સારું; ઉત્તમ; બરોબર; વાસ્તવિક. [નિકટ

સમીપ, અ૦ [સં.] પાસે; નજીક;

સમીપતા સ્ત્રી૦ પાસેપણું.[રહેલું.

સમીપસ્થ, વિ૦ પાસેનું. નજીક

સમીર, પુ૦ [સં.] વાયુ; પવન.

સમીરણ, ન૦ વાયુ. પવન.

સમીશીલે અ૦ સમીશુદ્ધે; વગર ઇજાએ. [ સરખી રીતે.

સમીશુદ્ધે, અ૦ વગર ઇજાએ;

સમીસાંજ, સ્ત્રી૦ સંધ્યાકાળ; અજવાળું અંધારું સરખાં હોય એવી વેળા.

સમુચિત, વિ૦ [ સં. ] યોગ્ય; ઘટિત; ઉચિત.

સમુચ્ચય, પુ૦ [ સં. ] જથ્થો; ઢગલો; રાશિ. (૨) સંગ્રહ; સમૂહ.

સમુદરફીણ, ન૦ દરિયા કિનારા ઉપર સુકાઇ ગયેલા ફીણના પોપડા.

સમુદાય, પુ૦ [સં.] ઘણાનો એક સાથે જમાવ તે; સમૂહ; ટોળું; જથ્થો.

સમુદ્ર, પુ૦ [સં.] સાગર; દરિયો.

સમુન્નતિ, સ્ત્રી૦ [સં.] આબાદી; ચડતી; ઉન્નતિ. (૨) વૃદ્ધિ; ઉત્કર્ષ.

સમુરત, ન૦ સારું-શુભ મુહૂર્ત.

સમું, વિ૦ સાજું; જેવું હોવું જોઇએ તેવું; દુરસ્ત; બરોબર; યથાસ્થિત. (૨) સીધું; સપાટ. (૩) સ્વચ્છ. (૪) તંદુરસ્ત. (૫) સાચું; ન્યાયી; યોગ્ય.

સમૂહ, પુ૦ [સં.] ટોળું; જથ્થો; રાશિ; ઢગલો. (૨) સંગ્રહ.

સમૂળગું, વિ૦ તમામ

સમૃદ્ધ, વિ૦ આબાદ; વૈભવવાળું; સમર્થ; શ્રીમંત. (૨) પુષ્કળ; ભરપૂર.

સમૃદ્ધિ, સ્ત્રી૦ [ સં. ] આબાદી; ભરપુરતા; પુષ્કળપણું, વિપુલતા. (૨) પુષ્કળ ધનદોલત તે. જાહોજલાલી, વૃદ્ધિ

સમે, અ૦ સમયે; વખતે

સમેટવું, ક્રિ૦ સ૦ આટોપવું; પતાવવું. (૨) એકઠું કરવું; સંકેલવું.

સમેત, અ૦ સાથે. જોડે; સહિત.

સમેદાની, સ્ત્રી૦ સમઈ; પીત્તળની દીવી. [ ઉત્સવનો મેળો.

સમૈયો, પુ૦ સમય; પ્રસંગ;

સમો પુ૦ સમય; વખત; કાળ. (૨) ઋતુ; મોસમ. (૩) અવસર; પ્રસંગ; સંધિ; દાવ; લાગ.

સમોતી, સ્ત્રી૦ સુખશાન્તિ

સમોવું, વિ૦ સામટું; સઘળું.

સમોલ, સ્ત્રી૦ ભેતરું ભેરવવાની ખીલી. [ બરોબરિયું.

સમોવડ, વિ૦ સમાન; સરખું;

સમોવડિયો, પુ૦ બરોબરિયો. (૨) સમાન બળિયો. (૩) સામેવાળિયો; પ્રતિસ્પર્ધી.

સમ્યક્, વિ૦ [ સં. ] સારું; બરાબર. (૨) પુરેપુરું; બધું. (૩) ખરેખરું; સુઘટિત; એક સરખું.

સયદન, ન૦ વાંસ (૨) વળી.

સર, ન૦ [સં] તળાવ; સરોવર.

સર, પુ૦ વ્યાજ ગણતાં મુદ્દલ ને મુદતના મહિનાનો ગુણાકાર તે. (૨) [ અ. ] વાંટો. હિસ્સો; શેર; ભાગી રીનો પ્રમાણલેખ.

સર, ન૦ [ સં. શિર ] માથું; ઊંડું (૨) સ્ત્રી૦ સકળી; સેર; આવલી, મોતીસર=મોતીની સેર.

સર, વિ૦ વડું; મોટું; ઉપરી. (૨) અ૦ રૂએ; પ્રમાણે (૩) માટે વાસ્તે; અર્થે. [નારો વેપારી; સરૈયો.

સરઈયો પુ૦ ગંધ દ્રવ્યો વેચ-

સરકટ, સ્ત્રી૦ એક જાતનું ઘાસ.

સરકડ, સ્ત્રી૦ રેન; અગેરો; લગામ-

સરકણું, વિ૦ સરકી જવાય એવું. લપસણું. (૨) લીસું. [આકૃતિ; કુંડાળું

સરકલ, ન૦ [ સં. ] ગોળ પોળી

સરકરવું, ક્રિ૦ સ૦ તાબે કરવું; કબજે લેવું; જીતી લેવું.

સરકસ, ન૦ [ અં ] મોટા સમુદાય સાથે ફરવું તે. (૨) જનાવરોને કેળવી તેના ખેલ કરી બતાવનારું મંડળ.

સરકાર, સ્ત્રી૦ (પુ૦) શાસન કરનારી સત્તા; રાજ્ય. રાજા. (૩) જેનો હુકમ માન્ય કરવો પડે એવું તે.

સરકારી વિ૦ સરકારનું. (૨) રાજ્ય સંબંધી, જાહેર લાભનું.

સરકાવવું, ક્રિ૦ સ૦ સરકે એમ કરવું. સેરવવું; ખસેડવું.

સરકિયું, ન૦ સરકાવી શકાય એવી ગાંઠ તે. ગાળાગાંઠ; સટકિયું.

સરકો, પુ૦ અત્યંત ખાટો રસ.

સરક્યુલર, પુ૦ [અં.] ઘણી જગાએ ફેરવવાનો પત્ર તે (૨) ઘણાને લાગુ પડતો ધારો. તે. મુકાબલો,

સરખામણી, સ્ત્રી૦ સરખાવવું

સરખાવવું. ક્રિ૦ સ૦ મુકાબલો કરવો; મેળવવું.

સરખું, વિ૦ સમ; સમાન; સદશ. (૨) જેવું બરોબર; લાયક.

સરખેસરખું, વિ૦ એક બીજા સાથે સમાન હોય એવું.

સરગ, ન૦ સ્વર્ગ   [ સેકટો

સરગવો, પુ૦ એક જાતનું ઝાડ.

સરગસ, (સરઘસ) ન૦ ટોળી થઇ શહેરમાં ફરવું તે; વરઘોડો.

સરજણ ન૦ સર્જન.

સરજણહાર, પુ૦ બનાવનાર.

સરજવું, ક્રિ૦ સ૦ ઉત્પન્ન કરવું; બનાવવું, રચવું, પેદાકરવું.

સરજાવવું, ક્રિ૦ સ૦ સરજવું

સરટત, સ્ત્રી૦ મોટીજીત. (૨) નિર્માણ થયેલું; સરજાયેલું; ભાવિ.

સરજોરી, સ્ત્રી૦ શિરજોરી, બળજોરી.

સરડવું, ક્રિ૦સ૦ સેડવું; સાધવું; જોડવું; સીકડી લેવું, છાપરું સરડવું = નળીઓ ઉપર ખપાટિયા બાંધી લેવા.

સરડો, પુ૦ કાકીડો; ઘોની જાતનું એકપ્રાણી [વાનું એક વાજું, પીપુડી.

સરણાઇ, સ્ત્રી૦ ફુંકીને વગાડ-

સરણિ, સ્ત્રી૦ રસ્તો; વાટ, કેડી

સરત, સ્ત્રી૦ નજર, દૃષ્ટિ. (૨) સ્મૃતિ, યાદદાસ્ત (૩) ધ્યાન, લક્ષ (૪) બોલી; કરાર. (૫) કોઇ પ્રકારની હોડ.

સરદાર, પુ૦ ઉપરી; આગેવાન; મુખી. (૨) બહાદુર, અગ્રેસર (૩) વિ૦ વડું; મુખ્ય (૪) અમીર, નાયક.

સરદારી, સ્ત્રી૦ સરદારની સત્તા; સરદારપણું. ઉપરીપણું; આગેવાની.

સરદી, જુ૦ શરદી.

સરનશીન, પુ૦ સરનશીન; અધ્યક્ષ સભાપતિ; પ્રમુખ (૨) વિ૦ મુખ્ય; વડું. ઉપરી.

સરનામું, ન૦ શિરનામું. (૨) નામ ઠામ; પત્તો.

સરપણ ન૦ બાળવાના લાકડાં.

સરપંખો, પુ૦ એક જાતની દવા તરીકે વપરાતી વનસ્પતિ; ધોળો ઘમાસો.   [અધ્યક્ષ.

સરપંચ, પુ૦ પંચનો વડો;

સરપાવ, પુ૦ શિરપાવ.

સરપેચ, પુ૦ શિરપેચ.

સરપોશ, ન૦ ઢાંકણ. (૨) ગલેફ; આચ્છાદન.   [ નામાંકિત.

સરફરાજ, વિ૦ [फा.] પ્રખ્યાત;

સરફરાજી, સ્ત્રી૦ વખાણ; સ્તુતિ.

સરબત, પુ૦ [ फा. ] શરબત.

સરબતી, વિ૦ સરસ ઝીણાં કુમાશનું [ખાસ સંરક્ષણ માટે લશ્કર

સરબંદી. વિ૦ શિરબંદી, કિલ્લાનું

સરભર વિ૦ નફો ટોટો ન થાય એવું; સરખેસરખું.

સરભરા. સ્ત્રી૦ મહેમાનની સગવડ સાચવવી તે; પરોણાચાકરી; આદર સત્કાર, સેવા.

સરલ વિ૦ [सं.] સીધું; સપાટ. (૨) સહેલું; ઝટ થાય એવું. (૩) વાંધા વગરનું; સુગમ.

**સરવડાં**, ન૦ થાય ને વળી રહી જાય એવો જે વરસાદ તે; ઝાપટાં. (૨) પાણીનાં ખાબોચીઆં

**સરવડિયાં**, ન૦ થોડી થોડી વારે વરસતો વરસાદ તે; ઝાપટાં.

**સરવણ**, પુ૦ [સં. શ્રમણ.] બુદ્ધ ધર્મનો સાધુ. ભિક્ષુ. (૨) ત્યાગી; યતિ વૈરાગી (૩) ભિક્ષુઓની એક નાત.

**સરવણી** સ્ત્રી૦ મરણના દિવસના છેલ્લા શ્રાદ્ધની શય્યાદાનની ક્રિયા.

**સરવસ**, વિ૦ [ સં. સર્વસ્વ ] બધણુ. તમામ [પાણીનો ઝરો; ઝરણું.

**સરવાણી**, સ્ત્રી૦ [ સ સ્રોત ]

**સરવાયું**, ન૦ આખા વર્ષના હિસાબનું તારણ તે, નફાટોટાનો નક્કી કરેલો હિસાબ

**સરવાળો**, પુ૦ એકથી વધારે રકમોનો જુમલો; ઘણી સંખ્યાઓનું એકીકરણ. રૂ૦ પ્ર૦ સરવાળે=છેવટે; અંતે. પરિણામે.

**સરવું** ક્રિ૦ અ૦ [સં. સૃ] ખસવું. ઉપસવું. સરકવું; જવું. (૨) પાર પડવું; બનવું. (૩) [સં. શ્રુ] વિ૦ ઝટ સાંભળે એવું, ચતુર; ચાલાક ,ભૂમાપન.

**સરવે**, સ્ત્રી૦ [ અં ] માપણી;

**સરવેખાતું**, ન૦ માપણીખાતું

**સરવેયર** પુ૦ માપણી કરનારો.

**સરવો** પુ૦ [ સ. સ્રુવ. ] જુઓ શરવો.

**સરસ**. વિ૦ સૌથી સારું; ઉત્તમ;

**સરસડાં**. સારસ પંખી.

શ્રેષ્ઠ (૨) ચડિયાતું (૩) રસવાળું. (૪) વધતું; નમતું. (૫) સરેસ; એક ચીકણો પદાર્થ. (૬) એકઝાડ

**સરસર**, અ૦ ઝટ સરકું હોય એમ; ચટ ચટ; સડસડાટ.

**સરસવ** પુ૦ [ સર્ષપ ] એક જાતના તેલી બિયા.

**સરસહેશો**, પુ૦ ખબરઅંતર

**સરસાઇ**, સ્ત્રી૦ એક બીજાથી સરસ થવું તે બરોબરી. સ્પર્ધા. હરિફાઇ,'ચડસાચડસી [ઘરગતુ સામાન.

**સરસામાન**, પુ૦ રાચરચીલું;

**સરસાસરસી** સ્ત્રી૦.એક બીજાથી સર થવાની હરીફાઇ [ચોપડું.

**સરસિજ**, ન૦ [ સ. ] કમળ;

**સરસિયું**, ન૦ સરસવનું તેલ.

**સરસિફારસ**, સ્ત્રી૦ લાગવગ; વગસગ; ભલામણ. [ હરિફાઇ.

**સરસી**, સ્ત્રી૦ સરસાઇ; સ્પર્ધા;

**સરસું**, વિ૦ બહુજ પાસે અડકેલું હોય એવું. વળગેલું. (૨) સરસ; સારું. [મુલકીખાતાનો મુખ્ય અધિકારી.

**સરસુબો**, પુ૦ મોટો સુબો;

**સરસ્વતી**, સ્ત્રી૦ [સં.] વાગ્દેવી; શારદા (૨) બ્રહ્માની પુત્રી (૩) આર્યાવર્તની ત્રણ પવિત્ર નદીઓમાની એક- (ગંગા, યમુના ) (સરસ્વતી ) (૪) ગુજરાત પાટણ આગળની નાની નદી

**સરહદ**, સ્ત્રી૦ સીમા. હદ કોઇ પણ પ્રદેશના છેડાનો ભાગ તે; કાંઠો.

**સરળ**, વિ૦ [સં. સરલ ] સીધું; પાંસરું; સરખું. ( ૨ ) સહેલું; ઝટ

આવડે એવું. ( ૩ ) સાદું; આડંબર રહિત. (૪) ભોળું; નિખાલસ.

સરળતા, સ્ત્રી૰ સરળપણું સહેલાઇ; ભોળપ [ટેઉઇ.

સરંગ, પુ૰ સારંગ; વડો ખલાસી.

સરંગરો. પુ૰ સારંગનો છૈયો

સરંજામ, પુ૰ સામગ્રી; સાધન; સરસામાન.

સરા, સ્ત્રી૰ શેરી; પોળ. (૨) ઋતુ; મોસમ; ટાણું. ( ૩ ) મુસાફરખાનું; ધર્મશાળા ( ૪ ) ધારા. ધોધ.

સરાક પુ૰ ફાંસ; કાંટો.

સરાકતી, વિ૰ ઇનામી જમીન ઉપરનો કર.

સરાદ, પુ૰ સ્વાદ ઉશ્કેરનારી વાસ. ( ૨ ) મિઠાશ; લહેજત

સરાડે, અ૰ સારે માર્ગે. ઠેકાણે. ક્રિ૰ પ્ર૰ સરાડે ચડવું=સારી રીતે ચાલ્યા કરવું. રસ્તે પડવું.

સરાણ સ્ત્રી૰ [ सं. शाण ] ધાતુની ધાર કાઢવાનું યંત્ર: જેના ફરવાથી ધાતુ ઘસાય એવું બનાવેલું ચક્કર

સરાણિયો, પુ૰ સરાણ રાખી, હથિયારો વગેરેને ધાર કાઢી આપવાનું કામ કરનારો.

સરાધ, ન૰ [ सं. श्राद्ध. ] પિતૃઓની તૃપ્તિ માટે તેમના નિમિત્તે બ્રાહ્મણોને પિંડદાન વગેરે આપવાં તે

સરાધરા. અ૰ સાંગોપાંગ, અથેતિ પહેલેથી છેવટ લગી.

સરાધિયાં, ન૰ ભાદરવાના કૃષ્ણ પક્ષના બધા દિવસો કે જેમાં પિતૃઓ નિમિત્ત શ્રાદ્ધ કરવામાં આવે છે. [ શરાપ; કદુવા.

સરાપ, પુ૰ [ सं. शाप. ] શાપ;

સરાફ [ अ सर राफ ] રોકડ નાણાંની આપ લે કરી વટાવ અને વ્યાજ ઉપજાવવાનો ધંધો કરનારો તે; સાહુકાર. નાણાવટી.

સરાફી સ્ત્રી૰ નાણાવટું પૈસાની આપલે કરવી તે. [દારૂ; મદ્ય.

સરાબ, પુ૰ [ फ़ा. ] પીવાનો

સરાધ્ધ, ન૰ શ્રાદ્ધ.

સરાવ, વિ૰ અનુભવી; ઘડાયેલું.

સરાવલું, ન૰ મોટું ચાપણિયું; શકોરું.

સરાવવું. ક્રિ૰ સ૰ પિતૃઓ પિંડ આપવા; શ્રાદ્ધ કરવું. ( ૨ અંજવવું; લગાડાવવું.

સરાવું, ક્રિ૰ અ૰ ખુશી થવું સુખ મળવું. ( ૨ ) લાભવું. ફાવટ થવું. ( ૩ ) શરાવું; છેદાવું. ( ૪ અંજાવું.

સરાસર, અ૰ લગભગ; બરાબર થાય એમ ( ૨ ) જોઇએ તેટલું; લગભગ સરખું.

સરાસરી, સ્ત્રી૰ સરખે ભાગે.

સરાહ, સ્ત્રી૰ સરે; સરા; મુસાફરખાનું. ધર્મશાળા. (૨) વખાર.

સરાહવું ક્રિ૰ સ૰ વખાણવું; મહિમા વધારવો.

સરાહી, વિ૰ વખાણવા લાયક;

સારૂં, સુશોભિત.

**સરીગત**, વિ૦ શરણ આપનાર: આશ્રય દેતાર. બેલી: વાલી. (૨) સાથી: મિત્ર: સોબતી

**સરિતા**, સ્રી૦ [ સ ] નદી.

**સરિયત**, સ્રી૦ શરત પ્રતિજ્ઞા પણ. (૨) મુસલમાની ધર્મશાસ્ત્ર [ સાર્વજનિક

**સરિયામ**, વિ૦ મુખ્ય: જાહેર:

**સરૂપ**, ન૦ સ્વરૂપ: આકાર: આકૃતિ. (૨) કાન્તિ; ચહેરો. (૩) વિ૦ સરખું: સમાન [ સરખાપણું: સદૃશ્યતા.

**સરૂપતા**, સ્રી૦ એકરૂપતા.

**સરેતારે**, અ૦ સાંગોપાંગ (૨) ઉઘાડે છોગે છપોર વગર દરકતે.

**સરેરાશ**, અ૦ સરાસરી, લગભગ. (૨) એકંદરે બીજાની સરખામણીમાં સરખેપણે. [ પદાર્થ.

**સરેસ**, પુ૦ સરસ: એક ચીકણો

**સરૈયો**, પુ૦ સરઇયો. ' પોયણું.

**સરોજ**. ન૦ [ સં. ] કમળ:

**સરોડવું**, ક્રિ૦ સ૦ સરોડાં એકઠાં કરતાં વિખરાયેલું ઘાસ સંકેલી આપવું. (૨) સ પે બાંધવું: જોડવું; વળગાડવું.

**સરોડું**, ન૦ જુવાર બાજરીનો સાંઠો: જાડી સળીનું ઘાસ: રાડું.

**સરોદો**, પુ૦ એક જાતનું તંતુ-વાદ્ય: સારંગી. (૨) સુડી. (૩) નાક-માંથી ચાલતા શ્વાસ ઉપરથી ભવિષ્ય કહેવું તે: સ્વરોદય. [ પોયણું.

**સરોરુહ**, ન૦ [ સં ] કમળ:

**સરોવર**, ન૦ મોટું ને બાંધેલું તળાવ જળાશય [ વાળું કોપી.

**સરોષ**, વિ૦ રોષયુક્ત: ગુસ્સા-

**સર્ગ**, પુ૦ [ સ ] સૃષ્ટિ; ઉત્પત્તિ. (૨) તજવુ-છોડી દેવું તે (૩) વિષય વિભાગ. પ્રકરણ. અધ્યાય

**સર્જન**. ન૦ [ સં. ] પેદા કરવું-બનાવવું તે: ઉત્પત્તિ. (૨) છોડી દેવું તે: વિસર્જન

**સર્જિત**, વિ૦ સર્જેલું: નિર્માણ થયેલું. (૨) ભાગ્ય. નશીબ. કિસ્મત.

**સર્પ**, પુ૦ [ સં. ] સાપ; નાગ.

**સર્પણ** સ્રી૦ [ સં. સાર્પિણી. ] સાપણ નાગણ. (૨) ન૦ સરપણ; બાળવાનાં લાકડાં. (૩) 'ખસવું' તે.

**સર્પવું**, ક્રિ૦ અ૦ [ સં. સર્પ. ] ખસવું. વાંકી ઘસડાતી ગતિ કરવી: સરવું [ સઘળું (૨) આખું: પૂર્ણ.

**સર્વ**, વિ૦ સં ] સૌ સહુ બધું:

**સર્વજ્ઞ** વિ૦ [ સં ] સૌને જાણ-નાર. જ્ઞાની. (૨) ઇશ્વર. [ પણું.

**સર્વજ્ઞતા** સર્વવસ્તુને જાણવા-

**સર્વણી**, સ્રી૦ તેરમાને દિવસે કરવામાં આવતી શ્રાદ્ધ-દાનની ક્રિયા.

**સર્વતોભદ્ર**. [ સ ] બધી બાજુ-એથી મંગળ દેખાવવાળું મંડળ કે સ્વસ્તિક. (૨) ચારે બાજુ બારણાંવાળું સુંદર બાંધકામ. (૩) દરેક બાજુથી એક સરખી વંચાય એવી પદ્ય રચના

**સર્વત્ર**, અ૦ [ સં. ] બધે; સઘળે: દરેક જગાએ.

**સર્વથા**, અ૦ બધી રીતે; કોઇ પણ પ્રકારે.

**સર્વદા**, અ૦ હંમેશ; નિરંતર; રોજરોજ. ( ૨ ) વારંવાર.

**સર્વનામ**, ન૦ ( વ્યાકરણમાં ) નામને બદલે આવતો શબ્દ તે.

**સર્વપ્રિય**, વિ૦ [ સં.] સૌને વહાલું; પ્રીતિપાત્ર. [જે તે ખાય એવું.

**સર્વભક્ષ**, વિ૦ સર્વભક્ષી;

**સર્વમાન્ય**, વિ૦ [ સં. ] જે સૌને માન્ય હોય તે; સૌ કબુલ કરે એવું.

**સર્વવ્યાપક**, વિ૦ [ સં. ] સૌ ઠેકાણે વ્યાપીને રહેનાર. (૨) ઇશ્વર;બ્રહ્મ.

**સર્વસ્વ**, વિ૦ [સં.]બધું; તમામ.

**સર્વાતીત**, વિ૦ [ સં. ] સર્વથી ન્યારુ; સૌથી અલગ રહેલું.

**સર્વે**, સ૦ બધું; સૌ. ( ૨ ) ના૦ [ અં. ] જમીનની માપણી.

**સર્વેશ**, પુ૦ [ સં. ] સૌનો માલીક; સૌનો ઉપરી. ( ૨ ) પરમેશ્વર.

**સર્વોત્કૃષ્ટ**, વિ૦ [ સં. ] સૌથી ઉત્કૃષ્ટ એવું જે તે; શ્રેષ્ઠ; ઉત્તમોત્તમ.

**સર્વોપયોગી**, વિ૦ [ સં. ] સર્વ જણને કામ લાગે એવું.

**સર્વોપરી**, વિ૦ સૌથી ઉપરનું એવું તે; સૌને ટપી જાય એવું; સરસ; શ્રેષ્ઠ. (૨) સૌથી ઉપરના અધિકારવાળું.

**સલ**, ન૦ [ સં. શિલા. ] પત્થર ની છાટ; છીપર. ( ૨ ) શિલાસમ; પત્થર જેવું. ( ૩ ) વહેમ; શક.

**સલક્ષણું**, વિ૦સારા લક્ષણવાળું; સારી રીતભાતનું. ( ૨ ) ભાવિ ઉન્નતિનાં ચિહ્ન વાળું; સુભાગી.

**સલજ્જ**, વિ૦ [ સં. ] લાજવાળું; શરમાળ (૨) વિવેકી; સભ્ય; વિનયવાન.

**સલતનત**, સ્ત્રી૦ [ અ.] રાજ્ય; શહેનશાહત.

**સલવાવવું**, ક્રિ૦ પ્ર૦ સાલ બેસડાવવાં. ( ૨ ) માર્ગ ન સૂઝે અને ગભરાય એમ કરવું.

**સલવાવું**, ક્રિ૦ અ૦ સાલમાં ગોઠવાવું; જોડાવું; બીજા સાથે સજ્જડ થવું. ( ૨ ) ગભરાવું; ગુંચવાવું.

**સલંગ**, વિ૦ [ સં. સલગ્ન. ] સળંગ; એક બીજાને લાગેલું; આખું.

**સલાટ**, પુ૦ પત્થર ઘડનારો; શિલા બનાવનારો. ( ૨ ) એ કામ કરતારાઓની નાત.

**સલાટી**, સ્ત્રી૦ પત્થરની ચોરસી; છીપર; નાની શિલા. (૨) હથિયારની ધાર ઘસવાની પથરી.

**સલાડું**, ન૦ ફાચર જેવી પત્થરની ચોરસી; છીપર. ( ૨ ) ખુશામત રૂપે સાચું જૂઠું કહેવું તે; ઉંધુંચત્તું કહીને ભંભેરણી કરવી તે.

**સલાબત**, સ્ત્રી૦ મોટાઇ; ભારેખમપણું; પ્રૌઢતા.

**સલામ**, સ્ત્રી૦ [અ.] હાથ ઉંચો કરી માથું નમાવવું તે; નમન; વંદન.

**સલામત**, વિ૦ [અ.] જેમ ને તેમ રહેલું હોય એવું; કાયમ; હયાત.

**સલામતી**, સ્ત્રી૦ હયાતી;

અસ્તિત્વ; કાયમી. ( ૨ ) ખાતરી; વિશ્વાસ. (૩) અભયપણું; નિર્ભયતા.

**સલામી**, સ્ત્રી૦ સલામ દાખલ અપાતું માન-ભેટ વગેરે; સલામતી. (૨) માન દાખલ થોડું મહેસુલ ભરવું તે.

**સલામીઆ**, વિ૦ [આ.] થોડું મહેસુલ ભરવું પડે એવી. (જમીન.)

**સલાહ**, સ્ત્રી૦ [ અ. ] મેળ; મેળાપ. ( ૨ ) લડાઇનું સમાધાન; સંધિ ( ૩ ) મત; અભિપ્રાય. (૪) શિખામણ; બોધ.

**સલિલ**, ન૦ [સં.] પાણી; જળ.

**સલુક**, સ્ત્રી૦ [ અ. ] રીતભાત; વર્તણુક. ( ૨ ) સભ્યતા; વિવેક.

**સલુકાઇ**, સ્ત્રી૦ વિવેક: સભ્યતા; નમ્ર રીતભાત. (૨) ભલમનસાઇ.

**સલુણું**, વિ૦ રસવાળું; મિઠાશદાર; મીઠડું. ( ૨ ) સુંદર; મનોરંજક. [ (૨) ખુશામત કરનારૂં.

**સલુડું**, વિ૦ સવાસલાં કરનારૂં.

**સલેટ**, સ્ત્રી૦ [ અં. ] સ્લેટ; પત્થરપાટી.

**સલો**, પુ૦ જમીનને સરખી કરી તે ઉપર માતણું છાણુપાણી પાથરવું તે; સલો કરવો=અબોટ કરવો. (૨) કાપણી કરતાં બાકી રહેલાં ઠુંડાં એકઠાં કરવાં તે.

**સલોકતા**, સ્ત્રી૦ [ સં. ] એક પ્રકારની મુક્તિ; પ્રભુના લોકમાં રહેવાનું થાય તે.

**સલોકો**, પુ૦ [સં. શ્લોક.] વરકન્યા પરણતી વખતે જે પદ્યો બોલે છે તે; સલીસલોકો. ( ૨ ) પ્રશ્નોત્તરરૂપે પદ્ય; સમસ્યારૂપે અથવા મેણાટોણારૂપે બોલાય એવી કવિતાની કડીઓ; ચબોલા, ચાબખા; દુહા; રામાવળા; સંનડા.

**સલ્લો**, પુ૦ ચુનાને ખાંડીને બનાવેલો ભુકો; સાગોળ. [ ગોઠવણ.

**સવડ**, સ્ત્રી૦ સગવડ; જોગવાઇ;

**સવત્સ**, વિ૦ [સં.] વાછડાવાળું; સબાળ. સવત્સા-સવત્સી=વાછડાવાળી.

**સવર્ણ**, વિ૦ [સં.]એક જાતનું; એક રંગનું.[ગાળેગાળેથી છોડ ઉખેડવા.

**સવલવું**, ક્રિ૦ સ૦ ચાસને

**સવળવું**, ક્રિ૦ અ૦ સળવળવું; ચામડીને લાગે એમ ફરવું. ( ૨ ) આળોટવું; હાલવું.

**સવળું**, વિ૦ સીધું; પાંસરૂં; સારી તરફનું; વળપડતું. ( ૨ ) ફાવે તેવું; અનુકૂળ પડતું.

**સવા**, પુ૦ સુવા; એક વસાણું. (૨) પાંપણમાં પડતી ઝીણી જૂ. (૩) અનુકૂળ પવન. ( ૪ ) વિ૦ એક અને તેના ઉપર ચોથા ભાગ જેટલું. ( ૫ ) પાધરૂં; સીધું; અનુકૂળ.

**સવાઇ**, સ્ત્રી૦ ચોથાઇ; સવાગણું. (૨) સિપાઇનો ફેંટા-પાઘડી. [દોઢિયું.

**સવાકો**, પુ૦ પૈસો; કાવડિયું;

**સવાણ**, સ્ત્રી૦ મઝા; આનંદ; સુવાણ. (૨) આરામ; સુખ.

**સવાણુ**, ન૦ પશુ માદાઓનો

ગર્ભધારણનો કાળ; મદોત્પત્તિ ક્રિ૦ પ્ર૦ સવાણે આવવું=પશુ માદાને આર્તવ આવવું

સવાદ, પુ૦ [સં.] સ્વાદ.

સવાદદાર, વિ૦ લહેજતદાર; સ્વાદિષ્ઠ.

સવાદિયું, વિ૦ સવાદદાર. આવવાળું. (૨) સ્વાદ પારખનારું.

સવાબ, ન૦ [અ.] સદ્‌ગુણ. (૨) પ્રામાણિકપણું; નેકી (૩) ધર્મનું કામ [આવે એવા ગડિયા.

સવાયાં, ન૦ સવાગણી ગણતરી

સવાયું, વિ૦ એક આખું અને તેના ચોથા ભાગ જેટલું વધારે તે; સવાગણું. (૨) ચડિયાતું. વધતું. જાદે.

સવાયો, પુ૦ સવાદો; મોટોપૈસો.

સવાર, ન૦ પ્રાતઃકાળ; સૂર્યોદયનો સમય (૨) મળસકું; ભોર

સવાર, પુ૦ વાહન ઉપર બેઠેલું-ચડેલું તે. (૪) ઘોડાપર બેસીને લડનારો સિપાઈ. (૫) દમલેર ચડી જવું તે:-કોનીપર સવાર થનો આવે છે.

સવારી, સ્ત્રી૦ વાહન ઉપર બેસવું તે; સવાર થવું તે. (૨) બેસાર; બેસનાર તે. (૩) ઠાઠ માઠથી ફરવું તે; ફેરણી. (૪) હુમલો; ચડાઈ. (૫) ફરવા નીકળવું તે. (૬) પડાવ; મુકામ; છાવણી. (૭) ગાયનમાં એક તાલ.

સવારું, ન૦ સવાર. (૨) [અ] વિ૦ વહેલું; ઉતાવળું; સવેળા.

સવાલ, પુ૦ [અ.] પૂછવું તે; પ્રશ્ન. (૨) માગણી. અરજ. (૩) સુખન; બોલ સવાલપત્ર=પ્રશ્ન પત્ર.

સવાવું, ક્રિ૦ અ૦ પશુમાદાનું ગાભણું થવું. (૨) પકડાવું. (૩) સોરવાવું ગમવું; ચેન પડવું; ગોઠવું.

સવાસલું, ન૦ સામાને સારું લગાડવા મીઠું મીઠું બોલવું તે (૨) સારું લાગે એવા કાલાં કાઢવાં તે. (૩) આજીજી; કાલાવાલા. [૧૨૫.

સવાસો, વિ૦ સો ને પચીશ;

સવિતા, પુ૦ [સં.] સૂર્ય; રવિ; આદિત્ય [વિસ્તારપૂર્વક.

સવિસ્તર, વિ૦ વિગતવાર;

સવે, અ૦ સુવ્યવસ્થિત એમ; ઠેકાણે; રસ્તે.

સવેળા, અ૦ વખત પહેલાં; આગળથી. સમય ઉપર. [એક રચના.

સવૈયો, પુ૦ એક રાગ; કવિતાની

સવ્ય, વિ૦ [સં.] ડાબું. સવ્યસાચી=ડાબે હાથે પણ કામ કરી શકે એવું-અર્જુન

સસડવું, ક્રિ૦ અ૦ઘી કે તેલમાં પાકવું-ચડવું. ધગધગવું; ખદખદવું.

સસણી, સ્ત્રી છાતી અને ગળામાં કફ બોલે એવો બાળકને થતો એક રોગ.

સસતું, વિ૦ સોંઘું; થોડી કિંમતનું [વહુને વરનો બાપ તે.

સસરો, પુ૦ વરને વહુનો અને

સસલું, ન૦ નાના કદનું એક ગરીબ ચોપગું પ્રાણી.

સસ્તું, વિ૦ સોંઘું

**સરસો,** પુ૦ સ એવો અક્ષર અને ઉચ્ચાર તે. । સહિત.
**સહ,** અ૦ [ સં. ] સાથે, જોડે:
**સહકાર,** પુ૦ [સ] આંબો. (૨) સાથે હળીમળીને કામ કરવું તે [કરનાર.
**સહકારી,** વિ૦ હળીમળીને કામ
**સહગમન,** ન૦ [ સં. ] સાથે જવું તે: સ્ત્રીએ પતિના શબ સાથે બળી મરવું તે.
**સહચર,** પુ૦ [ સ. ] સાથે ફરનારો; મિત્ર. સોબતી. [સૈયર. સાહેલી.
**સહચરી,** સ્ત્રી૦ [ સં ] સખી;
**સહજ,** વિ૦ [ સં. ] સાથે જન્મેલું. ( ૨ ) સ્વાભાવિક. કુદરતી. (૩) સહેલું; સુલભ (૪) લગીર; જરા. ૫) અમસ્તુ; કારણ વગર. [વેઠવું તે.
**સહન,** ન૦ સહેવું-ખમવું તે;
**સહનશીલ,**વિ૦ સહન કરે એવા સ્વભાવનું; વેઠી લેનારું; સાંખી રહે એવું. ( ૨ ) ધીરું.
**સહનશીલતા,** સ્ત્રી૦ ખમવાપણું; સાંખી રહેવાપણું. (૨) ધીરજ; ધૈર્ય.
**સહપાઠી,** વિ૦ સાથે રહી પાઠ કરનાર; સાથે ભણનાર; ગોઠિયો.
**સહરાતું** ક્રિ૦ અ૦ ખુશીથવું; જીવવું. [ જોડે; સહિત.
**સહવર્તમાન,** અ૦ [ સં. ] સાથે;
**સહવાસ,** પુ૦ [ સં. ] સાથે રહેવું તે. ( ૨ ) પરિચય; મહાવરો; ; અભ્યાસ. ( ૩ ) સ્નેહભાવ; રો સંબંધ.
**સહવાસી,** વિ૦ સાથે વસનાર; પરિચિત ઓળખીતું.
**સહસા** અ૦ [ સં. ] વિચાર કર્યા વગર. ઉતાવળે. ( ૨ ) વિ૦ ઓચિંતું; એકદમ થા હોમ. [ ૧૦૦૦.
**સહસ્ર** વિ૦ [ સં. ] હજાર;
**સહાધ્યાયી,** વિ૦ [ સં. ] સાથે અધ્યયન-અભ્યાસ કરનાર; સહપાઠી.
**સહાય,** સ્ત્રી૦ મદદ, કુમક, ટેકો. (૨) મિત્ર; સાથી (૩) મહેરબાની, કૃપા. (૪) વિ૦ મદદગાર. સહાયભૂત=મદદગાર થઇ પડનાર. (૨) આશ્રય. ટેકો.
**સહાયતા,** સ્ત્રી૦ મદદ કુમક.
**સહાયી,** વિ૦ મદદગાર, સહાય કરનાર ( ૨ ) ન૦ સાથે કામ કરવા લાગનાર. [ ( ૨ ) આરામ.
**સહારો,** પુ૦ આશ્રય; આશરો.
**સહિત,** અ૦ [સં.] સાથે; જોડે.
**સહિયર,** સ્ત્રી૦ સૈયર.
**સહિયારું,** વિ૦સરખાભાગવાળું; ભેગું. (૨) ન૦ પંત્યાળુ; મઝિયારું.
**સહિષ્ણુ,** વિ૦ [ સં. ] સહન કરે એવું; સાંખી રહે એવું.
**સહી,** સ્ત્રી૦ ખરું છે એમ જણાવવાને પોતાનું નામ લખી આપવું તે; દસ્તાક્ષર કરવા તે; મતું. (૨) કબુલ; મંજુર. (૩) નક્કી; સિદ્ધ; પાર. (૪) સખી; બહેનપણી
**સહીસલામત,** વિ૦ જેમનું તેમ રહેલું એવું; ખેમકુશળ. (૨) અ૦ દરકત પામ્યા વગર; આબાદ.

**સહીસલામતી**, સ્ત્રી૦ હરકત પહોંચે નહિ એવી સુરક્ષિત સ્થિતિ; સંપૂર્ણ સંભાળ.નિર્ભયતા; આબાદી.

**સહુ**, વિ૦ સૌ; સઘળું. [મંડીલ.

**સહેરો**, પું૦ જરીનો પટકો;

**સહેલ**, વિ૦ સહેલું; સુતરૂં; થોડી મહેનતે થાય એવું.

**સહેલ**, સ્ત્રી૦ આનંદે આમતેમ ફરવું તે. ( ૨ ) આનંદ; મોજમઝા; સહેલગાહ=ખુશાલીમાં આમતેમ જવું આવવું તે; સહેલ કરવાની જગા.

**સહેલાણી**, વિ૦ મોજી; આનંદી.

**સહેલું**, વિ૦ થોડી મહેનતે થાય એવું; સુતરૂં; સરલ.

**સહેવું**, ક્રિ૦ સ૦ સાંખવું; વેઠવું; ભોગવવું. [માંના તે;એક માનાં

**સહોદર**, વિ૦ એક માના પેટ-

**સહ્ય**, વિ૦ [સં.] સહેવાય એવું; ખમાય એવું. અસહ્ય=ન ખમાય એવું.

**સળ**, પું૦ આંકો; લીસોટો;લીટો; વળ. ( ૨ ) સોળ; ચામડીપર ઉપસી આવેલો સોજો. ( ૩ ) પોચી વસ્તુપર બીજી વસ્તુના દબાણથી પડેલી ભાત; નિશાની.

**સળક**, સ્ત્રી૦ સોય ભોંકાતી હોય એવી રહી રહીને થઇ આવતી પીડા; શૂળ; તીર વાગતો હોય એવું એકદમ શરૂ આવતું દુઃખ.

**સળકસ**, ન૦ સળેખમ; નાક-માંથી ચીકણું પાણી પડવાનો એક સાધારણ રોગ.

**સળકવું**, ક્રિ૦ અ૦ [ સં. सृ-सर् ] સહેજ હાલવું; ધ્રુજવું. દાઢ સળકવી=ભાવ થવો; પાણી છુટવું.

**સળકાવવું**, ક્રિ૦ સ૦ હલાવવું; ફેરવવું. ( ૨ ) સરી જાય તેમ ચલા-વવું; ઉતાવળે મારી મૂકવું.

**સળકું**, ન૦ ગરડાં એકઠાં કરવાનું બે પાંખડાંનું લાકડું.

**સળકો**, પું૦ સોય ઘોંચાતી હોય એવો સણકો. (૨) મનોભાવનો ઉછાળો.

**સળગવું**, ક્રિ૦ અ૦ લાગવું; અગ્નિથી બળવું. ( ૨ ) તકરાર થવી; ટંટો જાગવો.

**સળગાવવું**, ક્રિ૦ સ૦ દેવતા પાડવો; બળવું કરવું; લગાડવું. (૨) જ્વાળાએ બળે એમ કરવું.(૩)લડાઇ થાય એમ કરવું.[(૨) ખણુજ; ચેળ;ખુજલી.

**સળવળ**, સ્ત્રી૦ સળવળવું તે.

**સળવળવું**, ક્રિ૦ અ૦ થોડું થોડું હાલવું. (૨) ખણુજ આવવી; ગલીપવી.

**સળવું**, ક્રિ૦ અ૦ જીવજંતુ વગે-રેથી ખવાઇ જવું; અંદરથી બગડવું. ( ૨ ) સડવું; કોહવું.

**સળંગ**, વિ૦ આખું; ચાલુને ચાલુ; એક સરખું જોડાયેલું હોય એવું. ( ૨ ) એક છેડાથી બીજા છેડા લગી સાંધા રહિત.

**સળિયો**, પું૦ [ સં. शलाका. ] ગોળ ને પાતળો લાંબો કકડો; ગજ.

**સળી**,સ્ત્રી૦ પાતળી ને લાંબી ગોળ ચીપ; કાંબરી. (૨) ધાતુના તારનો કકડો.

**સળેકડી,** સ્ત્રી૰ સળેખડી; પાતળી પણ લાંબી સળી

**સળેકડું,** (સળેખડું) ન૰ સળી. રૂ૰ પ્ર૰ સળેકડું કરવું=ઉશ્કેરવું; અટક્યાણું કરવું. [ રસવિકાર.

**સળેકમ,** (સળેખમ),ન૰ શ્લેષ્મ;

**સળો,** પુ૰ સળવું તે; અંદર ને અંદર જીવ ઉત્પન્ન થઇ ખવાવું તે. (૨) કોહવું-સડવું તે. (૩) અંદર ને અંદર ખરાબી થયા કરે ને બહારજણાય નહિ એવો બગાડો,અવ્યવસ્થા વગેરે તે

**સંકટ,** ન૰ [ સં. ] દુઃખ; પીડા. (૨) આપત્તિ; આફત; વિઘ્ન (૩) ભીડ; તાણ; સાંકડ. (૪) મુશ્કેલી; ગુંચવણ.

**સંકડામણ,** સ્ત્રી૰ આમતેમ હરાયફરાય નહિ એવી સ્થિતિ; ભીડ; તંગાશ. (૨) સંકટ.

**સંકડામણી,** સ્ત્રી૰ સંકડામણ.

**સંકડાવું,** ક્રિ૰ અ૰ સાંકડમાં આવવું; બિડાવું. ( ૨ ) દબાવું; ભચડાવું. ( ૩ ) જગાની તંગાશ પડવી. (૪) બિડાવું. [સાંકડ. (૨) મુશ્કેલી.

**સંકડાશ,** સ્ત્રી૰ જગાની તંગાશ;

**સંકર,** પુ૰ [ સં. ] ભેળસેળ; મિશ્રણ. ( ૨ ) વિ૰ ભેળસેળિયું; જુદી જાતિનાં માબાપથી ઉત્પન્ન થયેલું.

**સંકરતા,** સ્ત્રી૰ ભેળસેળ; મિશ્રણ.

**સંકર્ષણ,** ન૰ [સં.] ખેંચવું તે. (૨) એકઠું તે. (૩) પુ૰ બળદેવ

**સંકલન,** ન૰ એકઠું કરવું તે; સરવાળો; જમાવટ; સંગ્રહ.

**સંકલિત,** વિ૰ એકઠું કરેલું; સંકેલેલું.

**સંકલ્પ,** [ સં. ] મનનો ઠરાવ; મનસુબો; ઇચ્છા; ( ૨ ) નિર્ધારણ; નિયમ. (૩) અમુક કર્મ કે ક્રિયા કરીશ, એવો જે મનનો નિશ્ચય તે; વિચાર સંકલ્પવિકલ્પ= ઢચુપચુપણું;

**સંકલ્પિત,** વિ૰ મનથી નક્કી કરેલું; નિશ્ચિત ઠરાવેલું.

**સંકષ્ટ,** ન૰ [સં.] સંકટ; દુઃખ; આપત્તિ. ( ૨ ) મુશ્કેલી; ગુંચવણ. (૩) ભીડ; તંગી; મુશીબત.

**સંકાશ,** વિ૰ સરખું; જેવું.

**સંકીર્ણ,** વિ૰ [ સં. ] સંકુળ; ભરાયેલું; ભરચક. [ (૨) વખાણ.

**સંકીર્તન,** ન૰ સ્તુતિ; પ્રાર્થના.

**સંકુચિત,** વિ૰ સાંકડું; જોઇએ તેટલી છૂટ હોય નહિ એવું; તાણ પડતું; સંકોચ પામેલું (૨) બિડાયેલું; નહિ ઉઘડેલું; નહિ ખુલ્લું. (૩) અંદર ને અંદર ગુંચાયેલું.

**સંકેત,** પુ૰ [સં.]છુપી ગોઠવણ; ખાનગી મેળાપ માટે મનસુબો. (૨) છુપી રીતે મળવાને નક્કી કરેલી જગા. ( ૩ ) સાન; ઇશારો.

**સંકેલવું.** ક્રિ૰ સ૰ એકત્ર કરવું; એકઠું કરવું. ( ૨ ) આરોપવું. (૩) વ્યવસ્થિત કરવું; સમારવું; સુધારવું. ( ૪ ) વાળીલેવું; ખેંચીલેવું.

**સંકોચ,** પુ૰કમીપણું; ઓછપ; ઉણપ. ( ૨ ) મર્યાદ, લજ્જા; શરમ;

આચકો. (૩) તંગી ભીડ અછત. (૪) સંકડાશ. (૫) પાછું ખેંચાઈ સમાવાપણું તે; શોષ.

સંકોચવું, ક્રિ૦ સ૦ પાછું ખેંચી લેવું; ટૂંકાવવું (૨) એકઠું કરવું, વાળીલેવું.

સંકોચાવું, ક્રિ૦ અ૦ સંકોચ થવો; ચડી જવું, અંદર ખેંચાવું; કરમાવું. (૨) શરમાવું; લજવાવું; આચકો ખાવો. (૩) ભીડાવું; શોષાવું.

સંકોડાવું, ક્રિ૦ અ૦ સંકડાવું; ભિડાઈ રહેવું. (૨) સંકોચાવું.

સંકેરણી, સ્ત્રી૦ ઉશ્કેરણી; ઉત્તેજના. (૨) આગળ ધકેલવું તે.

સંકેરવું, ક્રિ૦ સ૦ ઠેલવું; ધકેલવું. (૨) જાગૃત કરવું; ઉશ્કેરવું.

સંક્રમણ, ન૦ [ સં. ] ગ્રહાદિકનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે; એક વસ્તુને ઉલ્લંઘી બીજીમાં પ્રવેશ કરવો તે.

સંક્રાન્ત, સ્ત્રી૦ ઉત્તરાયણ; સૂર્યનું મકર રાશિમાં સંક્રમણ તે.

સંક્રાંતિ, સ્ત્રી૦ સંક્રાન્ત; ઉત્તરાયણ (૨) જુઓ સંક્રમણ.

સંક્ષિપ્ત, વિ૦ [ સં. ] ટૂંકું; નાનું; થોડામાં આણી મૂકેલું. [ટૂંકાણ.

સંક્ષેપ, પુ૦ [ સં ] થોડો સાર;

સંક્ષોભ, પુ૦ [ સં ] ગડબડ; ધાંધલ. (૨) ગભરાટ.

સંખારો, પુ૦ પાણી ગાળતાં ગળણામાં રહેલો કચરો પોરા વગેરે.

સંખાવું ક્રિ૦ અ૦ શંકા થવી; શરમાવું: લજવાવું; સહન થવું

સંખાવો, પુ૦ શંકા વહેમ. (૨) શરમ. લાજ. (૩) કમકમાટ; ધ્રુજ; નિર્વેદ, કંટાળો.

સંખ્ય, વિ૦ [ સં. ] ગણાય એવું, સંખ્યામાં અણાય એવું. (૨) ના ગણના; પરિમિતિ.

સંખ્યા, સ્ત્રી૦ [ સં. ] ગણાય એવો આંક; આંકડો; પરિમાણ.સંખ્યાવાચક=સંખ્યા દર્શક—બોધક.

સંગ, પુ૦ [ સં. ] સોબત; મૈત્રી; દોસ્તી, સહવાસ; પરિચય.(૨) સંસર્ગ. (૩) ગાઢ સંબંધ; સંયોગ. (૪) મુલાકાત; મેળાપ. ભેરો. (૫) પત્થર.

સંગત, સ્ત્રી૦ સોબત; મૈત્રી; દોસ્તી (૨) મેળાપ. (૩) મળેલું.

સંગાત, સ્ત્રી૦ [ સં. ] સાથે જવું આવવું અને રહેવું તે; સહવાસ; સોબત, (૨) મેળાપ; સમાગમ.

સંગદિલ, વિ૦ [ ફા. ] પત્થર જેવા કઠણ હૃદયનું.

સંગમ, પુ૦ [ સં. ] મેળાપ; સમાગમ. (૨) ભીડ; ઠઠ. (૩) છંદ; નાદ. (૪) સંલેગ.

સંગાત, પુ૦ સંગાથ; સથવારો; સાથ; સોબત. [ (૨) મેળાપી.

સંગી, વિ૦ સાથી; સોબતી.

સંગીત, ન૦ [ સં. ] વાદિત્ર સાથેનું ગાયું. (૨) ગવાય એવી રચના. (૩) ગાવા બજાવવાનું શાસ્ત્ર.

**સંગીન** વિ૰ કઠણ. નક્કર; (૨) મજબુત. જોરાવર; દઢ.

**સંગે** અ૰ સાથે સોબતે.

**સંગેમરમર,** પુ૰ એક જાતના પત્થર આરસપહાણ.

**સંગ્રહ** પુ૰ [ સં. ] એકઠું કરવું તે જમાવ. (૨) સંઘરી રાખેલું જે તે. ભંડાર; સંચય (૩) નમુના દાખલ થોડી થોડી વસ્તુઓ રાખવી તે.

**સંગ્રહણી,** સ્ત્રી૰ [ સં. ] વારંવાર ઝાડા થયા કરે એવો રોગ; અતિસાર સંઘરણી.

**સંગ્રહસ્થાન,** ન૰ [ સં. ] નમુનાની અથવા જોવા જાણવા જેવી વસ્તુઓ એકઠી કરી રાખીહોય તે સ્થાન

**સંગ્રામ,** પુ૰ [સં.] યુદ્ધ; લડાઇ.

**સંગ્રાહ.** પુ૰ [ સં. ] પકડ; જબરાઇથી ઝાલવું તે; ચૂડ.

**સંઘ,** પુ૰ [ સં. ] ટોળું; જૂથ; જથો; સમૂહ. (૨) યાત્રાળુઓનો સમુદાય. (૩) ઘણાંનો મેળાપ તે.

**સંઘટ,** વિ૰ સંઘટ; સજ્જડ.

**સંઘરણી,** સ્ત્રી૰ સંગ્રહણી.

**સંઘરવું,** ક્રિ૰ અ૰ એકઠું કરવું; ભેગું કરવું. (૨) જાળવી મૂકવું; સંભાળી રાખવું; (૩) ઠેકાણું; રાખવું; દાખલ કરવું.

**સંઘશ,** સ્ત્રી૰ શરીરમાંથી લોહી લેવું તે; ફસ ખોલાવવી તે.

**સંઘરો,** પુ૰ સંગ્રહ; સાચવીને મૂકી વસ્તુનો જથ્થો.

**સંઘવી,** વિ૰ સંઘ કાઢનાર; યાત્રાળુઓનો નેતા. ઘાટ ઉતારનારો.

**સંઘાડિયો,** પુ૰ સંઘેડાથી

**સંઘાડો,** પુ૰ સંઘેગ. હાથીદાંત અને લાકડાં વગેરેને ગોળઘાટે ઉતારવાનું યંત્ર.

**સંઘાત,** પુ૰ સંગાથ; સોબત; સાથ; સથવારો. (૨) [ સં. ] મારવું તે; ઘા કરવો તે. (૩) ઘણાનો એક સાથે જમાવ તે. સમૂહ જથો સમુદાય.

**સંઘાતે,** અ૰ સાથે. જોડે.

**સંઘેડો,** પુ૰ જુ૰ સંઘાડો.

**સંચ** પુ૰ બીજાને ઝટ સમજાય નહિ એવી કરામત; સંચો;યંત્ર. અટપટી રચના (૨) ગુપ્ત સ્થાન; ગોખલું.

**સંચકવું,** ક્રિ૰ સ૰ એકઠું કરવું; સંભાળીને રાખવું; સંચવું; સાચવી રાખવું. [ ઢગ, જમાવ.

**સંચય,** પુ૰ [ સં. ] સંગ્રહ;

**સંચરવું,** ક્રિ૰ સ૰ [ સં. ચર્] જવું; ચાલવું થવું; એક સ્થાનેથી બીજા સ્થાને ગતિ કરવી. (૨) અંદર દાખલ થવું; વ્યાપીજવું; પ્રવેશકરવો.

**સંચરામણ.** ન૰ સંચરામણી.

**સંચરામણી,** સ્ત્રી૰ ચણામણી.

**સંચરાવવું,** ક્રિ૰ પ્ર૰ છાપરાનાં નળિયાં બરોબર ગોઠવવાં; ચગાવવું.

**સંચલન,** ન૰ [ સં. ] એક સ્થાનમાંથી બીજા સ્થાન તરફ ફેરફોરી કરવી તે; ફેરફાર. (૨) કંપન. [ગતિ.

**સંચવું,** ક્રિ૰ સ૰ એકઠું કર

સંસાળીને રાખી મૂકવું; બચાવવું. (૩) એક એકની ઉપર ગોઠવ્યા કરવું; ઢગ કરવો; સિંચવું.

**સંચળ**, પું૦ એક જાતનો ક્ષાર.

**સંચાર**, પું૦ [ સં. ] આવજા; અવરજવર; ગમન. (૨) દાખલ થવું તે; પ્રવેશ. (૩) પગરવટ.

**સંચારવું**, ક્રિ૦ સ૦ છાપસા પરનાં નળિયાં ફેરવીને ઠીકઠાક કરવાં; ચાળવું.(૨) સર્વત્ર પ્રસરે એમ નાંખવું. (૩) ચોળવું; મર્દન કરવું. (૪) આંજવું.

**સંચારી**, વિ૦ ફરનાર; ભમનાર. (૨) ચંચળ.

**સંચિત**, વિ૦ [સં.] એકઠું કરી રાખેલું; સંઘરેલું. (૨) પૂર્વ જન્મનાં ભોગવવાનાં બાકી રહેલાં કર્મ; પ્રારબ્ધ.

**સંચો**, પું૦ થોડી મહેનતે અને થોડા વખતમાં ઘણું કામ થાય એવી ગોઠવણ; યંત્ર. (૨) ચરખો.

**સંચોરો**, પું૦ પાપડિયો ખારો.

**સંજાત**, વિ૦ [ સં. ] ઉત્પન્ન થયેલું; પ્રકટેલું.

**સંજાપ**, પું૦ મગજી; સાંધાપર લીટીની માફક આવતી બીજા રંગના કપડાની ઝીણી પટ્ટી.

**સંજામી**, વિ૦ [ સં. સંયમી. ] જિતેંદ્રિય; ઇંદ્રિયોને કાબુમાં રાખનાર. (૨) સાધુ; જોગીઓની એક ઓળખ.

**સંજીવન**, વિ૦ [સં] જીવડું; જીવન આપે એવું.

**સંજીવની**, સ્ત્રી૦ [સં] ફરીને જીવન આપે એવી વિદ્યા-ઔષધિ વગેરે.

**સંજુક્ત**, ।વ૦ સંયુક્ત.

**સંજુત**, વિ૦ સંયુક્ત.

**સંજોગ**, પું૦સંયોગ.

**સંજોગી**, વિ૦ સંસારના વિષયો સાથે જોડાયેલું; સંસારી. (૨) સંબંધવાળું; જોડાયલું.

**સંજોરી**, (સંજુરી.) સ્ત્રી૦ એક જાતનું ખાવાનું; ઘુઘરા.

**સંઝ્યા**, સ્ત્રી૦સંધ્યાકાળ.

**સંજ્ઞા**, [ સં. ] ભાન; ચેતના. (૨) જ્ઞાન; સમજ; સાન. (૩) ઇશારત; નિશાની. (૪) નામ. [તાજખાનું.

**સંડાસ**, પું૦ જાજરૂ; પાયખાનું;

**સંત**, વિ૦ [ સં. ] સત્યશીલ, પ્રામાણિક; નેક.(૨) સાંસારિક પ્રપંચ રહિત. સાધુ; સજ્જન; વૈરાગી.

**સંતતિ**, બાળક; છોકરાં છૈયાં; બચ્ચાં (૨) વંશ;વિસ્તાર; પરંપરા.

**સંતપ્ત**, વિ૦ [ સં ] ખૂબ તપેલું; કાયર થઇ ગયેલું. (૨) ગુસ્સે થયેલું; ખુબ અકળાયેલું.

**સંતરૂં**, ન૦ [પો.] ખાટા-મધુરા રસથી ભરેલું એક ફળ, મીઠાં લીંબુ.

**સંતર્પણ**,ન૦ [સં] તૃપ્ત કરવું તે

**સંતલસ**, સ્ત્રી૦ ખાનગી મસલત. (૨) મનસુબો. [ વાની એક રમત.

**સંતાકુકડી**; સ્ત્રી૦ સંતાઇને રમ-

**સંતાડવું**, ક્રિ૦ સ૦ છુપાવવું; છાનું રાખવું. (૨) ઢાંકવું.(૩) યુક્તિથી ગુપ્ત રાખવું.

**સંતાન**, ન૦ [સં.] છોકરાં; બચ્ચાં.

**સંતાનિકા**, સ્રી૦ દૂધનું ફીણ.

**સંતાપ**, પુ૦ [ अ ] મનસ્તાપ; પીડા; દુઃખ. (૨) મનની અકળામણ. (૩) ફિકર; ચિંતા; કાળજી.

**સંતાપવું**, ક્રિ૦ સ૦ પીડવું; દુઃખદેવું; અકળામણ આવે એમ કરવું; હેરાન કરવું; પજવવું; વિતાડવું; બાળવું.

**સંતાપિત**, વિ૦ તાપ પામેલું; દુઃખી; વ્યાકુળ થયેલું.

**સંતાવું**, ક્રિ૦ અ૦ છુપાવું; છાનું રહેવું; ભરાવું; ગુપ્તરહેવું.

**સંતુષ્ટ**, વિ૦ [સં.] તૃપ્ત; ધરાયેલું; સંતોષ પામેલું. (૨) ખુશ; રાજી.

**સંતોખ**, પુ૦ સંતોષ.

**સંતોખવું**, ક્રિ૦ સ૦ સંતોષ આપવો; સમાધાન કરવું. (૨) મન કામના પૂર્ણ કરવી; રાજી કરવું. (૩) તૃપ્ત કરવું; ધરાવવું. [કુલ વજન તે.

**સંતોલો**, પુ૦ બારદાન સહિત

**સંતોષ**, પુ૦ [ સં. ] તૃપ્તિ. (૨) ધીરજ; સબુરી. (૩) આનંદ.

**સંતોષકારક**, વિ૦ ખાતરી ભરેલું; મનમાનતું; ખુશી થવાય એવું; સંતોષ મળે એવું.

**સંતોષી**, વિ૦ સંતુષ્ટ; જેટલું મળે તેટલાથી તૃપ્ત થનાર.

**સંથારો**, પુ૦ મરણ પથારી; મરવાને સૂવું તે.

**સંથાવું**, ક્રિ૦ અ૦ સમાવું; (૨) [થાવું; રોકાવું..(૩) વિવાહ થવો.

**સંદર્ભ**, પુ૦ [ સં. ] આગળ-પાછળના પદ સાથે સંબંધ; મર્મ.

**સંદિગ્ધ**, વિ૦ [ સં. ] વહેમ પડતું; અચોક્કસ,

**સંદુક**, સ્રી૦ [हिं] પેટી; પટારો.

**સંદેશ**, પુ૦ [સં.] કહેણ; પેગામ; ખબર; સંદેશો.

**સંદેશો**, પુ૦ સંદેશ. [શક; શંકા.

**સંદેહ**, પુ૦ [ સં. ] વહેમ;

**સંધાન**, ન૦ [ સં. ] જોડાણ; સાંધવું તે. (૨) જોગ; લાગ; તાકડો. (૩) લક્ષ; ધ્યાન. (૪) અનુકૂળતા. [સંજોગી.

**સંધાની**, વિ૦ સાંધી આપનાર;

**સંધારો**, પુ૦ સાંધનારો.

**સંધિ**, સ્રી૦ [ સં. ] સંધાવું-જોડાવું તે; મેળાપ; મેળ. (૨) અક્ષરોનું એક બીજા સાથેનું જોડાણ તે. (૩) સાંધાની જગા; સાંધો. (૪) અવસર; પ્રસંગ; ટાણું. (૫) ફાટ; ચીરો; તરડ. (૬) અણીનો વખત. (૭) બે ઋતુઓ અથવા યુગની વચલો વખત. (૮) નાટકમાં બે વાતને જોડનારો વિભાગ તે. (૯) ભાગ; કકડો; (૧૦) સલાહ; તહ; કોલકરાર; સમાધાનનો લેખ.

**સંધિવા**, પુ૦ શરીરના સાંધાઓ અકડાવે એવો વાયુનો રોગ.

**સંધિવિગ્રહ**, પુ૦ પ્રપંચવિદ્યા; હારસ્તાન; લડાઇ ટંટો કરાવવો અને વળી પાછો મેળાપ કરાવવો એ સંબંધી રાજનીતિ તે.

**સંધુ**, વિ૦ સઘળું બધું ,તમામ.

**સંધુકણું**, ન૦ એક વાત બીજાને લગાડવી તે અહીં તહીંની વાત લેઈ ઝગડો થાય એમ કરવું તે, સળેખડું.

**સંધે** પુ૦ સંદેહ. ( ૨ ) અ૦ બધે; સઘળે

**સંધ્યા**, સ્રી૦ [સં.] સાંધો; જોડનારો વિભાગ (૨) બે સમયની વચલો વખત, જોડાણનો સમય. (૩) સવાર બપોર અને સાંજની સ્તુતિ-પ્રાર્થના. સંધ્યા કરવી=બ્રાહ્મણે ગાયત્રી દેવીની સ્તુતિ અને ધ્યાન કરવું તે. (૪) ઝળઝળું; સાંજ. [ ઝળાનો વખત.

**સંધ્યાકાળ**, પુ૦ સાંજનો-ઝળ-

**સંનિધ**, અ૦ [સં.] પાસે;નજીક.

**સંન્યસ્ત**, ન૦ [ સં. ] તજેલું; છોડી દીધેલું, નાંખી દીધેલું; ત્યાગ કરેલું. ( ૨ ) સંસારના પ્રપંચનો ત્યાગ તે; ચતુર્થાશ્રમ.

**સન્યાસ**, પુ૦ [સં.] સંસારના પ્રપંચ અને કામ્યકર્મોનો સમૂળગો ત્યાગ તે; ચતુર્થાશ્રમ.

**સંન્યાસી**, પુ૦ [ સં. ] જેણે સંન્યાસ લીધેલો હોય તે; ત્યાગી.

**સંપ**, પુ૦ [સં.] બે પક્ષ વચ્ચેનો સુસંબંધ; મૈત્રી; સ્નેહભાવ; ઐક્ય; મેળ. (૨) સુમેળ; સંધ.

**સંપત**, સ્રી૦ [સં.] ધન; દોલત; માલમિલ્કત. (૨) શક્તિ; સાધનબળ.

**સંપત્તિ**, સ્રી૦ [ સં. ] સંપત.

**સંપદા**, સ્રી૦ સંપત; સંપત્તિ.

**સંપન્ન** વિ૦ [સં.] સંપત્તિવાળું; પ્રાપ્ત થયેલું. ૨) યુક્ત; સહિત

**સંપસંપીલું** વિ૦ સંપીને રહેનાર. સાથે રહેવાની વૃત્તિવાળું.

**સંપર્ક**, પુ૦ [સં.] મેળ, સંગ; સંબંધ; સંયોગ.

**સંપવું**. ક્રિ૦ અ૦ હળીમળી જવું; એક રાગ થવો, સંપસંપીને રહેવું.

**સંપાદન**, ન૦ [સં.] સંપાદવું તે; ઉપાર્જન; મેળવવું તે.[પ્રાપ્ત કરેલ

**સંપાદિત** વિ૦ [સં.] મેળવેલું;

**સંપાદવું**, ક્રિ સ૦ પ્રાપ્ત કરવું; મેળવવું; પેદાકરવું.(૨) કામ કાઢી લેવું.

**સંપી**, સ્રી૦ સંપ.

**સંપીલું**, વિ૦ સંપમાં રહેનાર; સંપવાળું; એકમતે રહેનાર તે.

**સંપુટ**, ન૦ [સં.] એક કોડિયા પર બીજુ કોડિયું ઊંધું ઢાંકીને બનાવેલું જોડકું તે ( ૨ ) હાથના બે પંજાઓનું જોડાણ તે.

**સંપૂર્ણ**, વિ૦ [સં.] પરિપૂર્ણ; સમાપ્ત. (૨) બરોબર; આખું; બધું.

**સંપૂર્ણતા**, સ્રી૦ પરિપૂર્ણતા; કંઇ પણ ન્યૂનતા નહિ હોવાપણું તે.

**સંપ્રદાન**, ન૦ [ સં. ] વ્યાકરણમાં જેને ઉદ્દેશીને ક્રિયા પ્રવર્તતી હોય તે; ચોથી વિભક્તિનો અર્થ તે. (૨) દાન; આપવું તે.

**સંપ્રદાય**, પુ૦ [ સં. ] ચાલી આવેલ; શિરસ્તો; રવૈયો; રિવાજ; ચાલ; રીત.(૨)અમુક ધર્મ-મતનો ફાંટો.

સંફ, સ્ત્રી૦ બાજુ કોર. ( ૨ ) ધાર, ઓળ. [ વળગેલું; જોડાયેલું.

સંબદ્ધ. વિ૦ સાથે બંધાયેલું;

સંબંધ, પુ૦ [ સં ] એક બીજા પ્રકારનું જોડાણ-સમેલન તે; વળગણ. (૨) સગપણ.

સંબંધી, વિ. સંબંધવાળું; સગું.

સંબોધન, ન૦ [ સં. ] નામ વગેરેથી અમુકને ઉદ્દેશીને બોલાવવું તે.

સંબોધવું, ક્રિ૦ સ૦ અમુકને ઉદ્દેશીને બોલવું વા કહેવું; સામાને બોધ થાય એમ બોલાવવું.

સંભવ પુ૦ [સં-] કારણ; હેતુ. (૨) ઉત્પત્તિ. (૩ બની શકવું તે; જોગવાઇ અથવા શક્યતા તે (૪) ખાતરી; પુરાવો; સાબીતી (૫) મૂળ

સંભવવું. ક્રિ૦ અ૦ ઉત્પન્ન થવું; બનવું. ૨) ખાતરી હોવી.

સંભવિત, વિ૦ શક્ય; બને એવું. (૨) ખાતરીલાયક.

સંભળાવવું, ક્રિ૦સ૦ સાભળે એમ કરવું: શ્રવણ કરાવવું. ( ૨ ) જણાવવું જાહેર કરવું. ( ૩ ) ટકોર રૂપે સામો ઉત્તર આપવો.

સંભાર, પુ૦ [ સં ] કોઈપણ કામને માટે જોઇતી વસ્તુઓનો સંગ્રહ તે. (૨) શાક અને અથાણાનો મસાલો.

સંભારણું, ન૦ જેને લીધે અમુક વાત યાદ રહ્યા કરે એવી ચીજ; નામ રાખવાનું સાધન; યાદગીરી.

સંભારવું, ક્રિ૦ સ૦યાદ કરવું; ( ૨ ) સાંભરે એમ કરવું સ્મરવું.

સંભારિયું, ન૦ સંભારભરેલો હોય એવું તે (૨) વિ૦ સંભારવાળું; મસાલો ચઢાવવા યોગ્ય.

સંભાવના. સ્ત્રી૦ [સં.] સંભવ, ( ૨ ) આદરમાન. ( ૩ ) એ નામનો અલંકાર [ ક્ષિત; આબરૂદાર.

સંભાવિત વિ૦ [ સં. ] પ્રતિ-

સંભાષણ, ન૦ સામ સામે બોલવું; ચર્ચા કરવી તે. એક બીજા સાથે સવાલ જવાબ કરવા

સંભાળ, સ્ત્રી૦ તપાસ રાખવી તે; ખબર રાખવી તે. લક્ષ રાખવું તે; કાળજી; રક્ષણ ( ૨ ) આશ્રય આશરો.

સંભાળવું, ક્રિ૦ સ૦ બગડે નહિ એમ લક્ષ રાખવું; રક્ષણ કરવું સાચવવું; કાળજી રાખવી. ( ૩ ) ઉછેરવું; તપાસ રાખવી

સંભોગ પુ૦ [ સં. ] કોઇ પણ વસ્તુને સારી રીતે ભોગવવી તે; ઉપભોગ સુખનો અનુભવ લેવો તે.

સંભ્રમ પુ૦ [ સં. ] મનની અસ્થિર અવસ્થા તે. બુદ્ધિભ્રંશ;વ્યાકુળતા ઉતાવળ; ગભરાટ ( ૨ ) મોહ; અવિદ્યા; ભ્રાંતિ. ( ૩ ) ભય; ધાસ્તી; દહેશત ( ૪ ) ગભરાટ; કર્તવ્યસૂઝે નહિ એવો ભ્રમ.

સંમત. વિ૦ સામાની સાથે મળતાપણું; કબુલ; મંજુર; એકમત.

સંમતિ, સ્ત્રી૦ મળતાપણું; કરાર; કબુલાત; અનુમતિ.

સંમર્દ, પુ૰ [સ]મર્દાવું, દરાવું, ચોળી નાખવું, કચરી નાખવુ તે (૨) ઘસારો (૩) કજિયો, લડાઇ [ઝાડુ

સમાર્જની, સ્ત્રી૰ સાવરણી,

સમુખ અ૰ [સ]સામે, રૂબરૂ હાજરાહજુર. પ્રત્યક્ષ

સયમ, પુ૰ [સ] ઇંદ્રિયો અને મનને નિયમમા રાખવા તે; નિગ્રહ, નિરોધ (૨) યોગાદિકનું વર્જન તે

સયમી, વિ૰ સયમવાન, જેણે મન અને ઇંદ્રિયો વશ કરી હોય તે.

સયુક્ત, વિ૰ સાથે જોડાયેલુ.

સયુત, વિ૰ સયુક્ત

સયોગ, પુ૰ [સં] જોડવુ-મળવુ-એકઠા થવું તે જોગ મેળાપ

સયોગીકરણ, ન૰ એકઠા થવા પણુ તે મિશ્રણ કરવું તે [પાણી

સયોગીજળ, ન૰ સામુદ્રધુનિના

સયોગીભૂમિ સ્ત્રી૰ જમીનના બે મોટા ભાગને સાધનારો જમીનનો નાનો ભાગ તે

સયોજિત, વિ૰ [સ] સાથે જોડાયલું, સાથે મેળવી લીધેલુ

સરક્ષણ, ન૰ [સ] સારી રીતે સચવાવુ તે રક્ષણ રક્ષા.

સરક્ષિત વિ૰ સારી રીતે રક્ષણ કરાયલું, સભાળી રાખેલુ; બચાવેલું; સાચવેલુ (૨) બીજાના રક્ષણમા રહેલું; શરણે રાખેલું

સવત, પુ૰ [સ સવત્સર.] વરસોની ગણુનાનો અનુક્રમ, શક. (વિક્રમ શકને સંવત્ લખવામાઆવો

સંલગ્ન, વિ૰ [સ] જોડે લાગે જોડેલુ વળગેલુ, સયુક્ત

સવત્સર, પુ૰ [સ] સવત્ શક, વર્ષ ગણુના (૨) બાર માસ જેટલો કાળ, વર્ષ સાલ

સવરવુ, ક્રિ૰ આવરવુ; ઘેરી લેવુ, ઢાકવુ (૨) સમેટવુ, આટોપવુ

સવર્ધિત વિ૰ [સ.]વધારેલુ (૨)ઉછરેલુ, મોટુ થયેલુ

સવાદ, પુ૰ [સ] સવાલ જવાબ ચલાવવા તે, વાદ સભાષણ (૨)તકરાર, બોલચાલ મનના ખરાપણાનો વાદ

સવાહન, ન૰ [સ] થાકેલા અગને ચોળવા તે, અંગ દબાવવા તે અગમર્દન. ચ પી

સંવેદ પુ૰ [સં] ઇન્દ્રિયો દ્વારા જ્ઞાનબોધ થવો તે; સમજાવું-જાણવુ તે, લાગણી

સંવેદન, ન૰સ્પર્શાદિકની લાગણી, સંવેદ, ઇંદ્રિય દ્વારા જ્ઞાન થવુ તે

સશય, પુ૰ [સં.] શક, શકા, સંદેહ, વહેમ અદેશો

સશયાત્મક, વિ૰ શક પડતુ. સદેહવાળું; અનિશ્ચિત

સશયી, વિ૰ વહેમી શકાશીલ,

સંશુદ્ધિ, સ્ત્રી૰ [સં] સારી રીતે કરેલી શુદ્ધિ

સશોધન, ન૰ શોધી શોધીને દોષ કાઢી નાખવા તે, સારી રીતે કરેલુ શોધન તે.

**સંશોધિત,** વિ૦ સ્વચ્છ; દોષ રહિત કરેલું; શુદ્ધ કરેલું.

**સંશ્રય,** પુ૦ [ સં. ] આશ્રય; આશરો.આધાર.(૨)શરણ;વિશ્રામઠામ.

**સંસર્ગ,** પુ૦ [ સં. ] એક બીજા વચ્ચેનો નિકટ વ્યવહાર; સંયોગ.

**સંસર્ગી.** વિ૦ એક બીજા સાથેના સંબંધવાળું; સંબંધી; સાથી.

**સંસાર,** પુ૦ [ સં. ] જન્મીને મરવા લગીનો, ખટરાગ તે. (૨) પૃથ્વી ઉપરની જીવસૃષ્ટિ તે; દુનિયાદારી તે. (૩)સ્ત્રી પુરુષનું એકબીજા સાથે ઘરમાંડીને રહેવું તે. (૪) જન્મ મરણાદિક જે ઘટમાળ તે. (૫) સૃષ્ટિ; જગત; સંસાર માંડવો=સ્ત્રી પુરુષે ઘર માંડીને રહેવું. સંસારનો વા વાવો=સંસારના પ્રપંચની અસર થવી.

**સંસારી,** વિ૦ ઘરબાર અને પરિવારવાળું; વસ્તારી. (૩) સંસારને લગતું, વ્યવહાર સંબંધી.

**સંસ્કાર,** પુ૦ [ સં. ] સારું કરવું વા સુધારવું તે; શુદ્ધી કરણ. (૨) મનપર પડેલી છાપ; સ્વભાવ રૂપ થઇ ગએલી અસર. (૩) કેળવણી. (૪) બુદ્ધિ તેજ; સ્વચ્છપણું. (૫) અભિમંત્રણ; સારી છાપ પાડવાનો વિધિ. (ધર્મશાસ્ત્ર પ્રમાણે માણસના સારા માટે જીવનમાં કરવામાં આવતા સોળ વિધિ તે સંસ્કાર કહેવાય છે )

**સંસ્કારી.** વિ૦ સારી રીતભાતવાળું; સંસ્કારવાળું. (૨) સુંસાગી; સારાં શીલ ગુણવાળું; પુણ્યશાળી.

**સંસ્કૃત,** વિ૦ [ સં. ] શુદ્ધ અને પૂર્ણ કરેલું; સંસ્કાર આપેલું. (૨) ન૦ આર્યોનું સાહિત્ય જેમાં લખાયેલું છે તે ભાષા; દેવવાણી.

**સંસ્થા,** સ્ત્રી૦ [ સં. ] કામકાજ કરવાને માટે સ્થાપેલી મંડળી.

**સંસ્થાન,** ન૦ [સં.] પોતાના અમલવાળું; તે; પોતાના રાજ્ય જેટલો પ્રદેશ. (૨) સમાજ; સમૂહ; એક જાતિના માણસોનો એક મોટો સમુદાય અને તેના વસવાટનો પ્રદેશ.

**સંસ્થાની,** વિ૦ સંસ્થાનવાસી.

**સંસ્થાપક.** વિ૦ સારી રીતે સ્થાપન કરનાર.

**સંસ્થાપન.** ન૦ સારી રીતે સ્થાપવું તે; પ્રતિષ્ઠા. (૨) નિયોજન; નિબંધન; વ્યવસ્થા

**સંસ્થાપિત.** વિ૦ સારી રીતે સ્થાપેલું; દૃઢ કરેલું; ચાલુ; ઉધારેલું; વસાવેલું; બેસાડેલું.

**સંહત.** વિ૦ [ સં. ] આંતરેલું; આવરેલું. (૨) ભેંચેલું; તાણેલું. (૩) ઉચ્છિન્ન.

**સંહાર,** પુ૦ [સં.] ઉચ્છેદ; કતલ; પ્રલય. (૨) સંગ્રહ; સમુચ્ચય; જથો.

**સંહારવું,** ક્રિ૦ સ૦ મોટો નાશ થાય એમ કરવું; કતલ ચલાવવી; ઉચ્છેદ કરવો.

**સંહિતા,** સ્ત્રી૦ [ સં. ] ક્રમસર કરેલો અમુક સંગ્રહ તે.-ઋગ્વેદ સંહિતા.

સાઇસ પુ૦ ઘોડાવાળો: રાવત.

સાઉકાર, પુ૦ સાહુકાર.

સાઉકારી, સ્ત્રી૦ સહુકારી.

સાઉડી, સ્ત્રી૦ સાહુડી.

સાકટી, સ્ત્રી૦ સાગનો પાતળો સોટો વળી

સાકઠી, વિ૦ સાકટી.

સાકણ, સ્ત્રી૦ [સં શાકિની] મેલી દેવી કૃત્યા. (૨) પિશાચી ડાકણની સાથે વપરાય છે –ડાકણ સાકણ

સાકણી, સ્ત્રી૦ સાકણ.

સાકર સ્ત્રી૦ [સં. શર્કરા.] ગોળ-ખાંડને ધોઇને પાડેલા પાસાદાર ગાંગડા. (૨) ખાંડ.

સાકરવું, ક્રિ૦ અ૦ બોલાવવું: સાદદેવો ખરકવું. (૨) સાકરવાળું કરવું. (૩) ગળ્યું મીઠું.

સાકરિયું, વિ૦ સાકર ચડાવેલું.

સાકરિયો, પુ૦ કેટલાંક ઝાડનાં ઝીણા ફૂલમાંથી ઝરતો મીઠો રસ તે.

સાકાર વિ૦ [સં.] આકારવાળું

સાક્ષર, વિ૦ સં.] લખી વાંચી જાણનાર ભણેલું (૨) વિદ્વાન, પંડિત

સાક્ષરતા. સ્ત્રી૦ વિદ્વત્તા.

સાક્ષાત અ૦ [સં] નતોનજર આંખે દેખાય એમ. (૨) વિ૦ ખરેખરું: ખુલ્લું; ઉઘાડું: સ્પષ્ટ.

સાક્ષાત્કાર, પુ૦ પ્રત્યક્ષતા: નજરો નજર દેખાવું તે. (૨) ખુલ્લું સમજવું તે: સ્પષ્ટજ્ઞાન.

સાક્ષી, સ્ત્રી૦ જુબાની; નજરે જોયેલું જાણેલું હોય તે કહી બતાવવું તે. શાહેદી: સાખ (૨) નજરે જોયાની સહી: હસ્તાક્ષર કરવા તે

સાક્ષી, વિ૦ જુબાની આપનાર: નજરે જોયેલું-જાણેલું કહેનાર. શાહેદ.

સાખ,સ્ત્રી૦ સક્ષી, શાહેદી:પુરાવો; સાખીતી. (૨) સારો માઠો લોકમત; લોકાભિપ્રાય: આબરૂ: વટ: ટેક. (૩) ઝાડપરજ પાકવા આવેલું ફળ-કેરી (૪) ડાળ શાખા. (૫) બારણાના ચોકઠાના ઊભા ટેક; બારસું: અંગસું.

સાખિયું, ન૦ ઝાડપરજ પાકવા આવેલું જે ફળ તે: સાખ

સાખી, સ્ત્રી૦ દોહરા જેવી લ બાંધીને ગવાતી ટુંકી બે ચરણની કવિતા.

સાખો,પુ૦ ત્રાડે ત્રાહેનો બનાવ: અચંબો ઉપજાવે એવો બનાવ (૨) કજિયો કંકાસ. (૩) સાખ: છાપ (૪) ફજેતો

સાગ પુ૦ એક જાતનું ઝાડ અને તેનું ઇમારતી લાકડું (૨) ફાંસ.ફાચર.

સાગર. પુ૦ દરિયો.

સાગરજા, સ્ત્રી૦ [સં સમુદ્રમાંથી જન્મેલી-લક્ષ્મી (શિષ્ય: ચેલા, સાથી૦

સાગરીદ, પુ૦ [ફા. શાગીર્દ]

સાગવાન ન૦સાગનાં લાકડાં.

સાગુચોખા, પુ૦ સાબુ ચોખા: ખજુરીની જાતના થડમાંના ગરના દુધિયા કણ. [ચુનો.

સાગોળ, પુ૦ ચાળેલો બારીક

સાચ, ન૦ સત્ય; ખરાપણું. (૨) વિ૦ ખરું: સાચું.

હવાલદારી, સ્ત્રી૦ હવાલદારનું કામ; સિપાઇગીરી.

હવાલો, પુ૦ [ अ. हवाल. ] કબજો; તાબો. (૨) સુપરત; અખત્યારી સત્તા. (૩) ઝીણી ચાળણી.

હવિષ્ય, ન૦ [ સં. ] હોમવાનું. હવિષ્યાન્ન=હોમવાનું અન્ન.

હવું, હોવું; થવું.

હવે, અ૦ હાવાં; અત્યાર પછી;

હવેજ, પુ૦ [सं. हरिद्रा.] હળદરનો ભુકો. (૨) ગરમ મસાલાનોભુકો.

હવેથી, અ૦ અત્યાર પછી.

હવેરૂં, વિ૦ બહાવરું;ગભરાયેલું.

હવેલી, સ્ત્રી૦ [हवाली] મોટું ને સુંદર મકાન; મહેલ. (૨) વૈષ્ણવ ધર્મનું મંદિર.

હવ્ય, વિ૦ [સં.] હોમવા યોગ્ય.

હશે, અ૦ખેર; કંઇ ચિંતા નહિ.

હસકેતસકે, અ૦ વારેઘડીએ; સહેજ સહેજમાં.

હસણી, સ્ત્રી૦ હસવું તે. (૨) મશ્કરી. [ ખાઇ, ઝીણો; વેર.

હસદ. સ્ત્રી૦ [सं. हसद्.] અદે-

હસદખોર. પુ૦ અદેખો; ઝીણાખોર. [ મોંનું ખુશ મિજાજી.

હસમુખું, વિ૦ આનંદી; હસતા

હસવું, ક્રિ૦ અ૦ મોં મલકાવવું. (૨) ખુશી થવું. (૩) હાંસી કરવી. (૪) તુચ્છકારવું; બનાવવું. (૫) ચાળા પાડવા. ક્રિ૦ પ્ર૦ હસવામાંથી ખસવું= સહેજમજાક કરતાં લડાઇ થવી. હસી નાખવું=નહિ લક્ષમાં લેવું.

હસામણું, વિ૦ હસાવે એવું.

હસારત, સ્ત્રી૦ હાંસી; હાસ્ય.

હસાવવું, ક્રિ૦ સ૦ હસે એમ કરવું. (૨) ખુશ કરવું. (૩) ફજેતી થાય એમ કરવું. [ (૨) હાસ્ય.

હસિત, વિ૦ [ સં. ] હસેલું.

હસી, સ્ત્રી૦ હસારત; હાસ્ય. (૨) મજાક; મશ્કરી. [ તેરમું નક્ષત્ર.

હસ્ત, પુ૦ [ સં. ] હાથ (૨)

હસ્તક, અ૦ મારફતે; દ્વારા. (૨) હવાલે તાબે.

હસ્તકૌશલ, ન૦ [ સં ] હાથની આવડ; ચાલાકી કારીગરી. (૨) બીજાને ખબર પડે નહિ એવી કાર્ય કરવાની ઢબ.

હસ્તક્રિયા, સ્ત્રી૦ હાથે કરેલી કારીગરી' (૨) ચતુરાઇ; કોઇ જાણે નહિ એમ કામ કરવાની આવડ.

હસ્તગત વિ૦ [ સં. ] હાથમાં ગયેલું-આવેલું; તાબે થયેલું.

હસ્તદોષ, પુ૦ હાથે લખતાં થઇ ગયેલી ભૂલ; સહેજ થઇ ગયેલો દોષ.

હસ્તમેળાપ, પુ૦ હાથેવાળો; વરકન્યાના હાથ મેળવવાની એક વૈવાહિક ક્રિયા. (૨) દોસ્તી બાંધવી; સલાહ કરવી તે.

હસ્તિદંત, પુ૦ હાથીદાંત.

હસ્તિની, સ્ત્રી૦ [ સં. ] હાથીની માદા; હાથણી. (૨) સ્ત્રીઓની ચાર જાતિ પૈકી એક જાતિ.

**હસ્તિનખ**, પુ૦ [ સં. ] કિલ્લાની દિવાલ સાથે કરેલો બંધ.

**હસ્તિશાળા**, સ્ત્રી૦ હાથીખાનું.

**હસ્તી** પુ૦ [ સં. ] હાથી.

**હસ્તી**, સ્ત્રી૦ [ સં. અસ્તિ=છે. ઉપરથી ] હોવું તે; હયાતી.

**હસ્તે** અ૦ અમુકને હાથે-પોતે જાતે એમ. ( ૨ ) દ્વારા: મારફત.

**હળ**, ન૦ [ સં. हल. ] ખેતર ખેડવાનું ખેડુતનું ઓજાર; જમીનમાં ઉલાઉંડા ચાસ પડાય એવું એક યંત્ર નાંગર; સાંતીડું.

**હળદ**, સ્ત્રી૦ હળદર;

**હળદર**, સ્ત્રી૦ [ સં हरिद्रा ] હળદ. પીળું ચૂર્ણ થાય એવો કંદ.

**હળધર** પુ૦ બળરામ, કૃષ્ણના મોટા ભાઈ. | નરાજ.

**હળપુણી** સ્ત્રી૦ હળની કોશ:

**હળમળ** સ્ત્રી૦ મળવું-હળવું તે; પરિચય-સારો સંબંધ સંપ;મેળ [ખેતી

**હળવટ**. સ્ત્રી૦ [ સ. हलवृत्ति. ]

**હળવું**,ક્રિ૦ અ૦ મળવું; સંપવું.

**હળવું**, વિ૦ હલકું. (૨ ) ધીમું; પોચું; નરમ. [ નરમાશથી.

**હળવે**, અ૦ આસ્તે; ધીમે;

**હળાહળ**, વિ૦ (૨) કારી; તીક્ષ્ણ ઝેર. ( ૩ ) ઘણુંજ કડવું ઓસડ.

**હળિયું**, ન૦ નાનું હળ.

**હળુહળુ**, વિ૦ ધીમું. ( ૨ ) અ૦ હળવેહળવે; આસ્તેથી.

**હળોતરાં**, ન૦ વરસાદ થયા પછી પહેલવહેલાં હળ જોતરવાં તે.

**હં**, અ૦ અનુમતિ ને ઉત્સાહ આપવાનો ઉદ્ગાર; આશ્ચર્ય ને તુચ્છકાર દર્શક ઉદ્ગાર. હંકામણ.

**હંકાઇ**, સ્ત્રી૦ હાંકવાની મજુરી:

**હંકાર**, પુ૦ અહંકાર.

**હંકારવું**, ક્રિ૦ સ૦ હાંકવું; ચલાવવું. ( ૨ ) માર્ગે પાડવું.

**હંકાવું**, ક્રિ૦ અ૦ ચાલતુ કરાવું. કોઇક હાંકે એમ થવું. સ્વચ્છ કરવું

**હંખારવું**, ક્રિ૦ સ૦ પાણી

**હંખારો**, પુ૦ ગાળ; ગાળતાં રહેલો કચરો.

**હંગામ**, પુ૦ [ ફા. ] અવસર; મોસમ ( ૨ ) ધમાલ.

**હંગામી**, વિ૦ મોસમનું; કામ ચલાઉ; નહિ કાયમ.

**હંગામો**, પુ૦ ધમાલ; ધમ્માચકડી ( ૨ ) તોફાન; હુલ્લડ; દંગો.

**હંતવ્ય**, વિ૦ [ સં. ] હણવા જોગ; મારવા જોગ.

**હંતા**, પુ૦ [ સં. ] હણનારો; હિંસક, ઘાતક. | અવ્યક્ત ઉચ્ચાર તે.

**હંભાં**, અ૦ [ સં. ] ગાયનો

**હંમેશ**, અ૦ નિરંતર; હમેશ.

**હંસ**, પુ૦ [ સં ] લાલ પગ ને લાલ ચાંચવાળું એક ધોળું જળચર પંખી. ( ૨ ) જીવ: આત્મા.

**હંસગામિની**, સ્ત્રી૦ [ સં. ] હંસના જેવી ચાલની સ્ત્રી. [ હંસી.

**હંસણી**, સ્ત્રી૦ હંસની માદા:

હંસપદ, ન૦ [ સં. ] હંસનાં પગલા જેવી આકૃતિ; લખાણમાં ઉમેરો દર્શાવવાને કરાતું એવું ચિહ્‌ન.

હંસા. સ્ત્રી૦ [ સં. ] હંસની માદા હંસણી.

હા, અ૦ [ સ ] ખેદ, શોક ને ક્રોધદર્શક ઉદ્‌ગાર. (૨) સંમતિ દર્શક ઉદ્‌ગાર. હકાર

હાઉ, ન૦ બાળકને ભય ઉપજે એવો એક કાલ્પનિક જીવ (૨) ઘોઘર

હાક સ્ત્રી૦ ભય શેહ; ત્રાસ. (૨) મોટો સાદ બૂમ

હાકટવું, ક્રિ૦ સ૦ હાકોટવું; ધમકાવવું. ( ૨ ) બોલાવવું.

હાકમ પુ૦ [ અ हाकिम. ] હાકેમ સુબા (૨) સરદાર અમલદાર.

હાકમી સ્ત્રી૦ અમલ; કારકિર્દી. કારભાર.

હાકલ, સ્ત્રી૦ સાદ બૂમ.

હાકલવું. ક્રિ૦ સ૦ બોલાવવું; બૂમ પાડવી. (૨) દાબ દેવો; ધમકાવવું

હાકેમ, પુ૦ હાકમ; સુબો; અમલદાર.

હાકોટો, પુ૦ મોટો ઘાંટો; બૂમ. (૨) ભય ઉપજે એવો ભારે ઘાંટો.

હાકોટવું, ક્રિ૦ સ૦ મોટે ઘાંટે ડર બત વવો. ધમકાવવું.

હાજત, સ્ત્રી૦ [ અ हाजत ] જરૂરિયાત આવશ્યકતા (૨) ખણસ (૩ ટેવ આદત

હાજર, વિ૦ [ અ. हाजिर ] પ્રત્યક્ષ, રૂબરૂ. મોજૂદ

હાજરજવાબી, સ્ત્રી૦ સવાલ થતાની સાથેજ જવાબ આપવાની આવડત. ( ૨ ) સમયસૂચકતા

હાજરજામીન. પુ૦ ગુનેગારને હાજર કરે એવો જામીન

હાજરાહજુર વિ૦ સાક્ષાત તરત હાજર થાય-પ્રત્યક્ષ પરચો આપે એવું.

હાજરી. સ્ત્રી૦ હાજર હોવું તે, તૈયાર હોવું તે પ્રત્યક્ષતા ક્રિ૦ પ્ર૦ હાજરી લેવી=હાજર છે કે નહિ તે જોવું. (૨) જડતી લેવી (૩) સપડાવવું.

હાજરી, સ્ત્રી૦ નાસ્તો, સહેજસાજ જમી લેવું તે, શિખામણ

હાજવું. ક્રિ૦ અ૦ ખટકવું; લાગવું; અડી રહેવું; ભારે પડવું.

હાજિયો, પુ૦ હકાર, હા કહેવી તે, સંમતિ આપવી તે

હાજી, અ૦ હા કહેવું તે.

હાજી, વિ૦ હજ કરીને આવેલો મુસલમાન.　　　　[ બજાર.

હાટ, ન૦ [ સં. ] દુકાન. (૨)

હાટક ન૦ [ સં. ] સોનું સુવર્ણ.

હાટકવું, ક્રિ૦ સ૦ બોલાવવું; ગર્જના કરવી.　　[તાકું. ભંડારિયું.

હાટડું ન૦ હાટ. દુકાન. ( ૨ )

હાડ ન૦ [ સ ] અસ્થિ (૨) બાંધો; હાડકાનું પિંજર ( ૩ ) હૈયું; અંતર. રૂ૦ પ્ર૦ હાડવેર=કટ્ટી દુશ્મનાઇ. ક્રિ૦ પ્ર૦ હાડજવું=છેલ્લી હદે જઇ બેસવું.

હાડકી. સ્ત્રી૦ નાનું પાતળું હાડકું.

હાડકું, ન૦ હાડ; અસ્થિ રૂ૦

પ્ર૦ હાડકાનો આમો-આળસુ; ખંધો; અખીલ.

હાડછેડ, સ્ત્રી૦ તિરસ્કાર; ધુત્કાર.

હાડજ્વર, પુ૦ હાડમાં રહેતો ઝીણો તાવ [જર; હાડકાનો માળો.

હાડપિંજર, ન૦ હાડકાનું પા-

હાડમાર, વિ૦ તુચ્છ-અણગમતું.

હાડમારી, સ્ત્રી૦ હડધુત થઇ જવું તે. (૨) મુશ્કેલી; હેરાનગતિ; વિડંબના [વિરતે.

હાડવેર, ન૦ ઉંડું-અંતરનું

હાડવેરી, વિ૦ કટ્ટો દુશ્મન; અંતરની લાગણીથી પ્રેરાતી શત્રુતા ધરાવનાર

હાડવૈદ, પુ૦ ઉતરી ગયેલાં ને ભાગેલા હાડકાંની દવા કરનારો

હાડિયાકરસણ, ન૦ એક જાતની વનસ્પતિ

હાડિયું, ન૦ જેમા મારામારી થઇ ખુન થયું હોય તે ખેતર.। માણસ

હાડિયો પુ૦ કાગડો. (૨) ચતુર

હાડી, વિ૦ મજબુત હાડનું. (૨) મહેનતુ, શ્રમ લઇ શકે એવું (૩) હઠીલું; મમતી [(૨)તારા.

હાણ, સ્ત્રી૦ હાનિ, નુકસાન.

હાતવ્ય, વિ૦ [ સં. ] તજવા યોગ્ય

હાથ, પુ૦ [ સં. हस्त ] જેથી માણસો ઝાલવાની ક્રિયા કરે છે તે પંજાવાળો અવયવ; હસ્ત; (૨) કોણીથી વચલીઆંગળી લગીની લંબા-ઇનું એક માપ. (૩) બાજુ; પડખું. (૪) તાબો; કબજો. (૫) અખત્યાર; અધિકાર. (૬) શક્તિ; સત્તા. (૭) માણસ; વ્યક્તિ. (૮) આવડ; ચતુરાઇ. (૯) સાથી; મદદનીશ. (૧૦) સંબંધ; સામેલગીરી. (૧૧) કૃપા; રહેમ; મહેરબાની. (૧૨) લપેડો; ચોપડવું તે. (૧૩) પોતે; જાતે. ક્રિ૦ પ્ર૦ હાથ આપવો=સહાય કરવી. હાથ આવવું=જડવું હાથ ઉઠાવવો=મારવા ઉઠવું; જુદુ કરવું. હાથ ઉપાડવો=મારવાને સામા થવું. હાથ કાપી આપવો=સહી કરી આપવી. હાથ કરવું=કબજે કરવુ. હાથ કાળા કરવા=લાંચ લેવી. બુરૂ કામ કરવું હાથ ખંખેરવા=છુટી પડવું; ફારેગ થઇ જવુ. હાથ ખેંચી પકડવો=કસર કરવી હાથ ઘસવા=પશ્ચાત્તાપ કરવો. હાથ ઘાલવો=વચ્ચે પડવું. હાથ ચાટવા=વલખાં મારવાં. હાથ જોડવા=નમવું; માફી માગવી. હાથ ઝાલવો=મદદ આપવી; પરણવું, હાથ ટાઢા કરવા=લહાવો લેવો. હાથ દાબવો=વારવું. હાથ દેખાડવો=બળ બતાવવું. હાથ દેવો=ટેકો આપવો; વારવું. હાથ ધોવા=આશા મૂકવી; દેવાળું કાઢવું. હાથ નાખવો=ઝડપ મારવી હાથ હેઠા પડવા=નિરાશ થવું. હાથપર લેવું=સંભાળમા લેવુ. હાથ બેસવો=મહાવરો પડવો હાથ મારવો=ઉચાપત કરવુ; લપેડો મારવો હાથ વળવો=ટેવાવું. હાથ જવું=છેક વંઠીથી

જવું. ૨૦ પ્ર૦ હાથ પગ=આધાર; આશ્રય. હાથનું પોલુ=ઉડાઉ. હાથ લાકડી=ટેકો; મુખ્ય સહાયક. હાથ વેંતમાં=નજીક; પાસે. હાથ નીચેનું= તાબાનું

**હાથઉછીનું**, વિ૦ ઉપર ટપકાવ્યું.

**હાથકડી**, સ્ત્રી૦ હાથ એક બીજા સાથે બંધાઇ રહે એવી સાંકળ તે; જંઝીર ક્રિ૦ પ્ર૦ હાથકડી કરવી=હાથ બાંધી લેવા.

**હાથચાલાકી**, સ્ત્રી૦ બીજાના સમજવામાં આવે નહિ એમ કામ કરવાની આવડત; હાથ ચાળવણીની ચતુરાઇ

**હાથણી**, [ સં. हस्तिनी ] સ્ત્રી૦ હાથીની માદા. [રોગ; ઝાડા.

**હાથપોણું**, ન૦ અતિસારનો

**હાથા**, પુ૦ હાથના પંજાનીછાપો.

**હાથિયો**. પુ૦ હસ્ત નક્ષત્ર. (૨) માનીતો હાથી. ( ૩ ) બડવીર. ( ૪ ) ઘોડા વગેરેના વાળ સાફ કરવાનોખરેરો

**હાથી**, પુ૦ [ સં. हस्ती ,મોટું સ્થૂલ શરીરનું ચોપગું પ્રાણી ગજ; માતંગ. [ મેળવવા તે.

**હાથેવાળો**, પુ૦ વરકન્યાના હાથ

**હાથેળી**, સ્ત્રી૦ ચતા હાથનો અંગુઠા અને આંગળાઓ વચ્ચેનો ચોખુણ અવયવ તે; હથેળી; કરતલ.

**હાથો**, પુ૦ હથિયાર ઝાલવાનો દંડો. ( ૨ ) દસ્તો. ( ૩ ) છાપ; મુદ્રા; ( ૪ ) સહાય; પીઠબળ ( ૫ ) પક્ષ.

**હાથોહાથ**, અ૦ એક બીજાની સહાયથી. ( ૨ ) હળીમળીને. ( ૩ ) જાતોજાત

**હાન**, સ્ત્રી૦ બાધા; આખડી; માનતા. ( ૨ ) હાણ; હાનિ.

**હાનિ**, સ્ત્રી૦ [ સં. ] નુકસાન; ખરાબી; ગેર લાભ. ( ૨ ) નાશ; પાયમાલી. ( ૩ ઇજા. [ ઇજા કરે એવું.

**હાનિકારક**, વિ૦ નુકશાન કરે-

**હાફિકા**. સ્ત્રી૦ બગાસું; અવાચી.

**હાફુસ**, સ્ત્રી૦ એક ઉંચી જાતની કેરી. [ હિંમત.

**હામ** સ્ત્રી૦ [ अ. हामी. ]

**હામલવું**, ક્રિ૦ અ૦ નાહિંમત થઇ જવું ડગીજવું; નિરાશ થવું.

**હામી**, સ્ત્રી૦ જામીનગીરી; બાંહેધરી

**હામીદાર**, પુ૦ જામીન હમીદાર.

**હાય**, સ્ત્રી૦ દુ:ખ ત્રાસ અને અફસોસનો ઉદ્ગાર. ( ૨ ) અંતરની બદદુવા. શાપ. ( ૩ ) ભય; બીક. ( ૫ ) ગજબ.

**હાર**, પુ૦ [ સં. ] સોના, મોતી, હીરા, માણેક કે ફૂલની મોટીમાળા તે.

**હારક**, વિ૦ હરણ કરનાર; દૂર કરનાર. [ જીતવું તે.

**હારજીત**, સ્ત્રી૦ હારવું કે

**હાયવરાળ**, સ્ત્રી૦ અંતરનો વલોપાત, ( ૨ ) દુ:ખ; ચિંતા; પીડા. (૩) અફસોસ; શોક.

**હાર**, સ્ત્રી૦ પરાજય, પરાભવ.(૨) ઓળ; પંક્તિ; ધારા. (૩) કાંજી; ખેળ,

હારડો, પુ૦ મોટા મણકાની લાંબી માળા, ખાડના ચકતાની લાંગીહાર

હારણુ, વિ હારી જનાર

હારદ, ન૦ સં. हार्द हृदयनो भाव (૨) ઇચ્છા મનોભાવ (૩) મતલબ (૪) રહસ્ય સારાંશ

હારદોર, અ૦ (વિ૦) એકએકની પંક્તિ ચાલુ એક સરખા અનુક્રમે ઓળંગધ

હારપડવુ ક્રિ૦ અ૦ વ્યવસ્થિત રીતે ચાલવુ (૨) ઠેકાણું પડવુ ચીરે પડવુ

હારબંધ વિ૦ એક એકની પાછળ અનુક્રમબંધ પંક્તિબંધ

હારવુ, ક્રિ૦ અ૦ પાછા પડવુ. પરાજીત થવુ

હારવુ, વિ૦ હારનુ સરખુ સમાન સમોવડિયુ (૨) જોડેનુ, સાથવાળુ

હારી વિ૦ હરનાર દૂર કરનાર

હારીલ ન૦ એક હડીનુ પંખી (એમ કહેવાય છે કે આ પંખીનુ બચ્ચુ ઇંડાનાથી નીકળતા વેંત માળામાની એક સળી પગે પકડી લે છે અને જીવે ત્યા લગી તેને મૂકતુ નથી તે પરથી પકડેલી વાતને ન છોડવાના દૃઢ આગ્રહ વાળાને તેની ઉપમા અપાય છે) [ ઓળે હારબંધ

હારે, અ૦ જોડે સાથે (૨)

હારો, પુ૦ સાત મણ જેટલુ વજન તે; અર્ધી કળશી જેટલુ માપ

હારોડી સ્ત્રી૦ હાર

હારોદોર અ૦ એક એકની પછી; ચાલુ ; કેતએ હારબંધ

હારોહાર વિ૦ હારબંધ ઓળ પછી ઓળ વાળુ (૨) અ૦ જોડે જોડે, એક પંક્તિએ [(૨) સારાશ હેતુ

હાર્દ ન૦ મતલબ મનોભાવ

હાલ, પુ૦ [ अ ] અવસ્થા, દશા સ્થિતિ. (૨) મુશ્કેલી આપદા, મુસીબત.

હાલ અ૦ હમણા તત્કાળ

હાલકહુલક વિ૦ હાલવુ અને ઉભરાતુ મનાતે (૨) ના અવ્યવસ્થા, ગડબડ.

હાલચાલ સ્ત્રી૦ હાલવુ ચાલવુ તે હરફર (૨) કામકાજ, પ્રવૃત્તિ (૩) રીતભાત

હાલત, સ્ત્રી૦ [अ] અવસ્થા, દશા હાલ સ્થિતિ (૨) ટેવ

હાલરડુ ન૦ બાળકને સુવાડવા ગવાતુ લાડકુ ગીત (૨) ટોળુ, સમુદાય

હાલરૂ ન૦ બાળકને નજર ન લાગે એવી ચીજોની તાત્રિક માળા (૨) ટોળુ જૂથ સમુદાય (૩) કણસલામાથી કણ છુટા પાડવાને બળદોનુ ટોળુ ખળામા ફેરવવુ તે

હાલવુ ક્રિ૦ અ૦ ગતિમાન થવુ ધ્રુજવુ, ડગવુ. (૨) ખમવુ; ચાલવુ.

હાલસો પુ૦ [ अ हासिल ]

હરકત; હાનિ; નુકસાન

**હાલહવાલ** પુ૦ દુર્દશા ખરાબી; પાયમાલી. બેહાલી. ( ૨ ) વિ૦ દુર્દશામાં આવેલું દુ:ખી; હેરાન

**હાલહાલ,** અ૦ તરત તાબડતોબ વગર વિલંબે. ઝોળી ખોયું.

**હાલી** સ્ત્રી૦ બાળકને સુવાડવાની

**હાલીગોરી.** સ્ત્રી૦ બાળકને ઝોળીમાં નાખી ઉંઘાડતાં ગાવાનું ગીત હાલરડું

**હાલીસુવાલી,** વિ૦ બાળક અને મોટાં સૌ. નોકર મજુર વગેરે.

**હાલો,** પુ૦ બાળકને ઝુલાવતાં ગાવું તે; હાલરડું. ક્રિ૦ પ્ર૦ હાલો ગાવો=હાલરડાં ગાવાં.

**હાવ,** પુ૦[સં.] બોલાવવું-આમંત્રવું તે, આહ્વાન. ( ૨ ) આકર્ષક ચાળો; પુરુષનો ભાવ ઉદ્દીપન કરે એવો સ્ત્રીનો વિલાસ. ( ૩ ) ઇચ્છા; આશા.

**હાવભાવ,** પુ૦ શારીરિક ચાળા અને મનની ઇચ્છા-ભાવના તે. (૨) નખરાં; લટકાં

**હાવરૂં,** વિ૦ અસંતોષી; ખાઉધરૂ. ( ૨ ) ગાભરૂં. બાવરૂં.

**હાવાં,** અ૦ હવે; આ વખત પછી.

**હાશ,** અ૦ કોઇ બાબતથી નિવૃત્ત થઇ બેસતાં થતો એવો સંતોષનો ઉદ્ગાર.

**હાસ,** [સં.] હસવું તે; હાસ્ય.

**હાસ્ય** ન૦ હાસ.

**હાસ્યરસ,** પુ૦ [સં.] હાસ્ય ઉપજાવે એવી લાગણી કરનાર વાત કે વર્ણન તે કાવ્ય ।નવરસમાંનો એક રસ

**હાહાકાર,** પુ૦ શોક ત્રાસની લાગણીનો સર્વત્ર ઉદ્ગાર થઇ રહેવો તે; ત્રાસ; જુલમ. ગમ ગીની અને ભય વ્યાપી જવો તે [શોરબકોર, ઘોંઘાટ.

**હાહો** સ્ત્રી૦ ધાધળ; ગડબડ.

**હાળો,** પુ૦ હળ ખેડનારો. (૨) પતિ. સ્વામી. (૩) પુરુષ; મરદ.

**હાં,** અ૦ એમકે; ઠીક વારૂ. (૨) હા. સંમતિસૂચક ઉદ્ગાર (૩ હુંકારો; (૪) બસ થયું; પર્યાપ્ત.

**હાંઉ,** અ૦ હા; બસ. [વાન.બૂમ.

**હાંક,** સ્ત્રી૦ સાદ; ઘાંટો; આહ્-

**હાંકણી** સ્ત્રી૦ હાંકવાની રીત.

**હાંકનાર,** વિ૦ પશુને ચલાવનાર; ગાડીત.

**હાંકવું,** ક્રિ૦ સ૦ પશુ વગેરેને માર્ગે ચલાવવાં; વહાણ અગ્નિરથ વગેરેને ઇચ્છિત માર્ગે ચલાવી લઇ જવાં. (૨) જોરથી ચલાવવું. (૩) નસાડવું; દૂર કરવું. (૪) ચલાવવું, પ્રવર્તાવવું.

**હાંકેડું.** વિ૦ હાંકનાર, ગાડીત.

**હાંજા,** પુ૦ (બ વ) શક્તિઓ; ઉત્તેજનાઓ (૨) હિમ્મત; દૃઢતા. (૩) ગાત્ર; અવયવો.

**હાંજી,** અ૦ માન સાથે હોંકારો દેવો તે ( ૨ ) વારુ; એમ; સ્વીકારનો ઉદ્ગાર. [વાસણ.

**હાંડવું,** ન૦ હાંલ્લું; માટીનું,

**હાંડી,** સ્ત્રી૦ માટીનું વાસણ (૧)

ધાતુપાત્ર. (૩) દીવો મૂકવાનું પારદર્શક કાચનું વાસણ. [ માંજનારો.

**હાંડીધોયો**, પુ૦ રાંધવાનાં વાસણ

**હાંડો**. પુ૦ [ સં. हंडा ] પાણી ભરવાનું મોટું પાત્ર; દેગડો (૨) બેવકૂફ.

**હાંફ**, સ્ત્રી૦ ઉતાવળે શ્વાસ થાકવો તે. ( ૨ ) હૃદયનો થાક; શ્વાસનો સંકોચ તે [ દમ.

**હાંફણ**, સ્ત્રી૦ હાંફ. (૨) શ્વાસ;

**હાંફણું**, વિ૦ હાંફ ચડી હોય એવું; બાવરું; વ્યાકુળ.

**હાંફળુંફાંફળું**, વિ૦ ગભરાયલું; બાવરૂં; બેબાકળું. ( ૨ ) હર્ષશોકના અતિશયવાળું.

**હાંફવું**, ક્રિ૦ અ૦ જોરથી શ્વાસ લેવો મૂકવો; ફુફવાડા મારવા.

**હાંલ્લી**, સ્ત્રી૦ હાંડલી; નાનું હાંલ્લું. [ મોઢુંને પહોળું વાસણ

**હાંલ્લું**, ન૦ હાંડલું; માટીનું

**હાંસડી**, સ્ત્રી૦ ડોકની આસપાસનું ગોળાકાર હાડકું; જત્રુ. (૨) ગળે પહેરવાનું એક ઘરેણું. ( ૩ ) ઘોડાને ગળે પહેરાવવાનું ચામડાનું ચકરડું (૪) કોશનું લોઢાનું ચકરડું. (૫) પૈંડાનો લોખંડી પાટો.

**હાંસલ**, ન૦ [અ. हासइल] કર; વેરો; દાણ. ( ૨ ) ફળ; ફાયદો; લાભ; નફો. (૩) પેદાશ.

**હાંસવો**, પુ૦ ચાંચવો; ત્રિકમ.

**હાંસિયાધડ**, પુ૦ ઘઉંની એક જાત.

**હાંસિયો**, પુ૦ [ અ૦ हाशिय ] કાગળ વગેરેમાં આંકાથી પાડેલો આંતરો; આંકો; કોર.

**હાંસી**, સ્ત્રી૦ મશ્કરી; મજાક; ઠેકડી; ચેષ્ટા. ( ૨ ) ફજેતી.

**હાંસીલ**, ન૦ હાંસલ; દાણ; જકાત ( ૨ ) ફાયદો; લાભ. ( ૩ ) લવાજમ; મહેસુલ

**હાંસીલું**, વિ૦ ઉમંગી ઉત્સાહી.

**હિ**, અ૦ [ સં. ] નક્કી; જરૂર; ખચીત; નિશ્ચે. (૨) ધુત્કારનો ઉદ્ગાર. છી-છટ.

**હિક**, સ્ત્રી૦ શૂળ; શ્વાસ ઉંચો થઇ જવો તે. ( ૨ ) વાધણી.

**હિકમત**, સ્ત્રી૦ [અ. ] યુક્તિ; કારીગરી (૨) ઉપાય ઇલાજ. ( ૩ ) યોજના; કિસબ (૪) અક્કલ; ચતુરાઇ. (૫ દાવપેચ.

**હિકમતી**, વિ૦ કરામતી. હિકમતવાળું. ( ૨ ) યોજક. [કકલાણ.

**હિકરાણ** ન૦ રોકકળ. ( ૨ )

**હિકાયત**, સ્ત્રી૦ [ અ ] વાર્તા; કથા; કહાણી. [નિર્દય કઠોર.

**હિકકડ**, વિ૦ લાગણી વગરનું;

**હિકકળ**, ન૦ ઠાર; બહુજ ઠંડી હવા; શરદી

**હિકકા**, અનિયમિત શ્વાસથી છાતીમાં લાગતો ધક્કો. (૨) અવાચી; વાધણી. ( ૩ ) શૂળ.

**હિકકાનાદ**, પુ૦ શ્વાસોચ્છવાસને લીધે હૃદયમાં ઉત્પન્ન થતો અવાજ; અવ્યક્ત ધ્વનિ. (૨) પડઘો. પડછંદો; પ્રતિધ્વનિ.

**હિત**, ન૦ [ સં. ] લાભનું હોય તે; કલ્યાણ. (૨) લાભ; ફાયદો. (૩) ગુણ; મતલબ. [ હિતકારક.

**હિતકર**. વિ૦ હિત કરે એવું;

**હિતકર્તા**, પુ૦ હિત કરનારો; લાભ થાય એવી વાત દેખાડનારો.

**હિતકારક**, પુ૦ હિતકર; લાભનું.

**હિતકારી**. વિ૦ હિત કરે એવું; ગુણકારી.

**હિતાર્થ**, અ૦ હિત માટે; લાભ માટે. (૨) ના. કલ્યાણની વાત તે; લાભની બાબત.

**હિતુ**, વિ૦હિત કરનાર; હિતેચ્છુ

**હિતેચ્છુ**, વિ૦ હિત ઇચ્છનારે; ભલું ચહાનાર. [ શુભેચ્છક.

**હિતૈષી**, વિ૦ હિત ઇચ્છનાર;

**હિતોપદેશ**, પુ૦ [ સં. ] સારું થાય એવો બોધ તે; કલ્યાણની બાબત.

**હિમ**. ન૦ [સં.] બરફ; ઠાર; ઓસ (૨) અતિ ઠંડી. (૩) સુખડ. (૪) કારા વાસણમા પલાળી રાખેલી દવાનું પાણી [વાળો–ચંદ્ર.

**હિમકર**, પુ૦ [સં.] ઠંડા કિરણ-

**હિમજ**, સ્ત્રી૦ નાનાં સુકાં હરડાં; એક રેચક વસાણું.

**હિમજીહરડે**, હિમજ. [કપડું.

**હિમરૂ**, ન૦ એક જાતનું રેશમી

**હિમાયત**, સ્ત્રી૦ સમર્થન. પક્ષ- દારી (૨) સિફારશ; વસીલો હુંફ.

**હિમાયતી**,વિ૦ હિમાયત કરનાર; તરફદારી લેનાર.[ગયેલું; ઠીંગરાયેલું.

**હિમાયલું**, વિ૦ હિમથી બળી

**હિમાવું**. ક્રિ૦ અ૦ હિમથી બળવું; ઠીંગરાવું. [ ઠંડીવાળું.

**હિમાળુ**, વિ૦ હિમવાળું; અતિ

**હિમાંશુ**, પુ૦ [સં.] ચંદ્રમા.

**હિમ્મત**, સ્ત્રી૦ હૃદયની ધારણા- શકિત; મનનું જે સહન કરવાનું બળ તે; બહાદુરી; હામ; પાણી, મગદુર. (૨) સત્વ [ હામ ધરે એવું.

**હિમ્મતવાન**, વિ૦ બહાદુર.

**હિરણ્ય**, ન૦ [ સં. ] સુવર્ણ: સોનું. (૨) સત્ત્વ; દૈવત. [ વિષ્ણુ.

**હિરણ્યગર્ભ**, પુ૦ બ્રહ્મદેવ. (૨)

**હિરાકશી**, સ્ત્રી૦ આછા લીલા રંગનો એક જાતનો ક્ષાર.

**હિરાગળ**, વિ૦ રેશમી [વસાણું.

**હિરાદખ્ખણ**, ન૦ એક જાતનું

**હિરાબોળ**, પુ૦ એક જાતનો વનસ્પતિનો ગુંદર.

**હિરામલ**, ન૦ પોપટની જાતિનું લીલા રંગનું એક:પંખી.

**હિરાવેધ**, વિ૦ હોશિયાર; ખબ- રદાર. (૨) ચાલાક; ચતુર. (૩) બાહોશ.

**હિલચાલ**, સ્ત્રી૦ હાલવું ચાલવું તે. (૨) પ્રવૃત્તિ કરવી તે (૩) કામકાજ.

**હિલોળો**, પુ૦ ગમ્મત; મોજ; ખુસાલી (૨) તરંગનો ઉછાળો; ઉજારો. (૩) ઘુમવું તે; ઘુમરડી.

**હિસાબ**, પુ૦ [ ફા. ] ગણના; ગણતરી. (૨) આવતી જતી વસ્તુ અને બીજાં કામકાજની નોંધ તે; ટીપ. (૩) પૈસાટકાની આય૦વ્યયનો તાળો મેળવવો.

તે (૫ પડપૂછ: તારીજ લેખું (૬) આગતા લહેણાનો તોડજોડ કાઢવો તે. (૭) જવાબદારી. જોખમ (૮) અડસટ્ટો; આશરો: અંદાજ. (૯) દાખલો (૧૦) તુલના; સરખામણી ગુજરા (૧૧) જવાબ: ખુલાસો. (૧૨) ભાવ: દર (૧૩) ગણિત.

**હિસાબી** વિ૦ હિસાબ રાખનાર: મહેતો (૨) ગણતરીબાજ ગણના વગેરેમા કુશળ.(૩) અંદાજ રાખીને કામ કરનાર કરકસરિયુ. (૪) ચોકસાઇદાર

**હિસારવ**, પુ૦ ઘોડાનો અવાજ; હણહણાટ ખો મારો ગોઠિયો; સાથી.

**હિસ્સેદાર** વિ૦ ભાગદાર. (૨)

**હિસ્સો** પુ૦ [ ફા. ] ભાગ. પાંતી; ફાળો

**હિંગ**, સ્રી૦ એક ઝાડનો ઉગ્ર વાસવાળો રસ-નિર્યાસ વધારણી

**હિંગડો** પુ૦ હલકી જાતની હિંગ.

**હિંગળો**, જુ૦ હિંગળોક.

**હિંગળોક**, પુ૦ ગંધક અને પારાની મેળવણીનું લાલ ચૂર્ણ

**હિંગળોકિયું**, ન૦ હિંગળોક રાખવાની દાબડી.

**હિંગોરૂં**, ન૦ એક જાતના ફળનો અંદાકૃતિ કાળિયો. ઇંગોરિયું.

**હિંડોળ**, પુ૦ એ નામનો એક રાગ.

**હિંદ**, પુ૦ ન૦ હિંદુસ્તાન દેશ; ભરત ખંડ.

**હિંદવાણી**, સ્રી૦ હિંદુ સ્ત્રી.

**હિંદવી**, વિ૦ હિંદનું, હિંદને લગતું.

**હિંદી** વિ૦ હિંદનું.

**હિંદુ**, વિ૦ હિંદુસ્તાનનો રહેવાશી; અસલી આર્યોના વંશનું અને તે નામે ઓળખાતું જન. (૨) વેદ-બ્રાહ્મણ-ધર્મનું-આર્ય. [ખંડનું.

**હિંદુસ્તાની**. વિ૦ હિંદ-ભરત-

**હિંદોલ**, પુ૦ હીંચકો. ઝુલો. ખાટ

**હિંદોળાખાટ**, સ્રી૦ સુખનો હીંચકો; ખાટ.

**હિંયાં** અ૦ અહીંયાં અહીં.

**હિંસક**, વિ૦ [ સં૦ ] હિંસા કરનાર: ઘાતક; ખુની ક્રૂર; ભયંકર.

**હિંસન** ન૦ હિંસા કરવી તે.

**હિંસા**, સ્રી૦ [ સં. ] જીવથી મારવું તે ખૂન; ઘાત; વધ.

**હિંસારવું**, ક્રિ૦ મારવું: જીવલેવો.

**હિંસારી**, વિ૦ હિંસા કરનાર: ઘાતક; ક્રૂર. શિકારી.

**હિંસ્ર**, [ સં. ] ઘાતક: જીવથી મારી નાખે એવું: શિકારી.

**હીચકાઇ**, વિ૦ કાયર. બાયલું.

**હીજડો**, પુ૦ બાયલો. નામર્દ; સ્રી વેશે ફરતો પુરૂષ.

**હીજરાવું**, ક્રિ૦ અ૦ મનમાં બળ્યા કરવું.

**હીજરી**, વિ૦ પેગંબર, સાહેબ મક્કેથી મદિને ગયા ત્યારથી ગણવામાં આવતો મુસલમાની શક.

**હીર**, ન૦ [ અ ] હીર; રેશમ.

**હીણુ**, વિ૦ [ સં. હીન ] ઓછું: કમ; ઉતરતું; હલકું; નીચ. (૩)

ખરાબ;નબળું. (૪) રહિત; વગરનું.

હીણવું, ક્રિ૰ અ૰ ઉતારી પાડવું નિંદવું.

હીણકમાઉ, વિ૰ ઓછું અગર બિલકુલ નહિ કમાનાર; આળસુ. [દોષ.

હીણપત, ન૰ હલકાઇ; લાંછન;

હીણભાગ્ય, ન૰ કમનશીબી; દુર્ભાગ્ય [ભાગ્ય વગરનું.

હીણભાગી, વિ૰ કમનશીબ;

હીણવર પુ૰ કન્યાની સરખામણીએ ઉતરતો વર.

હીણવરૂ ન૰ કમરનું કળેડું

હીણું, વિ૰ નઠારૂં, બુરૂં.ખરાબ. (૨) નીચું; અધમ. (૩) ભેળવાળું.

હીન, વિ૰ [ સં. . જુઓ હીણું.

હીનતા સ્ત્રી૰ અધમતા;નીચતા; હલકાઇ (૨) લાંછન; બટ્ટો૰ અપવાદ

હીનવાદી, વિ૰ મુગો; વાણી વગરનો.

હીનો, પુ૰એક જાતનો છોડ; મેંદી.

હીર, ન૰ રેશમ. (૨) તેજ; સત્ત્વ. (૩) પાણી. નૂર. (૪) હૈવત કૌવત; પરાક્રમ. (૫ શોભા; કાંતિ. (૬) રસકસ. (૭) હિમ્મત. [વસ્ત્ર.

હીરકોરી, વિ૰ રેશમી કિનારનું–

હીરચીર. ન૰ ઉંચી જાતનાં કિમ્મતી વસ્ત્ર. [હિમ્મત; ખબરદારી.

હીરનીર, ન૰ પાણી; નુર (૨)

હીરાકણી, સ્ત્રી૰ હીરાની કરચ.

હીરાકંઠી. સ્ત્રી૰પાસાદાર સોનાના મણકાની કંઠી તે.

હીરાગળ, વિ૰ રેશમી.

હીરાવેધ, વિ૰ ઉત્તમ; શ્રેષ્ટ (૨) ચાલાક. હોશિઆર; ચતુર.

હીરો પુ૰ [ સં. હીરક ] કિમ્મતી પત્થર; ધોળા રંગનું રત્ન.

હીલવું. ક્રિ૰અ૰ ડોલવું; ઝુલવું; કંપવું; ધ્રૂજવું

હીલો, પુ૰ હેલો; આચકો ધક્કો. (૨) હરકત નુકસાન હેલો.

હીસવું ક્રિ૰ અ૰ હસવું. મલકાવું. (૨) આનંદી લાગવું. અવાજ.

હીહી અ૰ મજાક કે તુચ્છકારનો

હીંચકો, પુ૰ ઝુલતો રહે એવી બેઠક. ઝુલો. હિં દોળા [હીંચકા ખાવા.

હીંચવું, ક્રિ૰ અ૰ ઝુલવું;

હીંચાડવું, ક્રિ૰ સ૰ ઝુલાવવું; હીંચકો હલાવવો. [ચાલવું; હાલવું.

હીંડવું ક્રિ૰ અ૰ ગતિ કરવી;

હુકમ પુ૰ ફા ] આજ્ઞા; ફરમાન; (૨) શાસન. સત્તા; અધિકાર. (૩) ઠરાવ. ફેંસલો. (૪) ગંજીફાની રમતમાં સત્તાધારી રંગનું ગણનું પાનું-

હુકમનામું, ન૰ પક્ષકારોની દલીલો સાંભળી લઇ જાહેર કરેલો નિર્ણય; ચુકાદો; ફેંસલો

હુકમત સ્ત્રી૰ હકુમત; સત્તા અધિકાર (૨) અમલ; વહીવટ; કારકિર્દી (૩) હાકમી.

હુક્કો, પુ૰ તમાકુની ધુણી ગળાઇ તથા ઠંડી થઇને મોમાં આવે એવું યંત્ર.

હુજત, સ્ત્રી૦ હઠ; મમત;આગ્રહ. (૨) તકરાર લડાઇ.

હુજતખોર, વિ૦ હુજતી;મમતી; આગ્રહી. (૨) તકરારી; ઉદ્ધત.

હુજતી વિ૦ હુજતખોર;

હુડતાવવું, ક્રિ૦ સ૦ હુચ્છકોરવું. (૨) ધમકાવવું; દબડાવવું.

હુડદો, પુ૦ મશ્કરી. મજાક.

હુત વિ૦ [સં.] હોમેલું; અગ્નિ આપેલું. [વસ્તુ તે; અગ્નિ.

હુતદ્રવ્ય. ન૦ [સં.] હોમવાની

હુતાશ. પુ૦ [સં.] અગ્નિ;દેવતા; વસ્તેવ [દેવતા; વસ્તેવ.

હુતાશન, પુ૦ [ સં. ] અગ્નિ;

હુતાશની, સ્ત્રી૦ હોળી; હોલિકા.

હુતોનેહુતી, સ્ત્રી૦ ધણીધણીયાણી બેજ. [કસબ; કળા. (૨) ચતુરાઇ.

હુન્નર, પુ૦ [ फा. ] કારીગરી;

હુન્નરી, વિ૦ કસબી; કારીગર;

હુનાળુ, વિ૦ ઉનાળાનું વાવેતર.

હુનાળો, પુ૦ ઉનાળો.

હુનું, વિ૦ ઉનું.

હુબેહુબ, વિ૦ જેવું ને તેવુંજ; બરોબર મળતાપણાનું; સદૃશ.

હુમલો, પુ૦હલ્લો; છાપો;ધસારો; ચઢાઇ; આક્રમણ.

હુમાયુ. ન૦ એક જાતનું પંખી. (એમ કહેવાય છે કે તેના શરીરમાંજ નરમાદાની જોડ હોય છે. જેની ઉપર એમની છાયા પડે તે રાજા થાય એવી માન્યતા છે. એ બળી જાય છે ને સ્વાતિ નક્ષત્રમાં પાછું સજીવન થાય છે.

હુરમત, સ્ત્રી૦ સાખ; પ્રતિષ્ઠા. ( ૨ ) આબરૂ; ઇજ્જત. ( ૩ ) શરમ.

હુરિયો, પુ૦ ફજેતો; બવાડો. ( ૨ ) મજાક ઉડાવવી તે.

હુલકું, ન૦ ઓચિંતો ગભરાટ; સંક્ષોભ; ભયની દોડાદોડી; ઉત્પાત.

હુલડ, ન૦ તોફાન; બખેડો; બંડ; બળવો. (૨) ફિતુર દંગો.

હુલડખોર, વિ૦ હુલડી; બંડ ખોર; તોફાની.

હુલડાઈ, સ્ત્રી૦ બંડખોરપણું.

હુલડી, વિ૦ હુલડખોર.

હુલરાવવું, ક્રિ૦ સ૦ બાળકને રમાડવું; ખીલવવું; લડાવવું.

હુલવું, ક્રિ૦ અ૦ ઉલવું.

હુલામણું, ન૦ લાડ દેખાડવું તે. ( ૨ ) સ્નેહ; ઉમળકો.

હુલાવવું, ક્રિ૦ સ૦ રમાડવું; લડાવવું. ( ૨ ) સમજાવવું.

હુલાસ, પુ૦ ઉલ્લાસ.

હુલ્લડ, ન૦ હુલડ; બંડ.

હુસ્ન, ન૦ [ अ हुस्न ] ચેરો; કાન્તિ; સુરત. ( ૨ ) સૌંદર્ય.

હુસહુસ, અ૦ ઝટપટ; જેમતેમ.

હું, સ૦ પહેલો પુરુષ સર્વનામ; બોલનાર પોતે તે.

હું, અ૦ હોંકારો. (૨) હુંપણાના અભિમાનનો ઉદ્ગાર. (૩) ખામોશનો ઉદ્ગાર.

હુંકવું. ક્રિ૰ અ૰ તલપી રહેવું; ટમટમવું. (૨) જલદી પુરું કરવું.

હુંકાર. પુ૰ હોંકારો. (૨) ગર્વોદ્ગારઃ ખોંખારીને બોલવું તે.

હુંકારો, પુ૰ હુંકાર

હુંછી, વિ૰ અપશુકનિયાળ; એબવાળું. (૨) નિર્ભાગી.

હુંછુ, ન૰ મોં; મોઢું (૨) ઘાસનું ઝૂમતું (૩) છેડાના તંતુ.

હુંડિયામણ, ન૰ હુંડી માટેનો વટાવ; હુંડીની લાગત.

હુંડી, સ્ત્રી૰ દેશ પરદેશ વચ્ચે નાણાંની આપલે કરવાને ચલાવવામાં આવતી સાહુકારી ચીઠ્ઠી તે.

હુંડે. અ૰ એકજત્થે; જુમલે.

હુંઢળ, સ્ત્રી૰ જુ૰ ઉંડળ

હુંપણ, ન૰ પોતાપણું; અહંઅહમિકા. (૨) અભિમાન; અહંકાર. (૩) આપવડાઇ. [અહંતા.

હુંપણું, ન૰ પોતાપણું. (૨)

હુંપદ, ન૰ પોતાપણું; અભિમાન.

હુંપદી: વિ૰ અભિમાની; ગર્વી.

હુંફ, સ્ત્રી૰ ગરમાવો (૨) સહાય; આશ્રય: ટેકો. [ થોડું ગરમ.

હુંફાયેલું, વિ૰ ગરમાવાવાળું;

હુંફાવું, ક્રિ૰ અ૰ હુંફ મળવી; ગરમી આવવી; તપાવું. [આપે એવું.

હુંફાળું, વિ૰ હુંફવાળું; ગરમી

હુંશ, સ્ત્રી૰ જુ૰ હોંશ.

હુંશળસુસળ, ન૰ઘરગતુ કામનાં ઓજાર વગેરે તે. (પરણતા વરને સંસાર ચલાવવાનાં એ સાધન દેખાડી પોંખાય છે.)

હુંશિયાર, વિ૰ જુ૰ હોશિઆર.

હુંશિયારી, સ્ત્રી૰ જુ૰ હોશિઆરી

હૂક, પુ૰ [ અ ] આંકડો. છેડથી વાળેલો ખીલો. (૨) વાંદરો. (બાળ ભાષામાં) (૩) વાનરનું બોલવું તે.

હૂકાહૂક, સ્ત્રી૰ હોકારા કરવા તે; તકરાર (૨) વાંદરાંની હુરકાહુરકી.

હૂરી, સ્ત્રી૰ પરી: અપ્સરા.

હૂડ, અ૰ છટ; તિરસ્કારનો ઉ॰.

હૂણ. પુ૰ હિમાલયની પેલી પારના અસલી રહેવાશીઓ. (એ જાતિના લોક મધ્ય એશિયામાં રહેતા હતા એ લોકોએ હિંદ અને બીજા દેશો ઉપર ચઢી કેટલીકવાર રાજ્ય સત્તા ભોગવેલી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.)

હૂપ, અ૰ વાંદરનું બોલવું તે.

હૃત, વિ૰ [સં] હરાયેલું; લેવાયેલું; છીનવી લીધેલું.

હૃદય, ન૰ [ સં. ] હઇયું; કાળજું; અંતઃકરણ. (૨) છાતી. (૩) મન. [ એવું.

હૃદયભેદક, વિ૰ કાળજું ભેદે

હૃદયવેધક, વિ૰ કાળજું વીંધી નાંખે એવું; કારી.

હૃદયશૂન્ય, વિ૰લાગણી વગરનું; નિર્દય. (૨) સંજ્ઞારહિત.

હૃદયગમ વિ૦હૃદય ઉપર અસર કરે એવું; આહ્લાદક.

હૃષીકેશ પુ૦ [સં.] વિષ્ણુ.

હૃષ્ટ વિ૦ [સં.] ખુશ પ્રસન્ન.

હૃષ્ટપુષ્ટ વિ૦ [ સં. ] આનંદે ખીલેલું (૨) શરીરે માતેલું, તાજું (૩) જાડું ભરેલું. [આ અરે, અયિ.

હે અ૦ [સં.] સંબોધક ઉદ્‌ગાર,

હેજ ન૦ ભેજ કિનારા, લુણો

હેઠ અ૦ નીચે, તળે

હેઠવાણ, ન૦ હેઠેનો ભાગ, ઓયતળિયું.

હેઠળ વિ૦ નીચે, હેઠે (૨) ઉતરતું, નમતું કમ હલકું

હેઠાણું, વિ૦ નીચલું; તળેનું. (૨) ઉતરતું હલકું; કમ

હેઠું વિ૦ નીચું; હેઠળ. (૨) કમ; ઓછું ઉતરતું (૩) નમતું.

હેડ, સ્ત્રી૦ [ સં ] લાકડાને કોચીને બનાવેલું પગ ભરાઇ રહે એવું જંત્ર પગ જકડાય એવું લાકડું. (૨) ટાળું (ઉછળતો તે (૨) વાઘણી.

હેડકી, સ્ત્રી૦ શ્વાસ લેતાં હેડિયો

હેડંબા, સ્ત્રી૦ [ સં. ] ભીમની રાક્ષસપત્ની ઘટોત્કચની મા. (૨) ઉંચી ને જબરી સ્ત્રી [ વેચનારો.

હેડિયો પુ૦ વાછરડો (૨) ઢોર

હેડી સ્ત્રી૦ સરખેસરખી ઉમ્મર, (૨) બરોબરી.

હેવો, પુ૦ આસંગો; આસક્તિ. (૨) પ્યાર; માયા. (૩) હળીજવું તે.

હેણુ, સ્ત્રી૦ તળાઇ: બિછાનું: ગાદલું. [પ્રીતિ પ્રેમ.

હેત ન૦ પ્યાર; સ્નેહ: માયા;

હેતપ્રીત સ્ત્રી૦ વહાલ માયા: પ્રેમ. (૨) અનુરાગ (૩) કૃપા: મહેરબાની.

હેતસ્વી વિ૦હિતસ્વી શુભેચ્છક. (૨) માયાળુ હેતપ્રીતવાળું

હેતાળ, વિ૦ હેતવાળું માયાળુ.

હેતુ પુ૦ સં ] હેશ આશય: મતલબ, સબબ, અર્થ (૨) કારણ: નિમિત્ત. (૩) કામનાર્થ. (૪) હિતસ્વી શુભેચ્છક

હેતુક વિ૦ હેતુવાળું; કારણયુક્ત.

હેતુતા સ્ત્રી૦ હેતુત્વ.

હેતેસરી, વિ૦ વહાલેસરો; પ્રીતિપાત્ર શુભેચ્છક

હેત્વાભાસ પુ૦ [ સં. ] હેતુનો જેમાં આભાસ હોય તે મિથ્યા જ્ઞાન; ભ્રાંતિ ભ્રમ. [ હયદળ.

હેદળ, ન૦ ઘોડેસ્વાર લશ્કર;

હેમક, સ્ત્રી૦ [ સ હયવત ] ધાસકો ફાળ: ધાસ્તી.

હેમ, ન૦[ સં. ] સુવર્ણ; સોનું.

હેમક, વિ૦ [ સ હ્મક. ] બેવકૂફ: મૂર્ખ; અણસમજુ (૨) બીકણ: ડરકુ સોનાના ઘાટ ઘડનાર.

હેમકાર. પુ૦ [ સં. ] સોની;

હેમક્ષેમ, વિ૦ કુશળ કલ્યાણ. (૨) તંદુરસ્ત; સહીસલામત.[પર્વત,મેરુ

હેમગિરિ, પુ૦ [ સં. ] સોનાનો

હેમંત, સ્ત્રી૦ [સં.] શિયાળાના પહેલા બે મહિનાની મોસમ તે. [ત્યાજ્ય

હેય, વિ૦ [ સં. ] તજવાજોગ;

હેર, પુ૦ બાતમીદાર, જાસુસ; ચાર.

હેરક, પુ૦ જાસુસ; ચાર. ( ૨ ) ધારી ધારીને જોનાર. [કર્યા કરવી તે.

હેરણાં, ન૦ હેરિયાં; છુપી નજરો

હેરફેર, પુ૦ ફેરફાર; અદલોબદલો. (૨) ઉલટસુલટ કરી નાંખવું તે; તફાવત.

હેરવું. ક્રિ૦ સ૦ છુપી રીતે જોવું; તપાસ કર્યા કરવી; છિદ્ર તપાસવાં.

હેરંબ. પુ૦ [ સં. ] ગણપતિ; ગજાનન.

હેરાન. વિ૦ [ અ. ] વ્યાકુળ; પીડિત, દુઃખી; વ્યગ્ર; અસ્વસ્થ. (૨) કાયર.

હેરાનગતિ, સ્ત્રી૦ દુઃખી હાલત; વિપત્તિ; પીડા; વિડંબના; મુશ્કેલી. ( ૨ ) નુકશાન.

હેરાવવું, ક્રિ૦ સ૦ છુપી નજર રખાવવી. ( ૨ ) ચોરાવવું. ( ૩ ) પ્યારથી જીવરાવવું.

હેરિયું, ન૦ ડોકીયું; છુપી નજરે જોવું તે. ( ૨ ) ઝાડું; ઝોલો. ( ૩ ) કૂદડીએ ફરવું તે. ( ૪ ) છાપરાના કાણામાંથી પડતું સૂર્યનું તેજ. ( ૫ ) નદીમાં હોડીને ગોથાં ખવરાવતાં તે.

હેરૂ. ન૦ એરૂ; નાનો સાપ.

હેરો, પુ૦ જાસુસ; ભેદુ; ચાર.

હેરોફેરો, પુ૦ ફેરો આંટો; જવું આવવું તે.

હેલ, સ્ત્રી૦ એક ગાગરી ઓળે તે. ( ૨ ) બેડું. ( ૩ ) ભાર; બોજો. (૪) મજુરી; વૈતરું.

હેલકરી, પુ૦ મજુર; વૈતરો; માથે બોજો ઉઠાવનાર.

હેલના, સ્ત્રી૦ [ સં. ] તિરસ્કાર; અવગણના; અસંતોષ.

હેલપટો, પુ૦ નકામો ફેરો; આંટો. ( ૨ ) મજુરી; વેઠ; મહેનત.

હેલવું, ક્રિ૦ અ૦ ઉભરાવું. ( ૨ ) ઝોલાંખાવાં. [વિલાસ.

હેલા, સ્ત્રી૦ [સં.] ચેષ્ટા, ચાળા;

હેલામાં અ૦ સપાટામાં; સહેજ-વારમાં. [ ૩૫૪ દિવસનું વર્ષ.

હેલાલિ, ન૦ [ અ. ] મુસલમાની

હેલિ, પુ૦ [ સં. ] સૂર્ય; રવિ; આદિત્ય.

હેલો, પુ૦ આંચકો; ધક્કો. (૨) પુર; તરંગ; છોળ. ( ૩ ) નુકશાન; ખોટ ( ૪ ) ઝપાટો; સપાટો.

હેલ્લો, પુ૦ હેલો.

હેવા, પુ૦ ટેવ; આદત; મહાવરો; અભ્યાસ. ( ૨ ) પરિચય; સહવાસ.

હેવાતન, ન૦ સ્ત્રીની સધવા અવસ્થા; સૌભાગ્ય.

હેવાન, ન૦ [ અ. ] પશુ; ઢોર; જનાવર. ( ૨ ) વિ૦ ઢોર જેવું; અણસમજુ

હેવાનિયત, સ્ત્રી૦ પશુપણું. ( ૨ ) અણસમજુપણું; નાદાનિયત.

હેવાલ, પુ૦ [ ફા. ] હકીકત.

વૃત્તાંત (૨) વર્ણન; બ્યાન; આખ્યાન. (૩) હાલત. [ હણહણાટ.

હેષારવ, પુ૦ ઘોડાનો અવાજ;

હેળ, સ્ત્રી૦ ટેવ; આદત; મહાવરો.

હેળવવું, ક્રિ૦ સ૦ પ્રેમભાવ કરાવવો; પરિચય કરાવવો. (૨) ટેવ પાડવી; કેળવવું; પાળવું.

હેં, અ૦ અરે; અહો; આશું; એવો વિસ્મયતાદર્શક ઉદ્ગાર.

હેંકાર, પુ૦ હુંપદ; હુંપણાનું અભિમાન તે; અહંભાવ. [ માની.

હેંકારી, વિ૦ અહંકારી; અભિ-

હૈડું, ન૦ છાતી; મન; અંતઃકરણ.

હૈતુક, વિ૦ [ સં. ] હેતવાળું; હેતુસંબંધી.

હૈયાગોળો પુ૦ મનમાં ચિંતા થવી તે; નિર્ણય પર ન અવાય એવી ફિકર. [ જીવવું; સજીવ.

હૈયાત, વિ૦ [ फा. ] હયાત;

હૈયાતી, સ્ત્રી૦ હયાતી; અસ્તિત્વ.

હૈયાતોડ, વિ૦ સખત મહેનતનું; ભારે; જબ્બર.

હૈયાફાટ, વિ૦ છાતી ફાટી જાય એવું; હૃદય ફાડી નાખે એવું.

હૈયારખી, સ્ત્રી૦ છાતી જેટલો ઉંચો કઠેડો.

હૈયાસૂનું, વિ૦ મન ઠેકાણે ન હોય એવું; ભુલકણું; મૂઢ; અસ્વસ્થ.

હૈયાહેડો, પુ૦ અંતરનો અનુરાગ.

હૈયું, ન૦ [ સં. हृदय. ] હૃદય; મન; અંતઃકરણ; છાતી; હઇયું; હૈડું (૨) કાળજું. (૩) સ્મરણશક્તિ. (૪) હિંમત; ધીરજ.

હો, અ૦ વારુ; ઠીક; સારુ; હા; બસ. (૨) જરૂર; નક્કી. (૪) અરે, ઓ

હોઇયાં અ૦ ઓડકારનો ઉદ્ગાર ક્રિ૦ પ્ર૦ હોઇયા કરી જવું=ખાઇ જવું પચાવી પડવું

હોકાટવું, ક્રિ૦ અ૦ હોકારો કરીને વારવું; ઠપકા દેવો; બીક બતાવવી.

હોકાયંત્ર, પુ૦ દિશા બતાવનારું યંત્ર. [ ત્રાસ; તોબાનો પોકાર.

હોકાર, પુ૦ ઘોંઘાટ; ગડબડ. (૨)

હોકારો, પુ૦ મોટો પોકાર.

હોકીરો, પુ૦ મોટો પોકાર; બરાડ; ત્રાડ [ પીવાનું એક યંત્ર.

હોકો, પુ૦ હુક્કો; તમાકુની ધુણી

હોજ, પુ૦ [ अ. हवज. ] પાણી ભરી રાખવાને બાંધેલી નાની ટાંકી.

હોજરૂં, સ્ત્રી૦ પેટ; ઉદર.

હોજરી, સ્ત્રી૦ મોંએ ગળેલો ખોરાક પેટમાં જે કોથળીમાં પડે છે તે; ઉદર; પેટ; જઠર.

હોઠ, પુ૦ [ सं ओष्ठ ] મોંની ફાડની ઉપર નીચેની જાડી ચામડી, ઓઠ. ક્રિ પ્ર૦ હોઠ હલાવવા=બોલવું. હોઠે આવી રહેવું=બોલે એટલીજ વાર.

હોડ, સ્ત્રી૦ સરત; પણ; વચન. (૨) બરસાદી. (૩) હારજીતનો કરાર. ક્રિ૦ પ્ર૦ હોડ બકવી=સરત કરવી.

હોડકું, ન૦ નાની હોડી; પનાઇ

હોડવું, ક્રિ૦અ૦ ઓઢવું; ઢાંકવું

હોડી, સ્ત્રી૰ મછવો; પનાઇ, બોટ.
હોઢો, પુ૰ ઓઢો; ઢાંકણું (૨)
l. તરંગ; લોઢ [ ઓણુ.
હોણુ, અ૰ આ સાલ, ચાલુ વર્ષ;
હોતા, પુ૰ [ સં.] યજ્ઞમાં મંત્ર
હોમાવનાર મુખ્ય માણસ; હોમ
ર.
હોત્ર, પુ૰ હવનનો કુંડ; વેદી.
હોત્રી, વિ૰ હવન કરનાર. [લદાર,
હોદ્દેદાર, વિ૰ અધિકારી. અમ
હોદ્દો, પુ૰ પદવી, દરજ્જો (૨)
કાર; સત્તા (૩)હાથીપર બેસ-
મનાવેલી સુંદર બેઠક; અંબાડી
ાન મર્તબો.
હોન, પુ૰ એક જાતનો અસલી
નો સિક્કો. [ભાવી.
હોનાર, વિ૰ થનાર; બનનાર;
હોનારત સ્ત્રી૰ અકસ્માત અણ
યો બનાવ. (૨) ભવિષ્ય,ભવિતવ્ય.
હોબાળો. પુ૰ મોટો ઘોંઘાટ
સવારો ફજેતો (૩) ભડકો.
હોમ પુ૰ [ સં ] હોમવાનું કર્મ
તેને લગતો વિધિ તે. યજ્ઞ, હવન.
હોમવું. ક્રિ૰ સ૰ અગ્નિકુંડમાં
ાવું; આહુતિ આપવી. (૨) ચડા-
; વધેરવું. (૩) ઝગડામાં નાખવું;
ીમાં ઉતારવું. [ઝગડામાં પડવું.
હોમાવું, ક્રિ૰ અ૰ ઝંપલાવું;
હોય, અ૰ હશે, ખેર, એમ પણ
એવા અર્થમાં. (૨) સંમતિ
; ભલે, એમ.

હોયહોય, અ૰ હાયહાય.
હોરમાન, વિ૰ ઓરમાન.
હોરવું, ક્રિ૰ સ૰ વેચાતું લેવું
ખરીદવું. (૨) માગી લઇ આવવું;
વેરવું.
હોરા સ્ત્રી૰ [ સં. ] અઢી ઘડી
જેટલો વખત ( જ્યોતિષમાં. ) (૨)
ભવિષ્ય. (૩) રેખા; ચિહ્ન (૪)
લગ્ન સંધિકાળ [રીતી. (૨) મુંઝામણ.
હોરામણ નવ વહોરામણ; ખ-
હોરી, સ્ત્રી૰ એક રાગ, લાવણીની
ઢબે ગવાતી એક રાગિણી. (૨) વહો
રીનાં સ્ત્રી.
હોરો, પુ૰ વહોરો
હોલ સ્ત્રી૰ જમીન ખોદીને કરેલી
ચૂલ (૨) ભય. બીક, ધાસ્તી. [જવું તે.
હોલવણ ન૰ હોલવાણ, હોલાઇ
હોલવવું. ક્રિ૰ સ૰ બુઝવવું;
ટાઢું કરવું. (૨) સમજાવવું; પતાવવું;
શમાવવું [ ખેંચવાનો માર્ગ.
હોલાણ ન૰ હોલવણ. (૨) કોશ
હોલિકા. સ્ત્રી૰ [ સં. ] ફાગણ
શુદ પુનમને દિવસે પળાતો એક તહે-
વાર હોળી હુતાશણી [ (૨) ભોળું.
હોલેદિલ, વિ૰ અસ્થિર મનનું;
હોલો પુ૰ કબુતરથી સહેજ
નાનું રાખોડિયા રંગનું એક પંખી;
કપોત (૨) ઓયો-ચૂલો.
હોવું, ક્રિ૰ અ૰ થવું; બનવું;
હયાતીમાં આવવું. [અવશ્ય; જરૂર.
હોવે, અ૰ હા; અલબત્ત. (૨)

હોશ. સ્ત્રી૦ ભાન, શુદ્ધિ; ચેતના. (૨) શક્તિ, બળ; સત્વ; તેજ. (૩) હોશિયારી.

હોશિઆર. વિ૦ [ફા] કુશળ નિપુણ; ખબરદાર, કાબેલ; ચતુર; ચાલાક. (૨) કારીગર; આવડતવાળું;

હોશિઆરી. સ્ત્રી૦ નિપુણતા; કાબેલિયત; ચતુરાઇ; ચાલાકી (૨) ખબરદારી.

હોશે. અ૦ હશે.

હોહા. સ્ત્રી૦ ધાંધાટ; ગડબડ, ધ્રુમાલ. (૨) જાહેરાત.

હોળ. ન૦ હળ; સાતી.

હોળવું. ક્રિ૦ સ૦ કાંસકીથી વાળ ઠીક કરવા; સમારવું.

હોળાયો પુ૦ ઓળાયો.

હોળાયાં. ન૦ હોળીમાં નાખવાનાં છાણાં

હોળિયાં. ન૦ હોળાયાં

હોળિયો. પુ૦ ઘેરૈયો ફાગ ગાનારો.

હોળી. સ્ત્રી૦ [ સં. હોલિકા ] ફાગણ સુદ પુનમે પળાતો એક તહેવાર (૨) મોટી ઉદ્વેગકારક ચિંતા, મોટો ઉતાપો રૂ પ્ર૦ હોળીનું નાળિયેર= એકદમ વગર વિચારે કૂદી પડનાર. હોળી વાળવી=નુકશાન કરવું.

હોળૈયો પુ૦ ઘેરૈયો.

હોંસ. સ્ત્રી૦ ઉમ ગ; હર્ષ, ઉત્સાહ ઓરિયો, મનોભાવ.

હોંસાતુસી સ્ત્રી૦ સ્પર્ધા; હરિફાઇ; સરસાઇ, (૨) ધમાલ; ધાધલ.

હોંશિઆર, જુ૦ હોશિઆર.

હોંસીલું. વિ૦ઉમંગી ઉત્સાહી.

હ્રદ, પુ૦ [ સં. ] ધરો. પાણીનો ખારો, ગર્ત.

હ્રાસ, પુ૦ [ સં. ] ઘટાડો; ક્ષય; [નાસ, લય

હ્રસ્વ, વિ૦ [ સ. ] લઘુ; ઠુંકુ; નાનું; અલ્પ. [મર્યાદા.

હ્રી. સ્ત્રી૦ લાજ; શરમ. (૨)

